: પ્રકાશક :

ડો. ચન્દ્રશેખર ગોપાલજી ઠક્કુર

સિન્ધ આયુર્વેદિક ફાર્મસી

૩૭૫, કાલબાદેવી રોડ,

મુંબઈ, ૨

: મુદ્રક

જૈનાનંદ પ્રિન્ટિંગ પ્રેસ વતી

મોહનલાલ એમ. બદામી

દરિયા મહેલ, સૂરત–૧.

મૂલ્ય રૂ. ~~૨૦-૦૦~~ 30/—



સંસ્કરણો :

| | | |
|---|---|---|
| વ્યાધિ વિજ્ઞાન | –૧ | ૧૯૫૩ |
| ,, | –૨ | ૧૯૫૪ |
| ,, | –૩ | ૧૯૫૫ |
| , | –૪ | ૧૯૫૬ |
| નિદાન પંચક | ૫ | ૧૯૫૭ |
| રોગનિદાન | ૬ | ૧૯૫૮ |
| ચિકિત્સાપ્રદીપ | ૭ | ૧૯૫૯ |
| ચિકિત્સાપ્રદીપ | ૮ | ૧૯૬૦ |
| વ્યાધિ વિજ્ઞાન | ૯ | ૧૯૬૪ |
| ,, | ૧૦ | ૧૯૬૮ |
| ,, | ૧૧ | ૧૯૭૧ |

પ્રાપ્તિસ્થાન : સિન્ધ આયુર્વેદિક ફાર્મસી.

# અર્પણ

## પ્રિય મિત્ર

# શ્રી કાન્તિલાલ પી. શાહને....

### મંત્રી : ગુલાબકુંવરબા સોસાયટી, જામનગર

ગુજરાત આયુર્વેદ યુનિવર્સિટી માટે આજે છેલ્લાં દશેક વર્ષોથી કામ કરતા તમારા નિકટના પરિચયમાં આવ્યો છુ આયુર્વેદ માટે તમારો પ્રેમ અને લાગણી તમે મારા પ્રત્યે પણ વ્યક્ત કરતા રહ્યા છો એની એક યાદગીરી તરીકે 'વ્યાધિ વિજ્ઞાન'નુ ૧૧ મું સંસ્કરણ તમને અર્પણ કરતાં આનંદ અનુભવુ છું.

—ચન્દ્રશેખર ઠક્કુર

# ....પુરોવચન....

**આયુર્વેદ** શબ્દનો અર્થ થાય છે આયુષ્યનો વેદ : અને આ આયુષ્યના પવિત્ર વેદને અથર્વવેદનો ઉપવેદ ગણવામાં આવે છે આ આયુર્વેદનાં બે મુખ્ય પ્રયોજનો છે; તેમાં એક તો સ્વસ્થ પુરુષના આરોગ્યનું રક્ષણ અને અન્ય છે વ્યાધિપીડિતના વ્યાધિનુ વિમોચન· ટૂંકમાં તંદુરસ્તી જાળવવી અને બીમારી મટાડવી એમ શાસ્ત્રના બે મુખ્ય હેતુ છે જે મનુષ્યના શરીરમાં વાયુ, પિત્ત અને કફ દોષો સમ છે, જેનો અગ્નિ મંદ, તીક્ષ્ણ કે વિષમ ન હોતાં સમ હોય, જેના શરીરમાં રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર એ ધાતુઓ. તથા મૂત્ર, પુરીષ અને સ્વેદ એ મલો સમ છે એ બધા સમ એટલે માત્ર પ્રમાણમાં નહિ, પણ ક્રિયામા પણ સમ હોય, એવી વ્યક્તિ પ્રસન્ન આત્મા, ઇન્દ્રિય અને મનવાળી હોય ત્યારે તેવા પુરુષને આવા શાસ્ત્રમા 'સ્વસ્થ' કહ્યો છે એને તંદુરસ્ત કહ્યો છે. એનુ આરોગ્ય જાળવવુ એ દિનચર્યા, ઋતુચર્યા અને રાત્રિચર્યામાં આવે છે જ્યારે વ્યાધિ એટલે વિવિધ પ્રકારના દુ:ખને લાવે–આપે, તે વ્યાધિમાં સપડાયેલા પુરુષને શરીરમાં વૃદ્ધ દોષોને ઓછા કરી, ઓછા દોષોને વધારવા એનુ નામ ચિકિત્સા છે. દોષોનું સામ્યીકરણ એ ચિકિત્સા અને એ અંગેના શાસ્ત્ર અને વિજ્ઞાનનુ જ્ઞાન એટલે 'આયુર્વેદીય વ્યાધિ વિજ્ઞાન'

આયુર્વેદ અનંતપાર શાસ્ત્ર છે, તે શાશ્વત અને સનાતન છે આના જેવુ–ચિકિત્સા જેવુ બીજું–કોઈ પણ પુણ્યશાળી શાસ્ત્ર છે જ નહિ આપણુ શરીર પંચભૂતનુ બનેલુ છે પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, આકાશ આ પાંચ તત્ત્વો સાથે છઠ્ઠું ચેતનતત્ત્વ મળી ષડ્ધાત્વાત્મક પુરુષ બને છે ચિકિત્સાનુ ક્ષેત્ર આ પુરુષ છે. આપણો આહાર પંચભૌતિક છે એમાંથી બનતા શુક્ર (વીર્ય) અને શોણિત (આર્તવ) પણ પંચભૌતિક છે. આમાંથી ગર્ભ બને છે તેમા છઠ્ઠું આત્મતત્ત્વ ભળે છે અને બાળજન્મ પછી પણ વૃદ્ધિ અને વિકાસમાં પંચ મહાભૂતોનો બનેલો આહાર ભાગ

ભજવે છે. આ પચ મહાભૂતોમાથી શરીરના દોષ, ધાતુ અને મલોની ઉત્પત્તિ પણ થાય છે

એટલે આયુર્વેદનુ દર્શન વિશિષ્ટ છે એ માટે માત્ર ભૌતિક દૃષ્ટિ નહિ પણ જ્ઞાનચક્ષુની પણ જરૂર છે આયુર્વેદ પરાપૂર્વકાળથી માત્ર રોગની જ નહિ પણ રોગીની ચિકિત્સા કરે છે. એ પ્રથમ રોગ પારખવાની અને પછી ઔષધ આપવાની વાત કરે છે, પરંતુ સાથે રોગીનાં દોષ, દૂષ્ય, બલ, કાલ, વય, અગ્નિ, પ્રકૃતિ, દેશ, આ બધાનો વિચાર કરવાનુ કહે છે. ૭ ઋતુઓ છે એક ઋતુ પૂરી થાય અને બીજી ઋતુનો પ્રારભ થાય ત્યારે વચ્ચેના કાળને સધિકાળ કહે છે. આ સધિકાળમાં થતા ઉપદ્રવોમાં ઔષધ નહિ પણ જતી ઋતુના નિયમોનો ત્યાગ અને આવતી ઋતુના નિયમોનું સેવન શરૂ કરવુ તે ચિકિત્સા છે આયુર્વેદમાં વ્યાધિ પણ પ્રાકૃત અને વૈકૃત ગણેલ છે આ દૃષ્ટિ જગતમાં આજે કોઈપણ વિદ્યા પાસે નથી, છતા જે વહેંતિયાઓ અન્ય વિદ્યાને વિજ્ઞાન ગણીને અને આયુર્વેદમાં સુધારો માગે છે તેમને તો દૂરના જ નમસ્કાર પહેલાં આયુર્વેદ પૂરેપૂરું ભણો એને પચાવો પછી તેમાં સુધારાની વાત કરો. આયુર્વેદ તો પૂરું ભણ્યા નથી અને તેમાં સુધારો કરવાની વાત કરે છે. છાશવારે આ વિજ્ઞાન કંઈ બદલાતુ નથી જ્ઞાનના દરવાજા ખુલ્લા રાખો પરંતુ 'યથાવત્' જે શાસ્ત્ર રહ્યું છે તેમાં સુધારો કરનાર આપણે કોણ? બ્રહ્માએ પણ જેનુ સ્મરણ કર્યું. એમણે પ્રજાપતિને આપ્યુ–એમણે અશ્વિનીકુમારોને, એમણે ઇંદ્રને, એમણે અત્રિપુત્ર આદિ મુનિઓને આપ્યુ આ બધું જ્ઞાન યથાવત્ ચાલ્યુ આવ્યું છે. તે વૃદ્ધત્રયી–આત્રેય, સુશ્રુત અને વાગ્ભટમાં છે. લઘુત્રયી માધવ નિદાન, ભાવપ્રકાશ અને સારંગધર સંહિતાઓમાં છે. આ બધાનું દોહન કરી આ 'આયુર્વેદીય' વ્યાધિ વિજ્ઞાન' પ્રસિદ્ધ કર્યું છે

આ પુસ્તક ૬૦ અધ્યાયોમા વિભકત છે શરૂઆતમાં 'નિદાનપચક' એટલે રોગને પારખવાના પાચ ઉપાયો ઉપર વિવરણ છે. આમાં આપણા આયુર્વેદની પેથોલોજીનુ શાસ્ત્ર અને વિજ્ઞાન છે. ત્યારબાદ રોગીની પરીક્ષા કરવાની પદ્ધતિ છે અને ચિકિત્સાનો વિષય પ્રવેશ છે જ્વર વ્યાધિથી

માંડી બીજા રોગોના નિદાન ચિકિત્સાનું વર્ણન કરી છેલ્લે રસાયન–વાજીકરણ અને બાલરોગો વિશે અધ્યાય ૫૯–૬૦માં પરિચય આપેલ છે.

રોગના આરંભમાં પરિચય, નિદાન, સંપ્રાપ્તિ, પૂર્વરૂપ, રૂપ ચિકિત્સા-સૂત્ર, ક્રમ, ઔષધ, પથ્યાપથ્ય, ઉપદ્રવો, સાધ્યત્વ વગેરે આપ્યાં છે ગ્રંથની શૈલી અતિવિસ્તૃત નહિ તો અતિસંક્ષિપ્ત નહિ એમ 'નાતિવિસ્તર–સંક્ષેપ' રાખેલી છે. આયુર્વેદના શાસ્ત્રોક્ત અને અનુભૂત ઔષધોના પાઠો પણ આપ્યા છે. આ વિષયનો ખરો આનંદ માણવા માટે, રોગનિદાન માટે 'દોષ–ધાતુ–મલ–વિજ્ઞાન'નો અને ચિકિત્સા માટે 'દ્રવ્યગુણ રસશાસ્ત્ર'નો અભ્યાસ જરૂરી બને છે

આયુર્વેદના નિદાનને પોતાની વિશેષ આગવી દૃષ્ટિ છે. એમાં ૩ રોગમાર્ગો કહ્યા છે. આઠ પ્રકારના નિદિત કહ્યા છે રોગ પ્રકટ થાય તે પૂર્વે દોષોનો સંચય, પ્રકોપ, પ્રસર, સ્થાનસંશ્રય વગેરે ૬ અવસ્થાઓ કહી છે વ્યાધિને ઉત્પન્ન કરનાર કારણો ગણ્યાં છે. આ કારણોના પ્રકારો આપ્યા છે સારાસાર-વિવેક કરનાર બુદ્ધિ, ધારણા શકિત, સ્મૃતિ આ ત્રણના ભ્રંશથી માનવી બુદ્ધિભ્રંશ થઈ જે અશુભ કર્મ કરે છે તેને 'પ્રજ્ઞા (બુદ્ધિ)નો અપરાધ' કહ્યો છે ખાઈને તરત ન દોડવુ જોઈએ છતાં માનવી આજે યુગાનુરૂપ તે કરે છે આવા પ્રજ્ઞાપરાધોનુ આયુર્વેદમા દર્શન છે. રોગીનાં મલ, મૂત્ર, નખ, નાડી, જીભ, થૂંક, રકત, લોહી વગેરેના પરીક્ષણો છે. સારા વૈદ્યો આજે આ બધુ જુએ છે. આ આખુ જ્ઞાન 'નિદાન પંચક'માં આવે છે. આ ગ્રંથમાં પૃષ્ઠ ૧ થી ૧૦૪ સુધી છે. આયુર્વેદમા કઈ એક જ વસ્તુ કયારે વ્યાધિ અને કયારે લક્ષણ તથા કયારે ઉપદ્રવ કહેવાય તેનુ દર્શન છે. આ જ્ઞાન નિદાન પંચકમાં આવે છે, જે પ્રત્યેક આયુર્વેદપ્રેમીએ અભ્યાસ કરવા જેવુ છે

આ ગ્રંથના નામમા એક નાનકડો ઇતિહાસ છે. મારા ગુરુવર્ય સ્વ. ડૉ. આશાનંદ પંજરત્ને એલોપથિક વિદ્યા ઉપર એક ગ્રંથ 'વ્યાધિ વિજ્ઞાન ને નામે હિંદીમા લખ્યો હતો. મેં ૧૯૫૩માં આયુર્વેદિક રીતે 'આયુર્વેદિક વ્યાધિ વિજ્ઞાન' ગ્રન્થ પ્રગટ કર્યો, ત્યાર બાદ એ પુસ્તક શ્રેણી રૂપે પ્રસિદ્ધ

થતું ગયું. તે અરસામાં હિંદીમાં વૈદ્ય યાદવજી ત્રિકમજી આચાર્યે 'રોગનિદાન' વિષય ઉપર 'વ્યાધિ વિજ્ઞાન' નામે ગ્રંથ લખી છપાવવાની શરૂઆત કરી. ત્યારે એ 'નિર્ણયસાગર પ્રેસ'માં છપાતુ હતુ મેં તેના શરૂનાં પૃષ્ઠો જોયાં. એમને મારા પ્રત્યે સ્નેહ હતો મારા સ્વ. પિતાશ્રી એમના શિષ્ય થાય એટલે એ તો મારુ સદ્ભાગ્ય જ ગણાય; મેં એમને સૂચવ્યુ કે, હિંદીમાં તો 'વ્યાધિ વિજ્ઞાન' નામે ગ્રન્થ છે ડૉ. આશાનંદનો અને આપનો પણ તે નામે ગ્રન્થ પ્રગટ થતાં ગેરસમજ થશે'

'ત્યારે શું કરવું ?' એમણે પૂછ્યું

'આપ એનું નામ 'આયુર્વેદીય વ્યાધિ વિજ્ઞાન' કેમ નથી રાખતા ?'

વૈદ્યરાજ યાદવજીભાઈએ કહ્યું કે, 'એ નામે તો તમારું પુસ્તક ગુજરાતીમાં છે.'

મેં ઉત્તર આપ્યો, 'મારું પુસ્તક ગુજરાતીમાં છે આપનું હિંદીમાં રહેશે અને મને જ જ્યાં વાંધો નથી ત્યાં પ્રશ્ન ક્યાં ઊભો થાય છે ?'

અને પછીના ફરમાઓમા એમણે નામ બદલ્યુ આજેય એ વાતની સાક્ષીરૂપે પૂર્વાર્ધના શરૂના ફરમાઓમાં 'વ્યાધિ વિજ્ઞાન' નામ છપાયેલું પડ્યું છે. એટલે આજે ૧૯૬૩ માં જ્યારે મારુ લખેલુ 'દળદાર' 'આયુર્વેદીય વ્યાધિ વિજ્ઞાન' પ્રસિદ્ધ થાય છે ત્યારે નામે મૌલિક શરૂઆત મેં જ કરી છે. એટલા સ્પષ્ટ ઉલ્લેખ સાથે મારા આ ગ્રંથમાં 'નિદાન' અને 'ચિકિત્સા' બેઉ વિષય છે.

આમ છતાં નામ સ્પષ્ટ જુદા સારાં લાગે એ ન્યાયે મેં નવાં સંસ્કરણોમા 'રોગનિદાન' અને 'ચિકિત્સાપ્રદીપ ભાગ ૧–૨'માં 'નિદાન' અને 'ચિકિત્સા'ના વિષયો જુદા પ્રસિદ્ધ કર્યા હતા એ સંસ્કરણો સમાપ્ત થયાં, પણ અનુભવ એવો થયો કે નિદાન અને ચિકિત્સા ભેગાં જ જોઈએ મારા પ્રિય અધ્યાપક મિત્રો યાદ કર્યા જ કરે કે 'અમને તો તમારું આયુર્વેદીય વ્યાધિ વિજ્ઞાન ભલામણ કરતાં ખૂબ આનંદ થતો.' આ છાત્રોને આ પુસ્તકમા એક સ્થિળે 'નિદાન' અને અન્ય સ્થળે 'ચિકિત્સા' વાંચવા

કરતાં સળંગ નિદાન ચિકિત્સા સાથે હોતાં વધુ અનુકૂળ લાગ્યુ હતું આવી માગણી છાત્રો તરફથી સતત થયા કરતી હતી. ઉપરાત આયુર્વેદ મહાવિદ્યાલયમાં અધ્યાપક તરીકે પણ અમને આ જ ઉચિત લાગ્યું હતુ. ચરક, સુશ્રુત અને વાગ્ભટમા 'નિદાન' અને 'ચિકિત્સાસ્થાન' જુદાં છે. પાછળથી 'રોગવિનિશ્ચય'ને નામે માધવનિદાન ગ્રન્થ રચાયો અને ભાવમિશ્રે તો ભાવપ્રકાશમા મધ્યમોત્તર ખંડમાં 'રોગનિદાન અને કાયાચિકિત્સા' સાથે વણી લીધા એટલે છેવટે એ જ ક્રમ સૌથી ઉચિત લાગતાં, તે સ્વીકારેલ છે

જૂના વિશાળ મુબઈ રાજ્યમા ૧૯૩૮ ના વૈદ્યકીય પાછળ આવેલ કાયદા પછી DASF કોર્સમા રોગનિદાન અને કાયાચિકિત્સા એ વિષય હતા. ત્યાર બાદ ૧૯૫૩ પછી ડિગ્રી કોર્સ GFAM અને શુદ્ધ કોર્સ DSACમા નિદાન અને ચિકિત્સા ઉપરાંત 'નિદાનપચક' નવો વિષય ઉમેરાયો એના ઉપર અમારુ પુસ્તક 'નિદાનપચક' પ્રકટ થયુ ત્યારબાદ 'વ્યાધિ વિજ્ઞાન' ભાગ ૧ થી ૪ સમાપ્ત થતા આ બધાને 'રોગનિદાન' અને 'ચિકિત્સાપ્રદીપ'મા પ્રકટ કર્યાં હતાં તે પણ પ્રતો ખલાસ થતાં આજ સળંગ 'આયુર્વેદીય વ્યાધિ વિજ્ઞાન' પ્રગટ કરી રહ્યા છીએ

આટલા મતવ્યો પછી અમે આ પ્રાસ્તાવિક પૂરુ કરી રહ્યા છીએ. જોડણી વગેરે ઉપર આ ગ્રથમાં પૂરતુ ધ્યાન આપવામાં આવ્યુ છે તે છતા કોઈ શરતચૂક હોય તો તે પ્રત્યે ધ્યાન દોરવાની વિનંતી કરીએ છીએ.

આ ગ્રન્થમાં પ્રાસ્તાવિકને પૂરુ કરતાં વિવેચકો, અધ્યાપકો અને આયુર્વેદના ધુરધર મહાનુભાવોને લેખક આભાર માને છે ભારતના માતબર અખબારોએ સાહિત્યના આ પ્રયાસની જે રીતે નોધ લીધી છે તે પ્રોત્સાહક છે અને છાત્રો તથા છાત્રાઓના ગણે પણ પુસ્તકને જે રીતે અપનાવ્યુ છે તે માટેનો ઉલ્લેખ જરૂરી બને છે આ પુસ્તકનુ આમુખ લખી આપવા હુ વૈદ્ય **શ્રી રણજિતરાય દેસાઈ**નો પણ અંત:કરણપૂર્વક આભાર માનુ છુ.

સિન્ધ આયુર્વેદિક ફાર્મસી,
૩૭૫, કાલબાદેવી મુબઈ ૨

આપનો નમ્ર
**ચદ્રશેખર ગોપાલજી ઠક્કુર**

# આમુખ

ગુર્જરભાષા કે આયુર્વેદીય લેખકોં મેં કવિરાજ ચન્દ્રશેખરજી વૈસે હી દેદીપ્યમાન હૈં જૈસે તારામંડલમેં શુક્ર. અનન્યસાધારણ ગતિસે આપ પુસ્તકે લિખતે ઔર પ્રકાશિત કરતે હૈં. આપકે ઉત્તરોત્તર પ્રકાશિત હોનેવાલે ગ્રન્થોમે શાસ્ત્રજ્ઞાન એવં કર્માભ્યાસકા અધિકાધિક પરિપાક દૃગ્ગોચર હોતા હૈ. કાયચિકિત્સાકે અંગભૂત નિદાન ઔર ચિકિત્સા–વિષયક આપકી કૃતિયોમેં **વ્યાધિ વિજ્ઞાન** નામક ખંડ–ચતુષ્ટયમે વિભક્ત પુસ્તક પ્રથમ થી' જિસમે દોનો વિષય એકત્ર ઉપનિબદ્ધ થે. પશ્ચાત્, નિદાનાત્મક અંશ પૃથક્ કર, અથ ચ ઉસે અનેક પ્રકારસે વિશદ ઔર વિસ્તૃત બનાકર આપને **રોગનિદાન** સંજ્ઞક પૃથક્ ગ્રન્થકા પ્રણયન કિયા ઔર ઇસી પરિપાટીસે ચિકિત્સા વિષયકો પૃથક્ કર ઉસ પર **ચિકિત્સાપ્રદીપ** દો ખંડોંમેં લિખકર પ્રકાશિત કિયા અબ વાચકોંકી સુવિધાકો લક્ષમેં રખકર કાયચિકિત્સાકે દોનો અંગોંકા પુનઃસંધાન કર પ્રસ્તુત ગ્રંથકે રૂપમેં ઉન્હેં એક સાથ પ્રકાશિત કિયા જા રહા હૈ. ઇસ પ્રકાર યહ ગ્રંથ નિદાન ઔર ચિકિત્સા દોનો વિષયોંપર પરીક્ષાર્થી વિદ્યાર્થી તથા વ્યવસાયી ચિકિત્સક ઉભયવિધ વાચકવર્ગકે લિએ ઉપયુક્તતર હો ગયા હૈ.

ગ્રંથ કો અધિક ઉપયોગી બનાને કે પ્રયોજન સે નિદાન–પંચક વિષય, જો પહલે ગ્રંથોમે નિરૂપિત નહી થા, ઉસે ઇસમે સમાવિષ્ટ કર દિયા ગયા હૈ. સાથ હી, વિશેષતયા વ્યવસાયી ચિકિત્સક કે લિએ અતિ મહત્ત્વપૂર્ણ અરિષ્ટ–લક્ષણોં કા પ્રકરણ ભી ઇસમેં જોડ દિયા ગયા હૈ

કાયચિકિત્સક કે લિએ ઇસ ગ્રંથકો અન્ય એક દૃષ્ટિસે ભી અધિક ઉપયોગી ઔર ઉપાદેય બનાને કા સફલ પ્રયાસ પ્રસ્તુત સંસ્કરણમે સિદ્ધહસ્ત લેખકને કિયા હૈ વર્તમાન કાલમેં અન્ય તંત્રોં કે રોગી ભી કાયચિકિત્સક કે પાસ હી આતે હૈં. અતઃ ઉનકી સુવિધાકો દૃષ્ટિમે રખકર શલ્યતંત્ર,

શાલાકયતંત્ર, રસાયન, વાજીકરણ, બાલરોગ એવાં પંચકર્મ કે પ્રકરણ ભી ઇસ પુસ્તક મેં બઢા દિયે ગયે હૈ કહના ન હોગા કિ, પરીક્ષાર્થી વિદ્યાર્થિયોં કો ભી યે વિષય એક હી સ્થાન પર સુલભ હો જાને સે ઉનકે લિએ ભી યહ ગ્રંથ પૂર્વાપેક્ષયા અધિક ઉપયોગી સિદ્ધ હોગા

કવિરાજજી કી કૃતિયો કો છાત્રેતર વૈદ્ય સમાજને ભી ઠીક ઠીક અપનાયા હૈ. ઇસકા કારણ હૈ યદ્યપિ સંહિતાકારોંને ‘ન યોગૈરેવ કેવલમ્’ પ્રભૃતિ પદોં મે કેવલ યોગોં દ્વારા ઉપચાર કી ગર્હણા કી હૈ, તથાપિ વ્યવહારમેં તો દૃષ્ટિ પ્રધાનતયા યોગ–પરાયણ હી રહતી હૈ કવિરાજજીને યોગોં કો પ્રત્યેક રોગ કી શાસ્ત્રીય તથા અનુભવપૂત ચિકિત્સા કે અંતમેં પૃથક્ સન્નિવિષ્ટ કિયા હૈ. પરિણામતયા, પુસ્તક વ્યવસાયૈકદૃષ્ટિ વૈદ્યોં કે લિએ ભી ઉતની હી ઉપકારિણી હો ગઈ હૈ ગ્રંથ કે આરંભમેં આયુર્વેદકે ધુરંધર વૈદ્યો એવ પ્રતિષ્ઠિત પત્ર–પત્રિકાઓંને ઇસકે વિષયમેં જો કુછ કહા હૈ ઉસકે રહતે ઇસ વિષયમે અધિક નહી લિખતા ઇતના કહે બિના રહ નહીં સકતા કિ આયુર્વેદ અબ સમગ્ર ભારતમે મન્થર પરંતુ સ્થિર ગતિસે અધિકાધિક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરતા જા રહા હૈ ઐસી સ્થિતિમે ઇસ પ્રકાર કે ગ્રંથ રાષ્ટ્રભાષામે લિખે તથા પ્રકાશિત કિએ જાએં તો વિદ્યાર્થિયોં ઔર ચિકિત્સકોં કી અનેક ગુણા અધિક સંખ્યા કવિરાજજી કી લેખની કા લાભ ઉઠા સકેગી. સ્વયં કવિરાજજી કા ક્ષેત્ર ભી ગુર્જરભાષી સમાજ કી સીમા લાંઘ કર અખિલ ભારતીય હોતા જા રહા હૈ, ઐસી સ્થિતિ મેં ઇસ પ્રસ્તાવ કા આચરણ મે આના અધિક અનુરૂપ હી હોગા

ગ્રંથ કેવલ મક્ષિકોપરિ મક્ષિકા ન્યાય સે પ્રાચીન તંત્રોં કા ભાષાન્તર માત્ર નહી હૈ યુગોચિત શબ્દાન્તરોં દ્વારા વિચક્ષણ લેખકને ઇસે સુબોધ, ઉપયોગી ઔર ઉપાદેય બનાને કા સ્તુત્ય પ્રયાસ કિયા હૈ એક–દો ઉદાહરણ દૂ

રાજયક્ષ્માકે પ્રકરણમેં કહા ગયા હૈ : ‘જગતકી વસ્તીકા સાતવા ભાગ ઇસ રોગસે મૃત્યુકા ગ્રાસ હોતા હૈ ઐસા વ્યાપક યહ રોગ હૈ.

છોટે-બડે, સ્થૂલ-કૃશ, સ્ત્રી-પુરુષ સબ કોઈ ઇસસે પીડિત હોતે હૈં. વારંવાર પ્રસૂતિ આદિસે હુએ ધાતુક્ષય તથા દૌર્બલ્યવશ સ્ત્રિયોં કો હોતા હૈ. ધનાઢયોં મેં શુક્રક્ષય સે ઔર દરિદ્રોં મેં દ્રવ્યાભાવજનિત બૃહણ આહાર કી અસુલભતાસે હોતા હૈ'

ઇન પંક્તિયોં કે ઉપર કહા ગયા હૈ : 'ઇસ રોગકો આયુર્વેદને સંક્રમિક માના હૈ. અતઃ ઇસકા સંક્રમણ ન હોને પાએ ઇસકી સાવધાની રખની ચાહિએ' યે વચન ઇસ વસ્તુ કે ગમક હૈં કિ, આયુર્વેદકે ઉપબૃંહણાર્થ આયુર્વેદકા આયુર્વેદસે સમન્વય કરને કી-કિસી પ્રસ્તુત પ્રકરણકો સમઝને કે લિએ, ઇતના હી નહી, ઉસકી પૂર્તિ કે લિએ, ભી, પ્રકરણાન્તરોમે આએ વચનોં કે ભી દોહન તથા સંદોહનકી-જિસ પદ્ધતિ કે પ્રતિ ધ્યાન દેનેકી પ્રેરણા યદા-કદા કી જાતી હૈ ઉસકે પ્રતિ પૂર્ણ લક્ષ વૈદ્યજીને રખા હૈ.

પરિવર્તિકા કે ઉપચારમેં શાસ્ત્રકા અનુસરણ કરતે હુએ હસ્ત-કૌશલ દ્વારા અગ્રચર્મકો યથાસ્થાન સ્થાપિત કરનેકા હી ઉલ્લેખ આપને કિયા હૈ. ક્રિયાકુશલ ચિકિત્સક આજ ભી ઇસી ઉપાયકી યોજના કરતે હૈ. યો શલ્યહર્તા ઇસ વિક્રિયામેં એકમાત્ર પરિવર્તનકો અપનાતે હૈ.

સર્વસર શોથરોગકી ચિકિત્સા લિખકર અન્તમેં વિદ્વાન ગ્રંથકારને વિશેષ ટિપ્પણીમેં લિખા હૈ 'દુગ્ધાહાર, યવમણ્ડ, ગૌમૂત્ર, મોસંબીકા રસ ઔર ઔષધ રૂપમે આરોગ્યવર્ધની ઇત્યાદિ કે સાથ સંપૂર્ણ વિશ્રાન્તિ શોથ રોગમેં લાભ કરતી હૈ શોથ ઔર ઉદર રોગ આમૂલાગ્ર નષ્ટ હો સકતે હૈં. ઇસમેં સંશય નહી. પરંતુ, રુગ્ણ જિહ્વાલોલુપ હો, કામાસક્ત રહે, શ્રમ કરે, યદ્વા-તદ્વા અશન-પાન કરે તો યહ વિકાર શાંત નહી હોતા. અતઃ, પથ્યપાલન કર સકે ઐસે હી રુગ્ણકા ઉપચાર હાથમે લેના ચાહિએ. કારણ ? ઇસસે લાભ કોઈ હોતા નહી, કેવલ અપની અપકીર્તિ હોતી હૈ.'

મદાત્યયકા પ્રકરણ આજ વિલક્ષણ-સા પ્રતીત હોતા હૈ પર વિચક્ષણ લેખકને ઇસમેં પૂગીફલ, તામ્બૂલ, જાતીફલ પ્રભૃતિ દ્રવ્યોં સે

હોને વાલે મર્ઝાં કે ઉપચારકા ઉલ્લેખ કર ઇસ પ્રકરણ કો કાલાનુરૂપ સ્વરૂપ દે દિયા હૈ

કિ બહુના, આયુર્વેદ–મહોદધિકા મન્થનકર અનુભવકે પરિપાકરૂપ કલ્પો તથા વ્યવસાયોપયુક્ત સૂચનાઓકે કારણ ગ્રન્થ વ્યવસાયી ચિકિત્સકોં કે લિએ હિતાવહ હોને સે અતીવ અભીષ્ટ–સાધક હુઆ હી હૈ. પરીક્ષાઓં કી દૃષ્ટિ સે વિદ્યાર્થિયોં કે લિએ ભી ઉત્તમ બન ગયા હૈ.

અન્ય વસ્તુ, જિસકે પ્રતિ વાચકોં કા ચિત્ત આકૃષ્ટ કરના ચાહતા હૂ વહ હૈ ચિકિત્સા–ક્રમમે અવસ્થાનુરૂપ તત્–તત્ ક્રિયા કા પ્રાધાન્ય, જિસ કે નિર્દેશ કે પ્રતિ પર્યાપ્ત ધ્યાન ઇસ ગ્રન્થ કે લેખકને દિયા હૈ. યહ યા વહ ઔષધ દ્રવ્ય આયુર્વેદ વા એલોપેથી કિંવા અન્ય કોઈ ચિકિત્સા પદ્ધતિ નહી હૈ; કિંતુ રોગોં કી સમ્પ્રાપ્તિ તથા ઉનકી અનુત્પત્તિ એવ પ્રતિકાર સે સંબદ્ધ અમુક મૂલભૂત સિદ્ધાંત હૈ, જિનકે સમવાય કા હી નામ આયુર્વેદ, એલોપેથી અથવા અન્ય કોઈ ચિકિત્સાપ્રણાલી હુઆ કરતા હૈ ઇસ રહસ્ય કો વિસ્મૃત કર હમ આયુર્વેદ કા લેશમાત્ર હિતસાધન કર નહી સકતે. આયુર્વેદકી મૌલિકતા તથા વૈજ્ઞાનિકતા કો ન સમઝનેવાલોં કી ઓર સે યહ સ્થાપના પુનઃપુન કી ભી જાતી હૈ કિ આયુર્વેદ મેં રોગ કી ઉત્પત્તિ ઔર ઉપચાર સબધી કોઈ વ્યવસ્થિત સૂત્ર યા સિદ્ધાત નહી હૈ. કેવલ કુછ ઉત્તમ ઔષધ હૈ ઉન્હે લે લેના ચાહિએ–ઉનકા સમાવેશ એલોપેથી મે કર લેના ચાહિએ શેષ સમગ્ર આયુર્વેદકા કિટ્ટવત્ પરિત્યાગ કર દેના ચાહિએ ઇન મહાનુભાવો કે ઉત્તર રૂપ મેં આયુર્વેદ કે ઉપાસકો કા આદ્ય કર્તવ્ય યહ હૈ કિ વે આયુર્વેદીય તન્ત્રોમે પ્રત્યેક રોગ કી અવસ્થા–વિશેષ મેં વિહિત પૃથક્–પૃથક્ ઉપચાર–ક્રમકા આલોડન ઔર અનુભવ કર ઉસે વ્યવહાર મે લાએં, અથ ચ ઉસકા પ્રચાર કરે.

પૂર્ણ વિનમ્રતા કે સાથ મુઝે યહ કહનેકી અનુજ્ઞા દીજિએ કિ હમારે પૂર્વસૂરિયોંને આયુર્વેદ કે શાસ્ત્રીય અંશ કો અવિકલ રૂપમે હમ તક પહુંચાયા હૈ, યહ સત્ય હૈ પરંતુ, અનિવાર્ય પરિસ્થિતિયો પ્રભાવવશ

ચિકિત્સા–પક્ષ તો પરિગણિત પ્રયોગોં કે રૂપમેં હી હમ તક પહુંચને પાયા હૈ. રસશાસ્ત્રને ભી અનર્થોત્પાદક પરિસ્થિતિ ઉત્પન્ન કરનેમેં કાલભૈરવકા કાર્ય કિયા હૈ. તંત્રકે આરમ્ભમેં હી રસજ્ઞો કી પ્રતિજ્ઞા હુઆ કરતી હૈ. રસશાસ્ત્રમેં દોષ, દૂષ્ય, દેશ. કાલ કુછ દેખને કી આવશ્યકતા નહીં થોડા આગે જા કર યહી તંત્રકાર મૂલિકા આદિસે કી જાનેવાલી ચિકિત્સાકો અધમ ઘોષિત કરતે હુએ ચરકાદિ–પ્રતિપાદિત ચિકિત્સા–ક્રમકા મૂલોત્ખનન નહીં તો ક્યા કરતે હૈં ?

પરંતુ અબ કાલ–પુરુષને પાર્શ્વ–પરિવર્તન કિયા હૈ યુગાનુરૂપ નવીન કાર્યભાર હમ પર આ પડા હૈ. ઉસકા વહન કરના હી હોગા. ઉસકે બિના મુક્તિ નહીં. આપતિત ઇન કાર્યોંમે એક, જૈસા કિ ઉપર કહા, શાસ્ત્રકા અવગાહન કર વ્યાધિયોંકી અવસ્થાનુરૂપ દોપ–પ્રત્યેક ચિકિત્સા કો વિચાર ઉચ્ચાર ઔર આચારમેં લાના હૈ. ઇસિ કાર્યદ્વારા હી હમ આયુર્વેદકો એક વૈજ્ઞાનિક શાસ્ત્રકે રૂપમે વિશ્વકે સમક્ષ પ્રસ્તુત કરતે હુએ ઉસકી પ્રતિષ્ઠામેં વૃદ્ધિ કર પાએગે કહતે હર્ષ હોતા હૈ કિ ગ્રંથ–લેખક ઇસ દિશામે ભી જાગરૂક રહે હૈં.

અધ્યાપક તથા વ્યવસાયી ચિકિત્સક દોનો મુઝે અપના નમ્ર પ્રતિનિધિ બના કર ઇસ બાતકા અધિકાર–પ્રદાન કરે કિ મૈં લેખકકો ઉનકે સાર્વપથીન પ્રયાસ પર અભિનંદન દૂ તથા ઇસ સે ભી અનેક ગુણિત પ્રયાસ કરનેકી પ્રાર્થના કરૂ ભગવાન્ ધન્વન્તરિ ઇસ અવદાન કે લિએ આપકો સ્વસ્થ, સબલ ઔર ચિરાયુ શારીર–માનસ સંપત્તિ દેં, યહી અભ્યર્થના ! !

**વૈદ્ય રણજિતરાય દેસાઈ**
પ્રધાનાચાર્ય : આયુર્વેદ મહાવિદ્યાલય, સૂરત
મેંબર સેનેટ : સિંડિકેટ :
ગુજરાત આયુર્વેદ યુનિવર્સિટી, ગુજરાત.

# પ્રકાશકનું નિવેદન

'આયુર્વેદીય વ્યાધિ વિજ્ઞાન'નું સંશોધિત પરિવર્ધિત નવું સંસ્કરણ પ્રગટ કરતાં અમને આનંદ થાય છે. ૧૯૫૨ માં શરૂ કરેલી 'નિદાન–ચિકિત્સા' વિષયક પ્રકાશન પ્રવૃત્તિ ૧૯૬૦ સુધી આ. વ્યા. વિજ્ઞાન, રોગનિદાન, નિદાનપંચક અને ચિકિત્સા પ્રદીપ સ્વરૂપે ચાલુ રહી. ૧૯૬૨થી આ ગ્રંથો અપ્રાપ્ય થઈ ગયા હતા તે દરમ્યાન વધી ગયેલી બહોળી વ્યવસાયક પ્રવૃત્તિઓને કારણે લેખક એ બધાનાં સંશોધન, પુનર્મુદ્રણ વગેરે માટે કંઈ જ કરી શક્યા ન હતા. આજે 'આયુર્વેદીય વ્યાધિ વિજ્ઞાન' સળંગ નવું સંસ્કરણ–વધુ સારા સ્વરૂપે પ્રગટ થાય છે એ સંતોષ લઈ શકાય તેવી વાત છે આ ગ્રન્થ થયા પછી 'નિદાનપંચક' અને 'રોગનિદાન તથા કાયચિકિત્સા' વિષય માટે હવે કોઈ પ્રકારની અગવડ નહી રહે.

આ ગ્રંથમાં ચરકસંહિતા, સુશ્રુતસંહિતા, અષ્ટાંગસંગ્રહ, માધવનિદાન, ભાવપ્રકાશ, શારંગધર, ભૈષજ્ય રત્નાવલી, યોગરત્નાકર, ચક્રદત્ત, ગદનિગ્રહ વગેરે સાહિત્ય સમક્ષ રાખી અભ્યાસક્રમ પ્રમાણે યોગ્ય ગોઠવણી કરી તેને તૈયાર કરવામાં આવ્યો છે. દરેક રોગના કારણ, લક્ષણ અને ઉપાયનો માત્ર સંગ્રહ જ નથી આયુર્વેદીય દૃષ્ટિકોણથી નિદાન, પૂર્વરૂપ, રૂપ, સંપ્રાપ્તિ ચિકિત્સાસૂત્ર, ક્રમ, ઔષધવિવરણ, પથ્યાપથ્યત્વ, સાધ્યત્વ, રોગનુ વ્યવચ્છેદ વગેરે કરેલ છે. આયુર્વેદ ક્ષેત્રના મહાન વિદ્વાનોએ આ કૃતિઓ ઉપર વ્યક્ત કરેલાં મતવ્યો, આમુખ, વગેરે, વગેરે અહી રજૂ કર્યાં છે. આ બધાના કથન પછી આ પુસ્તકની ઉપયોગિતા વિષે અમારે ભાગ્યે જ કશું ઉમેરવાનુ હોય અને પ્રત્યેક વિદ્યાર્થી આ પ્રકાશનને અપનાવે છે અને દરેક અધ્યાપક તેની ભલામણ 'કરે છે, એ જ એની સફળતાનુ રહસ્ય

ગણી શકાય. ગુજરાતી ભાષામાં નિદાન–ચિકિત્સા ઉપર આવુ વિસ્તાર અને કોર્સ પ્રમાણે લખાયેલું બીજુ કોઈપણ પુસ્તક નથી.

આજે કાગળ, છાપકામ, બાંધણી વગેરેના પડતર ભાવો પ્રમાણે પણ આશરે સાતસો પૃષ્ઠના આ ગ્રંથની કિંમત સહેજે રૂપિયા દસથી બાર હોય અને હોવી જોઈએ. ૧૬ પાનાના એક ફારમે આઠ આના અને ૬૪ પાને ૨ રૂ. એ બજાર ભાવના નિયમ પ્રમાણે પણ આની કિંમત રૂ ૩૦ ઉપર જાય, છતા આ ગ્રન્થ પડતર ભાવે જ વેચવાનું નક્કી કર્યું હોઈ માત્ર રૂ. ૧૦ મા જ આપવાનુ નક્કી કર્યું છે. આયુર્વેદપ્રેમીઓ આ સાહસને સમજશે અને બિરદાવશે તેવી શ્રદ્ધા રાખીએ છીએ પુસ્તકની મોટી કિંમત રૂ ૧૫ થી ૨૦ રાખીને ઉપર ૨૫% વળતર કાપી વેચવું તેને બદલે નજીવી કિંમત રૂ. ૧૦ માં જ આપવું એ ઘણુ મોટુ વળતર જ થઈ રહે છે. છાત્રો આ સમજશે તેવી ખાતરી છે

શ્રી જૈનાનંદ પ્રેસના માલિક શ્રી મોહનલાલ બદામીએ પુસ્તક મુદ્રિત કરવામા પોતાનુ જ કાર્ય સમજી અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે. આ પ્રસંગે તેમનો ખૂબ જ આભાર માનીએ છીએ

આ ગ્રન્થને અમારા અન્ય પ્રકાશનો માફક સારો આવકાર મળશે તેવી શ્રદ્ધા છે.

૩૭૫, કાલબાદેવી,
મુંબઈ–૨

પ્રકાશક . વ્યવસ્થાપક
**સિન્ધ આયુર્વેદિક ફાર્મસી**

# અનુક્રમણિકા

## અધ્યાય : ૧

### નિદાન પંચક


નિદાન ૫
હેતુ ૫
સન્નિકૃષ્ટાદિ ભેદો ૫
અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ ૬
દોષહેતુ, વ્યાધિ હેતુ ૭
ઉત્પાદક હેતુ ૮
બાહ્યાભ્યંતર હેતુ ૯
અનુબંધાદિ ભેદ ૧૦
આશયાપકર્ષ હેતુ ૧૧
ગતિભેદથી હેતુ ૧૧
સામનિરામ ભેદ ૧૩
સ્રોતોદુષ્ટિ ૧૪
વ્યાપન્નૌષધ પ્રયોગ ૧૬
પૂર્વરૂપ ૧૭
રૂપ ૧૭
ઉપશય ૧૯
સંપ્રાપ્તિ લક્ષણ ૨૧


## અધ્યાય : ૨

### સંપ્રાપ્તિ વિજ્ઞાન


ત્રણ રોગમાર્ગો ૨૩
દોષનું કોષ્ઠ શાખાગમન ૨૪
આશ્રયાશ્રયી ભાવ ૨૪
વૃદ્ધ ક્ષીણ પૂર્વ ઉત્તરધાતુ ૨૫
વાતવૃદ્ધિ ક્ષય ૨૬
પિત્તવૃદ્ધિ ક્ષય ૨૬
કફવૃદ્ધિ ક્ષય ૨૬
ધાતુમલ વૃદ્ધિ ૨૭
ધાતુમલ ક્ષય ૨૮
ઓજની ૩ વ્યાપત્તિ ૨૯
દોષચય પ્રકોપ હેતુ ૩૦
દોષસંચય ૩૧
દોષ પ્રસર ૩૨
દોષ સ્થાનસંશ્રય ૩૪
વ્યાધિક્ષમ શરીર ૩૫
સ્રોતો વૈગુણ્ય ૩૫
વ્યાધિવ્યક્તિ ૩૬
વ્યાધિ ભેદ ૩૭
વ્યાધિનાનાત્મજત્વ ૪૦
સામાન્યજત્વ ૪૦
વાયુના ૮૦ વિકારો ૪૧
પિત્તના ૪૦ ,, ૪૩
કફના ૨૦ ,, ૪૪
પ્રકુપિત વાતકર્મો ૪૪
પ્રકુપિત કફકર્મો ૪૫

નિજાગન્તુ વ્યાધિઓ ૪૫
ધાતુ પ્રદોષજ વિકારો ૪૭
ઇન્દ્રિય પ્રદોષજ „ ૪૮
ઉપધાતુ પ્રદોષજ „ ૫૦
મલ પ્રદોષજ „ ૫૧
રક્તજ રોગો „ ૫૧
અષ્ટૌનિંદિનીય „ ૫૨
સતર્પણ વિકાર ૫૫
અપતર્પણ „ ૫૫
અષ્ટૌ મહાગદાઃ ૫૬


## અધ્યાય : ૩

## વ્યાધિ-વિજ્ઞાન


દોષગૂલત્વ વ્યાધિઓમાં ૫૮
લક્ષણનું પૃથક્ વ્યાધિત્વ ૬૦
વ્યાધિ પ્રકારો ૬૧
વ્યાધિ અન્યવ્યાધિકારણ ૬૪
વ્યાધિ ગુરુતા લઘુતા ૬૫
વ્યાધિના નાનાભેદમાં હેતુ ૬૫
રોગોનુ સંખ્યાસખ્યેત્વ ૬૬
કાર્યકારણ સબંધ ૬૮


## અધ્યાય : ૪

## જનપદોદ્ધ્વંસ વ્યાધિઓ


જનપદોદ્ધ્વંસ વ્યાધિઓ ૬૯
વ્યાધિસસર્ગ હેતુ ૭૨





આમપક્વાદિ વિનિશ્ચય ૭૩
વ્યાધિનુ ધાતુગત ૭૪
જ્વરનું „ ૭૪
કુષ્ઠનુ „ ૭૫
મસૂરિકાનુ „ ૭૫
વાયુનુ „ ૭૬
વ્રણસ્રાવ ૭૭
વિકૃત શોણિત ૭૯
અબધાતુ વિકારો ૮૦
દોષપાક—ધાતુપાક ૮૧
ઉત્તાન—ગંભીર વાતરક્ત ૮૨
જ્વર—અંતર્ બહિર્વેગ ૮૩
પ્રમેહનું મૂત્રવિકૃતિત્વ ૮૩


## અધ્યાય : ૫

## ઉપદ્રવ લક્ષણ


ઉપદ્રવ લક્ષણ ૮૬
રિષ્ટ લક્ષણ ૮૯
કૃમિ ઉત્પાદ ૧૦૨
સાધ્યાસાધ્યત્વ વિચાર ૧૦૪


[અધ્યાય ૧ થી ૫ માં પૃષ્ઠ ૧ થી ૧૦૪ સુધીમા નિદાનપંચકનો કોર્સ પૂર્ણરૂપે આવે છે. લેખક]

## અધ્યાય : ૬

### રુગ્ણ પરીક્ષા પદ્ધતિ


| | |
|---|---|
| રુગ્ણ પરીક્ષા પદ્ધતિ | ૧૦૮ |
| પ્રકૃતિ પરીક્ષા | ૧૦૯ |
| સાર પરીક્ષા | ૧૧૦ |
| સંહનન પરીક્ષા | ૧૧૦ |
| પ્રમાણ પરીક્ષા | ૧૧૦ |
| સાત્મ્ય પરીક્ષા | ૧૧૧ |
| સત્ત્વ પરીક્ષા | ૧૧૧ |
| આહાર શકિત પરીક્ષા | ૧૧૧ |
| વ્યાયામ શકિત પરીક્ષા | ૧૧૧ |
| વય પરીક્ષા | ૧૧૧ |
| પ્રશ્ન પરીક્ષા | ૧૧૨ |
| પ્રત્યક્ષ પરીક્ષા | ૧૧૨ |
| ચક્ષુ પરીક્ષા | ૧૧૨ |
| સ્પર્શ પરીક્ષા | ૧૧૨ |
| શ્રવણ પરીક્ષા | ૧૧૨ |
| જિહ્વા પરીક્ષા | ૧૧૩ |
| અનુમાન પરીક્ષ | ૧૧૩ |
| અષ્ટવિધ પરીક્ષા | ૧૧૪ |
| નાડી પરીક્ષા | ૧૧૪ |
| મૂત્ર પરીક્ષા | ૧૧૯ |
| મલ પરીક્ષા | ૧૨૨ |
| રૂપ પરીક્ષા | ૧૨૩ |
| દૃષ્ટિ પરીક્ષા | ૧૨૩ |
| મુખ પરીક્ષા | ૧૨૪ |
| શબ્દ સ્પર્શ પરીક્ષા | ૧૨૫ |


### દોષધાતુમલ વિજ્ઞાન


| | |
|---|---|
| પંચમહાભૂત શરીર | ૧૨૬ |
| શરીરમાં ભૌતિક અંશો | ૧૨૬ |
| ઇંદ્રિયોની ભૌતિકતા | ૧૨૭ |
| દોષધાતુમલોની ઉત્પત્તિ | ૧૨૭ |
| વાયુના પ્રાકૃત કર્મો | ૧૨૯ |
| પિત્તનાં પ્રાકૃત કર્મો | ૧૨૯ |
| કફના પાંચ પ્રકાર | ૧૨૯ |
| દોષોનાં સ્થાનો | ૧૩૦ |
| વાયુનાં પાંચ સ્થાન | ૧૩૦ |
| પિત્તનાં પાચ સ્થાન | ૧૩૦ |
| કફનાં પાંચ સ્થાન | ૧૩૦ |
| દોષાનુ સ્વરૂપ | ૧૩૧ |
| વાયુનુ સ્વરૂપ | ૧૩૧ |
| પિત્તનુ સ્વરૂપ | ૧૩૧ |
| કફનું સ્વરૂપ | ૧૩૧ |
| ધાતુ અને મળોનાં કર્મો | ૧૩૧ |
| ઓજ સ્વરૂપ | ૧૩૧ |


## અધ્યાય : ૭

### ચિકિત્સાવિવરણ


| | |
|---|---|
| ચિકિત્સાની વ્યાખ્યા | ૧૩૩ |
| ચિકિત્સાનાં ચાર પાદો | ૧૩૨ |

| | |
|---|---|
| બે પ્રકારના ઉપક્રમો | ૧૩૬ |
| ૭ પ્રકારના ઉપક્રમો | ૧૩૭ |
| વાયુની ચિકિત્સા | ૧૪૦ |
| પિત્તની ચિકિત્સા | ૧૪૧ |
| કફની ચિકિત્સા | ૧૪૨ |
| સંસર્ગની ચિકિત્સા | ૧૪૨ |
| વૃદ્ધિક્ષય ચિકિત્સા | ૧૪૪ |
| સંચયમાં દોષાપહરણ | ૧૪૫ |
| જનપદોધ્વંસની ચિકિત્સા | ૧૪૬ |
| દુષ્ટસ્રોતોની ચિકિત્સા | ૧૪૭ |
| ધાતુવિકારોની ચિકિત્સા | ૧૪૭ |
| સ્થૂલ પુરુષની ચિકિત્સા | ૧૪૮ |
| કૃશની ચિકિત્સા | ૧૪૮ |

**પંચકર્મ**

| | |
|---|---|
| સ્નેહન ( પૂર્વ કર્મ ) | ૧૪૯ |
| સ્વેદન ( પૂર્વ કર્મ ) | ૧૫૫ |
| વમન–વિરેચન | ૧૫૯ |
| બસ્તિ | ૧૬૩ |

**અધ્યાય : ૮**

**જ્વર**

| | |
|---|---|
| વ્યાખ્યા | ૧૭૦ |
| સામાન્ય કારણો | ૧૭૦ |
| સંપ્રાપ્તિ | ૧૭૦ |
| સામાન્ય પૂર્વરૂપો | ૧૭૧ |
| વિશિષ્ટપૂર્વરૂપો | ૧૭૧ |
| સામાન્ય લક્ષણો | ૧૭૨ |
| સામાન્ય ચિકિત્સા | ૧૭૨ |
| વાત જ્વર | ૧૭૪ |
| પિત્ત જ્વર | ૧૭૫ |
| કફ જ્વર | ૧૭૬ |
| વાતપિત્ત જ્વર | ૧૭૮ |
| વાતકફ જ્વર | ૧૭૯ |
| પિત્તકફ જ્વર | ૧૮૦ |
| જ્વર પ્રકાર | ૧૮૧ |
| સન્નિપાત જ્વર | ૧૮૨ |
| સન્નિપાતનાં લક્ષણો | ૧૮૩ |
| સન્નિપાતની ચિકિત્સા | ૧૮૩ |
| આદર્શ ચિકિત્સા | ૧૮૫ |
| આગંતુક જ્વર | ૧૯૦ |
| વિષમ જ્વર | ૧૯૧ |
| વિષમ જ્વરની ચિકિત્સા | ૧૯૩ |
| પ્રલેપક જ્વર | ૧૯૪ |
| જીર્ણ જ્વર | ૧૯૫ |
| જીર્ણ જ્વરની ચિકિત્સા | ૧૯૫ |
| દોષ પાક | ૧૯૬ |
| ધાતુ પાક | ૧૯૬ |
| વાતબલાસક જ્વર | ૧૯૬ |
| પ્રાકૃત અને વૈકૃત જ્વર | ૧૯૬ |
| સામ જ્વર | ૧૯૭ |
| નિરામ જ્વર | ૧૯૭ |
| પચ્યમાન જ્વર | ૧૯૭ |
| શારીર–માનસ જ્વર | ૧૯૭ |
| સૌમ્યતીક્ષ્ણ જ્વર | ૧૯૭ |

| | |
|---|---|
| અંતર્‌-બહિર્વેગી | ૧૯૮ |
| અભિન્યાસ જ્વર | ૧૯૮ |
| જ્વર મોક્ષ | ૧૯૯ |
| વિગત જ્વર | ૧૯૯ |
| જ્વરના ઉપદ્રવો | ૧૯૯ |
| પથ્યાપથ્ય | ૧૯૯ |
| સાધ્યત્વ | ૨૦૦ |
| ઉપસંહાર | ૨૦૧ |
| જ્વરના શાસ્ત્રીય યોગો | ૨૦૩ |


## અધ્યાય : ૯

### અતિસાર


| | |
|---|---|
| રોગપરિચય | ૨૧૫ |
| નિદાન | ૨૧૭ |
| સંપ્રાપ્તિ | ૨૧૮ |
| પૂર્વરૂપ | ૨૧૮ |
| વાતાદિક ભેદો | ૨૧૮ |
| શોકાતિસાર | ૨૧૯ |
| આમાતિસાર | ૨૨૦ |
| ચિકિત્સા | ૨૨૧ |
| વાતાદિક ભેદો | ૨૨૨ |
| અતિસાર ગ્રહણી ભેદ | ૨૨૫ |


### ગ્રહણી


| | |
|---|---|
| પરિચય | ૨૨૫ |
| ગ્રહણીનું કાર્ય | ૨૨૬ |
| ગ્રહણીની વિકૃતિ | ૨૨૬ |
| પૂર્વરૂપ | ૨૨૭ |
| સંપ્રાપ્તિ | ૨૨૮ |
| વાતાદિક ભેદો–સ્વરૂપ | ૨૨૯ |
| સાધ્યત્વ | ૨૩૦ |
| ચિકિત્સા | ૨૩૧ |
| પર્પટી પ્રયોગો | ૨૩૨ |
| પથ્યાપથ્ય | ૨૩૪ |
| રોગનાશક પ્રયોગો | ૨૩૪ |


### પ્રવાહિકા


| | |
|---|---|
| પરિચય | ૨૩૭ |
| પ્રકાર | ૨૩૭ |
| લક્ષણ | ૨૩૮ |
| વાતાદિક ભેદો | ૨૩૮ |
| ઉપદ્રવ | ૨૩૯ |
| સાધ્યત્વ | ૨૩૯ |
| ચિકિત્સા | ૨૩૯ |


## અધ્યાય : ૧૦

### પાંડુ


| | |
|---|---|
| પ્રકાર | ૨૪૧ |
| દોષ | ૨૪૧ |
| લક્ષણો | ૨૪૨ |
| પૂર્વરૂપો | ૨૪૨ |
| વાતાદિક ભેદો | ૨૪૨ |
| સાધ્યત્વ | ૨૪૩ |
| ચિકિત્સા | ૨૪૪ |
| રોગનાશક પ્રયોગો | ૨૪૬ |

## કમળો


બે મુખ્ય પ્રકાર ૨૪૮
હલીમક ૨૪૯
ચિકિત્સા ૨૪૯


## અધ્યાય : ૧૧

### કાસ


નિરુક્તિ : પ્રકાર ૨૫૧
કારણો ૨૫૧
સંપ્રાપ્તિ ૨૫૧
પૂર્વરૂપ ૨૫૨
વાતાદિક ભેદો ૨૫૨
કાસનાશક યોગો ૨૬૫
સાધ્યત્વ ૨૬૫
પથ્યાપથ્ય ૨૬૫


## અધ્યાય : ૧૨

### હિક્કા : શ્વાસ


રોગસામ્ય ૨૭૨
સામાન્ય કારણો બન્નેનાં ૨૭૨
વ્યાખ્યા હિક્કા ૨૭૩
પ્રકાર ૨૭૩
પૂર્વરૂપ ૨૭૩
સાધ્યત્વ ૨૭૪
ચિકિત્સાક્રમ ૨૭૪
શ્વાસ : પૂર્વરૂપ ૨૭૬
સંપ્રાપ્તિ ૨૭૬
મહાશ્વાસાદિ ભેદો ૨૭૬
તમક શ્વાસ ૨૭૭
સાધ્યત્વ ૨૭૮
ચિકિત્સા ૨૭૮
રોગનાશક યોગો ૨૮૧


## અધ્યાય : ૧૩

### અર્શ


પરિચય ૨૮૪
પ્રકાર ૨૮૬
નિદાન ૨૮૬
સંપ્રાપ્તિ ૨૮૮
પૂર્વરૂપ ૨૮૮
વાતાદિક ભેદો ૨૮૮
સાધ્યત્વ ૨૯૦
ઉપદ્રવો ૨૯૦
ચિકિત્સા ૨૯૦
રોગનાશક યોગો ૨૯૩


## અધ્યાય : ૧૪

### રક્તપિત્ત


રોગનાં કારણો ૨૯૮
પૂર્વરૂપ ૨૯૯
લક્ષણો ૨૯૯
સાધ્યત્વ ૨૯૯
ઉપદ્રવો ૩૦૦
ચિકિત્સા ૩૦૦
વ્યવચ્છેદ ૩૦૩
પથ્યાપથ્ય ૩૦૪

રોગનાશક પ્રયોગો ૩૦૪

## અધ્યાય : ૧૫

### અમ્લપિત્ત

કારણ ૩૦૭
લક્ષણ ૩૦૭
ભેદ : અધોગામી ૩૦૭
ઊર્ધ્વગામી ૩૦૭
દોષ સંસર્ગ ૩૦૮
સાધ્યત્વ ૩૦૮
ચિકિત્સા ૩૦૮
ઔષધક્રમ ૩૦૯
રોગનાશક યોગો ૩૧૧

## અધ્યાય : ૧૬

### આમવાત

કારણો ૩૧૪
સામાન્ય લક્ષણ ૩૧૪
વિશિષ્ટ લક્ષણ ૩૧૪
દોષ સંસર્ગ ૩૧૫
સાધ્યત્વ ૩૧૫
ચિકિત્સા ૩૧૫
રોગનાશક પ્રયોગો ૩૧૭

## અધ્યાય : ૧૭

### વાતરક્ત

પરિચય ૩૨૦
નિદાન ૩૨૦
સંપ્રાપ્તિ ૩૨૧
પર્યાય ૩૨૧
સ્થાન ૩૨૧
પૂર્વરૂપ ૩૨૧
ઉત્તાન વાતરક્ત ૩૨૨
ગંભીર વાતરક્ત ૩૨૨
દોષ સંસર્ગ ૩૨૨
સાધ્યત્વ ૩૨૩
ચિકિત્સા ૩૨૪
રોગનાશક યોગો ૩૨૬

## અધ્યાય : ૧૮

### રાજયક્ષ્મા

પરિચય ૩૨૯
નિદાન ૩૩૦
સાહસ ૩૩૦
ધાતુક્ષય ૩૩૧
વિષમાશન ૩૩૧
પૂર્વરૂપ ૩૩૨
સ્વરૂપ ૩૩૨
ચિકિત્સા ૩૩૨
રોગનાશક યોગો ૩૩૬

## અધ્યાય : ૧૯

### છર્દિ-વમન

પ્રકાર ૩૩૮
પૂર્વરૂપ ૩૩૮
રૂપ ૩૩૮

| | |
|---|---|
| સંપ્રાપ્તિ | ૩૩૮ |
| વાતાદિક ભેદો | ૩૩૯ |
| સાધ્યત્વ | ૩૪૦ |
| ચિકિત્સા | ૩૪૧ |
| છર્દિનાશક યોગો | ૩૪૩ |


## અધ્યાય : ૨૦

### અગ્નિમાંદ્ય


| | |
|---|---|
| ચતુર્વિધ અગ્નિ | ૩૪૫ |
| ભસ્મક રોગ | ૩૪૬ |
| અજીર્ણ | ૩૪૬ |
| અજીર્ણનાં સામાન્ય લક્ષણ | ૩૪૭ |
| પ્રકાર | ૩૪૭ |
| ચિકિત્સા | ૩૪૮ |
| ભસ્મકની ચિકિત્સા | ૩૪૯ |
| વિસૂચિકા | ૩૫૦ |
| અલસક | ૩૫૦ |
| વિલંબિકા | ૩૫૧ |
| ચિકિત્સા | ૩૫૧ |
| અજીર્ણનાશક યોગો | ૩૫૨ |


## અધ્યાય : ૨૧

### કૃમિરોગ


| | |
|---|---|
| પરિચય | ૩૫૫ |
| બાહ્યાભ્યંતર | ૩૫૫ |
| કફજ કૃમિ | ૩૫૬ |
| રક્તજ કૃમિ | ૩૫૬ |
| પુરીષજ કૃમિ | ૩૫૬ |
| ચિકિત્સા | ૩૫૭ |


## અધ્યાય : ૨૨

### ગુલ્મ


| | |
|---|---|
| પ્રકાર-સ્થાન | ૩૫૮ |
| નિદાન | ૩૫૮ |
| પૂર્વરૂપ | ૩૫૯ |
| વાતાદિક ભેદો | ૩૫૯ |
| રક્તગુલ્મ | ૩૬૦ |
| સાધ્યત્વ | ૩૬૦ |
| ચિકિત્સા | ૩૬૧ |


## અધ્યાય : ૨૩

### શૂળ


| | |
|---|---|
| પ્રકાર | ૩૬૩ |
| વાતાદિક શૂળ | ૩૬૩ |
| આમશૂળ | ૩૬૪ |
| હૃત્શૂળ | ૩૬૫ |
| પાર્શ્વશૂળ | ૩૬૫ |
| બસ્તિશૂળ | ૩૬૫ |
| શૂળના ઉપદ્રવો—અરિષ્ટ | ૩૬૫ |
| પરિણામ શૂળ | ૩૬૬ |
| અન્નદ્રવ શૂળ | ૩૬૬ |
| ચિકિત્સા | ૩૬૬ |

## અધ્યાય : ૨૪

### ઉદરરોગ


પરિચય ૩૭૧
કારણો ૩૭૨
સંપ્રાપ્તિ ૩૭૨
લક્ષણો ૩૭૨
પ્રકાર ૩૭૨
ભેદો ૩૭૩
પ્લીહોદર ૩૭૪
બદ્ધ ગુદોદર ૩૭૪
પરિસ્રાવ્યુદર ૩૭૪
જલોદર ૩૭૫
સાધ્યત્વ ૩૭૫
ચિકિત્સા ૩૭૫
શસ્ત્રકર્મ ૩૭૯
ઉદયરોગ નાશક યોગો ૩૮૦


## અધ્યાય : ૨૫

### શોથ રોગ


પરિચય ૩૮૩
સામાન્ય લક્ષણો ૩૮૩
સંપ્રાપ્તિ ૩૮૩
પૂર્વરૂપ ૩૮૪
પ્રકાર ૩૮૪
સામાન્ય કારણો ૩૮૪
વાતિક ભેદો ૩૮૪
વિષજ શોથ ૩૮૫
ઉપદ્રવો ૩૮૬
સાધ્યત્વ ૩૮૬
ચિકિત્સા ૩૮૬
શોથનાશક ૩૮૮
પથ્યાપથ્ય ૩૮૯


## અધ્યાય : ૨૬

### ઊરુસ્તંભ : આઢયવાત


પરિચય ૩૯૦
નિદાન ૩૯૦
પૂર્વરૂપ ૩૯૧
સ્વરૂપ ૩૯૧
સાધ્યત્વ ૩૯૧
ચિકિત્સા ૩૯૧


## અધ્યાય : ૨૭

### ઉન્માદ


પરિચય ૩૯૪
નિદાન ૩૯૪
પ્રકાર ૩૯૪
સંપ્રાપ્તિ ૩૯૪
સામાન્ય લક્ષણ ૩૯૫
વાતાદિક ભેદો ૩૯૫
શોકજ ઉન્માદ ૩૯૬
વિષજ ઉન્માદ ૩૯૬
ભૂતજ ઉન્માદ ૩૯૭

| | |
|---|---|
| ગ્રહ જુષ્ટનાં લક્ષણો | ૩૯૭ |
| ચિકિત્સા | ૩૯૮ |


## અધ્યાય : ૨૮

### અપસ્માર


| | |
|---|---|
| પરિચય | ૪૦૧ |
| નિદાન | ૪૦૧ |
| પ્રકાર | ૪૦૧ |
| પૂર્વરૂપ | ૪૦૧ |
| લક્ષણ | ૪૦૨ |
| વાતાદિક ભેદો | ૪૦૨ |
| ચિકિત્સા ભેદો | ૪૦૩ |
| અતત્ત્વાભિનિવેશ | ૪૦૩ |
| ઉન્માદ અને અપસ્મારનાશક પ્રયોગો | ૪૦૪ |


## અધ્યાય : ૨૯

### પ્રમેહ


| | |
|---|---|
| રોગપરિચય | ૪૦૭ |
| નિદાન | ૪૦૭ |
| સંપ્રાપ્તિ | ૪૦૮ |
| સાધ્યત્વ | ૪૦૮ |
| પૂર્વરૂપ | ૪૦૮ |
| લક્ષણ | ૪૦૮ |
| કફજ પ્રમેહો | ૪૦૮ |
| પિત્તજ પ્રમેહો | ૪૦૯ |
| વાતજ પ્રમેહો | ૪૦૯ |
| ઉપદ્રવો | ૪૦૯ |
| સાધ્યત્વ | ૪૧૦ |
| મધુમેહ | ૪૧૦ |
| પ્રમેહપીડિકા | ૪૧૦ |
| નિદાન | ૪૧૧ |
| સાધ્યત્વ | ૪૧૧ |
| સ્ત્રીઓ અને પ્રમેહ | ૪૧૧ |
| ઉપદ્રવો | ૪૧૧ |
| ચિકિત્સા | ૪૧૨ |
| પથ્યાપથ્ય | ૪૧૫ |
| પ્રમેહરોગનાશક પ્રયોગો | ૪૧૬ |


## અધ્યાય : ૩૦

### મેદ


| | |
|---|---|
| નિદાન | ૪૧૯ |
| ઉપદ્રવો | ૪૧૯ |
| સ્વરૂપ | ૪૧૯ |
| ચિકિત્સા | ૪૨૦ |


## અધ્યાય : ૩૧

### કુષ્ઠ


| | |
|---|---|
| રોગ પરિચય | ૪૨૨ |
| નિદાન | ૪૨૨ |
| પૂર્વરૂપ | ૪૨૩ |
| પ્રકાર | ૪૨૩ |
| રોગ સ્વરૂપ | ૪૨૩ |
| દોષ પ્રાધાન્ય | ૪૨૪ |
| દોષજ લક્ષણો | ૪૨૫ |

સાધ્યત્વ ૪૨૫

ધાતુગત કુષ્ઠના લક્ષણો ૪૨૫

શ્વિત્ર ૪૨૬

ચિકિત્સા ૪૨૭

રોગનાશક પ્રયોગો ૪૨૯


## અધ્યાય : ૩૨

### મૂત્રકૃચ્છ્ર


નિદાન ૪૩૧

પ્રકાર ૪૩૧

લક્ષણો ૪૩૧

ચિકિત્સા ૪૩૨


### મૂત્રાઘાત


નિદાન ૪૩૪

પ્રકાર ૪૩૪

લક્ષણ ૪૩૫

ચિકિત્સા ૪૩૭


## અધ્યાય : ૩૩

### અશ્મરી


પ્રકાર ૪૩૯

સંપ્રાપ્તિ ૪૩૯

પૂર્વરૂપ ૪૩૯

લક્ષણો ૪૩૯

વાતાદિક ભેદો ૪૩૯

શર્કરા ૪૪૦

અસાધ્યત્વ ૪૪૦

ચિકિત્સા ૪૪૦

પથ્યાપથ્ય ૪૪૧


## અધ્યાય : ૩૪

### હૃદ્રોગ


નિદાન ૪૪૨

પ્રકાર ૪૪૨

લક્ષણો ૪૪૨

વાતાદિક ભેદો ૪૪૨

ઉપદ્રવો ૪૪૩

ચિકિત્સા ૪૪૩


## અધ્યાય : ૩૬

### શીતપિત્ત–ઉદર્દ–કોઠ


શીતપિત્ત ૪૪૫

પૂર્વરૂપ ૪૪૫

લક્ષણો ૪૪૫

ચિકિત્સા ૪૪૫


## અધ્યાય : ૩૫

### વિસર્પ


નિદાન ૪૪૭

પ્રકાર ૪૪૭

લક્ષણો ૪૪૭

અગ્નિ વિસર્પ ૪૪૮

ગ્રન્થિ વિસર્પ ૪૪૮

કર્દમ વિસર્પ ૪૪૮

ક્ષતજ વિસર્પ ૪૪૯

ઉપદ્રવો ૪૪૯

સાધ્યત્વ ૪૪૯
ચિકિત્સા ૪૪૯
પથ્યાપથ્ય ૪૫૧

## અધ્યાય : ૩૭
### વિસ્ફોટક

નિદાન ૪૫૨
પ્રકાર ૪૫૨
લક્ષણો ૪૫૨
ઉપદ્રવો ૪૫૩
ચિકિત્સા ૪૫૩

## અધ્યાય : ૩૮
### ફિરંગ

નિદાન ૪૫૫
રોગસ્વરૂપ ૪૫૬
ઉપદ્રવ ૪૫૭
સાધ્યત્વ ૪૫૭
ચિકિત્સા ૪૫૭

### ઉપદંશ

નિદાન ૫૫૮
પ્રકાર ૪૫૮
લક્ષણો ૪૫૮
ચિકિત્સા ૪૫૯

## અધ્યાય ૩÷
### દાહ

પ્રકાર ૪૬૨
ચિકિત્સા ૪૬૩

## અધ્યાય : ૪૦
### તૃષ્ણા

સંપ્રાપ્તિ ૪૬૪
પ્રકાર ૪૬૪
લક્ષણો ૪૬૪
ચિકિત્સા ૪૬૫

## અધ્યાય : ૪૧
### મૂર્ચ્છા

નિદાન ૪૬૭
પ્રકાર ૪૬૭
વિશિષ્ટ લક્ષણો ૪૬૮
ચિકિત્સા ૪૬૯

## અધ્યાય : ૪૨
### વાત વ્યાધિ

રોગ પરિચય ૪૭૦
સામાન્ય નિદાન ૪૭૧
સામાન્ય ચિકિત્સા ૪૭૧
શિરોગ્રહ ૪૭૧
જૃમ્ભા ૪૭૨
હનુગ્રહ ૪૭૨
જિહ્વા સ્તંભ ૪૭૨
ગદ્ગદ ૪૭૩
પ્રલાપ ૪૭૩
રસાજ્ઞાન ૪૭૩

| | |
|---|---|
| બાધિર્ય અને કર્ણનાદ | ૪૭૪ |
| ત્વક્ શૂન્યતા | ૪૭૪ |
| અર્દિત | ૪૭૪ |
| મન્યાસ્તંભ | ૪૭૫ |
| બાહુશોષ | ૪૭૫ |
| અપબાહુક | ૪૭૫ |
| વિશ્વાચી | ૪૭૫ |
| ઊર્ધ્વવાત | ૪૭૬ |
| આધ્માન | ૪૭૬ |
| પ્રત્યાધ્માન | ૪૭૬ |
| વાતાષ્ઠીલા | ૪૭૭ |
| તૂની | ૪૭૭ |
| ત્રિકશૂલ | ૪૭૭ |
| મૂત્ર નિગ્રહ | ૪૭૭ |
| ગૃધ્રસી | ૪૭૮ |
| ખંજ અને પંગુ | ૪૭૯ |
| ક્રોષ્ટુકશીર્ષ | ૪૭૯ |
| ખલ્લી | ૪૭૯ |
| વાતકંટક | ૪૮૦ |
| પાદદાહ | ૪૮૦ |
| પાદહર્ષ | ૪૮૦ |
| આક્ષેપક | ૪૮૦ |
| અંતરાયામ | ૪૮૧ |
| બાહ્યાયામ | ૪૮૧ |
| ધનુર્વાત | ૪૮૧ |
| કુબ્જક | ૪૮૧ |
| અપતંત્રક | ૪૮૨ |
| અપતાનક | [illegible] |
| પક્ષાઘાત | [illegible] |
| સર્વાંગવાત | [illegible] |
| સ્થાનચ્યુત વાયુપ્રકોપ | ૪૮૫ |
| સ્થાનગત વાયુ | [illegible] |
| ઉપદ્રવો | [illegible] |
| [illegible] | [illegible] |
| વાયુનાં આવરણો | [illegible] |
| ઉપસંહાર | ૪૯૨ |

## અધ્યાય . ૪૩
## ઉદાવર્ત અને આનાહ

| | |
|---|---|
| સામાન્ય કારણ | ૪૯૩ |
| વિશિષ્ટ લક્ષણ | ૪૯૩ |
| સાધ્યત્વ | ૪૯૪ |
| આનાહ | ૪૯૫ |
| ચિકિત્સા | ૪૯૫ |

## અધ્યાય : ૪૪
## મદાત્યય

| | |
|---|---|
| મદ્યના ગુણો | ૪૯૮ |
| મદ્યની પ્રશંસા | ૪૯૮ |
| સામાન્ય લક્ષણ | ૫૦૦ |
| પ્રકારો | ૫૦૦ |
| ચાર અવસ્થાઓ | ૫૦૨ |
| મદાત્યયનાશક યોગો | ૫૦૩ |

## અધ્યાય : ૪૫

### વિદ્રધિ


| | |
|---|---|
| પ્રકારો | ૫૦૫ |
| અભિઘાતજ | ૫૦૬ |
| રુધિરજ | ૫૦૬ |
| સાધ્યત્વ | ૫૦૭ |
| ચિકિત્સા | ૫૦૭ |


## અધ્યાય : ૪૬

### ક્ષુદ્રરોગ


| | |
|---|---|
| વ્યાખ્યા | ૫૦૯ |
| પલિતમ્ | ૫૦૯ |
| ઇંદ્રલુપ્તમ્ | ૫૧૦ |
| દારુણક | ૫૧૧ |
| અરુંષિકા | ૫૧૧ |
| ઇરિવેલ્લિકા | ૫૧૧ |
| પનસિકા | ૫૧૧ |
| પાષાણગર્દભ | ૫૧૧ |
| મુખદૂષિકા | ૫૧૨ |
| વ્યંગ અને નીલિકા | ૫૧૨ |
| વલ્મીક | ૫૧૩ |
| અગ્નિરોહિણી | ૫૧૪ |
| વિદારિકા | ૫૧૪ |
| ચિપ્પ | ૫૧૪ |
| કુનખ | ૫૧૪ |
| પરિવર્તિકા | ૫૧૫ |
| અવપાટિકા | ૫૧૫ |
| નિરુદ્ધપ્રકશ | ૫૧૬ |
| સનિરુદ્ધગુદ | ૫૧૬ |
| વૃષણકચ્છુ | ૫૧૬ |
| અહિપુતના—ગુદભ્રંશ | ૫૧૭ |
| શૂકર દંષ્ટ્રક | ૫૧૭ |
| અનુશયી | ૫૧૮ |
| અલસ—દારી—કદર | ૫૧૮ |
| તિલકાલક—શ્યાવપિડિકા | ૫૧૯ |
| ન્યચ્છ—પદ્મિની કંટક | ૫૧૯ |
| અજગલ્લિકા | ૫૨૦ |
| યવપ્રખ્યા—વિવૃતા | ૫૨૦ |
| કચ્છપિકા—શર્કરાર્બુદ | ૫૨૧ |
| શેષ ક્ષુદ્રરોગો | ૫૨૧ |


## અધ્યાય : ૪૭

### મસુરિકા : શીતલા


| | |
|---|---|
| મસૂરિકા—પરિચય | ૫૨૨ |
| નિદાન | ૫૨૨ |
| પૂર્વરૂપ | ૫૨૨ |
| લક્ષણો | ૫૨૨ |
| રોમાન્તિકા | ૫૨૩ |
| ધાતુગત મસૂરિકા | ૫૨૩ |
| સાધ્યત્વ | ૫૨૪ |
| ચિકિત્સા | ૫૨૪ |
| શીતલા | ૫૨૫ |
| સાધ્યત્વ—પથ્ય | ૫૨૭ |

અપથ્ય ૫૨૮

અધ્યાય : ૪૮
શ્લીપદ

વિપ્રકૃષ્ટ કારણ ૫૨૯
સામાન્ય લક્ષણ ૫૨૯
સાધ્યત્વ ૫૨૯
ચિકિત્સા ૫૨૯
પથ્યાપથ્ય ૫૩૦

અધ્યાય : ૪૯
વૃદ્ધિ

પ્રકાર ૫૩૧
સંપ્રાપ્તિ ૫૩૧
ચિકિત્સા ૫૩૩
પથ્યાપથ્ય ૫૩૫

અધ્યાય : ૫૦
ભગ્ન

પ્રકાર ૫૩૬
નિદાન ૫૩૬
લક્ષણ ૫૩૬
કાંડભગ્ન ૫૩૬
સાધ્યત્વ ૫૩૭
ચિકિત્સા ૫૩૮

અધ્યાય : ૫૧
કાર્શ્ય

નિદાન–લક્ષણ ૫૪૨
ચિકિત્સા ૫૪૨

અધ્યાય : ૫૨
શિરોરોગ

સંખ્યા ૫૪૪
નિદાન ૫૪૪
વાતાદિક ભેદ ૫૪૪
સન્નિપાતજ ૫૪૬
કૃમિજન્ય ૫૪૭
સૂર્યાવર્ત ૫૪૮
અનંતવાત–અર્ધાવભેદક ૫૪૮
શંખક–ચિકિત્સા ૫૪૯

અધ્યાય : ૫૩
નાસારોગ

સંખ્યા ૫૫૧
અપીનસ–પૂતિનાસા ૫૫૧
નાસાપાક–પૂયશોણિત–ક્ષવથુ ૫૫૨
ભ્રંશથુ-દીપ્તિ ૫૫૩
પ્રતિનાહ ૫૫૩
નાસાશોષ ૫૫૩
પ્રતિશ્યાય ૫૫૪
સાધ્યત્વ ૫૫૫
ચિકિત્સા ૫૫૬
અપથ્ય ૫૫૭

અધ્યાય : ૫૪
મુખરોગ

પ્રવેશક ૫૫૮
સંખ્યા ૫૫૮

| | |
|---|---|
| નિદાન | ૫૫૮ |
| ઓષ્ઠરોગો | ૫૫૮ |
| દંતવેષ્ટજ રોગો | ૫૬૦ |
| દંત રોગો | ૫૬૪ |
| જિહ્વા રોગો | ૫૬૫ |
| તાલુ રોગો | ૫૬૬ |
| ગલ રોગો | ૫૬૮ |
| મુખ રોગો | ૫૭૧ |
| સાધ્યાસાધ્યત્વ | ૫૭૨ |
| પથ્યાપથ્ય | ૫૭૩ |


## અધ્યાય : ૫૫

### નેત્રરોગો


| | |
|---|---|
| નેત્ર શારીર | ૫૭૪ |
| સંપ્રાપ્તિ | ૫૭૫ |
| પૂર્વરૂપ | ૫૭૫ |
| સામાન્ય નિદાન | ૫૭૫ |
| નેત્રરોગ સંખ્યા | ૫૭૬ |
| સાધ્યત્વ | ૫૭૬ |
| સંધિગત નેત્રરોગો | ૫૭૭ |
| વર્ત્મગત રોગો | ૫૭૭ |
| શુક્લગત રોગો | ૫૭૯ |
| કૃષ્ણગત રોગો | ૫૮૦ |
| સર્વગત રોગો | ૫૮૧ |
| દૃષ્ટિગત રોગો | ૫૮૪ |
| ચિકિત્સા | ૫૮૯ |


## અધ્યાય : ૫૬

### કર્ણરોગ


| | |
|---|---|
| સંખ્યા | ૬૧૫ |
| કર્ણશૂળ–પ્રણાદ | ૬૧૫ |
| બાધિર્ય–ક્ષ્વેડ | ૬૧૫ |
| કર્ણસ્રાવ–કંડુ–ગૂથ | ૬૧૬ |
| કર્ણપ્રતિનાહ–કૃમિકર્ણ | ૬૧૬ |
| કર્ણવિદ્રધિ–પાક | ૬૧૭ |
| કર્ણપાલી રોગ | ૬૧૭ |
| ચિકિત્સા | ૬૧૮ |


## અધ્યાય : ૫૭

### ભગંદર


| | |
|---|---|
| નિદાન–પૂર્વરૂપ | ૬૨૧ |
| શતપોનક ભગંદર | ૬૨૧ |
| ઉષ્ટ્રગ્રીવ–પરિસ્રાવી | ૬૨૨ |
| શંબૂકાવર્ત | ૬૨૨ |
| આગંતુક | ૬૨૩ |
| સાધ્યત્વ | ૬૨૩ |
| ચિકિત્સા | ૬૨૩ |


## અધ્યાય : ૫૮

### ગલગંડાદિ


| | |
|---|---|
| ગલગંડ સંપ્રાપ્તિ | ૬૨૭ |
| ભેદો અસાધ્ય લક્ષણો | ૬૨૭ |
| ગંડમાલા–અપચી | ૬૨૭ |
| ગ્રન્થિ | ૬૨૮ |

અર્બુદ ૬૨૮
ચિકિત્સા ૬૨૯
પથ્યાપથ્ય ૬૩૨

## અધ્યાય : ૫૯

### રસાયન-વાજીકરણ

રસાયન-વ્યાખ્યા ૬૩૩
ભેદો ૬૩૪
પ્રયોગો ૬૩૪
પથ્યાપથ્ય ૬૩૫
વાજીકરણ-વ્યાખ્યા ૬૩૬
વૃષ્ય-પ્રયોગો ૬૩૭

## અધ્યાય : ૬૦

### બાલરોગ

પ્રકાર ૬૪૧
સતન્યદુષ્ટિ ૬૪૧
બાલરોગોનું નિદાન ૬૪૨
તાલુકંટક ૬૪૩
કુકૂણક ૬૪૩
પારિગર્ભિક ૬૪૩
બાલગ્રહ રોગ ૬૪૪
દંતોદ્‌ભેદ રોગો ૬૪૭
અહિપુતના-ગુદભ્રંશ ૬૪૮
નાભિશોથ અને પાક ૬૪૯
બાલરોગની સામાન્ય ચિકિત્સા ૬૪૯

[ આ ગ્રન્થમાં પૃષ્ઠ ૧ થી ૬૫૧ ઉપરાંત પ્રસ્તાવના, અનુક્રમ, વગેરે ૩૨ પૃષ્ઠ લેતાં ૬૫૧ + ૩૨ = ૬૮૩ પૃષ્ઠનો ગ્રન્થ સંપૂર્ણ થાય છે.]

*

श्रीं धन्वन्तरये नमः

# આયુર્વેદીય વ્યાધિ વિજ્ઞાન

(રોગનિદાન અને ચિકિત્સા)

## નિદાન પંચક

## અધ્યાય : ૧

**निदानपंचकं तस्य प्रयोजनं, वैशिष्ट्यं च । व्याधेः ज्ञानोपायाः ।**

निदानं पूर्वरूपाणि रूपाण्युपशयस्तथा ।

सम्प्राप्तिश्चेति विज्ञानं रोगाणा पंचधा स्मृतम् ॥ (વા. નિ. અ. ૧–૨)

નિદાન, પૂર્વરૂપ, રૂપ, ઉપશય અને સંપ્રાપ્તિ એ રોગોને જાણવાના પાંચ પ્રકાર છે અને એના સમુદાયને 'નિદાન પંચક' કહે છે. આ પાંચ પ્રકારો વડે 'રોગ'ની પરીક્ષા થાય છે. સુશ્રુતે 'षड्विधो हि रोगाणां विज्ञानोपायः। तद्यथा पंचभिः श्रोत्रादिभिः प्रश्नेन चेति' (સૂ. સૂ. સ્થા. અ. ૧૦) જે ષડ્વિધ રોગવિજ્ઞાનના ઉપાય કહ્યા છે તે રૂગ્ણની પરીક્ષા માટે છે. નિદાન પંચકનું મહત્ત્વ **રોગ પરત્વે** છે. જ્યારે **રોગી** પરત્વે દર્શન, સ્પર્શન અને પ્રશ્નપરીક્ષા અનુલક્ષાયેલી છે, વાગ્ભટે આ બાબતનું સ્પષ્ટીકરણ સૂત્ર સ્થાનના પ્રથમ અધ્યાયમાં કરી દીધું છે. જુઓ '

दर्शनस्पर्शनप्रश्नैः परीक्षेतच रोगिणाम् ।

रोगं निदानप्राग्रूप लक्षणोपशयाप्तिभिः ॥ અ. હૃ. સૂ. અ. ૧

રૂગ્ણની પરીક્ષા દર્શન, સ્પર્શન અને પ્રશ્નથી કરવી. જ્યારે રોગની પરીક્ષા નિદાન, પૂર્વરૂપ, રૂપ, ઉપશય અને સંપ્રાપ્તિ વડે કરવી. જો કે બન્ને પરીક્ષાઓ પરસ્પર વધુ પ્રકાશ પાડી શકે છે. રોગના નિદાન

( કારણ ) જાણવા માટે રૂગ્ણને પ્રશ્નો પૂછવા પડે છે, ‘ અમુક વસ્તુનુ સેવન કર્યું હતુ કે નહિ ?’, એ જ રીતે પાંડુ, કમળા જેવા રોગોમાં રૂપ ( લક્ષણો )માં ત્વચા આદિ જોવા પડે છે. એટલે એ પરીક્ષા પણ જરૂરી બને છે. આમ નિદાન પંચકમાં આ પરીક્ષાનો આડકતરી રીતે સમાવેશ થઈ જાય છે. તે જ રીતે નાડી, મૂત્ર, જીહ્વા, શબ્દ, સ્પર્શ, દૃષ્ટિ અને આકૃતિ આ આઠ વડે રોગની પરીક્ષાનો આદેશ છે.

रोगाक्रान्तशरीरस्य स्थानान्यष्टौपरीक्षयेत् ।

नाड़ी मूत्रं मलं जिह्वां शब्दं स्पर्शं दृगाकृति ॥ ( यो. र. )

પરંતુ નાડી, મૂત્ર વગેરે પરીક્ષામાં રોગબોધક ચિહ્નોનું જ જ્ઞાન થાય છે અને તે વડે રોગ કયો છે તે જાણવું જ ઘટે છે. તે ઉપરાંત ભગવાન આત્રેયે “त्रिविधं खलु रोगविशेषविज्ञान भवति तद्यथा आप्तोपदेशः प्रत्यक्षमनुमानञ्चति ” ( च. वि. अ. ३. ) આપ્તોપદેશ, પ્રત્યક્ષ અને અનુમાન એ રોગ જાણવાના ઉપાયો બતાવ્યા છે પરંતુ તેમનો પણ સમાવેશ નિદાન પંચકમાં થઈ જાય છે.

નિદાન પંચકમાં જે પાંચ પ્રકારો કહ્યા છે તેમાથી કોઈ એક વડે પણ વ્યાધિનો બોધ થઈ શકે છે અને પાંચેય વડે પણ થઈ શકે છે. નિદાન પંચકના પાંચેય ઉપાયો પૃથક્ પૃથક્ રૂપમાં વ્યાધિબોધક છે. તેમને દરેકને પોતાનુ મહત્ત્વ છે. સૌ પ્રથમ આપણે નિદાનનુ મહત્ત્વ જોઈએ સુશ્રુતમાં કહ્યું છે કે : “संक्षेपतः क्रियायोगो निदानपरिवर्जनम् ” એટલે અમુક રોગમાં અમુક કારણ હોય તો તે કારણનો ત્યાગ કરાવવો ઘટે છે. નિદાન–પરિવર્જન ( ત્યાગ ) એ સંક્ષિપ્ત ચિકિત્સા છે માટે તેનુ જ્ઞાન જરૂરી છે. પરંતુ કેવળ નિદાનથી જ બધી જગ્યાએ નિશ્ચિત જ્ઞાન થતું નથી કેમકે કેટલાક રોગોનુ નિદાન એક જ હોય છે, કેટલાકનું જુદું જુદું હોય છે ક્યાંક બહુ વ્યાધિઓનું એક નિદાન અને ક્યાંક એક વ્યાધિનાં બહુ નિદાન હોય છે. કેમકે

માટી ખાવાથી પાંડુ થાય અને માખીથી ઊલટી થાય. અહીં નિદાન સ્પષ્ટ હોઈ તેનો ત્યાગ થઈ શકે છે પણ તે પ્રત્યેક વખતે નિયત નિદાન નથી. અનેક વ્યાધિઓનાં નિદાન એક સરખાં હોય છે. માટે નિદાનથી ચોક્કસ રોગજ્ઞાન ન થતાં ત્યાગ પણ નહી થાય. આવે સ્થળે પૂર્વરૂપ સહાયરૂપ થશે. જો પૂર્વરૂપને ઉલ્લંઘવામાં આવે તો ચિકિત્સાક્રમ સુસગત અને વ્યર્થ થાય છે આચાર્ય ચરકે કહ્યુ છે કે, જ્વરના પૂર્વરૂપમાં અલ્પ અને લઘુ ભોજન આપવુ અથવા લઘન કરાવવું (ज्वरस्य पूर्वरूपे लघ्वशनमपतपण વા. ચ. નિ. અ. ૧). કેટલીક જગ્યાએ સન્નિકૃષ્ટ નિદાનનો બાધ કરી વિપ્રકૃષ્ટ નિદાનથી કરેલા દોષ સચય વ્યાધિને ઉત્પન્ન કરે છે. જેમકે સન્નિકૃષ્ટ નિદાન જ્વરનુ હોય અને વિપ્રકૃષ્ટ નિદાન ઉરુસ્તભનું હોય માટે પૂર્વરૂપ ઇત્યાદિના પણ નિર્દેશની આવશ્યકતા રહે છે. વળી પૂર્વરૂપના જ્ઞાન વગર રોગની અસાધ્યતાનું જ્ઞાન નહીં થાય. જેમકે ચરકમા કહ્યું છે, 'પૂર્વરૂપમાં જ્વરાધિકારમાં બતાવેલા બધા જ પૂર્વરૂપો જે રોગોમાં તીવ્રરૂપથી જોવામાં આવે છે તેનું મૃત્યુ—જ્વરને આગમ કરીને જરૂરથી થાય છે. વળી મેદ્રગત, રક્તપિત્ત અને પિત્તપ્રમેહમા પણ પૂર્વરૂપથી વિશેષ જ્ઞાન થાય છે. જેમકે: "જે માણસ પ્રમેહના પૂર્વરૂપ વગર હળદરના વર્ણવાળુ રક્તરૂપ મૂત્ર ત્યાગે છે તેને પ્રમેહ ( હારિદ્રમેહ ) છે એમ ન કહેવું. કેમકે આ રીતે તો રક્તપિત્તના પ્રકોપથી મૂત્ર આવે છે. તેવી જ રીતે અશ્મરી અને મૂત્રગ્રંથિમાં પણ પૂર્વરૂપ વિશેષ વ્યાપક બને છે.

નિદાન અને પૂર્વરૂપનુ મહત્ત્વ સ્પષ્ટ કર્યા બાદ 'રૂપ'નું શું પ્રયોજન છે, એના ઉત્તરમાં રૂપનો નિર્દેશ ન કરવાથી વ્યાધિનુ સ્વરૂપ પૃથક્ નથી થતુ. અર્થાત્ રૂપનિર્દેશના અભાવમાં વ્યાધિ સ્વરૂપ ન સમજાય અને એક વ્યાધિનો બીજા વ્યાધિથી ભેદ ન થઈ શકે. રૂપના નિર્દેશ વગર સાધ્યાસાધ્યતા પણ સિદ્ધ ન થઈ શકે. સર્વ સંપૂર્ણ લક્ષણયુક્ત સાન્નિપાતિક જ્વર અસાધ્ય છે, જ્યારે 'હેતુ, પૂર્વરૂપ, રૂપ

જેમા ઓછાં છે, અને જે રોગમા દૂષ્યના તુલ્ય ગુણોવાળા દોષ ન હોય, રોગોત્પાદક દોષ રોગીની પ્રકૃતિમાં પ્રધાન ન હોય તો તે રોગ સુખસાધ્ય બને છે.' એટલે આમ રૂપ-લક્ષણની મહત્તા સિદ્ધ થાય છે.

ઉપશયને પણ પોતાની દૃષ્ટિએ મહત્ત્વ છે. ઉપશય વગર સકીર્ણ લક્ષણ અર્થાત્ જેનાં લક્ષણ બહુ વ્યાધિઓને મળતાં હોય એવા વ્યાધિના અથવા જેનાં લક્ષણ પ્રગટ નથી થયાં તેનુ સમ્યક્ જ્ઞાન નહી સભવે. વળી ચરકે કહ્યું છે, 'જે વ્યાધિનાં લક્ષણ ગૂઢ હોય અર્થાત્ સંકીર્ણ કે અનભિવ્યક્ત હોય તેનું જ્ઞાન ઉપશયાનુપશયથી કરવુ ઘટે છે.' ગૂઢ લિગ વ્યાધિનાં વિશેષ જ્ઞાનમાં એનું પ્રયોજન ભિન્ન હોઈ તેનું અભિધાન જરૂરી છે.

ઉપશયની જેમ અનુપશય પણ વ્યાધિબોધક બને છે માટે એને પણ ગણી નિદાનપંચકમાં પાંચને બદલે છ કેમ ન ગણવા એવી શકાનો ઉત્તર છે કે અનુપશય, ઉપશયથી વિરુદ્ધ છે અને એનો સમાવેશ નિદાનમાં થઈ જાય છે. કેમકે ઉપશય સાત્મ્ય છે. એથી વિરુદ્ધ અનુપશય તો કારણરૂપ બનતું હોઈ એનો સમાવેશ આપોઆપ નિદાનમાં જ થઈ જાય છે.

સંપ્રાપ્તિનું મહત્ત્વ ચિકિત્સાની દૃષ્ટિએ સવિશેષ છે. સમ્પ્રાપ્તિના અભાવમાં પૂર્વરૂપાદિથી વ્યાધનું જ્ઞાન થવા છતાં ચિકિત્સાના ઉપયોગી અંશોના વિકલ્પ તથા બળ અને કાળનું જ્ઞાન ન હોવાથી ચિકિત્સા વિશેષ રૂપથી નથી થઈ શકતી. રોગોની સંખ્યા, બળ, કાલ, વિકલ્પ તથા પ્રધાનતાનું જ્ઞાન નથી થતું અને ચિકિત્સામાં અગવડ પડે છે. ઉદાહરણરૂપે જ્વરના સંખ્યાભેદો ખબર નહી હોતાં, વાતજ્વર એમ ભેદો નથી જાણી શકાતા.

આ રીતે નિદાનાદિકના વિશિષ્ટ ભેદો પાંચ હોવા છતાં એ પાંચેયનો નિર્દેશ આવશ્યક છે. આ પાંચેય પ્રકાર વ્યાધિનાં ઉત્પાદક અને જ્ઞાપક કારણો હોવાથી નિદાન શબ્દથી ઓળખાય છે

**निदान-शब्दनिरुक्ति :-**

જેનાથી વ્યાધિ જાણી શકાય તેને નિદાન ' नि ' ઉપસર્ગ પૂર્વક ' दिश अतिसर्जने ' ધાતુથી સિદ્ધ થાય છે. ' निर्दिश्यते व्याधिरनेन इति निदानम् ' નિદાન શબ્દની આ એક વ્યુત્પત્તિ છે. બીજી વ્યુત્પત્તિ પ્રમાણે નિપૂર્વક डूदाज ધાતુથી નિદાન શબ્દની સિદ્ધિ માની છે. ' नि निश्चयनिषेधयोः ' " निश्चित्य दीयते प्रतिपाद्यते व्याधिरनेन इति निदानम् " અર્થાત્ નિશ્ચયપૂર્વક જેનાથી વ્યાધિનુ પ્રતિપાદન કરવામાં આવે તેને નિદાન કહે છે. બીજા મતની વ્યાખ્યા પ્રમાણે અર્થાત્ ' व्याधिनिश्चयकरण निदानम् ' આ વ્યુત્પત્તિથી નિદાન શબ્દમા નિદાનાદિ પંચ ( નિદાન, પૂર્વરૂપ, રૂપ, ઉપશય, સંપ્રાપ્તિ ) નો સમાવેશ થઈ જાય છે. નિદાન શબ્દનો નિદાન વિશેષમાં ( રોગકારક નિદાન ) તથા જાતિમા ( નિદાનાદિ પાંચ ) પ્રયોગ થાય છે. ચિકિત્સામાં સિદ્ધિનો આધાર નિદાનની શુદ્ધિ પર રહેલો છે.

**हेतुलक्षणम् :-**

નિદાનનું સંક્ષિપ્ત લક્ષણ આ પ્રમાણે છે :-' रोगोत्पादकहेतु-निदानम् ' અર્થાત્ વ્યાધિની ઉત્પત્તિમાં જે કારણ તેને નિદાન કહે છે. રોગને ઉત્પન્ન કરનાર હેતુ અનેક પ્રકારના હોય છે. એ હેતુઓના પ્રપંચનુ નિરીક્ષણ આપણે હવે ક્રમથી કરીશું.

**हेतुप्रकाराः :-**

**( अ ) सन्निकृष्टादिभेदात् चतुर्विध :-**

પ્રથમ હેતુ ચાર પ્રકારના હોય છે : સન્નિકૃષ્ટ, વિપ્રકૃષ્ટ, વ્યભિચારી અને પ્રાધાનિક. ( ૧ ) સન્નિકૃષ્ટ હેતુ : જેમકે દિવસ, રાત્રિ, ઋતુ અને ભોજનના પૃથક્ પૃથક્ અંશો દોષોને પ્રકુપિત કરવામાં કારણ બને છે. આ અંશો દોષ સંચય વગેરેની અપેક્ષા રાખતા નથી દિવસના ત્રણ ભાગમા પ્રભાતે કફ, બપોરે પિત્ત, અને સાયંકાલે વાત પ્રકુપિત થાય

છે તેમ જ રાત્રિના પૂર્વ ભાગમાં કફ, મધ્ય ભાગમાં પિત્ત અને અંત ભાગમાં વાત પ્રકુપિત થાય છે. આ જ પ્રમાણે ભુક્તાંશમાં પણ બને છે. જેમકે ભોજનની આદિમાં યાને ભોજન લીધા બાદ તરત જ કફનો પ્રકોપ થાય છે, ભોજનના મધ્યમાં યાને પચ્યમાનાવસ્થામાં પિત્તનો પ્રકોપ થાય છે અને ભોજનના અંતમાં યાને ભોજન બરાબર પચી જવા પર વાયુનો પ્રકોપ થાય છે. શીતોષ્ણવર્ષારૂપ ત્રણ ઋતુઓમાં પણ ક્રમથી કફપિત્તવાતનો પ્રકોપ થાય છે આ બધા વ્યાધિના સન્નિકૃષ્ટ હેતુઓ છે (૨) વિપ્રકૃષ્ટ હેતુઃ જેમકે હેમન્ત ઋતુમાં સંચિત કફ વસંત ઋતુમાં પ્રકોપ પામી કફજન્ય વ્યાધિઓને ઉત્પન્ન કરે છે. એવી રીતે ગ્રીષ્મમાં સંચિત વાયુ વર્ષા ઋતુમાં વાતજન્ય વિકારોને ઉત્પન્ન કરે છે તેમ જ વર્ષામાં સંચિત પિત્ત શરદમાં પિત્તપ્રધાન વિકારોને પેદા કરે છે આ વિપ્રકૃષ્ટ હેતુઓ કહેવાય છે, કારણ કે તેમનો એક ઋતુમાં સંચય થાય છે અને બીજી ઋતુમાં પ્રકોપ થાય છે. (૩) વ્યભિચારી હેતુ : જેમકે જે નિદાનાદિ વિશેષ દુર્બલ હોવાને લીધે વ્યાધિને ઉત્પન્ન કરી શકતા નથી, અને વ્યભિચારી હેતુ કહે છે. દુર્બલ હેતુઓનો દૂષ્યો સાથે સંબધ થતો નથી. જેને પરિણામે વિકારો થતા નથી. (૪) પ્રાધાનિક હેતુ : વિષ વગેરે પ્રાધાનિક હેતુઓ છે. વિષ વ્યવાયિ, વિવાસિ વગેરે પોતાના દશ ગુણોને શીઘ્ર લીન થઈ ભયંકર વિકારોને ઉત્પન્ન કરે છે

(આ) **અસાત્મ્યેન્દ્રિયાર્થાદિભેદાત્ ત્રિધા** :–

અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ, પ્રજ્ઞાપરાધ અને પરિણામ ભેદથી હેતુ ત્રણ પ્રકારના હોય છે ( ૧ ) અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ : રૂપ રસ વગેરે વિષયોના અયોગ, અતિયોગ અને મિથ્યા યોગને અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ કહે છે અર્થાત્ નેત્ર વગેરે ઇન્દ્રિયો જ્યારે પોતાના રૂપ વગેરે વિષયો સાથે અનુચિત સંબધ કરે છે ત્યારે એ સંબધ અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ કહેવાય છે ઇન્દ્રિયોના વિષયની સાથેના ઉચિત

સંબંધને સમયોગ કહે છે. આ યોગ સુખનું કારણ છે. જ્યારે અતિયોગ, અયોગ અને મિથ્યાયોગ દુઃખનું-વ્યાધિનું કારણ છે. (૨) પ્રજ્ઞાપરાધ. પ્રજ્ઞા એટલે બુદ્ધિ, બુદ્ધિના અપરાધને પ્રજ્ઞાપરાધ કહે છે. શારીરિક, માનસિક અને વાચિક કર્મોનો જ્યારે અયોગ, અતિયોગ અને મિથ્યાયોગ થાય છે ત્યારે તે પ્રજ્ઞાપરાધ કહેવાય છે. અધર્મથી પણ રોગો ઉત્પન્ન થાય છે. આ અધર્મનું મૂળ પણ પ્રજ્ઞાપરાધ જ છે. ચરક સંહિતામાં પ્રજ્ઞાપરાધની સુંદર વ્યાખ્યા આપી છે. धी धृतिस्मृतिविभ्रष्ट. कर्म यत् कुरुते अशुभम् । प्रज्ञापराधं त विद्यात् सर्वदोषप्रकोपणम् ॥ અર્થાત્ જ્યારે મનુષ્ય બુદ્ધિ, ધૃતિ અને સ્મૃતિથી ભ્રષ્ટ થઈ અશુભ કર્મો કરે છે, ત્યારે તેને પ્રજ્ઞાપરાધ કહે છે. આ પ્રજ્ઞાપરાધ બધા દોષોને કુપિત કરે છે. દરેક પ્રકારના વ્યાધિઓ તેમ જ અનર્થોનુ કારણ પ્રજ્ઞાપરાધ જ છે. (૩) પરિણામ : પરિણામ એટલે કાલ. " काल पुन. परिणाम उच्यते ॥ " શીત, ઉષ્ણ અને વર્ષારૂપ કાલના અયોગ, અતિયોગ અને મિથ્યાયોગને પરિણામ કહે છે. જેમકે ચોમાસામા વર્ષા બિલકુલ ન થવી, ખૂબ પ્રમાણમાં થવી અગર તો સખત ગરમી પડવી, આ વર્ષારૂપ કાલનો અયોગ, અતિયોગ અને મિથ્યાયોગ છે. આ કાલની વિક્રિયાને લીધે અનેક ઉપદ્રવો ફાટી નીકળે છે.

## (६) दोषव्याध्युभयभेदात् त्रिधा :—

દોષહેતુ, વ્યાધિહેતુ અને દોષવ્યાધિહેતુ ભેદથી પાછો હેતુ ત્રણ પ્રકારનો છે. (૧) દોષહેતુ : ચય, પ્રકોપ અને પ્રશમ નિમિત્ત પોતપોતાની ઋતુમાં ઉત્પન્ન થયેલા મધુરાદિ રસ દોષહેતુ કહેવાય છે. (૨) વ્યાધિહેતુ : માટી ખાવાથી પાંડુરોગ થાય છે. યદ્યપિ માટી પણ દોષને જ પ્રકૂપિત કરે છે, જેમકે ચરકમાં કહ્યુ છે :- " कषाया मारुतं पित्तमूषरा मधुरा कफम् । " (કષાય રસની માટી વાયુને, ઉષવાળી માટી પિત્તને અને મધુરરસવાળી માટી કફને કુપિત કરે છે), તથાપિ તે તે માટી ખાવાથી પ્રકુપિત દોષ પાંડુરોગ જ કરે છે. બીજો કોઈ રોગ કરતા નથી, એટલા

માટે અહી વ્યાધિહેતુતા છે (૩) દોષવ્યાધિહેતુ : વાતરક્ત રોગમા દોષવ્યાધિ ઉભય હેતુતા છે.

"હસ્ત્યશ્વોષ્ટ્રૈર્ગચ્છતશ્ચાશ્નતશ્ચ" અર્થાત્ હાથી, ઘોડો, ઊંટ વગેરે વાહનો પરે સવારી કરવાથી તથા વિદાહી અન્નપાનનું સેવન કરવાથી, વાતરક્તરોગ થાય છે યદ્યપિ અહીં બતાવેલાં કારણો પ્રથમ દોષને પ્રકુપિત કરે છે અને ત્યારબાદ વ્યાધિને ઉત્પન્ન કરે છે. પરતુ આમ હોવા છતાં પણ તે કારણો જે પ્રકારથી દોષોને પ્રકુપિત કરે છે તે જ પ્રકારથી વ્યાધિને પણ ઉત્પન્ન કરે છે. એટલા માટે જ આવાં સ્થળોમાં કેવળ રોગનાશક ઔષધ ન આપતાં હેતુવ્યાધિ વિપરીત ઔષધ આપવુ જોઈએ. જેમકે વાતિકશોથમા દશમૂલ ક્વાથનો પ્રયોગ હેતુવ્યાધિવિપરીત ઔષધ છે. કારણ કે દશમૂલ વાતહર પણ છે તથા શોથહર પણ છે. ઔષધ દ્રવ્યો નિયત શક્તિવાળા હોય છે. કોઈ ઔષધ પોતાની શક્તિથી કેવળ દોષપ્રત્યનીક હોય છે, કોઈ રોગપ્રત્યનીક હોય છે. તથા કોઈ ઉભય પ્રત્યનીક હોય છે. એટલા માટે રોગોત્પાદક દોષની નિવૃત્તિથી રોગની નિવૃત્તિ થાય છે એ સાર્વત્રિક નિયમ નથી એટલા માટે જ સુશ્રુતમાં પણ બતાવ્યુ છે કે :– "न वामयेत् तैमिरिकं न गुल्मिनं न चापि पाण्डूदररोगपीडितम् ।" યદ્યપિ વમન શ્લેષ્મહર છે છતાં શ્લૈષ્મિક તિમિરમાં વમન કરાવવાથી તિમિર રોગમા હાનિ થાય છે. વમનથી રોગ વધી જાય છે. "तिमिराणा तिमिरातिवृद्धिः, तस्मादेते न वाम्याः" (चरक)।

(ई) उत्पादकव्यजकभेदात् द्विधा :–

ઉત્પાદક અને વ્યંજક ભેદથી હેતુ બે પ્રકારનો છે. ઉત્પાદક એટલે ઉત્પત્તિકારક અને વ્યંજક એટલે પ્રેરક. જેમકે હેમન્ત ઋતુમાં ઉત્પન્ન થએલો મધુરરસ કફનો ઉત્પાદક છે અને વસન્ત ઋતુના સૂર્યતાપ એ કફનો વ્યંજક યાને પ્રેરક બને છે. અહી

હેમન્ત જ મધુરરસ કફનો ઉત્પાદક છે અને વસન્ત જ સૂર્યસંતાપ કફનો વ્યંજક છે.

**( ઙ ) बाह्याभ्यंतरभेदात् द्विधा :-**

બાહ્ય અને આભ્યંતરિકભેદથી પાછો હેતુ બે પ્રકારનો છે. ( ૧ ) બાહ્ય હેતુ : આહાર વિહાર વગેરે બાહ્ય હેતુ છે જેમકે વ્યાયામ અપતર્પણ ( લંઘન ), પ્રપતન, અગભંગ, ક્ષય, જાગરણ, વેગ વિધારણ, અતિશોક, ભય, ક્ષોભ, શીત, રૂક્ષ, કષાય, તિક્ત પદાર્થોના સેવનથી, વર્ષા ઋતુમાં, ભોજન પચી જવા બાદ તથા દિવસ અને રાત્રિના ઉત્તર ભાગમા વાયુ પ્રકુપિત થાય છે. અર્થાત્ આટલા ભાવો વાત પ્રકોપનું કારણ બને છે તેમ જ કટુ, અમ્લ, ઉષ્ણ, વિદાહી, તીક્ષ્ણ તથા લવણ પદાર્થોના સેવનથી, ક્રોધથી, ઉપવાસ, ધૂમ્રસેવન, સ્ત્રીસેવન, તલ, અતસી, દહી, મદ્ય, સરકો તથા કાંજીના સેવનથી તથા ભોજનની પચ્યમાન અવસ્થામાં, શરદઋતુમાં, ગરમીમા મધ્યદિન અને મધ્યરાત્રિમાં પિત્ત પ્રકુપિત થાય છે. ભારે મધુર અને અતિ સ્નિગ્ધ પદાર્થોના સેવનથી, દૂધ, ખાંડ, સાકર વગેરેથી બનેલી વસ્તુઓના સેવનથી, દિવાસ્વપ્નથી, હિમપતનના સમયમાં, દિવસ અને રાત્રિના પૂર્વ ભાગમાં, ભોજન કર્યા બાદ તરત જ અને વસંતઋતુમાં કફનો પ્રકોપ થાય છે. આમાં આહાર, વિહાર, કાલ વગેરે તે તે બાહ્ય હેતુઓના નિમિત્તથી વાત, પિત્ત અને કફનો પ્રકોપ કરે છે. ( ૨ ) આભ્યંતરિક હેતુ : દોષ અને દૂષ્ય એ આભ્યંતરિક હેતુ છે. તેમાં પ્રકુપિત દોષ પ્રાકૃત વગેરે ભેદોને લઈને અનેક પ્રકારનો થાય છે. પ્રાકૃત· વસંતમાં કફ, શરદમાં પિત્ત અને પ્રાવૃટ્માં વાયુનો પ્રકોપ પ્રાકૃત છે. વૈકૃતઃ–વસંતમાં પિત્ત અને વાયુનો, શરદમાં વાત અને કફનો, પ્રાવૃટ્માં પિત્ત અને કફનો પ્રકોપ થાય એ વૈકૃત છે. પ્રાકૃત અને વૈકૃતના જ્ઞાનથી રોગ સુખસાધ્ય છે કે કષ્ટસાધ્ય છે તેનો સરળતાથી નિર્ણય કરી શકાય છે જેમકે–વસંત અને શરદમાં થનારો પ્રાકૃતિક જ્વર સુખસાધ્ય હોય છે આનાથી ભિન્ન જે વૈકૃતિક

જ્વર થાય છે તે કષ્ટસાધ્ય હોય છે (પરંતુ વાતજન્ય પ્રાકૃતિક જ્વર પણ કષ્ટસાધ્ય હોય છે. એટલો અપવાદ છે.)

## ( ऊ ) दोषतः अनुबंध्यानुबंधभेदात् द्विधा :-

તે જ હેતુ અનુબન્ધ્ય અને અનુબધ ભેદથી બે પ્રકારનો હોય છે અનુબન્ધ્ય એટલે પ્રધાન, અને અનુબધ એટલે અપ્રધાન અર્થાત્ ગૌણ અનુબધને ઉપદ્રવ પણ કહે છે. જે રોગ સ્વતંત્ર સ્પષ્ટ લક્ષણવાળો, પોતાના નિદાનથી ઉત્પન્ન થનાર તથા પોતાની ચિકિત્સાથી શાંત થાય તેને અનુબન્ધ્ય કહે છે. આનાથી જે વિપરીત હોય તેને અનુબંધ કહે છે. સસર્ગજ વ્યાધિઓની ચિકિત્સામાં અનુબન્ધ્ય તથા અનુબંધનુ જ્ઞાન અત્યત આવશ્યક છે. સસર્ગજ વ્યાધિની ચિકિત્સામાં મુખ્ય ચિકિત્સા અનુબન્ધ્યની કરવી જોઈએ. પરંતુ સંભાળ એટલી રાખવાની કે તે ચિકિત્સા અનુબધની (ઉપદ્રવની) પ્રતિકૂળ ન હોય કારણ કે પ્રધાન રોગની શાતિ થતાં ઉપદ્રવ પ્રાય સ્વય શાન્ત થઈ જાય છે.

## ( ए ) आशयापकर्षहेतु :-

આશયાપકર્ષ હેતુ : જ્યારે પ્રકુપિત વાયુ પોતાના સ્થાનમાં રહેલા સમદોષને બીજા સ્થાનમાં લઈ જાય છે ત્યારે તે સ્થાનભ્રષ્ટ દોષ સમ હોવા છતાં પણ રોગ ઉત્પન્ન કરે છે જેમકે ચરકમાં બતાવ્યુ છે કે :- " प्रकृतिस्थं यदा पित्त मारुत श्लेष्मणः क्षये। स्थानादादाय गात्रेषु यत्र यत्र विसर्पति ॥ तदा भेदश्च दाहश्च तत्र तत्रानवस्थितः। गात्रदेशे भवत्यस्य श्रमो दौर्बल्यमेव च ॥ અર્થાત્ કફ ક્ષીણ થવા પર પ્રકુપિત વાયુ પ્રકૃતિસ્થ પિત્તને તેના સ્થાનથી ભ્રષ્ટ કરી પોતાની સાથે શરીરના જે જે ગાત્રમા ખેચી જાય છે ત્યા ભેદ, દાહ વગેરે ઉત્પન્ન કરે છે આમાં વાયુ જ વિગુણ થયો છે માટે તેને જ પોતાના સ્થાનમા લાવવો જોઈએ, ભ્રમથી પિત્તવૃદ્ધિ માની પિત્તહ્રાસ માટે

પ્રયત્ન કરવો ન જોઈએ. જો વાયુદ્વારા પિત્તનુ સ્થાનાન્તર ગમન ન જાણી, દાહ ભેદ વગેરે લક્ષણો દેખી પિત્તવૃદ્ધિનો નિર્ણય કરી પિત્તશામક ચિકિત્સા કરવામાં આવે તો પિત્તક્ષય થાય અને રોગીની ભારે કુસેવા થાય, માટે ચિકિત્સામાં આશયાપકર્ષનો ખાસ ખ્યાલ રાખવો જોઈએ.

## ( ऐ ) **गतिभेदात् त्रिधा :-**

ગતિ હેતુ :- ક્ષીણ, વૃદ્ધ વગેરે દોષોની ગતિ છે. "क्षयः स्थानं च वृद्धिश्च दोषाणां त्रिविधा गतिः। ऊर्ध्वं चाधश्च तिर्यक्च विज्ञेया त्रिविधा-परा ॥ त्रिविधा चापरा कोष्ठशाखामर्मास्थिसन्धिषु" ( चरक ) અર્થાત્ ચરકમાં બતાવ્યુ છે કે ક્ષય, સ્થાન અને વૃદ્ધિ એ દોષોની ત્રણ પ્રકારની ગતિ છે. તથા ઊર્ધ્વ, અધઃ અને તિર્યક્ આ પણ દોષોની ત્રિવિધ ગતિ છે. તેમ જ કોષ્ઠ શાખા અને મર્માસ્થિસંધિઓમાં ગમન કરવું એ પણ દોષોની ત્રિવિધ ગતિ છે. ક્ષય એટલે દોષોનું ક્ષીણ થવુ, સ્થાન એટલે દોષોની સામ્યાવસ્થા, અને વૃદ્ધિ એટલે દોષોનું વધી જવુ. દોષોનાં ક્ષય, વૃદ્ધિ અને સ્થાન તેમના કર્મથી જાણી શકાય છે. "दोषाः प्रवृद्धाः स्वं लिङ्गं दर्शयन्ति यथबलम्। क्षीणा जहति स्वं लिङ्गम्, समाः स्वं कर्म कुर्वते।" ( चरक ) અર્થાત્ વધેલા દોષો પોતાના બળ પ્રમાણે પોતપોતાનાં લક્ષણો બતાવે છે, અને ક્ષીણદોષો ક્ષય અનુસાર પોતપોતાનાં લક્ષણો ઘટાડે છે. તથા સમદોષ પોતપોતાનુ કાર્ય બરાબર કરે છે. ક્ષીણ અને પ્રવૃદ્ધ દોષો પોતપોતાનાં નીચેનાં લક્ષણોથી જાણી શકાશે. જેમકે આધ્માન, સ્તભ, રૂક્ષતા, અગસ્ફુટન, મંથન જેવી પીડા, ક્ષોભ, કંપ, સુચીવેધપીઢા, કંઠધ્વંસ, ગાત્રાવસાદ, શ્રમ, વિલાપ, સંધિશિથિલતા, શૂલ, અંગોનું ફાટવું, ખરખરાપણુ, કર્ણનાદ, ભોજનનો વિષમાપક, દષ્ટિવિહ્વલતા, શરીરમાં સ્પંદન, હર્ષક્ષય, નિદ્રાનાશ, તાડન, પીડન, અગોનું નીચે નમી જવુ, વિષાદ ભ્રમ, વારંવાર પડી જવું, બગાસાં આવવાં, રોમહર્ષ, વિક્ષિપ્તચિત્તતા, આક્ષેપ, શોષ, સુષિરતા,

અંગોમાં છેદન તથા વેષ્ટન. શરીર શ્યામ વર્ણનું થઈ જવું, અતિશય પિપાસા, સુપ્તવાદ, સાંધવિશ્લેષ, મળનું સુકાઈ જવું અને મોઢામાં કષાયરસનો સ્વાદ રહેવો-આટલાં કુપિત **વાયુનાં લક્ષણ છે.** વિસ્ફોટ, અમ્લમુખના, મુખથી જાણે ધુમાડો નીકળતો હોય એવું ભાસવું, પ્રલેપન, પ્રસ્વેદ, મૂર્ચ્છા, દુર્ગંધતા, મદ, પાક, અરતિ, અરુચિ, પિપાસા, ભ્રમ, ઉષ્મા, અતૃપ્તિ, અંધકાર પ્રવેશ જેવું લાગવું. દહન, કટુ, અમ્લ અથવા તિક્તરસતા લાગવી, આ બધાં પ્રકુપિત **પિત્તનાં કર્મો છે.** તૃપ્તિ, તંદ્રા, ગુરુતા, સ્તિમિતતા. કઠીનતા, મલાધિક્યતા, સ્નિગ્ધતા, અપાક, ઉપલેપ, શીતતા, કંડુ, પ્રસેક, ચિરકર્તૃત્વ, શોથ, નિદ્રાધિક્ય, લવણરસતા મધુરરસતા, શ્વેતવર્ણતા અને આલસ્ય-આટલાં **કફનાં લક્ષણો છે.** આ લિંગોનું યથાવત્ જ્ઞાન ચિકિત્સામાં બહુ જ ઉપયોગી થઈ પડે છે. "क्षीणाः वर्धयितव्य, वृद्धा ह्रासयितव्या., समा, पालियतव्या ॥" આ સુશ્રુતનું ચિકિત્સાસૂત્ર છે. ક્ષીણદોષોને વધારવા, વધેલાને ઘટાડવા અને સમદોષો સ્થિર રાખવા જોઈએ.

ઉપર ઊર્ધ્વ વગેરે ગતિના ત્રણ ભેદ બતાવ્યા છે. આ પ્રયોજન છે કે ઊર્ધ્વગ રક્તપિત્તમા વિરેચન આપવું જોઈએ તથા અધોગ રક્તપિત્તમાં વમન કરાવવું જોઈએ. કારણ કે ચરકમાં બતાવ્યું છે કે "प्रतिमार्गं च हरणं रक्तपित्त विधीयते ।" અર્થાત્ રક્તપિત્તમાં દોષોને પ્રતિલોમ માર્ગથી કાઢવા જોઈએ, યાને જો રક્તપિત્ત મુખદ્વારા થતો હોય તો વિરેચન આપવું અને જો ગુદાદ્વારા થતો હોય તો વમન કરાવવું. જે આ ગતિના ભેદોથી અજ્ઞાન છે તે ચિકિત્સક "विरेचनं पित्तहराणा श्रेष्ठम्" ॥ આ સામાન્ય નિયમ અનુસાર અધોગ રક્તપિત્તમાં વિરેચન આપી રોગીને મારી નાખશે

(ओ) **प्रकृतिविकृतिभेदात् द्विधा :-**

આયુર્વેદમાં, શુક્રશોણિત સંયોગ વેળા જે દોષની ઉત્કટતા

હોય, તદનુસાર પ્રકૃતિઓમા વાત, પિત્ત અને કફ દોષની દેહપ્રકૃતિઓ ગણાવે છે. એમાં વાતપ્રકૃતિવાળાનો વાતરોગ કષ્ટસાધ્ય બને છે, જ્યારે કફ પ્રકૃતિ અને પિત્તપ્રકૃતિવાળાનો વાતરોગ કષ્ટસાધ્ય બને છે, જ્યારે કફ પ્રકૃતિ અને પિત્તપ્રકૃતિવાળાનો સુખસાધ્ય બને છે. ચરકે કહ્યુ પણ છે કે, "न च तुल्यगुणो दूष्यो न दोषः प्रकृतिर्भवेत" (च. सू. अ १०) દોષ દૂષ્ય (ના) તુલ્ય ગુણવાળો, અને રોગીની પ્રકૃતિની તુલ્ય ન હોય તો સુખસાધ્ય બને છે.

**(औ) सामत्वनिरामत्वाभ्यां द्विधा :–**

ઉષ્માના અલ્પ બળથી આદિરસધાતુ અપક્વ રહી અને દુષ્ટ થઈ આમાશયમાં જાય છે ત્યારે તેને 'આમ' કહે છે * તે આમરસથી સંયુક્ત થઈ દૂષિત થયેલા દોષ, દૂષ્યો 'સામ' કહેવાય છે અને તેનાથી ઉત્પન્ન રોગો પણ 'સામ' કહેવાય છે. સ્રોતોનો અવરોધ, બલની હાનિ, શરીરમાં ભારેપણુ, વાયુની મૂઢતા, આળસ, અન્નનું ન પચવું, લાલાસ્રાવ (વધુ કરી પ્રાતઃકાળે) મલનુ દ્રવત્વ, અરુચિ અને થાક એ સામમલોનાં લક્ષણ છે. એથી વિરુદ્ધ નિરામ મલનાં લક્ષણ હોય છે.

**સામવાયુ :–**વિબંધ, અગ્નિમાંદ્ય, તદ્રા, આંત્રકુજન, અગવેદના, અંગશોથ, અંગતોદ, અંગગ્રહ, સ્નેહાદિ વાયુની ચિકિત્સાથી વૃદ્ધિ, સૂર્યોદય વેળાએ વૃદ્ધિ, વર્ષાની શરૂઆતમા વૃદ્ધિ, રાત્રે વૃદ્ધિ, સ્તૈમિત્ય,

---

* उष्मणोऽल्पबलत्वेन धातुमाद्यमपाचितम् ।
दुष्टमामाशयगत रसामाम प्रचक्षते ॥
अन्ये दोषेभ्य एवाति दुष्टेभ्योऽन्यन्यमूर्च्छनात् ।
कोद्रवेभ्यो विषस्येव वदन्त्यामस्य सम्भवम् ॥
आमेन तेन संयुक्ता दोषा दूष्याश्च दूषिताः ॥
सामा इत्युपदिश्यन्ते ये च रोगास्तदुद्भवाः ॥
स्रोतोरोधवलभ्रंशगौरवानिमूढता ।
आलस्यापक्तिनिष्ठीवमलसगारुचिक्लमा : ।
लिंगं मलानां सामानां निरामाणा विपर्ययः ॥ अ. हृ. सू. अ १३

ગૌરવ, સ્નિગ્ધત્વ, અરોચક, આળસ, શીતતા, કટુરૂક્ષ પદાર્થોની અભિલાષા અને ઉપશય, અર્તિ આધ્માન. **નિરામવાયુ:** વિશદ, રૂક્ષ, વિબંધ વગરનો, અલ્પવેદના વાયુના વિપરીત ગુણ સ્નિગ્ધત્વાદિથી શમન. **સામપિત્ત :** દુર્ગંધ, હરિતવર્ણ, શ્યામવર્ણ, અમ્લરસ, સ્થિરત્વ, ગુરુત્વ, અમ્લોદ્ગાર, કંઠદાહ, હૃદ્દાહ, કટુત્વ, બહલત્વ, ગુરુત્વ. **નિરામપિત્ત :** અલ્પ (કિંચિત્) તામ્રવર્ણ, પીતવર્ણ, ઉષ્ણ, કટુરસ, અસ્થિર (સર), વિગન્ધ, રુચિકર, પાચક, બલકારક, અનેકવર્ણવાળો, અચ્છ. **સામકફ :** મલિન, તન્તુમય, સ્ત્યાનતા, કંઠદેશમાં દુર્ગંધ, ક્ષુધાનાશ, ઉદ્ગારાભાવ, પ્રવેશીપણું, પિચ્છિલતા. **નિરામ કફ :** ફેનવાન, પિંડિત, પાડુ, નિઃસાર, ગંધ વગરનો, છેદવાન, મુખશુદ્ધિકર, અચ્છ, વિશદ, શ્વેત, મધુર જાણવો

સામનિરામભેદનુ મહત્ત્વ અનેકગણુ છે, અને વિદ્યાર્થીઓએ સતત એનુ સ્મરણ રાખવું ઘટે છે. આયુર્વેદની કલ્પનાઓની અનેકવિધ વિશિષ્ટતાઓમાં સામનિરામ દોષોની કલ્પના પણ એક છે

### प्राणादि स्रोतसां दुष्टि-हेतव :-

સ્રોતોનો પ્રકાર, અને તેમના પ્રકૃતિવિજ્ઞાનનુ મહત્ત્વ વિદ્યાર્થીઓએ 'દોષધાતુમલવિજ્ઞાન'ના વિષયમા જોયુ હશે. હવે તે સ્રોતોના દુષ્ટિના હેતુ જોઈએ. **પ્રાણવહસ્રોતસ્ :** ક્ષયથી, વેગધારણથી, રૂક્ષતાથી, વ્યાયામથી, લંઘનથી અને અન્ય દારુણ કર્મોથી (જેનાથી વાતપ્રકોપ થાય) તે કારણોથી પ્રાણવહ સ્રોતોમાં દુષ્ટિ થાય છે. **ઉદકવહસ્રોતસ્ :** ઉષ્ણતા, આમ, ભય, મદ્યાદિના પાનથી, અતિ શુષ્કાન્ન સેવનથી, તૃષ્ણાના અતિનિગ્રહથી, અંબુવહ સ્રોતો દૂષિત થાય છે. **અન્નવહસ્રોતસ્ :** અતિભોજન, અકાળ ભોજનથી; અગ્નિની વિગુણતાથી અન્નવહસ્રોતસ્ દૂષિત થાય છે. **રસવહસ્રોતસ્ :** ગુરુ, શીત, અતિસ્નિગ્ધ, અને અતિ ભોજનથી અને અતિચિંતનથી

રસવસ્રોતો દૂષિત થાય છે **રક્તવહસ્રોતસ્:** વિદાહી, સ્નિગ્ધ, ઉષ્ણ, દ્રવ, આતપ અને અગ્નિ સેવનથી રક્તવસ્રોતો દૂષિત થાય છે. **માંસવહસ્રોતસ્** અભિષ્યદિ, ગુરુ, સ્થૂલ ભોજનપદાર્થોથી અને ભોજન બાદ નિદ્રાથી માંસવસ્રોતો દૂષિત થાય છે **મેદોવહસ્રોતસ્:** અવ્યાયામ, દિવસે સૂવું, ચરબીવાળા માંસનુ અતિસેવન અને વારુણી (મદ્યપ્રકાર)ના અતિસેવનથી મેદોવહસ્રોતો દૂષિત થાય છે **અસ્થિવહસ્રોતો:** વ્યાયામ, અતિસંક્ષોભ અસ્થિઓનું અતિ ઘર્ષણ, અને વાયુકર દ્રવ્યોના સેવનથી અસ્થિવહસ્રોતો દૂષિત થાય છે. **મજ્જાવહસ્રોતો:** સંધિઓના ઘર્ષણ અભિષ્યંદ, અભિઘાત અને પ્રપીડનથી તથા વિરુદ્ધાન્ન સેવનથી મજ્જાવહસ્રોતો દૂષિત થાય છે. **શુક્રવહ:** અકાલે યોનિગમન, શુક્ર, નિગ્રહ, અતિમૈથુન, અને શસ્ત્રકર્મ, ક્ષારકર્મ અને અગ્નિકર્મથી શુક્રવહસ્રોતો દૂષિત થાય છે. અકાલે યોનિ ગમનનો અર્થ નિષિદ્ધ ઋતુ અને દિનોમાં મૈથુનથી અને અયોનિ મૈથુનથી રજસ્વલા, ગુદગમન અને મુષ્ટિ મૈથુનથી છે. **પુરીષવહ:** પુરીષના વેગનુ ધારણ, અતિભોજન, અજીર્ણ, અને અધ્યશનથી દુર્બલાગ્નિ અને કૃશ મનુષ્યના પુરીશ વહસ્રોતો બગડે છે. **મૂત્રવહ**. મૂત્રના વેગની ઇચ્છા વખતે ઉપકપાન, ભોજન કે મૈથુનથી, મૂત્રના વેગને રોકવાથી ક્ષીણ અને કૃશ પુરુષના મૂત્રવહસ્રોતો દૂષિત થાય છે. **સ્વેદવહ:** વ્યાયામથી, અત્યંત સંતાપથી, શીત તથા ઉષ્ણના ક્રમ રહિત સેવનથી અર્થાત્ ઠંડા પર એકદમ ગરમ અને ગરમ પર એકદમ ઠંડુ એમ સેવન કરવાથી ક્રોધ, શોક, અને ભયથી સ્વેદવાહી સ્રોતો દૂષિત થાય છે

સ્રોતોના સામાન્ય પ્રકોપક કારણમાં 'જે આહારવિહાર દોષોના ગુણના સમાન હોય છે અને જે ધાતુઓને વિગુણ કરવાના સ્વભાવવાળા હોય છે તે સ્રોતો દુષ્ટિ કરનાર હોય છે' અહી યોગીન્દ્રનાથે 'ધાતુભિર્વિગુણ' નો અર્થ 'ધાતુથી વિપરીત ગુણવાળા' એમ કરેલ છે પરંતુ ઉપર્યુક્ત સ્રોતો દુષ્ટિના હેતુમાં એથી વિપરીત જોવા મળે છે. જેમકે મેદવહ

સ્રોતોની દ્રષ્ટિમાં અવ્યાયામ, [-વ્યસ્ત'], ચરબીવાળા માસનો ઉપયોગ આદિ મેદના વિપરીત નહી પણ સમાન ગુણવાળા છે.

(અ) व्यापन्नौषाद्युपयोगाद्रोगप्रादुर्भाव :-

સુશ્રુત સૂત્રસ્થાન અધ્યાય છઠ્ઠામા तासामुपयोगाद्विविधरोगप्रादुर्भावो मरको वा भवेदिति । સૂત્ર વડે આનો બોધ થાય છે. વ્યાપન્નના બે અર્થ છે. એક તો મૃત–સડેલુ એ અર્થમા, અને વ્યાપન્ન એટલે ફેલાયેલું એમ બે અર્થ છે. ચરકમાં જનપદોધ્વંસ વ્યાધિઓનુ સવિસ્તર વર્ણન આપવામાં આવ્યુ છે. એ વ્યાધિઓ પર આ ગ્રન્થમા અમે એક જુદુ પ્રકરણ આગળ ઉપર આપેલુ છે તો જોવા વાચકોને ભલામણ છે. અવ્યાપન્ન–અદૂષિત ઋતુમાં ઘઉ, ચણા વગેરે વનસ્પતિઓ નિર્દોષ હોય છે. એવી વનસ્પતિ તથા પાણીના ઉપયોગથી અગ્નિસોમીયરૂપી પ્રાણ, શરીર, ઇંદ્રિય, સત્ત્વ આત્માના સંયોગરૂપી આયુ, ઉત્સાહરૂપી બલ, શકિત, સપ્ત ધાતુઓના સ્નેહરૂપી હૃદયાશ્રિત ઓજ વધે છે. આ ઋતુઓમાં વિપરીતતાનુ કારણ અધર્મ છે. શીત, ઉષ્ણ, વાયુ અને વર્ષા વિપરીત (હીન મિથ્યા અને અતિયોગથી) ઔષધો અને જલ દૂષિત બને છે અને પોતાના સ્વાભાવિક ગુણધર્મને છોડી દે છે અને આ પ્રકારના દૂષિત અન્નપાન–ભેષજાદિના ઉપયોગથી નાના પ્રકારના રોગોનો પ્રાદુર્ભાવ થાય છે જેને **મરક** પણ કહે છે. આ અવસ્થામાં ( ઋતુના વિપરીત થવા પર ) અદૂષિત વનસ્પતિઓનો તથા પાણીનો ઉપયોગ કરવો જોઇએ. અર્થાત્ વ્યાપન્ન ઔષધાદિના ઉપયોગથી પણ રોગ પ્રાદુર્ભાવ થાય છે. એટલે રોગના નિદાન–કિવા હેતુઓમાં તેનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. ચિકિત્સકે રોગોત્પત્તિ હેતુઓમાં આ પણ લક્ષ્યમા રાખવુ ઘટે છે.

**निदानपर्याय** :- નિમિત્ત, હેતુ, આયતન, પ્રત્યય, ઉત્થાન અને કારણ, આ છ નિદાનના પર્યાય ( સમાનાર્થવાચક ) શબ્દો છે.

पूर्वरूपलक्षणम् :–

प्राग्रूप येन लक्ष्यते ।
उत्पित्सुरामयो दोषविशेषेणानष्ठिधित ।
लिंगमव्यक्तमल्पत्वाद् व्याधिनां तद्यथायथम् । ( અ. નિ. )
स्थानसंश्रयिणः क्रुद्धा भाविव्याधि प्रबोधकम् ।
दोषा. कुर्वन्ति यल्लिंगं पूर्वरूपं तदुच्यते ॥ ( અ. નિ. )

કોઈ દોષ વિશેષના સંબંધ વગર, ઉત્પન્ન થનાર વ્યાધિ જેનાથી જાણી શકાય તેને સામાન્ય પૂર્વરૂપ કહે છે. પૂર્વરૂપાવસ્થામાં અત્યલ્પ હોવાથી વ્યાધિઓ પોતપોતાનાં અવ્યક્ત લક્ષણ લક્ષિત હોય તેને વિશિષ્ટ પૂર્વરૂપ કહે છે. પૂર્વરૂપના સામાન્ય અને વિશેષ બે પ્રકાર છે. સામાન્ય પૂર્વરૂપ દોષ દૂષ્યની સંમૂર્ચ્છનાવસ્થાથી ઉત્પન્ન થનાર જે લિંગોથી, ઉત્પન્ન થનાર વ્યાધિના બોધમાં એ 'વાતિક' 'પૈત્તિક' 'કફજ' એમ જ્ઞાન નથી થતું જેમકે જ્વરના પૂર્વરૂપમાં શ્રમ, અરતિ, વિવર્ણતા આદિથી ભાવિ જ્વરનું જ્ઞાન થાય છે, પરંતુ બગાસાં વડે વાતજ્વર, દાહ વડે પિત્તજ્વર, અન્નની અરુચિથી કફજ્વર એમ રોગના દોષ પ્રકારનું જ્ઞાન કરાવે તે વિશિષ્ટ પૂર્વરૂપ કહેવાય છે, પરંતુ આ વિશિષ્ટ પૂર્વરૂપોમાં પણ તે વિશિષ્ટ પૂર્વરૂપો ક્યા ભાવથી કુપિત થયાં છે તે માલૂમ પડતું નથી. જેમકે વાતજ જ્વરમાં પૂર્વરૂપમાં બગાસાં વડે વાતજ જ્વરનું પૂર્વરૂપ ખબર પડી શકે છે પણ તે વાયુ શેનાથી કુપિત થયેલો છે તે ખબર પડતી નથી. આ જ અવ્યક્તતા તેમાં રહેલી છે. તે જ્યારે વ્યક્ત થાય ત્યારે રૂપ કહેવાય છે. સંક્ષેપમાં પૂર્વરૂપ એટલે ભાવિ વ્યાધિ બોધક લિંગ મનાય છે.

रूपलक्षणम् :–

तदेव व्यक्ततां यात रूपमित्यभिधीयते ।
संस्थान व्यंजनं लिंगं लक्षणं चिह्नमाकृतिः ॥ ( અ. નિ. )

તેજ અતિ સૂક્ષ્મ હોવાથી અવ્યક્ત પૂર્વરૂપ જ્યારે વ્યક્ત બને છે ત્યારે રૂપ કહેવાય છે. અને તેને સસ્થાન, વ્યંજન, લિંગ, લક્ષણ, ચિહ્ન અને આકૃતિ એ પર્યાય (સમાનાર્થ વાચક શબ્દ) વડે ઓળખાય છે. જો કે પૂર્વરૂપ બાદ સંપ્રાપ્તિ મધુકોસકાર તથાપિ વ્યાધિના સ્વરૂપના જ્ઞાન માટે કરાવવા માટે પૂર્વ 'तदेव' ઇત્યાદિથી રૂપને કહેલ છે. તે જ પૂર્વરૂપ વ્યકત થયે 'रूप' કહેવાય છે. અહી એવી શકા કરવામાં આવી છે કે પૂર્વરૂપ વ્યકત થાય છે તે સર્વાંગીણ ભાવથી કે એકાંગીણ ભાવથી? આનો ઉત્તર છે કે ન તો સંપૂર્ણ ભાવથી કે ન તો એકાંગીણ ભાવથી પૂર્વરૂપ રૂપને પામે છે. જેમકે ધુમાડો હોય તો પર્વત પર વહ્નિ છે તેમાં તૃણનો ધુમાડો છે કે પાંદડાંનો તેનું જ્ઞાન નથી થતું પરંતુ ધુમાડો વહ્નિનું જ્ઞાન કરાવે છે. એ જ રીતે પૂર્વરૂપ એક દશ કે સર્વદેશીય વ્યકિત સિવાય પૂર્વરૂપ માત્ર વ્યક્ત થઈ લિગનું જ્ઞાન કરાવે છે અથવા સ્વયં લિંગ બને છે. ઈશ્વરસેન કહે છે કે વ્યાધિમાં જે વ્યક્તિ સ્વરૂપ છે તે જ રૂપ છે. રૂપ વ્યાધિના જ્ઞાનમાં કારણ કહેલ છે અને જો તે વ્યાધિનો જ સ્વભાવ છે અને એ ભાવ સ્વાત્મનિક્રિયાવિરોધ દોષ યુકત છે કેમકે અર્શરોગમા નખ, નયન, વિષ્ઠા મૂત્રાદિકોનું કૃષ્ણવર્ણત્વ અર્શનાં રૂપ નથી. કેમકે એ અર્શનું ધર્મ નથી, ન તો અર્શમા રહે છે. આ તો વાયુ આદિનો ધર્મ છે અને તેમા જ રહે છે. અને જો કાર્યનો સ્વીકાર કરવામાં આવે તો ઉપદ્રવ પણ રૂપમાં આવી જશે. પરતુ ઉપદ્રવો તો કૃચ્છસાધ્યતા અથવા અસાધ્યતાના બોધક છે, વ્યાધિના નહી. કેમકે વ્યાધિ તો તેની ઉત્પત્તિ પૂર્વે જાણી શકાય છે. તે ઉપરાંત ઉપદ્રવ અને રૂપ એક જ વસ્તુ હોય તો એનું પૃથક્ વર્ણન શા માટે કરવામાં આવે? એનું પૃથક્ વર્ણન જ એ જ બાબતનું દ્યોતક બને છે કે એ બે જુદાં છે. લક્ષણો સમૂહ અમુક રોગને ચોક્કસપણે વ્યક્ત કરે છે. જેમ, સ્વેદાવરોધ, સર્વાંગ ગ્રહણ, અને સંતાપ એ ત્રણેય સાથે હોય તો જ્વર કહેવાય છે.

उपशयलक्षणम् :–

हेतुव्याधिविपर्यस्त विपर्यस्तार्थकारिणाम ।

औषधान्नविहाराणामुपयोगं सुखावहम् ।

विद्यादुपशयं व्याधेः स हि सात्म्यमिति स्मृतः । અ. વિ. અ. ૧

હેતુ વિપરીત, વ્યાધિવિપરીત અને હેતુવ્યાધિવિપરીત ઔષધ અન્ન અને વિહારનો, હેતુવિપરીતાર્થકારી, વ્યાધિવિપરીતાર્થકારી અને હેતુવ્યાધિવિપરીતાર્થકારી ઔષધ અન્ન અને વિહારનો ચિરકાલ સુધી સુખ આપનાર ઉપયોગ ઉપશય કહેવાય છે. ઉપશય સાત્મ્ય પણ કહેવાય છે ઉપશયથી જે વિરુદ્ધ હોય તે અનુપશય કહેવાય છે અને વ્યાધિમાં અસાત્મ્ય પણ કહે છે. ઉપશયનું કોષ્ટક આપ્યુ છે તે જોવાથી સ્પષ્ટીકરણ થઈ જશે હેતુવિપરીત ઔષધ, અન્ન કે વિહાર, વ્યાધિવિપરીત ઔષધ અન્ન અને વિહાર, હેતુવ્યાધિ (ઉભય) વિપરીત ઔષધ અન્ન કે વિહાર, હેતુ વિપરીતાર્થકારી ઔષધ અન્ન કે વિહાર, વ્યાધિવિપરીતાર્થકારી ઔષધ, અન્ન અને વિહાર અને હેતુ વ્યાધિવિપરીતાર્થકારી ઔષધ અન્ન અને વિહારનો ચિરકારી સુખપ્રદ ઉપયોગ ઉપશય કહેવાય છે. અહી સુખનો અર્થ રોગનિવૃત્તિનો છે. દાહ અને તૃષ્ણાયુક્ત નવ જ્વરીને શીતલ જલ આપવાથી યદ્યપિ તત્કાલ સુખ મળે છે પણ એ સુખ સરખી રીતે લાંબો વખત ટકતું નથી. ઔષધ અન્ન અને વિહાર ઉપલક્ષણરૂપ કહ્યો છે. અહી એ દ્વારા દેશ અને કાળ પણ લઈ શકાય છે. સક્ષેપમાં ઉપશયનું લક્ષણ "ઔષધાદિકથી થનાર સુખનો અનુબંધ ઉપશય છે." આ લક્ષણ કેવલ ઉદાહરણ દર્શનપરક છે. વસ્તુતઃ લક્ષણ નથી વ્યાધિથી ઉત્પન્ન થનાર દુઃખને સારી રીતે શાંત કરનાર હેતુ ઉપશય ગણાય છે. ઉપશય અને ચિકિત્સા છેતરાતી દૃષ્ટિએ સમાન બને છે. પરંતુ ઉપશય એટલે સર્વાંગીણ ભાવથી ચિકિત્સા જ છે એમ નહી કહી શકાય. વ્યાધિવિનિશ્ચય માટે તેનો સવિશેષ ઉપયોગ

# ઉપશય-પ્રદર્શક કોષ્ટક

| ઉપશયનો પ્રકાર | ઔષધ | ઔષધ | વિહાર |
|---|---|---|---|
| अ હેતુ વિપરીત | કફજ્વરમાં સૂંઠ જેવાં ઉષ્ણ ઔષધો | વાતિક જ્વર અથવા શ્રમજ જ્વરમાં પોષક રસ અથવા યૂષ | દિવસમાં સૂવાથી વધેલા કફમાં રાત્રિ જાગરણ |
| ब વ્યાધિ વિપરીત | અતિસારમાં સ્તંભક કાલીપાટ ઇંદ્રજવ | અતિસારમાં સ્થંભક મસૂર | ઉદાવર્તમાં પ્રવાહણ કરાવવું |
| क હેતુ વ્યાધિ વિપરીત | વાતિક શોથમાં દશમૂલ (દશમૂલ વાતઘ્ન પણ છે અને શોથઘ્ન પણ છે) | વાતકફજ ગ્રહણીમાં તક્ર (તક્ર વાત અને કફનો નાશ કરે છે) | દિવસે સૂવાથી થયેલ સ્નિગ્ધ તંદ્રામાં રૂક્ષ જાગરણ |
| ड હેતુવિપરીતાર્થકારી | પૈત્તિક વ્રણ શોથમાં પિત્તકારક ઉષ્ણ ઉપનાહ (પોટીસ) | પચ્યમાન વ્રણ શોથમાં વિદાહી અન્ન | વાતિકોન્માદમાં ત્રાસન |
| इ વ્યાધિવિપરીતાર્થકારી | ઊલટીમાં મીંઢળ આપવું. | અતિસારમાં (વિરેચન) દૂધ આપવું | ઊલટીમાં વધુ ઊલટી માટે પ્રવાહણ |
| ई ઉભય વિપરીતાર્થકારી | અગ્નિથી બળેલામાં ઉષ્ણ અગરનો લેપ | મદ્યના અતિ યોગમાં પુનઃ મદ્યપાન | ઉરુસ્તંભથી ઉત્પન્ન મૂઢવાતમાં ફરીથી પાણીમાં તરવું |

યુક્તિયુક્ત હોય તો સફળ થાય છે, ઉપશય એ નિદાનપંચકનું એક અંગ છે. ચિકિત્સા કઈ નિદાનપચકનુ અંગ નથી. ઊલટું સમગ્ર નિદાનપંચક સફળ ચિકિત્સા માટે હોય છે. ઉપશયથી ગૂઢ લિંગવ્યાધિ જાણી શકાય છે.

**सम्प्राप्तिलक्षणम् :**

यथा दुष्टेन दोषेण यथा चानुविसर्पता ।
निर्वृत्तिरामयस्यासौ सम्प्राप्तिजातिरागतिः ।
प्रतिरोगमितिकुद्धा रोगाधिष्ठानगामिनीः
रसायनीः प्रपद्याशु दोषा देहे विकुर्वते ॥ अ हृ. नि. अ. १.
संचप च प्रकोपं च प्रसरं स्थानसंश्रयम्
व्यक्तिं भेद च यो वेत्ति दोपाणा स भवेद्भिषक् । સુ સૂ. અ. ૨૧

વાયુ, પિત્ત અને કફ જે પ્રકારે સંચિત અને પ્રકુપિત એટલે દૂષિત થઈને સંપૂર્ણ શરીરમાં ફેલાય છે અને અનુકૂળ સ્થાનમાં સ્થિર થઇ જે રીતે રોગો ઉત્પન્ન થાય છે, તેને સમ્પ્રાપ્તિ કહેવાય છે. જાતિ અને આગતિ એના પર્યાયો છે. પ્રત્યેક રોગમાં કુપિત દોષો રોગાધિષ્ઠાન ગામિની રસાયનીમાં પ્રપદ્યમાન થઈ રોગોત્પત્તિ કરે છે. સમ્પ્રાપ્તિનાં આ લક્ષણોનું સાચું રહસ્ય દોષોના સચય, પ્રકોપ, પ્રસર, સ્થાનસંશ્રય, વ્યક્તિ અને ભેદ આ છ અવસ્થાના જ્ઞાનમાં રહેલું છે એનું સવિસ્તર લક્ષણાત્મક વર્ણન આપ આના પછીના અધ્યાયમાં જોઇ શકશો ચિકિત્સાના આ છ ક્રિયાકાલો છે.

સમ્પ્રાપ્તિના ભેદમાં સંખ્યા, વિકલ્પ, પ્રાધાન્ય, બલ અને કાલ આ પાંચ ભેદ અષ્ટાંગહૃદયમા વાગ્ભટે આપ્યા છે. ચરકે એના છ ભેદ વધુમાં એક વિધિ ભેદ આપ્યો છે.

સખ્યા પ્રકારમાં જેમકે જ્વરના આઠ પ્રકાર, સાત પ્રકારના

કુષ્ઠ, પાંચ પ્રકારના ગુલ્મ એ યકત થાય છે. વિધિ (પ્રકાર) ના ભેદથી રોગના બે પ્રકાર નિજ, આગંતુક, સાધ્ય, અસાધ્ય, મૃદુ, દારુણ ૪ ભેદથી, ત્રિદોષમાં વાત પિત્ત અને કફથી એમ ગણાય છે. સખ્યા સંપ્રાપ્તિથી કેવળ ભેદ માત્ર વ્યક્ત થાય છે. જેમકે ૫ બ્રાહ્મણ કે ૮ જ્વર, પરંતુ વિધિપ્રકારથી સજાતીય કિંતુ ધર્માંતર દ્વારા ભિન્ન પદાર્થોનુ ગ્રહણ થાય છે. સખ્યા અને વિધિમાં બંનેમાં ભેદ છે. બનેને એકમાં ન સમાવી શકાય.

વિકલ્પ સંપ્રાપ્તિમા દોષોની અશાંશ કલ્પના કરવામાં આવે છે. અથાત્ કોઈ વ્યાધિમાં કેટલે અશે વાત, કેટલે અંશે પિત્ત અને કેટલે અંશે કફ પ્રકુપિત થાય છે તેનું જ્ઞાન વિકલ્પ સંપ્રાપ્તિમાં આવે છે.

પ્રાધાન્ય સંપ્રાપ્તિ વડે વ્યાધિની સ્વતંત્રતા અને પરતંત્રતાનો બોધ થાય છે. જેમકે જ્વરાતિસારમાં જ્વર મુખ્ય અને અતિસાર પરતંત્ર કે તેથી વિપરીત એ નક્કી કરવું.

બલ સંપ્રાપ્તિમાં હેતુ આદિની અલ્પતા કે સપૂર્ણતા વડે વ્યાધિ સબળ છે કે નિર્બળ તેનુ જ્ઞાન થાય છે જેમકે જ્વરમાં હેતુલક્ષણ આદિ જોઇ તેની સુખ સાધ્યતા કે અસાધ્યતા જાણી શકાય છે, જેમકે શરદ અને વસંતમા થયેલ પ્રાકૃત જ્વર સાધ્ય છે તેથી વિપરીત વૈકૃત કૃચ્છ્રસાધ્ય છે. અસાધ્ય જેમકે સર્વસપૂર્ણ લક્ષણ સન્નિપાત જ્વર અસાધ્ય છે. આ પ્રકારનું જ્ઞાન બલસંપ્રાપ્તિ કહેવાય છે. કાલ રૂપ સંપ્રાપ્તિમાં દિવસના આદિ, મધ્ય અને અતને જોઇ દોષ નિર્ણય કરીએ. જેમકે સવારના, રાત્રિ આરભે, વસંત ઋતુમાં કે ભોજનની તત્કાલ પછી જ્વર આવે તો કફજ ગણાય છે એ રીતે પૈત્તિક અને વાતજ સમયાનુસાર જાણવા...

# અધ્યાય : ૨

# સંપ્રાપ્તિવિજ્ઞાન

अथातो सम्प्रातिविज्ञानीसमध्यायं व्याख्यास्यामः। यथोवाच आत्रेयादयो महर्षय : ॥

**त्रयो रोगमार्गा:**

આયુર્વેદમાં રોગના માર્ગો ૩ કહ્યા છે. (૧) શાખા (૨) મર્માસ્થિસંધિ અને (૩) કોષ્ઠ. શાખા શબ્દથી રક્તાદિ સાત ધાતુઓ અને ત્વચા. ત્વચાનો અર્થ તદંતર્ગતરસ ધાતુ સહિત અભિપ્રેત છે. આ બાહ્ય રોગમાર્ગ કહેવાય છે.

બસ્તિ, હૃદય, શિર આદિ મર્મો, અસ્થિસંધિનો અર્થ અસ્થિઓની સંધિ અને તે પર બદ્ધ સ્નાયુ અને કંડરાઓ છે. મર્માસ્થિસંધિ એ મધ્યમ રોગમાર્ગ છે.

આમાશય, અગ્નાશય, પક્વાશય, બસ્તિ, રક્તાશય, હૃદય, ઉંડુક, ફુફ્ફુસ આ બધા મળી કોષ્ઠને આભ્યંતર રોગમાર્ગ કહેવાય છે.

બાહ્ય રોગમાર્ગમા ગંડ, પિડિકા, અલજી, અપચી, ચર્મકીલ અધિમાંસ, મશક, કુષ્ઠ, વ્યંગાદિ વિકાર તથા બાહ્ય રોગમાર્ગ પર થનાર વ્યાધિ વિસર્પ, શોથ, ગુલ્મ (બહાર ઉભરેલો પણ અંદર પાકનાર), બાહ્ય અર્શ અને વિદ્રધિ એ શાખાનુસારી રોગો કહેવાય છે.

પક્ષાઘાત, પક્ષગ્રહ, અપતાનક, અર્દિત, શોષ, રાજ્યક્ષ્મા, અસ્થિસંધિશૂળ, ગુદભ્રંશ, શિરોરોગ, હૃદ્રોગ, બસ્તિરોગ, આદિ મધ્યમ માર્ગાનુસારી રોગો છે.

જ્વર, અતિસાર, વમન, અલસક, વિસૂચિકા, કાસ, શ્વાસ, હેડકી, આનાહ, ઉદરરોગ, પ્લીહા, આદિ આભ્યંતર માર્ગમાં થનાર વિસર્પ,

શોથ અને ગુલ્મ આભ્યતર અર્શ તથા વિદ્રધિ આદિ કોષ્ટ માર્ગાનુસારી રોગો છે.

**दोषाणां कोष्टात् शाखादिगमनम् :-**

કુપિત થયેલા દોષો કોષ્ટમાંથી શાખામાં અને શાખામાંથી કોષ્ટમાં કઈ રીતે જાય છે, તેનો ઉત્તર આ પ્રમાણે છે.

વ્યાયામથી, ઉષ્માની તીક્ષ્ણતાથી, અહિત આચરણથી તથા વાયુના દ્રુતગામી હોવાથી દોષ કોષ્ટમાંથી શાખામાં એટલે બહિર્માર્ગમાં જાય છે.

સ્રોતોના મુખનુ વિશોધન કરવાથી અર્થાત્ સ્રોતો ખૂલવાથી દોષોની વૃદ્ધિ થવાથી, અભિષ્યંદનથી, પાચનથી તથા વાયુના અવરોધને લઈ દોષો શાખા અને મર્મથી કોષ્ટમાં પહોંચી જાય છે. અને તે કોષ્ઠમાં આવી અટકી જઈ રોગ નથી કરતા, તે માટે તેઓ અધિક સબળ કારણોની પ્રતીક્ષા કરે છે. કાલ–દેશ આદિ કારણના બળ પર બીજા સ્થાનમાં જઈને પણ રોગોત્પત્તિ કરે છે.

व्यायामादूष्मण स्तैण्यादहिताचरणादपि ।
कोष्ठाच्छाखास्थिमर्माणि द्रुतत्वान्मारुतस्य च ॥
दोषायान्ति, तथा तेभ्यः स्रोतोमुखविशोधनात् ।
वृद्धाऽभिष्यन्दनात्पाकात्कोष्ठं वायोश्च निग्रहात् ॥
तत्रस्थाश्च विलम्बेरन् भूयो हेतुप्रतीक्षिण । અ હૃ. સૂ અ. ૧૩

**दोष दूष्ययोराश्रयाश्रयी भाव :-**

વાયુ અસ્થિઓમાં રહે છે, પિત્ત સ્વેદ અને રક્તમાં રહે છે. કફ શેષ રસ, માંસ, મેદ, મજ્જા, શુક્ર, મૂત્ર અને મલમાં રહે છે. આ દોષ દૂષ્યો વચ્ચે પરસ્પર છે તે તેના આશ્રયી ભાવને પણ વધારે છે. જે એકને ઘટાડે છે તે તેના આશ્રયી ભાવને પણ ઘટાડે છે.

જેમકે દૂધ શુક્રને વધારે છે તો તેના આશ્રયી ભાવ કફને પણ વધારશે. જે મેદને ઘટાડે છે તે કફને પણ ઘટાડે છે.

અહી અપવાદ રૂપ અસ્થિ અને વાયુનો સંબંધ છે. કેમકે શરીરમા જે વૃદ્ધિ થાય છે એનુ કારણ સંતર્પણ છે. અને તે કફથી સંબધિત છે. એટલે દોષાદિનો ક્ષય પ્રાયઃ સંતર્પણથી વિરુદ્ધ અપતર્પણથી થાય છે. આ ક્ષયનો સંબધ વાયુથી છે. અર્થાત્ અસ્થિવર્ધક સ્નિગ્ધ મધુરાદિથી વાયુ ઓછો થાય છે. વાતવર્ધક રૂક્ષ શીત આદિ દ્રવ્યો અસ્થિને ઘટાડે છે. આ કારણથી વૃદ્ધિજન્ય રોગોમાં બૃહણ ચિકિત્સા વાયુ સિવાય કરવી વાયુના વિષયમા આ ક્રમનો ઉલ્લંઘન કરી ચિકિત્સા કરવી. વાતવૃદ્ધિજન્ય રોગોમા બૃહણ ચિકિત્સા અને ક્ષયજન્ય રોગોમાં લંઘન ચિકિત્સા કરવી. એમા પણ સગ્રહકર્તાએ અપવાદ સૂચવતાં, "कफे लंघनासाध्येऽपि कर्तरि ज्वरगुल्मयोः। तुल्येऽपि देशकालादो लघन न सम मतम्" જ્વર અને ગુલ્મમાં કફ લંઘનસાધ્ય હોવા છતાં તુલ્ય દેશકાળાદિ હોય તો લંઘન સમ્યક્ નહી થાય.

तत्रास्थनि स्थितो वायु, पित्तं तु स्वेदरक्तयोः।
श्लेष्माशेपेषु, तेनैपामाश्रयाश्रयिणामिथः। અ. હૃ. સૂ. અ. ૧૧

**वृद्धः क्षीणश्च पूर्वोधातुः पर वर्धयति क्षपयति च।**

स्वस्थानस्य वायाग्नेरशा धातषु सश्रिता।
तेषां सादातिदीप्तिभ्यां धातुवृद्धिक्षयोद्भव।
पूर्वोधातुः पर कुर्यात् वृद्धः क्षीणश्चतद्विधम्। અ. હૃ સૂ. અ ૧૩

ગ્રહણીમાં રહેલ કાયાગ્નિના અંશો રક્તાદિ ધાતુઓમાં રહેલા છે. આ ધાત્વગ્નિ મંદ થતાં ધાતુઓની વૃદ્ધિ થાય છે. અને ધાત્વગ્નિ અત્યંત દીપ્ત થતાં ધાતુઓનો ક્ષય થાય, કેમકે પૂર્વ રસધાતુ વધવાથી આગળની ધાતુને વધારે છે. પહેલી રસધાતુ ક્ષીણ થયે આગળની રક્તધાતુને ઘટાડે છે.

## दोषधातूपधातुमलवृद्धिक्षयकथनम् *

**तेषां सामान्य वृद्धिलक्षणम्** :-વાત, પિત્ત અને કફના પ્રાકૃત કર્મોમાં અધિકતા અને પોતાનાથી વિપરીત દ્રવ્યોમાં રુચિ જોવામાં આવે છે. ( ચરક )

**विशिष्टानि वृद्धिक्षयलक्षणानिः-वातवृद्धि**· વાણીમાં પરુષતા, કાર્શ્ય, કાર્ષ્ણ્ય, ગાત્ર સ્ફુરણ, ઉષ્ણેચ્છા, નિદ્રાનાશ, અલ્પબળ, ઘાટોમળ, ગાત્રકંપ, સંજ્ઞાનાશ, ઇંદ્રિયોપઘાત, અસ્થિશૂળ, મજ્જાશોષ, મલસંગ ( વિબંધ ), આધ્માન, આટોપ, મોહ, દીનતા, ભય, શોક અને પ્રલાપ

**वातक्षय** :-મન્દચેષ્ટા, અલ્પવાક્યત્વ, અપ્રહર્ષ, મૂઢતા, પ્રસેક, અરુચિ, હલ્લાસ, અંગસાદ, અગ્નિવૈષમ્ય, શ્લેષ્માની વૃદ્ધિમાં કહેલા રોગોનો સંભવ.

**पित्तवृद्धि** -પીતાવભાસ, સંતાપ, શીતકામિતા, અલ્પનિદ્રા, મૂર્ચ્છા, બલહાનિ, ઇંદ્રિય દૌર્બલ્ય, પીતવિટ્કતા, પીતમૂત્રતા, પીતનેત્રત્વ, ગ્લાનિ, ઓજોવિસ્રંસ, તિક્તાસ્યતા, તૃષા, ક્રોધ.

**पित्तक्षय** .-મંદોષ્મતા, મંદાગ્નિ, નિષ્પ્રભત્વ, સ્તંભ, શૈત્ય, અનિયતતોદ, દાહ, અરોચક, અવિપાક, અંગપારુષ્ય, કમ્પ, ગૌરવ, નખતું સફેદપણું.

**कफवृद्धि** -સફેદપણું, શીતતા, સ્થિરતા, ગૌરવ, અવસાદ, તંદ્રા, નિદ્રા, સંધિવિશ્લેષ, સ્થૌલ્ય, આલસ્ય, સ્રોતઃપિધાન (આચ્છાદન), મૂર્ચ્છા, શ્વાસ, કાસ, પ્રસેક હલ્લાસ, અગ્નિમાંદ્ય

**कफक्षय** :-રૂક્ષતા, અંતર્દાહ, ખાસ કરી આમાશયશૂન્યતા, શ્લેષ્માશયશૂન્યતા, સંધિ, શૈથિલ્ય, તૃષ્ણા, દૌર્બલ્ય, પ્રજાગરણ

*અ હૃ સૂ અ ૧૧, અ સં. સૂ અ ૧૯ સુ. સૂ અ ૧૫, ચ સૂ. અ ૧૮

( અનિદ્રા ), ભ્રમ, ઉદ્વેષ્ટન, અંગમર્દ, પરિશોષ, તોદ, દાહ, દવ, સ્ફોટન વેપન, ધૂમાયન હૃદ્દ્રવ.

**धातुमलवृद्धिलक्षणानि** :-

**रस**. ધાતુની વૃદ્ધિ થવાથી જીવમાં ઉત્કલેદ, લાલાસ્રાવ, અને કફવૃદ્ધિનાં લક્ષણો થાય છે. **रक्त**ની **वृ**દ્ધિથી શરીર અને નેત્રમાં રતાશ, રક્તવાહિનીઓની પૂર્ણતા, વિસર્પ, પ્લીહારોગ, વિદ્રધિ, કુષ્ઠ, વાતરક્ત, રક્તપિત્ત, રક્તગુલ્મ, ઉપકુશ, કમળો, વ્યંગ, અગ્નિમાંદ્ય, મૂર્ચ્છા, ત્વચા નેત્ર અને મૂત્રમાં રતાશ થાય છે. **मांस**ની વૃદ્ધિથી નિતંબ, કપાળ, ઓષ્ઠ, શિશ્ન, ઉરુ, જંઘા, બાહુ, ઉદર, પીડીકાઓની સ્થૂલતા, ભારેપણુ, ગલગંડ, અર્બુદ, ગ્રન્થિ, કંઠ જીહ્વા અને તાલુમાં માંસવૃદ્ધિ એ રોગ થાય છે. **मेद**ની વૃદ્ધિથી અંગોમાં અતિ સ્નિગ્ધતા, ઉદર અને પાર્શ્વની વૃદ્ધિ, સ્થૂલતા, ખાંસી, શ્વાસ અને શરીરમાં દુર્ગંધ, થાક, શ્વાસ, નિતંબ સ્તવ અને ઉદર લચકી પડે તેવું થાય છે. **अस्थिओ**ની વૃદ્ધિ થયે અસ્થિ અને દાંતની અસ્વાભાવિક વૃદ્ધિ થાય છે. **मज्जा**ની વૃદ્ધિ થવાથી આખા શરીર અને નેત્રમાં ગૌરવ તથા અસ્થિસંધિઓમા સ્થૂલ મૂળવાળી કષ્ટસાધ્ય પિડિકાઓ થાય છે **शुक्र**ની અતિવૃદ્ધિ થવાથી શુક્રાશ્મરી શુક્રનો વધુ સ્રાવ, અતિમૈથુનેચ્છા થાય છે. **आर्तव**ની અતિવૃદ્ધિ અંગોમાં દર્દ, અતિપ્રવૃત્તિ અને આર્તવમાં દૌર્ગન્ધ્ય, **स्तन्य**ની અતિવૃદ્ધિથી સ્તન અધિક પુષ્ટ, ભરેલા, વારંવાર સ્વયમેવ સ્તન્ન પ્રવૃત્તિ અને સ્તનમા પીડા થાય છે. **पुरीष**ની અતિવૃદ્ધિથી પેટમાં ગટગડાટ, શૂલ, આફરો, ભારેપણું થાય છે. **मूत्र**ની અતિવૃદ્ધિથી પેશાબ વધુ આવે છે પેડુમા ઉત્સેધ, મૂત્રાશયમા તોદ, મૂત્રવિસર્જન છતા મૂત્રવિસર્જન ન કર્યું હોય તેવી પ્રતીતિ થાય છે **स्वेद**ની અતિવૃદ્ધિથી ત્વચામાં દુર્ગંધ, ખંજવાળ, અધિક સ્વેદ થાય છે. **आंख**, કાન આદિ મળોની અતિવૃદ્ધિ થવાથી તે મળોમા વૃદ્ધિ, તે સ્થાનોમાં ભારેપણુ, ખંજવાળ, ક્લેદ અને પીડા જેવાં લક્ષણો થાય છે.

**धातुमलक्षयलक्षानि :**

**रस**ક્ષયથી હૃદયમાં પીડા, કંપ શૂન્યતા, તૃષા, શરીરે શોષ, આમાશય તથા મનની શૂન્યતા, ઉચ્ચ સ્વરે બોલવું સહન ન થાય, હૃદયની ગતિ ( થડકો ) વધવી, થોડોક પરિશ્રમ કરતાં થક, રૂક્ષતા અને ગ્લાનિ થાય છે **रक्त** ક્ષયથી ચામડી સ્નેહ વગરની, અમ્લરસ અને શીતપદાર્થની ઇચ્છા, શિરાશૈથિલ્ય, વાતવૃદ્ધિ, મદ જઠરાગ્નિ, ચામડી, પરુષ, સ્ફુટિત, મ્લાન અને રૂક્ષ થઇ જાય છે **मांस** ક્ષયથી નિતંબ, ગડ ઓષ્ઠ, શિશ્ન, ઉરુ, છાતી, બગલ, પગની પીડી, ઉદર, ગ્રીવા, બધાં અવયવો સુકાવાં, શરીરની રૂક્ષતા, તોદ–પીડા, ગાત્રશૈથિલ્ય, ધમનીશૈથિલ્ય, સાંધાઓમાં વેદના, ઇંદ્રિય દૌર્બલ્ય થાય છે **मेद**ક્ષયમાં પ્લીહાવૃદ્ધિ, સંધિઓ મેદવિહીન થાય, રૂક્ષતા, મેદસ્વી પ્રાણીના માંસભક્ષણની ઇચ્છા, પેટમાં મેદ ન રહે, વાયુ વધે, સાંધાઓમાં અવાજ, ગ્લાનિ, નેત્રને શ્રમ લાગે, તેવાં લક્ષણો થાય છે **अस्थि**ક્ષયમાં અસ્થિમાં શૂળ કે તોદ, દાંત અને નખ બટકણા થાય, રૂક્ષતા આવે, અસ્થિ અને સધિઓમાં શિથિલતા આવી જાય. **मज्जा**ક્ષયમાં વીર્ય ઘટે અસ્થિના પર્વમાં પીડા, અસ્થિના પોલાણમા નિસ્તોદ અને શૂન્યતા, વાતરોગથી વારવાર પીડા થવી, ચક્કર, અધારાં આવવાં, નબળાઈ થાય છે. **शुक्र**ક્ષયમાં દૌર્બલ્ય, મોઢામા શુષ્કતા, પાંડુતા, અશક્તિ, થાક, ક્લૈબ્ય, રતિક્રીડા સમયે શુક્રસ્રાવ ન થવો, વારથી થવો, વીર્ય સાથે અલ્પ રક્તપ્રવૃત્તિ, શિશ્ન અને વૃષણમાં પીડા જેવાં લક્ષણો થાય છે **आर्तव**ક્ષયનાં લક્ષણોમા યોગ્ય કાળે મહિને ત્રણ ત્રણ દિવસે આર્તવ પ્રવૃત્તિ ન થવી, અને સ્રાવ થાય તો અલ્પ તથા યોનિમાં પીડા સાથે થાય **स्तन्य**ક્ષયથી સ્તન ચીમળાયેલાં થઈ જાય, ધાવણ ન આવે યા ઓછુ આવે

**पुरीष**ક્ષયથી હૃદયમાં પીડા, પાર્શ્વશૂળ, ગડગડાટ, વાયુની ઊર્ધ્વ–ગતિ થાય છે. **मूत्र**ક્ષયથી મૂત્રપ્રવૃત્તિ કષ્ટજન્ય, મૂત્ર, વિવર્ણતા, અલ્પતા, બસ્તિસ્થાનમાં પીડા, ક્વચિત્ મૂત્રમાં રક્ત આવવું, તૃષા વધુ

લાગવી, મોઢુ સૂકાવું એવાં લક્ષણો થાય છે. સ્વેદક્ષયથી રોમકુપ સ્તબ્ધ બને છે. ત્વચા સુકાય છે અને ફાટે છે, સ્પર્શમાં વૈગુણ્ય, પ્રસ્વેદ નથી થતો અને વાળ ખરે છે. નાસિકા, કર્ણ, નેત્ર, મુખ, લોમકુપ-શિશ્ન આદિના મળોનો ક્ષય થવાથી એ મલસ્થળોમા તોદ, શૂન્યતા, લઘુતા અને શુષ્કતા લાગે છે

આ પ્રકારે વાયુ, પિત્ત અને કફ દોષના વૃદ્ધિ તથા ક્ષયના રસાદિ સાત ધાતુઓ તેની વૃદ્ધિ તથા ક્ષયના, આર્તવાદિ ઉપધાતુઓ, તેના વૃદ્ધિ અને ક્ષયના, મૂત્રાદિ મળો અને તેના વૃદ્ધિ અને ક્ષયના લક્ષણો જોયાં એ માટેનાં સૂત્રોના અર્થ આપ્યા છે એનુ વિશદ રહસ્ય પણ સમજવું ઘટે છે જેમકે રક્તક્ષય હોય ત્યારે અમ્લ પદાર્થોની ઇચ્છા કહેલ છે. રક્તના ક્ષય સાથે એના મલપિત્તનો ક્ષય થશે. પિત્તક્ષય અને વાતવૃદ્ધિથી અમ્લ પદાર્થોની ઇચ્છા થશે. આ પ્રકારે રહસ્યો દોષધાતુમલવિજ્ઞાનનાં મૂળ સૂત્રોના આધારે સમજી શકાય છે.

**ओजसो विस्रोव्यापत् :-**

तस्य विस्रंसो व्यापत् क्षय इति त्रयो दोषाः । (सुश्रुत)

રસથી શુક્ર સુધીની સમસ્ત ધાતુઓનુ જે ઉત્કૃષ્ટ તેજ છે તેને જ બળ કહે અને તેને જ ઓજ કહે છે. બધી ધાતુઓના સારભૂત બલને કારણે શરીરમાં સ્થિરતા, માંસવૃદ્ધિ, શારીરિક – માનસિક કાર્યોમાં અપ્રતિહતગતિ, સ્વર અને વર્ણની નિર્મળતા, શ્રોત્ર નાસિકા આદિ બાહ્ય દશેય ઇંદ્રિયોમાં તથા ઉભયાત્મક મનને પોતપોતાના જ્ઞાનનું સમ્યક્ પ્રકારે જ્ઞાન થાય છે. ઓજ સૌમ્ય, સ્નેહ ગુણયુકત, શુકલ, શીતવીર્ય, શરીરાવયવોનો સ્થિર કરનાર, પ્રસરણશીલ, શ્રેષ્ઠ ગુણોથી યુકત, મૃદુ, પિચ્છિલ અને અગ્નિષોમીય આદિનું શ્રેષ્ટ સ્થાન છે પ્રાણીઓના સંપૂર્ણ શરીરાવયવ આ ઓજથી વ્યાપ્ત હોય છે અને આ ઓજના અભાવથી પ્રાણીઓના દેહ નાશ પામે છે. અભિઘાતથી, ધાતુઓના ક્ષયથી, ક્રોધથી,

શોકથી, ચિંતાથી, શ્રમથી, ક્ષુધાથી, ધાતુવહ સ્રોતોમાથી નીકળે છે. ઓજ ધાતુવહસ્રોતનો અર્થ કેટલાક હૃદય કરે છે. ઉપરોક્ત કારણોથી ક્ષય પામે છે. આ ઓજની વિકૃતિથી વિસ્ત્રંસન (સ્વસ્થાનથી ચલાયમાન થવુ) વ્યાપત્ (વિકૃતિ) અને ક્ષય એ ત્રણ દૂષિત ઓજનાં લક્ષણ છે. પોતાના સ્થાનથી ચલાયમાન થાય ત્યારે સાધાઓમાં વિઘટ્ટન, અગોમાં પીડા, દોષોનુ સ્થાન ભ્રંશ, શારીરિક માનસિક ક્રિયામાં નિરોધ થાય છે. ઓજ વિકૃતિથી શરીરમા ભારેપણુ, અંગોમાં જડતા, ગ્લાનિ, વર્ણ પરિવર્તન, તંદ્રા, નિદ્રા અને વાતજ શોથ થાય છે. ઓજનો ક્ષય થવાથી મૂર્ચ્છા, માંસની ક્ષીણતા, મોહ, પ્રલાપ, મૂઢતા અને મૃત્યુ થાય છે.

**दोषाणां चयप्रकोपादि हेतव :-**

उष्णेन युक्ता रूक्षाद्या वायोः कुर्वन्ति सचयम् ।
शीतेनकोपमुष्णेन शम स्निग्धादयो गुणा. ।
शीतेन युक्तास्तीक्ष्णाद्यश्चय पित्तस्य कुर्वते ।
उष्णेन कोप मन्दाद्या' शम शीतोपसहिता. ॥
शीतेन युक्ता. स्निग्धाद्या कुर्वते श्लेश्मणश्चयम्: ।
उष्णेन कोप तेनैव गुणा रूक्षादय शमम् । (અ. હૃ. સૂ. અ. ૧૨)

ઉષ્માથી મિશ્રિત રૂક્ષ આદિ ગુણો વાયુનો સંચય કરે છે. આ વાયુ શીતથી વધે છે. (કોપ પામે છે) અને ઉષ્માથી યુક્ત સ્નિગ્ધાદિ ગુણોથી શાંત થાય છે. (દોષના ક્ષય અને વૃદ્ધિમાં વૃદ્ધિ બે પ્રકારની છે એક સંચય અને અન્ય પ્રકોપ) શીતથી યુક્ત તીક્ષ્ણાદિ ગુણો પિત્તનો સંચય કરે છે. ઉષ્માથી પિત્ત કુપિત થાય છે. શીતથી યુક્ત મંદ આદિ ગુણોથી પિત્ત શાંત થાય છે. શીતથી યુક્ત સ્નિગ્ધ આદિ ગુણો કફ સંચય કરે છે ઉષ્માથી કુપિત થાય છે. ઉષ્માથી યુક્ત રૂક્ષાદિ ગુણોથી તે શાંત થાય છે. ઉષ્માથી કફનો વિલયન થઈને

પ્રકોપ થાય છે. વિદ્યાર્થીઓએ અહીં વાયુ, પિત્ત અને કફના ગુણો સ્મરણમાં રાખવા ઘટે છે છાત્રોના સંદર્ભ પૂરતા અહીં આપ્યા છે. **વાયુ :** રૂક્ષ, લઘુ, શીત, ખર, સૂક્ષ્મ, ચલ **પિત્ત :** ઇષત્, સ્નિગ્ધ, ઉષ્ણ, લઘુ, વિસ્ત્ર, સર અને દ્રવ **કફ :** શીત, ગુરુ, મન્દ, શ્લક્ષ્ણ, મૃત્સ્ન, સ્થિર

**दोषसंचयलक्षणानि :**

चयो वृद्धिः स्वधाम्न्ये प्रद्वेषो वृद्धिहेतूषु ।
विपरीत गुणेच्छा च—(અ. હૃ સૂ અ. ૧૨)

દોષોની સ્વસ્થાનમાં જે વૃદ્ધિ થાય છે તેને ચય કહે છે તેમાં લક્ષણોમા વૃદ્ધિ જે કારણોથી થઇ હોય તેમા દ્વેષ અને વિપરીત ગુણની ઇચ્છા થાય છે. યથા વાતવૃદ્ધિમાં વાયુના રૂક્ષ ગુણથી વિરુદ્ધ સ્નિગ્ધ ગુણની ઇચ્છા અને વાતવર્ધક રૂક્ષાદિ પદાર્થોમાં દ્વેષ થાય છે.

હવે સુશ્રુતે કહેલા અન્ય દોષોના સંચયનાં લક્ષણો જોઈએ.

.. सचितना खलु दोषाणां स्तब्धपूर्णकोष्ठता पीत्तावभासता मन्दोष्मता चांगानां गौरवमालस्य चयकारणविद्वेषश्चेतिलिंगानि भवन्ति, तत्र प्रथम क्रियाकाल ( સુ સૂ અ ૨૧ )

વાયુનો સંચય થતા ઉદરમાં સ્તબ્ધતા અને ભરેલુ હોય તેવી પ્રતીતિ, પિત્તનો સંચય થતા શરીરમા પીળાપણુ અને શરીરોષ્માની મંદતા, કફનુ ભારેપણું હોતાં અગમા ગૌરવ અને આળસ ઉત્પન્ન થાય છે. આ લક્ષણો સિવાય દોપ સંચય કરનાર આહારવિહાર ઉપર અરુચિ અને દોષશામક આહારવિહાર પર રુચિ ઉત્પન્ન થાય છે. આ પ્રથમ ક્રિયાકાલ છે.

**दोषप्रकोपलक्षणानि :-**

દોષોના સંચય અને પ્રકોપ બન્ને વૃદ્ધિના પ્રકાર છે સંચય દોષવૃદ્ધિની પ્રારંભિક અવસ્થા છે, જ્યારે દોષોની માત્ર વૃદ્ધિ થાય છે.

પ્રકોપ દોષવૃદ્ધિની બીજી અવસ્થા છે. જ્યારે દોષ વિલયન થઇ તેમનામાં સ્થાનાંતર ગમનની પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે.

વ્યાયામ, અપતર્પણ, પ્રપતનાદિક કારણોથી વર્ષાઋતુ આદિમાં વાયુ, પિત્ત અને કફનાં જુદાં જુદાં પ્રકોપક કારણોનો આપણે આગળ અભ્યાસ કર્યો છે (જુઓ પૃ ૯) જેને આપણે બાહ્ય હેતુ તરીકે નિદાનમા જોઈ ગયા છીએ

વાતપ્રકોપથી ઉદરમાં તોદ (સોય ભોંકાવાની વેદના) વાત સચરણની પ્રતીતિ, પિત્ત કુપિત થાય ત્યારે અમ્લોદ્‌ગાર, સંપૂર્ણ શરીર અથવા કોઇ એક અવયવમા દાહ, કફ પ્રકુપિત થવા પર ભોજનથી દ્વેષ, જીવ ગભરાવો આદિ થાય છે આ બીજો ક્રિયાકાળ છે.

तेषा प्रकोपात् कोष्ठतोद सचरणाम्लिकापिपासापरिदाहान्नद्वेषहृदयोत्क्लेदाश्च जायन्ते। तत्र द्वितीय क्रियाकालः । (સુ સૂ અ. ૨૧)

**दोषप्रसराख्यः विशेषः लक्षणानि च।**

જેમ સુરાબીજ અને મડને મેળવી કેટલોક વખત પાત્રમાં રાખી મૂકવાથી તેઓ પોતાના સ્વભાવથી જ બહાર આવે છે, તેમ દોષ પ્રકુપિત અવસ્થામાં પોતાના પ્રમુખ સ્થાનોમાં કેટલોક સમય રહી ઉદ્રેક પામી સ્વયં પોતાના સ્થાનથી બહાર ફેલાય છે. તથા જેમ એક બહુ મોટા જલાશયના બધને તોડી અન્ય જલાશયો સાથે મળે છે અને સર્વત્ર ફેલાય છે તે જ પ્રકારે દોષ પણ અધિક વધીને પોતાની મર્યાદાનુ ઉલ્લંઘન કરી ક્યારેક એકલા, ક્યારેક બબ્બે, ક્યારેક ત્રણેય મળીને ક્યારેક રક્તને સાથે લઈને પ્રસરે છે. તેમાં પંદર પ્રકાર છે, યથા ૧ વાત, ૨ પિત્ત, ૩ કફ, ૪ રક્ત, ૫ વાતપિત્ત, ૬ વાતકફ, ૭ કફપિત્ત, ૮ વાતપિત્તકફ, ૯ વાતરક્ત, ૧૦ પિત્તરક્ત, ૧૧ કફરક્ત, ૧૨ વાતપિત્તરક્ત, ૧૩ વાતકફરક્ત, ૧૪ પિત્તકફરક્ત, ૧૫ વાતપિત્તકફરક્ત (સુ સૂ અ ૨૧) આ દોષોનુ સ્થાનાંતર ગમન તે તે સ્થાનના સ્રોતોના માર્ગથી થાય છે

દોષસંચય પ્રકોપ પ્રસરાવસ્થાની એક સાર્થ ઉપમા છે. જામેલા ઘૃત-ઘીને દોષ સંચય સાથે સરખાવ્યુ છે. પ્રકોપાવસ્થામાં દોષ ઉષ્ણતાથી દ્રવીભૂત થઈ ઊકળવા જેટલી સ્થિતિ પર પહોંચેલા ઘૃત સાથે સરખાવ્યું છે. અને પ્રસરાવસ્થામાં દોષ ઊકળતા ઘીની માફક જેમાં ફીણ પરપોટા અને ટીપાં અહીતહી ઊડતાં હોય તેમ કલ્પાયું છે. સંચયાવસ્થામાં દોષ નિશ્ચલ, પ્રકોપાવસ્થામાં આજુબાજુ ફેલાવા યોગ્ય અને પ્રસરાવસ્થામાં વેગપૂર્વક ફેલાય તેવા બને છે. દોષ પ્રસરમાં વાયુ પ્રસૃત થઈને વિમાર્ગગમન ( પોતાના સ્વાભાવિક માર્ગને મૂકી અન્ય સ્થાનમાં, જઈ પોતાનાં લક્ષણોને ઉત્પન્ન કરવુ ), અને ઉદરમાં વેદનાપૂર્વક ગડગડાટ શબ્દોત્પત્તિ કરે છે, પિત્તના પ્રસૃત થવા ઉપર ઉષ્ણતા, ચુસાતુ હોય તેવી વેદના, સમસ્ત શરીરમાં દાહ, ધુમ સદૃશ ઉદ્‌ગાર થાય છે. કફ પ્રસૃત થઈ અરુચિ, અવિપાક, થાક અને વમનને ઉત્પન્ન કરે છે. આ તૃતીય ક્રિયાકાલ છે.

' वायोर्विमार्ग–गमनाटोपौ, ओषचोषपरिदाहधूमायनानि पित्तस्य, अरोचकाविपाकांगसादश्छर्दिश्चेति श्लेष्मणः लिंगानि भवन्ति, तत्र तृतीय क्रियाकालः । '

તે ઉપરાંત પ્રકુપિત દોષ શરીરમા પ્રસૃત થઇ જે કોઈ પણ શરીરાવયવમાં સ્રોતોવૈગુણ્ય હોય ત્યાં સ્થાનસંશ્રય કરી તદનુસાર રોગોને ઉત્પન્ન કરે છે પરંતુ શક્તિ વગરના દોષ પૂર્ણ પ્રકુપિત ન થવાથી રોગોત્પાદનમાં સમર્થ નથી થતા અને ચિકિત્સા વગર પણ સમ નથી થતા. એવી અવસ્થામાં જે અવયવોમાં સ્રોતોવૈગુણ્ય હોય તેમાં લીન થઈ પ્રકોપક કારણોની પ્રતીક્ષામાં ચિરકાલ સુધી વિના કોઈ લક્ષણ કર્યે સ્થિત રહે છે. અને સામાન્ય પ્રકોપ કારણ પણ મળતાં સ્થાનાંતરમાં પણ પ્રકુપિત થઈ પ્રબલ રોગો કરે છે. જુઓ:

तत्रस्थाश्च विलम्बेरन् भूयो हेतुप्रतीक्षिणः ।

ते कालादिबलं लब्ध्वा कुप्यन्त्यान्याश्रयेष्वपि ॥ (અ. હૃ સૂ. અ ૧૩)

**સ્થાનસંશ્રયવિવરણ પૂર્વરૂપોત્પાદઃ-**

एव प्रकुपिताः तांस्तान् शरीरप्रदेशानाम्य तांस्तान् व्याधीन् जनयन्ति।... तेषामेवमभिसन्निविष्टानां पूर्वरूपप्रादुर्भावः.... तत्र पूर्वरूपगतेषु चतुर्थ. क्रियाकालः। ( સુ. સૂ )

પ્રકુપિત દોષો પોતાનાં પ્રમુખ સ્થાનોમાંથી તે તે સ્થાનગત સ્રોતોમા જાય છે. રસાયનીઓ દ્વારા શરીરમાં ફેલાતાં આખા શરીરમાં કે સ્રોતો વૈગુણ્યથી શરીરના કોઈ અવયવમાં જ્યા રોકાય ત્યાં ધાતુઓ અને મળોને દૂષિત કરી એમને મળી દોષદૂષ્ય સમૂર્ચ્છનાવસ્થામાં સ્થાનાનુસાર વ્યાધિને કરે છે. આને જ સ્થાનસંશ્રય કહે છે અને એ જ પૂર્વરૂપોની ઉત્પત્તિની વેળા છે. અને આ રીતે સ્થાનસંશ્રય કરી જે જે શરીરાવયવોમાં રહે છે તદનુસાર રોગોત્પત્તિ કરે છે. જેમકે દોષ ઉદર પ્રદેશમાં હોય તો ગુલ્મ, અન્તર્વિદ્રધિ, ઉદરરોગ, આનાહ, અગ્નિમાંદ્ય, વિસૂચિકા, અતિસાર, ગ્રહણી, પ્રવાહિકા, પિતાશ્મરી આદિ ઉત્પન્ન કરે છે. બસ્તિ પ્રદેશમાં જતાં પ્રમેહ, અશ્મરી, મૂત્રકૃચ્છાદિ અન્ય મૂત્રદોષવિકૃતિઓ કરે છે. ઉપરથ (મેઢ્ર) માં જતાં નિરુદ્ધપ્રકશ, ઉપદંશ શુક્રદોષાદિ રોગો કરે છે. ગુદમાં જતાં ભગન્દર, અર્શ, સન્નિરુદ્ધગુદ આદિ કરે છે. વૃષણમાં જતા વૃદ્ધિ કરે છે ઊર્ધ્વજત્રુઓમાં ઊર્ધ્વજત્રુગત વ્યાધિઓને ઉત્પન્ન કરે છે. ત્વચા, માસ અને રકતમાં જતાં ક્ષુદ્રરોગ, કુષ્ઠ અને વિસર્પ કરે છે મેદમાં જતાં ગ્રંથિઓ, અપચિ, અર્બુદ, ગલગંડ, અલજી આદિ કરે છે અસ્થિમાં જતાં વિદ્રધિ અને અનુશયી કરે છે. પગમાં સ્થાનસંશ્રય કરતાં શ્લીપદ, વાતરકત અને વાતકંટક કરે છે. સર્વાંગમાં જતાં જ્વર અને સાર્વદૈહિક રોગો ઉત્પન્ન કરે છે અને આ પ્રકારે દોષો ઉદરાવયવાદિમાં જતાં ત્યાં ત્યાં રહેલ ધાતુઓ (દૂષ્યોને) પૂર્ણ દૂષિત કરી ભિન્ન ભિન્ન ગુલ્માદિ રોગોના પૂર્વરૂપ પ્રગટ થવા માંડે છે. આ ચતુર્થ ક્રિયાકાલ છે.

व्याधिक्षमशरीराणि :-

અત્યન્ત સ્થૂલ, અત્યન્ત કૃશ, જેનાં માંસ, રક્ત અને શરીર સુસંગઠિત ન હોય, અસાત્મ્ય આહારથી જેની વૃદ્ધિ થઈ છે, જે અલ્પ ભોજન કરે છે અને નિર્બળ મનવાળા છે તેઓ વ્યાધિને સહન નથી કરી શકતા, એનાથી વિપરીત વ્યાધિ સહન કરી શકનાર હોય છે, અર્થાત્ જે ન સ્થૂલ, ન કૃશ હોતા સમ હોય, સુસંગઠિત, સાત્મ્ય ભોજનથી પાલન થયેલું હોય, બહુ વધુ નહિ કે સાવ ઓછું નહી એવા ભોજન કરનાર હોય, સબળ મનવાળા હોય, એ શરીરવાળા રોગ સહન કરી શકે છે વ્યાધિક્ષમ શરીરવાળા આત્મવાન હોય છે ચિકિત્સાના ચતુષ્પાદમાં આતુરના ગુણોમાં આત્મવાન પણ ગુણ કહ્યો છે. શરીર પણ રોગ સહન કરનાર કે ન કરી શકનાર, શરીર વ્યાધિક્ષમ છે કે નહી તેના પર આધાર રાખે છે. અપથ્ય આહાર ન હોય, દોષો અલ્પબળ હોય અને શરીર વ્યાધિક્ષમ હોય તો વ્યાધિ પણ મૃદુ અને ઉપદ્રવો જેમાં લાંબે ગાળે થાય તેવી બને છે. એનાથી વિપરીત વ્યાધિદારુણ અને શીઘ્રકારી બને છે.

**स्रोतोत्रैगुण्यम् :-**

પ્રાણ, ઉદક, અન્ન, રસ, રક્ત, માસ, મેદ, અસ્થિ, મજ્જા, શુક્ર, મૂત્ર, સ્વેદને વહન કરનારા ભિન્ન સ્રોતો હોય છે. એમની દુષ્ટિના કારણો આપણે હેતુ પ્રકારોમાં प्राणादि स्रोतसां दुष्टिहेतवः એ હેઠળ પૃષ્ટ ૧૪ ઉપર જોઈ ગયા છીએ. હવે એ સ્રોતો સર્વગત અને સર્વસાર હોય એમ કહેવાય છે. આ સ્રોતોનો સમુદાય પુરુષ છે. સ્રોતદુષ્ટિનુ સામાન્ય લક્ષણઃ અતિ પ્રવૃત્તિ, અતિસંસર્ગ, શિરામાં ગ્રંથિઓ, વિમાર્ગગમન એ સ્રોતોની દુષ્ટિનું સામાન્ય લક્ષણ છે. હવે આપણે પ્રત્યેક સ્રોતની દુષ્ટિનું વિશિષ્ટ લક્ષણ જોઈએ. **प्राणवह** સ્રોતસ અતિસૃષ્ટ, અતિબદ્ધ, કુપિત અલ્પાલ્પ અથવા વારંવાર સશબ્દ, સશૂલ ઉચ્છ્વાસ લેતી વ્યક્તિને પ્રાણવહ સ્રોતની દુષ્ટિ થયેલી જાણવી. **उदकवह** સ્રોતમા જિહ્વાશોષ,

તાલુશોષ, કંઠશોષ, પિપાસા જેવા લક્ષણો આની દુષ્ટિથી થાય છે. **अन्नवह** સ્રોતમાં અન્નની અનભિલાષા, અરુચિ, વિપાક, વમન આદિ થાય છે. **रसवह, रक्तवह,** માંસવહ, મેદવહ, અસ્થિવહ, મજ્જાવહ, શુક્રવહ સ્રોતોની દુષ્ટિનું વર્ણન આગળ ઉપર રસજ રોગો, રક્તજ રોગો, માંસજ રોગો, મેદજરોગોના વર્ણનમાં આવી જાય છે. **मूत्रवह** સ્રોતોની દુષ્ટિથી અતિ મૂત્ર પ્રવૃત્તિ, અતિમૂત્રાવરોધ, અલ્પાલ્પ પ્રવૃત્તિ, વારવાર પ્રવૃત્તિ, સશૂલ પ્રવૃત્તિ થાય છે. **स्वेदवह** સ્રોતોની દુષ્ટિથી સ્વેદાભાવ, અતિસ્વેદ, ચામડીની અતિરૂક્ષતા, અતિસ્નિગ્ધતા, પરિદાહ અને લોમહર્ષ થાય છે. સ્તન્યવહસ્રોત દુષ્ટિનુ બાલરોગમાં અને આર્તવવહસ્રોતનુ સ્ત્રીરોગમાં વર્ણન જોવુ. મનોવહસ્રોતના દુષ્ટિથી માનસિક વિકારો થાય છે.

શિરા, ધમની, રસાયન, રસવાહિની, નાડી, પંથ, શરીરછિદ્રમાર્ગ, આશય, આવકાશ વગેરે અનેક પર્યાયથી સ્રોત ઓળખાય છે. રસરક્તાદિનુ વહન કરનાર અન્ય સ્રોતની દુષ્ટિના લક્ષણ વર્ણનનું ચરક સૂત્રસ્થાન અ ૨૮ (વિવિધાશિતપીતીય અધ્યાય) માં આપેલું છે. તે રસજ રોગો, રક્તજ રોગો વગેરે વર્ણનથી આગળ ઉપર લીધું છે.

સ્રોતોના પ્રકોપથી સ્થાન સ્થિત અને માર્ગમાં જતી શરીર ધાતુઓ પ્રકુપિત થાય છે. અને ધાતુઓના પ્રકોપથી સ્રોતો દૂષિત થાય છે. વસ્તુત દુષ્ટ થયેલ સ્રોત, સ્રોતોને અને દુષ્ટ થયેલી ધાતુઓ ધાતુઓને જ કુપિત કરે છે. ભાવાર્થ એવો છે કે દુષ્ટ થયેલ સ્રોત અન્ય સ્રોતોને દૂષિત કરે છે. પણ તદન્તર્ગત ધાતુને કુપિત કરે નહી. પરંતુ આ બધાને દૂષિત તો વાત–પિત્ત–કફ જ કરે છે. પ્રધાન દુષ્ટિ દોષોની હોય છે. વાત, પિત્ત અને કફ સમાવસ્થામાં ધાતુ હોય છે કેમકે તે દેહ ધારણ કરે છે. દુષ્ટિકર્તૃત્વથી દોષસંજ્ઞાને પામે છે.

**व्याधिव्यक्ति :—**

शोफार्बुदग्रन्थिविद्रधिविसर्पप्रभृतीनां प्रव्यक्तलक्षणता ज्वरातिसार प्रभृतीनां च । तत्र पञ्चम· क्रियाकाल: ।

જે અવસ્થામાં પ્રત્યેક વ્યાધિના મુખ્ય લક્ષણો ઉત્પન્ન થઈ વ્યાધિની જાતિ નિશ્ચિત થઈ જાય છે તેને વ્યાધિ દર્શન અથવા વ્યક્તિકાળ કહે છે. જેમકે જ્વરમા સન્તાપવૃદ્ધિ અતિસારમા દ્રવમલપ્રવૃત્તિ, ઉદરરોગમા ઉત્સેધ, એ જ રીતે શોફ, અર્બુદ ગ્રન્થિ, વિદ્રધિ, વિસર્પ આદિનાં મુખ્ય લક્ષણ વ્યક્ત થઈ જાય છે આને વ્યાધિ દર્શન અવસ્થા કહે છે. આ પાંચમો ક્રિયાકાળ છે.

व्याधिभेद :—

अतः ऊर्ध्वमेतेषामवदीर्णानां व्रणभावमापन्नानां षष्ठ क्रियाकाल., ज्वरातिसारप्रभृतीनां च दीर्घकालानुबन्धः। तत्राप्रति क्रियमाणेऽसाध्यता-मुपयान्ति ।

વ્યાધિ ઉત્પન્ન થયા બાદ ઉત્પન્ન લક્ષણાનુસાર વાતિક, પૈત્તિક, કફજ કે સાન્નિપાતિક આદિ નિશ્ચિત જ્ઞાનને ભેદાવસ્થા કહે છે. તે જ રીતે શોથાદિ આમ હોય તેમાથી પાકી વિદીર્ણ થવાની અવસ્થાને ભેદાવસ્થા કહે છે. આ સમયે રોગોની સમુચિત ચિકિત્સા કરવામા ન આવે તો રોગ દીર્ઘકાલાનુબંધી અથવા અસાધ્ય થઈ જાય છે. આ છઠ્ઠો ક્રિયાકાળ છે.

આ વખતે વ્યવચ્છેદ જ્ઞાનની જરૂર પડે છે અમુક દોષ અમુક રોગમાં પ્રધાન હોય છે જેમકે જ્વરમાં પિત્ત પ્રધાન છે, પરતુ તે જ્વરમાં પણ વાતજ, પિત્તજ આદિ ભેદો છે આ પ્રકારે દોષલક્ષણ અને વ્યાધિ લક્ષણ વચ્ચે વ્યવચ્છેદ થઈ શકે છે ઉદાહરણ સ્વરૂપે અર્શ લ્યો એમા નયન, નખ, મૂત્ર, વિષ્ઠાદિકનુ કૃષ્ણવર્ણત્વ એ કઈ વ્યાધિનુ સ્વરૂપ નથી. એ દોષ લક્ષણ છે એ અર્શનુ ધર્મ નથી, એ તો વાયુનુ ધર્મ છે અને તેમાં જ રહે છે. ચિકિત્સા માટે વ્યાધિ લક્ષણ અને દોષ લક્ષણ બન્નેના જ્ઞાનની આવશ્યકતા રહે છે. જો કે આપણે વ્યાધિની ચિકિત્સા કરીએ છીએ તેમા દોષવૈષમ્ય દૂર કરી દોષ સામ્ય તો લાવીએ છીએ પણ વ્યાધિ ભેદ માટે આ વ્યાધિ અમુક છે, અમુક નથી એ

જ્ઞાન માટે વ્યાધિ લક્ષણજ્ઞાનની આવશ્યકતા છે. જેમકે આમવાતમા સંધિશૂળ પ્રાયઃ મોટા સાંધાઓમાં પ્રારંભ થાય છે, જેમકે વાતરક્તમાં હાથપગના અંગૂઠા કે આગળીઓના સાંધામાંથી પ્રારંભ થાય છે. આ વ્યાધિ લક્ષણ ભેદ કહેવાય છે એ જ રીતે ગ્રહણી અને અતિસારમાં ભેદ કરતા ગ્રહણી ચિરકારી, અતિસાર આશુકારી, ગ્રહણીમાં મુહુર્બદ્ધ મુહુર્દ્રવ જ્યારે અતિસારમાં અતિદ્રવમલપ્રવૃત્તિ થાય છે આ વ્યાધિલક્ષણ કહેવાય છે પરંતુ એ જ વ્યાધિમા અમુક દોષથી અમુક લક્ષણ થાય છે ત્યાં વ્યવચ્છેદ કરતા દોષલક્ષણજ્ઞાનની આવશ્યકતા પડે છે

દોષ અને વ્યાધિ વચ્ચેનો સંબંધ કારણ કાર્ય સંબંધ છે દોષો કારણ છે બાહ્ય કારણોથી એમનો પ્રકોપ થાય છે દોષપ્રકોપ થયા બાદ વ્યાધિ થાય છે એ કાર્ય છે આ કાર્ય સંપન્ન થવા માટે દોષદૂષ્ય સંમૂર્છનાવસ્થા થાય છે દોષો કુપિત થઈ ધાતુઓને દૂષિત કરે છે. એમનામાં દુષ્ટિ કર્તૃત્વ હોઈ ને દોષ, અને ધાતુઓ દૂષિત થતી હોઈ દૂષ્ય કહેવાય છે આ દોષ–દૂષ્યો કઈ રીતે વ્યાધિ કરે છે તે જ જ્ઞાન એટલે સંપ્રાપ્તિ કહેવાય છે. આ સંપ્રાપ્તિના ભેદોનુ વિવરણ અગાઉ પૃષ્ઠ ૨૧ ઉપર પ્રાધાન્યાદિ સ્વરૂપે કરેલ છે તેનુ પુનઃ ટૂંકમાં દર્શન કરીશું

પ્રકુપિત દોષોમાં દોષ એકથી વધુ હોતા કયા દોષનુ પ્રાબલ્ય સવિશેષ છે તે દર્શાવતા જ્ઞાનને પ્રાધાન્ય કહે છે અને વ્યાધિપ્રધાન (સ્વતંત્ર) છે કે અપ્રધાન (પરતંત્ર) તે જ્ઞાનને પણ પ્રાધાન્ય સંપ્રાપ્તિ કહે છે. ત્યારબાદ વિધિમાં નિજ, આગંતુક, શારીરિક, માનસિક. વાતજ પિત્તજ આદિ ભેદો વિધિ કહેવાય છે. આ ભેદ ચરકે વધુ પાડ્યો છે. વાગ્ભટે એને સંખ્યામાં સમાવવા પ્રયત્ન કર્યો છે, પણ બે વચ્ચેનું સ્પષ્ટીકરણ આગળ જોઈ ગયા છીએ વિકલ્પમાં એકત્રિત દોષોની અશાંશે કલ્પના કરવામા આવે છે. દોષોના અનેક ગુણકર્મો હોય છે વાયુના રૂક્ષ, લઘુ આદિ ગુણો છે. તેમા અમુક ગુણ પ્રકુપિત થતાં અમુક લક્ષણ વિશેષ દેખા દે છે. બલવાન ગુણ કે ગુણોને

અનુસરી તેમાં વિકારોમાં ભિન્નતા હોય છે. આ એક દોષજ વ્યાધિમાં પણ તે દોષની અંશાંશ કલ્પના કરવાથી ચિકિત્સામાં લાભ થાય છે જ્યારે સન્નિપાત જ (ત્રણેય દોષો કુપિત હોય) વ્યાધિમાં કફ પ્રધાન વ્યાધિ હોય તેમાં વધેલ પિત્તના ઉષ્ણ ગુણની શમન ચિકિત્સા કરતાં રોગ ત્વરિત સારો થશે. દોષ પ્રકોપક આહારવિહાર દોષોના બધા જ ગુણોની વૃદ્ધિ નથી કરતા પરંતુ અમુક આહાર દોષોના તમામ ગુણોનો અને અમુક તે તે દોષના વિશિષ્ટ ગુણોનો પ્રકોપ કરાવશે. કષાય રસવાળા દ્રવ્યો અને કલાય વાયુના તમામ ગુણોને વધારશે શેરડીનો રસ વાયુની રૂક્ષતા, અને શીતતા, સરકો (સીધુ) ખાલી રૂક્ષતાને જ્યારે તાડફળજો રૂક્ષતા, લઘુતા અને શીતતાને વધારશે તે જ રીતે કટુરસવાળા દ્રવ્યો અને મદ્ય પિત્તના તમામ ગુણોને વધારશે હિંગ કટુ ઉષ્ણ અને તીક્ષ્ણ ગુણને, અજમો તીક્ષ્ણ અને ઉષ્ણને, તલમાત્ર ઉષ્ણ ગુણને વધારશે. મધુર રસવાળાં તમામ દ્રવ્યો અને ભેંસનુ દૂધ કફના તમામ ગુણોને વધારશે રાયણ મેવો સ્નિગ્ધતા, ગુરુતા, મધુરતાને વધારશે કસેરુ શીત અને ગુરુતાને વધારશે. ક્ષીરી વૃક્ષના ફળ શીતતાને વધારશે આ રીતે વિભિન્ન ઔષધ અને આહાર દ્રવ્યો તથા વિહાર પોતપોતાના વિશિષ્ટ ગુણોથી અમુક અમુક ગુણોની વૃદ્ધિ કરે છે. પ્રકોપક દ્રવ્ય સેવનથી રોગજનક દોષના અમુકાઅમુક ગુણની વૃદ્ધિ થાય છે. પ્રકોપક દ્રવ્યના સેવનથી રોગજનક દોષના કયા કયા ગુણોની વૃદ્ધિ થાય છે એ ચિકિત્સા માટે જરૂરી જ્ઞાન છે ત્યારે તેથી વિપરીત ગુણવાળા દ્રવ્યનો ઉપયોગ કરવાની સૂઝ પડે છે.

ત્યારબાદ હેતુ, પૂર્વરૂપ, આ બધાની બલવત્તરતા ઉપર ન્યૂન યા અધિક હોઈ તેટલો રોગ અલ્પ કે અધિક બળવાળો જાણી શકાય છે. તદનુસાર એની સાધ્યાસાધ્યતા પણ જાણી શકાય છે કાલ સંપ્રાપ્તિ વડે રોગમાં કઈ ઋતુમાં, દિવસમા રાત્રિના પ્રાતઃ મધ્યાહ્ન સાય આદિ ભેદથી ભિન્ન ભિન્ન દોષોનો પ્રકોપ સમજી શકાય છે. જેમકે વસતઋતુ,

પ્રાતઃકાળ, પ્રદોષ (રાત્રિ આરંભે), ભોજન પછી તરત જ્વર આવે તો કફજ્વર કહેવાય કેમકે તેમાં મુખ્ય વૃદ્ધિ કફની હોય છે.

વ્યાધિમાં દોષ અને દૂષ્યની સંમૂર્ચ્છના થાય છે. એ માટે નિમ્ન સૂત્ર સ્મરણમાં રહે –

यत्रसग' स्वैगुण्यात् व्याधिररतत्रोपजायते ।

કુપિતદોષો શરીરમા પ્રસરી જે સ્થાનમાં વૈગુણ્ય પામે ત્યારે સમૂર્ચ્છિત હોતા વ્યાધિનો પ્રારભ થાય છે. આ દોષોના પ્રસરણ માટે રસધાતુ વાહન બને છે આ રસધાતુ દેહના પ્રીણન માટે સમગ્ર શરીરમા પરિભ્રમણ કરે છે. રસધાતુના કાર્યમાં તુષ્ટિ, પ્રીણન અને રકતની પુષ્ટિ કહેલ છે. સુશ્રુતે રસધાતુનાં આ કાર્યો વર્ણવ્યા છે, તેમા પણ રસધાતુનું શ્રેષ્ઠ કર્મ પ્રીણન છે આ રસધાતુ અથવા અન્નનો સાર જ્યારે અપકવ હોય ત્યારે આમાવસ્થામા ગણાય છે. આમદોષની ઉત્પત્તિ બાદ સ્રોતોરોધ પણ થાય છે આ સ્રોતોરોધ પણ પ્રત્યેક વ્યાધિમા સમજી લેવો આવશ્યક બને છે. સપ્રાપ્તિનુ રહસ્ય સમજાવતા દોષોના સચય, પ્રકોપ, પ્રસર અને સ્થાનસશ્રય, વ્યકિત તથા ભેદના રહસ્યને સમજાવ્યુ છે તે પ્રત્યેક ક્રિયાકાળને સુજ્ઞ વૈદ્યે બરોબર પારખવા ઘટે છે. વ્યાધિ જ દોષદૂષ્ય સમૂર્ચ્છનાજનિત વિશિષ્ટ અવસ્થા છે સપ્રાપ્તિના ઔપાધિક ભેદો આપણે જોયા, તે સાથે સપ્રાપ્તિનુ આ પણ રહસ્ય સમજવુ ઘટે છે.

**व्याधिनां नानात्मजत्वं सामान्यजत्वं च ।**

सामान्यजा इति वातादिभिः प्रत्येकं मिलितैश्च जायन्ते । नानात्मजा इत ये वातादिभि दोषान्तरासपृक्तजन्यन्ते । चक्रः ।

વ્યાધિઓના બે ભેદોમા એક સામાન્યજ અને બીજો પ્રકાર નાનાત્મજ એમ બે ભેદ પાડેલા છે સામાન્યજ વિકારોમા વાયુ,

પિત્ત અને કફ ત્રણેય અમુક અંશોમા હોય છે. નાનાત્મજમાં કેવળ એક દોષ પ્રધાન હોય છે નાનાત્મજ વ્યાધિઓમાં વાયુના ૮૦, પિત્તના ૪૦ અને કફના ૨૦ રોગો હોય છે. એ બધાની ગણુના અહી કરવી છે. સામાન્યજ વ્યાધિઓમા:-૮ ઉદરરોગ, ૮ મૂત્રાઘાત, ૮ ક્ષીરદોષ, ૮ વીર્યદોષ, ૭ કુષ્ઠ, ૭ પિડિકા, ૭ વિસર્પ, ૬ અતિસાર, ૬ ઉદાવર્ત, ૫ ગુલ્મ, ૫ પ્લીહાદોષ, ૫ કાસ, ૫ શ્વાસ, ૫ હિક્કા, ૬ તૃષ્ણા, ૫ છર્દિ, ( વમન ), ૫ અરોચક, ૫ શિરારોગ, ૫ હૃદ્રોગ, ૫ પાંડુરોગ, ૫ ઉન્માદ, ૪ અપસ્માર, ૪ અક્ષિરોગ, ૪ કર્ણરોગ, ૪ પ્રતિશ્યાય, ૪ મુખરોગ, ૪ ગ્રહણી, ૪ મદ, ૪ મૂર્ચ્છા, ૪ શોષ, ૪ ક્લૈબ્ય (નપુંસકતા), ૩ શોથ, ૩ કિલાસ, ૩ રકતપિત્ત, ૨ જ્વર, ૨ વ્રણ, ૨ આયામ, ૨ ગૃધ્રસી, ૨ કમળો, ૨ આમવિકાર, ૨ વાતરકત, ૨ અર્શ, ૧ ઉરુસ્તંભ, ૧ સંન્યાસ, ૧ મહાગદ, ૨૦ કૃમિઓ, ૨૦ પ્રમેહ, ૨૦ યોનિરોગો એમ કહ્યા છે

**अशी तिर्वातविकाराः :-**

૧ નખભેદ, ૨ વિપાદિકા, ૩ પાદશૂલ, ૪ પાદભ્રંશ, ૫ પાદસુપ્તિ, ૬ વાતખુડ્ડતા, ૭ ગુલ્ફગ્રહ, ૮ પિંડિકોદ્વેષ્ટન, ૯ ગૃધ્રસી, ૧૦ જાનુભેદ, ૧૧ જાનુવિશ્લેષ, ૧૨ ઉરુસ્તંભ, ૧૩ ઉરુસાદ, ૧૪ પંગુતા, ૧૫ ગુદભ્રંશ, ૧૬ ગુદાર્તિ, ૧૭ વૃષણોત્ક્ષેપ, ૧૮ શિશ્નમાં સ્તમ્ભ, ૧૯ વંક્ષણમાં આનાહ, ૨૦ શ્રોણિભેદ, ૨૧ ઉદાવર્ત, ૨૨ ખંજત્વ, ૨૩ વામનત્વ, ૨૪ ત્રિકગ્રહ (કટિગ્રહ), ૨૫ પૃષ્ઠગ્રહ, ૨૬ પાર્શ્વવિમર્દ, ૨૭ ઉદરવેષ્ટન, ૨૮ હૃદયમોહ, ૨૯ હૃદ્દ્રવ, ૩૦ વક્ષઉદ્ધર્ષ, ૩૧ વક્ષતોદ, ૩૨ વક્ષોપરોધ, ૩૩ બાહુશોષ, ૩૪ ગ્રીવાસ્તંભ. ૩૫ મન્યાસ્તંભ, ૩૬ કંઠોધ્વંસ, ૩૭ હનુભેદ ( સ્તંભ ), ૩૮ ઓષ્ઠભેદ, ૩૯ અક્ષિભેદ, ૪૦ દંતભેદ, ૪૧ દંતશૈથિલ્ય, ૪૨ મૂકત્વ, ૪૩ ગદગદત્વ, ૪૪ વાક્સંગ, ૪૫ કષાયાસ્યતા, ૪૬ મુખશોષ, ૪૭ અરસજ્ઞતા (ઘ્રાણનાશ), ૪૮ કર્ણશૂળ, ૪૯ અશબ્દ શ્રવણ, ૫૦ જોરથી બોલતાં સાંભળવું, ૫૧ બાધિર્ય, ૫૨ વર્ત્મસ્તંભ,

૫૩ વર્ત્મસંકોચ, ૫૪ તિમિર, ૫૫ બસ્તિશળ, ૫૬ અક્ષિવ્યુદાસ, ૫૭ ભ્રુવ્યુદાસ, ૫૮ શંખભેદ, ૫૯ લલાટ ભેદ, ૬૦ શિરોરૂક્, ૬૧ કેશભૂમિસ્ફુટન, ૬૨ અર્દિત, ૬૩ એકાંગરોગ, ૬૪ સર્વાંગરોગ, ૬૫ પક્ષવધ, ૬૬ આક્ષેપક, ૬૭ દંડક, ૬૮ તમ, ૬૯ ભ્રમ, ૭૦ વેપથુ, ૭૧ જૃમ્ભા, ૭૨ હિક્કા, ૭૩ વિષાદ, ૭૪ પ્રલાપ, ૭૫ ગ્લાનિ, ૭૬ રૌક્ષ્ય, ૭૭ પારુષ્ય, ૭૮ શ્યાવારુણવર્ણતા, ૭૯ અનિદ્રા, ૮૦ અનવસ્થિત ચિત્ત (ચરક સુ અ. ૨૦), ૮૧ અનિલગ્રહ, ૮૨ વાતકંટક, ૮૩ વિડ્ગ્રહ, ૮૪ કુબ્જત્વ, ૮૫ હનુગ્રહ, ૮૬ ઘ્રાણનાશ, ૮૭ શ્રમ, ૮૮ શ્વાસ, ૮૯ વિપાદ, ૯૦ વંધ્યાત્વ, ૯૧ પાઙ્ગુલ્ય, ૯૨ પ્રતિશ્યાય, ૯૩ બાહ્યાયામ, ૯૪ અન્તરાયામ, ૯૫ ખલ્લી, ૯૬ જિહ્વાસ્તંભ, ૯૭ ક્રોષ્ટુશીર્ષ. ૯૮ કલાયખંજ, ૯૯ તુની, ૧૦૦ પ્રતિતુની, ૧૦૧ પાદહર્ષ, ૧૦૨ વિશ્વાચી, ૧૦૩ અવબાહુક, ૧૦૪ અપતાનક, ૧૦૫ વ્રણાયામ, ૧૦૬ અપતંત્રક, ૧૦૭ અંગભેદ, ૧૦૮ અંગશોથ, ૧૦૯ ભિન્નભિન્નત્વ, ૧૧૦ અષ્ઠીલા, ૧૧૧ પ્રત્યષ્ઠીલા, ૧૧૨ અંગપીડા, ૧૧૨ અંગશૂલ, ૧૧૪ અંગસંકોચ, ૧૧૫ અંગસ્તંભ, ૧૧૬ અંગભંગ, ૧૧૭ અંગવિભ્રંશ, ૧૧૮ બદ્ધવિટ્કતા, ૧૧૯ અત્યુદ્ગાર, ૧૨૦ અંત્રકુજન, ૧૨૧ વાતપ્રવૃત્તિ, ૧૨૨ શિરાસ્ફુરણ, ૧૨૩ શિરાપૂરણ, ૧૨૪ કાર્શ્ય, ૧૨૫ ક્ષિપ્રમૂત્રતા, ૧૨૬ સ્વેદનાશ, ૧૨૭ દુર્બલત્વ, ૧૨૮ બલક્ષય, ૧૨૯ શુક્રાતિપ્રવૃત્તિ, ૧૩૦ શુક્રકાર્શ્યમ્, ૧૩૧ શુક્રનાશ, ૧૩૨ કઠિણતા, ૧૩૩ મુખમાં બેસ્વાદપણુ, ૧૩૪ આધ્માન, ૧૩૫ પ્રત્યાધ્માન, ૧૩૬ શીતતા, ૧૩૭ રોમહર્ષ, ૧૩૮ ભીરુત્વ, ૧૩૯ તોદ, ૧૪૦ કંડુ, ૧૪૧ પ્રસૂપ્તિ, ૧૪૨ દક્ક્ષય (દૃષ્ટિનો નાશ) (શારંગધર અ ૭)

વિપાદિકામાં પગનું તૂટવું થાય છે પાદભ્રંશમાં પગ એક ઠેકાણેથી ઉપાડી જ્યાં મૂકવો હોય તેને બદલે બીજી જગ્યાએ પડે તેને પાદભ્રંશ કહે છે પાદ સુપ્તિમાં પગ સૂઈ જવા કે સ્પર્શજ્ઞાન ન થવું. વાતખુડ્ડતામાં પગ અને જંઘાની સંધિને ખુડ્ડ કહે છે ત્યાં

વાતવિકાર થશે. ગુલ્ફગ્રહમાં ગુલ્ફસંધિ વાયુથી જકડાઈ જવી પિંડિકોદ્વેષ્ટન એટલે પગમાં કળતર થવી. જાનુભેદમા જાનુમાં ભેદનવત્ પીડા થાય છે. ઉરુસાદમા ઉરુનુ શિથિલતાપણું, ગુદાર્તિમાં ગુદામાં પીડા-વેદના થવી. વૃષણોત્ક્ષેપમાં વૃષણ ઉપર ચડી જાય છે નીચે નથી ઊતરતાં. પાર્શ્વવિમર્દમાં પડખામાં મર્દન જેવી પીડા થાય છે. હૃદ્દ્રવમાં હૃદયમા ધડકન થાય છે. વક્ષ ઉદ્ધર્ષમાં છાતીમાં ઘર્ષણ જેવી પીડા થાય છે વક્ષોપરોધમાં છાતીમા કંઈક રોકાયેલુ હોય તેમ લાગે છે. કંઠોધ્વંશમા સ્વરભેદ જેવુ લાગે છે વાક્સંગ, વાણીનુ અટકી જવુ. કષાયાસ્યતામા મોઢામાં કષાય સ્વાદ થવુ અશબ્દ-શ્રવણ એટલે શબ્દ ન હોવા પણ સાંભળવુ. અક્ષિવ્યુદાસ એટલે આંખનુ ઉપર ચડેલા રહેવુ ભ્રૂવ્યુદાસ એટલે ભ્રમરનું ઉપર ચડેલુ રહેવું. વેપથુ એટલે કંપ પરુષતામાં કઠોરતા થાય છે. આ કઠિન સજ્ઞાઓ સરળ બને તત્પૂરતી સમજણ આપી છે બાકી અમુક તો રોગનાં નામ છે. યથા હનુગ્રહ દડક વગેરે એમનુ વર્ણન આગળ રોગોના પરિચયમાં આવશે

**चत्वारिंशत् पित्तविकाराः :—**

૧ ઓષ (સર્વાંગીણ કે એક દેશીય તીવ્ર દાહ), ૨ પ્લોષ (એક દેશીય સ્વેદ રહિત દાહ), ૩ દાહ, ૪ દવથુ (ધખારો), ૫ ધૂમક (મસ્તક, ગ્રીવા, કંઠ, તાળવું વગેરેમાં ધુમાડાની તીવ્ર પ્રતીતિ), ૬ અમ્લક (છાતીમાં દાહ, હૃત્શૂલ), ૭ વિદાહ, ૮ અંતર્દાહ, ૯ અસદાહ, ૧૦ ઉષ્માધિક્ય, ૧૧ અતિસ્વેદ અથવા અગસ્વેદ. ૧૨ અંગગંધ, ૧૩ અંગાવદરણ, ૧૪ શોણિત ક્લેદ, ૧૫ માંસ ક્લેદ, ૧૬ ત્વગ્દાહ, ૧૭ ત્વગવદરણ (ચામડી ફાટવી), ૧૮ ચર્માદલન (ચામડીમાં ચીરા પડે તે), ૧૯ રક્તકોઠ (લાલ ઢીમડા), ૨૦ રક્તવિસ્ફોટ (લાલ ફોલ્લા), ૨૧ રક્તપિત્ત, ૨૨ રક્તમંડલ (લાલ ચકામા), ૨૩ હરિતત્વ (પ્રો જેવો રંગ), ૨૪ હારિદ્રત્વ, ૨૫ નીલિકા (કાળાશ), ૨૬ કક્ષા (બગલમાં

થતા ફોલ્લા વિશેષ), ૨૭ કમળો, ૨૮ મોઢામાં કડવાશ (તિક્તાસ્યતા), ૨૯ લોહીગંધાસ્યતા (લોહીની ગંધવાળુ મોં), ૩૦ પૂતિ મુખતા (મોં ગંધાવું), ૩૧ તૃષ્ણાધિક્ય, ૩૨ અતૃપ્તિ, ૩૩ આસ્યવિપાક (મોં આવવું), ૩૪ ગલપાક (ગળુ આવવુ), ૩૫ અક્ષિપાક (આંખોમાં પાક), ૩૬ ગુદાપાક, ૩૭ મેઢ્રપાક, ૩૮ જીવાદાન (જીવરક્ત નીકળવુ), ૩૯ તમઃપ્રવેશ (અંધારાં આવવા), ૪૦ હરિતહારિદ્રનેત્રમૂત્રવર્ચસ્ત્વ (લીલા પીળા, પેશાબ, ઝાડો અને આંખો થવાં) ચરક સૂ અ. ૨૦ ચાળીસ પિત્ત વિકારો થયાં તે ઉપરાંત

ભ્રમ, જ્વર, અંગદાહ, અંગશીરણ અને માંસપાક (કાશ્યપ) તથા મતિભ્રમ, કાંતિ-હાનિ, કંઠશોષ, મુખશોષ, અલ્પશુક્રતા, અંગપાક, ક્લમ, દૌર્ગન્ધ્ય, અરતિ, પીળો આભાસ, શીતેચ્છા, તેજોદ્વેષ, અલ્પ નિદ્રા, ક્રોધ, ભિન્નવિટ્કતા (ઝાડા થવા), અન્ધતા, ઉચ્છ્વાસ, મૂત્ર અને મળમાં ઉષ્ણતા, પિત્ત નિસરણ, એ શારંગધર મતે પિત્તના નાનાત્મજ વિકારો છે

**विंशति श्लेष्मविकारा :—**

તૃપ્તિ, તંદ્રા, નિદ્રાધિક્ય, સ્તૈમિત્ય, ગાત્રગૌરવ, આળસ, મુખપ્રસેક, માધુર્ય, મલાધિક્ય, અપાચન, હૃદયનુ ઉપલેખન, કંઠનુ ઉપલેપન, ધમની પ્રતિચય, ગલગંડ, અતિસ્થૌલ્ય, શીતાંગના, ઉદર્દ, શ્વેતાવભાસ, નેત્ર, મૂત્ર અને મળમા શ્વેતતા, (ચ) હૃલ્લાસ, મધાધિક્ય, આમ, (કા.) મુખલેપ, શ્વેતાવલોકન, શૈત્ય, ઉષ્ણેચ્છા, તિક્તકામતા, શુક્રબાહુલ્ય, બહુમૂત્રતા, મંદબુદ્ધિતા, ગળામાં-વાક્યમાં ઘરઘર અવાજ, ચેતનાભાવ (શા)

**प्रकुपित वात कर्माणि :-**

સ્રંસન (સંધિ શૈથિલ્ય) વ્યાસ, સંગ, ભેદ, સાદ, હર્ષ, તૃષા, કમ્પ, અંગમર્દ, ચલન, તોદ, વ્યથા, ચેષ્ટા, ખરત્વ, પરુષત્વ;

(ખરબચડાપણું) વિશદત્વ, શુષિરત્વ, અરુણવર્ણતા, કષાય મુખત્વ, મોઢામાં વિરસતા, શોષ, શૂળ, સુપ્તિ, સંકોચ, સ્તમ્ભ, ખંજતા, કાર્શ્ય વર્ત, ઉદ્વેષ્ટન, દંશન, ભંગ, આધ્માન, રૂક્ષતા, સ્ફુટન, વિમથન, ક્ષોભ, કંઠધ્વંસ, શ્રમ, વિલેપન, કર્ણનાદ, વિષમપરિણતિ, ભ્રમ, દષ્ટિપ્રમોદ, વિસ્પંદન, ઉદઘટ્ટનમ્, નિદ્રાનાશ, તાડન, પીડન, વિષાદ, ભ્રમ, પરિપતન, જૃમ્ભા, રોમહર્ષ, વિક્ષેપ, આક્ષેપ, ગ્રહણ, છેદન, વેષ્ટન, શ્યામવર્ણતા, વિશ્લેષ, વ્યધ, પર્વોમાં સંકોચ, સ્તંભ, ભેદ, અસ્થિમાં ભેદ, પ્રલાપ, હાથપગ, શિરામાં જકડાઈ જવું (ગ્રહ), પંગુતા, કુબ્જત્વ, અંગશોષ, ગર્ભનાશ, રજોનાશ, શિરનાસા–અક્ષિ–જત્રુ–ગ્રીવા–હુંડન, મોહ, બલોપઘાત, વર્ણોપઘાત, સુખોપઘાત, આયુષ્યને હાનિ, મનોવ્યાહર્ષ, સર્વેન્દ્રિયોપઘાત, ગર્ભનું વધુ કાળ સુધી ધારણ, ગર્ભ વિકૃતિ, ભય, શોક, દૈન્યતા, પ્રાણોપરોધ આ બધા પ્રકુપિત વાયુનાં કર્મો છે.

**प्रकुपित पित्तकर्माणि :-**

દાહ, ઉષ્ણતા, પાક, સ્વેદ, ક્લેદ, કોથ, કંડુ, સ્રાવ, રાગ, પૂયગંધ, શ્વેતારુણવર્ણતા, કટુતા, અમ્લતા, વિસ્ફોટક, ધુમ, પ્રલાપ, સ્વેદશ્રુતિ, મૂર્ચ્છા, દુર્ગંધ, મદ, વિસરણ, અરતિ, તૃષ્ણા, ભ્રમ, અતૃપ્તિ, તમ પ્રવેશ, પાંડુરહિત અન્યવર્ણતા.

**प्रकुपित श्लेष्मकर्माणि :-**

શ્વેતતા, કંડુ, સ્થૈર્ય, ઉત્સેધ, ગૌરવ, સ્નેહ, સુપ્તિ, ક્લેદ, ઉપલેપ, બંધ, માધુર્ય, (વિકારમાં) ચિરકારિત્વ, તૃપ્તિ, તંદ્રા, સ્તૈમિત્ય, કઠિનતા, મલાધિકતા, અપાચન, પ્રસેક, શોથ, નિદ્રાધિક્ય, લવણરસત્વ, મધુરરસત્વ, આલસ્ય

**निजागंत्वादिसमुत्थानविशेषात् सम्प्राप्तिभेद :-**

आगन्तुस्तु व्यथापूर्वं समुत्पन्नो जघन्य वातपित्तश्लेष्माणंषम्यमापादयति, निजे तु वातपित्तश्लेष्माण पूर्वं वैषम्यमापाद्यन्ते (ચ સૂ. અ. ૨૦)

વ્યાધિના નિજ અને આગંતુક એમ બે પ્રધાન ભેદ પાડવામાં આવ્યા છે પીડા બન્નેમા હોય છે. પણ આગતુકાદિમાં અભિઘાતાદિકથી પ્રથમ વેદના થઈ પછીથી વાતાદિ દોષનું વૈષમ્ય થાય છે. જેમકે ચાલતાં પડી જવાથી અસ્થિભગ થતાં વેદનાની સાથે શોથાદિ થાય પછી તેમાં વાતાદિ દોષો વિષમ થતાં વ્રણ પાકાદિ કરે છે. જ્યારે નિજ રોગોમાં વિરુદ્ધ આહારવિહારાદિકથી દોષદૂષ્યોની દુષ્ટિ પ્રથમ થઈ, ત્યારબાદ વ્યાધિ થાય છે. જેમ અનિયમિત આહારવિહારાદિકથી પહેલા દોષ કુપિત થઈ રસરક્તાદિ ધાતુ દૂષિત કરી અતિસારાદિક ઉત્પન્ન કરે છે, દોષ અને દૂષ્યોની દુષ્ટિથી ઉત્પન્ન જ્વરાદિકમા આગતુક રાજયક્ષ્મા આદિનો ઉપસર્ગ થવાથી તેમની ઉત્પત્તિ અનુબધના રૂપમા જોવામા આવે છે, તે જ રીતે આગતુક રોગોમાં-વ્રણમા અનુબધરૂપે જ્વર પ્રલાપાદિ જોવામા આવે છે. તેમજ આગતુક વ્રણમા આગતુક વિસર્પ દેખાય છે. અને નિજ જ્વરમા નિજ અતિસારાદિ પણ જોવા મળે છે જુઓ :

आगन्तुरन्वेतिनिज विकार निजस्ताथागन्तुमवि प्रवृद्ध. ચ સુ અ. ૧૯.
अपि शब्देन निजस्य निजेनागन्तोर्ग्यागन्तुनाऽनुबध सूच्यते ।

ચક્રપાણિઃ

આગતુક વ્યાધિઓ અભિઘાત, નિમિત્ત જ હોય છે પરંતુ એના મુખ્ય ૨ ભેદ અભિઘાતજ અને ઔપસર્ગિક એમ પાડી શકાય. અભિઘાતજ વ્યાધિ તે રોગોને કહી શકાય જેમા રોગોત્પત્તિ બાદ દોષ દૂષિત થાય છે જેમકે વાઘના આક્રમણ બાદ, કે ચાકુ, છરી, તલવાર, પિસ્તોલ આદિથી લાગવુ, સવિષ વાયુનો સ્પર્શ આદિ આમાં આવે છે ઔપસર્ગિક વ્યાધિઓમાં વાતાદિ દોષોનુ વૈષમ્ય તો હોય જ છે. પણ તેના ઉત્પન્ન થવા બાદ રસ રક્ત માંસાદિકમાં ક્લોથ વડે આમાં કૃમિઓ ઉત્પન્ન થાય છે આ કૃમિઓ રક્ત, મલ, મૂત્રાદિમાં જોવાય છે. પ્રસંગથી ગાત્રસંસ્પર્શથી, નિશ્વાસથી, સહભોજનથી, સહશય્યાસનથી,

વસ્ત્રમાલ્યાનુલેપનથી, કુષ્ઠ, જ્વર, શોષ, નેત્રાભિષ્યંદ જેવા ઔપસર્ગિક રોગો એક નરથી બીજા નરમાં સંક્રમણ કરે છે. જુઓ:

प्रसंगाद् गात्रसंस्पर्शान्निश्वासात् सहभोजनात् ।
सहशय्यासनाच्चापि वस्त्रमाल्यानुलेपनात् ॥
कुष्ठं ज्वरश्च शोषश्च नेत्राभिष्यन्द एव च ।
औपसर्गिकरोगाश्च संक्रामन्ति नरान्नरम् ॥ (સુ. નિ. અ ૫.)
मसूरिकाश्च रोमान्त्यो ग्रन्थि विसर्प एव च ।
उरक्षेगाश्च कण्डवाद्या औपसर्गिक संज्ञकाः ॥

આમ આગંતુકમાં પણ અભિઘાતાદિકથી અને ઔપસર્ગાદિક એમ ભેદો પાડી શકાય છે

**अधिष्ठानभेदेन सम्प्राप्तिभेद :—**

હવે આપણે પ્રત્યેક ધાતુ, ઉપધાતુ, મલપ્રદોષથી થનાર વિકારો જોઈશું. તે સ્રોતોની દુષ્ટિના કારણો પણ અત્રે લક્ષ્યમાં રાખવાં ઘટે છે જેનું વર્ણન અમે અગાઉ ઉપર કરી ગયા છીએ. (જુઓ પૃ. ૧૪).

**धातुप्रदोषजाः विकाराः :—**

**रसज रोगो:** ભોજન પર અશ્રદ્ધા, અરુચિ, આસ્ય વૈરસ્ય (મોઢામાં સ્વાદ બદલવો), રસજ્ઞાન (રસનું જ્ઞાન ન થવું), અંગમર્દ તૃપ્તિ, જ્વર, તંદ્રા, હૃલ્લાસ, ભારેપણું, તમ (અંધારા આવવાં), હૃદ્રોગ, પાંડુ, રસવહસ્રોતોને અવરોધ, નપુંસકતા, અશક્તિ, કૃશતા, અગ્નિમાંદ્ય, વળિયા પળિયા, રસગત દુષ્ટિથી ઉત્પન્ન થાય છે. **रक्तज रोगो** કુષ્ઠ, વિસર્પ, પિડિકા, રક્તપિત્ત, રક્તપ્રદર, ગુદ, જનનેંદ્રિય, મુખનો પાક, પ્લીહાવૃદ્ધિ, ગુલ્મ, વિદ્રધિ, કમળો, વ્યંગ નીલિકા, જતુમણિ, તિલકાલક, દદ્રુ, ચર્મદલ, શ્વિત્ર, પામા, કોઠ, રક્તમંડલ, રક્તજ, દુષ્ટિથી થાય છે. **मांसगत** દુષ્ટિથી જનનેંદ્રિય નાભિ આદિમાં માંસાંકુર, (અધિમાંસ) અર્બુદ, અર્શ, ગલશાલુક, ગલશુંડિકા, માંસકોશ, અલજી, ગલગંડ,

ગંડમાલા ઉપજિહ્વિકા આદિ માસગત દુષ્ટિથી થાય છે. **મેદોગત** દુષ્ટિથી સ્થૌલ્ય, પ્રમેહના પૂર્વરૂપ, ગ્રન્થિ, મેદોજ વૃદ્ધિ, ગલગંડ, અર્બુદ, મધુમેહ, ઓષ્ઠપ્રકોપ સ્વેદાધિક્ય આદિ મેદોગત દુષ્ટિથી થાય છે. **અસ્થિગત** દુષ્ટિથી અધિક, અસ્થિ, દાંત અને અસ્થિઓમાં ભેદ અને એમાં શૂળ, વિવર્ણતા, કેશ, લોમ અને નખના વિકાર આદિ અસ્થિગત દુષ્ટિથી થાય છે **મજ્જાગત** દુષ્ટિથી અસ્થિપર્વોમાં વેદના, ભ્રમ, મૂર્ચ્છા, અંધારાં આવવાં, આંગળીઓની સંધિઓમાં સ્થૂળમૂળની પિડિકાઓ, નેત્રાભિષ્યન્દ, અસ્થિપર્વોમાં ભારેપણુ, ઉર્વસ્થિ અને જંઘાસ્થિના મૂળમાં સ્થૂલતા, આદિ મજ્જાગત દુષ્ટિથી થાય છે **શુક્રગત** દુષ્ટિથી ઉપસ્થનું જાગૃત ન થવુ અને જાગૃત થાય તો પણ ક્રિયા સામર્થ્યનો અભાવ, નપુંસક, અલ્પાયુ અને વિરૂપ સંતાનોત્પત્તિ આ દુષ્ટિ વિશેષ હોતાં ગર્ભધારણ ન થાય અલ્પ દુષ્ટિથી ગર્ભસ્રાવ અને પાત થાય છે. આ દૂષિત શુક્ર સંતાન અને સ્ત્રી બંનેને હાનિ પહોંચાડે છે

**इन्द्रियप्रदोषजाः विकाराः** -

શ્રોત્ર, ત્વક્, નેત્ર, રસના, ઘ્રાણ ઇંદ્રિયોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ વિષયોના હીન અતિ અને મિથ્યાયોગને અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ કહે છે

**શબ્દ:** હીનયોગઃ આમાં સંભળાતું નથી અથવા જોરથી બોલતાં સંભળાય છે. અલ્પશબ્દ શ્રવણ અને અતિહીન શબ્દનો હીન યોગ કહે છે મિથ્યાઃ પરુષ, અપ્રિય અશિષ્ટ–ભિષણ વ્યસનસૂચક આદિ શબ્દોનો મિથ્યાયોગ કહેવાય છે. શબ્દનો અતિયોગઃ અધિક જોરથી મેઘગર્જના, યંત્રોનો જોરથી ધ્વનિ યા વાદ્યોના અત્યુચ્ચ શબ્દોને અતિયોગ કહે છે. આ યોગોથી શ્રવણેન્દ્રિયમા જડતા ઉત્પન્ન થાય છે.

**સ્પર્શ :** કોઈ અધિક ઉષ્ણ, શીત, સ્નિગ્ધ, અભ્યંગ, ઉત્સાદન

જલ આદિનો સ્પર્શ સ્પર્શનો અતિયોગ કહેવાય કોઈ પણ વસ્તુનો સ્પર્શ ન કરવો તે સ્પર્શનો અયોગ કહેવાય. સવિષ જંતુઓનો સ્પર્શ, વિષયુક્ત વાયુનો સ્પર્શ, અકાળે ઠંડી-ગરમીનો સ્પર્શ, મિથ્યા યોગ કહેવાય છે. આ યોગથી ત્વચામાં જડતા, બાધિર્ય, ત્વચાનું ફાટવું, બાળવું આદિ વિકૃતિઓ થાય છે.

**રૂપ :** અતિ પ્રભાવયુક્ત સૂર્ય, તેજસ્વી વિદ્યુત આદિ જોવું અતિયોગ, કોઈપણ પદાર્થને ન જોવું અર્થાત્ પ્રતિક્ષણ આંખો બંધ રાખવી અથવા ઓછું જોવુ, રૂપનો હીન યોગ, અતિ સૂક્ષ્મ પદાર્થો (નાના અક્ષર વગેરે) ને જોવું કે બીભત્સ ભયાવહ, અતિદૂર સન્નિકૃષ્ટ તથા તામસ રૂપોને જોવું મિથ્યા યોગ કહેવાય છે. આ યોગોથી મનુષ્ય અંધ થાય છે

**રસ :** મધુરાદિ રસોનો અધિક ઉપયોગ, અતિયોગ, કોઈપણ રસનો ઉપયોગ ન કરવો કે અલ્પ કરવો એ હીન યોગ, પ્રકૃતિ-કરણ-સંયોગ-કાલ આદિના નિયમોનું ઉલ્લંઘન કરી રસોનો ઉપયોગ કરવો રસનો મિથ્યા યોગ કહેવાય છે. આ યોગોથી ભિન્ન ભિન્ન રોગો થાય છે.

**ગંધ :** મરચાં જેવા તીક્ષ્ણ, સેંટો જેવા ઉગ્ર, માલકાંગણી જેવા અભિષ્યંદિ ગંધોને અધિક સૂંઘવુ, ગંધનો અતિયોગ, કોઈ પણ ગંધને ન સૂંઘવું, અયોગ, સડેલા પદાર્થોનો ગંધ, વિષ એ મિથ્યા યોગ છે. આ યોગોથી ઘ્રાણેન્દ્રિયની શક્તિ ક્ષીણ થાય છે અને ભિન્ન ભિન્ન સંક્રામક રોગોનો નાસાપથથી પ્રવેશ થાય છે

ઇંદ્રિયાર્થોના હીનયોગ, અતિયોગ અને મિથ્યા યોગ, શારીરિક, માનસિક બન્ને પ્રકારના દોષોને પ્રકુપિત કરી વિવિધ શારીરિક અને માનસિક વ્યાધિઓને ઉદિત કરે છે. इत्यसात्म्यार्थसंयोगास्त्र बधो दोषकोपनः

ચ. શા. અ. ૨.

જ્યારે દોષો ઇન્દ્રિયોમાં કુપિત થાય છે ત્યારે તે ઇન્દ્રિયોમાં વિકલતા અથવા સર્વથા વિનાશ કરે છે, જુઓ :

इन्द्रियाणि समाश्रित्य प्रकुप्यन्ति यदा मलाः ।

उपघातोपतापाभ्यां योजयन्तीन्द्रियाणि ते ।' ( चरक )

**उपधातुप्रदोषजा विकारा :-**

સ્તન્ય, આર્તવ, કંડરા, શિરા, વસા, ૭ ત્વચાઓ અને સ્નાયુ એ ઉપધાતુઓ છે ભોજતંત્રમાં ઓજ વધુમાં ઉપધાતુ ગણાવેલ છે.

શિરામાં પ્રકોપ થવાથી શિરાશૈથિલ્ય અને કાર્યમાં તેઓ અસમર્થ થાય છે. શિરાસંકોચ, રકતાલ્પતા, અને રસાલ્પતા થતાં હૃદયવિકૃતિ થાય છે, સ્નાયુઓના પ્રકોપથી હાથપગમા બળતરા, સંધિઓમાં પીડા, ચાલવામાં કષ્ટ અને ચાલતી વખતે કમ્પ થાય છે. આર્તવ પ્રકોપથી અલ્પ યા વધુ પ્રમાણમાં આવવુ, સંતતિનો અભાવ, શરીરમાં અશકિત અને માનસિક વ્યથા તથા બેચેની ઉત્પન્ન થાય છે. ત્વચા : ચરકના મતથી ત્વચા ૬ સ્તરની છે અને સુશ્રુતના મતથી ૭ સ્તરની છે ત્વચાનો પ્રથમ સ્તર એને ચરક ઉદકધરા કહે છે સુશ્રુત અવભાષિતા કહે છે એનાથી શરીરનો વર્ણ જાણી શકાય છે એમાં ઉત્પન્ન વિકાર સિધ્મ અને કંટક થાય છે બીજો સ્તર ચરક પ્રમાણે અસૃગ્ધરા અને સુશ્રુત પ્રમાણે લોહિતા છે તેમાં તિલકાલક, ન્યચ્છ, વ્યંગ થાય છે. ૩ જો સ્તર બન્ને મતે શ્વેતા છે. તેમાં ઉત્પન્ન વિકાર ચર્મદલ, અજગલ્લિકા મશક છે. ચોથો સ્તર બન્નેને મતે તામ્રા છે તેમાં વિવિધ પ્રકારના કિલાસ અને કુષ્ઠ થાય છે. પાંચમો સ્તર વેદિની છે. તેમાં કુષ્ઠ અને વિસર્પ થાય છે. છઠ્ઠો સ્તર રોહિણી છે તેમાં ગ્રંથિ અપચી, અર્બુદ અને શ્લીપદ થાય છે. ૭ મો સ્તર માસધરા છે તેમા વિદ્રધિ, ભગંદર અને અર્શ થાય છે. **કંડરાથી** ઉત્પન્ન વિકારમાં સર્વાંગપીડા, ચાલતાં સ્ખલન, કુબ્જત્વ, અર્દિત, ભ્રુનું બાહુ હલન, કંડરામાં ગ્રંથિ, સ્ફુરણ,

સંકોચ, સુપ્તિ અને સંજ્ઞાનાશ થાય છે. સ્તન્યમા વિકારથી ધાવણ ભારે, અન્ન પચનનો અભાવ, સ્તન્યમા કષાયરસતા, વિરસતા, દુર્ગંધ, સ્તનની શુષ્કતા તેમા દુર્ગંધ આદિ થાય છે. એજ વિકૃતિઓ આપણે આગળ ઉપર પૃ. ૨૯ માં જોઈ ગયા છીએ.

**मलप्रदोषजाः विकाराः :-**

મૂત્ર, પુરીષ, સ્વેદ, કફ, પિત્ત, કાન, નાક, આંખ આદિના મળો મળ કહેવાય છે. એમાં પુરીષમાં વિકાર હોય તો પુરીષ કઠિન યા તો દ્રવ હોય છે અથવા શુષ્ક હોય છે. પાણીમાં નાખવાથી ડૂબી જાય છે દુર્ગંધિયુક્ત હોય તો આ બધાં પુરીષજ વિકારો છે. **મૂત્ર**માં દોષ હોય તો મૂત્રવિસર્જન વેળાએ દાહ, મૂત્રાધિક્ય, અથવા અલ્પતા, મૂત્રવિસર્જન વેળાએ કષ્ટ, મૂત્રનો વર્ણ લાલ, અથવા મૂત્ર પૂયયુક્ત હોય છે. **સ્વેદ**માં દોષ હોવાથી પ્રસ્વેદની અધિકતા, અથવા અભાવ, દુર્ગંધયુક્ત હોવુ, કપડાં પ્રસ્વેદને લઈ પીળા વર્ણના થઈ જવા, આ લક્ષણો થાય છે. **કફ**માં દોષ હોવાથી કફ દુર્ગંધયુક્ત, લાલ કે પીળા વર્ણનો કફ નીકળતા કષ્ટ થવુ, અને પાણીમાં પડતાં કફ ડૂબી જાય છે. આમ આપણે સંપ્રાપ્તિનો સર્વાંગીણ અભ્યાસ કર્યો. આ બધુ દોષપ્રકૃતિ–વિકૃતિ નિરૂપણ થયુ. મલોનો આશ્રય લઈને કૃપિત થયેલા વાતાદિ દોષો મલને કાચા જ બહાર લઈ આવે છે, અથવા મળને સૂકવી દે છે, અથવા દુષિત (વિકૃત) વર્ણ ગંધાદિથી યુક્ત કરી દે છે. વાતાદિથી દુષ્ટ મળોની ક્યારેક અપ્રવૃત્તિ ક્યારેક અતિપ્રવૃત્તિ થાય છે. સુશ્રુતે આ ઉપરાંત ત્વગ્દોષોને (રક્તવિકારાદિ) મલજ વિકાર ગણાવેલ છે હવે આપણે વિકાર પ્રકૃતિ નિરૂપણ જોઈશું.

**रक्तजा रोगा -**

નિમ્ન રોગોને રક્તજ રોગો કહ્યા છે :-

મુખપાક, અક્ષિરાગ, ઘ્રાણ (નાક)ની પૂતિગંધતા, ગુલ્મ, ઉપકુશ (દંતરોગ), વિસર્પ, રક્તપિત્ત, પ્રમીલક (સતત ધ્યાન), વિદ્રધિ, રક્તમેહ,

પ્રદર વાતરક્ત, વિવર્ણતા, અગ્નિમાંદ્ય, પિપાસા, ગૌરવ, સંતાપ, અતિદૌર્બલ્ય, અરુચિ, માથાના રોગો, અન્નપાનવિદાહ, તિક્તઉદ્ગાર, અમ્લઉદ્ગાર, કલમ (થાક), ક્રોધ, બુદ્ધિમોહ, લવણમુખતા, અતિસ્વેદ, શરીર દુર્ગંધિતા, મદ, કમ્પ, સ્વરક્ષય, તદ્રા, નિદ્રાનો અતિયોગ, અધિકતમ દેખાવું, કંડુ, અરૂષિ, (ફોલ્લી), કોઠ, પિડકા, કુષ્ઠ અને ચર્મદલ. (ચ. સુ. અ. ૨૪.)

ગુદપાક, મેઢ્રપાક, પ્લીહાવૃદ્ધિ આદિ, ગુલ્મ, નીલિકા, કમળો વ્યંગ, પિપ્લુ, તિલકાલક, દદ્રુ, ચર્મદલ, શ્વિત્ર, પામા, રકતમંડલ. (ચ. સુ. અ ૨૮) મશક, ન્યચ્છ, ઈન્દ્રલુપ્ત, અર્શ, અર્બુદ, અગમર્દ. (ચ સુ. અ ૨૪) દૌર્બલ્ય, ઉપજિહ્વા, સ્રોતોમાં પૂતિભાવ, સ્વરક્ષય, વાતરકત, વિચચિકા, કંડુયુકત, ફોલ્લીઓ. (કાશ્યપ સંહિતા ૩.)

**स्थौल्यकार्श्यादि अष्टौनिंदिता :-**

શારીરિક દષ્ટિએ આઠ પ્રકારના પુરુષો નિંદ્ય ગણ્યા છે: તે આ પ્રમાણે :

(૧) અતિદીર્ઘ (૨) અતિહ્રસ્વ (૩) અતિલોમા (૪) અલોમા (૫) અતિકૃષ્ણ (૬) અતિગૌર (૭) અતિસ્થૂલ અને (૮) અતિકૃશ એમ ૮ પ્રકારો નિંદ્ય ગણ્યા છે. તેમાં પણ અતિસ્થૂલતાથી બહુ કષ્ટથી વ્યવાય, વૃદ્ધાવસ્થા સુધી ન પહોંચાય, અત્યંત દૌર્બલ્ય, પ્રસ્વેદ, ગંધ, અતિક્ષુધા, અતિપિપાસા આદિ થાય છે. અત્યંત મેદસ્વી પુરુષનું મેદ વધ્યા જ કરે છે. અને અન્ય ધાતુઓ પૂર્ણ ન થતાં આયુષ્યનો હ્રાસ થાય છે. મેદમાં શિથિલતા, સુકુમારતા અને ગુરુતા હોય છે. મેદસ્વી પુરુષમાં શુક્રાલ્પતા હોય છે અને તે શુક્ર પણ મેદાવૃત જેથી સ્થૂલ મનુષ્ય અતિકષ્ટથી મૈથુન કરી શકે છે. ધાતુઓમાં વૈષમ્ય હોવાથી તે દુર્બલ રહે છે. અત્યંત પ્રસ્વેદથી તે દુર્ગંધ મારે છે.

મેદનો સ્વભાવ પણ અત્યંત પ્રસ્વેદકારક છે. આ અતિસ્થૌલ્ય- અતિભોજનથી, ગુરુ, મધુર, શીતલ, સ્નિગ્ધ દ્રવ્યોના ઉપયોગથી, મૈથુનના અભાવથી, વ્યાયામ ન કરવાથી, દિવસે સૂવાથી, નિત્ય પ્રસન્ન રહેવાથી, ચિંતન ન કરવાથી અને બીજના સ્વભાવથી થાય છે. બીજનો અર્થ જેમનાં માતાપિતા સ્થૂલ હોય છે તેમનાં સંતાન પણ પ્રાયઃ સ્થૂલ થાય છે. સુશ્રુતે કહ્યું છે, કફવર્ધક આહાર કરનાર, અત્યધિક ખાનાર, વ્યાયામ ન કરનાર, દિવસમાં સૂનાર પુરુષનો કાચો અન્નરસ કે જે પકવપેક્ષા અધિક મધુર હોય છે. શરીરમાં સંચાર કરતાં અતિસ્નિગ્ધતાને ઉત્પન્ન કરે છે. અને અષ્ટાંગસંગ્રહમાં પણ કહ્યું છે કે ગુરુ આદિ દ્રવ્યોના સેવનથી પ્રવૃદ્ધ તથા શરીરમાં રહેલ કફથી મિશ્રિત આમ અન્નરસ, રક્તાદિ ધાતુને શિથિલ કરતું સ્થૂલતાને ઉત્પન્ન કરે છે. ધાતુને શિથિલ કરવાનો કહેતાં અભિપ્રાય એ છે કે અન્ય ધાતુ કરતાં મેદ અધિક રહે છે. આ મેદ પરિણામે અત્યધિક માત્રામા સંચિત થાય છે, તે અધિક વધે છે. બીજા ધાતુઓ એટલા વધતા નથી. અસ્થિ આદિ ધાતુનુ પોષણ બરોબર થતુ નથી અને તે ધાતુઓ બલવૃદ્ધિ કરનાર છે. આ ધાતુ વૈષમ્યથી આયુહ્રાસ થાય છે. અગ્નિ તીક્ષ્ણ હોઈ કોષ્ઠમાં વાયુ અત્યાધિક હોઈ વાયુ વિશેષતઃ કોષ્ઠમાં સચાર કરતાં અગ્નિને તીવ્ર કરે છે અને આહારને સૂકવી દે છે અને ભોજન શીઘ્ર પચી જાય છે અને તે વ્યક્તિ વધુ આહારને ચાહે છે. આ રીતે થતાં કેટલાક વધુ વખત બાદ તે ઘોર વિકારનો ભોગ બને છે. તે ઉપરાંત ચક્રપાણિના મત મુજબ આહારકાલનુ ઉલ્લંઘન થતાં પણ તેને ઘોર વિકારો થાય છે અને આ ઘોર વિકારો સ્થૂલ પુરુષને એ રીતે બાળે છે.

મેદની અતિવૃદ્ધિથી સહસા વાયુ આદિ દોષો દારુણ વિકારોને ઉત્પન્ન કરે છે અને પ્રાણને હરી લે છે. અતિ સ્થૂલ પુરુષને પ્રમેહ

પિડકા, ભગંદર, વિદ્રધિ, વાતવિકારોમાંથી કોઈ એકના શિકાર બની મૃત્યુ આવે છે અતિસ્થૂલનાં લક્ષણોમા મેદ અને માંસ અત્યંત વધ્યાં હોઈ જેનાં સ્ફિક (ઢગરાં), પેટ અને સ્તન (ચાલતાં) હાલતા હોય, જેનાં શરીરનો ઉપચય બરોબર ન હોય, પરંતુ સુગઠિત ન હોય, ઢીલાપણુ હોય, ઉત્સાહની અલ્પતા હોય એવા પુરુષને અતિસ્થૂલ કહે છે જુઓ

मेदोमासातिवृद्धत्वाच्चलस्फिगुदरस्तनः ।

अयथोपचयोत्साहो नरोऽतिस्थूल उच्यते ॥ ( ચ. સુ અ. ૨૧ )

આ પ્રમાણે અતિસ્થૂલ નરનાં લક્ષણો જાણવાં મેદસ્વીનાં દોષ, હેતુ અને લક્ષણ જાણ્યાં બાદ કૃશતા વિશે કહ્યું છે –

રૂક્ષ અન્નપાનનુ સેવન, લંઘન, પ્રમિતાશન (અલ્પ ભોજન) ક્રિયાઓનો અતિયોગ (કાયિક, વાચિક અને માનસિક કાર્યનો વધુ યોગ), શોક, વેગધારણ, નિદ્રાવરોધ, નિદ્રાવરોધ, રૂક્ષતા હોવા છતાં ઉદ્વર્તન તેલ વગર નિત્ય પ્રતિ સ્નાન, શરીરની પ્રકૃતિ (વાતિક), અથવા માતાપિતાનું કૃશ હોવુ, વૃદ્ધાવસ્થા, રોગનું ચિરકારીત્વ ક્રોધ આ બધા પુરુષને અત્યંત કૃશ કરી દે છે. સુશ્રુતે કહ્યું છે કે જે વાતવર્ધક આહારનુ સેવન કરે. અતિવ્યાયામ, અતિમૈથુન, અત્યધિક પઠન, ભયશોક ધ્યાન, રાત્રિ જાગરણ, તૃષા, ક્ષુધા, કષાય, રસનુ અધિક સેવન, અલ્પ ભોજન આદિથી શુષ્ક થયેલી રસધાતુ શરીરમાં સંચાર કરે છે, અને રક્તાદિ ધાતુની તૃપ્તિ નથી જતી અતઃ એવ કૃશતા ઉત્પન્ન થાય છે. કૃશ પુરુષ વ્યાયામ, ભોજનથી અતિતૃપ્તિ, ભૂખ, તરસ, મહૌપધ (તીક્ષ્ણવીર્ય ઔષધ), અને મૈથુનને સહન નથી કરી શકતો. પ્લીહા, કાસ, શ્વાસ, ક્ષય, ગુલ્મ, અર્શ, ઉદરરોગ, ગ્રહણી આ રોગ પ્રાયઃ કૃશ પુરુષને થાય છે. તેને વાતવિકારો થાય છે અને અલ્પાયુષી થાય છે જેનાં સ્ફિક (ઢગરાં), પેટ અને ગ્રીવા શુષ્ક હોય, ધમનીઓનાં જાળાં જેના શરીર પર ફેલાયેલાં

હોય, જેની ત્વચા અને અસ્થિ માત્ર રહ્યાં હોય, અને અસ્થિસંધિ સ્થૂલ દેખાય તે પુરુષ અતિકૃશ કહેવાય છે. જુઓ :

शुष्कस्फिगुदरग्रीवो धमनीजालसततः ।
त्वगस्थिशेषोऽतिकृशः स्थूलपर्वा नरो मतः ॥ ( ચ શુ. અ. ૨૧ )

યદ્યપિ સ્થૂલતા અને કૃશતા બને નિંદ્ય છે, પરંતુ અપેક્ષયા આ બનેમાં કૃશતા સારી ગણાય કેમકે બંનેમાં સમાન ઉપકરણ (સામગ્રી) હોવા છતાં આ બંને કોઈ એક જ રોગ થાય તો સ્થૂલ પુરુષને વધુ પીડા દે છે. સમ ઉપકરણનો અર્થ સમાન પ્રતિકાર કરવાવાળો પણ થાય છે. સ્થૂલને જો કર્પણ કિંવા અપતર્પણ કરવામા આવે તો અગ્નિ અને વાયુ પહેલેથી જ પ્રબળ હોય, તે વધી જાય છે જો બૃંહણ કરવામા આવે તો મેદસંચય થઈ જાય છે, જ્યારે કૃશ પુરુષને બૃંહણ કરાવતા વાતની શાંતિ થાય છે અને કૃશતા દૂર થાય છે. જો રોગ લંઘન, કર્ષણ કે અપતર્પણ સાધ્ય હોય તો પણ કૃશ પુરુષને માટે વધુ સરલ સાધ્ય બને છે, કેમકે સ્થૂલ પુરુષમાં તો લંઘનાદિ અગ્નિ–વાતવર્ધક હોઈ યોગ્ય નથી થતાં. કૃશ પુરુષ તો બૃંહણીય છે અને જે બૃંહણીય હોય તેમને મૃદુકર્પણ કરાવી શકાય છે.

આ બધાંથી વિપરીત જે પુરુષના માસનુ પ્રમાણ સમ હોય ( ન અધિક-ન અલ્પ હોય ) અથવા માસ અને પ્રમાણ ( લંબાઈ પહોળાઈ) યથાયોગ્ય હોય, જેમા માંસનુ સંગઠન સારુ હોય, જેની ઇંદ્રિયો દૃઢ હોય તે રોગોથી અભિભૂત નથી થતો આવા પુરુષો ક્ષુધા, તૃષા, તડકો, ટંડી, વ્યાયામ અને પરિશ્રમ સહન કરી શકે છે. તેનો અંતરાગ્નિ સમ હોય છે અને એટલે પાચનશકિત પણ યથાયોગ્ય હોય છે.

**संतर्पणोत्थ अपतर्पणोत्थ विकाराः :–**

જે માનવી હમેશાં અતિસ્નિગ્ધ, મધુર, ગુરુ તથા પિચ્છલ

અન્નનું સેવન કરે છે, આહારમાં માંસનું પ્રમાણ અધિક, નવીન અન્ન અને મદ્યનું સેવન કરે છે, તથા ઇક્ષુ (શેરડી) વિકાર (ગોળ વગેરે)નું સેવન વધુ કરે છે, તેમ જ હમેશાં પિષ્ટ અન્ન અને મિષ્ટાન્નનુ સેવન કરે છે, જે ચેષ્ટાદ્વેષી (આળસુ) છે, આખો દિન બેસી અને સૂઈ રહે છે, વધુ પ્રમાણમાં દિવાસ્વપ્ન કરે છે, તે મનુષ્યને સંતર્પણજન્ય વિકારો થાય છે, અને તે પ્રમેહ, કોઠ, કંડુ, પાંડુ, જ્વર, કુષ્ઠ, મૂત્રકૃચ્છ્ર અરોચક, તંદ્રા, કલૈબ્ય, અતિસ્થૌલ્ય, ઇંદ્રિયોની જડતા, બુદ્ધિમાંદ્યાદિ વિકારો ઉત્પન્ન કરે છે એથી વિરુદ્ધ કર્ષણના અપતર્પણજન્ય વિકારો જ્વર, કાસ, પાર્શ્વશૂલ, અરોચક બાધિર્ય, ઉન્માદ, પ્રલાપ, હૃદયવ્યથા, વિણ્મૂત્રસંગ્રહ (કબજિયાત અને પેશાબમાં અવરોધ), કટિશૂલ, જંઘાશૂલ, ત્રિકશૂલ, અસ્થિભેદ, અર્ધ્વવાત આદિ વાતવિકારો થાય છે. અપતર્પણથી જઠરાગ્નિ, રકત, માંસ, ઓજ અને શુક્રનાશ થઈ વાત પ્રકોપ થાય છે.

**अष्टौ महागदा** :–

वातव्याधिः प्रमेहश्च कुष्टमर्शो भगन्दरम् ।
अश्मरी मूढगर्भश्च तथैवोदरमष्टमम् ॥
अष्टावेते प्रकृत्यैन दुश्चिकित्स्या महागदा । (સુ સૂ. અ ૩૩)

ગદ એટલે વ્યાધિ. મહાગદ એટલે મહારોગો તેની સંખ્યા આઠ છે (૧) વાતવ્યાધિ, (૨) પ્રમેહ, (૩) કુષ્ઠ, (૪) અર્શ, (૫) ભગંદર, (૬) અશ્મરી, (૭) મૂઢગર્ભ, (૮) ઉદર આમને મહારોગ એટલા માટે કહેલ છે કે પ્રથમ વ્યાધિ ઉત્પન્ન થઈ પશ્ચાત્ અનેક ઉપદ્રવોને જન્મ આપે છે. પ્રકૃતિથી એટલે સ્વભાવથી જ આ રોગો દુશ્ચિકિત્સ્ય કહ્યા છે. અનેક ઉપદ્રવ ઉત્પન્ન થતાં વ્યાધિ સંકીર્ણ થાય છે અને ચિકિત્સામાં તેમાં ખૂબ જ યત્નો કરવા પડે છે. ચરકે ઇંદ્રિય સ્થાન નવમા અધ્યાયમા આ રોગો જેવા આઠની ગણનામાં વાયવ્યાધિ, અપસ્માર, કુષ્ઠ, શોથ, ઉદર, ગુલ્મ, મધુમેહ અને રાજ્યક્ષ્મા

ગણેલ છે. સુશ્રુતે જે આઠ મહાગદો ગણ્યા છે તેને વાગ્ભટે એમ જ સ્વીકારેલ છે. આ બધામાં બલ, માંસ ક્ષીણ થયે, અને શોષ, તૃષ્ણા, છર્દિ. જ્વર, અતિસાર, મૂર્ચ્છા, હિક્કા અને શ્વાસ જેમા ઉપદ્રવથી બધા જ ત્યાજ્ય ગણ્યા છે

આ આઠ મહારોગોમાં વાત વ્યાધિમાં સુપ્ત ત્વચા, ભગ્નતા, કમ્પ અને આધ્માનથી પીડિત ગભીર વેદનાથી વ્યાકુલ પુરુષને વાતવ્યાધિ નષ્ટ કરી દે છે એ રીતે પ્રતિદિન મૂત્રનો અધિક સ્રાવવાળો, શરાવિકા, કચ્છપિકા પીડિકાઓથી યુક્ત અને ઉપદ્રવોથી યુક્ત પ્રમેહ રોગી પણ મૃત્યુ પામે છે. વિદીર્ણ અંગોવાળો, લાલ નેત્રોવાળો, જેનો સ્વર નષ્ટ થઈ ગયો છે, જેને વમન વિરેચનાદિ પંચકર્મોની અસર નથી થતી, એટલે પંચમ અસ્થિધાતુમાં પહોંચેલ કુષ્ઠ, રોગીમા જ્યારે સંશમન સંશોધન ક્રિયા ફળવતી નથી બનતી ત્યારે કુષ્ઠ, કોઢના રોગીને મારી નાખે છે. તૃષ્ણા, અરુચિ, શૂલથી પીડિત રોગી જેનો પુષ્કળ રક્તસ્રાવ થયો હોય, શોથ અને અતિસાર યુક્ત રોગીને અર્શરોગ નષ્ટ કરી દે છે. ભગંદર રોગથી પીડિત રોગીને મલમૂત્ર, કૃમિ અને શુક્ર બહુ વહે છે તે રોગી મરી જાય છે. જે રોગીનાં નાભિ અને વૃષણ સૂજી ગયા હોય, મૂત્ર રોકવાથી તીવ્ર વેદના થતી હોય તેને સિકતામેહ, શર્કરામેહ, અને અશ્મરી નષ્ટ કરી દે છે મૂઢગર્ભમા ગર્ભાશય અવરુદ્ધ થતાં, મક્કલ, યોનિનો સંકોચ અને કાસ, આક્ષેપ અને શ્વાસ રોગિણીને મારી નાખે છે. ઉદરરોગથી પીડિત રોગીને જો પાર્શ્વભંગ, ભોજનમા દ્વેષ, અરુચિ, સોજા, અતિસાર અને વિરેચન દ્રવ્યોથી ખાલી થયે ભરાઈ જવુ, ઉદર રોગીને અસાધ્ય કરી દે છે. આ આઠ મહાગદોની અસાધ્યતાના સ્વરૂપો છે. એ બધા અવારણીય છે. ઉપદ્રવથી તે જ્ઞાત છે

★

# અધ્યાય : ૩

# વ્યાધિ વિજ્ઞાન

अथातो व्याधिविज्ञानीयमध्याय व्याख्यास्याम.। यथोवाच आत्रेयादयो महर्षय ।

**दोषमूला. सर्वे व्याधय ·**

વિકારની અન્ય સંજ્ઞા વ્યાધિ છે દુષ્ટિકારક દોષોથી સમગ્ર વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. દોષ, ધાતુ અને મલોને દેહના મૂળ માનેલા છે અને જેમ એક વૃક્ષના મૂળમા સડો પેસવાથી વૃક્ષ બગડે છે તેમ એમનામાં વિકૃતિ થવાથી સ્વાસ્થ્ય બગડે છે

સંપૂર્ણ શરીરમા ફેલાયેલાં વાયુ, પિત્ત અને કફ કુપિત તથા અકુપિત સપૂર્ણ શરીરમાં ક્રમશ અશુભ કે શુભનુ કારણ બને છે. પ્રકૃતિસ્થ દોષો ઉપચય, બલ, વર્ણ પ્રસન્નતા આદિને કરે છે, અને વિકૃત દોષો વિકારસંજ્ઞક અશુભ રોગોને ઉત્પન્ન કરે છે *

રોગ, ગદ, આમય, મૃત્યુભૃત્ય, વિકાર, વિકૃતિ, એ વ્યાધિના પર્યાયો કહ્યા છે.

---

* तद् दु ख संयोगा व्याधय । (सु सू अ ३)

सर्वशरीरचरास्तु वातपित्तश्लेष्माणो हि सर्वस्मिन् शरीरे कुपिताकुपिताः शुभाशुभानि कुर्वन्ति । प्रकृतिभूताः शुभान्युपचयबलवर्णप्रसादादिनि अशुभानि, पुनर्विकृतिमापन्नानि विकारसज्ञकानि। (च सु. अ. २०)

रोगस्तु दोषवैषम्यं दोषसाम्यरोगता (अ हृ सू अ ३)...ते प्रकृतिभूता शरीरोपकारका भवन्ति ..विकृतिमापन्नास्तु खलुनानाविकारै. शरीरमुपतापयन्ति (चरक विमान अ १) प्रकृतिभूताना तु खलुवातादिना फलमारोग्यम् (च. शा अ ६-१०)

વિવિધ પ્રકારનાં દુઃખો આપનારને વ્યાધિ કહીને સુશ્રુતના ટીકાકાર ડલ્હણે એના પર સારો પ્રકાશ પાડ્યો છે એક વ્યક્તિને થતી વેદના અને દુઃખના સયોગને વ્યાધિ કહી શકાય છે અને આ દુઃખના કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણ પ્રકાર પાડવામાં આવ્યા છે.

વ્યાધિમાં વાયુ, પિત્ત અને કફ દોષોનુ વૈષમ્ય થવુ તો આવશ્યક છે જ. આથી પૂર્વે સંપ્રાપ્તિવિજ્ઞાનમાં રોગના નિજ અને આગતુક બે ભેદ જોઈ ગયા છીએ નિજમાં પ્રારભમા દોષ વિકૃતિ હોય છે. આગંતુક વ્યાધિમાં અભિઘાતાદિથી ક્ષત થઈને શરીરમાં વાતાદિ દોષોનું વૈષમ્ય થાય છે.

વ્યાધિના બે પ્રકારોમાં એક શારીરિક અને અન્ય માનસિક કહેલ છે. ક્રોધ, શોક, ભય, હર્ષ, વિષાદ, દૈન્ય, પરછિદ્રાન્વેષણ, મત્સર્ય, કામ, લોભ, મોહ, માન, મદ, ચિંતા, ઉદ્વેગાદિ ભાવોથી ભિન્ન પ્રકારની ઇચ્છા અને દ્વેષ ઉત્પન્ન થાય છે. આ માનસિક વિકારો રજો અને તમોગુણની અધિકતાથી થાય છે. અને એ માટે ધી, ધૈર્ય અને આત્માદિનુ વિજ્ઞાન મનોદોષના ગરમ ઔષધ કહ્યા છે. શરીરના દોષોમાં વાયુ પ્રધાન છે, કેમકે તે પ્રકૃતિભૂત હોય તો શેષ દોષ, ધાતુ અને મળોને પ્રકૃતિસ્થ રાખે છે. અર્થાત્ અન્ય દોષ ધાતુ અને મળોને તેમનાં કાર્યો તો હોય જ છે પણ તેમનો પ્રવર્તક વાયુ હોય છે. વાયુ મનનો પણ પ્રવર્તક છે. તે જ રીતે માનસદોષોમાં રજોગુણ પ્રધાન છે. તમોગુણની વૃદ્ધિ થતાં રજ વિના તેની પ્રવૃત્તિ થવી અર્થાત્ શારીરિક દોષો ત્રણ વાયુ, પિત્ત અને કફ છે. માનસિક દોષો રજ અને તમ છે તેમા માનસિક દોષોમાં રજ પ્રધાન છે. સુશ્રુતે શારીરિક વ્યાધિઓમા મિથ્યા આહારવિહારથી વાયુ, પિત્ત, કફ અને રક્તની વિષમતા થવાથી થનાર જ્વર, અતિસાર, કાસ, અમ્લપિત્ત આદિ રોગોને શારીરિક વ્યાધિઓ ગણ્યા છે આમાં રક્તની ગણના શારીરિક દોષોમા નથી એ "દોષધાતુમલવિજ્ઞાન"ના સિદ્ધાંતોને

અનુલક્ષી વિદ્યાર્થીએ સ્મરણમાં રાખવુ ઘટે છે. વાતાદિ દોષો કુપિત થઈ રકતને દૂષિત કરે છે રકત દૂષિત થઈ વાતાદિને બગાડતું નથી. સુશ્રુતે શલ્યતંત્રાત્મક દૃષ્ટિથી વ્રણશોથાદિમાં રકતના પારથી પૂર્વોત્પત્તિ માની છે અને એટલે ચિકિત્સામાં રકતદુષ્ટિ પર વિશેષ લક્ષ્ય આપવામાં આવ્યુ છે. (સુ. સૂ. અ. ૧૭) સુશ્રુતે પણ 'સર્વેષાં વ્યાધિનાં વાતપિત્તશ્લેષ્માણ એવ મૂલમ્' એ વચનો દ્વારા વ્યાધિના કારણમાં માનેલ છે. એટલે અહીં દોષસામ્ય એટલે પ્રકૃતિ અને વૈષમ્ય એટલે વિકાર એ વિષયની કલ્પના જરૂરી છે.

शारीरास्त्वन्नपानमूला वातपित्तकफशोणितसन्निपातवैषम्यनिमित्ताः (સુ. સૂ. અ ૧.) निजस्य तु मूल वातपित्तश्लेषमाणां वैषम्यं (ચ. સુ. અ. ૨૦) मानसास्तु व्याधयः क्रोधशोकमदहर्ष विषादेर्ष्या...द्वेषमेदैः भवन्ति (સુ. સૂ. અ. ૧) धीधैर्यात्मादि विज्ञान मनोदोषौषध परम् (અ. હ. સૂ. અ ૧) नारजस्कं तमः प्रवर्तते (ચ વિ અ. ૯ ચક્ર;) रजस्तमश्च मानसौ दोषौ। वायु पित्तं कफश्चेति शारीरो दोषसंग्रह (ચ સુ. અ ૧)

**लिंगत्वेन उक्तानां व्याधिनां पृथक् व्याधित्वम् :-**

એક વ્યાધિ અન્યનુ લક્ષણ હોવા છતાં સ્વતંત્રતાથી પણ તેમાં વ્યાધિત્વ આવી જાય છે જ્વર રાજયક્ષ્માનુ લક્ષણ હોવા છતા સ્વતંત્ર વ્યાધિ પણ છે રાજયક્ષ્મામાં જ્વરની સાથે અન્ય લક્ષણ જેમકે કાસ, રકત, વમન, શરીર દૌર્બલ્ય આ લક્ષણોથી રાજયક્ષ્મામાં જ્વરનો સમાવેશ થાય છે, જ્યારે જ્વર તો તેમાં હમેશાં રહે છે. જે જ્વરમાં મિથ્યા આહારવિહારાદિ દોષો પ્રકુપિત થઈ કારણરૂપ બને અને આમાશયસ્થ અગ્નિમાંદ્યાદિ વિકાર થાય છે તેને વ્યાધિ કહે છે. વ્યાધિલક્ષણમાં વ્યાધિ કાર્ય છે અને લક્ષણ કારણ છે. લક્ષણ એકાત્મક પણ હોય છે, પરંતુ વ્યાધિમાં જ્વરની સાથે સ્વેદાવરોધ, સંતાપ અને સર્વાંગગ્રહણ આ જ પ્રકારે અતિસાર વ્યાધિ પણ છે અને તે વિસૂચિકાનું લક્ષણ પણ છે અને એ જ પ્રમાણે સ્વરભેદ વ્યાધિ પણ છે અને

રાજયક્ષ્માનું લક્ષણ પણ છે, એટલે લિંગરૂપ વ્યાધિનું પૃથક્ વ્યાધત્વ પણ આવી જાય છે.

વ્યાધિના બે આશ્રયો છે. એક શરીર અને બીજું મન. शरीरं सत्वसंज्ञं च व्याधिनामाश्रयो मतः। શારીરિક અને માનસિક વ્યાધિઓની સંપ્રાપ્તિ આપણે આગળ ઉપર જોઈ ગયા છીએ.×

વ્યાધિઓના પ્રકાર નીચે પ્રમાણે પાડવામાં આવ્યા છે.

( १ ) आगन्तुक व्याधि :–આ વ્યાધિ અભિઘાતથી ઉત્પન્ન થાય છે.*

(२) शारीरिक व्याधि :–વાત, પિત્ત અને કફ દોષોમાં વૈષમ્ય ઉત્પન્ન થવાથી થાય છે.

(३) मानसिक व्याधि :– ક્રોધ, શોક, ભય, હર્ષ, ઈર્ષ્યા, દ્વેષ, પ્રભૃતિના વ્યાધિ.

(४) स्वाभाविक व्याधि –ક્ષુધા, પિપાસા, જરા, મૃત્યુ, નિદ્રા, પ્રભૃતિ સ્વાભાવિક વ્યાધિ +

આ વ્યાધિના દુઃખને ત્રણ પ્રકારનું ગણ્યું છે (૧) આધ્યાત્મિક, ( ૨ ) આધિભૌતિક અને ( ૩ ) આધિદૈવિક. આગળ ચાલતાં પુનઃ તેના સાત પ્રકાર પાડ્યા છે. ( ૧ ) આદિબલપ્રવૃત્ત (૨) જન્મબલપ્રવૃત્ત ( ૩ ) દોષબલપ્રવૃત્ત ( ૪ ) સંઘાતબલપ્રવૃત્ત, ( ૫ ) કાલબલપ્રવૃત્ત ( ૬ ) દૈવબલપ્રવૃત્ત અને ( ૭ ) સ્વભાવબલપ્રવૃત્ત

**આધ્યાત્મિક** દુઃખમાં આત્મા શબ્દથી 'સમનસ્ક શરીર' લેવું એમ ડલ્હણે કહ્યું છે. આ વ્યાધિઓ વાયુ, પિત્ત અને કફના વૈષમ્યથી થાય છે. જેમાં શારીરિક અને માનસિક વ્યાધિઓનો સમાવેશ થાય

* ते चतुर्विधा :–आगन्तवः, शारीराः, मानसाः, स्वाभाविकाश्चेति। तेषामागन्तवोऽभिघातनिमित्ताः। + स्वाभाविकास्तु क्षुत्पिपासाजरामृत्युनिद्रा प्रभृतयः। × त एते मनःशरीराधिष्ठानाः। (સુ. સૂ. અ. ૧,)

છે. આ દુઃખમાંથી આદિબલપ્રવૃત્ત, જન્મબલપ્રવૃત્ત અને દોષબલપ્રવૃત્ત વ્યાધિઓ થાય છે.

**આધિભૌતિક**માં ભૂત એટલે પ્રાણીઓ એ અર્થથી મનુષ્ય, હાથી, અશ્વાદિક પ્રાણીઓ દ્વારા જે વ્યાધિ થાય છે તે દુઃખને ગણ્યું છે સંઘાતબલપ્રવૃત્ત વ્યાધિઓનો સમાવેશ આમાં થાય છે

**આધિદૈવિક** વ્યાધિઓમાં દેવતા અને દેવયોનિમા જન્મેલા દેવગણ, ગંધર્વ, ભૂત, પિશાચ, રાક્ષસ આદિ દ્વારા જે વ્યાધિ થાય છે તેના દુઃખને ગણ્યુ છે તેમાં દૈવબલપ્રવૃત્ત અને સ્વભાવબલ અને કાલબલપ્રવૃત્ત વ્યાધિઓનો સમાવેશ થાય છે

આદિબલપ્રવૃત્તમાં માતા અને પિતાના રજ અને શુક્રમાં જે દોષ હોય તે દોષથી બીજ નિર્માણમાં જ વિકૃતિ રહી જાય તે દાખલા તરીકે કુષ્ઠ, અર્શ તેમાં પણ માતૃજ અને પિતૃજ એમ બે ભાગ પાડી શકાય છે.

જન્મબલપ્રવૃત્ત એટલે માતાના અપચારથી થતા વ્યાધિઓ જેમકે બાળકની બધિરતા, પંગુ, અન્ધત્વ, મિનિમિન, વામનપણું, તેના પણ બે પ્રકાર છે. (૧) રસકૃત અને (૨) દૌહૃદાપચારકૃત.

દોષબલપ્રવૃત્ત એટલે મિથ્યા આહારવિહારથી વાત, પિત્ત, કફના વૈષમ્યથી થનારા, તે પણ બે પ્રકારના છે. આમાશયથી ઉત્પન્ન થનાર અને પકવાશયમાંથી ઉત્પન્ન થનારા, તેના બે વધુ ભેદ આપવામાં આવ્યા છે તે શારીરિક અને માનસિક આ વ્યાધિઓ આધ્યાત્મિક કહેવાય છે.

સંઘાતબલપ્રવૃત્ત એટલે આગંતુકનો એ પ્રકાર કે જેમાં દુર્બળનો બળવાન સાથે વિગ્રહ થવાથી થતાં તે પણ બે પ્રકારના શસ્ત્રકૃત અને વ્યાલકૃત વ્યાલ એટલે બિલાડી આદિ જાનવરોથી થનાર, આ વ્યાધિઓ આધિભૌતિક કહેવાય છે.

કાલબલપ્રવૃત્ત એટલે ઠંડી, ગરમી, વાયુ, વર્ષા પ્રભૃતિ દ્વારા થનારા, તેના પણ બે ભેદ છે. વ્યાપનઋતુ કર્તા અને અવ્યાપન્નઋતુ કર્તા, કાળ એટલે ૬ ઋતુઓ

દૈવબલપ્રવૃત્ત એટલે દેવની શક્તિથી થનાર તેમાં દેવદ્રોહથી થનાર, અથર્વવેદોક્ત અભિચારી મંત્રો દ્વારા થનાર, વિદ્યુત (વીજળી પડવાથી) દ્વારા થનાર, વ્યાધિનો સમાવેશ થાય છે

સ્વભાવબલપ્રવૃત્ત એટલે ક્ષુધા, તરસ વૃદ્ધાવસ્થા, મૃત્યુ, નિદ્રા તેના પણ કાલજ અને અકાલજ એમ બે ભેદ પાડવામાં આવ્યા છે આ વ્યાધિઓ આધિદૈવિક વ્યાધિઓ ગણાય છે

વ્યાધિના અન્ય બે પ્રકાર પણ પ્રકૃત અને વૈકૃત પાડવામાં આવ્યા છે જે ઋતુમા જે દોષનો પ્રકોપ થાય તેમાં તે દોષનો વ્યાધિ પ્રાકૃત ગણાય છે અને જે ઋતુમાં જે દોષનો પ્રકોપ થાય તેથી ભિન્ન દોષનો વ્યાધિ હોય તો વૈકૃત ગણાય છે વસંતમાં કફ વર્ષામાં વાત અને શરદમા પિત્તના વ્યાધિઓ પ્રાકૃત ગણાય. તેમાં વસંતમાં વાતપિત્ત, વર્ષામાં કફપિત્ત અને શરદમા વાતકફના વ્યાધિઓ વૈકૃત ગણાય છે. પ્રાકૃત વ્યાધિઓ સુખસાધ્ય અને વૈકૃત વ્યાધિ કષ્ટસાધ્ય થાય છે. જ્વર, પ્રમેહ આદિમાં ઋતુ અનુસાર ઉત્પન્ન થનાર સુખસાધ્ય ગણાય છે.

અનુબંધ એટલે ગૌણ અને અનુબન્ધ્ય એટલે પ્રધાન વ્યાધિ એમ અર્થ થાય છે પ્રધાન વ્યાધિની ચિકિત્સા કરવાથી ગૌણ વ્યાધિ સ્વયમેવ શાંત થઈ જાય છે અર્શને કારણે ગુલ્મ થાય તો પ્રથમ અર્શની ચિકિત્સા કરવી ઘટે છે પ્લીહા, ઉદર અને શોથ ત્રણેય એક જ રુગ્ણમાં જોવાય તો તેમાં પ્રધાન કઈ છે અને અપ્રધાન કઈ છે તે નક્કી કરવુ ઘટે છે. પ્લીહા માટે જુદી, ઉદર માટે જુદી અને સોથ માટે જુદી એમ ચિકિત્સા ન થઈ શકે પ્લીહાવૃદ્ધિમા જલોદર અને જલોદરથી શોથ થાય છે. એમાં પ્લીહાની ચિકિત્સા મુખ્યત્વે કરવી ઘટે છે. હેતુ પ્રકારોમાં

પૃષ્ઠ ૧૦ પર આ ગ્રંથમાં આપણે અનુબન્ધ્ય અનુબંધ હેતુઓનુ દર્શન કરી ગયા છીએ.

**आमयानां निदानार्थकरत्वम् :-**

निदानार्थकरो रोगो रोगस्याप्युपजायते ।

રોગ પણ રોગનું નિદાન (કારણ) બની શકે છે એટલે જેમ રોગોત્પત્તિમાં નિદાન કારણ હોય છે તે રીતે એક રોગ અન્ય રોગની ઉત્પત્તિમાં કારણ બને છે એટલે એક રોગથી બીજા રોગની ઉત્પત્તિ થાય છે. જ્વરના સંતાપથી રક્તપિત્ત થાય છે અને રક્તપિત્તથી જ્વર થાય છે. જ્વર અને રક્તપિત્ત આ બન્નેથી શોષ થાય છે પ્લીહાવૃદ્ધિથી ઉદર-રોગ થાય છે અને ઉદરરોગથી શોથ પણ થાય છે. તેમ અર્શોરોગથી ઉદરરોગ તથા ગુલ્મ થઈ જાય છે પ્રતિશ્યાયમાંથી કાસ, અને કાસમાથી ક્ષય અને ક્ષયથી આગળ શોષ થાય છે. આમ એક એક રોગ અન્ય રોગનુ કારણ બને છે ( ચરક ) અહી શકા એ થાય છે કે ચરકે આગળ ઉપર અસાત્મ્યેંદ્રિયાર્થ સંયોગ, પ્રજ્ઞાપરાધ અને કાલ આ ત્રણેથી રોગ થાય છે અને એમાં સપૂર્ણ નિદાનનો સમાવેશ કર્યા બાદ રોગ રોગનું કારણ બને છે એમ વાત કહી સ્વોક્તિરોધ દોષ નથી વહોર્યો ? ઉત્તર એ છે કે અસાત્મ્યેદ્રિયાર્થ સંયોગાદિ તો દરેક રોગ માટે સમાન કારણરૂપ છે અને નિયત રોગ વિષયક છે, કેમકે બધા રોગ, રોગોથી ઉત્પન્ન નથી થતા પણ કોઈ એક રોગથી બીજા રોગ થાય છે. કેમકે પ્રથમ તો પહેલો રોગ થવા માટે અસાત્મ્યોન્દ્રિયાર્થસંયોગ જરૂરી બને છે. તે રોગોત્પાદક રોગ, રોગ ઉત્પન્ન કરવા પૂર્વે જ્યાં સુધી અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ આદિથી ઉપબૃંહિત બલવાળા નથી થતા ત્યાં સુધી રોગ રહે છે પણ પછી તે બલ પ્રાપ્ત કર્યા બાદ અન્ય રોગોને ઉત્પન્ન કરે છે કોઈ એક રોગ અન્ય રોગોને ઉત્પન્ન કરી સ્વયં શાંત થઈ જાય છે. કોઈ બીજો રોગ રોગાન્તરને ઉત્પન્ન કરી સ્વયં શાંત નથી થતો. આમ મનુષ્યમાં કેટલાક પ્રકારનાં કષ્ટપ્રદ વ્યાધિસંકર

થાય છે. માટે અતિઉત્કટ ચિકિત્સા સિદ્ધિ ચાહનારે યત્નપૂર્વક દેખાતાં જ્વરાદિકને નિદાનરૂપે કે રોગ નિશ્ચયરૂપે જાણી લેવા ઘટે છે.

**व्याधिगौरवलाघवम् :-**

ગૌરવ એટલે ભારેપણું, અને લાઘવ એટલે મૃદુતા–હલકાપણું. વ્યાધિમાં ભારે અને મૃદુ એમ ભેદો પડી શકે છે. આપણે આથી પૂર્વે વ્યાધિની વિશેષણ સંજ્ઞાઓમાં મૃદુ અને દારુણ જોઈ ગયા છીએ. મૃદુ વ્યાધિઓ લાઘવવાળી એટલે હલકી હોય છે. એમાં હેતુઓ અલ્પ, પૂર્વરૂપ અલ્પ, અતુલ્ય પ્રકૃતિ અને દોષ દૂષ્ય હોતાં જલદી સાધ્ય બને છે. વ્યાધિક્ષમ શરીરવાળાને તો મૃદુ વ્યાધિઓની જાણે ખબર પણ ન પડે તેમ સહી શકે છે. જ્યારે અપથ્ય આહારવિહાર ન હોય, દોષો અલ્પબળવાળા હોય, શરીર વ્યાધિક્ષમ હોય તો વ્યાધિ પણ મૃદુ અને ઉપદ્રવો જેમાં લાંબે ગાળે થાય એવી બને છે. એનાથી વિપરીત સ્થિતિમાં વ્યાધિ દારુણ અને શીઘ્ર બને છે. એને વ્યાધિ ગૌરવ કહે છે. જેને ભારે વ્યાધિ હોય, પણ ઉત્સાહ, નિર્ભીકતા મનોગુણ બળ અને શારીરિક ગુણોથી યુક્ત હોય તો એમ લાગે કે હલકો વ્યાધિ છે અને એથી વિપરીત હલકો વ્યાધિ વ્યાધિવાળાને મન આદિ નબળાં હોઈ ભારે વ્યાધિથી આક્રાંત હોય તેમ લાગે છે. ચતુર વૈદ્યે આ છેતરપિંડીથી બચવું ( ચ. વિ. અ. ૭–૧ ) આ રીતે છેતરાવાથી ગુરુ વ્યાધિવાળાને મૃદુ સંશોધન, અને લઘુ વ્યાધિનું તીવ્ર સંશોધન કરવાથી ઊલટી અસર થઈ ચિકિત્સા નિષ્ફળ પણ જાય તેમ બનવા સંભવ છે.

**व्याधिनानात्वे हेतु :-**

सर्वेषां च व्याधिनां वातपित्तश्लेष्माण एव मूलं...(સુ. સૂ. અ. ૨૪)

અનેક રોગનો હેતુ એક જ થઈ શકે છે અને એક જ રોગનાં કારણ પણ અનેક થઈ શકે છે. એક જ રોગનાં અનેક કારણ હોય છે. અનેક વ્યાધિઓનાં અનેક કારણ હોય છે. એક જ રૂક્ષ ( હેતુથી ) જ્વર,

ભ્રમ, પ્રલાપાદિ અનેક રોગો ઉત્પન્ન થાય છે. રૂક્ષતાથી એકલો જ્વર પણ થઈ શકે છે રૂક્ષ આદિ હેતુઓથી પણ એક જ્વર થઈ શકે છે તથા રૂક્ષાદિ અનેક હેતુથી જ્વર આદિ અનેક રોગો થઈ શકે છે.

એક જ હેતુથી એક અથવા અનેક રોગો થઈ શકે છે. અથવા અનેક હેતુઓથી એક કે અનેક રોગો થઈ શકે છે.

આ રીતે લક્ષણો પણ અનેક રોગોનુ એક થાય છે અને એક રોગનાં અનેક લક્ષણો હોઈ શકે છે તેમ જ એક રોગનુ એક અથવા બહુ રોગોનાં બહુ લક્ષણો હોય છે.

બધા રોગોનું મૂળ કારણ વાતપિત્ત અને કફનુ વૈષમ્ય જ છે, કેમકે તેના લિંગોથી રોગોમાં તે જણાઈ જ આવે છે. વાતહર આદિ ઔષધિથી પણ તેમાં લાભ થતા તે જણાઈ જ આવે છે અને આગમ એટલે શાસ્ત્રથી પણ એમા પુષ્ટિ મળે છે આ જ રીને બધા વ્યાધિઓમા વાતપિત્તકફ વૈષમ્ય તો છે. દોષધાતુમલના સંયોગની ભિન્નતાથી, સ્થાન-ભેદથી, કારણભેદથી રોગોમાં ભેદ આવી જાય છે. દોષજન્ય રોગોમાં રસજ–રક્તજ એમ ભેદો એક વ્યવહાર થઈ જાય છે, ઘીથી બળી ગયો, દૂધથી કે લોઢાથી દાઝી ગયો એમ કહેતાં એમા રહેલા અગ્નિથી દાઝી ગયો એ સ્પષ્ટ બને છે. (સુ સૂ.)

**रोगाणां संख्येयासंख्येयत्वम् :–**

बहुत्त्वमपि सख्येयं स्यादसख्येव वा स्यत् ।

વ્યાધિબહુત્વના બે ભેદો, એક સખ્યેયત્વ (જે ગણાવી શકાય તેવા જુઓ સામાન્ય જ રોગો) અને બીજો અસંખ્યેયત્વ (જે ન ગણાવી શકાય તેવા) છે. પ્રથમ પ્રકારનું વર્ણન અષ્ટોદરીય અધ્યાયમા ચરકે કર્યું છે. જ્યારે બીજા ભેદનું વર્ણન મહારોગાધ્યાયમાં કર્યું છે. પ્રકૃતિ (સ્વભાવ), અધિષ્ઠાન (આશ્રય), લિંગ (લક્ષણ), આયતન (હેતુ), આ વિકલ્પ

ભેદોથી આ વિકારો અપરિસંખ્યેય (ન ગણી શકાય) હોય છે, કેમકે પ્રકૃતિ અધિષ્ઠાન આદિ અપરિસંખ્યેય છે. નિજ અને આગંતુક બે મુખ્ય ભેદ સ્મરણમાં હશે જ તેમાં આગંતુકના તો અસખ્ય પ્રકાર થઈ શકે છે નિજ પ્રકૃતિ (વાત-પિત્ત-કફ)ની વિષમતાના ૬૨ ભેદો ગણાવ્યા છે. પણ તેમાંય તરતમ ભાવથી અસંખ્યેયતા હોય છે. એટલા માટે પ્રત્યેક વિકારનુ નામ હોય એવી નિશ્ચિત સ્થિતિ શકય નથી. માટે પ્રાચીન આચાર્યોએ, કુશળ વૈદ્યે વિકારોનાં નામ માટે મૂઝાવુ નહી તેવો આદેશ આપ્યો છે જુઓ :

विकारनामाकुशलो न जिह्वीयत् कदाचनः ।
न हि सर्वविकारणां नामतोऽस्ति ध्रुवास्थिति ॥

તે જ રીતે વ્યાધિમાં સાધ્ય-અસાધ્યથી, મૃદુતા-દારુણતાથી ગુરુ (ભારે) અને લઘુ (હલકો) એમ બે ભેદ પાડી શકે છે. રોગનિકર એટલે રાગ સમૂહ પ્રભાવભેદથી એ પ્રકાર સાધ્ય-અસાધ્ય છે બલભેદથી મૃદુ અને દારુણ બે પ્રકારનો છે. અધિષ્ઠાન ભેદથી (૧) મનોધિષ્ઠાન અને (૨) શરીદાધિષ્ઠાન બે પ્રકારનો છે. નિમિત્ત ભેદથી સ્વધાતુવૈષમ્ય નિમિત્તજ અને આગંતુક નિમિત્તજ એમ બે પ્રકારનો છે. આશયભેદથી આમાશય સમુત્થ અને પકવાશય સમુત્થ બે પ્રકારનો છે આ રીતે પ્રભાવ-બલ-અધિષ્ઠાન-નિમિત્ત અને આશયભેદથી રોગ ૧૦ પ્રકારના છે. પણ બધામાં કષ્ટ-પીડા-દુઃખ એક પ્રકારના હોઈ-એક જ હોય છે. રુજા, વર્ણ, સમુત્થાન, સ્થાન, સંસ્થાન અને નામથી અનેક પ્રકાર થાય છે પણ આ બધા રોગોના કારણરૂપે શારીરિક અને માનસિક દોષોની દુષ્ટિ જ પ્રધાન છે. એક જ કુપિત દોષ ભિન્ન ભિન્ન સ્થાનોમાં જઈને ભિન્ન ભિન્ન વિકારો-ભિન્ન સ્વરૂપે કરી શકે છે. તેથી વિકારને સદૈવ પ્રકૃતિ અધિષ્ઠાનં, સમુત્થાનાદિથી જાણવા પ્રયત્ન કરવો ઘટે છે જે ચિકિત્સક આ ત્રણ વસ્તુ જાણે છે તે રોગનુ નામ ન જાણવા છતા રોગીને આરોગ્ય આપી શકે છે.

**व्याधिनां दोषाणां च कार्यकारणसंबंध :—**

આથી પૂર્વે વ્યાધિ વ્યકિત (વ્યક્ત થવામાં) આપણે પૃષ્ઠ ૩૮ ઉપર વાતાદિ દોષો કારણ અને વ્યાધિ કાર્ય એ બાબતનું દર્શન કરી ગયા છીએ. હવે પ્રશ્ન એ છે કે આ સંબંધ નિત્ય છે કે નહિ ? ઉત્તર સ્વરૂપે જો નિત્ય સંબંધ–યથા સૂર્ય અને ધૂપનો, ચંદ્ર અને જ્યોત્સ્નાનો હોય–હોય તો બધાં પ્રાણીઓ સદા રોગીઓ જ રહેવાં ઘટે છે અને જો તેમાં પૃથકત્વ હોય તો યથા–ઘડા અને કુંભારનો–વસ્ત્ર અને વણકરનો તો વાતાદિ પ્રકૃતિવાળા પુરુષોમાં જ્વરાદિરોગ કે વાતરોગનાં લક્ષણ નથી દેખાતાં, પણ આમ નથી. યથાર્થ તો એ છે કે જ્વર આદિદોષ પરિત્યાગથી ઉત્પન્ન નથી થતા અને ન તો એમનો નિત્ય સબંધ છે, જેમ વીજળી, વાયુ, વર્ષા, આકાશ વગર નથી રહી શકતાં આમ છતાં આકાશ એમના વગરનું પણ હોય છે, જ્યારે કારણ હોય ત્યારે તે ઉત્પન્ન થઈ જાય છે. પાણીમાં તરંગો અને બુદબુદો આ જ રીતે સદા ઉત્પન્ન કે અનુત્પન્ન નથી રહેતા પણ કારણવશાત્ ઉત્પન્ન થઈ જાય છે. આ જ રીતે વ્યાધિ અને દોષોનો સંબંધ કાર્યકારણ છે પણ તે ન તો નિત્ય સંશ્લેષ છે કે ન તો નિત્ય પૃથકત્વ છે. કારણથી જ એમની (વ્યાધિની) ઉત્પત્તિ થાય છે.

卐

# અધ્યાય : ૪

# જનપદોદ્ધ્વંસ વ્યાધિઓ

अथातो जनपदोद्ध्वसकव्याधिविज्ञानीयमध्याय व्याख्यास्यामः ।
यथोवाच आत्रेयादयो महर्षय· ।

**नपदोद्ध्वंस व्याधिओ :—**

જનપદને આ વ્યાધિઓ નષ્ટ કરે છે જનસમૂહને ઉખાડી નાખે છે. જેમકે ગ્રંથિક જ્વર જેમાં ખૂબ તીવ્ર તાવ આવે, મસ્તક શૂલ થાય, શરીર લાલ થાય, કક્ષા કે વક્ષણમાં રહેનાર, લસિકા ગ્રથિ તેમાં દોષોનુ આક્રમણ થાય હવે આ વિકાર જનતામાં ઉપસર્ગથી અનેક વ્યકિતઓને મારી નાંખે છે. આમ વિસૂચિકા જેમાં વમન, વિરેચન, હૃદયશૂલ, પિડિકોદ્વેષ્ટન થાય છે, એ જ રીતે વિસર્પ જેમાં ત્વચા લાલ થઈ જાય છે, તેમાં જલન થાય, જ્વર ખૂબ આવે છે. એ જ પ્રકારે વાતકફજ્વર જેમાં ખૂબ તાવ, ખાંસી, કંઠરોધ આદિ થઈ મૃત્યુ થાય છે. તે જ રીતે પ્રવાહિકા, મસૂરિકા, રોહિણી, કર્ણશોફ આદિ ઉપસર્ગજ વ્યાધિઓ જનપદોદ્ધ્વંસ કરનાર છે.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે બધા લોકોની પ્રકૃતિ સમાન ન હોવા છતાં, બધાના આહારવિહાર ભિન્ન હોવા છતાં, બધાનાં શરીર સમાન ન હોવા છતાં, બલ પણ અધિક અથવા ઓછુ હોવા છતાં, એકને સાત્મ્ય અને એકને અસાત્મ્ય હોવા છતાં, એકનું સત્ત્વ (મન) દુર્બળ, બીજાનું સત્ત્વ બાહેષ્ઠ હોવા છતાં, ભિન્ન ભિન્ન વય હોવા છતાં, બધાને કેમ સરખું મૃત્યુ આવે છે? આવો પ્રશ્ન શિષ્ય અગ્નિવેશે ભગવાન આત્રેયને કર્યો ત્યારે ભગવાન આત્રેય બોલ્યા :

"હે અગ્નિવેશ! મનુષ્યની પ્રકૃતિ આદિ ભાવો ભિન્ન હોવા છતાં

જે અન્ય ભાવ સમાન હોય તેમાં વિકૃતિ આવી જનપદનો ઉધ્વંસ થઈ જાય છે અને એ સમાન ભાવો જનપદોમાં ૧ વાયુ, ૨ જલ, ૩ દેશ અને ૪ કાલ છે. જો એમાં વિગુણતા આવે તો પ્રકૃતિ આદિ ભિન્ન હોવા છતાં એક જ સમયમાં બધાનાં મરણ લાવનાર રોગ આવે છે.”

આ સમાન ભાવોની દુષ્ટિ આવી રીતે વર્ણવી છે.

**વાયુ :** ઋતુ વિપરીત, અત્યંત નિશ્ચલ, અતિવેગથી વહેતો, અત્યંત કર્કશ, અત્યંત શીતલ, અત્યંત ઉષ્ણ, અત્યંત રૂક્ષ, અત્યંત અભિષ્યન્દિ (ક્લેદને ઉત્પન્ન કરનાર), અતિભીષણ શબ્દવાળો, વિપરીત દિશામાં વહેનાર, અંદરોઅંદર ભટકતો, અત્યંત તોફાની અને અસાત્મ્ય દુઃખકર ગંધ, વરાળ, રેતી, ધૂળ, ધુમાડાથી યુકત.

**જલ :** અત્યધિક વિકૃત વર્ણ, ગંધ, રસ અને સ્પર્શવાળુ, જેમાં કિલન્નતા અને સડો બહુ હોય, જેને મૂકી જલચર પક્ષી ચાલ્યાં ગયાં હોય, જે જલાશયો સુકાઈ જલ થોડું રહ્યું હોય, જે પીવામાં પ્રિય ન હોય, જેના ગુણધર્મ નષ્ટ થઈ ગયા હોય, તેને રોગકર સમજવું.

**દેશ :** વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ વિકૃતિ હોય, ક્લેદ બહુ હોય, સાપ જેવા હિંસ્ર જંતુ, મચ્છર, તીડ, માખી, ઉંદર, ગીધ, જંતુથી યુકત, તૃણ અને ઘાસ બહુ થાય, લતા અને વૃક્ષો બહુ જ થાય કે જેવા પહેલાં ન હોય, જ્યાં શસ્ય પડી સુકાઈ જાય, વાયુ ધૂમ્ર વર્ણનો દેખા દે, જ્યાં પક્ષી નિરંતર શબ્દ કરતાં હોય, કૂતરાં બહુ રડ્યાં કરે, વિવિધ પ્રકારનાં પક્ષી જ્યાં ગભરાઈને દોડતાં હોય, દુઃખી હોય, અને એવાં શહેર જ્યાં મનુષ્યોએ ધર્મ, સત્ય, લજ્જા, આચાર, શીલ આદિ ગુણોને તિલાંજલિ આપી દીધી હોય, જ્યાં જલાશય નિરંતર ક્ષુબ્ધ હોય, તરંગો ઊઠતા હોય, જલ ઊભરાઈ જાય, ઉલ્કાપાત, વજ્રઘાત (વીજળી પડવી), ભૂકંપ, જ્વાલામુખી આદિ શબ્દો સંભળાય, જ્યાંનું રૂપ (પૃથ્વી આદિ ફાટનાર વાયુરેતીથી વ્યાપ્ત)

ભયાનક હોય, સૂર્ય, ચંદ્ર, તારા, રૂક્ષ, તામ્ર, અરુણ, શ્યામ વાદળોથી છુપાયલા હોય, એ અહિતકર ગણાય છે.

**કાલ :** ઋતુનાં લક્ષણોથી વિપરીત લક્ષણ યુક્ત હોય તેને અહિતકર જાણવો. યથા ગ્રીષ્મમાં ઠંડી પડે અથવા એટલી અધિક ગરમી પડે કે માણસ બળી જાય, અથવા બહુ ઓછી ગરમી પડે. આમ બીજી ઋતુઓ વિષે જાણવુ. કાલનો અતિયોગ, મિથ્યા યોગ, અયોગ આદિ રોગોનું કારણ ગણાય છે.

કાળપર્યંત ચારેય ભાવો જો દુષ્ટ હોય છતાં મનુષ્યોનો ભેષજ દ્વારા ઉપચાર કરવામાં આવે તો તેમને રોગ નથી થતો. આ બધામાં કાળનો પ્રતિકાર કરવાનું કઠણ છે તે મુખ્ય છે અને મહાન છે. તેનાથી અલ્પ દેશ, દેશોથી અલ્પ જલ અને જલથી અલ્પ વાયુ એમ સમજવું ઘટે છે. બીજો મત એમ છે કે જો વિકૃત વાયુમાં સંપૂર્ણ ઉપરોકત દોષો હોય તો તેનો પ્રતિકાર કરવો કઠણ થઈ પડે છે. તત્ત્વવેત્તા વૈદ્ય વાયુથી જલ, જલથી દેશ, દેશથી કાલ સ્વભાવતઃ દુષ્પરિહાર્ય હોઈ મુખ્ય જાણવા ઘટે છે. એટલે વાયુ પણ દુષ્પરિહાર્ય છે, તો આપણે નિવાત સ્થાનમાં જઈને રહી શકીએ તેથી અનારોગ્યકર વાયુથી બચી શકાય. પરંતુ જીવણધોરણ માટે જલ તો પીવું જ પડે. વિકૃત જલને પણ યંત્રાદિકથી શુદ્ધ કરી અથવા નારિકેલોદક પીને ગુજરાન થઈ શકે છે. દેશાંતરમાં જઈને પણ બચી શકાય છે. પરંતુ કાલથી બચવું કઠણ છે. માટે કાળ સૌથી વધુ દુષ્પરિહાર્ય છે.

વાયુ આદિ ભાવોની વિગુણતાનું કારણ અધર્મ છે અથવા અધર્મનુ કારણ પૂર્વનાં અશુભ કર્મો છે. પૂર્વકૃત અશુભ કર્મ અને અધર્મ બધાંનું કારણ પ્રજ્ઞાપરાધ છે. ઉદાહરણ તરીકે જ્યારે દેશ, નગર કે જનપદના રાજા ધર્મની પરવા ન કરતાં અધર્મથી પ્રજા સાથે વ્યવહાર કરે ત્યારે નગરના આશ્રિત લોકો અને વ્યવહારોપજીવી અધર્મને

વધારે છે. એટલે જ્યારે મુખી જ લાંચરુશવત લેતો હોય તો તેના નોકરચાકર દેખાદેખી કરવા, મુખિયાનુ પેટ ભરવા બીજાથી લાંચ લેવા ચાહે છે અથવા વ્યાપારી બીજાને ત્યાં વેપાર કરવા અન્યના નોકરોને લાંચ આપે છે, અને આ વ્યયની પૂર્તિ કરવા તેઓ ધંધામાં બીજી જાતની ચાલાકીઓ કરે છે આ રીતે લાંચરુશવત આદિથી અસત્ય અને અનીતિનું પ્રમાણ બહુ જ વધી જાય છે. આથી ધર્મ લુપ્ત થતાં દેવતાઓ પણ ત્યાગ કરે છે. આ લુપ્ત ધર્મ અને અધર્મ પ્રધાન, દેશ કે જેને દેવતાઓએ છોડી દીધેલ છે, તેમાં મેઘ યથાકાળ વરસતો નથી, અથવા સર્વથા વરસતો નથી, અથવા વિકૃત જલ વરસાવે છે. પવન સમ્યક્ વાતો નથી. પૃથ્વી વિકૃત થાય છે, અને એના સ્પર્શ તથા આહારના દોષથી જનપદ ઉજડી જાય છે. તે જ રીતે શસ્ત્રોથી ઉત્પન્ન યુદ્ધોથી થયેલ જનપદોદ્ધ્વંસનું કારણ પણ અધર્મ સિવાય બીજુ શુ હોય છે? જેનો લોભ, ક્રોધ, મોહ, અહંકાર અધિક વધી ગયેલ છે, તે દુર્બળ પુરુષોની અવજ્ઞા કરી પોતાનાં સ્વજન કે બીજાના નાશ માટે શસ્ત્રો લઈ પરસ્પર આક્રમણ કરે છે, અથવા બીજા પર ચઢાઈ કરે છે અને મહાયુદ્ધો થાય છે. અધર્મ અથવા અન્ય અપચારથી પણ મનુષ્ય રક્ષોગણ આદિ વિવિધ પ્રકારના ભૂત સમૂહોથી પણ માર્યા જાય છે. અભિશાપથી પણ ઉત્પન્ન થનાર જનપદોદ્ધ્વંસનો હેતુ અધર્મ છે. જે લુપ્ત ધર્મવાળા છે તે ગુરુ અને સિદ્ધ આચાર્યની અવજ્ઞા કરી અહિતકર્મ કરે છે, ત્યારે ગુરુ વગેરેના શ્રાપ પણ અનેક કુટુંબોનો નાશ કરી દે છે.

---

**व्याधिसंसर्गहेतवः**

જનપદોદ્ધ્વંસના ઉપરોક્ત વર્ણનમાં વાયુ, જલ, દેશ અને કાલના દૂષિત થવાથી થતાં જનસમૂહને નષ્ટ કરનાર વ્યાધિઓનુ વર્ણન કર્યું. તે ઉપરાંત આયુર્વેદમાં ઔપસર્ગિક રોગોની સંપ્રાપ્તિ આપી

છે. આ રોગો આગંતુક વ્યાધિમાં ગણાવી શકાય આથી પૂર્વે આગંતુક રોગોનો પરિચય આપતાં પૃષ્ઠ ૪૨ ઉપર ઔપસર્ગિક રોગોની સંપ્રાપ્તિ આપી છે. આ સંપ્રાપ્તિમાં પ્રસંગથી, ગાત્ર સંસ્પર્શથી, શ્વાસોચ્છ્વાસથી, સહભોજનથી, વસ્ત્રમાલાનુલેપનથી, કુષ્ઠ, જ્વર, શોષ, નેત્રાભિષ્યન્દ જેવા ઔપસર્ગિક રોગો એક નરથી બીજા નરમાં ફેલાય છે. આવા ઔપસર્ગિક રોગો પણ જનપદોદ્ધ્વંસ કરે છે. તે ઉપરાંત મસૂરિકા, રોમાંતિકા, શીતલા, ગ્રન્થિ, વિસર્પ, ઉપદંશ, કડુ આદિ વિકારો પણ ઔપસર્ગિક ગણ્યા છે. ઔપસર્ગિક વ્યાધિઓનો શરીરમાં ઉપસર્ગ થતાં, તે વ્યાધિના આક્રમણ માટે વાત, પિત્ત અને કફનું વૈષમ્ય જરૂરી તો બને છે જ. આયુર્વેદીય રોગસંપ્રાપ્તિની દૃષ્ટિમાં દોષવૈષમ્ય વિનાની વાત ઊભી જ નથી રહી શકતી. વ્યાધિ નિજ હોય કે આગંતુક હોય, પણ તેમાં દોષવૈષમ્ય તો થવાનુ જ. આગળ ઉપર સર્વરોગ સંપ્રાપ્તિવિજ્ઞાન આ રોગોની સંપ્રાપ્તિ વર્ણવામાં આવશે. વિસૂચિકા, મસૂરિકા, રોમાંતિકા, ગ્રન્થિકજ્વર (અનુશયી, અગ્નિરોહિણી, વિદારિકા એ એના પર્યાયો છે). કુષ્ઠ, આદિ વ્યાધિઓ ઔપસર્ગિક છે. આનું આધુનિક અને પ્રાચીન દૃષ્ટિએ તુલનાત્મક સવિસ્તર વર્ણન વાંચવું હોય તો ડૉ. ઘાણેકર કૃત 'સંક્રામક રોગ' નામક હિંદી ગ્રંથ જુઓ.

**आमपक्वादि विनिश्चय.**

આયુર્વેદની મૌલિક કલ્પનાઓમાં આમયુક્ત એટલે સામ અને આમ વગરની એટલે નિરામ આ કલ્પના મહત્ત્વની છે. આ પૃથક્કરણ જ્યારે દોષ-દૂષ્યો, અને મળોને લગાડવામાં આવે ત્યારે તે સામા દોષો, દૂષ્યો અને મળો કહેવાય છે. આ કલ્પનાનો પરિચય આપણે પૃષ્ઠ ૧૩ ઉપર કર્યો છે. તેમાં સામ વાયુ, સામ પિત્ત અને સામ કફનાં લક્ષણો જોઈ ગયા છીએ. આ પૃથક્કરણ વ્યાધિઓને પણ લાગે છે. જ્વરમાં સામ, નિરામ, અતિસારમાં સામ એ રીતના ભેદો પાડવામાં આવ્યા છે.

સ્રોતોરોધ, બલભ્રંશ, ગૌરવ, અનિલની મૂઢતા, આળસ, અપાચન,

લાળસ્રાવ, મલસંગ, અરુચિ, કલમ, એ સામ મલોનાં લક્ષણો છે. એથી વિપરીત નિરામ મળનાં લક્ષણો જાણવા.

પુરીષ પરીક્ષામાં આમયુકત મલ દુર્ગંધિયુકત, સ્નિગ્ધ. ગુરુ હોય છે અને તેને જલમાં નાખવાથી ભારેપણાથી ડૂબી જાય છે. આવા આમમલથી રોગીને આટોપ, વિષ્ટંભ, ગૌરવ, મંદવેદન, લાળસ્રાવ આદિ લક્ષણો થાય છે નિરામ પુરીષ દુર્ગંધ વગરનુ લઘુ અને સારહીન હોવાથી રૂક્ષ હોય છે અને આવો મળ પાણીમા તરે છે. અતિદ્રવ મલ આમયુકત હોઈ પાણીમાં મળી જાય છે. ડૂબતુ નથી. આથી જ્યારે મલ અધિક ઘન હોય અને શ્લેષ્માયુકત હોય ત્યારે પકવ હોઈને પણ પાણીમા ડૂબી જાય છે.

**धातुगतत्वम :-**

ज्वर--कुष्ठ–वातव्याधि–मसूरिकासु धातुगतलक्षणानि :-

જવર–કુષ્ઠ–વાતવ્યાધિ, મસૂરિકા આદિ વ્યાધિઓમાં દોષ કઈ ધાતુમાં રહ્યો છે તે અનુસાર જુદા જુદા નામે રોગપ્રકાર પાડી શકાય છે. જવરમાં દોષ રસગત, રકતગત, માંસગત, આદિ અનુસાર જુદાં જુદાં લક્ષણો જોવામાં આવે છે. આપણે પ્રત્યેક વ્યાધિ લઈ તે પ્રકારાનુસાર લક્ષણો જોઈશુ ચિકિત્સા વેળાએ દોષોની દુષ્ટિથી કઈ ધાતુ દૂષિત થઈ છે તદનુસાર ચિકિત્સા પણ કરવામાં આવે છે.

**धातुगत ज्वरः ज्वर** રસગત જવરમાં ગુરુતા હૃદયમાં રહેલા દોષો વધી જતાં વમન પ્રતીતિ, ગ્લાનિ, વમન, અરુચિ તથા ચિત્તમાં દીનતા થાય છે. રકતગત હોતા થૂંકમાં રકત આવવું, દાહ, ચિત્તમાં વ્યગ્રતા, વમન, વિશેષ ભ્રમ, પ્રલાપ, શરીરમાં ફોડલીઓ થવી, તૃષાધિકય થાય છે માંસગત હોતાં પિડિકોદ્વેષ્ટન, તૃષ્ણા, મૂત્રમલપ્રવૃત્તિની અધિકતા, અંગો ગરમ રહેવાં, અને અંદર દાહ થવો, હાથપગનો વિક્ષેપ, ગ્લાનિ

થાય છે. મેદોગત અધિક પ્રસ્વેદ, અધિક તૃષા, મૂર્છા, પ્રલાપ, વમન થવું, શરીરમાં દૌર્ગન્ધ્ય, અરુચિ થવી એ લક્ષણ પ્રગટ થાય છે. અસ્થિગતમાં અસ્થિ તૂટવા સમાન પીડા, શ્વાસ, અતિસાર, વમન, ગાત્રવિક્ષેપ (હાથ પગ અહીંતહીં હલાવવા), મજ્જાગતમાં રોગીને તમઃ પ્રવેશની પ્રતીતિ, હેડકી, શ્વાસ, શીત, વમન, શરીરનો અંતર્દાહ, મહાશ્વાસ, મર્મસ્થાનની પીડા જેવાં લક્ષણો થાય છે. શુક્રગતમાં મૂત્રેન્દ્રિયની જડતા, વારંવાર શુક્રક્ષરણ અને મૃત્યુ થાય છે

**ધાતુગત કુષ્ઠ** . રસગત કુષ્ઠથી અંગોનુ વૈવર્ણ્ય, રૂક્ષતા, ત્વચાની બધિરતા, રોમહર્ષ અને પ્રસ્વેદ થાય છે. રક્તગત કુષ્ઠમાં કંડૂ અને પરુ હોય છે. માંસગત કુષ્ઠથી મુખમાં શોષ, રૂક્ષતા, તોદ, ફોલ્લીઓ અને સ્થિરતા આવે છે કુષ્ઠરોગમાં દોષો જ્યારે મેદમાં હોય, કૌણ્ય (હાથ પગની વક્રતા અથવા કુણિતા), ચાલવામાં અશક્તિ, અંગો ફાટવાં, ક્ષત, વિસર્પ થાય છે. અસ્થિ અને મજ્જાગત કુષ્ઠમાં નાક બેસી જવું, આંખો લાલ થવી, ક્ષતમા કૃમિઓ પડવા, સાદ બેસી જવા જેવું થાય છે. વીર્ય અને આર્તવમાં પતિ તથા પત્નીને કુષ્ઠ હોય તો બાળક થાય તેને પણ કુષ્ઠ થાય છે એમાં રસ, રક્ત અને માંસગત સાધ્ય મેદોગત યાપ્ય, મજ્જાગત અસાધ્ય છે. જેમાં ત્વચા ફાટી જાય, રક્ત ઝરે, આંખ લાલ થઈ ગળુ બેસી જાય, અને વમન વિરેચનાદિકની કંઈ પણ અસર ન થાય તે સર્વથા અસાધ્ય જ છે

**મસૂરિકા** : રસગત મસૂરિકાથી દાણાપાણીના પરપોટા જેવા અલ્પ દોષજ અને ફૂટે તો પાણી ઝરે એવા થાય છે. રક્તગત મસૂરિકામાં દાણા લાલ, ઝટ પાકનાર, પાતળી ચામડીના, અત્યંત દૂષિત ન હોવાથી સાધ્ય છે. ફૂટતાં લોહી ઝરે છે. માંસગત મસૂરિકાના દાણા કઠણ, સ્નિગ્ધ, લાંબે ગાળે પાકનાર, જાડી ત્વચાવાળા, ગાત્રોમાં શૂલ થવું, તરસ, ચળ, તાવ અને બેચેની થાય છે. મેદગત મસૂરિકામાં દાણા લાલ, ગોળ ચકરડા જેવા, પોચા, કંઈક ઊપસેલા, જાડા સ્નિગ્ધ, વેદનાયુક્ત હોય

છે. તેમાં તાવ ભયંકર આવે, સંમોહ, અણગમો, સંતાપ ઉત્પન્ન થાય છે. અસ્થિ મજ્જાગત દાણા ઝીણા, સપાટ, લૂખા, ચપટા, ઊપસેલા, અત્યંત સંમોહ, વેદના અને બેચેનીયુક્ત હોય છે. મર્મછેદક અને પ્રાણહર ગણાય છે. ભમરાએ કોરેલ હોય તેવી હાલત અસ્થિની થાય છે. શુક્રગત મસૂરિકાના દાણા પાકયા જેવા ચીકણા, સુંવાળા, અત્યંત વેદનાવાળા થાય છે. તેમાં ગૌરવ, અરતિ, મૂર્ચ્છા દાહ અને ઉન્માદ થાય છે. આમાં મૃત્યુ નીપજે છે એમાં રસગત રક્તગત સાધ્ય છે.

**વાયુ :** રસગત વાયુથી ત્વચા રૂક્ષ, વિદીર્ણ, જડ, પાતળી, કાળી, તોદ, વ્યથાયુક્ત રતાશવાળી થાય છે રક્તગત વાતથી તીવ્ર પીડા, સંતાપ, વર્ણવૈચિત્ર્ય, કાર્શ્ય, અરુચિ, વ્રણ અને રુધિરવૃદ્ધિથી સ્તબ્ધતા થાય છે. માંસગત હોય ત્યારે ગુરુતા, લાકડી લાગવા જેવી વેદના, સ્તબ્ધતા, વ્યના, નિશ્ચલના થાય છે માંસ અને મેદ અત્યંત નિકટ હોઈ માંસ તથા મેદોગત વાતનાં એક જ ચિહ્ન હોય છે. મેદોગત વાયુમાં ઘણુંમાં વધુ વેદનાવાળી ગ્રંથિઓ અને વ્રણો થાય છે. દુષ્ટ વાયુ અસ્થિઓમાં જાય ત્યારે અસ્થિની સંધિઓમાં ભેદન સમાન પીડા, સંધિશૂલ, માંસ તથા બલક્ષય, નિદ્રાનાશ અને નિરંતર પીડા થાય છે. મજ્જાગત વાયુમાં અસ્થિગત વાયુ સમાન જ પીડા થાય છે. પણ વિશેષતામાં એ પીડા કદી પણ શાંત થતી નથી શુક્રગત. વાતમાં શુક્ર-ક્ષરણ નથી થતુ, શીઘ્ર આમગર્ભ પાડી દે છે અથવા મૂઢ કરે છે. વીર્યને વિકૃત કરી વર્ણ બદલી દે છે અને ગર્ભને પાડી દે છે.

આ પ્રમાણે જ્વરાદિના ધાતુગત પ્રકારો જોયા બાદ હવે વ્રણનાં સ્રાવ–વેદના–વર્ણાદિનો અભ્યાસ કરીશું.

**व्रणस्रावादि विज्ञानम् :–**

स्रावानेतान् परीक्ष्यादौ ततः कर्माचरेद् भिषक् ।

વૈદ્યને માટે જરૂરી છે કે વ્રણ સ્રાવોની પરીક્ષા કરી ચિકિત્સા કરવી.

ત્વચા, માંસ, શિરા, સ્નાયુ, અસ્થિ, સંધિ, કોષ્ઠ અને મર્મ—એ આઠવ્રણનાં અધિષ્ઠાનો છે. ત્વચાસ્થિત વ્રણ સુખસાધ્ય છે, શેષ સ્થાનોના વ્રણ સ્વયં વિદીર્ણ નથી થતા એટલે સારા થતાં વાર લાગે છે. વ્રણ દીર્ઘ (આયાત), ચતુરસ્ત્ર (ચતુષ્કોણ), વૃત્ત (ગોળ), ત્રિપુટક ત્રિકોણ હોય છે. શેષ અર્ધચંદ્રાકાર, સ્વસ્તિક આદિ વિકૃત છે.

**દુષ્ટવ્રણ** :– અતિસંકુચિત, અતિવિસ્તૃત, અતિકઠણ, અતિમૃદુ, ઉન્નતમાંસ, હીનમાંસ, અતિશીત, અતિઉષ્ણ, કૃષ્ણ, લાલ, પીળો, સફેદ, એમાંથી કોઈ એક પણ રંગ હોય, અનિશ્ચિત લક્ષણવાળો, સડેલાં પરુ, માંસ, શિરા, સ્નાયુથી પૂર્ણ, દુષ્ટ પરુ વહેતુ હોય, તિર્યગ્ગામી, ઊર્ધ્વગતિ, દેખાવમાં ખરાબ, વાસમાં દુર્ગંધિયુકત, અતિ વેદનાવાન, દાહ, પાક, લાલિમા, કંડુ, શોફ, પીડિકા આદિ ઉપદ્રવોથી યુકત, દુષ્ટ રકતસ્ત્રાવ કરનાર ચિરકાલીન એ દુષ્ટવ્રણનાં લક્ષણ છે.

**વ્રણસ્ત્રાવ** :– આગંતુક કારણથી ત્વચા પર ઘૃષ્ટ કે છિન્ન થવાથી, અથવા અંદરના કારણથી ત્વચાના ફાટવા ઉપર, વ્રણના વિદીર્ણ થવાથી પાણી સમાન પાતળો, આમ ગંધિ અને પીળા રંગનો સ્ત્રાવ થાય છે. માંસગત વ્રણનો સ્ત્રાવ ઘૃત સમાન, સાન્દ્ર (ઘન), શ્વેત અને પિચ્છિલ હોય છે. આગંતુક કારણથી શિરાના તૂટવાથી રકત બહુ વહે છે. શિરાના અંતકારણથી પકવ થઈ વિદીર્ણ થવાથી પાણી સમાન પરુ વહે છે. સ્ત્રાવ પાતળો, થોડો પિચ્છિલ, અવલંબનશીલ, કાળો અને ઓસ (ઝાકળ)ના કણ સદૃશ બુંદબુંદ (ટીપાં) સ્વરૂપ હોય છે. સ્નાયુગત વ્રણોનો સ્ત્રાવ સ્નિગ્ધ, ઘન, નાસિકાના મલ સમાન અને રકત મિશ્રિત હોય છે. અસ્થિગત વ્રણમાં અસ્થિ પર ઘા લાગવાથી અસ્થિ ફાટે છે, તૂટે છે. દોષના કારણરૂપે અસ્થિ વિદીર્ણ થવાથી અસ્થિ સારરહિત બની જાય છે. કેમકે દોષથી અસ્થિ ખવાઈ જાય છે, એટલે અસ્થિ છીપની જેમ, ધોયેલાં વસ્ત્ર સમાન સફેદ બની ચમકે છે અને અસ્થિનો સ્ત્રાવ મજ્જા તેમ જ રકત મિશ્રિત અને સ્નિગ્ધ હોય છે. સંધિઓમાં સ્ત્રાવ

થવાથી બહાર નથી આવતો પરંતુ અંગ સંકોચ, ફેલાવવું કે ઉપર કે નીચે કરવાથી, દોડવાથી, ખાંસીથી, પ્રવાહણથી બહાર આવે છે એમાં સ્રાવનો રંગ પિચ્છિલ, રોકાઈ જનાર (અવલંબનશીલ) ફીણ અને પૂય મિશ્રિત અને લાલ હોય છે. કોષ્ટગત વ્રણમાં મૂત્ર, મળ, પૂય અને જલ રસ (કલેદ) સ્રાવિત થાય છે. મર્મગત સ્રાવનો અંતર્ભાવ ત્વચા આદિના સ્રાવમાં જ થાય છે. આગાં સ્રાવ આદિ વગેરે વાતાદિ દોષાનુસાર નીચે પ્રમાણે લક્ષણો કહ્યાં છે.

વાયુથી કઠોરતા, કૃષ્ણતા, ઝાકળના બુદ સદશ દહી, મસ્તુ, ક્ષારોદક, માંસના ધોવણ સદશ, પુલાકોદક (ધાન્યના પાણી) સદશ, સ્રાવનાં લક્ષણ વાતથી થાય છે.

પિત્તથી ગોમેદ, ગોમૂત્ર, શંખભસ્મ, કષાયોદક સદશ, દ્રાક્ષ અને તેલ સદશ હોય છે, રકતને કારણ સ્રાવ પિત્ત સદશ હોય છે અને તેમા દુર્ગંધ બહુ જ હોય છે કફને કારણે માખણ, કાસીસ, મજ્જા કે તલ, નારિકેલોદક, વરાહની વસા સદશ હોય છે સન્નિપાતને કારણે સ્રાવ નારિયેલના પાણી સદશ કાકડીના રસ જેવુ કે કાંજીના ઉપરના સ્વચ્છ ભાગ જેવું, પ્રિયંગુના ફલ, યકૃત અને મગના ઓસામણ જેવું હોય છે.

તેમા પૂલાકોદક ( ધાન્યોદક ) સદશ પકવાશયથી થનાર વ્રણસ્રાવ અસાધ્ય છે. આમાશય કે ત્રિકથી જે સ્રાવ કલાય ( મટર ) પાણી સદશ થાય છે. રકતાશયથી ક્ષારોદક સદકશ વહેતો સ્રાવ પણ અસાધ્ય છે વૈદ્ય માટે જરૂરી છે કે પહેલાં આ સ્રાવોની પરીક્ષા કરી ચિકિત્સા-કર્મમાં હાથ નાખવો.

હવે આપણે વ્રણની વેદના વિષે જોઇશુ. વાતિક વ્રણમા સોય ભોંકાવા જેવી, ભેદન, તાડન, છેદન, આયમન (તણાય તેવી), મન્થન,

વિશેષણ ( ફેંકાય તેવી ), ચુમચુમાયાન ( રાઈના તેલથી થતા જલન જેવી), નિર્દહન ( બળવા જેવી ), અવભંજન ( તૂટવા જેવી ), સ્ફોટન, વિદારણ, ઉત્પાટન (ઊખડવા જેવી ), કંપન, વિવિધ શૂલ, વિકિરણ ( વ્રણના જુદા જુદા ભાગોમા વેદના ), પૂરણ ( ભરવું ), સ્તબ્ધતા, સ્પર્શ જ્ઞાનની હાનિ, આકુંચન, અંકુંશિકા ( ખલ્લી-વાળ ખરવા ), અને વગર કારણે વિવિધ વેદનાઓ થવી એ વાતિક વ્રણના લક્ષણ છે

પૈત્તિક વ્રણમાં ઓપ ( એક દેશીય દાહ ), ચોપ ( ચૂસવાની વેદના ), પરિદાહ ( જલન ), ધુમાયન ( ધૂમ પ્રતીતિ ), જેમ શરીરમા અગ્નિ બળતો હોય તેવી દાહ, જ્યાં ઉષ્મા વધી હોય, ક્ષતમાં ક્ષાર લાગવા જેવી પીડા હોય એ લક્ષણો થાય છે.

કફજવ્રણમા કંડુ, ગુરુત્વ સુપ્તત્વ, ( સ્પર્શજ્ઞાનનો નાશ ), અલ્પ વેદના, સ્તંભ અને શીતલતા હોય એ લક્ષણ શ્લૈષ્મિક વ્રણનાં છે.

સન્નિપાતવ્રણમા બધી વેદનાઓ ઉત્પન્ન થાય છે.

વાયુથી વ્રણનો વર્ણ ભસ્મ ( રાખ ), કબૂતરની અસ્થિ જેવો, કઠોર અને લાલ તથા કાળો હોય છે. પિત્તજ અને રક્ત વ્રણનો વર્ણ નીલો, લીલો, પીળો, કાળો, લાલ, કપિલ, પિંગલ હોય છે. કફજ વ્રણનો વર્ણ શ્વેત, સ્નિગ્ધ અને પાંડુ હોય છે. સન્નિપાતજ વ્રણમા બધા વર્ણો મિશ્રિત હોય છે.

અહી જે વેદના અને વર્ણ વિશે કહ્યુ છે તે માત્ર વ્રણ માટે જ નથી, પરંતુ શોફજન્ય સર્વે રોગોમા વેદના અને વર્ણ, વ્રણની માફક જાણવાં.

**विकृतशोणितस्य दोषभेदेन लक्षणानि :-**

વાયુથી દૂષિત રક્ત ફીણવાળુ, અરુણ, શ્યામ, પરુષ એટલે અપિચ્છિલ, તનુ-પાતળુ, શીઘ્રગામી અને જામે નહિ તેવુ હોય છે

પિત્તથી દૂષિત રક્ત નીલ, પીત, હરિત, શ્યામ, વિસ્રગંધિ, આમગંધિ, કીડી અને માખીઓને અપ્રિય હોય છે. અને ન જામે તેવું હોય છે.

કફથી દૂષિત રક્ત ગેરુના પાણી જેવુ પાંડુ, લોહિત, સ્નિગ્ધ, શીતલ, બહલ ( ઘન ), પિચ્છિલ, ચિરસ્રાવી, વધુ વાર વહે તેવુ, માંસપેશી સમાન રક્ત હોય છે

ત્રણેય દોષોથી યુક્ત કાંજી જેવુ અને દુર્ગંધયુક્ત હોય છે.

વિકૃત રક્તના આ પરિચય વખતે, વિશુદ્ધ શોણિતનો પણ પરિચય સ્મરણમાં રહેવો ઘટે છે. ઇંદ્રગોપ સદશ તપાવેલા સુવર્ણ સદશ, ન બહુ ( ઘન ) અને અવિવર્ણ ( ગુંજાફલ સદશ ) વસ્ત્ર પર લાગતાં ધોવાથી જ્યારે ડાઘ ન રહે, ત્યારે તે રક્તશુદ્ધ સમજવુ

**अब्धातुविकारा :-**

अपा धातु इति समासकरणेन रसजलमूत्रस्वेदमेद:कफपित्त रक्तादयो ग्राह्याः ।

અબ્ધાતુસમાસથી રસ, જલ, મૂત્ર, સ્વેદ, મેદ, કફ, પિત્ત અને રક્તાદિ ગ્રહણ કરવામાં આવે છે. શરીરમાં રહેલ જલીય અંશને અબધાતુ કહી શકાય અને અતિસાર, ઉદર, તૃષ્ણ, વિસૂચિકા, છર્દિ આદિ અબધાતુવિકારો કહેવાય છે. આ સર્વે વ્યાધિપરિચય આપણે આગળ ઉપર જોઇશું, છતાં અહી સંક્ષેપમાં તેનો પરિચય સાધીશું.

અતિસારમાં વધેલી જલીય ધાતુ અગ્નિને મંદ અથવા શાંત ( દૂષિત ) કરી તે જલીય સાથે મળી વાયુને કારણે એમની અધઃપ્રવૃત્તિ થાય છે, ત્યારે એને અતિસાર કહે છે. અતિસરણ એટલે અતિસાર.

દોષોનો શરીરમા સંચય થઈ દોષજન્ય મંદાગ્નિ ઉત્પન્ન થાય છે અથવા અજીર્ણમાં જ્યારે મલ સચય થાય છે ત્યારે તેઓ પ્રકુપિત થાય છે અને સ્વેદવહ તથા અબુવહ સ્રોતોનો અવરોધ પ્રકુપિત દોષોથી થઈ પ્રાણવાયુ, અપાનવાયુ, અને જઠરાગ્નિ દૂષિત થઈ ઉદરરોગ ઉત્પન્ન કરે છે.

તૃષ્ણામાં ભયથી, શ્રમથી, બલક્ષયથી અથવા પિત્તવર્ધક પદાર્થોના સેવનથી સંચિત થયેલો પિત્ત વાયુ ને દૂષિત કરતો તાલુપ્રદેશને પ્રાપ્ત થઈ તૃષ્ણાને ઉત્પન્ન કરે છે. અહી પણ જલવહસ્રોતોની દુષ્ટિ થાય છે. વિસૂચિકામાં સોય ભોંકાવા જેવી પીડા થાય છે. શરીરમાં આમના એકત્ર થવાથી અજીર્ણને કારણે વિસૂચિકા ઉત્પન્ન થાય છે. વિસૂચિકામાં પણ કારણરૂપ આમપ્રદોપ તો હોય જ છે આ વ્યાધિમાં વમનદ્વારા ઉપરથી અને વિરેચનદ્વારા નીચેથી આમમલની પ્રવૃત્તિ, મૂર્ચ્છા, તૃષ્ણા, ઉદરશૂલ, ચક્કર આવવા, પિંડીઓમાં કળતર, દાહ, વર્ણ બદલવો, કંપ, છાતીમાં પીડા, શિરશૂલ અને વાતાદિ અતિપ્રકોપથી સોય ભોંકાવા જેવી વેદના થાય છે.

છર્દિ–વમનમા બહુ લવણવાળા પદાર્થો, અસહ્ય પદાર્થો, ઘૃણાસ્પદ પદાર્થો સામે આવવાથી, ભોજન વધુ પ્રમાણમાં ખાવાથી, ભયથી, ઉદ્વેગથી, અજીર્ણ, કૃમિ આદિથી વમન થાય છે. વમનમાં ઉપરોક્ત કારણોથી મહાસ્રોતસમા પ્રકુપિત વાયુ દોષોને બહાર કાઢવાના સ્વભાવવાળો થઈ ઉપર તરફ આવી હૃદયાદિ મર્મોને પીડવાવાળો થઈ આમાશયનો ઉત્ક્લેશ કરી જીવ ગભરાવાનુ કરી ઊલટી ઉત્પન્ન કરે છે.

**दोषपाकः धातुपाकश्च :–**

દોષોની સામ અને નિરામ અવસ્થાનો વિચાર આથી પૂર્વે આપણે કરી ગયા છીએ. દોષો સામ, પચ્યમાન અને નિરામ અવસ્થાઓમાં

હોય છે એમનો પાક થાય છે ત્યારે કુપિત થયેલા દોષોની પ્રકૃતિમાં પરિવર્તન થતુ મુખ્યત્વે જોવામાં આવે છે. શરીરમાં હલકાપણું–લઘુતા લાગે છે. ઇંદ્રિયો નિર્મળ થઈ જાય છે અને આ લક્ષણો રોગની સાધ્યતાનાં સૂચક છે એથી રોગ સારો થશે એમ કહી શકાય છે. એથી વિપરીત ધાતુપાકમાં નિદ્રાનો નાશ થાય છે. વિબંધ થાય છે. હૃદયમાં સ્તંભની લાગણી થાય છે. બધાં અંગોમાં જડતા એટલે ભારેપણુ આવી જાય છે. અરુચિ, અસ્વસ્થતા અને દૌર્બલ્ય એ ધાતુપાકનાં લક્ષણો છે એ થયા બાદ રોગ અસાધ્ય ગણાય છે. આ લક્ષણો ઉપરથી વ્યાધિમાં દોષપાક થયો છે કે ધાતુપાક એ જાણવું સુજ્ઞ વૈદ્ય જરૂરી છે. તેથી ચિકિત્સામાં સરલતા થશે અને વ્યાધિની સાધ્યાસાધ્યતા જાણી શકાશે.

**वातरक्तकुष्ठयोः उत्तानगंभीर भेदौ :-**

ઉત્તાન કુષ્ઠમાં સોય ભોંકવાથી તે જગ્યાએ દર્દ નથી થતુ. ઉત્તાન કુષ્ઠ સાધ્ય છે. અલબત્ત અગર તેની ચિકિત્સા ન કરવામાં આવે તો તે ગંભીર કુષ્ઠમાં પરિવર્તન થઈ જાય છે. ગંભીર કુષ્ઠમાં પૂય ઉત્પન્ન થવો, સડો થવા માંડવો, માંસ, અસ્થિ, નખ ઇત્યાદિ નષ્ટ થવા માડવાં એ લક્ષણ દેખાય છે

વાતરક્તમાં ત્વચા અને માંસાશ્રિત પ્રકાર ઉત્તાન વાતરક્તનો છે. મેદ મજ્જાગત વાતરક્ત ગંભીર હોય છે. ઉત્તાન વાતરક્તમા ત્વચામાં ખજવાળ, દાહ, પીડા, આયામ, તોદ, સ્ફુરણ અને આકુંચન થાય છે. ત્વચા કાળી, લાલ અને તામ્રવર્ણની થઈ જાય છે. ગંભીર વાતરક્ત કઠણ, અત્યત સ્તબ્ધ–પીડાયુક્ત સોજાવાળો હોય છે. વર્ણ તામ્રસદૃશ કિંવા શ્યામ હોય છે. દાહ, તોદ, સ્ફુરણ અને પાક થાય છે. વારંવાર પીડા અને દાહ થાય છે. વેગવાન વાયુસંધિ, અસ્થિ અને મજ્જાને કાપતો વહે છે. વેગ આવ્યા બાદ હાથ પગનાં

આંગળાંમાં વક્રતા સહિત શરીરમાં ગતિવાળો, ખંજત્વ કે પંગુત્વ ઉત્પન્ન કરે છે

**ज्वरोक्त अन्तर्वेगबहिर्वेगावस्थाद्वयम् :-**

જ્યારે જ્વર અંતર્વેગી હોય છે, અર્થાત્ જ્વર ગંભીર અને ત્વચાની નીચેની ધાતુમાં રહ્યો હોય છે, ત્યારે શરીરની અંદરનો દાહ, તૃષા, પ્રલાપ, શ્વાસ, ભ્રમ, અસ્થિ, સંધિઓમાં શૂલ, સ્વેદાવરોધ, વાયુ સહન ન થવો અને મલાવરોધ થાય છે. આ ગંભીર ધાતુગત હોવાને કારણે કૃચ્છ્રસાધ્ય છે અથવા અતિગંભીર હોઈ, ધાતુગત હોઈ, અસાધ્ય હોય છે. બહિર્વેગ જ્વરમાં સંતાપ અધિક હોય છે તૃષ્ણા, પ્રલાપ, શ્વાસ ભ્રમ, સંધિશૂલ, અસ્થિશૂલ આદિ લક્ષણો ઘટી જાય છે. આ બહિર્વેગ જ્વરના લક્ષણો છે અને એ સુખસાધ્ય છે. બહિર્વેગની સુખસાધ્યતાથી અંતર્વેગી કૃચ્છ્રસાધ્ય કિંવા અસાધ્ય છે એમ નક્કી થાય છે સુશ્રુતે કહ્યું છે કે ગંભીર અને તીક્ષ્ણવેગી જ્વરવાળાની ચિકિત્સા ન કરવી ઘટે. આ ગંભીર અને તીક્ષ્ણ તે શુક્રગત જ્વર જાણવો ઘટે છે.

**मेहोक्तमूत्रविकृत्तिविज्ञानम् :-**

પ્રમેહ રોગમાં મૂત્રવિસર્જન વધુ પ્રમાણમા અને મેલા રંગનુ થાય એ મુખ્ય લક્ષણ હોય છે.* ઉદકમેહમાં સ્વચ્છ, અધિક, શીતલ, ગંધ વગરનું, પાણી જેવું કિંચિત્ આવિલ અને પિચ્છિલ મૂત્ર આવે છે. ઇક્ષુમેહમાં શેરડીના રસ જેવો મીઠો પેશાબ થાય છે. સાંદ્રમેહમાં વાસી પેશાબ જામે છે સુરામેહમાં દારૂ જેવો ઉપરથી આછો અને નીચે ઘાટો હોય છે. પિષ્ટમેહમાં પેશાબ આટા જેવો ઘણો અને ધોળો થાય છે શુક્રમેહમાં વીર્ય જેવો કે વીર્યવાળો પેશાબ આવે છે સિક્તામેહમાં પેશાબમાં રેતી જેવી ઝીણી રજકણો દશ્ય બને છે.

* तत्राविलप्रभूतमूत्रलक्षणा. सर्वे एव प्रमेहा भवन्ति (સૂ નિ અ ६)

શીતમેહમાં પેશાબ ઘણો, અત્યંત ઠંડો અને મધુર હોય છે. શનૈમેહમાં ધીરે ધીરે આવે છે. થોડો થોડો આવે છે લાલામેહમાં લાલ તાંતણાવાળો અને તેલિયો પેશાબ આવે છે. લાલમેહને આલાલમેહ મળતો આવે છે અને ઇક્ષુમેહને ઇક્ષુ વાલિકારસ મળતો આવે છે.

આ કફજ પ્રમેહો થયા. હવે પિત્તજ પ્રમેહો જોઈએ. ક્ષારમેહમાં પેશાબ ક્ષાર જેવો, ગંધ, રંગ અને રસમાં હોય છે. નીલમેહમાં આસમાની હોય છે. કાલમેહમાં કાળી શાહી જેવો હોય છે. હરિદ્રામેહમાં હળદરના રંગનો, તીખો, દાહયુક્ત હોય છે. મંજિષ્ઠમેહમાં મજીઠના રંગનો હોય છે. રક્તમેહમાં પેશાબ ગંધવાળો, ગરમ, ખારો અને લોહી જેવો હોય છે

હવે વાતજ પ્રમેહોમાં વસાપ્રમેહમાં ચરબીયુક્ત તથા વારંવાર થાય છે. મજ્જામેહમાં મજ્જા જેવો કે તેથી યુક્ત વારવાર થાય છે. ક્ષૌદ્રમેહમાં મીઠો, તૂરો અને રૂક્ષ હોય છે. હસ્તિમેહમાં નિરંતર આવ્યા કરતો, અટક્યા વગરનો, મદમસ્ત હાથીના પેઠે નિરંતર વેગ વગરનો મૂત્રત્યાગ કરે છે

જન્મથી કે બીજ દોષવાળો પ્રમેહ હોય તો અસાધ્ય બને છે. ઉપદ્રવોવાળો, બહુમૂત્ર પ્રવૃત્તિવાળો, ઘર કરી બેઠેલો પ્રમેહ માણસને મારી નાંખે છે. દોષ દૂષ્યોમાં સામ્ય હોઈ ૧૦ કફજમેહ સાધ્ય, પિત્તજ ૬ મેહ યાપ્ય છે અને ધાતુનાશક ૪ વાતજ મેહો અસાધ્ય છે. પ્રમેહોમાં કફ, પિત્ત અને વાયુ ત્રણ દોષ છે. મેદ, રક્ત, વીર્ય, ક્લેદ, વસા, લસિકા, મજ્જા, રસ, ઓજ એ દૂષ્ય છે અને ૨૦ પ્રકારના મેહના કારણભૂત બને છે

દોષાનુસાર સંપ્રાપ્તિનો વિચાર કરતાં કફ બસ્તિમાં જઈ મેદ, માંસ, ક્લેદને દૂષિત કરી પ્રમેહ કરે છે.

ઉષ્ણ પદાર્થોના સેવનથી પ્રકુપિત પિત્ત બસ્તિગત મેહાદિને દૂષિત કરી પ્રમેહ કરે છે અને અન્ય દોષો ક્ષીણ થતાં વધેલો વાયુ ધાતુઓને બસ્તિમુખ પર્યંત લાવી વાતજ મેહ ઉત્પન્ન કરે છે.

ઉપરોક્ત દોષપ્રકોપ માટે વ્યાયામ વગરનું આળસુ જીવન, દિવસે ઊંઘવું, દહી ખૂબ ખાવું, ગ્રામચર તથા જળચર જીવોનાં માસ, રસોથી, દૂધ, નવું ધાન્ય. નવુ શાક, ગોળ, ખાંડ અને પૂર્ણ કફકારક ખોરાક પ્રમેહના કારણભૂત બને છે. સ્ત્રીઓને દર માસે રક્તસ્રાવ થવાથી એમની શારીરિક શુદ્ધિ થતી રહે છે એટલે સ્ત્રીઓને પ્રમાણમાં પ્રમેહ એટલો નથી થતો

આ એક મત છે પણ એનો વિરોધ ગયદાસાચાર્યે ન્યાયચંદ્રિકા ટીકામાં 'एतत्तु न युक्तं, सर्वतन्त्राप्रसिद्धः प्रत्यक्षविरोधाच्च' આ અયુક્ત છે કેમકે બધા તંત્રોમાં પ્રસિદ્ધ નથી અને પ્રત્યક્ષમાં તેમ જોવાતુ નથી

આ પ્રમેહમાં મૂત્રની દુષ્ટિ થાય છે. મૂત્રનુ કર્મ ક્લેદવાહન કર્મ છે અને એ ક્લેદ દુષ્ટિ મૂત્રગત દોષો વડે થાય છે.

# અધ્યાય : ૫

# ઉપદ્રવલક્ષણ

अथातो उपद्रव – रिष्टलक्षण – साध्यासाध्यत्व – कृम्युत्पादविचारविज्ञानीयमध्यायं व्याख्यास्याम । यथोवाच आत्रेयादयो महर्षय. ।

## उपद्रवलक्षणम्

व्याधेरुपरि यो व्याधि. भवत्युत्तरकालज ।
उपक्रमाविरोधी च स उपद्रव उच्यते ॥

રોગારંભક દોષ, પ્રકોપજ રોગ ઉપરાંત અન્ય વિકાર કરે તેને ઉપદ્રવ કહેલ છે. એક વ્યાધિ બાદ ઉપક્રમાનુકૂલ બીજો વ્યાધિ થાય છે તે ઉપદ્રવ કહેવડાવે છે અરિષ્ટ એટલે અવશ્ય મૃત્યુને બતાડનાર લક્ષણ છે. એક વ્યાધ થયો હોય ત્યારે તે વ્યાધિનો ઉત્પાદક દોષ કુપિત થઈ ને અન્ય વ્યાધિને પણ ઉત્પન્ન કરે તેને ઉપદ્રવ કહે છે. જેમ કે પિત્ત પ્રકોપજ જ્વરની બાદ જો મૂર્ચ્છા, અતિસાર અને તૃષ્ણાનો આરંભ થાય તેને ઉપદ્રવ કહે છે ચરકે ઉપદ્રવનુ સંક્ષિપ્ત લક્ષણ આ પ્રમાણે આપ્યુ છે.– उपद्रवस्तु खलु रोगोत्तरकालजो रागाश्रयो रोग एव स्थूलोऽणुवारोगत् पश्चाज्जायत इत्युपद्रवसज्ञ ( ચ. ચિ. અ ૨૧ ) જ્યારે માધવે વ્યાધિ બાદ ઉપદ્રવ ( ચિકિત્સા )ને અનુકૂળ જે બીજો વ્યાધિ થાય તેને ઉપદ્રવ કહેલ છે

અહી આપણે વ્યાધિઓના ઉપદ્રવોનો પરિચય સાધીશું.

આયુર્વેદમા જુદા જુદા વ્યાધિઓના જુદા જુદા ઉપદ્રવો વર્ણવ્યા છે. જ્વરમા કાસ, મૂર્ચ્છા, અરુચિ, છર્દિ, તૃષ્ણા, અતિસાર, વિડ્ગ્રહ ( કબજિયાત ), હેડકી, શ્વાસ, કાસ, અંગમર્દ એ જ્વરના ઉપદ્રવો છે.

**અતિસારના ઉપદ્રવો :** શોથ, શૂલ, જ્વર, તૃષ્ણા, શ્વાસ, કાસ, અરોચક. છર્દિ, મૂર્છા, હેડકી એ ઉપદ્રવાળો અતિસારનો રોગી સજી દેવો.

**અર્શના ઉપદ્રવો :** હાથ, પગ, મુખ, નાભિ અને વૃષણ પર શોથ, હૃદય અને પાર્શ્વમા શળ, ગુદપાકથી તરસ, જ્વર, વમન, મૂર્છા, અરુચિ, અધિક રક્તસ્રાવ એ ઉપદ્રવો છે.

**વિસૂચિકાના ઉપદ્રવો :** વિસૂચિકા અધિક પ્રમાણમાં વધવાથી જલીય અ શ ઘટી જઈને મૂત્રોત્પત્તિ ઘટી જઈ મૂત્રસ્રાવ અલ્પ થઈ જાય છે. આથી મૂત્રાઘાત થાય છે. જ્ઞાનેદ્રિયો ક્ષીણ થતાં બોલી શકાતું નથી, દેખી શકાતુ નથી, સ જ્ઞા નષ્ટ થાય છે, રસાજ્ઞાન થાય છે. એને વિસંજ્ઞતા કહે છે. નિદ્રાનાશ, શરીરમાં બેચેની, કમ્પ, મૂત્રાઘાત આ પાંચ વિસૂચિકાના ઉપદ્રવ છે.

**રક્તપિત્તના ઉપદ્રવો :** શરીરમાં પ્રાણ રક્તાલ્પતા થવાથી દૌર્બલ્ય, શ્વાસ, કાસ, જ્વર, વમન, અશક્તિ, મ દ, પાડુ, મૂર્છા, તીવ્ર દાહ, ગભરાટ, હૃદયમાં પીડા, અતિસાર, બળતરા, ગ ધયુક્ત થૂક, અરુચિ, રક્તસ્રાવમાં વિકાર એ રક્તપિત્તના ઉપદ્રવો છે.

**અજીર્ણના ઉપદ્રવો :** મૂર્છા, પ્રલાપ, વમન, લાળસ્રાવ, અ ગસાદ, ભ્રમ એ અજીર્ણના ઉપદ્રવો છે અને અત્યંત વધવાથી મૃત્યુ આવે છે.

**છર્દિના ઉપદ્રવો .** કાસ, શ્વાસ, જ્વર, હિક્કા, તૃષ્ણા, ચિત્તમાં વિત્તમતા, હૃદ્રોગ, તમ એ છર્દિના ઉપદ્રવો છે.

**મદાત્યયના ઉપદ્રવો :** હિક્કા, જ્વર, વમન, કમ્પ, પાર્શ્વશૂલ, કાસ અને ભ્રમ એ મદાત્યયના ઉપદ્રવો છે.

**પ્રમેહના ઉપદ્રવો :** કફજ પ્રમેહમાં અન્નનું અપાચન, વમન, નિદ્રા, કાસ, પીનસ અને અરુચિ, પિત્તપ્રમેહમાં તોદ, લિંગમાં તોદ

પાકને કારણે વૃષણની ત્વચાવદારણ, જ્વર, દાહ, તૃષ્ણા, અમ્લ ઉદ્‌ગાર, મૂર્ચ્છા, અને વિડભેદ થાય છે. વાતિક પ્રમેહમાં કમ્પ, હૃદયમાં પીડા, ઉદાવર્ત, લોલુપતા, શૂલ, નિદ્રાનાશ, શોપ, કાસ અને શ્વાસ થાય છે. આ ઉપદ્રવોથી યુકત, અતિધાતુસ્રાવ અને અતિમૂત્રસ્રાવથી યુકત, શરાવિકા આદિ પીડિકાઓથી યુકત, પુરાણ અને ગંભીર ધાત્વાશ્રિત પ્રમેહ મનુષ્યને મારી નાખે છે

**હૃદ્રોગના ઉપદ્રવો :** કલમ, સાદ, ભ્રમ, શોષ, એ હૃદયરોગના ઉપદ્રવો છે અને કફજ હૃદ્રોગમાં હૃલ્લાસ, મુખસ્રાવ આદિ શ્લેષ્મિક હૃદ્રોગના ઉપદ્રવો હોય છે તે કૃમિજ હૃદ્રોગમાં પણ થાય છે.

**ઉદરમાં ઉપદ્રવો :** જેની આંખો પર શોથ હોય, જેનુ લિગ વાંકુ થઈ ગયુ હોય, જેની ત્વચા ઉપકિલન્ન અને પાતળી થઈ ગઈ હોય, હીનબલ, માંસ, રકત, જઠરાનલવાળાને મૂકી દેવો પાર્શ્વભંગ, અન્નવિદ્વેષ, શોથ, અતિસારથી પીડિત વિરેચન થવા પર પણ પૂર્ણોદરવાળા મનુષ્યને વૈદ્યે છોડી દેવો

**શોથમાં ઉપદ્રવો** . શ્વાસ, તૃષા, વમન, દૌર્બલ્ય, જ્વર અને અરુચિ એ ઉપદ્રવોથી પીડિત રોગીને છોડી દેવો

**અન્તર્વિદ્રધિના ઉપદ્રવો :** આધ્માત (ફૂલેલુ) બદ્ધમૂત્ર, વમન, હેડકી, તરસ, પીડા અને શ્વાસ એ ઉપદ્રવોથી યુકત હેડકી માનવીને મારી નાખે છે.

**વ્રણના ઉપદ્રવો :** વિસર્પ, પક્ષાઘાત, શિરાસ્તંભ, અપતાનક, મૂર્ચ્છા, ઉન્માદ, વ્રણપીડા, જ્વર, પિપાસા, હનુસ્તમ્ભ, ખાંસી, વમન, અતિસાર, હેડકી, શ્વાસ, કમ્પ એ ૧૬ ઉપદ્રવો કહ્યા છે.

**મસૂરિકા :** આમાં રોગાતે કુર્પર, મણિબંધ અને અંસફલકોમાં દારુણ શોથ થઈ જાય છે જે અસાધ્ય છે

**શૂલ :** વેદના, અત્યંત તૃપા, મૂર્ચ્છા, વિલંબ, ગૌરવ, અરુચિ, ખાંસી, વમન, હેડકી એ શૂળના ઉપદ્રવો છે.

આમ અગત્યના વ્યાધિઓના શાસ્ત્ર કથિત ઉપદ્રવો જોયા. કુશળ વૈદ્યે અન્ય વ્યાધિઓમાં અકથિત ઉપદ્રવો, સ્વબુદ્ધિથી જાણવા.

## रिष्टलक्षणम्

આવનાર ફળનું જેમ ફલથી, થનાર અગ્નિનો જેમ ધુમાડાથી, વરસનાર વર્ષાનું જેમ વાદળાથી જ્ઞાન થાય છે તેમ થનાર મૃત્યુનું જ્ઞાન રિષ્ટ લક્ષણથી થાય છે. રિષ્ટ લક્ષણથી અવશ્ય ભાવિ મૃત્યુનુ જ્ઞાન થાય છે. આ રિષ્ટ નિયત અને અનિયત બે પ્રકારનાં છે. ચક્રપાણિએ અનિયત રિષ્ટનું ખંડન કર્યું છે. આયુષ્યમાન રોગીમાં યોગ્ય પ્રકારે કરેલી સઘળી ક્રિયાઓ સફળ નીવડે છે અને તેથી વૈદ્યનું કલ્યાણ થાય છે, જેમકે કૃતજ્ઞ રાજાનું કાર્ય કર્યું હોય તો તે ફળે છે, જ્યારે કૃતઘ્ન રાજાનું કાર્ય કર્યું હોય તેની માફક જેનુ આવરદા–આયુષ્ય ખૂટયુ હોય તેની ચિકિત્સા કરવાથી થાય છે. જેના મૃત્યુ પૂર્વે રિષ્ટ લક્ષણો ઉત્પન્ન નથી થયાં તેનું મૃત્યુ દેખાતું નથી અથવા જેમાં રિષ્ટ લક્ષણ દેખાય છે તેની જિંદગી પણ લાંબો સમય ટકતી નથી. સ્થાયી અને અસ્થાયી ભેદથી રિષ્ટના બે પ્રકાર છે. દોષો બહુ વધી જવાથી રિષ્ટનો આભાસ થાય છે, એટલે રિષ્ટ હોય એવો ખોટો દેખાવ થાય છે અને દોષશમન બાદ એ રિષ્ટનુ પણ શમન થાય છે આવા રિષ્ટના આભાસને અસ્થાયી રિષ્ટ કહે છે અસ્થાયી રિષ્ટ મરણ સૂચવતું નથી. વાસ્તવમાં અસ્થાયી રિષ્ટ રિષ્ટ જ નથી, જ્યારે સ્થાયી રિષ્ટમા રૂપ (શરીરનો રંગ, આકૃતિ આદિ), ઇંદ્રિયો, સ્વર (અવાજ), છાયા, પ્રતિચ્છાયા (પ્રતિબિંબ), શરીર, વાણી અને મન એ ત્રણથી થતી ક્રિયાઓ વગેરે ભાવો તથા બીજા પણ પોતપોતાની પ્રકૃતિ અનુસાર મળેલા સ્વાભાવિક ભાવો કંઈ કારણ વિના ફેરફાર થઈ જાય તે રિષ્ટ કહેવાય છે. જુઓ ·

रूपेन्द्रियस्वरच्छाया प्रतिच्छायाक्रियादिषु ।
अन्येष्वपि च भावेषु प्राकृतेष्वनिमित्ततः ॥
विकृतिर्या समासेन रिष्टं तदिति लक्षयेत् । (વા. શા. અ. ૫.)

આ રિષ્ટ લક્ષણોનું જ્ઞાન મરણાસન્ન પુરુષમાં મૂઢ મનુષ્યને નથી થતુ, કારણ કે ઘણીવાર તે લક્ષણો પરમ અણુની જેમ સૂક્ષ્મ હોય છે, કેટલીકવાર પ્રમાદ પણ હોય છે અથવા મૃત્યુ આવવા પૂર્વે રિષ્ટ આવવાથી થોડોક વખત પૂર્વે જ લક્ષણો દેખાય (સુશ્રુત) અથવા ચરકમાં તો સ્પષ્ટપણે કહ્યું છે તેમ રિષ્ટ લક્ષણ તો અવશ્ય ભાવિ મૃત્યુને પ્રગટ કરે છે. જુઓ :

न त्वरिष्टस्य जातरय नगोस्ति मरणादृते ।
मरणं चापि तन्नात्ति, यन्नारिष्टपुरःसरम् ॥

રિષ્ટ લક્ષણની વ્યાખ્યાનો વિચાર કર્યા બાદ હવે આપણે તેનું સવિસ્તર વિવરણ કરીશું.

નિમ્ન લક્ષણયુકતને કાલપ્રેરિત–જેમનુ મરણ એક વર્ષની અંદર આવવાનુ હોય તેવાં ગણ્યાં છે.

જેના વાળ અને રૂંવાડામાં તેલ નાખ્યા છતાં ન નાખ્યુ હોય તેમ દેખાય, જેની આંખો પુષ્કળ ભમે, સજ્જડ થઈ ગઈ હોય, બહુ ઊંડી ઊતરી ગઈ હોય, બહુ બહાર નીકળી આવી હોય, વાંકી થઈ ગઈ હોય, બહુ પહોળી થઈ ગઈ હોય, બહુ બિડાયલી હોય, ભ્રમરો બહુ સંકોચાયેલી હોય, કમાન જેવી બહુ વળી ગઈ હોય, આંખો બાવરું જોયા કરે, આંખે થોડુ દેખાતુ હોય અથવા સમૂળગુ ન દેખાતુ હોય, આંખો નોળિયા જેવી કે હોલાની આંખો જેવા હોય તે કાલપ્રેરિત જાણવો

જેનુ નાક બહુ જ પહોળુ રહે કે બહુ જ સાંકડુ થઈ જાય, ફોલ્લા ફોલ્લીઓથી ભરાઈ જાય, સૂજી જાય, ફાટી જાય (તરડાઈ જાય) અને ચીમળાઈ જાય તે માણસ કાલપ્રેરિત છે

જેનો નીચલો હોઠ લબડી પડી, ઉપલો હોઠ ઊંચો ચઢી જાય

કે જેના બંને હોઠ પાકા જાંબુ જેવા રંગના થઈ જાય તે પણ કાલપ્રેરિત જાણવો. જેના દાંત રેતાળ (રેતી ચોંટેલા), કાળા, તાંબાના વર્ણના, અંદરથી ફૂલ ઊગતા હોય તેવા કે કાદવ ચોપડ્યો હોય તેવા કે એકાએક પડી જતા હોય તેવો માણસ કાલપ્રેરિત જાણવો. જેની જીભ વાંકી થઈ ગઈ હોય, કારણ વગર મોઢામાથી બહાર આવી જાય, સૂજેલી, ભારે, કાળી, કફથી લીપાયલી, જડ અને કાટાવાળી લાગે તે કાલપ્રેરિત જાણવો. જેની ગ્રીવા પર શિર સ્થિર રહેતુ ન હોય, જેની પીઠ ઉપર રહેલ શિરનુ વજન ઝીલી ન શકે અને જેની હડપચી મોંમાં મૂકેલા કોળિયાને પકડી ન રાકે તે કાલપ્રેરિત જાણવો જેના અવયવો કોઈ પણ કારણ વગર બહુ ભારે કે હલકા થઈ જાય તે કાલપ્રેરિત છે. વિષ-ઝેરના દોષ વિના પણ જેનાં છિદ્રોમાથી લોહી ઝરે તે કાલપ્રેરિત જાણવો જેની મૂત્રેન્દ્રિય ઊંચી ચઢી જાય અને અંડ બહુ નીચે લબડી પડે અથવા એથી ઊંધું હોય તે પણ કાલપ્રેરિત જાણવો.

જેના કપાળ પર કે મૂત્રાશય ઉપર પહેલાં ન હોય એવી નવી શિરાઓની રેખા દેખાય કે અધૂરા ચંદ્ર જેની આકૃતિ દેખાય તે છ માસમા મરણ પામે છે. જેમ કમળના પાદડા પરથી પાણી સરી પડે તેમ પાણીમા નાહતી વખતે જે માણસના શરીર પરથી પાણી સરી પડે તેનુ જીવન છ માસ હોય છે જેની શિરાઓ સરસડાનાં પાંદડાં જેવા રંગની લીલી હોય, રૂંવાડાનાં છિદ્રો બિડાઈ ગયા હોય, અને ખાટું ખાવા-પીવાની ઇચ્છા એ ત્રણે લક્ષણો હોય એ છ માસ સુધી જીવે છે.

જેના માથા કે મો પર ગાયના છાણ (છાણના ભૂકા) જેવું સ્નેહવાળુ ચૂર્ણ છાંટ્યુ હોય એવુ જણાય અથવા જેને માથે ધુમાડો જણાય તેનુ જીવન એક માસ સુધી હોય છે. માથે કે ભ્રમરોમા પહેલાં ન હોય એવી ગોળ સેંથીઓ સાજા માણસનું છ રાત્રિમાં અને માંદા માણસનુ ત્રણ રાત્રિમાં મૃત્યુ સૂચવે છે. જેની જીભ કાળી હોય,

મોં ગંધાતું હોય, ડાબી આંખ ઊંડી ઊતરી ગઈ હોય અને પક્ષી સાથે બેસતા હોય તેને વૈદ્યે છોડી દેવો. નાહીને શરીરે ચંદનનો લેપ કર્યા બાદ બીજા અવયવો ભીના હોય ત્યારે પહેલાં જેની છાતી પુષ્કળ સુકાઈ જાય, તે અર્ધોમાસ પણ જીવતો નથી કંઈ પણ કારણ વગર શરીર પરનો વર્ણ પ્રાકૃત અને વૈકૃત સાથે જણાય તે પણ મૃત્યુ સૂચવે છે. કંઈ પણ કારણ વગર વધેલું અને ઘટેલું સાથે જણાય તે પણ મૃત્યુ સૂચવે છે. કંઈ પણ કારણ વગર શરીરમાં લુખાશ અને ભીનાશ જણાય તે પણ મરણ સૂચવે છે. બંને સાથે, એટલે અડધા અગમાં એક વસ્તુ અને બીજા અડધા અગમાં એથી વિપરીત વસ્તુ જાણવી. આ જ રીતે અડધા અગમાં ઠંડી અને અડધા અંગમાં ગરમી હોય તો તે પણ મૃત્યુ સૂચવે છે. જેની આંગળી ખેંચવા છતાં ટચાકા ફૂટતા નથી, જેની છીંક અને ઉધરસનો અવાજ બદલાઈ જાય, જેના શ્વાસોચ્છ્વાસ બહુ ટૂંકા, બહુ લાંબા, દુર્ગંધિયુક્ત કે સુગંધિયુક્ત હોય તો તે માણસ જીવતો નથી. જેના નાહેલા અને ન નાહેલા શરીરમાંથી માણસના શરીરના ગંધથી જુદી જાતની ગધ, સારી કે ખરાબ આવતી હોય અથવા જેના મળ, કપડા, ઘા વગેરેમાંથી માણસની ગંધથી જુદી જાતની સારી કે ખરાબ વાસ આવે તેનો એક વર્ષમા અંત આવે છે. શરીરમા રસધાતુ ખૂબ હોવાથી જેને જૂ પડે છે અને જેના પર માખીઓ ખૂબ બેસે છે અને જેના શરીરમા રસ બહુ બગડી ગયો હોવાથી જૂ અને માખી તેનો ત્યાગ કરે તે પણ એક વર્ષ પૂરુ જીવી શકતો નથી જેના અવયવ પુષ્કળ ગરમ હોય છતાં એમાં ઠંડક આવી જાય, જેના અવયવ સદા ઠંડા રહેતા હોય છતાં જેમાં અતિશય ગરમાશ આવે કે વિના કારણ અતિપ્રસ્વેદ આવી જાય છે કે પ્રસ્વેદ રોકાઈ જાય તે માણસ પણ એક વરસ જીવતો નથી. જેના શરીર પર કફની ફોલ્લીઓ થઈ હોય છતાં જેને લાય બળે અને જે ઠંડીથી, શરદીથી પિડાતો હોવા છતાં ગરમ વસ્તુનો દ્વેષ કરે તે માનવી યમના તાબા હેઠળ હોય છે. જેની છાતીમાં ગરમી હોય અને

ઉદર પ્રદેશમાં પુષ્કળ ઠંડક હોય, જેનો ઝાડો નરમ (ભગેલો) હોય અને પુષ્કળ તરસ લાગ્યા કરે તે માણસનું મૃત્યુ સમીપ જાણવુ જેનાં પેશાબ, ઝાડો, થૂંક કે વીર્ય પાણીમાં ડૂબી જાય, થૂક અનેક વર્ણનુ હોય તે માનવી એક માસમાં મૃત્યુ પામે છે.

આંખનો રોગ ન હોવા છતાં જેને પોલું આકાશ, નક્કર પૃથ્વી જેવું દેખાતુ હોય, અને નક્કર પૃથ્વી જેને આકાશ જેવી દેખાતી હોય, સાકાર વસ્તુઓ નિરાકાર અને નિરાકાર વસ્તુઓ સાકાર, ચળકતી વસ્તુ ઝાંખી અને ઝાખી વસ્તુ ચળકતી, ધોળી વસ્તુ કાળી અને કાળી વસ્તુ ધોળી દેખાય, ચંદ્ર અનેક રૂપ (સસલાની અનેક આકૃતિ) વાળો કે સમૂળગો ડાઘ વગરનો દેખાય, જાગતાં જે રાક્ષસ, ગંધર્વ ભૂતપિચાશ, એવા જ બીજા આકાર જુએ અને જે જાગતાં વિકૃત આકારવાળુ રૂપ જુએ તે મરી જાય છે આકાશમા સપ્તર્ષિ પાસે આવેલી અરુધતીને જે જોઈ નથી શકતો, જે ધ્રુવના તારા કે આકાશગંગાને જોઈ નથી શકતો, તે એક વરસમાં મૃત્યુ પામે છે.

વાદળનો ગડગડાટ, પાણીના પૂરનો ઘુઘવાટ, વીણા, ઢોલ, વાંસળીના અવાજ ન થાય છતાં સભળાય, અને થાય છતાં ન સંભળાય, બંને કાનમાં આગળી ઘાલીને બંધ કરવાથી જેને કાનમા 'ધક્' 'ધક્' અવાજ સંભળાય નહી, તે જ રીતે ગંધ, રસ અને સ્પર્શ ખરી રીતે હોય તેથી ઊંધા લાગે અથવા એમનુ સમૂળગુ જ્ઞાન નથી થતુ, જેને તાજા હોલવેલા દીવાની વાસ નથી આવતી, શાસ્ત્રોકત વિધિ પ્રમાણે આપેલા રસો પણ જેના દોષનો પ્રકોપ કરે છે અને શાસ્ત્રોકત વિધિથી વિરુદ્ધ રસો આપતા આરોગ્ય પ્રાપ્ત થાય, શરીર પર જાણે ધૂળ ઊડી હોય એવું શરીર થઈ જાય, શરીર પર ફટકો પડ્યાની જેને ખબર ન પડે, યોગ્ય તપ, સાધના કે ઉગ્ર તપ વગર ઇંદ્રિયથી પર વિષયનું જ્ઞાન કરે એ બધાં મરણની આગાહી કરાય તેવાં ચિહ્ન છે.

જેનો અવાજ હીન, દીન, અવ્યક્ત, કે ગદ્ગદ્ થઈ જાય, અને જેને બોલવાની ઇચ્છા હોય છતાં બોલતાં ગૂંચાય, બોલવાની મૂઝ પડે નહિ અને તેથી બોલી શકે નહિ તે માણસ જીવતો નથી કઈ પણ કારણ વિના અવાજ કમજોર થઈ જાય, શક્તિ અને રંગ ઓછાં થઈ જાય અને રોગ વધતો જાય તેથી મરણની આગાહી કરવી. પોતાના અસલ કુદરતી અવાજ કરતાં જે માણસ જુદા અવાજે આવેલુ મરણ કહે છે 'તે પોતે મરનાર છે' એમ કહેનાર તથા 'હુ મરી જઈશ' એવા અવાજો સાંભળનારને વૈદ્યે છોડી દેવા.

જેની છાયાની આકૃતિ બદલાઈ જાય એટલે જે સમ આકૃતિનો હોય છતા જેની છાયા વિષમ હોય અથવા પોતે વિષમ હોય છતાં આકૃતિ સમ હોય, લાંબો હોય તો ટૂંકી છાયા, અને ટૂંકો હોય તો લાંબી છાયા, જેનો રંગ અમુક હોય છતાં છાયાનો રંગ બદલાઈ જાય અને પ્રભા અમુક હોય છતાં જેની પ્રભા બદલાઈ જાય તે માણસ થોડા વખતમાં મૃત્યુ પામે છે.

શરીરની આકૃતિ અને માપના હિસાબે જે છાયા શરીરમાથી તડકો, અરીસો, જલ, ઘૃત આદિમાં આકાર અને પરિમાણને અનુકૂલ છાયા પડે છે તેને પ્રતિચ્છાયા કહે છે અને તે શરીરમા રહે છે. પ્રભા અને વર્ણ જેને આશ્રિત છે તેને છાયા કહે છે. જે પુરુષની પ્રતિચ્છાયા. છિન્નભિન્ન, અધિક અનિશ્ચિત, અસ્થિર. શિર વગર, બે માથાંવાળી, કુટિલ, વિકૃત કે અન્ય સ્વરૂપે દેખાય તેનુ આયુ સમાપ્ત જાણવુ. સિવાય કે તે પ્રતિબિંબ પ્રત્યક્ષ કારણથી ઉત્પન્ન ન હોય, જેની આંખમાં સામે ઊભેલી વ્યક્તિનુ પ્રતિબિંબ ન દેખા દે તેને પણ સમાપ્ત આયુષ્યવાળો જાણવો. આકાશ આદિ પંચમહાભૂતોની જુદી જુદી છાયા દેખાય છે, આકાશની છાયા નિર્મળ, અલ્પ નીલવર્ણ, કિંચિત્ સ્નિગ્ધ, શોભા અને પ્રભાથી યુક્ત હોય છે.

વાયુની છાયા ધૂળથી લીપાયેલી હોય તેવી અરુણ, શ્યામ વર્ણવાળી, ભસ્મ સમાન રૂક્ષ અને નષ્ટક્રાંતિ બને છે. અગ્નિની છાયા વિશુદ્ધ, રક્ત સદશ લાલ, દીપ્તવર્ણ જોવામાં સુખદાયક હોય છે જલની છાયા, નિર્મલ, વૈદૂર્ય સમાન વિમલ, અતિસ્નિગ્ધ વર્ણ, ઘન, નિર્મલશ્યામ અને શ્વેત હોય છે વાયુની છાયા રોગ, મૃત્યુ અને ક્લેશદાયક છે, જ્યારે શેષ ૪ સુખદાયક છે. અગ્નિજન્ય પ્રભા ૭ પ્રકારની કહેલી છે. યથા લાલ, પીળી, શ્વેત, શ્યામ, હરિત, પાંડુ અને કાળી હોય છે. એમાંથી જે પ્રભા ફેલાય, સ્નિગ્ધ અને વિમલ હોય તે શુભ છે. જે મલિન, રૂક્ષ અને નાની હોય તે અશુભ છે. છાયા રક્તાદિ વર્ણોનું ઉલ્લંઘન કરે છે, નજીકથી દેખાય છે. જ્યારે પ્રભા લાલ આદિ વર્ણને પ્રકાશિત કરે છે, પ્રભા દૂરથી પણ ચમકે છે, કોઈપણ માનવી છાયા કે પ્રભા વગરનો નથી, પરંતુ શુભાશુભ ઉત્પન્ન થવા સમયે તેમાં વિશેષ લક્ષણો ઉત્પન્ન થાય છે.

જે માનવી પગને ભૂમિ ઉપર ઘસતા, ખભા ઝુકાવી ચાલે છે, અને હિતકારી માત્રામાં ખાવા છતાં જેનું બળ ઘટતુ જાય છે, અલ્પ ખાવા છતાં મળમૂત્ર બહુ પ્રમાણમા આવે છે, અથવા બહુ ખાવા છતાં મળમૂત્ર અલ્પ પ્રમાણમાં આવે, અથવા ઓછુ ખાવા છતાં પણ કફથી પીડિત હોય અને લાંબો શ્વાસ લે અને હાથ પગ ફેંકે અને લાંબો ઉચ્છ્વાસ કાઢી પછી નાનો નિશ્વાસ અંદર લઈ દુઃખને ઉત્પન્ન કરે છે, જે થોડો વાયુ નાકથી બહાર કાઢે છે અને વિષમ રૂપથી નાડીમાં સ્પંદન થાય છે, જે બાહુઓને સંકોચી કઠણાઈથી શિરાને ફેરવે છે, જેના લલાટ ઉપરથી પરસેવો વહે છે, સંધિબંધ શિથિલ હોય છે, બળવાન હોય કે દુર્બળ પણ ઊભો રહેતાં મૂર્ચ્છિત થઈ જાય છે, જે ચત્તી પીઠને બળે સૂએ છે અને પગને વિરૂપ રાખે છે, બિસ્તરા કે આસન પર ન હોય તેવી વસ્તુને પકડવા ચાહે છે, અસ્થાન હસ્યા કરે અને મૂર્છિત થયે ઓષ્ઠને ચાટવાવાળો થાય છે, અને ઉપરનો ઓષ્ઠ

ચાટતા જે ફુત્કાર કરે છે, જેના ભણી લીલી, કાળી અને પીળી છાયા દોડતી હોય, અને જે વૈદ્ય, ઔષધ, પેય, ભોજન, ગુરુ, મિત્રનો દ્વેષ કરતો હોય તે યમનો આશ્રિત જાણવો

જેની ગ્રીવા, લલાટ અને હૃદય શીતળ હોવા છતાં પરસેવાથી યુક્ત હોય અને બીજા અંગો ગરમ હોય, તેનુ રક્ષણ દેવતાઓ જ કરી શકે છે જ્વરાદિ રોગોમાં બધા પૂર્વરૂપો અતિમાત્રામાં હોય તેમ મૃત્યુ પહેલાંથી જ પ્રવેશી જાય છે જેની દૃષ્ટિનો પ્રકાશ સ્વલ્પ હોય, વ્યાકુળ મન, નિંદિત કાંતિ, નિરંતર શોકાક્રાન્ત મન, જેના આપેલા બલિને કાગડાઓ ખાય નહિ, વિના કારણ જેમાં બુદ્ધિ, પુષ્ટિ અને લક્ષ્મી આવે અથવા નષ્ટ થાય તે મરી જાય છે જે સ્વસ્થ કે રોગી પુરુષની સત્ત્વાદિ ગુણમયી તથા વાતાદિ દોષમયી પ્રકૃતિ બદલાઈ જાય છે, એ છ માસથી વધુ નથી જીવતો. છ માસમા મરનાર મનુષ્યની ભક્તિ, શીલ, સ્મૃતિ, ત્યાગ, બુદ્ધિ અને બલ આ છયે છ વિનાકારણ નષ્ટ થઈ જાય છે. જેની ગતિ, વાણી અને કમ્પ મોહમત્તની માફક થાય તે એક માસમા મૃત્યુ પામે છે. વિનાકારણ જેના કેશ ખેચવાથી, ઉખાડવાથી વેદનાનો અનુભવ નથી કરતો, અને ગળાના રોગ વગર ગળાની નીચે ભોજન નથી જતુ, આ બને છ દિનમાં મૃત્યુ પામે છે. જેને નિરંતર નિદ્રા આવ્યા જ કરે અથવા બિલકુલ ન જ આવે તે માનવી નથી જીવતો મરનાર માનવીનું અશ્રુઓથી મુખ ભરાઈ જાય છે અથવા પગમા પરસેવો બહુ થાય છે અને આકુળતા આવી જાય છે, તે જીવતો નથી. જે પદાર્થ પહેલાં સુખકારક લાગતા હતા તેનાથી જ પાછળથી દુઃખ અને વૈરાગ્ય આવી જાય છે જે રોગીમાં એકદમ બધાં જ લક્ષણો પૂર્ણ થઈ જાય છે અને આવા રોગ સહસા દૂર થઈ જાય છે તે એકદમ મરી જાય છે.

હવે આપણે ભિન્ન ભિન્ન વ્યાધિઓનાં વર્ણિત રિષ્ટ લક્ષણોનું વર્ણન જોઈશું.

જે પુરુષમા હેતુ આદિ લક્ષણોથી બળવાન, ગંભીર (બધી ધાતુઓને આશ્રયે રહેલો), લાંબો કાળ ચાલનાર, પ્રલાપ, ભ્રમ, શ્વાસથી યુક્ત, શોથયુક્ત, અગ્નિમાંદ્ય, જેનો અવાજ નીકળતો ન હોય, જે લાલ આંખોવાળો અને હૃદયશૂલવાળો હોય તે મરણ પામે છે જે જ્વર સાથે પૂર્વાહ્નમાં કે અપરાહ્નમાં શુષ્ક કાસ આવે છે તે જ્વર પણ મારી નાખે છે, તથા કફજ કાસયુક્ત જે રોગીનાં બલ અને માંસ નષ્ટ થઈ જાય તેને પણ જ્વર મારી નાખે છે.

જે **રક્તપિત્ત**ના રોગીમાં રક્તપિત્ત બહુ જ લાલ, કાળું કે ઇન્દ્રધનુષ્યની માફક નાના વર્ણવાળું, જેમાં તામ્ર, હરિદ્રા, હરિત કે લાલ રૂપો દેખાય, જે રોમકૂપોથી વહેનાર રક્ત કંઠ, હૃદય અને મુખ સુધી રોકાઈ જાય, જેથી વસ્ત્ર ન રંગાય, જે દુર્ગંધયુક્ત વેગની સાથે બહુ માત્રામાં વહે, તે રક્તપિત્ત, પાંડુ, જ્વર, વમન, કાસ, શોથ અને અતિસારવાળા રોગીને નષ્ટ કરી દે છે.

જ્વર, વમન, તૃષ્ણા, અતિસાર અને શોથયુક્ત રોગીને **કાસ, શ્વાસ** મારી નાખે છે. પાર્શ્વશૂલ, આનાહ, રક્તવમન, છર્દિ, અસંતાપવાળા રોગીને **રાજયક્ષ્મા** નષ્ટ કરે છે. વેગવાન, મળમૂત્રના ગંધથી યુક્ત, ચંદ્રિકાવાળી, રક્ત, મલ, પૂય, વેદના, કાસ, શ્વાસ સાથે થનાર, ચિરકાલોત્પન્ન **છર્દિ** રોગીને મારી નાખે છે કોઈ અન્ય રોગથી કૃશ થયેલા, જીભ બહાર આવ્યે મૂર્ચ્છાયુકત રોગીને તૃષ્ણા નષ્ટ કરી દે છે અતિશીતથી પીડિત, ક્ષીણ, તૈલ, પ્રભા તુલ્ય મુખવાળાને **મદાત્યય** મારી નાખે છે. હાથ, પગ, નાભિ, ગુદા, વૃષણ, મુખમાં શોથવાળા, હૃદયપીડા, પાર્શ્વપીડા, અંગવેદનાથી પીડિત, વમન, ગુદપાક અને જ્વરમાં રોગીને **અર્શ રોગ** મારી નાખે છે

યકૃતપિંડના અથવા માંસના ધોવાણ સદૃશ, અથવા કૃષ્ણવર્ણ, તેલ, ઘી, દૂધ, દહીં, વસા, મજ્જા, આસવ સદૃશ, મસ્તુલુંગ, કાળી

શાહી, પૂય કે મધુ સદૃશ, અતિશય લાલ કે કાળું, અતિશય સ્નિગ્ધ, અતિ દૌર્ગંધ્યયુક્ત, અતિપાતળું, અતિઘટ્ટ, વેદનાયુક્ત, રક્તાદિધાતુ જેમાં વહેતાં હોય, મલરહિત, અતિશય મલવાળો, તંતુ, રેષાવાળી, ગાભીયુક્ત. રેષાવાળી, ચંદ્રિકાયુક્ત, અતિસારવાળો, જે પુરુષના ગુદાની વલિયો ઢીલી પડી ગઈ છે, ગુદા બહાર આવી છે, પર્વશૂલ, અસ્થિશૂલ, ક્ષીણબલ, અપકવહારનો મલમાં ત્યાગ કરનાર, તૃષા, શ્વાસ, જ્વર, વમન, દાહ, આનાહ, પ્રવાહિકાયુક્ત **અતિસાર** રોગીને મારી નાખે છે.

**અશ્મરી** વાળાને જો વૃષણ સૂજી ગયા હોય, મૂત્રાવરોધ હોય, પીડાથી દુ:ખિત હોય તેને મૃત્યુ આવે છે

**પ્રમેહ**માં તૃષા, દાહ, પીડિકા, માંસ સડન, અતિસારથી મનુષ્યને પ્રમેહ મારી નાખે છે. મર્મ, હૃદય, પીઠ, સ્તન, અંસ, ગુદા, શિરામાં ઉત્પન્ન પીડિકા, પર્વ અથવા પગ, અથવા હાથમાં થયેલ પીડિકા મંદ ઉત્સાહી પ્રમેહને મારી નાખે છે. અને માંસ સડવાથી દાહ, તૃષા, મદ, જ્વર, વિસર્પ, મર્મ, અવરોધ, હિક્કા, શ્વાસ, ભ્રમ અને કલમથી યુક્ત પીડિકાવાળાને મૃત્યુ આવે છે.

વિસ્તૃત પહોળાઈવાળો, ઘટ્ટ, કાચબાની પીઠ સમાન ઉપર ઊપસેલો, શિરાઓથી વ્યાપ્ત, જ્વર, વમન, હિક્કા, શ્વાસ, અતિસાર અને શોથવાળા **ગુલ્મ**રોગીને મારી નાખે છે.

**ઉદર** રોગમાં મલમૂત્રનો અવરોધ, શ્વાસ, શોથ, હિક્કા, જ્વર, ભ્રમ, મૂર્ચ્છા, વમન, અતિસાર આ નિર્બળ મનુષ્યને મારી નાખે છે. જેની આંખો પર સોજો હોય, મેઢ્ર, બસ્તિ, વૃષણ આદિ કુટિલ થઈ ગયા હોય, શરીર અને ત્વચા ક્લેદયુક્ત હોય, વિરેચનથી આનાહ દૂર કરવાથી પણ વારંવાર જેને આનાહ થઈ જાય તે માનવીને **ઉદરરોગ** મારી નાખે છે

શોથયુક્ત **પાંડુરોગ** આંખ, નખ અને દષ્ટિ પીળી હોય તો મારી નાખે છે. તંદ્રા, દાહ, અરુચિ, વમન, મૂર્ચ્છા, આધ્માન, અતિસારાદિક અનેક ઉપદ્રવોથી યુક્ત પુરુષના પગથી પ્રારંભ પામતો ફેલાયલો, સ્ત્રીના મુખથી આરંભ પામતો ફેલાયલો, સ્ત્રી પુરુષ બંનેને કુક્ષિ (ઉદર), અને ગુહ્ય ભાગથી ઉત્પન્ન, રેખાઓથી વ્યાપ્ત રહેતો, શોથ, વમન, જ્વર, શ્વાસ અને અતિસારના રોગીને મારી નાખે છે. શોથની પછી જ્વર અને અતિસાર થવું, અથવા જ્વર અને અતિસાર નષ્ટ થવા પર સોજો થવો, આ બને અવસ્થા વિશેષ કરી દુર્બલ મનુષ્યના અંત માટે છે.

જે રોગીના પગ પર સોજા હોય, પગની પિંડીઓ ઢીલી હોય, પગો શિથિલ હોય. તેની ચિકિત્સા વૈદ્યે ન કરવી. મુખ, હાથ અને પગ વિશેષ કરી જેનાં સુકાતાં જતા હોય, અથવા શરીરના સોજા વગર હાથ, પગ, મુખ સુકાતાં જતાં હોય અથવા શરીર સૂજ્યા વગર હાથ, પગ અને મોં સુકાતુ જાય, તે રોગી એક માસમાં મૃત્યુ પામે છે

કાસ, વિવર્ણતા, જ્વર મૂર્ચ્છા, અંગોમા તોડ, ભ્રમ, મુખ, શોથ, જીવ મૂંઝાવો, શરીરની શિથિલતા. અતિસારયુક્ત **વિસર્પ** રોગીને મારી નાખે છે જેનાં અંગો ગળીતાં ખરતા હોય, આંખો લાલ, સ્વરભંગ હોય, મંદાગ્નિ, જંતુથી વ્યાપ્ત, તૃષ્ણા, અતિસાર પીડિત રોગીને કુષ્ઠ મારી નાખે છે. જેની ત્વચાથી સંજ્ઞા નષ્ટ હોય અને જે કુટિલ થઇ ગયો હોય, તેવા કંપ, શોથ, પીડાયુક્ત રોગીને વાયુ મારી નાખે છે

મોહ, અર્ચ્છા, મદ, અનિદ્રા, જ્વર, શિરોગ્રહ, અરુચિ, શ્વાસ, સંકોચ સ્ફોટ અને સડાથી યુક્ત રાગીને વાતરક્ત મારી નાખે છે.

અરુચિ, શ્વાસ, મોહ, અતિસાર, તૃષા, ભ્રમ, ક્ષીણ, સ્વર, ધાતુ-બલ અને અગ્નિ જેનાં નષ્ટ થયાં છે તેવા પુરુષનો તમામ **શિરોરોગ** નષ્ટ કરી દે છે.

વાતવ્યાધિ, અપસ્માર, કુષ્ટ, રક્તપિત્ત, ઉદરરોગી, ક્ષયરોગી, ગુલ્મરોગી, પ્રમેહરોગી, એમાં ક્ષીણતા આવી હોય તો અલ્પ વિકાર-વાળાની પણ ચિકિત્સા ન કરવી. જે રોગીનાં બળ માસનુ ક્ષય પ્રધાન રૂપ હોય, રોગ વધતો જાય અને અરોચક હોય એ ત્રણ પખવાડિયા જીવે છે.

જેમાં **વાતાષ્ઠીલા** અતિશય વૃદ્ધિ પામીને હૃદયમાં રહી તીવ્ર પીડા, તીવ્ર તૃષા કરે તે અત્યન્ત મારક બને છે ક્ષીણ રોગીના પગની પિંડીઓને શિથિલ કરીને, નાકને વાંકું કરી મન્યાઓને તાણી કરી વાયુ રોગીને તુરત શાંત કરે છે. વાયુ નાભિ અને ગુદાની વચ્ચે જઈને વંક્ષણોમાં આશ્રય લઈને મારક બને છે. બલયુક્ત વાયુ ગુદા અને હૃદયને પકડી ક્ષીણ વ્યકિતને શીઘ્ર મારી દે છે. વંક્ષણોમા શૂલ, તૃષા, અતિસાર કરતો વાયુ રોગીને લઈ શ્વાસ ઉત્પન્ન કરતો વાયુ રોગીને તુરત મારી દે છે. પાંસળીઓના અગ્ર ભાગને ફેલાવી, છાતીને પકડી, રોગીના શરીર પર પરસેવો અથવા જડતા લાવી, આંખો બહાર કાઢી, વાયુ તરત મૃત્યુશરણ કરી દે છે. મરનાર વ્યક્તિમાં સહસા જ્વર, સંતાપ, મૂર્ચ્છા, બલક્ષય, સંધિઓનો વિશ્લેષ ઉત્પન્ન થાય છે પ્રાતઃઉષાકાલમાં બહુ પરસેવો આવી કફ જ્વરથી પીડિત રોગીને જીવવું દુષ્કર કરી દે છે જે રોગીના શરીરમાં પ્રવાલની ગુટિકા સદૃશ મસૂરિકાના દાણા ઉત્પન્ન થઈ શીઘ્ર નષ્ટ થાય તે રોગી મૃત્યુ પામે છે. મસૂરની દાળ, પ્રવાલ અંદર મુખવાળા કે કિણ સમાન આ ચાર પ્રકારના વિસ્ફોટ મારક હોય છે. જે રોગીની આંખોમાં કમળો (પીળાપણું), મુખમાં સ્વાભાવિકતા, શંખોમાં માંસની ન્યૂનતા, અંગોમાં ત્રાસ અને ઉષ્મા હોય તેની ચિકિત્સા ન કરવી જેની ત્વચા વગર ઘસારે ફેલાતી જાય તેની ચિકિત્સા ન કરવી જે વાતજન્ય વ્રણમાં શૂલ ન હોય, પિત્તજન્યમા દાહ ન હોય, કફજન્યમાં પૂય ન હોય, મર્મજમાં પીરા ન હોય, વિના કારણ ચૂર્ણ છાટયા વગર છાંટયાની પ્રતીતિ હોય અને કારણ વગર

વ્રણમાં શક્તિ ધ્વજા દેખાય તે અસાધ્ય વ્રણ જાણવા જે ભગંદરમાં મલમૂત્રવાયુ કૃમિયુક્ત નીકળે તે અસાધ્ય જાણવા

જે માનવી ગોઠણને ઘસ્યા કરે, પગને ઉપર ઉઠાવી લે અને ફેલાવે અને જે વગર કારણે મોઢાને બીજી બાજુ ફેરવી લે તે જીવતો નથી. દાંતથી કેશ, નખ કે તૃષ્ણાના અગ્ર ભાગને કાપનાર, ભૂમિને લાકડીથી ખોતરનાર, માટીના ઢેફાથી મારનાર, રોમાંચયુક્ત, ઘટ્ટ મૂત્રવાળો શુષ્કકાસયુક્ત, જ્વરરોગી, વારવાર હસનાર, જે પથારી પર પગ પછાડ્યા કરે અને દોષોની ચર્ચા કરે તે રોગી નથી જીવતો. રોગીના મુખ પર અચાનક વ્યંગ, તિલક, નખ કે દાંત પર પુષ્પનાં શ્વેત ચિહ્ન થવા, ઉદર ઉપર અનેક પ્રકારની શિરાઓ મૃત્યુનું ચિહ્ન છે ઊર્ધ્વ (બાહ્ય) શ્વાસ, ઉષ્મારહિત, વંક્ષણયુક્ત, શલયુક્ત, લજ્જા અને શાંતિ વગરનો રોગી વૈદ્યે છોડી દેવો. જેના માટે યત્નપૂર્વક ઔષધ તૈયાર કરવામાં આવે તે પણ તૈયાર ન થાય તેનુ જીવન દુર્લભ થઈ જાય છે. શાસ્ત્રપૂર્વક સિદ્ધ અને વિધિપૂર્વક વારંવાર આપેલુ ઔષધ જે રોગીમાં સફળ નથી થતુ, તેને માટે ઔષધિ નથી, તે મૃત્યુ પામશે. જેને માટે ઔષધ કે અન્ન તૈયાર કરતાં વિના કારણ રસ, ગંધ આદિમાં વિપરીતતા આવી જાય છે, તે સ્વસ્થ થયે પણ જીવતો નથી હવા વગરના ઘરમાં ઇંધણાં હોવા છતાં અગ્નિ બુઝાઈ જાય અથવા જેના ઘરમાં વાસણ અને પાત્ર બહુ ફૂટયા કરે તેનુ જીવન દુર્લભ છે તે દુર્બળ માનવીને રોગ છોડી દે છે. આત્રેય ઋષિ તેના જીવનને સંશય રહિત ગણે છે. વૈદ્ય માટે ઘટે છે કે મરનારના સગાંસબંધી માટે કે મિત્રો માટે પૂછવા છતા ખબર ન આપે (કેમકે તેઓ કદાચ રોગીના મોઢા પર વાત કરે), અને ન એવા રોગીની ચિકિત્સા કરે. રિષ્ટજ્ઞાનથી આયુનુ પણ જ્ઞાન થતા આયુર્વેદના ફળની આકાંક્ષાવાળા વૈદ્યે રિષ્ટજ્ઞાનમાં સદૈવ આદર રાખવો. આયુ અને પુણ્ય બંનેના ક્ષયથી રોગીમાં મૃત્યુ થાય છે. આયુ અને પુણ્યનો ક્ષય ન હોય છતાં સર્પ,

હાથી, ભેંસ, વાઘ આદિ જેમનાથી બચવું જોઈએ તેમનાથી ન બચાય તો મૃત્યુ આવે છે, તે રીતે આયુના નિયત અને અનિયત એમ બે ભેદ પાડવામા આવ્યા છે.

**क्रम्युत्पाद :-**

क्रमयश्च द्विधा प्रोक्ता बाह्याभ्यन्तरभेदत ।
बहिर्मलकफासृग्विड्जन्मभेदाच्चतुर्विधाः ॥
नामतो विंशतिविधाः बाह्यास्तत्र मलोद्भवाः । (મા નિ ૭/૧૪)

કૃમિઓના મુખ્ય ૨ ભેદ, બાહ્ય અને આભ્યતર છે પુનઃ બહિર્મલજ, કફજ, રક્તજ અને વિડજ એ ચાર પ્રકાર હોય છે અને નામભેદથી એના ૨૦ પ્રકાર હોય છે. બાહ્ય કૃમિ સ્વેદાદિ મલોથી થાય છે કૃમિઓ માત્ર ૨૦ જ છે, વધુ નહિ, એમ ન સમજવું બીજા અતિસૂક્ષ્મ કૃમિઓ હોય છે. આ અતિસૂક્ષ્મ કૃમિઓ હોય અને કોઈ વિકાર ન કરતા હોઈ તેમને ગણાવ્યા નથી. શેપ ૨૦ પ્રકારના કૃમિઓ દોપ પ્રકોપ દ્વારા જ્વર શૂલાદિ રોગને ઉત્પન્ન કરે છે. એમાથી બાહ્ય કૃમિઓ તલની આકૃતિવાળા હોય છે. તે વાળ અને વસ્ત્રમાં રહે છે. બહુપાદ અને સૂક્ષ્મ હોય છે. યૂકા અને લિક્ષા એમના નામ છે. અને આ બનેથી કોઠ, પીડકા, કંડુ અને ગંડ થાય છે.

જે માનવી આગળનુ ખાધેલુ પચ્યા વગર ફરીથી ભોજન કરે છે તથા મધુર અને અમ્લ રસયુક્ત ભોજન નિત્ય કરે છે અને જે દ્રવ પદાર્થો અધિક લે છે, વ્યાયામ કરતો નથી, દિવસે સૂએ છે, અને સંયોગાદિ વિરુદ્ધ પદાર્થોનું સેવન કરે છે, તે કૃમિનુ ક્ષેત્ર બને છે.

પુરીષજ કૃમિ અડદ, પિષ્ટ, અમ્લ, લવણ, ગોળના અત્યધિક સેવનથી થાય છે. માસ, માછલી, ગોળ, દૂધ, દહીં અને સરકાના અતિપ્રયોગથી કફજ કૃમિઓ થાય છે સયોગાદિ વિરુદ્ધ અને અજીર્ણ

પદાર્થોના સેવનથી રક્તજ કૃમિઓ ઉત્પન્ન થાય છે. પ્રાયઃ ઉપર્યુક્ત ત્રણે પ્રકારના કૃમિઓની ઉત્પત્તિ ક્રમશઃ પક્વાશય, આમાશય અને રક્તવાહિનીઓમાં થાય છે.

જ્યારે જ્વર, વિવર્ણતા. શૂલ, હૃદ્રોગ, સદન, ભ્રમ, અતિસાર આ આભ્યંતર કૃમિથી લક્ષણો થાય છે કફથી થનાર કૃમિઓ આમાશયથી ઉત્પન્ન થઈ વધી ઉપર અને નીચેની તરફ ચાલ્યા જાય છે. તેઓનાં નામ ૧ અન્ત્રાદ, ૨ ઉદરાવેષ્ટ, ૩ હૃદ્યાદ, ૪ મહા ગુદ, ૫ ચુરુ, ૬ દર્ભકુસુમ અને ૭ સુગંધ. આમાંથી કેટલાક નામ સાર્થક છે અને કેટલાંક સંજ્ઞાપરક છે. અન્ત્રાદ એટલે 'અન્ત્રાણિ અદન્તીતિ અન્ત્રાદા' એ રીતે ઉદરાવેષ્ટ, હૃદયાદ, મહાગુદ, વગેરે નામોનુ સમજવું અને એનાથી હૃલ્લાસ, લાળાસ્રાવ, અન્નનું અપાચન, અરુચિ, મૂર્ચ્છા, વમન, જ્વર, આનાહ, કૃશતા, છીંકો અને પીનસ કરે છે.

ચરક અને સુશ્રુત બંનેએ ૨૦-૨૦ કૃમિઓ માન્યા છે. પરંતુ નામોમાં પરસ્પર મતભેદ છે. સુશ્રુતે કફજ ૬, પુરીષજ ૭ અને રક્તજ ૭ માન્યા છે.

રક્તવાહી શિરાઓમા રહેનાર રક્તજ કૃમિ અત્યંત સૂક્ષ્મ, પાદ વગરના, ગોળ, તામ્રવર્ણ હોય છે. અત્યંત સૂક્ષ્મ હોવાથી દેખાતી પણ નથી. આ સંખ્યામાં ૬ છે તેમનાં નામ કેસાદ, રોમવિધ્વંસ, રોમદ્વીપ, ઉદુમ્બર, સૌરસ અને માતૃ છે. આ બધા કુષ્ઠને ઉત્પન્ન કરે છે કુષ્ઠ સમાનહર્ષ, કંડુ, તોદ, કેશ-શ્મશ્રુ વિધ્વંસ પણ આ કૃમિઓ કરે છે

પુરીષજ કૃમિઓ પક્વાશયમા ઉત્પન્ન થાય છે અને નીચે તથા ઉપર ગતિ કરે છે. અધિક વૃદ્ધિ પામી આમાશયમા ગતિ કરે છે તો ઉદ્‌ગાર અને શ્વાસમાં વિષ્ઠાસદૃશ ગંધ આવે છે. આ મોટા, ગોળ, નાના કે લાંબા હોય છે. એમાં કેટલાક પીળા, કેટલાક લાલ, કેટલાક સફેદ, કેટલાક લીલા હોય છે. કકેરુક, મકેરુક, સૌસુરાદ, સશૂલ, અને

લેસાક એ પાંચ નામ છે. આ વિરુદ્ધ માર્ગમા જતાં મલભેદ, શલ, મલાન્તરોધ, કૃશતા, રૂક્ષતા અને પાંડુ, રોગાંચ, અગ્નિમાંદ્ય અને ગુદામાં કંડુ કરે છે.

**સાધ્યાસાધ્યવિચાર :**

આયુર્વેદમા ચિકિત્સાના ચાર પાદ ભિષક્, દ્રવ્ય, ઉપસ્થાતા (પરિચારક) અને રોગી કહેલા છે આ પાદચતુષ્ટય જો ગુણસંપન્ન અને બળવાન હોય તો રોગી જલદી સારો થાય છે. વૈદ્યમાં શાસ્ત્ર જ્ઞાનની નિર્મળતા, પુન પુન પ્રત્યક્ષ કર્માભ્યાસ, દક્ષતા અને પવિત્રતા હોવાં ઘટે ઔષધ કલ્પમા બહુતા, વ્યાધિ પ્રતિકારક શક્તિ, અનેક પ્રકારની કલ્પના અને સપત્તિ–કૃમિઆદિ દોષોથી હીન હોવુ ઘટે છે પરિચારકમાં આહાર દ્રવ્યોનુ નિર્માણ, સવાહન, ચપી, બિસ્તરો આદિ બનાવવાનું કાર્ય, દક્ષતા, રોગી પ્રતિ અનુરાગ અને પવિત્રતા હોવાં ઘટે. જ્યારે રોગીમા સ્મૃતિ (વૈદ્યની કહેલી વાતો યાદ રાખવી), નિર્દેશાનુસાર કાર્ય કરવું, અભીરુતા અને રોગીના વિષયમાં જાણવા યોગ્ય વાતો બતાડવી આ ચાર ગુણો કહ્યા છે ચિકિત્સાના ચાર પાદ છે પ્રત્યેકના ચાર ચાર ઉપર ગુણો બતાવ્યા છે આ બધામા વૈદ્ય પ્રધાન છે. જેમ કુમ્ભકાર વિના માટી, દંડ, ચક્ર, સૂત્ર આદિ સાધન ગુણ (સાધ્ય) ને સિદ્ધ નથી કરતા તેમ વૈદ્ય વગર ત્રણેય પાદ નકામા છે.

તે રીતે જે વ્યાધિમાં હેતુ અલ્પ હોય, પૂર્વરૂપ અલ્પ હોય, એક દોષજ હોય, ઉપદ્રવોની અલ્પતા હોય તે સાધ્ય બને છે. જેમાં પૂર્વરૂપો પૂર્ણપણે હોય છે તે અસાધ્ય બને છે જે વ્યાધિમા પોતાની પ્રકૃતિ (રોગીની વાતાદિ દેહ પ્રકૃતિ) થી ભિન્ન દોષ હોય તે પણ સાધ્યત્વમાં સહાયભૂત બને છે તે જ રીતે જે પ્રકૃતિ હોય તેથી અસબધિત ધાતુમા વિકાર હોય તો તે પણ સાધ્ય બને છે.

કષ્ટસાધ્ય રોગોમા રોગહેતુ મધ્યમમાર્ગવાળા હોય છે પૂર્વરૂપે પણ

મધ્યમ હોય છે અને રૂપ પણ મધ્યમ બલવાન હોય છે. અસાધ્ય વ્યાધિઓમાં સર્વસંપૂર્ણ લક્ષણયુક્ત હોય છે

રોગના મુખ્યત્વે સાધ્ય અને અસાધ્ય એમ બે ભેદ પાડવામાં આવ્યા છે સાધ્યના સુખસાધ્ય અને કષ્ટસાધ્ય એમ ૨ ભેદ પાડવામાં આવ્યા છે, જ્યારે અસાધ્યના યાપ્ય અને અસાધ્ય ભેદ પાડવામા આવ્યા છે. યાપ્ય વ્યાધિમા જ્યાં સુધી ઔષધાદિ પથ્યાદિક ચાલુ હોય ત્યાં સુધી રાહત રહે પુન વ્યાધિ ઊથલો મારે, જ્યારે પૂર્ણ અસાધ્ય વ્યાધિ શીઘ્ર યા તો કિંચિત્ કાલ અવલંબી રોગીને મારી નાખે છે જુઓ :

साध्योऽसाध्य इति व्याधिर्द्विधा तौ तु पुनर्द्विधा ।
सुसाध्यः कृच्छ्रसाध्यश्च याप्यो यश्चानुपक्रम ॥
सर्वौषधक्षमे देहे यून. पुंसो जितात्मनः ॥
अमर्मगोऽल्पहेत्वग्ररूपरूपोऽनुपद्रव. ॥
अतुल्यदूष्यदेशर्तुप्रकृतिः पादसम्पदि ।
ग्रहेष्वनुगुणेष्वेकदोषमार्गो नवः सुखः ॥ (અ હ. સૂ સ્થા. અ. ૧)

(૧) સુખસાધ્ય ભેદમા રોગીનુ શરીર સર્વે પ્રકારના ઔષધો સહન કરી શકે તેવુ હોય (સુ સૂ અ ૨૩/૩) (૨) રોગી યુવાન હોય : ઉદાહરણ તરીકે વ્રણ યુવાનમાં સુખસાધ્ય અને બાળક તથા વૃદ્ધમા કષ્ટસાધ્ય બને છે. (૩) રોગી પુરુષ લિંગવાળો હોય, સ્ત્રીમા ભીરુતાથી કષ્ટસાધ્ય બને છે. સ્ત્રીઓ લજ્જા અને ભીરુતાને લઈ અસાધ્ય બને છે. (૪) રોગી સંયમી હોય એટલે વિષ્ગ્વશ્યઃ શબ્દપ્રયોગ કરવામાં આવ્યો છે. (૫) રોગ મર્મસ્થાનમાં ન પહોચ્યો હોઈ મર્મત્રય શિરબસ્તિ હૃદયાશ દશ પ્રાણાયતન ગણ્યા છે. (૬) અલ્પ કારણોથી ઉત્પન્ન હોય, (૭) અલ્પ પૂર્વરૂપવાળો હોય (૮) અલ્પ લક્ષણવાળો હોય (૯) અલ્પ ઉપદ્રવો હોય (૧૦) દૂષ્ય રક્તાદિ, દેશ—આનુપ જંગલાદિ, ઋતુ

વસ્ત આદિ, પ્રકૃતિ વાતાદિ, એ રોગના સમાન ન હોય અર્થાત્ પિત્તજ રોગ માટે મેદગત, આનુપ દેશનો, શીત ઋતુમાં વાતપ્રકૃતિને થયેલો સાધ્ય છે. આમાં અપવાદ રૂપે કફજ પ્રમેહમાં પ્રકૃતિ કફજન્ય દૂષ્ય મેદ આદિ સુખસાધ્ય ગણ્યા છે. એમા પ્રભાવ જ કારણ છે. (૧૧) ચિકિત્સામાં ચાર પાદ સંપૂર્ણ હોય (ઉપર વર્ણવ્યા છે તે). (૧૨) ગ્રહો અનુકૂળ હોય . જુઓ ગીતામા "दैवं चैवात्र पंचमम्" અને ચરકમા, निर्दिष्ट देवशब्देन..." (૧૩) દોષ એક માર્ગગામી હોય તો સુખસાધ્ય બને છે. (૧૪) રોગ નવીન ઉત્પન્ન હોય તો સુખસાધ્ય છે. એક વર્ષ પુરાણુ થતાં કષ્ટસાધ્ય બને છે આમાં રકતગુલ્મ જેવો રોગ અપવાદ ગણાવી શકાય

જે રોગ શસ્ત્ર, ક્ષાર, અગ્નિથી સાધ્ય છે તે કૃચ્છ્રસાધ્ય ગણ્યા છે અને જે રોગોમાં સુખસાધ્યનાં લક્ષણ મિશ્રિત છે તે પણ કષ્ટસાધ્ય છે. મિશ્ર લક્ષણ એટલે યુવાન હોતાં સાધ્ય પણ સ્ત્રી હોતાં કષ્ટસાધ્ય એમ મિશ્ર લક્ષણો જાણવાં દ્વિદોષજ વ્યાધિ કૃચ્છ્રસાધ્ય ગણ્યા છે. હેમાદ્રિની માન્યતા છે કે સંકર ત્રણ પ્રકારના છે. અલ્પ, મધ્યમ અને બહુ વિપર્યય. આમાં અલ્પ વિપર્યય રોગ કષ્ટસાધ્ય, મધ્યમ વિપર્યયમાં કૃચ્છ્રતર અને બહુ વિપર્યયમાં અત્યંત કષ્ટસાધ્ય બને છે

ગંભીર, બહુધાતુમાં ગયેલા મર્મ સંધિસમાશ્રિત, દીર્ઘકાલજ દ્વિદોષજ રોગો યાપ્ય જોવામાં આવે છે. જ્યારે મકાન પડતું હોય ત્યારે તેને ટેકો આપી ઊભુ કરવામા આવે છે તેવી હાલત યાપ્ય રોગોની હોય છે જ્યાં સુધી ક્રિયા કર્માદિ ચાલુ હોય ત્યા સુધી સારું હોય છે અને ક્રિયાકર્મ નિવૃત્ત થયા બાદ પુનઃ બગડી જાય છે

એથી વિપરીત, સુખસાધ્યના લક્ષણોથી અત્યંત વિપરીત હોય જેમાં ઉત્સુકતા, વિષયોત્કંઠા, મોહ, અરતિ-બેચેની હોય અને ચક્ષુ

આદિ ઇંદ્રિયો જેમાં નષ્ટ થાય તે અસાધ્ય રોગો જાણવા ત્રિદોષજ વ્યાધિઓ પ્રાય. અસાધ્ય ગણાય છે

તે ઉપરાંત અમુક રોગીઓ સાધ્ય હોય છતાં ત્યજવાનો આદેશ પૂર્વાચાર્યોએ આપ્યો છે. જે વૈદ્ય અને રાજાનો દ્વેષ કરે છે અથવા વૈદ્ય અને રાજા જેનો દ્વેષ કરે છે, જેની પાસે ચિકિત્સાનાં સાધન નથી, જે કામધંધામાં ફસાયેલો છે, જેને ફુરસદ નથી, જે વૈદ્યાજ્ઞાને માનતો નથી અને મનમા આવે તેમ કરે છે, જે ગતાયુષ હોય, ક્રોધી, શોકાતુર, ડરપોક, કૃતઘ્ની અને જે વૈદ્ય ન હોય છતાં પોતાને વૈદ્ય માનતો હોય તેવા સાધ્ય રોગીની પણ ચિકિત્સા વૈદ્ય ન કરવી. આ વસ્તુ લોકવ્યવહાર માટે છે. વૈદ્યે તો કરુણાપ્રધાન થવુ જોઈએ પણ જો ઉપરોક્ત રોગીઓની ચિકિત્સા કરવામા આવે તો તેમાંથી કશું ફલિત ન થતાં માનહાનિ જ થશે.

卐

# અધ્યાય : ૬

# રુગ્ણપરીક્ષાપદ્ધતિ

अथातोरुग्णरोग परीक्षाविज्ञानीयमध्यायं व्याख्यास्याम । यथोचुरात्रेयादयो महर्षयः ।

### रुग्णपरीक्षापद्धति

रोगमादौ परीक्षेत ततोऽन्तरमौषधम् ।
ततः कर्म भिषक् पश्चाज्ज्ञानपूर्वं समाचरेत् ॥
यस्तु रोगमविज्ञाय कर्माण्यारभते भिषक् ॥
अप्यौषधविज्ञानस्तस्य सिद्धिर्यदृच्छया ॥ (च सु. अ. २०)

વ્યથાપીડિત રુગ્ણ વૈદ્ય પાસે આવે ત્યારે શરૂઆતમાં રોગની પરીક્ષા કરવી અને ત્યાર બાદ ઔષધાદિ ક્રિયા કરવી. જે રોગની બરોબર પરીક્ષા કરતો નથી તેની સિદ્ધિ નહિવત્ છે, પછી ભલે તે સારો ઔષધિ વિજ્ઞાની હોય પરંતુ જે રોગ વિશેષજ્ઞ છે, સર્વ ભૈષજ્ય જાણનાર છે, દેશકાલ પ્રમાણ જાણે છે તેની સિદ્ધિ નિસંશય છે. આપ્તોપદેશ, પ્રત્યક્ષ અને અનુમાનથી, વ્યાધિને સારી રીતે વિચક્ષણે જાણવો ઘટે છે. વાગ્ભટે પણ કહ્યું છે—

सूक्ष्मसूक्ष्मा समीक्ष्यैषा दोषौषधनिरूपणे ।
यो वर्तते चिकित्सायां न स स्खलति जातुचित् ॥

રોગીનાં નામ, વય, લિંગ, જાતિ, વૃત્તિ, નિવાસસ્થળ અને જન્મભૂમિ જાણી લેવા દૃષ્ય, દેશ, બલ, કાલ, અનલ, પ્રકૃતિ, વય, સત્ત્વ, સાત્મ્ય અને આહાર સારી રીતે જાણવા ઘટે છે. અભ્યાસથી જ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. રત્નાદિનું સત્ અસત્ જ્ઞાન શાસ્ત્ર માત્રથી નથી થતું.

આતુર રુગ્ણના બલનુ પ્રમાણ જાણવા તેની પ્રકૃતિથી, સારથી, સંહનનથી, પ્રમાણથી. સાત્મ્યથી, સત્ત્વથી, આહાર અને વ્યાયામશક્તિથી, વયથી અને દેશથી પરીક્ષા કરવી ઘટે છે આતુરના દોષ પરીક્ષણ માટે નિદાન, હેતુ, દોષ, દૂષ્ય અને સાધ્યાસાધ્યત્વની પરીક્ષા કરવી ઘટે છે અને આતુરના આયુનું પ્રમાણ જ્યોતિષ, સામુદ્રિક, શારીરિક લક્ષણ અને અરિષ્ટ લક્ષણથી જાણી શકાય છે.

એ માટે પ્રશ્ન, પ્રત્યક્ષ અને અનુમાન એ ત્રિવિધ પરીક્ષા નિર્દિષ્ટ છે.

**પ્રકૃતિ પરીક્ષા :** ગર્ભશરીર પ્રકૃતિ અને જાત શરીર પ્રકૃતિ. ગર્ભશરીર પ્રકૃતિમાં શુક્રશોણિત પ્રકૃતિ, કાલગર્ભાશય પ્રકૃતિ, માતુલાહાર-વિહાર પ્રકૃતિ અને મહાભૂત વિકાર પ્રકૃતિ જોવાય છે.

જાતશરીર પ્રકૃતિમા જાતિ, કુલ, દેશ, કાલ અને વય પ્રકૃતિ જોવાય છે. દેશમાં કયા દેશમા જન્મ, કયા વૃદ્ધિ અને કયાં વ્યાધિ થયો તે જાણવું ઘટે છે.

રુગ્ણના આહાર, નિહાર, નિદ્રા, સાત્મ્ય, અભ્યાસ સાત્મ્ય (ઔષધ–અન્ન–પાચન–ચેષ્ટા સાત્મ્ય ), ભક્તિ, શૌચના, શીલ, આચાર, સ્મૃતિ, મેધા, આરંભ, ગુણ, અગ્નિ, ( સમ–વિષમ–તીક્ષ્ણ ક્રમદ ), કોષ્ઠ ( ક્રૂર–મૃદુ કે મધ્ય ), વાત પ્રવૃત્તિ, મૂત્ર, પુરીષ, આર્તવ, સ્તન્ય, સ્વેદ, છીંક, નેત્રમલ, પ્રજનનમલ, ત્વચાનો સ્નેહ, કર્ણમલ, બાષ્પ, રક્ત, પિત્ત, કફ, કેશ, નખ, પ્રવૃત્તિ, ઇન્દ્રિયોનાં કર્મો, સત્ત્વ, બલ, પૂર્વ વ્યાધિઓ અને પરિણીત અપરિણીત એ બધુ જાણવું ઘટે છે.

**પ્રકૃતિ પરીક્ષા :** શુક્ર શોણિત સયોગ સમયે જે દોષ ઉત્કટ હોય છે તે અનુસાર પ્રકૃતિ બને છે વાતિક, પૈત્તિક, કફજ, દ્વન્દ્વજ અને ત્રિદોષજ મળી સાત પ્રકૃતિઓમા સમ, પિત્ત, કફ અને અનિલવાળા ક્વચિત્ હોય છે. બહુધા, વાતલ, પિત્તલ કે શ્લેષ્મજ હોય છે. આમાં

વાતજાદિ સદાતુર હોય છે. સમદોષ પ્રકૃતિ અનાતુર હોય છે. દોષધાતુ-મલવિજ્ઞાનમા પ્રકૃતિનુ વર્ણન આવે છે તદનુસાર તેમની પરીક્ષા કરવી. ગર્ભાધાનથી આજીવન ન બદલતું સ્વરૂપ જ પ્રકૃતિ છે એમાં પરિવર્તન રિષ્ટ ચિહ્ન છે શરીર પ્રકૃતિ ઉપરાંત માનસિક પ્રકૃતિઓમાં સાત્ત્વિક, રાજસ. તામસ છે. સાત્ત્વિકમાં બ્રાહ્મ–આર્ષ–ઐન્દ્ર–યામ્ય–વારુણ–કૌબેર–ગાન્ધર્વ સાત ભેદ છે રાજસમાં આસુર, રાક્ષસ, પૈશાચ, સર્પ–પ્રેત અને શાકુન સાત્વ છે. તામસમાં પાશવ–માત્સ્ય– વાનસ્પત્ય છે વાતલ પ્રકૃતિને વાતિક, પિત્તલને પૈત્તિક, કફજને કફ વ્યાધિ બળવાન સ્વરૂપે થાય છે

**સાર પરીક્ષા :** અષ્ટૌ સારાણિ વડે આઠ સાર ગણ્યા છે. નવમો સાર 'ઓજ સાર' પુરુષ કાશ્યપ સંહિતામાં આપ્યો છે.

સાર એટલે ઉત્કૃષ્ટ શક્તિ; રસ, માસ, મેદ, અસ્થિ મજ્જા, શુક્ર અને સત્ત્વસાર એમ આઠ જાત છે ઉપરાત નવમો ઓજસાર વર્ણવ્યો છે. દરેક સારવાળામા તે તે સારની પ્રબળ શક્તિ હોઈ ઉત્કૃષ્ટ શકિત કે નિર્મળ સ્વરૂપે હોઈ તેના વ્યાધિ અલ્પ થાય છે સ્થૂલ શરીરવાળા નિર્બળ અને કૃશ શરીરવાળા બળવાન પણ હોય છે, એટલે શરીર દર્શનથી આ બળવાન અને આ અલ્પબળ એમ નક્કી ન કરવું.

**સંહનન પરીક્ષા** સંહનન, સઘાત એટલે સયોજન પરીક્ષા. તેમા સમવિભક્ત અસ્થિ, સંબદ્ધસધિ, સારી રીતે નિવિષ્ટ માંસ અને શોણિતવાળા સારા સહનનવાળા કહેવાય સુસંહત શરીરવાળા બળવાન, અસહત શરીરવાળા અલ્પબળ અને મધ્યસહત શરીરવાળા મધ્ય બલી હોય છે

**પ્રમાણ પરીક્ષા :** સપ્રમાણ શરીરવાળાને આયુ, બલ, ઓજ, સુખ, ઐશ્વર્ય, ધનાદિ મળે છે. એથી વિપર્યય હોતાં હીન અથવા અધિક થાય છે. ઉત્સેધથી, વિસ્તારથી, આયામથી પગ, જંઘા, જાનુ,

શિરુ, વૃષણ, ઇન્દ્રિય, ભગ, કટિ, બસ્તિશીર, ઉદર, પાર્શ્વ, સ્તનાન્તર, સ્તનપર્યંત, ઉર, હૃદય, સ્કંધ, અંસ, બાહુ, પ્રપાણી, હસ્ત, કક્ષ, ત્રિક, પૃષ્ઠ, ગ્રીવા, મુખ, ચિબુક, ઓષ્ટ, કર્ણ, અક્ષિમધ્ય, નાસિકા, લલાટ અને શિર જોવાં એમના પ્રમાણાદિ માટે જુઓ સુશ્રુત અને ચરક.

**સાત્મ્ય પરીક્ષા**મા સાતત્યથી સેવન કરાતાં તે સુખપ્રદ બને છે ઘી, દૂધ, તેલ, માસરસ, સર્વરસ જેને સાત્મ્ય હોય તે બળવાન કલેશ-સહ દીર્ઘાયુ હોય છે રૂક્ષસાતત્મ્ય એક રસાભ્યાસી અલ્પબળ, અલ્પ કલેશ સહ્ય અલ્પાયુષ અને અલ્પ સાધનોવાળા હોય છે. આ બધાના મિશ્ર સાત્મ્યવાળા મધ્ય બલી હોય છે.

**સત્ત્વ :** સત્ત્વ એટલે મન તે આત્માના સંયોગથી શરીર નિયામક છે. શરીરનો પ્રેરક કે ધારક છે તે પ્રવર સત્ત્વ, મધ્યસત્ત્વ અને હીન સત્ત્વ ત્રણ પ્રકારે છે. પ્રવર સત્ત્વવાળાને મહાન પીડામાં પણ અવ્યથા દેખાય છે હીન સત્ત્વવાળાને આથી ઊલટુ અલ્પવેદના પણ મળતી લાગે છે. પ્રવર સત્ત્વ પુરુષ અલ્પ હોય છે મધ્ય સત્ત્વ પુરુષ અન્યની પીડા જોઈને અમુકે સહન કર્યું માટે મારે પણ કરવું, અથવા કોઈના આશ્વાસનથી હિંમત પામે છે હીન સત્ત્વવાળા પારકે ભય, શોક, લોભ, મોહ અને અહંકાર હોય છે

**આહારશક્તિ**ની પરીક્ષામાં અધિક અભ્યવહરણશક્તિ, મધ્યશક્તિ અને અલ્પ જરણશક્તિ આમ ભેદ પાડ્યા છે

**વ્યાયામશક્તિ** અનુસાર બલ, પ્રવર, મધ્ય અને અવર હોય છે.

**વયપરીક્ષા** કાલ પ્રમાણાનુસાર શરીરાવસ્થાના ત્રણ ભેદ બાલ—અપરિપકવ ધાતુ સોળ વર્ષ પર્યંત છે દૂધ પીનાર, દૂધ અને અન્ન લેનાર, અન્ન ખાનાર એમ ત્રણ ભેદ છે **મધ્યમા** વિવર્ધમાનવસ્થામા વૃદ્ધિ ૨૦ સુધી, યૌવન ૩૦ સુધી, સંપૂર્ણતા ૪૦ સુધી પરિહાણિ ૬૦

વર્ષ સુધી મધ્ય છે. ૬૦ થી ૧૦૦ વર્ષ સુધી વૃદ્ધ અવસ્થામાં ધાતુ આદિની ઉત્તરોત્તર હાનિ થાય છે.

**પ્રશ્નપરીક્ષા :** લિંગમાં સામાન્ય અને વિશિષ્ટ લિંગ, પૂર્વ રૂપમાં સામાન્ય વિશેષ, ઉપશય-અનુપશય સંપ્રાપ્તિ એ પાંચ વડે રોગ પરીક્ષા કરવી.

**પ્રત્યક્ષ પરીક્ષા :** ચક્ષુ, સ્પર્શ, શ્રવણ, રસના અને ઘ્રાણ પરીક્ષા કરવી

## પ્રત્યક્ષ પરીક્ષા

**ચક્ષુ પરીક્ષા :** એ દ્વારા રોગીના ઉપચય, અનુપચય, ગ્લાનિ, હર્ષ, રૂક્ષતા કે સ્નિગ્ધતા, અવયવની પ્રમાણ પરીક્ષા અને છાયા પરીક્ષા થઈ શકે છે. નખ, આંખ, નાક, દાત, ઓષ્ઠ, હાથ, પગ, વાળ, શ્વાસોચ્છ્વાસ, મળ, મૂત્ર, છાયા, પ્રતિચ્છાયા અને પ્રભા જોઈ શકાય છે.

**સ્પર્શ પરીક્ષા :** આ પાંચ પ્રકારે છે. પરિમર્શ, પ્રપીડન, આયમન, આકોટન આકુંચન એ દ્વારા શીતતા, ઉષ્ણતા, સ્વિન્નતા ગુરુતા, સુપ્તતા, ભાવતા, ખરતા, સ્તબ્ધતા, સશલ્તા, પતિતત્વ, સ્થિરતા મૃદુતા, સ્પંદતા, પૃથુતા અને ઘનતા કે આ બધાથી વિપરીત ભાવો જોઈ શકાય છે. તેમાં વિશેષ કરી આંખ, કાન, પાર્શ્વ, ભ્રુવ, શંખ, ગ્રીવા, તાલુ, ઓષ્ઠ, લલાટ, હનુ, નાસિકા, પગો, ઊરુ, ઉદર, સ્ફિક્ વંક્ષણ, ગુદ, વૃષણ, મેઢ્ર, નાભિ, અંસ, સ્તન, પર્શુકા જોઈ શકાય છે.

**શ્રવણ પરીક્ષા :** આંત્રકુંજન, સંધિસ્ફુટન, અંગુલિપર્વોમાં સ્ફુટન કુકુકુકુ-હૃદયાદિના ધ્વનિવિશેષ, અંગુલિથી આકોટન ધ્વનિ, અન્યત્ર પણ શરીરના ઉત્પન્ન શબ્દ, ગદ્‌ગદ્-અવ્યસ્ત-ગ્રસ્ત-ક્ષામ દીનાદિ વૈકારિક સ્વરોની પરીક્ષા કરવામાં આવે છે.

**રસના ( જિહ્વા ) પરીક્ષા :** આનાથી રસનેન્દ્રિય દ્વારા જ્ઞેય

વિષયો જાણી શકાય છે. કેમકે પ્રમેહાદિમાં રસ વિશેષ પરંતુ આ અનુમાન દ્વારા જાણવા રોગીના મુખની વિરસતા પરિપ્રશ્નથી, શરીરથી વિરસતા યુકા પરિસર્પથી, શરીર માધુર્ય મક્ષિકાના સંસર્ગથી એ રીતે જાણી શકાય.

**ઘ્રાણ પરીક્ષા :** સર્વ શરીરગત પ્રાકૃતિક અને વૈકારિક ગંધ, ઇષ્ટ અને અનિષ્ટ, ગંધો આ પરીક્ષાથી જાણી શકાય છે.

આ પરીક્ષાઓમાં પ્રત્યક્ષ ( ઇંદ્રિયો ) દ્વારા પરીક્ષા આવશ્યક હોય ત્યાં ઉપકરણ વિશેષ દ્વારા પરીક્ષા આવશ્યક બને છે. શ્રવણ પરીક્ષામાં અતિ પૂર્વે વૈદ્ય વળીને રોગીની છાતી ઉપર કાન લગાડીને સાંભળતો. આ અગવડભર્યું બનતાં ભૂંગળી ( લાંબી ) લગાડીને સાંભળવાનું શરૂ થયુ. ત્યારબાદ આજે શ્રવણ નલિકાયંત્ર વપરાય છે. આ બધાં ઉપકરણો આયુર્વેદીય નિદાનપદ્ધતિ માટે આવશ્યક બને છે.

## अनुमान परीक्षा

અગ્નિબળ રોગીની જરણશક્તિથી જાણી શકાય. (ખાધેલું બરોબર પચીને આવે છે કે નહી). બલ વ્યાયામશક્તિથી જાણી શકાય છે. શ્રોત્રાદિની પરીક્ષા શબ્દાદિ ગ્રહણથી જાણી શકાય છે. મન અર્થના અવ્યભિચારથી, વિજ્ઞાન વ્યવસાયથી, રજ સંગથી, મોહ અવિજ્ઞાનથી, ક્રોધ અભિદ્રોહથી, શોક દૈન્યથી, હર્ષ આમોદથી, પ્રીતિ સંતોષથી, ભય વિષાદથી, ધૈર્ય અવિષાદથી, વીર્ય ઉત્થાનથી, શ્રદ્ધા અભિપ્રાયથી, મેધા ગ્રહણથી, સંજ્ઞા નામગ્રહણથી, સ્મૃતિ સ્મરણથી, શીલ અનુશીલનથી, દ્વેષ પ્રતિષેધથી, ધૃતિ અલૌલ્યથી, વય–ભક્તિ સાત્મ્યવ્યાધિ સમુત્થાનો કાલ–દેશ–ઉપશય અને વેદનાથી, ગૂઢ લિંગ વ્યાધિ ઉપશયાનુશયથી, દોષ પ્રમાણ વિશેષ અપચાર અવિશેષથી જાણી શકાય છે આયુષ્યનો ક્ષય અરિષ્ટ વિશેષથી, નિર્મળ સત્ત્વ વિકારહીનાથી, આ રીતે અનુમાન પરીક્ષાથી જાણવાં.

## अष्टविध परीक्षा

रोगाक्रान्तशरीरस्य स्थानान्यष्टौ परीक्षयेत् ।
नाडी मूत्र मलं जिह्वां शब्दं स्पर्शं दगाकृतीम् ॥

વૈદ્યે રોગાક્રાન્ત શરીરનાં આઠ સ્થાનો નાડી, મલ, મૂત્ર, જિહ્વા, શબ્દ, લોચન અને આકૃતિ જોવાં.

## नाडी परीक्षा

सव्येन सा विधृतकूर्परभागभाजा, पीडयाऽथ दक्षिणकराङ्गुलित्रयेण ।
अङ्गुष्ठमूलमधि पश्चिमवामभागे । नाडीप्रभञ्जनगति सतत परीक्ष्या ।

वातद्वक्रगता नाडी चपलापित्तवाहिनी । स्थिरा श्लेष्मवती ज्ञेया मिश्रिते मिश्रितां भवेत् ॥

**નાડી પરીક્ષા :** પુરુષ રુગ્ણની દક્ષિણ હાથની અને સ્ત્રી રુગ્ણની ડાબા હાથની નાડી જોવી. ચિકિત્સા પદ્ધતિમાં આ એક પ્રાચીન પ્રણાલિકા ચાલી આવે છે. આજનો યુગ હવે દરેક વાતમાં વૈજ્ઞાનિક સત્ય જોવા માગે છે. પરતુ આ પ્રશ્નો એવા છે કે જે પ્રાચીન પ્રણાલિકા હોય તેને માન અને આદરની સાથે જોવા જોઈએ અર્વાચીન પ્રણાલિકા મુજબ તો બંને હાથની નાડી જોવી જરૂરી છે. રોગીના જમણા હાથના અંગૂઠાના મૂળની નીચે એક આંગળી મૂકી ચિકિત્સક પોતાના જમણા હાથની, ( निजदक्षिणपाणिना ) પ્રથમ ત્રણ આંગળી વડે નાડી પરીક્ષા કરે નાડી પરીક્ષા માટે બે મત પ્રચલિત છે.

(૧) ત્રણે આંગળીઓ મૂકી નાડીની ચાલ પરથી દોષોની કલ્પના કરવી, જેમ સર્પગતિ અનુસાર ચાલતી નાડી વાયુદોષમય, દેડકાના ઠેકડા માફક ઊછળતી નાડી પિત્તદોષમય અને હંસની ગતિ માફક ધીમે ધીમે ચાલતી નાડી કફ દોષમય જાણવી. મિશ્ર ચાલ હોય તો તે પ્રમાણે

કલ્પના કરવી. વાયુ અને પિત્તના દોષમાં ચંચળ, તરલ, સ્થૂલ, કઠણ નાડી હોય છે. વાયુ અને કફ હોય તો સહેજ ગરમ અને મંદ હોય છે. અત્યંત, ખર, રૂક્ષ અને મદ હોય તો વાયુ અને કફનો વધુ દોષ માનવો સૂક્ષ્મ, શીત, સ્થિર નાડી પિત્ત અને કફની દ્યોતક છે. સન્નિપાત દોષમાં નાડીની ગતિ અત્યત તીવ્ર, વિચિત્ર, અત્યત શીત યા તો અત્યંત ઉષ્ણ હોય છે. આ ત્રણ દોષોની કલ્પના તો નિરંતર, સ્વસ્થ અને રુગ્ણની નાડી ઘણા કાળપર્યંત અવલોકયા બાદ જ સિદ્ધહસ્તતા મેળવી શકાય

(૨) બીજો મત એવો છે કે ત્રણ આંગળીઓમાંથી પ્રથમ આંગળી (તર્જની) વાયુની, બીજી આંગળી (મધ્ય) પિત્તની અને ત્રીજી આંગળી (અનામિકા) કફની છે. આ મત પણ ઘણો પ્રચલિત છે. એટલે આ રીતે પરીક્ષા કરતી વખતે ધારો કે તર્જની અંગુલિથી વાતદોષની કલ્પના કરતા હોઈએ ત્યારે મધ્યમા અને અનામિકા આંગળી ઊંચકી લઈ અત્યંત એકાગ્રતાથી, ઓછામાં ઓછી અર્ધી મિનિટ અકકેક દોષ માટે વ્યતીત કરી ત્રણેય દોષોને પૃથક્ પૃથક્ જોવા જોઈએ અહી પણ બે પ્રકારના મત છે કે પ્રથમ તર્જની આંગળી વાયુ માટે નહિ પરંતુ પિત્ત માટે લેવી આ મત પર પુષ્કળ વાદવિવાદ થયો છતાં સત્ય તારવી શકાયુ નથી. અમારા મત મુજબ ઉપરનો પ્રથમ મત વધુ ગ્રાહ્ય છે, છતાં આ ત્રણ આંગળીઓથી ત્રણ દોષની જુદી કલ્પનાની પરીક્ષા પદ્ધતિ પણ અમુક મતે પ્રશસ્ત છે.

એક બીજી વાત એ છે કે વૈદ્યો દરદીને સવારના ભાગમાં ખાસ કરી જમ્યા વગર નાડી જોવા માટે આગ્રહ કરે છે તેનું કારણ જાણવા જેવુ છે. આયુર્વેદમાં સૂત્ર છે કે તરત જ સ્નાન કરેલા, ક્ષુધાવાન, તૃષાવાન, તડકાથી થાકેલા દેહવાળાની નાડી સમ્યક્ હોતી નથી. તેલથી માલિશ કરાયલા અને ભોજન કરેલા રુગ્ણની નાડીની જેમ ઊંડી નદીની ખબર નથી પડતી તેમ એની ખબર નથી પડતી. એટલે ક્ષુધાવાન

નહીં અને ભોજન પણ ન કર્યું હોય તેવો સમય નાડી દ્વારા પરીક્ષણ માટે પ્રશસ્ત છે. એ દૃષ્ટિએ સવારનો સમય નાડી પરીક્ષા માટે ઉત્તમ છે. તે વખતે દોષોની હીનતા, અલ્પતા, બાહુલ્યના. ઉપરાંત સમતાનો પણ ખ્યાલ આવે છે. બાકી સવારનો સમય એ નિશ્ચિત સમય જ નથી, કોઈ પણ વખતે નાડી પરીક્ષા થઈ શકે છે. નાગાર્જુન× એને માટે પ્રભાતનો સમય ઉત્તમ ગણાવે છે. એ મુજબ વૈદ્યોમાં આ એક પરિપાટી ચાલી આવેલ છે. સૂર્યોદય થાય ત્યાર બાદ બે થી ચાર કલાકનો સમય ગણી શકાય. તે પૂર્વે શૌચ વિધિથી નિવૃત્ત થયેલા રુગ્ણને બોલાવવો જોઈએ. ચા, કોફી, સિગારેટ જેવા માદક પદાર્થોનું સેવન આ પૂર્વે ન કરેલું હોવું જોઈએ.

ભૂખ, તરસ, તડકો, અતિભોજન, અતિપાન, અતિનિદ્રા, નિદ્રાભાવ, અતિમૈથુન, શ્રમ આદિ ભાવોની અસર નાડી પર પડે, એનાથી આક્રાંત થયેલ રુગ્ણની નાડી પરીક્ષા કરવી એ એની સ્વાભાવિક દશાની પરીક્ષાથી વિરુદ્ધ છે

નાડી પરીક્ષાનો સતત અભ્યાસ જ એમાં પ્રવીણતા અપાવે છે, એ એક ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય હકીકત છે. એમાં નાડી દ્રુતગતિ (ઝડપી) છે કે વિલંબિત છે, ક્ષીણ છે યા બળવાન, નિયમિત છે યા અનિયમિત, સમ છે યા વિષમ તે બાબતો ખાસ વિચારવા જેવી છે. પૈત્તિક વિકારોમાં, પિત્તના ઉપદ્રવોમાં નાડી ઝડપી હોય છે. શ્લેષ્મા પ્રધાન નાડી મંદ હોય છે એટલે પિત્તની નાડીને દેડકાની ગતિ સાથે સરખાવી છે તે ઊછળતી હોય છે ગભરાટ, આકસ્મિક ક્ષોભ, એ ભાવોથી પણ નાડીની ગતિ વધી જાય છે.

મરચાં, મદ્યપાન, તીખું ખાધેલું હોય તો પિત્તના પ્રાધાન્યને લઈ નાડીની ગતિમાં વધારો જોવા મળે છે જુદા જુદા રોગોમાં

× नाडी प्रभात समये सतत परीक्षयेत् ।

પૃથક્, પૃથક્ દોષ પ્રકોપને કારણે નાડીની સંખ્યા વધુ અથવા ઓછી હોય છે. નાડી પરથી હૃદયની પ્રાકૃતતાનો ખ્યાલ આવે છે. નાડીની ગતિનો તાલ નિયમિત હોવો જરૂરી છે. હૃદયની અપ્રાકૃતતા કિંવા ભય, શોક, ચિંતા, ક્રોધ, સદૃશ ભાવોથી નાડીના સ્પંદન–તાલમાં એક કે તેથી વધુ થડકાનો લોપ અથવા વૃદ્ધિ અમુક થડકાને અંતરે થાય છે, તે વિશેષ લક્ષ્યમા રાખવા જેવુ હોય છે નાડીની ગતિ પ્રાકૃતપણે એક મિનિટ એટલે ૬૦ સેકંડ ગણવાથી નીચે પ્રમાણે પાશ્ચાત્ય ચિકિત્સકો વર્ણવે છે.*

નાડી પરીક્ષા દ્વારા દોષોનુ યથાર્થ જ્ઞાન થાય છે, નાડીની પરીક્ષાનું વર્ણન ચરકમાં નથી. પણ આર્ષ સંહિતાઓનાં સૂત્રો પરથી એમ લાગે છે કે એ જ્ઞાન ત્યારે પણ હતુ. જુઓ સુશ્રુતમાં કહ્યું છે :

न हि वात शिराः कश्चिन्न पित्त केवल तथा ।
श्लेष्माणं वा वहन्त्येता अतः सर्ववहा स्मृता ।

એટલે રક્તવાહિનીઓ વાત, પિત્ત અને કફનુ ત્રણેયનુ વહન કરે છે. વાતાદિદોષ પ્રકૃતિભૂત થઈને આ જ રક્તવાહિનીઓ દ્વારા શરીરમાં

*ગર્ભાશયમાં ૧૫૦ પ્રતિ મિનિટ, જન્મ વખતે ૧૩૦ થી ૧૪૦, ૧ વર્ષની વયમા ૧૨૦ થી ૧૩૦, ૨ વર્ષની ઉમરમાં ૧૦૫, ૩ વર્ષની વયે ૧૦૦, ૪ વર્ષની વયે ૯૭, ૫ વર્ષની વયે ૯૦ થી ૯૪, ૧૦ વર્ષની વયે ૮૦ થી ૯૦, ૧૦ થી ૧૫ વર્ષની વયે ૭૫ થી ૮૦, ૧૫ થી ૫૦ વર્ષની વયે ૭૦, ૬૦ વર્ષની વયે ૭૫, ૮૦ વર્ષની વયે ૮૦ થી ઉપર હોય છે આ સંખ્યા પ્રાકૃત છે. તેમા બે ચાર થડકાની વધઘટ અપ્રાકૃત નથી ગણાતી તે ઉપરાંત એક વ્યક્તિની નાડી સંખ્યા પ્રાકૃતપણે હમેશાં જે રહેતી હોય તે પણ લક્ષ્યમાં લેવા જેવુ હોય છે. ઉપરાત પ્રકૃતિનો પણ વિચાર કરવો જોઈએ.

ફેલાઈને પોતાનુ કાર્ય કરે છે. એ જ વાતાદિ કુપિત થઈ રક્તવાહિનીઓ દ્વારા જ શરીરમાં ફેલાઈને વિકાર ઉત્પન્ન કરે છે એટલે રક્તવાહિનીઓ સર્વવહા કહેવાઈ છે હવે શિરાઓ જ આ બધાનું વહન કરે છે ત્યારે જે વાત પ્રધાન અંગમાં વાયુને લઈ જાય તેને વાતવહા, પિત્તના સ્થાનમાં જવાવાળી પિત્તવહા અને કફના સ્થાનમાં જવાવાળી કફવહા કહેવાય, પણ આ ત્રણે ય શિરાઓ જ છે. દોષવહા શબ્દથી શિરાઓનો જ અર્થ ગ્રહણ કરવો. અન્યત્ર કહેલ માંસવહ, અસ્થિવહ, મેદોવહ ઇત્યાદિ ધાતુવહ સ્રોતોનો સંહિતામાં જે ઉલ્લેખ છે તેનો પણ આ જ અર્થ લેવો જોઈએ. માંસપેશીઓનુ પોષણ કરનાર શિરાઓ અથવા સ્રોતો (કેશિકાઓ) ને માંસવહ કહેવા જોઈએ.

(વૈ. રણજિતરાય દેસાઈ : શરીરક્રિયા વિજ્ઞાન પૃષ્ઠ ૨૦૮)

ઉપરનાં પદ્યોમાં સ્પષ્ટ બને છે કે નાડી કુપિત અને પ્રાકૃત વાતાદિ દોષોનું વહન કરે છે. સુશ્રુત સૂત્રસ્થાનમાં શોણિતક્ષય અને માંસક્ષયનું લક્ષણ ધમણીની શિથિલતા દર્શાવેલ છે સુશ્રુત શારીરમાં વાયુનુ લક્ષણ ધમનીનુ ઊપસવુ (આધ્માત) જણાવેલુ છે. સુશ્રુત સૂત્રસ્થાન ૧૫ મા અધ્યાયમાં રક્ત (લોહીની)ની અતિવૃદ્ધિનુ લક્ષણ શિરાપૂર્ણતા જણાવેલ છે. આ પરથી સ્પષ્ટ બને છે કે એ લોકોને નાડીજ્ઞાન હતું જ. જો નાડીજ્ઞાન મધ્યયુગની જ ઊપજ હોય તો એકાએક ફેલાઈને લોકોમાં આટલા બધી વ્યાપ્ત શી રીતે બની? સેવિલ જેવો આજનો પ્રમાણિક આધુનિક લેખક કબૂલે છે કે પ્રાચીનોને નાડીનુ જ્ઞાન ઘણું હતુ એવી તો ઘણી બાબતો છે કે ચરકાદિ ગ્રંથોમાં જેનો સંપૂર્ણ વિસ્તાર ન થયો હોય. દાખલા તરીકે રસતંત્ર, લોહ, પ્રવાલ આદિ ધાતુ, ઉપધાતુઓ કે ખનિજોનો વિકાસ પાછળથી વિશેષ થયો છે અને આપણને તે સ્વીકૃત છે. શ્વસન ક્રિયાનો ઉલ્લેખ શારંગધરે અત્યંત સ્પષ્ટ રીતે કર્યો છે તે પણ આપણને માન્ય છે પાછળથી નાડી પરીક્ષાના જ્ઞાનનો જે વિકાસ થયો છે તે ચરકાદિના ગ્રંથો જેટલો જ પૂજ્ય અને પ્રાચીન છે.

શરીર જ્વરિત હોય તો નાડી ઉષ્ણ અને વેગવતી હોય છે. કામ, ક્રોધના આવેશમાં નાડી વેગયુક્ત અને ચિંતા તથા ભયની અવસ્થામા ક્ષીણ હોય છે. મંદાગ્નિવાળાની અને ક્ષીણશુક્રવાળાની નાડી મંદ હોય છે. જે નાડી ધીમે ધીમે અટકી અટકી ચાલે તે મૃત્યુ સૂચવે છે, માટે નાડીના એકીસાથે ૩૦ સ્પંદન જોવાં જોઈએ. જો તે નિરંતર અને એક પ્રમાણસર થાય તો પ્રાણ માટે શંકા કરવી નહી. નાડી અત્યંત ક્ષીણ અને મંદ હોય તો રોગી બચતો નથી. દીપ્ત અગ્નિવાળાની નાડી હલકી અને વેગયુક્ત હોય છે. સ્વસ્થ મનુષ્યની નાડી સ્થિર અને બળવાન હોય છે. ત્રણેય આગળીઓ નીચે એનું સ્ફુરણ બરોબર થાય છે, અને ચિરકાળ સુધી પરીક્ષા કરવા પર પણ એક જ પ્રકારે મળી આવે છે અને આગળીથી દબાવવા છતાં પણ નાડીના અંદરના પ્રવાહને અટકાવવાનુ શકય બનતુ નથી ભૂખ્યા માણસની નાડી ચપળ હોય છે. જમ્યા બાદ તૃપ્ત થવા પર નાડીની ગતિ સ્થિર થાય છે. ઉપર શિરા શબ્દનો અર્થ રક્તવાહિની એટલે ધમની કરવાનો છે એ વિશેષ સ્મરણમાં રાખવા યોગ્ય છે.

## मूत्र परीक्षा

निशान्त्यय्यामे गटिकाचतुष्टये उत्थाप्य वैद्य किल रोगिणंच ।
मूत्रं धृतं काचमये च पात्रे सूर्योदये तत्सतत परीक्षेत ॥

परीक्षा विधिवत्कार्या रोगीमूत्रस्य तत्वतः ।
तृणेन दापयेत्तैलविन्दु तत्रातिलाघवात् ॥

રાત્રિનો છેવટનો પ્રહર અને તેમાં ચાર ઘડી બાકી રહી હોય ત્યારે વૈદ્યે રોગીને ઉઠાવી તેનો પેશાબ કાચના પાત્રમાં રાખી નિયમિત સૂર્યોદય થતા પરીક્ષા કરવી. પેશાબમાં પહેલી અને છેલ્લી ધાર છોડી મુખ્ય ધાર ગ્રહણ કરી તેની પરીક્ષા કરવી અને રોગનાં કારણો

બરોબર લક્ષમાં લઈ ત્યારબાદ તેની યોગ્ય ચિકિત્સા કરવી. વાતદોષથી પેશાબ પાંડુવર્ણનો કફદોષથી ફીણ યુકત, પિત્તદોષથી તામ્રવર્ણનો, અને દ્વંદ્વજ દોષથી મિશ્રવર્ણનો થાય છે. ત્રણેય દોષ પ્રકુપિત થતાં રંગ કૃષ્ણ વર્ણનો થાય છે.* ઘાસની કાંડીથી એક તૈલબિંદુ ધીમેથી પેશાબ નાખવો અને તૈલબિંદુ જો જલદી પ્રસરી જાય તો રુગ્ણ સાધ્ય જાણવો. તે ન પ્રસરતાં તેમનો તેમ સ્થિર રહે તો કષ્ટ સાધ્ય જાણવો અને ડૂબીને તળિયે જતાં રોગ અસાધ્ય જાણવો એમ નાગાર્જુનનો મત છે. વાતદોષથી મૂત્ર રક્તનીલ વર્ણ અને રૂક્ષ હોય છે. પિત્તથી પીળો, તામ્રવર્ણ અને સ્નિગ્ધ હોય છે. કફથી સ્નિગ્ધ, શીત, આમ, મલિન અને શ્વેતાભ હોય છે. રકત પ્રકોપથી પેશાબ સ્નિગ્ધ, ઉષ્ણ અને લાલ હોય છે જેના દોષનો પાક નથી થયો તેનો પેશાબ દાડમના રસ જેવો, કાજી જેવો કે પાણી જેવો હોઈ ચદન જેવો દેખાય છે. અહી ચદનની ગધ અર્થ લેવો એવો એક મત છે. અજીર્ણમાં જે વિકાર થાય તેમાં પેશાબ તાંદળજાના ધોવણ સરખો અને સફેદ થાય છે. નવજવરમાં મૂત્ર વધુ અને ધૂમ્રવર્ણનો થાય છે. વાતપિત્તથી ધૂમ્રજલ સરખો અને ગરમ પેશાબ થાય છે. વાતકફ દોષથી પેશાબનો રંગ શ્વેત અને તેના પર પરપોટા થાય છે. કફપિત્તથી પેશાબ કલુષિત અને રકતયુકત હોય છે. જીર્ણજ્વરમાં મૂત્ર પીત વર્ણ અને લોહી સરખુ હોય છે. ત્રિદોષજ પેશાબમાં ત્રણે ય દોષના વર્ણ મિશ્રિત હોય છે. પેશાબમાં નાખેલ તેલનુ ટીપુ પૂર્વ દિશામાં પ્રસરતુ જાય તો સુખ પ્રાપ્તિ, દક્ષિણ દિશામાં જતા ક્રમશ. ઔષધથી લાભ, ઉત્તર તરફ જતાં નક્કી આરોગ્ય અને પશ્ચિમમાં જતાં સરળતાથી આરોગ્ય, ઇશાન તરફ પ્રસરતાં રોગીનુ એક માસમા મૃત્યુ, નૈઋત્ય બાજુ પ્રસરતા તેમાં છિદ્રો હોય તો નક્કી મૃત્યુ, વાયવ્ય તરફ પ્રસરતાં જો અમૃત મળે તો પણ રોગી બચે નહી. મૂત્રમાં પ્રસરતા તેલના ટીપાંનો આકાર જો શસ્ત્ર, તલવાર, મુશળ, પટ્ટો, બાણ, ધોકો, શિર વગરના ધડ જેવું કે બિંદુમાં મનુષ્યાકૃતિ દેખાય તો ઔષધ ન આપવુ. જો તેલબિંદુમાં ચારણીમા

છિદ્રો હોય તેમ છિદ્રો હોય તો રોગીને કુટુંબમાં કંઈક પિશાચ બાધા છે તેમ સમજવું હ સ. તળાવ, હાથી, છત્ર, તોરણમાંથી કોઈ પણ આકાર સ્પષ્ટ દેખાય તો રોગી નક્કી સારો થશે તેમ જાણવું. તેલબિંદુ પ્રસરતાં તેમા મનુષ્યનો આકાર કિંવા મસ્તક દેખાય તો ભૂત બાધા છે એમ જાણવુ. મંજિષ્ટાના રંગ જેવી લાલ, ધૂમ્ર, કે નીલ મૂત્ર જલ જેમાં હોય, શીતલ હોય, તેવા રોગીને ઔષધ આપવું. પેશાબમાં પ્રસરેલા બિંદુમાં સર્પાકૃતિ હોય તો વાતદોષ, છત્રાકૃતિ હોય તો પિત્તદોષ અને કફથી એનો આકાર મોતી જેવો હોય છે. પ્રમેહના જુદા જુદા પ્રકારમાં મૂત્ર અને તેના વર્ણનું વિવરણ આપણે આ જ ગ્રંથમાં આગળ ઉપર જોઈ ગયા છીએ. વિદ્યાર્થીએ તે અવશ્ય લક્ષ્યમાં રાખવુ.

જ્વરમાં આમાવસ્થામાં વાયુ પ્રધાન હોય તો મૂત્ર કિંચિત રૂક્ષ, નીલ અને પીત હોય છે. મૂત્રના તલ ભાગમાં મલિન સંચય હોય છે. પિત હોતાં મૂત્ર પીતવર્ણ અને સામ, તથા કફ હોતાં શ્વેત પીતાભ અને સામ હોય છે. સામ જ્વરમા મૂત્ર પ્રમાણ વધુ અને મૂત્ર ઘટ્ટ હોય છે જ્વરની પચ્યમાનાવસ્થામાં મૂત્ર અધિક પીતવર્ણ કિંચિત્ સામ અને જીર્ણજ્વરમાં બકરાના મૂત્ર જેવી દુર્ગંધીવાળું હોય છે. અજીર્ણ અને અગ્નિમાંદ્યમાં શ્વેત ગાઢુ હોઈ અધિક આવે છે. અતિસારના આરંભમાં અધિક, અપધાતુ નિઃસરણ બાદ મૂત્ર અલ્પ, પીત કિંવા રક્તવર્ણવાળું આવે છે. શાખાશ્રિત કમળામાં મૂત્ર પીત કિંવા રક્તવર્ણ અને સામ હોય છે. કોષ્ઠશાખાશ્રિતમા રોગીનુ મૂત્ર ગાઢું, રક્ત અને પીત હોય છે. જલોદરમાં મૂત્ર અલ્પ અને પીત હોય છે. મૂત્રને રાખવાથી તળિયામા ઘીના દાણા સમાન દાણા જામે, સર્વાંગ શોથમા મૂત્ર અલ્પ અને ઘટ્ટ આવે છે અશ્મરીના પૂર્વરૂપમાં ઘટ્ટ, ઉન્મત્ત બકરા જેવી ગંધવાળુ આવે છે. ઉષ્ણવાતમાં મૂત્ર દાહપૂર્વક પીત કિંવા રક્તવર્ણનુ આવે છે. મૂત્ર ત્યાગમાં વેદના થાય છે. રક્તપિત્તમાં મૂત્રનો વર્ણ રક્ત હોય છે. જુદા જુદા મેહોના વર્ણ આગળ વર્ણવ્યા છે.

## મલ પરીક્ષા

વાતદોષથી મળ કઠણ અને શુષ્ક આવે છે. પિત્ત દોષથી પીળો અને કફ દોષથી પાંડુવર્ણનો થાય છે. ત્રિદોષ દૂષિત મળમાં મિશ્રિત વર્ણ હોય છે. ત્રુટિત, ફીણવાળો અને રૂક્ષ મળ વાતદોષથી હોય છે. વાત કફથી કાળો, તામ્ર અને મિશ્ર વર્ણનો મળ આવે છે. ઘાડો, થોડો થોડો પીળો, કાળો એવો મળ વાતપિત્તથી જાણવો. પિત્ત કફથી પીળો, કાળો, ઘટ્ટ અને પિચ્છિલ મળ આવે છે. કૃષ્ણ, અલ્પાલ્પ પીળો બદ્ધ, શ્વેત, ત્રિદોષથી આવે છે. દુર્ગંધીયુકત અને શીતળ મળ હોતાં અજીર્ણ દોષ જાણવો. કાળો અને શીતળ બકરીની લીંડીવાળો મળ, મળ ક્ષીણતાથી થાય છે શ્વેત, પુષ્કળ અને દુર્ગંધયુકત મળ જલોદરમાં થાય છે. ક્ષય રોગમાં મળ કાળો અને આમવાતમાં પીળો મળ કટિમાં વેદના સહિત હોય છે. અતિશય કાળો, અતિશય શ્વેત, અતિશય પીળો કિંવા અતિશય અરુણ વર્ણનો મળ મૃત્યુસૂચક છે. અત્યંત ઉષ્ણ મળ પણ મૃત્યુસૂચક છે. અજીર્ણનો મળ અપકવ અને પકવ મળ સ્વચ્છ હોય છે વાયુથી મળનો વર્ણ કૃષ્ણ અને પિત્તદોષથી પીળો હોય છે. કફ દોષથી મળ શ્વેતવર્ણનો હોય છે. કફથી અપકવ અને આમયુકત મળ હોય છે. જઠરાગ્નિ અત્યંત પ્રબળ હોતાં શુષ્ક અને બાંધેલો મળ આવે છે. જઠરાગ્નિ મંદ હોતાં મળ પાતળો હોય છે. દુર્ગંધી અને ચંદ્રિકાયુક્ત મળ અસાધ્ય લક્ષણ ગણાય છે.

પ્રવાહિકામાં મળ આમ અથવા રકતથી લિપ્ત આવે કે કેવળ આમ અને રકત આવે. ગ્રહણીમાં મળ દ્રવ અને આમયુકત આવે છે સંગ્રહણીમાં મળ ફૂલેલો શ્વેતાભ, સ્નિગ્ધ અને અધિક આવે છે. મળત્યાગ બાદ રોગી અશકિત અનુભવે છે રાત્રે મળત્યાગ અલ્પ હોય. દિવસે સાયકાલની અપેક્ષા પ્રાત જવું પડે છે. વિસૂચિકામાં ચોખાના ધોવણ જેવુ આવે છે. કૃમિમાં દ્રવ કિંચિત પીત અને ઉત્કલેશાદિ લક્ષણો હોય છે. રુદ્ધ પથ કમળામાં મલ પીસેલા તલની

લૂગદી જેવો, દુર્ગંધી અને મલિન હોય છે. કોષ્ટશાખાશ્રિતમાં મળ આત પીત દુર્ગંધવાળો અને દ્રવ હોય છે. જલોદરમાં શ્વેત દુર્ગંધવાળો હોય છે અર્શથી રક્તસ્રાવ મળત્યાગ પૂર્વે અથવા પશ્ચાત્ બિંદુ અથવા મળ ઉપર રેખા બની રહે છે. રક્તાતિસારમાં કે શોકાતિસારમાં મલ રક્ત મળેલાં હોય છે.

## रूप परीक्षा

**વાયુ** સર્વવ્યાપી, આશુકારી (ત્વરિત પ્રભાવ દર્શાવનાર) ચલ, અન્યને કોપાવનાર, સ્વતંત્ર અને અનેક રોગ ઉત્પન્ન કરનાર હોઈ સર્વ દોષોમા પ્રમુખ છે. એટલે વાતપ્રકૃતિવાળા દુર્ગુણી, કેશ અને અવસ્ય સ્ફુટિત શીતળ પદાર્થનો દ્વેષ કરનાર હોય છે. ધારણશક્તિ, સ્મૃતિ, બુદ્ધિ, કૃતિ, મૈત્રી, દૃષ્ટિ, ગતિ અસ્થિર (ચંચલ) હોય છે.

**પિત્ત** અગ્નિ કિંવા અગ્નિમાંથી થયેલ હોઈ પિત્ત પ્રકૃતિવાળાની તૃષા અને ક્ષુધા અધિક તીક્ષ્ણ હોય છે. શરીરનો વર્ણ ગૌર અને નિયમિત ઉષ્ણ હોય છે. હાથ, પગ અને ચહેરો લાલ હોય છે.

**કફ** એ પ્રત્યક્ષ ચંદ્ર કે તત્સદૃશ હોઈ કફ પ્રકૃતિ બહુ જ સૌમ્ય હોય છે. તેના સાંધા, અસ્થિ અને માંસ પુષ્ટ, સ્નિગ્ધ અને ઘટ હોય છે. તેને તૃષા, ક્ષુધા, શ્રમ, ઉષ્ણતા, શોક આદિથી ત્રાસ થતો નથી તે બુદ્ધિશાળી, સાત્ત્વિક અને સત્યપ્રતિજ્ઞાવાળો હોય છે.

## दृक परीक्षा

વાતકોષથી નેત્ર રૂક્ષ, ધૂમ્રવર્ણ ભયંકર, ચંચળ હોય છે. પિત્તદોષથી નેત્રમાં પ્રકાશ સહન નથી થઈ શકતો. નેત્ર સંતપ્ત અને પીળા રંગનાં હોય છે. કફથી નેત્ર અશ્રુથી પૂર્ણ, સ્નિગ્ધ, તેજોહિન અને મંદ હોય છે. બબ્બે દોષથી મિશ્ર લક્ષણો અને ચંચળ થાય છે. ત્રિદોષથી કાળાં, રૌદ્ર, રક્તવર્ણ તંદ્રા—મોહયુક્ત હોય છે.

## मुख परीक्षा

વાયુથી મુખમાં મધુરતા, પિત્તથી કટુતા અને કફથી મધુર અમ્લતા, ત્રિદોષથી ત્રણેય લક્ષણ થાય છે. અજીર્ણથી મુખ ઘીથી આલેપાયેલું હોય તેમ લાગે છે. અગ્નિમાંદ્યથી કષાયમુખતા હોય છે.

વાતદોષથી જિહ્વા ખર, સ્ફુટિત હોય છે. પિત્તથી રકત અને શ્યામ થાય છે. કફથી શુભ્ર અને પિચ્છિલ હોય છે. સન્નિપાતાધિક્યથી કાળી, કંટકયુકત, શુષ્ક હોય છે. મિશ્રદોષથી મિશ્ર લક્ષણોથી યુકત હોય છે

શરીરની પ્રાકૃત ક્રિયાઓમાં વાતાદિદોષ વૈષમ્ય થવાથી પરિવર્તન થાય ત્યારે જિહ્વામાં પણ પરિવર્તન થાય છે. કુશળ વૈદ્ય જિહ્વા પરથી જેમ એક આરસીમાં માનવી પોતાની જાતને જુએ તેમ દોષ દૂષ્ય વૈષમ્ય જોઈ શકે છે

સ્વસ્થ વ્યકિતની જીભ આર્દ્ર, અગ્ર ભાગમાં રકતવર્ણની, સ્વચ્છ અને મેલ વગરની હોય છે. જીભ ફૂલેલી કે સુકાયેલી, રૂક્ષ કે સ્નિગ્ધ, વ્રણ વાળી કે વગરની, એનો વર્ણ, મેલ, કિનારા રકત વર્ણના કે પ્રાકૃત, સ્વાદ, વિરસતા વગેરે પ્રશ્ન દ્વારા જાણવા. રસધાતુમાં વિકૃતિ થવાથી જિહ્વા મલિન થાય છે કફ વધતા જીભ સફેદ અને કફ સાથે પિત્ત વધવાથી જીભ પીળી અને સફેદ હોય છે. (સફેદાશ પડતો) વર્ણ પીળાશ સાથે મિશ્ર હોય છે.

જીભ પરનો મેલ સામ હોય તો ચીકણો અને એકવાર કાઢતાં પાછો જામી જાય છે. નિરામ મલ રૂક્ષ અને પાછો નથી જામતો.

અગ્નિમાંદ્ય, અજીર્ણ, જ્વર, વિબંધ, પાંડુ આદિ રોગોમાં જીભ પર સફેદ અને પીળો મલ એકઠો થાય છે. જીભના કિનારા લાલ હોય અને વચ્ચે શ્વેત મલ એકત્ર થાય તો આમાશયાદિ પિત્તસ્થાનના રસવહ

સ્રોતોની શ્લેષ્મ વૃદ્ધિથી અવરોધ જાણવો સાન્નિપાતિક જ્વરમાં જિહ્વાના કિનારા કંટકયુક્ત રક્ત વર્ણના હોય છે ઝીભ સફેદ, પીળી અને શુષ્ક મલયુક્ત હોય છે.

જિહ્વા પરીક્ષા અનુભવથી બહુ જ ઉપયોગી નીવડે છે.

## શબ્દ સ્પર્શ પરીક્ષા

વાયુના કોપથી કંઠમાંથી નીકળતો સ્વર હલકો લઘુ હોય છે પિત્ત પ્રકોપથી શબ્દ સ્પષ્ટ નીકળે છે. કફ પ્રકોપથી શબ્દ ગુરુ (જડ) અને ઘર્ઘરયુક્ત નીકળે છે.

વાત પ્રકોપથી શરીરનો સ્પર્શ સાગ અને ખાખરાનાં પાંદડાં જેવો અને શીતળ હોય છે. પિત્ત પ્રકોપથી સ્પર્શ ઉષ્ણ હોય છે. કફ પ્રકોપથી સ્પર્શ શીતળ અને આર્દ્ર હોય છે. ક્ષણમાં શીત અને ક્ષણમાં અતિ તપ્ત અસાધ્ય જાણવો. બે દોષના પ્રકોપથી મિશ્ર અને ત્રિદોષજમાં મિશ્ર લક્ષણ જાણવાં.

**ઉપસંહાર :** રોગીની અને રોગની પરીક્ષા સમ્યક્ રીતે કરવી. જુઓ સુશ્રુતમાં કહ્યું છે :

मिथ्यादृष्टा विकारा हि दुराख्यातास्तथैव च ।
तथा दुष्परिमृष्टाश्च मोहयेयुश्चिकित्सकम् ॥ (सु. सू अ. १०.)

યોગ્ય રીતે ન જાણેલા રોગથી, યોગ્ય રીતે ન વર્ણવેલા અને સરખી રીતે જેની પરિપૃચ્છા નથી કરી તે રોગ ચિકિત્સકને મોહમાં નાખી દે છે અને ચરક વિમાનસ્થાનમાં જુઓ .

कार्यतत्त्वविशेषज्ञः प्रतिपत्तौ न मुह्यति ।
अमूढः फलमाप्नोति यदमोहनिमित्तजम् ॥ (च. वि अ ४)

કાર્ય તથા તત્ત્વને જાણનાર પુરુષ જ્ઞાનમાં મોહને પ્રાપ્ત નથી થતો અને તે મોહરહિત પુરુષ અપ્રમાદથી મળનાર સિદ્ધિને પ્રાપ્ત કરે છે અને શાસ્ત્રજ્ઞાન સાથે નિરંતર પ્રત્યક્ષ અભ્યાસથી દૃષ્ટિ મળે છે. જુઓ વાગ્ભટ કહે છે :

अभ्यासात् प्राप्यते दृष्टि कर्मसिद्धिप्रकाशिनी। (अ. हृ. सू. १२.)

અનુભવથી જ એની દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. રત્નોનું સત્ અસત્ જ્ઞાન પુસ્તકો દ્વારા નથી થતું. માટે આતુરાલય રુગ્ણાલયમાં સારો અનુભવ મેળવવો.

**पंचमहाभूतशरीरिसमवायः चिकित्साधिकृतः पुरुषः।**

પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ આ પાંચ તત્ત્વો અને આત્મા નામનું ચેતન તત્ત્વ મળી સમુદાયથી બને છે. તેને આયુર્વેદમાં પુરુષ કહ્યો છે. બધાં પ્રાણીઓ એમા આવે પરંતુ હકીકત તેમ નથી. આયુર્વેદનુ દ્વિવિધ પ્રયોજન સ્વસ્થનુ સ્વાસ્થ્ય રક્ષણ અને વ્યાધિપીડિતનું વ્યાધિ વિમોચન છે તે જીવંત શરીર માટે છે.

શુક્ર શોણિતના સંયોગમાં આત્મા મળે એટલે ગર્ભાશયમાં ગર્ભોત્પત્તિ થાય છે. આ શુક્ર શોણિત પાંચ ભૌતિક આહારમાંથી બને છે. એટલે આપણો દેહ પાંચ ભૌતિક છે શુક્ર, સૌમ્ય અને આર્તવ આગ્નેય છે. છતાં બને પાંચ ભૌતિક છે.

**शरीरे पंचमहाभूतानां अंशाः।**

આ શરીરમાં પાર્થિવ નખ, અસ્થિ, દાંત, માંસ, ત્વચા, પુરીષ, કેશ, શ્મશ્રુ, લોમ, કંડરા અને ઘ્રાણેન્દ્રિય છે. આપ્ય અંશ, રસ, રુધિર, વસા, કફ, પિત્ત, મૂત્ર, શુક્ર અને રસનેન્દ્રિય છે. આગ્નેય અંશપિત્ત અને

સ્પર્શેન્દ્રિય છે. આકાશીય અંશ સર્વ છિદ્રો, સ્રોતો અને શબ્દેન્દ્રિય છે. વાયવીય અંશ વાયુ અને સ્પર્શેન્દ્રિય છે

પાર્થિવ અંશનું કાર્ય નખ સ્થૂલતા, સ્થિરતા, કાઠિન્ય, ગુરુતા, ગંધ છે. દ્રવાંશનો ગુણ સર, મંદ, સ્નિગ્ધ, મૃદુ, પિચ્છિલ, શીતલ અને ગુરુ છે. તૈજસ ગુણના રૂપ, વર્ણ ભ્રાજિષ્ણુતા, સંતાપ, પચન, શૌર્ય, અમર્ષ, ક્રોધ છે. આકાશીય અંશનુ કાર્ય શિરા સ્નાયુનુ પૃથક્ત્વ, લાઘવ, સૂક્ષ્મતા અને શબ્દ ગુણ છે. વાયવ્ય અંશનુ કાર્ય ઉચ્છ્વાસ, પ્રચ્છ્વાસ, નિમેષ, ઉન્મેષ, આકુંચન, પ્રસારણ, ગમન, પ્રેરણા, ધારણા, તમામ ચેષ્ટા, સ્પંદન અને લઘુતા છે

**श्रोतादि इन्द्रियाणां भौतिकत्वम :-**

આયુર્વેદમાં પાંચ જ્ઞાનેદ્રિયો ભૌતિક ગણી છે. દરેક ઇન્દ્રિય પાંચ ભૌતિક છતા તેમાં રહેલા ભૂતના આધિક્યથી એનુ નામ પડે છે શ્રવણેન્દ્રિય નાભસ, સ્પર્શેન્દ્રિય વાયવીય, દર્શેન્દ્રિય તૈજસ, રસેન્દ્રિય આપ્ય, અને ઘ્રાણેન્દ્રિય પાર્થિવ છે તેમના અર્થો પણ પાચભૌતિક છે, પરંતુ અકકેક મહાભૂતનુ આધિકય રહે છે. શબ્દ આકાશીય, સ્પર્શ વાયવીય, રૂપ આગ્નેય, રસ આપ્ય, અને ગંધ પાર્થિવ છે. દરેક ઇન્દ્રિય પોતાના જ અર્થનુ ગ્રહણ કરી શકે છે. યથા ચક્ષુરિન્દ્રિય રૂપનું જ ગ્રહણ કરી શકે છે.

આત્મા ભોકતા છે, પણ તે મનથી કદાપિ પણ વિયુકત હોતો નથી. બાહ્ય વિષયોનુ જ્ઞાન બાહ્યેદ્રિય મારફત થાય છે, જ્યારે મન સુખ દુ:ખાદિનુ જ્ઞાન આત્માને કરાવે છે.

**दोषधातुमलानां पंचमहाभूतेभ्य उत्पत्ति :-**

આપણું શરીર પંચમહાભૂતાત્મક છે. અન્ય શબ્દોમા દોષ ધાતુમલમૂલાત્મક છે. દોષ, ધાતુ અને મલ પણ પાંચ મહાભૂતોમાંથી

બને છે દોષ ત્રણ વાયુ, પિત્ત, કફ, ધાતુઓ સાત રસ, રકત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર છે, અને સ્થૂલ મલ મૂત્ર પુરીષ સ્વેદ છે. વાયુ અને આકાશમાંથી વાયુ, અગ્નિ તત્ત્વમાંથી પિત્ત અને જલ તથા પૃથ્વીમાંથી કફ બને છે આપ્ય ધાતુઓ રસ, રકત, શુક્ર અને મેદ છે. સ્થૂલાસ્થિઓમાં મજ્જા પણ આપ્ય છે. અન્ય માંસ અને મેદ કઠણ અને પાર્થિવ છે. પુરીષ પાર્થિવ છે. મૂત્ર અને સ્વેદ અપધાતુ પ્રધાન છે.

ધાતુમાંથી ઉપધાતુઓ બને છે તેમાં રસમાંથી સ્તન્ય અને આર્તવ બને છે. બને આપ્ય છે રકતમાંથી સ્થૂલ કંડરા અને શિરાઓ બને છે તે પાર્થિવ છે. માંસમાંથી બનતી વસા આપ્ય છે. માંસમાંથી બનતી ત્વચાઓ અને મેદજ સ્નાયુઓ પાર્થિવ છે.

ઉપર સ્થૂલ મળો જોયા તે ઉપરાંત ધાતુઓ છે તેમના પણ મળો છે. રસમાંથી કફ અને રકતમાંથી પિત્ત બને છે તે આપ્ય છે. પિત્ત ઉષ્ણ હોઇ આગ્નેય પણ ગણેલ છે. નેત્ર, કર્ણ નાસિકા આદિ છિદ્રોના મલ માંસના હોઈ, મૃદુ હોઈ આપ્ય છે કેશ અને લોમ અસ્થિના મલ પાર્થિવ છે.

આમાં ત્રણ દોષો વાયુ, પિત્ત અને કફ પ્રધાન છે. શરીરની ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ થાય છે, તેમાં તેઓ પ્રધાન છે. તેઓ દુષ્ટિકર્તૃત્વથી દોષસંજ્ઞા, ધારણ કરવાથી ધાતુ અને મલિનીકરણથી મલ પણ કહેવાય છે

**शब्द निरुक्ति :–**

વાયુ વા ગતિ ગન્ધનયોઃ પરથી બનેલ છે. ગતિ અને ગંધના અર્થમાં છે. પિત્ત તપ સંતાપ પરથી બનેલ છે અગ્નિના વ્યાપાર પિત્તના છે. श्लेष आलिंगन પરથી શ્લેષ્મા બનેલ છે. મજબૂત બાંધી બળ આપે છે. फेन फलति इति कफ માં क–જલમાંથી થતાં કફ કહેવાય છે.

દોષાણાં પ્રાકૃત કર્માણિ –

**વાયુ :** ઉત્સાહ, ઉચ્છ્વાસ, નિશ્વાસ, ચેષ્ટા, ગતિ, મલ, મૂત્ર, શુક્ર, આર્તવ, ગર્ભ વગેરેનુ ધારણ અને બહિર્નિષ્કાસન, ઇન્દ્રિયોની સ્વશક્તિ, ઇન્દ્રિય પ્રેરણા, હર્ષોત્સાહજનન, વિક્ષેપ, પૂરણ કર્તા છે

**પિત્ત :** પચન, ઉષ્મા, દર્શન, ક્ષુધા, તૃષા, માર્દવ, કાન્તિ, પ્રસન્નતા, મેધા, ધી, પૌરુષ, રાગ, ઓજ, તેજ આદાનકારક છે.

**કફ :** સ્નેહન, સંધિબંધન, સ્થૈર્ય, ગૌરવ, વૃષતા, બલ, ક્ષમા, ધૃતિ, અલૌલ્ય, દઢતા, ઉપચય, ઉત્સાહ, જ્ઞાન, રોપણ, પૂરણ કરે છે.

દોષના પાંચેય પ્રકારનાં કાર્યો નીચે પ્રમાણે છે.

**પ્રાણ :** ષ્ઠીવન, ક્ષવથુ, ઉદ્ગાર, શ્વાસ, આહરણ, દેહધારણ, પ્રાણાવલંબન, બુદ્ધિ, ઇંદ્રિય, મન અને ધમનીનુ ધારણ કરે છે **ઉદાન**વાયુ : વાણી પ્રયત્ન, ઉર્જા, બલ, વર્ણ, સ્રોતોપ્રીણન, ધી, સ્મૃતિ, મનોવિબોધન કરે છે. **સમાન**વાયુ અગ્નિસંધુક્ષણ, અન્નપચન, રસમલાદિ વિભજન, સ્રોતાવલંબન, અન્નધારણ મલનું અધોનયન કરે છે. **વ્યાન**વાયુ ગતિ, આક્ષેપણ, પ્રસારણ, વિરેચન, ઉન્મેષ, રસવહન, સ્વેદસ્રાવ, રક્તસ્રાવ, આકુંચન, ઉત્ક્ષેપ, જૃમ્ભા, અન્નસ્વાદ, સ્રોતોવિશોધન, યોનિમાં શુક્ર પ્રતિપાદન, અન્નના કિટ્ટમાંથી સારકિટ્ટ વિભાજન કરે છે **અપાન**વાયુ : મલ, મૂત્ર, આર્તવ, ગર્ભોત્સર્ગનુ કાર્ય કરે છે.

**પાચક**પિત્ત અન્નપચન, દોષ, રસ, મૂત્ર–પુરીષનો વિવેક કરે છે. શેષ પિત્તોનો અગ્નિ કર્મથી અનુગ્રહ કરે છે **રંજક**પિત્ત રસનુ રંજન, **સાધક**પિત્ત અભિપ્રાર્થિત મનોરથોની સાધના કરે છે. **આલોચક**પિત્ત રૂપ દષ્ટિ ગ્રહણ કરે છે. **ભ્રાજક**પિત્ત અભ્યંગ, પરિષેક, અવગાહન, લેપનાદિ પાચન દ્રવ્યોનુ છાયા પ્રકાશન કરે છે.

**ક્લેદક**કફ અન્ન સંઘાતનુ ક્લેદન અને અન્ય કફોનો ઉદક કર્મથી

અનુગ્રહ કરે છે. અવલંબક કફ ત્રિકનુ ધારણ, હૃદયાવલબન અને અન્ય કફોનુ અવલબન કરે છે, બોધક કફ અન્નનું રસબોધન કરે છે તર્પક કફ ઇંદ્રિય તર્પણ કરે છે. શ્લેષ્મક કફ અસ્થિસધિ વિશ્લેષ કરે છે

**दोषाणां स्थान्तनि :-**

વાયુ, પિત્ત અને કફ સર્વશરીરચર છે, છતાં શરીરના અધોભાગમાં વાયુ, મધ્ય ભાગમાં પિત્ત અને ઉરથી ઉપરના ભાગમાં કફ પ્રધાન છે આગળ ચાલતાં તેનાં વિશિષ્ટ સ્થળો નીચે પ્રમાણે કહ્યાં છે એ એ સ્થળોમાં એ દોષજ વિશિષ્ટ વ્યાધિઓ થાય છે અને ચિકિત્સામાં દોષોને ત્યાં લાવી નિર્હરણ કરી શકાય છે

**વાયુ :** બસ્તિ, મલાશય, કટિ, અસ્થિ, શ્રોત્રેન્દ્રિય, સ્પર્શેન્દ્રિય, અધોનાભિ, મજ્જા; તેમાં પકવાધાન ખાસ સ્થળ છે. તેના પાંચ પ્રકારોમા પ્રાણવાયુ મૂર્ધા, આસ્ય, ઉર, કઠ, જિહ્વા નાસિકા અને હૃદયમાં રહે છે ઉદાનવાયુ નાભિ, ઉર, કંઠ, મોઢું, કર્ણમાં રહે છે. સમાનવાયુ : સ્વેદ વહસ્રોતો, દોષવહ, અબુ-મલ-શુક્ર-આર્તવહસ્રોતો જઠરાગ્નિનો પાર્શ્વભાગ આમાશય, પકવાશય નાભિમાં રહે છે. અપાનવાયુ : વૃષણ, બસ્તિ, શિશ્ન, યોનિ, નાભિ, ઊરુ, વંક્ષણ, ગુદા પકવાશય અને શ્રોણિમાં રહે છે.

**પિત્ત :** સ્વેદ, રસ, લસિકા, રુધિર, આમાશય, યકૃત, પ્લીહા, હૃદય, દૃષ્ટિ, પકવાશય મધ્યમાં રહે છે, તેમા પાચક પકવામાશય મધ્યસ્થગાં રહે છે રંજક યકૃત પ્લીહા અને આમાશયમાં રહે છે. સાધક હૃદયમા રહે છે. આલોચક દૃષ્ટિમાં રહે છે. ભ્રાજક ત્વચામાં રહે છે.

**કફ :** ઉર : શિર, ગ્રીવા, પર્વ, આમાશય, મેદ, કંઠ, જિહ્વામૂલ, સંધિઓ અને કલોમ છે. તેમાં અવલબક ઉરમાં, કલેદક આમાશયમા બોધક જિહ્વામૂલ, કઠ અને રસનામાં તર્પક શિરમાં; શ્લેષ્ક સર્વ સધિઓમાં રહે છે.

**दोषाणां स्वरूपम् :–**

**વાયુ :** રૂક્ષ, શીતળ, લઘુ, સૂક્ષ્મ, ચલ, વિશદ, ખર, દારુણ, અમૂર્ત, અનવસ્થિત, બહુ શીઘ્ર પરુષ, અવ્યકત, વ્યકતકર્મા, તિર્યક્‌ગામી. શબ્દવાન, સ્પર્શવાન, રજોબહુલ, અચિંત્યવીર્ય, દોષ નાયક, રોગ સમૂહસમ્રાટ, આશુકારી, બહુગામી, યોગવાહી, સંઘાત વગરનો છે.

**પિત્ત :** કિંચિત્ સ્નિગ્ધ, ઉષ્ણ, તીક્ષ્ણ દ્રવ, અમ્લ, સર, કટુ, સફેદાશ અને અરુણતા વગરનો વર્ણ, વિસ્રગંધિ, નીલ, પીત, લઘુ, પ્રકાશ તત્ત્વને લઈ સત્ત્વગુણાધિક્યવાળુ છે

**કફ :** ગુરુ, શીતલ, મૃદુ, સ્નિગ્ધ, મધુર, સ્થિર, પિચ્છિલ, શુકલ, મૃત્સન, શ્લેક્ષ્ણ, પાંડુ, સર, મંદ, સ્તિમિત, અચ્છ તમોગુણાધિક્યવાળું અને વિદગ્ધાવસ્થામાં લવણ હોય છે.

**धातुमलानां कार्याणि :–**

**રસ**ધાતુથી તૃપ્તિ, સંતોષ, ધાતુ તૃપ્તિ, રકતપુષ્ટિ થાય છે **રક્ત** ધાતુથી શુદ્ધ રકત શરીર વર્ણને નિર્મળ, પ્રસન્ન રાખી, માંસપુષ્ટિ કરી પ્રાણશકિત વધારે છે. **માંસ**ધાતુ શરીરને પુષ્ટિ, મેદને પોષણ, અસ્થિલેપ કરે છે **મેદ**ધાતુ શરીરમાં સ્નિગ્ધતા, પ્રસ્વેદ, અસ્થિપુષ્ટિ કરે છે. **મજ્જા**ધાતુ સ્ત્રીમા પ્રીતિ, પ્રમદાઓમાં સ્નેહ, ઉત્સાહ પુષ્ટિ, શુક્ર પુષ્ટિ, અસ્થિ પૂરણ કરે છે. **શુક્ર** સ્ત્રીમાં સ્નેહ, ઉત્સાહ પુષ્ટિ; સ્ત્રી સાથે હર્ષ. ધૈર્ય, ગર્ભજનન, લલનામા ધૈર્યનો અભાવ, હર્ષનો ઉદય કરે છે. પુરીષનું પ્રાકૃત કાર્ય ઉપસ્તંભ એટલે ધારણ કરવાનું છે. વાયુ અને અગ્નિને ધારણ કરે છે. મલ નિઃસાર હોવા છતાં આશયને બળ આપે છે. **મૂત્ર**નું પ્રાકૃત કર્મ મૂત્રાશયપૂરણ, કલેદવહન અને બસ્તિને ભીની રાખે છે. **સ્વેદ**નું કર્મ કલેદ વિધારણ છે.

**ओज** · રસથી શુક્ર પર્યંત સાતેય ધાતુઓનું પરમ ઉત્કૃષ્ટ સાર

એટલે જ ઓજ કહી શકાય. પાકૃત કફ, અગ્નિ આહાર રસ અને જીવરકતને ઓજ તરીકે ઓળખાવ્યા છે, પરંતુ તે ઓજ સદૃશ મહત્ત્વના હોઈ પારમાર્થિક સ્વરૂપમાં જ, અન્યથા નહિ. ઓજ પ્રાણાધાર છે. એનો નાશ થાય તો જીવનનો નાશ થાય છે. શાસ્ત્રમાં પર ઓજ અને અપર ઓજ એમ તેના બે ભેદો પાડ્યા છે. અપર ઓજ હૃદયાશ્રિત અષ્ટબિંદવાત્મક છે. અર્ધાંજલિ ઓજ પ્રમેહાદિમાં જેનો ક્ષય થાય છે તેના નાશથી શરીરનો નાશ થતો નથી. ઓજ સૌમ્ય છે શ્વેત, પીત અને રકતવર્ણનો છે. શીતળ, મધુર, મૃદુ, સ્નિગ્ધ અને નિર્મળ છે. રકતથી એને પૃથક્ કરી શકાતું નથી. આ પ્રમાણે વિકૃતિવિજ્ઞાનોપયોગી દોષધાતુમલવિજ્ઞાનના મૂળભૂત સિદ્ધાંતોનો સંક્ષિપ્ત પરિચય અહીં સાર રૂપે આપ્યો છે. જેમ એક મજબૂત મકાન માટે મક્કમ પાયા જરૂરી છે તેમ વિકૃતિ વિજ્ઞાન માટે ત્રણેય દોષ–ધાતુ–અને મળોનુ સંપૂર્ણ જ્ઞાન જરૂરી છે.

# અધ્યાય : ૭

# ચિકિત્સાવિવરણ

## चिकित्साविवरणम्

याभि क्रियाभिःजायन्ते शरीरे धातव समाः ।
साचिकित्सा विकाराणा कर्म तद्भिषजा स्मृतम् ॥
त्यागाद् विषम हेतुना समाना चोपसेवनात् ।
विषमा नानुबध्नन्ति जायन्ते धातव समाः ॥

( च. सु. अ १६–३२ )

**चिकित्सानी व्याख्या –**

જે ક્રિયા દ્વારા વિષમ થયેલી ધાતુઓ સમાન બને તે જ વિકારોની ચિકિત્સા છે. વિષમ ધાતુ સ્વયં તો સમ નથી થઈ શકતી. એટલે ન્યૂન ધાતુનું પૂરણ અને વૃદ્ધ ધાતુઓનો હ્રાસ એ ચિકિત્સકનુ કર્તવ્ય છે. શરીરમાં ધાતુઓની વિષમતા કયા પ્રકારે ન થાય અને કયા પ્રકારે ધાતુઓનો અનુબંધ રહે તે માટે ક્રિયાકર્મ કરવામા આવે છે વિષમ હેતુના ત્યાગથી અને સમ હેતુના સેવનથી ધાતુમા વૈષમ્ય નથી થતુ. વિષમ ધાતુ તજ્જાતીય વિષમ ધાતુને પેદા ન કરે અને સમધાતુ તજ્જાતીય સમધાતુને પેદા કરે. આ જ ક્રિયા કરવાનું પ્રયોજન છે. આગળ ઉપર 'નિદાન'માં આપણે અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ, પ્રજ્ઞાપરાધ અને પરિણામ ત્રણ હેતુઓ જોઈ ગયા છીએ ( અ સૂ. અ ૧૧ ) ત્યાં પણ કહ્યુ છે, ઇન્દ્રિય, વિષય, કર્મ અને કાલ એનો સમયોગ ધાતુઓની સમતાનું પ્રકૃતિનુ કારણ છે. આ સમયોગ સમહેતુ કહેવડાવે છે. વિષમ હેતુના સેવનથી તત્સદશ ( વાતાદિ તથા રસરકતાદિ ) વિષમતાથી

વૃદ્ધિને પામે છે. એટલે, તેમનાથી અસમાન દોષ ક્ષીણ થાય છે. એટલે વિષમતા બનેલી રહે છે. ચિકિત્સકનું કર્તવ્ય છે કે વિષમ થયેલી ધાતુઓને સમ હેતુથી સમતામાં લાવવામાં આવે. સ્મરણમા રહે કે સમતાનો અર્થ સમાન પરિમાણમાં નથી લેવાનો દોષધાતુમલાદિકનું જે અંજલિ પરિમાણ કહ્યું છે તે ન લેતાં દોષ, ધાતુ અને મલોનુ શરીર સ્વાસ્થ્ય માટે જે પ્રમાણ તે સ્વાસ્થ્યકર બને તે પ્રમાણમાં લાવવું એ ખરો અર્થ છે.

સુશ્રુતમાં પણ ક્રિયાયોગ–ચિકિત્સાનું સંક્ષેપ લક્ષણ આપતા ક્રિયાયોગો નિદાનપરિ વર્જનમ્ કહેલ છે આ નિદાન કારણનો ત્યાગ સંક્ષેપમાં ક્રિયાયોગ કહેલ છે.

વાગ્ભટે રોગસ્તુ દોષવૈષમ્યં અને સર્વષામેવ રોગાણા નિદાનં કુપિતા મલાઃ કહેલ છે તેમાં દોષવૈષમ્યને જ રોગ અને કુપિત મળોને દોષનું કારણ ગણેલ છે એ પણ સ્મરણમાં રહે. એ દોષોનુ સામ્યીકરણ એનું નામ જ ચિકિત્સા છે.

સુશ્રુતે પ્રથમ અધ્યાયમાં જ કાયચિકિત્સાની નિરુકિત કરતાં ‘કાયચિકિત્સા નામ સર્વાંગાશ્રિતાનાં વ્યાધિનાં જ્વરરકતપિત્ત શોષોન્માદા-પસ્મારકુષ્ઠમેહાતિસારાદીનામુપશમનાર્થમ્’ એ વડે જ્વરરકતપિત્તાદિનું ઉપશમન કહેલ છે.

આયુર્વેદનાં બે પ્રયોજનો છે. સ્વસ્થનુ સ્વાસ્થ્ય રક્ષણ અને વ્યાધિ પીડિતનું વ્યાધિ વિમોચન આ બે પ્રયોજનમાં વ્યાધિ પીડિતનું વ્યાધિ વિમોચન એ કાયચિકિત્સાનો વિષય છે જે વડે આયુ જાણી શકાય છે, જેમાં આયુ છે તે આયુર્વેદ એવી સુશ્રુતની વ્યાખ્યા છે. એટલે આયુ કહેતાં શરીર, ઇંદ્રિય, સત્ત્વ અને આત્માનો સંયોગ જેમાં છે, માટે ચિકિત્સા શાસ્ત્ર પરમોપકારક છે

**चिकित्साप्रपादा :**

चतुर्णां भिषगादीनां शस्तानां धातुवैकृते ।
प्रवृत्तिर्धातुसाम्यार्था चिकित्सेत्याभिधीयते ॥ (च सु. अ. ९)

ધાતુની વિષમતા થવા ઉપર વૈદ્ય આદિ ગુણવત્ ચારેય પાદોની ધાતુની સમતા એટલે આરોગ્ય માટે જે પ્રવૃત્તિ થાય છે તે ચિકિત્સા કહેવડાવે છે.

આ ચિકિત્સાના ચાર પાદ છે વૈદ્ય, રોગી, દ્રવ્ય અને પરિચારક એમ ચારનો સમૂહ પાદ ચતુષ્ટય ગણાય છે. તે પ્રત્યેકના ચાર ચાર ગુણો કહ્યા છે. આ બધાંમાં વૈદ્ય શ્રેષ્ઠ છે. વૈદ્ય દક્ષ, તીર્થોમાં ફરેલો, પ્રત્યક્ષ કર્મની સિદ્ધિવાળો અને પવિત્ર હોવો ઘટે છે દક્ષ એટલે કર્મચતુર, તીર્થોમાં ફરવાથી અનેક સ્થળે શાસ્ત્રાર્થાદિક થાય છે અને તે સિવાય દેશ દેશના રિવાજ વગેરેનું જ્ઞાન થાય છે અને માત્ર શાસ્ત્રજ્ઞાની હોય પરંતુ પ્રત્યક્ષ ન જાણતો હોય તેવા વૈદ્યને માટે તો સુશ્રુતે પૂજાને બદલે રાજા તરફથી વધ કરાવવો ઘટે એમ કહ્યું છે. પવિત્ર એટલે કાયા, વાણી અને મનથી શુદ્ધ, લાલસા વગરનો, અર્થોપાર્જન જેનો હેતુ નથી તેવો અને ધર્મોપાર્જનમાં રત હોય તે સદ્‌વૈદ્ય છે. ઔષધના ગુણમાં બહુ કલ્પ એટલે જેમા બહુ કલ્પનાઓ સ્વરસ, ચૂર્ણાદિ, બહુ ગુણ એટલે ગુરુ મંદાદિ અનેક ગુણોપેત હોવુ ઘટે છે. સંપન્ન એટલે શક્તિવાન ઔષધ એ અર્થ છે અને યોગ્ય રીતે વ્યાધિ દેશ, કાલ, દોષ, દૂષ્ય, દેહ આદિનો વિચાર કરીને અપાયેલુ ઔષધ યોગ્ય છે. પરિચારક અનુરક્ત એટલે સ્નેહાળ, શુચ, એટલે પવિત્ર અને દક્ષ એટલે ચતુર અને બુદ્ધિમાન એટલે પ્રાજ્ઞ પ્રવીણ હોવો જોઈએ અને છેલ્લે ચિકિત્સાનું ચતુર્થ પાદરોગી આઢ્ય–ધનવાન, ભિષગ્વશ્ય એટલે વૈદ્યને વશ, જ્ઞાપક એટલે જે હોય તે વૈદ્યને યથાવત્ જણાવનાર અને સત્ત્વવાન એટલે ધૈર્યયુક્ત અને મોહ વિવર્જિત હોવો ઘટે છે. સત્ત્વવાન હોય એટલે કલેશ સહી શકે છે. ચરક વિમાન

અ. ૮ માં રોગોની પરીક્ષા કહી છે તેમાં પણ સત્ત્વનુ વિવરણ છે. આ પાદ ચતુષ્ટયનું વર્ણન વાગ્ભટે સૂ અ. ૧ માં અને ચરકે સુ. અ. ૯ માં કહેલ છે.

**द्विविधोपक्रम :—**

ઉપક્રમ ચિકિત્સા ।। બે ભેદ છે એક સતર્પણ અને અન્ય અપતર્પણ જન્ય છે સતપર્ણ એટલે બૃહણ અને અપતર્પણ એટલે લંઘન છે બૃંહણ એટલે જે દેહના બૃંહત્વ માટે અને લઘને ઇતિ દેહસ્ય લાઘવાય એ અર્થ છે. પાર્ગિવ અને આપ્ય દ્રવ્ય બૃહણ છે. આગ્નેય, વાયવ્ય અને નાભસ દ્રવ્યો લઘન માટે છે આ રીતે બે વિભાગ પાડવામાં આવ્યા છે સ્નેહન, રૂક્ષણ, સ્વેદન અને સ્તંભન આ ચાર ભેદો કહ્યા છે તે પણ આમા સમાઈ જાય છે શોધન અને શમન ચિકિત્સાના બે ભેદો છે તે ભેદો લંઘનમાં સમાઈ જાય છે. જે વાતાદિ દોષોને બહાર કાઢે છે તે શોધન છે તેના પાંચ પ્રકાર નિરુહ, વમન, વિરેચન, સિરોવિરેચન, રક્તમોક્ષણ છે શમન સાત પ્રકારનુ છે. દીપન, પાચન, ક્ષુધા, તૃષા, વ્યાયામ, તડકો અને પવન એ સાત શમન છે શમન એટલે જેના વડે દોષોનુ શોધન નથી થતુ અને સ્વપ્રમાણમાં રહેલા દોષોનુ ઉદ્દીકરણ નથી થતુ અને વિષમ દોષોનુ સમીકરણ થાય છે તે શમન કહેવાય છે ક્ષુધા એટલે અન્નવર્જન અને તૃષા એટલે જલવર્જન ગણવું.

બૃહણ કરાવવા યોગ્ય કોણ કોણ છે? વ્યાધિથી કર્શિત થયેલાને બૃંહણ કરાવવુ ઘટે છે ભૈષજ્ય, સ્ત્રી, મદ્ય, શોકાદિથી કર્શિતને, ભારથી, લાંબુ ચાલવાથી, ક્ષત ક્ષીણને, કર્શિતને, ગર્ભિણી, સૂતિકા, આબાલવૃદ્ધ અને ગ્રીષ્મઋતુમાં સૌનુ બૃહણ કરવુ ઘટે છે બૃહણ કેમ કરાવવુ? માંસરસ, દૂધ, સાકર, ઘી, મધુર અને સ્નિગ્ધ બસ્તિ (તીક્ષ્ણ અને રૂણ ન આપવી), નિદ્રા, શય્યાસુખ, અભ્યંગ, સ્નાન અને ચિત્તની અનુકૂળતાથી સંતોપ અને આનંદથી બૃહણ કરાવવું ઘટે છે.

લંઘન કોને કરાવવું? પ્રમેહ, આમદોષ, અતિસ્નિગ્ધ જ્વર, ઊરુસ્તમ્ભ, કુષ્ઠ, વિસર્પ, વિદ્રધિ, પ્લીહા, શિર, કંઠ, અક્ષિરોગવાળા, અને સ્થૂલોને લઘન કરાવવું સ્વસ્થોને પણ શિશિરમાં (શિશિર શબ્દથી શીતનુ સૂચન લેતાં શિશિર અને હેમંત બનેમાં લંઘન કરાવવુ જોઈએ.

હવે આપણે શોધન વિષે જોઈએ સ્થૂલ, બલ, પિત્ત અને કફની આધિકતાવાળાઓનું સંશોધન કરાવવું ઘટે આમદોષ, જ્વર, વમન, અતિસાર, હૃદયરોગ, વિબંધ, ભારેપણુ, ઉદ્‌ગાર, હૃલ્લાસ, આદિથી પીડિત, રોગી તથા મધ્યમરૂપમા સ્થૂલ, પિત્ત અને કફની અધિકતાવાળાઓને પાચન અને દીપક ઔષધોથી લંઘન કરાવવું ઘટે છે. આમદોષવાળાઓને હીનસ્થૂલતા, પિત્ત અને કફવાળાઓને ક્ષુધા અને તૃષા રોકીને લઘન કરાવવું મધ્યમબળવાળા પુરુષોને વાયુ, પિત્ત, કફથી પીડિત હોય અને દૃઢ શરીરવાળાને વાયુ, તડકો અને વ્યાયામથી લઘન કરાવવું ઘટે છે અને અલ્પબળવાળાને પણ વાયુ, તડકો અને વ્યાયામથી લઘન કરાવવુ ઘટે છે. લઘન યોગ્યને બૃહણ કરાવવુ નહી બૃંહણ યોગ્યને મૃદુ લંઘન કરાવી શકાય તેમ છે

## षड्विधोपक्रम

ચરકાચાર્યે સૂત્રસ્થાન અધ્યાયમાં ૨૨મા ષડ્‌વિધોપક્રમમાં છ ચિકિત્સાઓ બતાવી છે તે અનુક્રમે લઘન, બૃહણ, રૂક્ષણ, સ્નેહન, સ્વેદન અને સ્તંભન ૭ છે આને ષડ્‌વિધોપક્રમ કહે છે. એમાં લંઘન અને બૃહણનુ વર્ણન ઉપર આપણે જોઈ ગયા છીએ. જે શરીરમા રૂક્ષતા, ખરતા અને વિશદતા (અપિચ્છિલતા) ઉત્પન્ન કરે તેને રૂક્ષણ કહે છે એનાથી વિરુદ્ધ જે સ્નિગ્ધતા, વિષ્યન્દ, મૃદુતા અને ક્લિન્નતા (આર્દ્રતા) કરે તે સ્નેહન ગણાય છે સ્વેદન પદાર્થો સ્તભ, ગુરુતા અને શૈત્યનો નાશ કરે છે અને પરસેવો લાવે છે. જે ગતિમાન ચલ દ્રવને સ્તંભન કરે તે સ્તભન કહેવાય છે ગતિમાન દ્રવ્યથી મૂત્ર, પુરીષ,

રક્તસ્રાવ આદિ શરીરથી બહાર નીકળનાર અને ચલ એટલે શરીરમાં ગતિ કરનાર રક્ત આદિ સમજવા

લંઘન દ્રવ્યો : લઘુ, ગરમ, તીક્ષ્ણ, વિશદ, રૂક્ષ, સૂક્ષ્મ, ખર, સર, અને કઠણ હોય છે આ સામાન્ય અર્થમાં લેવુ. ઉદાહરણ તરીકે, પીપર જેવાં કેટલાક દ્રવ્યો ઉષ્ણ હોવાં છતાં વૃષ્ય છે

બૃંહણ દ્રવ્યો : ગુરુ, શીત, મૃદુ, સ્નિગ્ધ, બહલ (ઘન), સ્થૂલ, પિચ્છિલ, મંદ, સ્થિર અને શ્લક્ષ્ણ દ્રવ્યો પ્રાય. બૃંહણ હોય છે લંઘનથી આ ગુણો વિપરીત છે

રૂક્ષ દ્રવ્યો રૂક્ષ, લઘુ, ખર, તીક્ષ્ણ, ઉષ્ણ, સ્થિર, વિશદ, કઠણ દ્રવ્યો પ્રાય. રૂક્ષ હોય છે.

સ્નેહન દ્રવ્યો . દ્રવ, સૂક્ષ્મ, સર, સ્નિગ્ધ, પિચ્છિલ, ગુરુ, શીતલ, મંદ અને મૃદુ દ્રવ્યો પ્રાય સ્નેહન ગણ્યાં છે

સ્વેદન દ્રવ્યો ઉષ્ણ, તીક્ષ્ણ, સર, સ્નિગ્ધ. રૂક્ષ, સૂક્ષ્મ, દ્રવ, સ્થિર, ગુરુ પ્રાયઃ સ્વેદન કહેવડાવે છે અહી સ્નિગ્ધ અને રૂક્ષ બે લખ્યા છે. તેમાંથી કોઈ એક હોવુ ઘટે છે

સ્તંભન દ્રવ્યો : શીત, મંદ, મૃદુ, શ્લક્ષ્ણ, રૂક્ષ, સૂક્ષ્મ, દ્રવ, સ્થિર અને લઘુ કહેવાયાં છે તે દ્રવ્યો પ્રાય સ્તંભન હોય છે.

રૂક્ષણીય રોગો ક્યા છે ? જ્યાં અભિષ્યંદ હોય અને મહાદોષો મર્મસ્થિત વ્યાધિઓ હોય અને ઊરુ સ્તંભ પ્રભૃતિ રોગ હોય તે રૂક્ષણીય છે.

સ્તંભનીય પુરુષ જે પિત્ત, ક્ષાર, અગ્નિથી દગ્ધ હોય અતિસાર પીડિત, વિષ અને સ્વેદના અતિયોગથી દુઃખી હોય એ સ્તંભનીય છે.

લંઘન જ્યારે સરખી રીતે કરવાનું આવ્યુ હોય ત્યારે મલ, વાત, મૂત્ર અને પુરીષનો ત્યાગ, શરીરમાં લઘુતા, હૃદયસ્થલની શુદ્ધિ,

ભારેપણું ન લાગવું, ઉદ્‌ગાર શુદ્ધિ, કંઠ શુદ્ધિ, મુખ શુદ્ધિ, તંદ્રા અને ક્લમનો નાશ થાય છે. પરસેવો આવે, રુચિ થાય, ભૂખ અને તરસ બને લાગે, અંતરાત્મા વ્યથિત ન હોય અને મન પ્રસન્ન થાય એ સુલંઘિતનુ લક્ષણ છે. એના અતિયોગથી સાંધામા તૂટવાની વેદના થવી, અંગોમાં પીડા, કાસ, મોઢામાં શુષ્કતા, ભૂખ ન લાગવી, અરુચિ, તૃષા, કાન અને આંખોની દુર્બળતા, સારી રીતે ન સંભળાય, અંધારાં આવે, ઊર્ધ્વવાત, મોહ, અંધકાર પ્રવેશ, દેહનાશ આદિ થાય છે

બૃંહણ સમ્યક્ પ્રકારે થાય ત્યારે બલ, પુષ્ટિ, કૃશતા દૂર થવી અને કૃશતાના દોષો (વ્યાયામ, ઉષ્ણ, શીત આદિ સહન ન થવા) દૂર થઈ જાય છે. અત્યધિક બૃંહણ થવાથી સ્થૂલતા આવે છે.

સમ્યક્ રૂક્ષિત અને અતિરૂક્ષિતનાં લક્ષણો સમ્યક્ લંઘિત અને અતિ લંઘિતનાં લક્ષણો પ્રમાણે જાણવાં.

આ ૭ ઉપક્રમ કહ્યા છે તે બધાના અયોગ્યનાં લક્ષણોમાં સંક્ષેપમાં તેમના વડે શાંત થતા રોગો શાંત ન થઈ તેમનો વધારો થવો તે છે. આગળ પંચકર્મ વિજ્ઞાનમાં સ્નેહ અને સ્વેદનનું સવિસ્તર વર્ણન છે.

ઉપર તથા નીચેથી બહાર નીકળતા દોષોને ઔષધ આપી રોકવા ન જોઈએ, કેમકે રોકાયલા દોષ રોગને ઉત્પન્ન કર છે અતિસાર, નાસારક્તપિત્ત અને રક્તાર્શમાં રક્તાવરોધ સમજ્યા વગર ન કરવો એ સ્મરણમાં રહે આ રીતે પ્રવૃત્ત થયેલા દોષો પ્રારંભિક અવસ્થા હિતકારી ભોજન આપતા ઉપેક્ષા કરવી જોઈએ અને જો અલ્પદોષ પ્રવૃત્તિ હોય તો તેમને પચાવવા અથવા બહાર કાઢવા.

ગ્રીષ્મમાં સંચિત વાયુને શ્રાવણ માસમાં, વર્ષામાં સંચિત પિત્તને કારતક માસમાં, હેમંતમાં સંચિત કફને ચૈત્રમાં બહાર કાઢવા જોઈએ ગ્રીષ્મઋતુ અત્યંત ગરમ છે. વર્ષાકાળમાં અમ્લપાક થાય છે. શીતકાલમા અત્યંત શીતળતા હોય છે, એટલે ઋતુસંધિના કાળમાં દોષોનું શોધન

કરવુ ઘટે છે આ નિયમ સાધારણ કાલમાં દૂષિત દોષોનું શોધન કરવા માટે સ્વસ્થ પુરુષ માટે છે બીમાર અવસ્થામાં તો રોગની દૃષ્ટિએ સંશોધનકાળ યોજવો

દોષોના ઉપક્રમ માટે અષ્ટાંગસંગ્રહમાં દોષોપક્રમણીય અધ્યાયમાં સંક્ષેપમા ખૂબ જ સુદર ચિકિત્સા બતાવવામા આવી છે.

**वातोपक्रम (वायुनी चिकित्सा) :-**

વાયુને જીતવા માટે સ્નેહન, સ્વેદન, મૃદુ સંશોધન, મધુર, અમ્લ. લવન અને ઉષ્ણ ભોજન, અંગની માલિશ, મર્દન, બંધન, ત્રાસ, શોક, પૌષ્ટિક અને ગૌડિક મદ્ય, સ્નિગ્ધ અને ઉષ્ણ બસ્તિઓ (રૂક્ષ-શીત બસ્તિ ન લેવી) અને નિયમપૂર્વક બસ્તિઓ આપવી, સુખ મળે તેવી યોજના, દીપન, પાચન દ્રવ્યોથી સિદ્ધ અનેક જાતના સ્નેહો અને ખાસ કરી પુષ્ટ માસરસ, તલનુ તેલ અને અનુવાસન બસ્તિ એ વાયુનો ઉપક્રમ છે

વાયુને જીતવા સ્નેહન અને સ્વેદન કરી મૃદુ સંશોધન કરવું. મૃદુ સંશોધન એટલા માટે કે જો તીક્ષ્ણ હોય તો તે વાયુનો પ્રકોપ કરે છે. અભ્યંગ, શ્રમ, જરા અને વાયુહર તરીકે પ્રસિદ્ધ છે. અંગમર્દ એટલે હાથ વગેરેથી અંગો દબાવવા ભયથી વાતપ્રકોપ થાય છે. તો પછી ત્રાસથી વાયુનુ શમન કેમ થાય? એના ઉત્તરમાં વાતિકોન્માદ વગેરેમાં ત્રાસ, તાડન આદિ કહેલ છે. ભયથી વાત વધે પણ ત્રાસથી એનુ શમન થાય છે શોક દશમૂલ કવાથનો કરવો એમ ટીકાકાર કહે છે

ઉપક્રમ-ચિકિત્સા માટે એ સ્મરણમાં રહે કે વાયુના જે કુદરતી ગુણો છે તેની વિરુદ્ધના ગુણો યોજવાથી લાભ મળે છે. વાયુના સંક્ષેપમાં શીત, રૂક્ષ, ખર, લઘુ, ચલ કહેલ છે વધુ પરિચય માટે અમારુ પુસ્તક 'દોષધાતુમલવિજ્ઞાન' જુઓ.

દેવદાર, કુષ્ઠ હળદર, વાયવરણો કાકડાશીંગી, બલા, અતિબલા, અર્જુન, કોંચા, પાટલા, અરણી, ગળો, એરંડ, પાષાણભેદક, આકડો, શતાવરી, સાટોડી, ધંતૂરો, ભારંગમૂળ, વનકપાસ, બોર, જવ, કળથી, વિદારી કદમાદિ, ગણ, લઘુ પંચમૂળ અને બૃહત્ પંચમૂળ એ વાતશામક છે. કુચલા, મૃગશૃંગ, સુવર્ણ, રૌપ્ય, વત્સનાભ સદશ વાતશામકમા સમાવી લેવા ઘટે છે.

**પિત્તોપક્રમ (પિત્તની ચિકિત્સા) :**

હવે આપણે પિત્તનો ઉપક્રમ જોઈએ: પિત્ત તીક્ષ્ણ છે, ઉષ્ણ છે, સર છે, દ્રવ છે, અમ્લ અને કટુ છે, વિસ્ર (દુર્ગંધી) છે, એટલે એને માટે ઘૃતપાન, મધુર, શીતળ દ્રવ્યોથી વિરેચન આપવુ મધુર, તિક્ત, કષાય ભોજન અને ઔષધ, શીતળ, સુગંધી અને હૃદ્ય ગંધોનું સેવન, કંઠમાં મોતી આદિ પિત્તહર ચીજોની માળાનુ ધારણ, મોતી, ચંદ્રકાત, પદ્મરાગ આદિનું ઉર પર ધારણ, કપૂર, ચંદન, ઉશીરાદિ દ્રવ્યોનો વારંવાર પ્રલેપ, રાત્રિના પ્રારંભનો ચંદ્ર, સફેદ નિવાસ, રમ્ય ગીત, ઠંડો પવન, મિત્રોનુ અનિયંત્રિત સુખ, સંદિગ્ધ, મુગ્ધ જેની વાણી છે તેવો પુત્ર, ચિત્તને અનુસરનારી પત્ની, જે પ્રિય હોય અને શીલથી વિભૂષિત હોય, જેની અંદર શીતાંબુ ધારા હોય તેવા ગૃહો, ઉદ્યાન, સારા વિપુલ સ્વચ્છ સલિલાશયના તીર્થ પર બનાવેલ તૃણનુ ગૃહ હોય તેમાં સૌમ્ય ભાવો હોય, દૂધ, વિરેચન અને બસ્તિ આ ત્રણ વિશેષ કરીને પિત્તને હરનાર છે.

સફેદ ચંદન, રક્ત ચંદન, વાળો, ખસ, મજીઠ, ક્ષીરકાકોલી, વિદારી, શતાવરી, ધા—ખાજરી, રક્તમગ, શ્વેતકમળ, નીલકમળ, કેળા, ધ્રો, મોરવેલ, કાકલ્યાદ ગણ, સારવાદિ ગણ, અંજનાદિગણ (કાળો સુરમો, રસાંજન, નાગકેસર, પ્રિયંગુ, નીલકમલ, જટામાંસી, પદ્મકેસર, જેઠીમધ) ઉત્પલાદી ગણ, ન્યગ્રોધાદિ ગણ (વડ, ઉબરો,

પીપર, પીપરી, જેઠીમધ, આમળા, અર્જુન, આમ્ર, લાક્ષા જાંબુ, મહુડો, નેતર, લોધર, ભિલામ, ખાખરો, પારસ પીપળો, સાલવૃક્ષ આદિ ) તૃણપંચમૂલ, આ પિત્તશામક છે એમાં વૃદ્ધ વાગ્ભટ ધમાસો, લીમડો, અરડૂસી, કૌંચ ખદિર, શાલિપર્ણી, પૃશ્નિપર્ણી, મોથ, ફાલસા, મોચરસ, નારિયેળ, ખજૂર, બલા, નાગબલા, કેવડો, ધાવડીફૂલ, તાડ, ભારંગમૂળ, શીંગોડા આદિ શીતવર્ય દ્રવ્યો પટોલાદિગણ જણાવે છે.

આમા ગુલાબનાં ફૂલ, ઇસબગોળ, મોતી, પ્રવાલ, જહરમોહરા આદિ જંગમ કે ખનિજ દ્રવ્યો લઈ લેવાં.

## कफोपक्रम ( कफनी चिकित्सा )

હવે આપણે કફનો ઉપક્રમ જોઈએ. કફ ભારે, શીત, સૌમ્ય, અપરુષ, પિચ્છિલ, ચકચકાયમાન, સ્થિર, અવ્યાપ્ત છે. તેને જીતવા માટે વિધિપૂર્વક તીક્ષ્ણ વમન, વિરેચન યોજવાં. રૂક્ષ, અમ્લ, તીક્ષ્ણ, ઉષ્ણ. અન્ન, કટુ, તિક્ત, કષાય ભોજન, જૂનું મધ, સ્ત્રીસંભોગ, જાગરણ, અને વ્યાયામ, ચિંતા, રૂક્ષ, મર્દન, ખાસ કરીને વમન, યૂષ, મધ, મેદહર ઔષધ, ધૂમ, ઉપવાસ, ગંડૂષ, અને સુખીનુ સુખ દૂર કરવું કફહારક છે

ચંદન, અગર, તિલવણ, કુષ્ઠ, હળદર, કપૂર, સિંધવ, સુવા, નસોતર, રાસ્ના, કરંજ જાતી, કલિહારી, ખાખરો, સાલમ, ખસ, વિદારી, કંદ, સારિવા, હળદર, મેષશૃંગી, પિપ્પલ્યાદિગણ, મરી, પીપર, એલચી, અજમોદ, ઇંદ્રયવ, પાઠા, જીરુ, હિંગ, ભારંગમૂળ, મૂર્વા, આરગ્વધાદિગણ આદિ કફશામક કહ્યા છે.

## संसर्ग सन्निपातयोः चिकित्सा :

ससर्गे यो गरीयान् स्यादुपक्रम. स वै भवेत् ।
शेपदोषाविरोधेन सन्निपाते तथैव च ॥ ( सु. सू अ. १२ )

જુદા દોષોને ઉદ્દેશીને જે ઉપક્રમ કહ્યો છે તે સંસર્ગ (બબ્બેમાં)માં કે સન્નિપાતમાં મેળવીને બળાનુસાર યોજવો. વાતપિત્તમાં વાતપિત્તનો મિશ્ર અને તેમાં જે બળવાન હોય તેનો વિશેષ એ રીતે ક્રમ યોજવો.

વાતપિત્તમા ગ્રીષ્મઋતુની ચર્યા, કફવાતમાં વસંતની અને કફપિત્તમા શરદની ચર્યા યોજવી, કારણ કે વાયુ યોગવાહી છે

ચર્યામાં જ દોષને જીતવો જોઈએ કુપિત દોષથી અવિરુદ્ધ રીતે બધા દોષોના પ્રકોપમાં એક દોષને એ રીતે જીતવો કે જેથી શેષ દોષોનો વિરોધ ન થાય

જે પ્રયોગ એક વ્યાધિનું શમન કરી અન્ય વ્યાધિનું ઉદ્દીરણ કરે તે શુદ્ધ નથી એકનુ શમન કરે, અન્યને કુપિત ન કરે તે શુદ્ધ છે.

વાતાદિ દોષ કોષ્ઠથી શાખા કે શાખાથી કોષ્ઠમાં જાય છે. (જુઓ 'રોગનિદાન' પૃ ૨૪, તેમાં તેની ચિકિત્સા સ્થાનાનુસાર કરવી.

ત્રણેય દોષો પ્રકુપિત હોય ત્યારે બળવાન દોષને એવી રીતે જીતવો કે જેમાં અન્ય દોષોનો વિરોધ ન થાય તેમાં અનેક પક્ષો છે.

વાયુ, પિત્ત અને કફના સમાન બળવાન હોવા પર પ્રથમ વાયુને શાત કરવો જોઈએ, કેમકે વાયુ નેતા છે. અન્ય પક્ષ સ્થાનની દૃષ્ટિએ પહેલા કફ, પછી પિત્ત અને પછી વાયુનુ શાંત કરવાનું કહે છે, કેમકે પહેલાં આમાશય કફનું સ્થાન છે ત્રીજો મત સુશ્રુતનો જ્વર અતિસારમા પહેલા પિત્ત પછી કફ અને વાયુને શાંત કરવા ઘટે છે. ચોથા મત પ્રમાણે જે દોષ પોતાના આશયમા બધાથી વધારે વધ્યો હોય તેને જીતવો ઘટે છે.

વાતાદિદોષોમાં અન્ય સ્થાનમાં ગયેલા નિર્બલ દોષની તે સ્થાન સંબંધી ચિકિત્સા કરવી (દોષની નહીં) આ નિયમ દુર્બળ દોષો માટે છે અને જે દોષ બળવાન હોય તે બીજા સ્થાનમાં ગયો હોય તો

તે સ્થાન અનુસાર ચિકિત્સા કરવી ઘટે છે. જો આગતુક રોગ બળવાન હોય તો પહેલા તેની અને પછી આગતુક દોષની ચિકિત્સા કરવી અને જો એથી વિપરીત આગતુક રોગ બળવાન ન હોય તો પહેલા સ્થાનિક દોષની ચિકિત્સા કરવી * તિર્યગ્ગત દોષો રોગીને વધારે વાર સુધી પીડે છે દેહ, અગ્નિ અને બળને જાણનાર વૈદ્ય આ દોષોમાં શીઘ્ર ચિકિત્સા ન કરતાં શનૈ શનૈઃ દેહ અગ્નિ અને બળનો વિચાર કરીને ચિકિત્સા કરે આ તિર્યક્ દોષોને શાસ્ત્ર પ્રયોગથી અથવા સુખપૂર્વક કોષ્ઠમા લાવવા બાદ જે સમીપનો માર્ગ હોય ત્યાંથી બહાર કાઢવા.

સંપૂર્ણ શરીરમાં ફેલાયેલા આમમિશ્રિત દોષોને બહાર ન કાટના રસાદિ ધાતુમાં લીન તથા પોતાના સ્થાનથી ચલાયમાન ન થતા દોષોને વમનાદિ બહાર ન કાઢવા કેમકે બૂરા રૂપમા નીકળતા તે શરીર માટે નુકસાનકારક બને છે, જેમ કાચી કેરીમાંથી રસ કાઢતા થાય છે. આ પ્રકારના દોષોને પાચનીય, દીપનીય ઔષધોથી બનાવેલ સ્નેહો વડે અગ્નિ દીપ્ત કરનાર પાચનોથી સ્વેદથી શુદ્ધ કરી સમીપના માર્ગોમાં દોષના બળાનુસાર શોધન કરવું મોઢાથી લીધેલ દ્રવ્ય આમાશયમાં દોષના નષ્ટ કરે છે. નાક આદિથી આપેલ દ્રવ્ય ઊર્ધ્વજત્રુના રોગોને અને ગુદાથી આપેલ દ્રવ્ય પકવાશયના દોષને કરે છે

**वृद्धिक्षयचिकित्सासूत्राणि :**

तत्र स्वयोनिवर्धनान्येव प्रतिकार । (दोषक्षये)

દોષક્ષયમા સ્વયોનિવર્ધન દ્રવ્યોનો ઉપયોગ કરવો. કફની યોનિ રસ અને પિત્તની રકત છે એમ અમુક આચાર્યો કહે છે પણ તે વધારવા પણ અનુક્રમે આપ્ય અને તૈજસ દ્રવ્યોનો ઉપદેશ કરવો જોઈશે. વાતવર્ધક, પિત્તવર્ધક અને કફવર્ધક દ્રવ્યોનો ઉપયોગ અનુક્રમે તેમના ક્ષયમા કરવો જોઈએ એ જ રીતે ધાતુક્ષયમાં પણ કહ્યું છે.

* आगंतुक शमयेद्दोष स्थानिनं प्रतिकृत्य वा । (अ. हृ. सू अ १३.)

तत्रापि स्वयोनिवर्धनद्रव्योपयोग' ( प्रतिकारः )। प्रतिकारश्चिकित्सितम्

એ જ રીતે મળના ક્ષય વિશે પણ જાણવું ઘટે છે. આથી વિરુદ્ધ વૃદ્ધ દોષો–ધાતુઓ અને મળોના પ્રતિકાર માટે કહ્યુ છે.

तेषा यथास्व संशोधनं क्षपणं च क्षयाद्‌विरुद्धैः क्रियाविशेषै. प्रकुर्वित।

पूर्वं पूर्वोतिवृद्धत्वाद्वर्धयेद्धि परं परम् ।

तस्मादतिवृद्धानां धातुना ह्रासन हितम् ॥

પૂર્વ વધેલી ધાતુ અન્યને વધારે છે. એટલે અતિ વૃદ્ધ ધાતુને હ્રાસ કરવો પરમ હિતકારક છે. જરૂર પ્રમાણે સંશોધન સંશમન ( તે ક્ષયથી અવિરુદ્ધ ) ચિકિત્સા કરવી જોઈએ. સ્વેદક્ષયમાં તેલનુ માલિશ અને સ્વેદ આપવો.

## संचये दोषापहरणे गुणा

દોષની સચયાવસ્થામાથી જ તેમને જીતવા જોઈએ, કેમકે ઉત્તરોત્તર અવસ્થામા તેઓ બળવાન બને છે અને અલ્પદોષોમાં સંશમન, મધ્ય દોષોમાં લંઘનપાચન અને પ્રભૂત દોષોમાં સંશોધન આ પ્રમાણે ક્રમ કરવો પડે છે દોષોની અવસ્થાઓમાં સંચય, પ્રકોપ, પ્રસર, સ્થાનસંશ્રયાદિ ષડ્વિધ ક્રિયાકાલ જોઈ ગયા છીએ ( જુઓ 'રોગનિદાન' પાનું ૩૪ ) તેમાં ઉત્તરોત્તર દોષપ્રકોપ બલવત્તર બને છે. ટીકાકાર ચક્રપાણિએ બલવત્તર એટલે એકથી બીજી અવસ્થામાં ક્રમશઃ બળવાન બને છે એવો અર્થ લીધો છે. વાગ્ભટે કહ્યું છે :

ચય એવ જયેદ્દોષ કુપિતં ત્વવિરોધયન્ ।
સર્વ કોપે બલીયાંસં શેષદોષાવિરોધનઃ ॥

કોપકાળ આદિની પ્રતીક્ષા કર્યા વિના ચયકાલમાં દોષને જીતવા ઘટે છે. અને તે કેવી રીતે ? બધા દોષોમાં જે લઘુ બળવત્તર હોય તેને જીતવો, કઈ રીતે ? અન્ય દોષથી અવિરોધી રીતે દોષ પ્રકોપ પણ બે

રીતે થાય છે. પ્રકૃતિ સમ સમવેત અને વિકૃતિ વિષમ સમવેત, એમાં પહેલામાં દોષસ્વરૂપ જેવું જ રોગસ્વરૂપ પણ હોય છે. દ્વિતીયમાં વિલક્ષણ રોગ છે. ઉદાહરણ તરીકે કફજ્વર લો. કફનો વિરોધી ઉષ્ણ ઉપચાર છે. પરંતુ જ્વરરૂપ હોઈ તેમાં કફનો વિરોધી અતિ ઉષ્ણ ઉપચાર ન કરવો. અષ્ટાંગસંગ્રહમાં સંગ્રહકારે આ બાબત સૂત્રસ્થાન અધ્યાય ૨૨માં ખૂબ સવિસ્તર રૂપે લખી છે

**जनपदोध्वंसे साधारणी चिकित्सा :**

વાયુ, જલ, દેશ, કાલ આ ચાર ભાવો દોષોથી યુક્ત હોઈને જનપદનાશક બને છે એનાથી વિપરીત હિતકર છે. આ ચારેય ભાવો વિકૃત હોવા છતાં જ્યારે ઔષધ દ્વારા તેનો પ્રતિકાર થાય છે ત્યારે મનુષ્યે ડરવાની જરૂરત નથી. વાયુથી જલ, જલથી દેશ, દેશથી કાલ વધારે દુષ્પરિહાર્ય છે કેમકે વાયુથી પણ બચી શકાય, જલને શુદ્ધ પણ કરી શકાય, દેશ પરિવર્તન પણ થઈ શકે પરંતુ કાલ ? કાલ બધામાં મુખ્ય છે. એનો પ્રતિકાર કઠણ છે. તે સમયે જેમનુ મૃત્યુ સામાન્ય નથી અને જેમના કર્મ એક સરખા નથી એવા મનુષ્યને સ્નેહ, સ્વેદ, વમન, વિરેચન, આસ્થાપન, અનુવાસન, સિરોવિરેચન દ્વારા બચાવી શકાય છે, તે સમયે રસાયનો વિધિવત્ પ્રયોગ પ્રશસ્ત મનાય છે જનપદોધ્વંસથી પૂર્વ સંગૃહિત ઔષધોથી દેહનુ પરિપાલન ઇષ્ટ છે. સત્ય, પ્રાણી પર દયા, દાન, બલિ, દેવપૂજા, સત્પુરુષોનો આચાર, સદાચાર, પ્રશમ (વિષયોની શાંતિ), પોતાની રક્ષા અને કલ્યાણકારક જનપદોનુ સેવન હિતકારક છે. બ્રહ્મચર્યનું સેવન કરવું જોઈએ. ધર્મકથા, જિતેન્દ્રિય મહર્ષિઓ સાથે વાર્તાલાપ પ્રશસ્ત છે. અધર્મ આનું પ્રમુખ કારણ છે, એ સ્મરણમા રહેવું જોઈએ. ચરકે વિમાનસ્થાન અધ્યાય ત્રણમાં આ ક્રિયા બતાવી છે.

હવે આપણે સુશ્રુતનો મત જોઈએ 'તત્ર અવ્યાપન્નાનામૌ-ષધિના ચોપયોગઃ' એ સૂત્ર વડે અદૂષિત વનૌષધિ અને જલનો ઉપયોગ

કરવો જોઈએ જૂના અને અવ્યાપન્ન પાણીનો ઉપયોગ કહેલ અધર્મને કારણે ઋતુવ્યાપત્તિ હોય એને માટે દૈવવ્યપાશ્રય ચિકિત્સા કહેલ છે. તેમાં સ્થાન, ત્યાગ, શાંતિ, મંત્રો, પ્રાયશ્ચિત્ત, પ્રશસ્ત મણિ આદિ મંગલ વસ્તુનું ધારણ, જપ, હોમ, ઉપહાર, દેવતા, બલિ, તપ, નિયમ, મૌન, દયા, દાન, દીક્ષા, દેવ, ગુરુ, બ્રાહ્મણ સેવા કહેલ છે.

## दुष्टस्रोतसां चिकित्सा :

પ્રાણવહ સ્રોતો દુષ્ટ થતાં શ્વાસવત્, ઉદકવહ સ્રોતામાં તૃષ્ણાવત્, અન્નવહ સ્રોતોની દુષ્ટિ થતાં આમદોષની ચિકિત્સા કરવી. દુષ્ટ મૂત્રવહ-સ્રોતોની ચિકિત્સા મૂત્રકૃચ્છ્ર, પુરીષવહ સ્રોતોની અતિસારવત્ સ્વેદવહ-સ્રોતોની ચિકિત્સા જ્વરવત્ અને દુષ્ટ રસવહ આદિ સ્રોતોની ચિકિત્મા દુષ્ટ રસની વિવિધાશીતપીતીયાધ્યાયમાં કહી છે તે પ્રમાણે કરવી. તે નીચે પ્રમાણે છે.

રસજ વિકારોમાં લંઘન શ્રેષ્ઠ ઔષધ છે. (ચ. સુ અ. ૨૮) રક્તજરોગોમાં રક્તપિત્તમાં કહેલી ચિકિત્સા કરવી. વિરેચન આપવું. ઉપવાસ અને રક્તમોક્ષ કરાવવો. દુષ્ટ શોણિતનાં બલ અને દોષનાં પરિમાણ જોઈને ચિકિત્સા રક્તવિસ્રાવણની કરાવવી. માંસજ વ્યાધિઓમાં સંશોધન, શસ્ત્રકર્મ, ક્ષાર અને અગ્નિકર્મો કરાવવાં. મેદવૃદ્ધિ અને ક્ષયમાં અનુક્રમ સ્થૌલ્ય અને કાર્શ્યમાં જે ચિકિત્સા કહી છે તે કરાવવી. અસ્થિગત વ્યાધિઓમાં પંચકર્મો કરી તિક્તરસયુક્ત બસ્તિ, દૂધ અને ઘૃત આપવાં. મજ્જા અને શુક્રગત વ્યાધિઓમાં મધુર અને તિક્ત અન્ન, વ્યવાય વ્યાયામ અને યોગ્યકાલમાં પ્રમાણયુક્ત શુદ્ધિ હિતકારક છે. શુક્રક્ષયમાં દૂધ, ઘી, મધુર અને સ્નિગ્ધ દ્રવ્યોનો પ્રયોગ કરવો. ઓજ વિકૃતિમાં જીવનીય ઔષધ, દૂધ, માંસ રસાદિ ઓજો વિકારનાં ઔષધ આપવાં. સ્તન્યક્ષયમાં કફવર્ધક ચિકિત્સા કરવી. સ્નાયુ, શિરા, કંડરા, આદિની વિકૃતિમાં વાત-રોગોમાં કહેલી ચિકિત્સા કરવી

**સ્થૌલ્યકાર્શ્ય ચિકિત્સા :**

આઠ પ્રકારના નિંદિત પુરુષોમાં અતિકૃશ, અતિસ્થૂલ, અલોમ, અતિલોમ, અતિકૃષ્ણ, અતિગૌર, અતિહ્રસ્વ, અતિદીર્ઘ આ કહ્યા છે. જુઓ : (રોગનિદાન પૃ ૫૨) તેમાં અતિકૃશ અને અતિસ્થૂલ એ બંને સૌથી વધુ નિંદ્ય છે એ બનેમાં પણ સ્થૂલતાથી કૃશતા સારી છે, કેમકે કૃશનુ તો બૃંહણ કરી શકાય છે. પણ સ્થૂલને બૃંહણ આપતા સ્થૌલ્યવૃદ્ધિ અને કર્શણ કરાવતાં નબળાઈ આદિ થાય છે.

સ્થૌલ્યમાં શ્રમ, ચિંતા, વ્યાયામ, ભ્રમણ, મધનું સેવન, રાત્રિ જાગરણ, જવ, અને લઘુ ધાન્ય લેવાથી અતિસ્થૌલ્ય દૂર થાય છે. એને માટે નિદ્રાનો સમય ધીરે ધીરે ઘટાડવો. અને મૈથુન, વ્યાયામ, ચિંતન, (મૂળ ચિંતા), ક્રમશ વધારવાં પ્રાત કાળે મધનુ પાણી પીવુ ચોખાનું ધોવાણ કે ચોખાનુ ગરમ મંડ પીવુ ચવક, સફેદ જીરું, સૂંઠ, મરી, પીપર, હિંગ, સંચળ, હરડે, સમભાગે લઈ એને કૂટી લો. ૧ માસો ચૂર્ણ દરરોજ લો. વાવડિંગ, સૂંઠ, યવક્ષાર, લોહભસ્મ, આમળાં સમભાગે મેળવીને બારીક કરીને ૬ રતી ૨ થી ૩ વાર મધ સાથે આપવાથી સ્થૌલ્યનો નાશ થાય છે. વિડંગાદ્ય લોહ ઉત્તમ મેદઘ્ન છે. અમૃતાદિ ગૂગળ અને લોહ રસાયન આપવામાં આવે છે વાળો, અગર ચંદન, ખસનો લેપ કરવાથી દુર્ગંધ દૂર થાય છે. હાથ પગમાંથી સ્વેદ વધુ આવતા પંચ તિક્ત ઘૃત ગુગ્ગુલુ આપવું જોઈએ. અગ્નિબુદ્ધિને હરનાર લોહારિષ્ટ મેદરોગમા આપવું જ્યારે દૌર્બલ્ય વધુ હોય ત્યારે મેદને દૂર કરે છે. આમ વધારે હોય ત્યારે સાથે ભૃંગરાજાસવ કે પુનર્નવારિષ્ટ મેળવીને આપવો. આમળાંના ચૂર્ણનો લેપ કરી નાહવાથી દુર્ગંધ દૂર થાય છે.

રૂક્ષ અન્નપાનાદિકના સેવનથી જે કૃશ થયો હોય તેના પાતળાપણાને દૂર કરવા કાર્શ્યહર ચિકિત્સામા ધાતુવર્ધક બૃંહણ ઉપચાર કરવા. બલવર્ધક, વૃષ્ય, વાજીકરણ ચિકિત્સા કરવી. અશ્વગંધાદિ તેલ શ્રેષ્ઠ છે.

આસગંધ ખાવા આપવું. અશ્વગંધાદિઘૃત પ્રશસ્ત છે. અશ્વગંધા શતાવરી, ગોખરુ, બહુફલી, બદામ, પિસ્તાં, દૂધ ઘી, શીરો આ બધાં મેદવૃદ્ધિ કરનાર છે. કફવર્ધક, બૃંહણ, પૌષ્ટિક આહાર આપવો. પથ્યમાં સ્નાન રસાયન, શાલિચોખા, ઘઉ, સુખ, દૂધજન્ય પદાર્થ, શેટડી, અડદ પેટ ભરીને જમવું. મત્સ્યવર્ગનાં પ્રાણી, માંસ, દિવસે સૂવું, ફૂલહાર, સુવાસ, ગળપણ, જમ્યા અંતે પાણી લેવું ચિંતા, થાક, ઉજાગરો, મૈથુન, ઉદ્‌વર્તન, ઉપવાસ, તડકો, જૂના વાસના ચોખા, કોદરી, સામો, બંટી, કાંગ, જવ, કળથી, તૂરાં દ્રવ્યો, ખાટી છાશ, સુરા, ગૂગળ, ગરમ પાણી, જમ્યા પહેલાં પાણી એ અપથ્યો છે.

આ પ્રમાણે સ્થૌલ્યકાર્શ્યની ચિકિત્સા જોયા બાદ આપણે પંચકર્મોમાં સ્નેહથી બસ્તિ સુધીનો સવિસ્તર વિચાર કરીએ.

## पंचकर्म

**સ્નેહન:** સ્નેહોમાં ઘી, મજ્જા, વસા અને તેલ આ ચાર સ્નેહ બધાથી ઉત્તમ માન્યા છે. આ ચારેયમાં પણ ઘૃત ઉત્તમ છે, કેમકે તે સંસ્કારનુ ગ્રહણ કરે છે. મધુર હોવાથી, અવિદાહી હોવાથી જન્મથી (દૂધ સ્વરૂપે) ગ્રહણ કરાતુ હોઈ તે શ્રેષ્ઠ છે તેલ, વસા અને મજ્જા સંસ્કાર કરવા પર પોતાના ગુણોને છોડી દે છે. ઉદાહરણ તરીકે ચંદનાદિ તેલમાં તે શીતળ બની જાય છે. ઘી બીજાના ગુણો પોતાના ગુણને કાયમ રાખી લે છે. એટલા માટે વાતપિત્ત જ્વરાદિમાં સંસ્કારિત તેલનો ઉપયોગ નથી થતો. પરતુ જે જે તૈલસાધ્ય રોગો છે તેમાં સસ્કારિત ઘૃત આપવામાં આવે છે. શીત દ્રવ્યોથી સાધતાં ઘી શીતળ અને ઉષ્ણુ દ્રવ્યોથી સાધતાં ઉષ્ણુ બની જાય છે.

આ ચારે સ્નેહોમાં યથાપૂર્વ ક્રમશઃ પિત્તનાશક છે. તેલથી વસા પિત્તનાશક, વસાથી મજ્જા અધિક પિત્તનાશક, મજ્જાથી ઘી અધિક પિત્તનાશક છે. ઉત્તરોત્તર વાતકફહર છે. ઘી વાતકફહર છે. મજ્જા

ઘીથી વધુ, વસા મજ્જાથી વધુ અને તેલ બધાથી વધારે વાતકફહર છે. ઘી તેલથી વધુ ભારે, તેલથી વસા ભારે અને વસાથી મજ્જા ભારે છે.

બે સ્નેહો મળી યમક કહેવડાવે છે. જેમ સર્પિવસા, સર્પિતેલ આદિ મળીને, ત્રણેય સ્નેહ મળીને ત્રિવૃત્ત કહેવાય છે. યથા ઘી, તેલ અને વસા ચાર સ્નેહો મળી મહાસ્નેહ કહેવાય છે. સ્નેહના આશ્રય ઘી, દૂધ, ( ઘીના ) માંસ ( વસા ) અસ્થિ ( મજ્જાનુ ) અને ફલ તેમ જ લાકડી ( તેલના ) છે.

કોને સ્નેહ જરૂરી છે? જેમને સ્વેદન આપવું હોય, કે સંશોધન કરવુ હોય, મદ્યમાં આસક્ત, સ્ત્રી પ્રસંગમાં, વ્યાયામમાં, ચિંતામા રત, વૃદ્ધ, બાળક, અલ્પબળ, કૃશ, રૂક્ષ, ક્ષીણરક્ત, શુક્ર, વાતરોગી, અભિષ્યંદિ, તિમિર અને કઠણાઈથી જે પલ ખોલી શકે ( વર્ત્મ રોગીને ) તેને સ્નેહન કરાવવું

સ્નેહન કોને ન કરાવવું? અતિ મંદાગ્નિ, તીક્ષ્ણાગ્નિ, સ્થૂલ, દુર્બલ, ઊરુસ્તંભ, અતિસાર, આમરોગી, ગલરોગ, ઉરરોગ, ઉદરરોગ, મૂર્છા, છર્દિ, અરુચિ, કફપીડિત, તૃષ્ણાપીડિત, મદ્યપીડિત અપપ્રસૂતા અને વિરેચન કર્યા બાદ સ્નેહન ન કરવુ જોઈએ. અતિ દુર્બળના સ્નેહનનો નિષેધ છે પણ અલ્પ બળવાળાનું સ્નેહન માન્ય છે.

ઘીનો ઉપયોગ બુદ્ધિ, સ્મૃતિ, પ્રજ્ઞા, અગ્નિ આદિની ચાહનાવાળા માટે ઉત્તમ છે. ગ્રથિનાડી, કૃમિ, શ્લેષ્મા, મેદ, વાતરોગી, હલકાપણુ, રૂઢના ચાહનાર અને ક્રૂરકોષ્ઠમાં **તેલ** અત્યત ઉપયોગી છે. વાયુ, તડકો, મુસાફરી, ભાર ઉપાડવો, સ્ત્રીસેવન, વ્યાયામ આમાથી કોઈ એક ક્ષીણ થયે પ્રબલાગ્નિવાળાને, રૂક્ષ અને કલેશ સહન કરી શકનારને **વસા** અને **મજ્જાથી** સ્નેહન કરવુ.

વસા-મજ્જાની વિશિષ્ટતા એ છે કે સંધિ, અસ્થિ, મર્મ, કોષ્ઠ,

આ ચારેયની પીડામાં બળત્રા ઉપર, દંડથી ચોટ લાગે ત્યારે, યોનિની સ્થાનભ્રષ્ટતા ઉપર, કાન કે શિરના રોગમાં ઉત્તમ છે. શોધનની દૃષ્ટિથી તેલ પ્રાવૃપમાં, ઘી વર્ષાના અંતમાં, વસા તથા મજ્જા ચૈત્ર માસમાં વાપરવાં જોઈએ. આ પ્રકારે ચારેય સ્નેહ વસંત, શરદ, પ્રાવૃપ અને સર્વસાધારણ ઋતુઓમા અથવા શોધન યોગ્ય પુરુષોમાં સૂર્યના નિર્મળ થવા ઉપર વાપરવા જોઈએ દોષ સામ્ય હોય ત્યારે વાતકફ કે કેવળ કફની પ્રકૃતિ હોય ત્યારે દિવસે સ્નેહ વાપરવો કેવળ વાયુ, પિત્ત કે વાતપિત્તની પ્રકૃતિ હોય તો રાત્રે સ્નેહ વાપરવો જોઈએ. રોગવશ અકાલે પણ સ્નેહ યોજી શકાય છે. દોપ, દૂષ્ય, બલ આદિનો વિચાર કરી જે પણ યોગ્ય લાગે તેમ યોજી શકાય.

માત્રા, કાલ, ક્રિયા, ભૂમિ, દેહ, દોષનો વિચાર કરી યુક્તિપૂર્વક ઘૃત આદિ સ્નેહનો પ્રયોગ કરવો જોઈએ. પ્રયોગ કરવા માટે ભક્ષ્ય (ભોજ્ય, લેહ્ય, પેય આ ત્રણનો) આદિ સાથે, નિરુહ, અનુવાસન, અને ઉત્તર બસ્તિ દ્વારા, નસ્યમાં અભ્યંગ, ગંડૂપમાં શિરોબસ્તિ, કર્ણતર્પણ, અક્ષિતર્પણ દ્વારા સ્નેહ શરીરમાં આપી શકાય છે.

સ્નેહ આપવાના પ્રકારને વિચારણા કહે છે. તે ૬૪ પ્રકારની છે. ૬૩ પ્રકારના રસોના ભેદ સાથે મળીને ૬૪ પ્રકારની છે.

જે અચ્છ ( કેવળ શુદ્ધ ) સ્નેહ પિવાય છે એ બહુ પ્રબળ હોઈ વિચારણાનો વિષય નથી, પરંતુ શિરોબસ્તિ, કર્ણતર્પણ આદિમાં સ્નેહનો બાહ્ય ઉપયોગ છે, તે વિચારણા છે. સ્નેહનો અચ્છપેય પ્રયોગ બધાથી શ્રેષ્ઠ છે, કેમકે અચ્છપેય પ્રયોગ સ્નેહનાં કર્મ, તર્પણ, માર્દવ આદિને શીઘ્ર ઉત્પન્ન કરે છે.

અચ્છપેયની ત્રણ માત્રા હ્રસ્વ, મધ્ય અને ઉત્તમ અનુક્રમે બે, ચાર અને આઠ પ્રહરમાં જીર્ણ થાય છે. અજ્ઞાત કોષ્ઠમાં દોપાદિને જોઈ પહેલાં હ્રસ્વ માત્રા આપવી હ્રસ્વ માત્રા ૨ પ્રહરમાં પચે છે.

કેટલાક આચાર્યો હ્રસ્વ ૨ પલ, મધ્ય ૪ પલ, ઉત્તમ ૮ પલ એમ વજનથી લે છે, પરંતુ જઠરાગ્નિના બલની દૃષ્ટિથી માત્રા નિર્ણય ઉત્તમ છે

હ્રસ્વ માત્રા : દુર્બલ, મંદાગ્નિ, બાલ, વૃદ્ધ, સુખી, અપથ્ય સેવી, ખાલી કોષ્ઠ, જ્વર, અતિસાર અને કાસવાળાને આપવી. મધ્યમાત્રા . પ્રમેહ, ઊરુસ્તભ, પીડિકા, કુષ્ઠ, વાતરક્તવાળાને અને ઉત્તમ માત્રા મહાન અગ્નિ, બળ, ક્ષુધા, તૃષા સહી શકનાર, ઉન્મત્ત, મૂત્રકૃચ્છવાળાને આપવી.

પહેલે દિવસે અન્ન પચે ત્યારે અચ્છરૂપમાં ઉત્તમ માત્રામાં શોધન માટે આપવુ. શમન માટે આગલુ અન્ન પચ્યે ભૂખ લાગે ખાધા વગર મધ્ય માત્રામા આપવુ અને જીર્ણ થયે ભોજન કરવુ બૃંહણ સ્નેહને સાત્મ્યાનુસાર, માંસરસ, મદ્ય, ભોજન સાથે અલ્પ માત્રામાં બૃંહણ યોગ્ય કૃશ-સ્ત્રી બાલાદિકને આપવું.

ભોજનથી પહેલા લીધેલુ સ્નેહ ઊરુ-જંઘા-કટિમાં બળ, વાયુનું અનુલોમન, આરોગ્યના અને નાભિથી નીચેના શરીરના બળનો હ્રાસ કરે છે. મધ્યમા લીધેલ સ્નેહ અગ્નિ વધારે છે. બલ, સ્થૈર્ય અને ઉદરરોગ મટાડે છે. ભોજન બાદ લીધેલ સ્નેહ ઊર્ધ્વજત્રુના રોગનો નાશ કરે છે અને ઇંદ્રિયોની સ્થિરતા કરે છે. વાયુમાં ઘીને લવણ સાથે, પિત્તમા શુદ્ધ ઘી અને કફમા યવક્ષાર, ત્રિકુટથી મેળવીને આપવું. અચ્છ સ્નેહ બાદ ગરમ પાણી પીવું. તેથી સુખપૂર્વક પચી મોઢાની ચીકાશ દૂર થાય છે. ભિલ્લામા જેવા ઉષ્ણ દ્રવ્યના સ્નેહ બાદ શીતલ જલપાન કરવુ, કેમકે અન્યથા વિરુદ્ધ થશે.

સ્નેહ પચવા લાગે ત્યારે શિરોવેદના, ભ્રમ, મોઢાથી થૂંક આવવું, મૂર્ચ્છા, શિથિલતા, બેચેની અને થકાવટ હોવાથી સ્નેહને પચેલો જાણવો.

જ્યારે આ લક્ષણો શાંત થાય ત્યારે સ્નેહ પચી ગયે વાતાનુલોમન આરોગ્ય, તૃષ્ણા, શાંતિ અને ઉદ્દગાર શુદ્ધિ થાય છે. સ્નેહના જીર્ણ થવા કે ન થવાથી શંકા હોય ત્યારે ગરમ પાણી પીવુ. તેલપાન પશ્ચાત્ યુષ, વસા કે મજ્જાપાન પશ્ચાત્ મંડ પીવો અથવા સંપૂર્ણ સ્નેહોમાં ઉષ્ણ જલ પીવુ.

ઓદન, વિલેપી, રસ, માંસ, દૂધ, દહી, યવાગૂ, સૂપ, શાક, યુષ, કાંબલિક, ખડ, સત્તુ, તિલપિષ્ટ, મદ્ય, સ્નેહ, લેહ, ભક્ષ્ય, અભ્યંજન, બસ્તિ, ઉત્તરબસ્તિ, ગડૂષ, કર્ણતેલ, નસ્ય, અક્ષિતર્પણ એ સ્નેહની ૨૪ વિચારણા છે.

સ્નેહ પૂર્વે કોમલ સૌમ્ય જઠરાગ્નિ પ્રદીપ્ત કરે તેવી ઔષધિ આપવી. બાદમાં સ્નેહ આપ્યા પછી જેણે કાલે સ્નેહ લીધેલ છે તેવાને દ્રવ ગરમ, અનભિષ્યદિ, અલ્પ સ્નિગ્ધ, નાના પ્રકારનાં ભોજનોથી ન મળેલુ હોય તેવુ ભોજન આપવુ

અન્ય સ્નેહ મૃદુકોષ્ઠ માટે ત્રણ, મધ્ય માટે ૪–૫–૬ અને ક્રૂર માટે સાત દિન પીવો પછી રોજ પીએ તો સાત્મ્ય થતાં અભ્યાસ થઈ જાય અને મલાદિનું શોધન નથી થતું.

સ્નેહના અતિયોગથી પાંડુ, અગસાદ, નાસાસ્રાવ, મુખસ્રાવ, ગુદાસ્રાવ, દાહ, અરુચિ, વમન, મૂર્ચ્છા, તૃષા, મરો, ખાટા ઓડકાર, ભ્રમ, શ્વાસ, કાસ આ અતિયોગથી થાય છે મિથ્યા યોગથી શોફ, અર્શ, તદ્રા, નિદ્રા, મૂર્ચ્છા, કંડુ, જ્વર, ઉત્કલેશ, શૂળ, આનાહ, બલનાશ, અગ્નિમાદ્ય, દૌર્બલ્ય, જડતા, આમદોષ સ્તભ આદિને કરે છે. આ બધું માત્રા વગર, દોષાદિનો વિચાર કર્યા વગર, આપવાથી થાય છે. એને માટે ભૂખ્યા રહેવું, પાણી પણ ન પીવું, વમન, સ્વેદન, રૂક્ષણ, તક્રારિષ્ટ, શાલિ, જવ, કોદર, પીપર, ત્રિફળાં, મધ, હરડે, ગોમૂત્ર, ગૂગળનું સેવન ઇષ્ટ છે.

પિત્તમાં કેવળ અચ્છસ્નેહ ખાસ કરી સામપિત્તમાં ન જ આપવુ. પિત્તપ્રકૃતિની જઠરાગ્નિ સ્નેહને કારણે તીવ્ર થઈ સ્નેહને પચાવી ઓજ તરફ વધતી જ્વર, મોહ, ઉપદ્રવથી પ્રાણનાશક તૃષા કરે છે તે વખતે શીતળ પરિષેક, સ્નાન આદિ ન કરે તો તે સ્નેહાગ્નિથી બળતો મૃત્યુ પામે છે એને શીતળ જલથી પરિષેક અને અવગાહન કરવુ જોઈએ. માંસવાળા, મેદવાળા, બહુ કફવાળા અને સમાગ્નિવાળા જે નિત્ય સ્નેહાભ્યાસી છે, જેનુ શોધન પણ કરવુ છે, એમને સ્નેહ આપતા પૂર્વે રૂક્ષણ કરવું જોઈએ બાદ સ્નેહ આપી શોધન કરવુ

બાળક, વૃદ્ધ આદિ જે સ્નેહનુ પથ્ય ન કરી શકે તેને માટે **સદ્ય સ્નેહનો** પ્રયોગ છે. પ્રભૂત માંસરસની પેયા, તલચૂર્ણ, ઘી સાથે રાબ, ઘી સાથે ખીચડી. જાંગલ કે અનુપ માંસનો ઉકાળીને રસ, ઘી માંસરસ સાથે યવાગૂ, ઘી, લવણ મિશ્રિત દૂધ, પેયા, આદિ સદ્ય.સ્નેહ છે.

લવણ સાથે સ્નેહ તુરત જ ગુણકારી થાય છે. બોર અને ત્રિફળાના રસમાં ચારેય સ્નેહને સિદ્ધ કરીને આપવાથી શુક્ર અને યોનિદોષ માટે છે. કુષ્ઠ, શોથ, પ્રમેહ, આદિમાં સ્નેહને માટે ગોળ, આનુપમાં તલ, દૂધ, અડદ, સુરા, દધિ ન આપતાં પોતાના અધ્યાયમાં કહેલા ત્રિફળા, પીપર, હરડે, ગૂગળ આદિ પથ્યકારી દ્રવ્યોનો પ્રયોગ કરવો દેહને બળ આપનાર સ્નેહો અગ્નિમંદ કરનાર ન થાય તે સ્મરણમાં રહે અથવા એથી વિપરીત અગ્નિવર્ધક સ્નેહો દેહને કૃશ ન કરી દે.

સ્નેહનુ સેવન કરનારની અંતરાગ્નિ પ્રદીપ્ત, કોષ્ઠ, શુદ્ધ, ધાતુઓ નવીન, બલવર્ણથી સંપન્ન, ઇંદ્રિયો, દૃઢ, મોડેથી જરા આવે અને એકસો વર્ષ જીવે છે. કહ્યુ છે.

દીપ્તાન્તરાગ્નિ: પરિશુદ્ધકોષ્ઠ: પ્રત્યગ્ર ધાતુબલવર્ણ યુક્ત ।
દૃઢેન્દ્રિયો મન્દજર: શતાયુ: સ્નેહોપસેવી પુરુષ પ્રદીષ્ટ: ॥

(અ સં. અ. ૨૬)

## સ્વેદન

સ્વેદ બે પ્રકારના છે. નિરગ્નિસ્વેદ અને અગ્નિસ્વેદ: અગ્નિસ્વેદના ચાર પ્રકાર છે. તાપ, ઉપનાહ, દ્રવ અને ઉષ્મ એમ ચાર ભેદો છે

**તાપ સ્વેદ :** હાથ, કાંસ્યપાત્ર, વાલુકા, વસ્ત્ર, માટીનો ઘડો આદિ અગ્નિ તપ્ત કરી આ સ્વેદ આપવામાં આવે છે

**ઉપનાહ સ્વેદ :** અગર, તગર, કાષ્ઠાદિ ગંધયુક્ત દ્રવ્યો, ધાણા, સરસવ, વજ, દેવદારૂ, રાસ્ના, એરંડમૂળ, જેઠીમધ આદિ વાતહર દ્રવ્યોનાં ચૂર્ણથી, જવ, ઘઉ, કૂટીને આનુપ પશુઓના રક્ત, માસ આદિથી આપવામાં આવે છે. વાયુ અને કફ હોય ત્યારે સુરસાદિ ગણથી આપવામા આવે છે વાયુના પિત્ત સાથે મળવા પર પદ્મકાદિગણથી સ્વેદ આપવો. વાયુ સ્વતંત્ર હોય ત્યારે દૂધ, શુક્ત, ધાન્યામ્લ, લવણ, મસ્તુ એમને ઘટ્ટ પીસીને સારી રીતે સ્નિગ્ધ અને અનુકૂળ આવે એવાં ગરમ ગરમ સાલ્વનાદિ ગણનાં ઔષધોથી લેપ કરવો ઉપર ઉષ્ણવીર્ય, દુર્ગંધ વગરના કોમલ રોમવાળા ચામડાથી કે તેના અભાવમાં ઘટ્ટ પીસેલા વાતહર દ્રવ્યોનાં પાનથી ઊનનાં વસ્ત્રથી કે રેશમનાં વસ્ત્રોથી દિવસે બાંધવુ. એમાં વિદાહ ન થાય માટે રાત્રે ખોલી નાખવુ કે રાત્રે બાધી દિવસે ખોલવું અથવા દોષ, દેશ કાલાદિ વશ કરવુ.

**દ્રવ સ્વેદ :** બે પ્રકારનો છે. પરિષેક અને અવગાહ. વાયવરણો, શિગ્રુ, મૂળા, સરસવ, વાસા, અશોક, શિરીષ, આકડો, કરંજ, એરંડ, ચમેલી, ભાંગ, દશમૂલાદિ, વાતહર દ્રવ્યોથી, મસ્તુ (દહીનું પાણી), સુરા, શુક્ત આદિના કવાથથી, તગર, કુષ્ઠાદિ, ઉપનાહમાં કહેલાં દ્રવ્યોથી કવાથ કરી દોષાનુસાર પરસ્પર મેળવી તપેલા, કુવારા કે નાળીવાળી ડોલ ભરીને રોગીના શરીર પર વાતહર તેલનું માલિશ કરી અથવા વગર માલિશે રોગીને ચટાઈ કે તખ્તા ઉપર બેસાડી એક અંગ અથવા સંપૂર્ણ શરીરને વસ્ત્રથી ઢાંકી પરિસીચન કરવુ આ જ

કવાથોથી બહુ મોટી કડાઈ, કુંડ કે દ્રોણીને ભરી તેમાં અવગાહન (ડૂબકીઓ) કરાવવું જોઈએ.

**ઉષ્મ સ્વેદ :** આઠ પ્રકારનો છે. પિંડ, સસ્તર, નાડી, ઘનશ્મ કુભી, કૂપ, કુટી અને જેન્તાક એમ આઠ ભેદ છે.

**પિંડ સ્વેદ :** માટી, ઠીકરા, પથ્થર, લોહપિંડ આદિને ગરમ કરી સાણુસીથી લઈ ખાટી કાંજીમાં ડુબાડી પછી ભીના કંબલના ટુકડામાં લઈ કફ મેદ બહલ દુ.ખતાં અગો પર શેક કરવો, એને સંકર સ્વેદ પણ કહે છે

**સંસ્તર સ્વેદ :** દોષાદિની અપેક્ષા પ્રમાણે એરંડમૂલ આદિ સ્વેદન દ્રવ્યોને બંધ વાસણમાં ખૂબ ઉકાળી પછી વાયુ વગરના ઓરડામાં ચટાઈ ઉપર આ વાતહર દ્રવ્યો ફેલાવી એના પર કબલ, રેશમ કે વાતહર પત્રો બિછાવી રોગી લેટી જાય અને તેના ઉપર કોઈ ચર્મ કે ભરી ગરમ કબલ બિછાવી દેવો.

**નાડી સ્વેદ :** એક તપેલામાં કે વાસણમાં સંસ્તર સ્વેદની માફક દ્રવ્યો ભરીને તેના ઉપર બીજુ વાસણ ઊંધુ કરી ઢાકવુ અને બંને વાસણમાં સધિલેપ કરવો પહેલા વાસણ ઉપર શરાવ ઢાંકવી તેમાં બાષ્પ નીકળવા માટે છિદ્ર રાખવુ જોઈએ. ઉપરના વાસણમાં પાર્શ્વમાં એક છિદ્ર હોવું જોઈએ. એમાં વાંસનાં પાન, કરંજનાં પાન કે એવી કોઈ નાડી (નલિકા) લગાડવી. આ નાડીનો આકાર હાથીની સૂંઢ જેવો હોવો જોઈએ. આગળથી મોટી પછી ધીરે ધીરે પાતળી થતી જવી જોઈએ. સુશ્રુતે આ નાડીની લબાઈ અડધો વ્યામ જ્યારે સંગ્રહકારે એક વ્યામ કહી છે. આ નાડી બે ત્રણ સ્થળેથી ઝૂકેલી હોવી જોઈએ. આરામથી ખુરશી કે ખાટલા પર રહેલા રોગીને સુખપૂર્વક એની બાષ્પનો સ્વેદ આપવો.

**ઘનાશ્મ સ્વેદ :** પુરુષની લંબાઈ જેટલા કે તેથી કોઈ અધિક ૬૭ શિલાતલને કે સમાનભૂમિને વાતહર લાકડીઓ બાળી ખૂબ ગરમ કરી તે જ્યારે તપી જાય ત્યારે લાકડાં વગેરે હટાવી તેના પર કાંજી કે ગરમ પાણી છાટો. પછી સંસ્તર સ્વેદમાં કહ્યા પ્રમાણે રોગીને કંબલાદિ બિછાવી અને ઓઢાડીને સ્વેદ આપવો.

**કુંભી સ્વેદ :** નાડી સ્વેદ સદૃશ સ્વેદન દ્રવ્યોને હાંડીમાં ગરમ કરી ઉકાળી તેની પાસે બેસી તેમાંથી નીકળતી ગરમી ગ્રહણ કરવી.

**કૂપ સ્વેદ :** માનવી જ્યારે લેટી જાય ત્યારે તેનું જેટલું પરિણામ હોય તેનાથી બમણો ખાડો ભૂમિમાં ખોદીને વાતહર લાકડાના છાણથી ખૂબ ગરમ કરવો. જ્યારે આ બળી જાય અને ધુમાડો બંધ થાય ત્યારે આ ખાડા ઉપર ખાટલો બિછાવી અથવા લેટીને એના ઉપર સ્વેદ લેવો આ કૂપ સ્વેદ કહેવાય છે.

**કુટી સ્વેદ :** બહુ ઊંચી કે પહોળી નહી, છિદ્ર વગરની કુટીની દીવાલો ઉપર ઉપનાહ દ્રવ્યોનો કલ્કથી જાડો લેપ કરી દેવો. દીવાલો પાસે ધુમાડા વગરના બળતા ખેરના કોલસાથી ભરેલી સગડીઓ ચારે બાજુ રાખવી, તેમાં બેસીને સ્વેદ લેવો

**જેન્તાક સ્વેદ :** આના માટે નદી કિનારા કે જલાશયથી સાત આઠ હાથ દૂર એક સોળ હાથ ઊંચું અને પહોળુ વિશિષ્ટ ગોળ મકાન બનાવી તેમા વિશિષ્ટ પિંડિકાઓ બનાવી, તે ગોઠવી તેના ઉપર રોગીને સુવડાવવો અને લેટાવવો અને ખૂબ ઉગ્ર સ્વેદ આમાં અપાય છે એથી પૂર્વે રોગીને વાતહર તેલથી માલિશ વગેરે કરાવાય છે. મકાનનું મુખ પૂર્વ કે ઉત્તર તરફ હોય છે, રોગી અધવચ્ચે એના પરથી ઊભો ન થાય.

તાપસ્વેદ અને ઉષ્મસ્વેદ કફાધિક્યમાં, ઉપનાહ સ્વેદ વાયુની

અધિકતામાં, કફ કે વાયુનો પિત્તનો અલ્પ સંસર્ગ થવા પર દ્રવ સ્વેદ આપવો.

મેદ અથવા કફથી વાયુના આવૃત થવા પર અનગ્નિ, સ્વેદ આપવો વાયુ વગરનુ ઘર, ભારે વસ્ત્ર, બહુ મદ્યપાન, ક્ષુધા, વ્યાયામ, તડકો, કુસ્તી, મુસાફરી, ભાર, ક્રોધ અથવા ભય એ ઉપાય છે. વાયુ પિત્તથી મળે ત્યારે પૂર્વોકત ઉપનાહ સ્વેદનાં દ્રવ્યોનો વિના અગ્નિ ઉપનાહ આપવો અર્થાત્ માત્ર કલ્કને જ ઉપનાહરૂપથી બાંધવા જોઈએ.

સ્વેદ બરોબર થાય તેનાં લક્ષણોમાં શીત અને શૂલનો નાશ, પ્રસ્વેદ આવી જાય, અંગો પાતળાં થાય, મૃદુ થાય ત્યારે અંગોને ધીમે ધીમે મસળીને ઉષ્ણોદકથી સ્નાન કરી ઉષ્ણોદકોપચારી સ્નેહ વિધિનું સેવન કરવું ઘટે છે. સ્વેદના અતિયોગથી પિત્ત અને રકતનો કોપ, તૃષા, મૂર્છા, સ્વરભંગ અંગોની શિથિલતા, ભ્રમ, સંધિ, પીડા, જ્વર, લાલ કાળાં દેખાય છે એ માટે વામક અને સ્તંભક ઔષધો આપવાં. આ વામક અને સ્તંભક ઔષધો સ્વેદના અતિયોગ સિવાય વિપક્ષાર રોગી, અગ્નિ રોગી, અતિસાર રોગી, વમન અને પ્રમેહમાં અપાય છે.

જે દ્રવ્ય ગુરુ, તીક્ષ્ણ અને ઉષ્ણ હોય તે પ્રાયઃસ્વેદલ હોય છે.

વાયુ રહિત સ્થળમાં સ્વેદ આપવો જોઈએ. એટલે સ્નેહપાનથી અને બહારથી તૈલાભ્યંગથી સ્નિગ્ધનુ સ્વેદન અન્ન જીર્ણ થયે કરવું. રોગ, રોગી, દોષ, દૂષ્યાદિ પ્રમાણમાં મધ્યમ, અવર અને વર ત્રણ પ્રકારે સ્વેદ આપી શકાય છે. કફ પીડિતનું સ્નેહન કર્યા વિના રૂક્ષાવસ્થામાં રૂક્ષ સ્વેદ આપવો જોઈએ. કફ અને વાયુના સંસર્ગમાં પહેલાં રૂક્ષ અને પછી સ્નિગ્ધ સ્વેદ આપવો જોઈએ અથવા મિશ્ર પ્રકારે આપવો.

સ્વેદન માટે અયોગ્ય, અતિ સ્થૂલ, રૂક્ષ, દુર્બલ, મૂર્છિત જેનુ સ્તંભન કરવું હોય, ક્ષત, ક્ષીણ, કૃશ, મદ્યવિકારી, મદાત્યયી તિમિર, ઉદર, વિસર્પ, કુષ્ઠ, શોષ, આઢ્યરોગી, જેણે દૂધ, દહી, સ્નેહ કે મદ્ય

લીધો હોય, જેણે વિરેચન લીધું હોય, જેને ગુદભ્રંશ હોય, ગુદા દગ્ધ હોય ગ્લાનિ, ક્રોધ, શોક અને ભયથી પીડિત, કમળો, પાડુ, પ્રમેહ, પિત્ત પીડિત, ગર્ભવતી ઋતુમતી, પ્રસૂતા એમને સ્વેદ ન આપવો એમને માટે બહુ જરૂરી હોય તો મૃદુ સ્વેદ આપવો.

સ્વેદન સાધ્ય રોગો : શ્વાસ, કાસ, શરદી, હિક્કા, આધ્માન, વિબંધ, સ્વરભેદ, વાતરોગ, પક્ષાઘાત, અપતાનક, અંગમર્દ, કટિગ્રહ, પાર્શ્વગ્રહ, પૃષ્ઠગ્રહ, કુક્ષિગ્રહ, હનુગ્રહ, અર્બુદગ્રંથિ, શુક્રાઘાત, આઢ્યવાત, વેપન, શોથ, સંજ્ઞાનાશ, સ્તંભન, બગાસા, ભારેપણુ, કાન, પગ, કોઠ, ઊરુ આદિમાં દર્દ આ બધામાં સ્વેદ પ્રશસ્ત છે

સ્વેદથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે શરીરમાં કોમળતા, ત્વચાની નિર્મળતા, અન્નમાં શ્રદ્ધા, સ્રોતોની શુદ્ધિ, તંદ્રા નષ્ટ થવી અને સંધિઓનું હલનચલન થાય છે. સ્નેહ મિશ્રન દોષો કોષ્ઠ કે ધાતુમાં ગયેલા સ્રોતોમાં લીન, કે મર્માસ્થિ સંધિમાં ગયા હોય તે સ્વેદદ્વારા દ્રવ બનાવી કોષ્ઠમાં લાવી પછી વમન વિરેચનાદિ શુદ્ધ બને છે

## વમન-વિરેચન

શરીરના ઊર્ધ્વ ભાગથી મુખથી દોષોને બહાર કાઢવાનુ વમન કહેવાય છે. શરીરના નીચેના ભાગથી ગુદામાર્ગથી દોષો કાઢવાનું વિરેચન કહેવાય છે. અને બંને દ્વારા દોષો બહાર કાઢવાને પણ (વિશિષ્ટ અર્થમાં) વિરેચન કહે છે

ઉષ્ણ, તીક્ષ્ણ, સૂક્ષ્મ, વ્યવાયી અને વિકાસી ઔષધો પોતાની શક્તિ દ્વારા હૃદયમાં જઈ સૂક્ષ્મ અને વ્યવાયી હોઈ અને સ્નેહ દ્વારા અંતઃશરીર કોમળ હોઈ સ્વેદની ગરમીથી સ્થૂલ અને સૂક્ષ્મ સ્રોતો દ્વારા સ્રવિત થયેલા સંપૂર્ણ દોષ સમૂહને પોતાની ઉષ્માથી પુનઃ સ્રવિત કરે છે. જે રીતે ભીના કાષ્ટને તપાવવાથી સ્રાવ થાય છે. તીક્ષ્ણ અને

વિકાસી હોઈ આ ઔષધો દોષોને છિન્નભિન્ન કરે છે. આ દોષસમૂહ સ્રવિત થઈ અને વિચ્છિન્ન થવાથી, સ્નેહના ચીકણા પાત્રમાં જેમ જલની રાશિ લાલતી નથી તેમ, ફેલાતાં આમાશયમાં પહોંચી ઉદાન વાયુથી પ્રેરિત થઈને ઔષધ અને અગ્નિ તેમ જ વાતગુણને પ્રધાનતાથી મુખથી બહાર આવે છે અને જલીય તથા પાર્થિવ બહુલતાને લઈ અધોભાગથી દોષ નીકળવાના પ્રભાવથી અધોભાગમાંથી બહાર આવે છે.

કફ સ્વસ્થાનમાં વધેલું હોય તો વમન અને કફ સાથે થોડું પિત્ત હોય તો પણ વમન આપો. કફના સ્થાનમાં પિત્ત આવે કે વાયુ આવે અથવા કફ બહુ વધારે હોય ત્યારે વમન કરાવવું જોઈએ. કેવળ પિત્તમાં વિરેચન કરાવવુ. થોડા કફ સાથે પિત્ત હોય તો પણ વિરેચન કરાવવું. પિત્ત સ્થાનમાં કફ આવેલુ હોય અને પિત્ત બહુજ વધેલું હોય તો વિરેચન આપવું જોઈએ અથવા કફ સ્થાનમાં પિત્ત બહુ વધુ માત્રામાં હોય તો વિરેચન આપવું જોઈએ

વમનસાધ્યરોગો . વિષપાન, સર્પદંશ, બાણ, વિરુદ્ધ ભોજન, અજીર્ણમાં ભોજન, નવજ્વર, રાજયક્ષ્મા, અતિસાર, અધોગામી રક્તપિત્ત, વિસૂચિકા, અલસક, અવિપાક, અરોચક, અપચી, ગ્રંથિ, અર્બુદ, શ્લીપદ, મેદજ રોગો, ગર, વિષ, ઉન્માદ, અપસ્માર, શ્વાસ, કાસ, હલ્લાસ, વિસર્પ, પ્રમેહ, કુષ્ઠ, પાંડુ, વર્ત્મરોગ, મુખરોગ, ઘ્રાણરોગ, કપાલરોગ, કર્ણરોગ, શોથ, સ્તન્યદોષ, આદિ કફજરોગો, ખાસ કરી દોષભેદીય અધ્યાયમાં કફજ વ્યાધિઓ કહેલા છે, તેમા વમન પ્રશસ્ત છે.

વમનને અયોગ્ય . ગર્ભવતી, સુકુમાર પ્રકૃતિ, અન્ય કાર્યરત, અતિ દીપ્તાગ્નિ, નિત્ય ભારવાહક, પગે ચાલનાર, નિત્યકર્મ કરનાર, થાકેલો, ક્ષતક્ષીણ, સ્થૂલ, કૃશ, વૃદ્ધ, દુર્બલ, બાળક, ભય, શોક, ક્રોધ, મદ, મૂર્ચ્છા આદિથી પીડિત, ઉપવાસ, મૈથુન, વ્યાયામ, ચિંતા રત, વમન, રક્તપિત્ત, ઊર્ધ્વવાત, આસ્થાપન આપેલ કે અનુવાસન આપેલા સંવૃતકોષ્ટ

કફણાર્ક્યથી જેને વમન થાય; હૃદ્રોગ, ઉદાવર્ત, મૂત્રાઘાત, પ્લીહા, ગુલ્મ, ઉદર, અષ્ઠીલા, અર્શ, સ્વરભંગ, તિમિર, ભ્રમ, વાતરોગ, અર્દિત, આક્ષેપ, અક્ષિશૂલ, શિરઃશૂલ, શંખશૂલ, કર્ણશૂલ, કૃમિ, કોષ્ઠ એ બધાં વમન માટે અયોગ્ય છે.

વિરેચનયોગ્ય : જીર્ણજ્વર, શિષ્ટ્વગ, રક્તપિત્ત, ગુલ્મ, વિદ્રધિ, પ્લીહા, અર્શ, ભગંદર, ઉદર, કૃમિકોષ્ઠ, મૂત્રાઘાત, રેતોદોષ, યોનિદોષ, વાતરક્ત, હલીમક, વ્યંગ, તિમિર, કાચ, અભિષ્યંદ, અક્ષિપાક, ક્ષારદગ્ધ, દુષ્ટ વ્રણ, શિરઃશૂલ, પક્વાશયશૂલ, ઉદાવર્ત, વિબંધ, છર્દિ, વિસ્ફોટ આદિ વમનને યોગ્ય કહેલ, વિસૂચિકા, અલસક, અગ્નિપાક આદિ અને દોષભેદીયાધ્યાયમાં કહેલ પિત્તજરોગોમાં વિરેચન પ્રશસ્ત છે.

વિરેચનને અયોગ્ય : નવજ્વર, અતિસાર, અધોગ રક્તપિત્ત, ગુદામાં ક્ષતવાન, લંઘન કરેલ, રાત્રિ જાગરણ, આસ્થાપન બસ્તિ લીધેલ, યક્ષ્મા મદાત્યયથી પીડિત, અતિસ્નિગ્ધ, અતિરૂક્ષ વ્યક્તિને વિરેચન ન આપવુ. અતિક્રૂર કોષ્ઠમાં પણ વિરેચન ન આપવું.

કફમા કટુ, તીક્ષ્ણ, પિત્તમાં મધુર, વાતમાં ખાટા અને દર્પિત સ્નેહ મેળવેલા દ્રવ્યોથી વમન કરાવવુ. વમનનું ન આવવું કે કેવળ ઔષધનુ જ વમનમાં આવવું આ **અયોગનું** લક્ષણ છે. આ અયોગથી અરોચક, ભારેપણું, આધ્માન, કંડુ, વિસ્ફોટ, કોષ્ઠ, આલસ્ય, શૂળ, પ્રતિશ્યાય, મોહ, હર્ષ, લાલાપ્રસેક, શોથ, શીતજ્વર થાય છે **અતિયોગથી** ફીણદાર લાલ ચંદ્રિકા, પાછળથી કૃશતા, સ્વરક્ષય, દાહ, શૂલ, ભ્રમ, મોહ, ઉન્માદ, મૂર્ચ્છા, શૂન્યતા, હૃદયમા ધૂમોદ્ગાર, દર્દ, સંજ્ઞાનાશ, નિદ્રા, બલ, અગ્નિ, હાનિ, રક્ત ક્ષયથી મૃત્યુ સુદ્ધા પણ થાય છે

**વમન માટે** મીંઢળ, (મદન ફૂલ), કડવી પરવળ, ઇક્ષુરસ, જેઠીમધ, કુષ્ઠાદ વામક દ્રવ્યો વપરાય છે. જેઠીમધના કષાયમાં પીપર, ઇન્દ્રયવ, સિંધવ, વજ, ઔષધકલ્ક અને મધ નાખી વમન કરાવવું તામ્રભસ્મ

ઉચિત માત્રામા આપવાથી વમન દ્વારા ગરવિષ નીકળી જાય છે. **વિરેચન** માટે ત્રણ પ્રકારના મૃદુ, મધ્ય અને ક્રૂર કોષ્ઠ, અનુક્રમે પિત્ત, કફ અને વાતથી ધ્યાનમાં રાખવા બહુ પિત્તમાં કષાય, મધુર દ્રવ્યોથી વિરેચન આપવું કફમાં કટુ, ઉષ્ણ, મૂત્ર દ્રવ્યોથી અને વાયુમાં સ્નિગ્ધ, લવણ અને ઉષ્ણ વિરેચન યોજવું. **વમનમાં** ક્રમશઃ સ્વેદ, પ્રસેક, ઔષધ કફ, પિત્ત અને વાયુ પ્રવૃત્ત થાય છે તેમ વિરેચનમાં વાયુ, મૂત્ર, મલ, પિત્ત અને કફ અને પુનઃ અંતમાં વાયુ પ્રવૃત્ત થાય છે. સ્ત્રીઓ, વેપારી, વેશ્યા, રાજસેવકાદિને લજ્જાવશ વેગ રોકવાથી વાયુ ક્રુદ્ધ થાય છે. તેમને સ્નિગ્ધ કરી વિરેચન આપવુ

આ બધા વેગો પછી જ્યારે ભૂખ લાગે ત્યારે સવાર હોય તો સાયંકાલે કે બીજે દિને (અગ્નિ પ્રમાણે) હલકુ ભોજન અને પેયાદિક્રમ યોજવો. **પેયાદિક્રમ** પૂર્વે જૂના રાતા ચોખા સ્નેહ, લવણ, દ્રવ. બહુલ, ગરમ જલ અને બાદમાં પ્રધાન શુદ્ધિથી શુદ્ધ થયેલ મનુષ્ય એક દિન પેયા, બીજે દિવસે સવારે પેયા, સાંજે વિલેપી, ત્રીજે દિવસે વિલેપી, ચોથે દિવસે સવારે સૂંઠ, લવણ વગરનુ યુષ કે માંસ રસ લે. બીજે સમયે સૂંઠ લવણાદિથી સસ્કૃત યુષાદિ લે. આ જ પ્રમાણે પાચમા, છઠ્ઠા અને સાતમા દિને લે અને પછી પોતાના સ્વાભાવિક ભોજન પર આવે. આ જ રીતે મધ્યમ અને અવર શુદ્ધિવાળા માટે છે આને પેયાદિક્રમ કહે છે. આ પેયાદિક્રમથી અગ્નિ સ્થિર, મહાન અને બધુ પચાવનારો બને છે, જેમ તૃણ, પાંદડાં, ગોબર આદિથી બાહ્ય સૂક્ષ્મ અગ્નિ સ્થિર રહી ગુરુ, સ્થૂલ, સૂક્ષ્મ બધાને બાળે છે તેમ પેયાદિ ક્રમનું મહત્ત્વ છે.

અસમ્યક્ વિરેચનથી કુક્ષિ અને હૃદયની અવિશુદ્ધિ, આધ્માન, અરુચિ, કફ પિત્તનો ઉત્કલેશ, વમન, ભ્રમ, કંડુ, પિટકા, વિદાહ, ભારેપણું, અગ્નિમદતા, તદ્રા, સ્તૈમિત્ય, પ્રતિશ્યાય, વાયુ, મલ, મૂત્રાવરોધ થાય છે સમ્યક્ યોગથી શાંતિ, કુક્ષિ, હૃદયશુદ્ધિ મુખની વિશદતા થાય છે. અતિયોગથી કેવળ દોષરહિત પાણી, રક્ત, મેદ, માંસના ધોવાણ

સદશ જલ, પરિકતિકા હૃદયમાં પીડા, ગુદભ્રંશ, આંખોનુ અંદર જવું, શરીરમાં કીડીનુ સંચરણ થાય તેવી પ્રતીતિ થાય છે.

## બસ્તિ

બસ્તિ વાતપ્રધાન રોગમાં પ્રયુક્ત છે. બસ્તિ વડે અપાય છે, (એટલે વા) બસ્તિમાં અપાય છે. (એટલે તેને બસ્તિ કહે છે. બધા ઉપક્રમોમાં તે પ્રધાન છે વિના પરિશ્રમ બૃંહણાદિ ગુણોને કરે છે. વિકૃત વાયુનો નાશ કરે છે વાયુ પ્રધાન છે. યંત્રતંત્રધર છે શેષ કફ, પિત્ત અને ધાતુ આદિનો સંચાલક છે ઉત્પત્તિ, સ્થિતિ, વિનાશનો કારણભૂત છે.

સુખપૂર્વક કહી શકાય તેમ હોઈ આ બસ્તિ વૃદ્ધ, બાળક, કૃશ, સ્થૂલ, ક્ષીણધાતુ ઇંદ્રિયવાળા પુરુષમાં વાયુથી પીડિત અને જે સ્ત્રીમાં સંતાન ન થાય તેમાં અપાય છે. તે જ રીતે અગ્નિ, બલ, વર્ણ, મેધા, સ્વર, આયુને સુખ આપનાર, વયસ્થાપક, પંગુ, ભગ્ન, સ્તંભ, સંકુચિત વાયુ, આધ્માન, શૂલ, અરોચક, ઉદાવર્ત, પરિકર્તિકામાં લાભ કરે છે.

તેના ત્રણ પ્રકાર છે. આસ્થાપન, અનુવાસન અને ઉત્તર બસ્તિ. આસ્થાપન દોષ અને દૂષ્યનો વિચાર કરી નાના પ્રકારનાં દ્રવ્યોને મેળવી બનાવવામાં આવે છે. તેના ભેદ ઉત્ક્લેદન, સંશોધન, સંશમન, લેખન, બૃંહણ, વાજીકરણ, પિચ્છા, માધુતૈલિક આદિ છે. નામથી જ તેના અર્થ સમજાય છે.

વયની સ્થાપના કરે તે આસ્થાપન કહેવાય છે અથવા તે દોષોની સ્થાપના કરે છે એને જ નિરુહ બસ્તિ કહે છે નિરુહ કહેવાનો અર્થ શરીરનું રોહણ કરે, દોષ નિર્હરણ કરે અને અચિંત્ય વીર્ય પ્રભાવ હોઈ અને એમાં તર્ક વિતર્કની ગુંજાયશ ન હોઈ એને નિરુહ કહે છે.

દોષ અને રોગાનુસાર ઔષધોથી સિદ્ધ કરેલ જે સ્નેહ સ્નેહન માટે આપવામાં આવે છે તેને અનુવાસન કહે છે. એવો જ એક ભેદ માત્રા

બસ્તિ છે. એ હ્રસ્વમાત્રા ૨ યામમાં જીર્ણ થાય તેટલો સ્નેહ એમાં અપાય છે. આ માત્રા બસ્તિ સુખ, બલ, વર્ણ અને ઓજ આદિ બક્ષે છે.

ઉત્તર બસ્તિ સ્નેહ બસ્તિ છે. એ મૂત્ર કે યોનિમાર્ગથી આવે છે અને તે અનુવાસન સદશ છે. બીજા આચાર્યો એને શોધન–નિરુહવત્ માને છે.

અસ્થાપન યોગ્ય ગુલ્મ, પ્લીહા, આનાહ, શૂલ. શુક્લાતિસાર (રક્ત કે આમ રહિત), જીર્ણજ્વર, પ્રતિશ્યાય, આઢ્યરોગ, હૃદય, કુક્ષિ, પાર્શ્વગ્રહ, પૂર્વગ્રહ, અભિતાપ, પાર્શ્વશૂલ, યોનિશૂલ, અંગશોષ, કંપ, ભારેપણું, લઘુતા, ગડગડાટ, વાયુ, મૂત્ર, મલ, શુક્રાવરોધ, અશ્મરી, શર્કરા, વૃદ્ધિ, શુક્રનાશ, આર્તવનાશ, સ્તન્યનાશ, રજોદોષ, ક્ષય, ઉન્માદ, કૃમિ, કોષ્ઠ, વિષમાગ્નિ, શબ્દ સાથે અલ્પ ઉગ્રગંધિ મલોત્સર્ગ. વાતરોગોમાં ઉત્તમ છે

અયોગ્ય અતિસ્નિગ્ધ, ઉત્કૃષ્ટ દોષ, ઉરક્ષતરોગી, અતિકૃશ, ભોજન ન કર્યું હોય, વમન, વિરેચન કે નસ્ય લીધેલ હોય, નિરંતર વમન થતુ હોય, મોઢામા થૂંક આવે, કાસ, શ્વાસ, હિક્કા, અર્શ, બદ્ધોદર, છિદ્રોદર, આધ્માન, અલસક, વિસૂચિકા, આમાતિસાર, અરોચક, અલ્પાગ્નિ, ગુદશોથ, કુષ્ઠ, મદ, મેહ, પીડિત, ગર્ભવતીને આઠમો માસ આ બધાં અયોગ્ય છે

જે આસ્થાપનને યોગ્ય છે તે જ અનુવાસનને યોગ્ય છે. ખાસ કરી રૂક્ષ પ્રકૃતિ જેમનો અગ્નિ દીપ્ત છે, કેવલ વાતથી પીડિત છે તે અનુવાસનને યોગ્ય છે તે જ અનુવાસનથી ખૂબ પુષ્ટ થાય છે જેવી રીતે મૂળને પાણી પાવાથી વૃક્ષ વધે છે, જે આસ્થાપનને અયોગ્ય છે તે અનુવાસનને અયોગ્ય છે પાંડુ, ગરવિષ, કમળા, પ્રમેહ, પ્રતિશ્યાય,

પ્લીહા, કફ, આઢ્યવાત, મલભેદથી પીડિત વિષપાનવાળા, ગલગંડ, અપચી, આદિથી પીડિત અનુવાસનને અયોગ્ય છે.

નિરુહ અને અનુવાસન માટેનુ યંત્ર : સુવર્ણાદિ ધાતુ અથવા લાકડી, અસ્થિ કે વાંસનું બનાવવુ જોઈએ. આકાર ગાયની પૂંછડી જેવો, ક્રમશ આગળથી પાતળો, છિદ્ર રહિતં, ચીકણો, સીધો અને મોઢા પર ગોળ, ધાર વગરનો હોવો જોઈએ એક વર્ષથી નાના માટે ૫, ૨ થી ૬ વર્ષ માટે ૬, સાતમાથી ૭, બારમાથી આઠ આંગળ, સોળમાથી નવ અને વીસમા વર્ષથી વધુ આગળ માટે બાર આગળનુ હોવું જોઈએ. આ બસ્તિનેત્ર પોતાના અગૂઠા જેટલુ જાડુ મૂળમાં અને આગળ એક કનિષ્ઠિકા જેવડુ હોવું જોઈએ. આ બસ્તિને બે કર્ણિકાઓ યોજવી એક આગળ, જેથી ગુદામાં વધુ ન જાય અને એક મૂળમાં જેથી બસ્તિ બાંધવા માટે થાય. નેત્રનો આગળનો ભાગ રૂ–કપાસ આદિથી બંધ રાખવો ઉપર બસ્તિ બાંધવી. બસ્તિ બકરી, ભેંસ જેવાની મજબૂત લેવી. બસ્તિને રંગીને લાલ કરવી છિદ્રરહિત, ગાંઠ વગરની, ગધ અને શિરા વગરની પાતળી, ઉત્તમ દોરાથી સારી રીતે બાંધી, સારી રીતે ઔષધ રાખી શકાય તેવી હોવી ઘટે છે. બસ્તિના અભાવમાં પાદ ચર્મ કે મજબૂત વસ્ત્ર લેવુ જોઈએ.

સ્નેહન, સ્વેદનાદિ કરેલ શુદ્ધ થયેલાને, પ્રતિદિન તેની ભોજનની માત્રા અલ્પ ( ચતુર્થાશ ભાગ ઓછો કરી ) આપી સ્નાનાદિક કરાવી, મળ, મૂત્ર ત્યાગાદિ કરાવી, આરામદાયક શય્યા ઉપર વામ પાર્શ્વથી લેટાડી, તેનો જમણો પગ ઉપર ખેચી પેટ પર દબાણ પડે તેમ રાખી ડાબો પગ સીધો રાખવો. સ્નિગ્ધ કરેલ ગુદામાં સ્નિગ્ધ નેત્ર નાખી બસ્તિ થોડી દબાવી વાયુને બહાર કાઢવો. પછી બસ્તિને બહુ જોરથી નહિ, ધીમે નહિ, ઉતાવળે નહિ અને મંદતાથી નહિ, હાથ ચલાવ્યા વગર બસ્તિ આપવી અને છેલ્લે થોડુ દ્રવ્ય રાખવું. નહીં તો વાયુ રહી જાય છે. પછી રોગીને ચત્તો સુવડાવી તેના નિતંબો પર

હાથથી થપકી મારવી. રોગીની એડીથી એના નિતંબ થપકારવા રોગીની શય્યાને પાછળથી ત્રણવાર ઊંચકવી જેથી સ્નેહ શરીરમાં જાય. રોગ પીડિત વ્યક્તિના શરીરમાંથી સ્નેહ શીઘ્ર બહાર નથી આવતુ. જો આવે તો બસ્તિ ફરીથી આપવી. સ્નેહ પુનઃ આવવાનો સમય ત્રણ પ્રહરનો છે. જો પુનઃ ન આવે તો ૨૪ કલાક બાદ તીક્ષ્ણ ફલવર્તિઓથી પાછું લાવવાનો પ્રયત્ન કરવો

વમન બાદ ૧૫ દિવસે વિરેચન, બાદ ૧૫ દિવસે નિરુહ અને નિરુહ બાદ તુરત જ અનુવાસન બસ્તિ આપવી.

કફમાં એક કે ત્રણ, પિત્તમાં પાંચ કે સાત અને વાયુમાં નવ કે અગિયાર બસ્તિઓ અનુવાસનની આપવી. બસ્તિ આપ્યા બાદ કફમાં યુષ, પિત્તમા દૂધ, વાયુમાં માંસ રસનુ ભોજન કરવું. વાતરોગમાં દશમૂલાદિ વાતહર ઔષધોથી સિદ્ધ ક્વાથમાં નસોતર, સિંધવ મેળવી મધુર, સ્નિગ્ધ, અમ્લ અને ઉષ્ણ રસોની બસ્તિ આપવી પિત્તજ રોગોમાં ન્યગ્રોધાદિ ગણ કે પદ્મકાદિ ગણથી મેળવી, ઘી, દૂધ, શેરડીનો રસ, મધ સાથે મધુર બસ્તિ આપવી કફમા આરગ્વાધાદિ, વત્સકાદિ, મધ, ગોમૂત્ર સાથે રૂક્ષ, તીક્ષ્ણ ઉષ્ણ ગુણવાળી બસ્તિઓ આપવી. સંસર્ગમાં બે અને સન્નિપાતમાં ત્રણ બસ્તિઓ આપવી કર્મ બસ્તિઓ ત્રીસ છે. યથા પ્રથમ ( એક સ્નેહ, અંતમાં પાંચ સ્નેહ, બાર નિરુહ અને બાર અનુબસ્તિ, એક નિરુહ, એક અનુવાસન એમ વારાફરતી આપવી) એમ બધુ મળી ૩૦ છે. કાલ બસ્તિઓ ૧૫ અને યોગ બસ્તિઓ ૮ છે. એકલી સ્નેહ બસ્તિઓ વા એકલી નિરુહ બસ્તિઓ ન આપવી, કેમકે પૂર્વથી ઉત્કલેશ અને પાછળથી વાતપ્રકોપ થાય છે. એટલે સ્નેહવાળાને નિરુહ અને નિરુહવાળાને સ્નેહ બસ્તિઓ આપવી.

પુરુષને મૂત્રાશય અને સ્ત્રીને ગર્ભાશયના રોગોમા બે ત્રણ આસ્થાપન આપ્યા બાદ ઉત્તર બસ્તિ આપવી જેમાં રોગીની પોતાની

આંગળી પ્રમાણે બાર આંગળનું પ્રમાણ, આગળનું છિદ્ર સરસવ જેય તેટલું પાતળુ, એમાં દ્રવની માત્રા ૨ કર્ષ હોવી જોઈએ દોષાનુસાર વધુ ઓછી કરી શકાય રોગીને ચત્તો સુવડાવી, મેઢ્ દઢ થયે અનુવાસન બસ્તિ વત્ રિથઅનાથી ઉત્તર બસ્તિ આપવી આ રીતે ત્રણ ચાર આપવી. સ્રીએ ઋતુકાલમાં યોનિ ખૂલી હોય ત્યારે અને આત્યયિક કાલમાં એમ ને એમ ઋતુકાલ વગર બસ્તિ નેત્ર દશ આંગળ લાંબું અને મગનો દાણો જઈ શકે તેવુ, યોનિમાં ચાર અંગુલ અને મૂત્રમાર્ગમાં ૨ આંગળ પ્રવિષ્ટ કરાવવું જોઈએ બાલાઓને એક અંગુલિ જેટલું પ્રવિષ્ટ કરાવવું જોઈએ સ્રીમા સ્નેહનુ પ્રમાણ ૧ પલ, બાલામાં ૧ કર્ષ લેવું સ્રી પીઠના ભારે ચત્તી સૂઈ પગને સંકુચિત કરી ગોઠણને ટેકવીને લે. આ ઉત્તર બસ્તિની વિધિ છે.

બસ્તિ રાત્રે આપવી નહીં તેવો નિયમ છે, એ મત ધન્વન્તરિ સપ્રદાયનો છે, કેમકે રાત્રે સ્નેહનો કોપ થાય છે દિવસે દોષ સ્વસ્થાન સ્થિત હોઈ, જઠરાગ્નિ અન્નરસથી યુક્ત હોઈ સ્રોતો મુખ ખુલ્લા હોઈ શરીરમાં ફેલાઈ જાય છે. અત્યંત અલ્પ પિત્ત તથા કફ હોય, રૂક્ષ, વાતપીડિત ભોજન કરેલા, જીર્ણ થયેલાને અપવાદરૂપ રાત્રે પણ આપવી

આંખની પલક એકવાર ખોલીને બધ કરાય તે સમયે એક માત્રા કહેવાય છે બસ્તિ આપવાનો સમય ત્રીશ માત્રાનો ગણ્યો છે આપતી વખતે મલ, મૂત્ર કે વાયુનો વેગ હોય તો નેત્ર કાઢી, એ વેગો દૂર કરી પુનઃ શેષ બસ્તિ આપવી.

બસ્તિના હિન, સમ્યક્ અને અતિયોગ, વિરેચન પ્રમાણે જાણવા જોઈએ

નિરુહ બસ્તિમા દશમૂલાદિ બસ્તિ કલ્પનાનાં દ્રવ્યો ૨૦ પલ અને મીંઢળ ૮, પાણી ૧૬ ગણુ લઈ ક્વાથ કરી શેષ ચતુર્થાંશ રહે એમા વાયુ માટે ૨૧ પલ, પિત્તમાં ૧૪ પલ, અને કફમાં ૧૦॥

પલ સ્નેહ મેળવીને યોજવો. ગોળ ૧ પલ અને મધ અને સિંધવ યુક્તિથી મેળવવાં બધાં દ્રવ્યોને એક પાત્રમાં નાખી એક દંડથી મથી કરીને ગરમ પાણીની બાફ આપીને બહુ ગરમ નહી, બહુ શીતળ અને તીક્ષ્ણ નહી, મૃદુ કે બહુ રૂક્ષ નહી અને બહુ ઘટ્ટ નહી એવી રીતે સમાન રૂપમાં આપવી અન્ય આચાર્યો સ્નેહ અને મધ ત્રણ ત્રણ પલ, સિંધવ ૦ાા કર્ષ, કલ્ક ૨ પલ, શેષ દ્રવ્યો ૧૦ પલ મળી ૧૮ પલ સ્વસ્થ બસ્તિનું પ્રમાણ માને છે. તેમાં પહેલાં મધ, પછી સ્નેહ, પછી કલ્ક અને પછી ક્વાથ મેળવતા સમ રસ થાય છે. નિરુહ બસ્તિ તુરત પાછી ન ફરે તો અનુલોમન કરનાર સ્નેહ, ક્ષાર, મૂત્ર, અમ્લ (કાંજી) આદિથી બનાવેલા સ્નિગ્ધ, તીક્ષ્ણ અને ઉષ્ણ બીજી નિરુહ બસ્તિ અને મદન કફથી બનાવેલ વર્તિઓ અને સ્વેદન, ભય, ત્રાસ આદિ યોજવાં અન્યથા એ નિરુહ દ્રવ્ય શરીરમાં સંત્રાસ કરે છે મૃત્યુ લાવે છે જો એ બસ્તિનો સમ્યક્ યોગ થાય તો બીજી, ત્રીજી અને ચોથી એમ બસ્તિઓ આપવી. પહેલી બસ્તિ વાત, બીજી પિત્ત અને ત્રીજી કફને નષ્ટ કરે છે.

અનુવાસન અને નિરુહ બાદ સિરોવિરેચન આપવા માટે વિશુદ્ધ દેહ પુરુષના માથાને સ્નેહન કરી પશ્ચાત્ હાથનાં તળિયાંને ગરમ કરી, સ્વેદન કરી દોષોના ત્રિવિધ બળને જોતાં ત્રણ, બે કે એક વાર સિરોવિરેચન કરાવવું. એના સમ્યક્ યોગથી શુદ્ધ પુરુષની છાતીમાં લઘુતા, ઇંદ્રિયોની નિર્મળતા, સ્રોતોની શુદ્ધિ થાય છે. અયોગના લક્ષણમાં ગળામાં કફ લીપાયલો રહે, માથાનુ ભારેપણું, થૂંક આદિ લક્ષણ દેખા દે છે. અતિયોગથી નેત્ર, શંખદેહ, કાનમાં પીડા અને તોદ થાય છે રોગીને નેત્ર આગળ અંધારાં દેખાય છે. એમાં અતિયોગમાં તર્પણકારક, મૃદુ અને દ્રવ પદાર્થો આપવા. અયોગ હોય તો સ્નેહ પાન, અભ્યાંગ કે શિરોબસ્તિ દ્વારા સ્નેહન કરી તીક્ષ્ણ વિરેચન આપવું.

બસ્તિને કેટલાક આચાર્યો પૂર્ણ વા અર્ધ ચિકિત્સા માને છે.

શાખાગત, કોષ્ઠગત, મર્માસ્થિસંધિગત, ઊર્ધ્વજત્રુ અને સર્વાવયવોમાં થતા રોગોમાં વાયુ જન્મથી જ હેતુરૂપ હોય છે આ જ વાયુ મલ, કફ, પિત્ત આદિનો સંચય, વિક્ષેપ અને સંહારકર્તા છે. એના શમન માટે બસ્તિ શ્રેષ્ઠ છે.

નસ્ય ઊર્ધ્વજત્રુગત વિકારોમાં શિરદ્વારા અપાય છે. તેના ત્રણ ભેદ બૃંહણ, વિરેચન અને શમન છે. વિરેચન નસ્ય શિરશૂલ. અભિષ્યંદ, નેત્રરોગ, ગલરોગ, શોથ, ગંડ, કૃમિ. ગ્રંથિ, કુષ્ઠ, અપસ્માર અને પીનસમા, બૃહણ નસ્ય, વાતજ, શિરશૂલ, સૂર્યાવર્ત, સ્વરક્ષય, નાસાશોષ, વાણીની જડતા. અવબાહુકમા, શમન, નસ્ય, નીલિકા, વ્યંગ, કેશરોગ અને અક્ષીરોગમાં આપવુ. બૃહણ, નસ્ય, જાગલ, માંસરસ, રક્ત શુદ્ધથી, શમન નસ્ય, જાગલ, માંસરસથી, અતીક્ષ્ણ ઘી, તેલ, દૂધ કે પાણીથી વિરેચન નસ્ય દોષને યોગ્ય સ્નેહને મરી, સૂઠ, સિંધવ, મધ, આસવાદિથી આપવું. સ્નેહના મર્શ પ્રતિમર્શ માત્રાના વિચારથી ૨ ભેદ છે. મર્શ નસ્યમાં ૧૦ બિંદુ ઉત્કૃષ્ટ, ૮ મધ્યમ અને ૬ હ્રસ્વ માત્રા છે. મરી આદિ તીક્ષ્ણ દ્રવ્યોને કલ્કાદિ નિચોવીને આપવું. શિરોરેચક છે તે અવપીડક કહેવાય છે. મરિચાદિના ચૂર્ણને વિરેચન માટે ફુત્કારથી આપવું. ધ્માન કે પ્રધ્માન કહેવાય છે. ભોજન, સ્નાન, જલપાન, મદ્યપાન, સ્નેહપાન, રક્તસ્ત્રાવિત, સૂતિકા, શ્વાસ, કાસાદિથી પીડિતને નસ્ય ન આપવુ. બાળક, વૃદ્ધ, સ્ત્રી, સુખી આદિને દુર્દિનમાં પણ ૨ બિંદુ આપતાં તેને પ્રતિમર્શ કહે છે.

આ પ્રમાણે આપણે પંચકર્મોનો અભ્યાસ કર્યો. વધુ વિસ્તાર માટે જુઓ અષ્ટાંગસંગ્રહના સૂત્રસ્થાન અધ્યાય ૨૪ થી ૨૮ અને ચરક સંહિતા સૂત્રસ્થાન તથા સિદ્ધિ સ્થાન.



# અધ્યાય : ૮

# જ્વર

**ज्वर :**

જે દેહ, ઇંદ્રિય અને મનને સતાપે છે તથા બાળે છે તેને જ્વર કહેવાય છે જ્વરને રોગપતિ, પાપ્મા નામો–પર્યાયોથી ઓળખવામાં આવે છે *

અન્યત્ર દર્શાવેલ કોષ્ટક પરથી જ્વરના પ્રકારો સહેલાઇથી સમજી શકાય છે એમા પેટાવિભાગ અનેક પાડી શકાય છે. જ્વરના પ્રકારનું કોષ્ટક આપેલ છે. તેમાં સાધ્ય-અસાધ્ય, ધાતુજ અને દોષજ એવા સામાન્ય પ્રકારો આ કોષ્ટકમા નથી. સ્થાનાનુસાર તેમનો નિર્દેશ કરવામાં આવશે

**ज्वरनां सामान्य कारणो :**

મિથ્યા આહારવિહારથી, રસાયનોના મિથ્યા ઉપયોગથી, સ્નેહાદિ પચકર્મોના હીન કે અતિયોગને લઈ, જુદા જુદા પ્રકારના અભિઘાતોને લઈ, શ્રમથી, ક્ષય, અજીર્ણ, વિષ, અમુક પ્રકારનાં ફૂલ કે ઔષધોની ગધથી, શોકથી, આંત્રક્ષયથી, અભિચાર, અભિશાપથી, સ્ત્રીઓનાં સ્તનપાક કે સ્તન્યદોષથી બાળકોને સામાન્ય રીતે તાવ આવી જાય છે.

**ज्वरनी संप्राप्ति :**

જુદા જુદા બબ્બે કે ત્રણેય ભેગા મળી ગયેલા વાતાદિ દોષો, રસ ધાતુનો આશ્રય લઈ અગ્નિને તેના ( મૂળ ) સ્થાનની બહાર કાઢી,

---

* ज्वरयति सन्तापयति देहेन्द्रियमनांसि इति ज्वर. ।

પોતાની ગરમીથી દેહની ગરમી વધારી સ્રોતોરોધ ઉત્પન્ન કરે છે અને જ્યારે અંગો ગરમ થાય છે, ત્યારે જ્વર થયો એમ કહેવાય છે× સ્રોતોરોધ હોવાથી માણસને તેમાં પરસેવો નથી થતો

અહીં દોષ કફનાં આમ દોષથી કલ્પના લેવી. અગ્નિમંદ્યને લઈ આહારનું સમ્યક્ પાચન ન થતાં શરદી થઈ કે તાવ આવવો, એમ ઉપરની સંપ્રાપ્તિનું મહત્ત્વ સમજાય છે. દોષો આમાશયમાંથી સ્રોતો દ્વારા હૃદયમાં જઈ, રક્તમાં મળી, આખા શરીરમાં ભ્રમણ કરે છે અને ત્યાં ત્વચામાં આશ્રિત થઈ પોતાની ઉષ્મા વડે જ્વર ઉત્પન્ન કરે છે. આ અર્થ સંપ્રાપ્તિમાં ઘટાવવો જોઈએ.

**ज्वरमां सामान्य पूर्वरूपो :**

સંતાપ, અરુચિ, તૃષ્ણા, અંગમર્દ (અંગોમાં પીડા) હૃદયમાં વેદના એ જ્વર આવવાનો હોય ત્યારે પહેલાં સામાન્યતઃ જણાય છે. આળસ, આંખોમાં આંસુ, બગાસાં, શરીરમાં ભારેપણું, થાક, અગ્નિ, ધૂપ, વાયુ, પાણી, ભોજનમાં અનિશ્ચિત રૂપે ઇચ્છા અને દ્વેષ, અપચો, સ્વાદ બગડી જવો બળ અને વર્ણમાં ફેરફાર, સ્વભાવ પરિવર્તન આ જ્વરના પૂર્વરૂપો ટૂંકમાં વર્ણવ્યાં છે.

**ज्वरनां विशिष्ट पूर्वरूपो :**

વાતજ્વરમાં વિશેષ કરી બગાસાં, પિત્તજ્વરમાં નયનોમાં દાહ,

× समुत्पन्नाः सन्निपतिता पृथग्वा कुपिता मलाः
रसाख्यं धातुमन्वेत्य पक्तिस्थानन्निरस्य च ॥
स्वेन तेनोष्मणाचैव कृत्वा देहोष्मणो बलम् ।
स्रोतांसि रुद्ध्वा सम्प्राप्ता केवलं देहमुल्बणा ॥
संतापमधिकं देहे जनयन्ति नरस्तदा ।
भवत्युष्णसर्वांगो ज्वरितस्तेन चोच्यते ॥

કફજ્વરથી અન્નમાં અરુચિ ઉદ્‌ભવે છે. દ્વંદ્વજમાં મિશ્રને અને સન્નિપાનમાં આ ત્રણે ભેગા હોય છે.

**જ્વરનાં સામાન્ય લક્ષણ :**

સ્વેદાવરોધ, સંતાપ, બધાં અંગોનું ઝલાઈ જવુ આ ત્રણ જ્વરનાં સામાન્ય લક્ષણો છે સ્વેદાવરોધને બદલે વેગાવરોધનો ઉલ્લેખ પણ મળી આવે છે જ્વરમાં સામાન્ય રીતે મળ–મૂત્રાદિ વેગોનો અવરોધ હોય છે. સ્વેદાવરોધ પણ અયોગ્ય તો નથી જ સંપ્રાપ્તિમાં આપણે જોયુ કે સ્રોતોરોધ થાય છે અને તેથી સ્વેદાવરોધ થાય તે સ્વાભાવિક છે

**જ્વરની સામાન્ય ચિકિત્સા :**

જ્વરમાં જ્યારે દોષો સામ હોય ત્યારે લંઘન શ્રેષ્ઠ ચિકિત્સા છે એટલા માટે ज्वरादौ लंघन स्मृतम्। લંઘનથી આમ દોષોનુ પાચન થાય છે. સ્રોતોરોધ દૂર થાય છે શ્રમ અને વાયુને લઈ ઉત્પન્ન થયેલા જ્વરમાં લંઘનનો નિષેધ છે, કારણ કે તેથી બળ હાનિ થાય છે જેવી રીતે અગ્નિ પર રાખનુ આવરણ ચડી જતાં પવન વડે તે દૂર થાય છે, તે રીતે આમાશયમાં અગ્નિ ઉપર આમનુ આવરણ હોય છે તે લંઘન વડે દૂર થાય છે લંઘન જ્વરની શ્રેષ્ઠ ચિકિત્સા છે.

જો રોગી વમનને યોગ્ય હોય, દોષો ઉત્કલેશિત હોય, ઉત્કૃષ્ટ હોય, કફ પ્રધાન હોય, રોગીને લાળસ્રાવ, જીવ ગભરાવો, અરુચિ આમનાં લક્ષણ હોય ત્યારે વમન કરાવવાનો આદેશ શાસ્ત્રમાં છે. અયોગ્ય વ્યક્તિને જ્વરમાં વમન કરાવવાથી શ્વાસ, અતિસાર, સંમોહ, મૂર્ચ્છા થાય છે.

લંઘનથી જ્યારે દોષો ક્ષીણ થાય છે ત્યારે અગ્નિ થઈ પ્રદીપ્ત શરીરમાં હલકાપણું આવી જાય છે.

વાતકફજ્વર માટે પીવાનું પાણી સાધારણ ગરમ કરી આપવું.

તેથી કફનો વિલય થઈ, તૃષ્ણાનુ નિવારણ થાય છે. અગ્નિ પ્રદીપ્ત થાય છે. સ્રોતો શુદ્ધ થઈ જાય છે. મળમૂત્રનું અનુલોમન થાય છે. નિદ્રા, આળસ, અરુચિ દૂર થઈ પ્રાણોનુ અવલમ્બન થાય છે. આથી વિરુદ્ધ પરિણામ તાવમાં ઠંડુ પાણી આપવાથી મળી આવે છે. આમાં પિત્તજ્વર અપવાદ રૂપે છે. પિત્તજ્વરમાં મોથ, લાલ ચંદન, સૂંઠ, પિત્તપાપડો, ખસ વગેરેથી સાધિત ઠંડુ કરવામાં આવેલુ પાણી પીવા આપવું પિત્તજ્વરમાં ગરમ પાણીનો નિષેધ છે. બાકી અન્ય જ્વરો માટે તો તે ઉત્તમ છે.

જ્વરમાં સ્નાન, અભ્યંગ, પ્રદેહનો નિષેધ છે આમયુક્ત તીવ્ર જ્વર હોય ત્યારે ક્વાથ કલ્પનાનો નિષેધ છે. નવજ્વરમાં દિવસે સૂવું, સ્નાન, અભ્યંગ, મૈથુન, આહાર, વ્યાયામ, ખુલ્લી હવામાં રખડવું નિષેધ છે.

અવસ્થાનુસાર લંઘન, સ્વેદન, કાલ (સમય), યવાગૂ (પેયા) અને તિક્તરસ એટલા અનુક્રમે જ્વરઘ્ન માન્યાં છે

મદ્યથી ઉત્પન્ન જ્વરમાં દ્રાક્ષ, ફાલસા, જેવાં જ્વરનાશક ફળોના રસ સાથે મધ અથવા સાકર મેળવી આપવાં.

જ્વરમાં લઘનથી ૭ દિવસોમાં દોષોનો પરિપાક કરવો એવો આદેશ મળી આવે છે.

આ રીતે ૭ દિવસ વીત્યે જે દોષો શેષ રહ્યા હોય તે માટે પાછળથી અપક્વ દોષોમાં પાચન કષાય અને પક્વ દોષોમા શમન કષાય આપવા પિત્તજ્વરમાં તિક્ત કષાય અને કફજ્વરમાં કટુ કષાય આપવા કરુણજ્વરમાં કષાયનો નિષેધ છે. એ આપણે ઉપર જોઈ ગયા તેનો હેતુ એ છે કે કષાયરસવાળા ક્વાથ પિત્તશામક હોવા છતા સ્તંભક હોય વિષમજ્વર, અરુચિ, હેડકી, **આધ્માન** કરે છે. જ્વરમા સાત દિવસ પછી ઔષધ આપવાના આદેશ બાબતમાં મતભેદ પ્રવર્તે છે.

કેટલાક આચાર્યો દશ દિવસ પછી પણ ઔષધ આપવાનો આદેશ આપે છે પરંતુ આ બાબતમાં તો : मृदुज्वरो लघुदेहश्चलिताश्च मला यदा । अचिरज्वरितस्यापि भेषजं योजयेत्तदा ॥ એ સિદ્ધાંત લક્ષ્યમાં રાખવા જેવો છે.

જ્વરની સામાન્ય ચિકિત્સાના સિદ્ધાંતો ઉપર પ્રમાણે જોયા. હવે વિવિધ જ્વરોનું વર્ણન કરવામાં આવશે.

**वातज्वर :**

વાતપ્રકોપ આહાર અને વિકારથી પ્રકુપિત થયેલ વાયુ વાતજ્વરને ઉત્પન્ન કરે છે. વાતજ્વરમા કંપ, જ્વરનો અનિયમિત વેગ, કંઠ અને ઓષ્ઠ સુકાવા, અનિદ્રા, છીકનો અવરોધ, અંગોમાં લૂખાપણું, માથું, હૃદય અને અગોમાં પીડા, મોઢાનો આસ્વાદ બદલાઈ જવો, મળાવરોધ, શૂળ અને આધ્માન, બગાસાં આવવાં આ લક્ષણો ઘણું કરીને થાય છે.* સામાન્યત: વાતજ્વર શ્રમ, અત્યત વ્યાયામ, રાત્રિ જાગરણથી થાય છે. તે માટે, સંપૂર્ણ આરામ એ સૌથી પ્રથમ જરૂરી છે. વાતજ્વરમાં લંઘનનો નિષેધ કરવામા આવ્યો છે, કારણ કે તેથી વાતજ્વરની વૃદ્ધિ થાય છે. વાતજ્વરમાં તો પોષક યુષ, માંસરસ, ઓસામણ અને શક્તિદાયક આહાર દેવો. વાતજ્વરમાં લંઘનનો નિષેધ છે. આ વસ્તુ ધ્યાનમાં રહેવી જોઈએ.

ધમાસો, ગળો, મોથ અને સૂંઠનો ક્વાથ અથવા બૃહત્યાદિ લઘુ પંચમૂળનો ક્વાથ આપવો. વાતજ્વરમાં પીવામાં સહેજ ગરમ પાણી આપવુ. મગનું ઓસામણ આપી શકાય.

---

* वेपथुर्विषमोवेग: कण्ठौष्ठपरिशोषणम् ।
निद्रानाश. क्षवस्तम्भो गात्राणां रौक्ष्यमेव च ।
शिरोहृद्‌गात्ररुगवक्त्रवैरस्य गाढविट्‌कता ।
शूलाध्माने जृम्भणं भवन्त्यनिलजे ज्वरे ॥

શતાવરી, ગોખરુ અને ગળોના સ્વરસમાં અડધો તોલો ગોળ મેળવી પીવા આપી શકાય. જો રોગી શક્તિશાળી હોય અને મળાવરોધ હોય તો અશ્વકચૂકીરસ આપવો. વાતજ્વરમાં સંધિઓમા પીડા હોય તો સ્વેદ કોઈપણ સંજોગમા આપવો નહી

**पित्तज्वर :**

માથાથી કરી પગ સુધી આખા અંગમાં ફેલાઈ જાય છે. મોઢામાં કડવાપણું, નાક અને મોઢામાં પાક, શીતેચ્છા, ચક્કર, મૂર્છા, મદ્ય, બેચેની, પાતળા ઝાડા, શરીરનું પીળાપણુ, અત્યંત તૃષા, નેત્રદાહ, ચામડીમાં લાલ લાલ દાણા નીકળી આવવા, આ લક્ષણો પિત્તજ્વરમાં જોવા મળે છે.

પિત્તજ્વરમાં લંઘન કરાવવો. ગરમ કરીને ઠંડુ કરેલું ચંદન, નાગરમોથ, પિત્તપાપડો, ખસથી સાધિત જળ પીવા આપવું पित्ते तिक्तः विशेषण प्रयोज्य । પિત્તમાં તિક્ત કષાયનો અનુરોધ કરવામાં આવ્યો છે. પિત્તજ્વરમાં લાલગુડા-જ્વરસંહાર એ સરસ માત્રા છે. સૂતશેખરનો ઉપયોગ વમન હોય ત્યારે કરવો. જ્વરની માત્રા ખૂબ હોય ત્યારે સૂર્યક્ષારના પાણીમાં ભીજવેલાં પોતાં કપાળે રાખવાં. તાવ ૯૯° F જેટલે નીચે આવી જાય ત્યારે આ રીતે પોતાં રાખવાં બંધ કરી દેવાં એ જરૂરી છે ઇન્દ્રયવ, નાગરમોથ અને કડુ એ ત્રણેયનો કવાથ પિત્તજ્વરમાં આપવો જોઈએ. આ કવાથમાં મધ મેળવી આપવું.×

પિત્તજ્વરમાં અતિસાર સાથે તીવ્ર જ્વર હોય ત્યારે જ્વરાતિસાર જેવું લાગે છે. પરંતુ પિત્તજ્વરની શરૂઆતનો ઇતિહાસ રોગની સ્પષ્ટતા કરી દે છે. જ્વરનું એમાં પ્રાધાન્ય હોય છે.

× सक्षौद्रं पाचनं पित्ते तिक्ताब्देन्द्रयवैः कृतम् ।

લોધર, લીલાં કમળનાં ફૂલ, ગળો, અનતમૂળ આ ઔષધોને યોગ્ય પ્રમાણમાં લઈ ક્વાથ કરી તેમાં થોડી ખાંડ મેળવી લેવાથી પિત્તજ્વર નષ્ટ થઈ જાય છે

પટોલ તથા ઇન્દ્રયવ એ બન્નેનો કવાથ કરી તેમાં મધ મેળવી પાવાથી પિત્તજ્વર શાંત થાય છે, તૃષાનુ શમન થાય છે

ધમાસો, પિત્તપાપડો, ધાવડીનાં ફૂલ, કરિયાતુ અને અરડૂસી તથા કડુને યોગ્ય પ્રમાણમાં લઈ, કવાથ કરી તેમાં સાકર મેળવી પીવા દેવુ.

ત્રાયમાણ, જેઠીમધ, પીપરીમૂળ, કરિયાતુ, નાગરમોથ, મહુડાનાં ફૂલ તથા બહેડા, આનો ક્વાથ કરી તે પાવાથી પિત્તજ્વર નષ્ટ થાય છે

પિત્તજ્વરમાં પિત્તપાપડો એક માત્ર સરસ છે.+

પિત્તપાપડો, ગળો, આમળાં, કીસમીસ અને અમલતાસ આ ઔષધોનો સાધિન કવાથ પિત્તજ્વરને દૂર કરે છે.

ઔષધોનો સાધિત કવાથ પિત્તજ્વરને દૂર કરે છે.

કીસમીસ (દ્રાક્ષ), હરડે, પિત્તપાપડો, નાગરમોથ, કડુ એનાથી સાધિત કવાથ પિત્તજ્વરમાં જ્યારે પ્રલાપ હોય ત્યારે આપી શકાય છે

પિત્તજ્વરમાં દાહ–પ્રદાહ વધારે હોય ત્યારે લેપનો, આદેશ મળી આવે છે વિદારીકદ, દાડમબીજ, કપિત્થફળ, બિજોરુ, આમળાં જેવાં દ્રવ્યોને પીસી કરી તેનો લેપ કપાળ કે શિર પ્રદેશ પર કરવો.

**कफज्वर :**

કફજ્વરમાં અરુચિ વિશેષ પ્રમાણમાં થાય છે, શરીરમાં જડતા થાય છે નાસિકામાં અવરોધ જેવુ લાગે છે. તાવનો વેગ મદ હોય છે.

---

+ एक पर्पटक. श्रेष्ठ पित्तज्वर विनाशन ।
किं पुनर्यदि युज्येत चन्दनोदीच्यनागरै

મોઢામાંથી લાળ ઝરે છે. મોઢુ મીઠુ હોય તેવું લાગ્યા કરે છે. ખાંસી આવે છે. શ્વાસ ચઢ્યો હોય તેવું લાગે છે, સળેખમ થાય છે. ઊંઘ આવે છે, તંદ્રા અને શ્રૈન હોય છે. કવચિત્ ઊલટી થાય છે. આ પ્રકારનાં લક્ષણો કફજ્વરમાં મળી આવે છે. વર્ષાઋતુમાં વરસાદમાં ભીંજાવાથી કે શીતપવનના સ્પર્શથી, શીતાધિક્યથી, કફ પ્રકોપક કારણોને લઈ કફજ્વર થાય છે. આ કફજ્વરને આધુનિક પર્યાયો અનુસાર સામાન્ય રીતે cold fever કહી શકાય મોટાં શહેરોમાં ઠંડાં પીણાંનો જ્યા પ્રચાર આદિ હોય છે ત્યાં આ કફજ્વર સામાન્યતઃ જોવા મળે છે.

કફજ્વરમાં લંઘન શ્રેષ્ઠ ઉપાય છે. લઘનથી આમનુ પાચન થાય છે સ્રોતોરોધ દૂર થાય છે, અગ્નિ ઊઘડે છે, કફ ક્ષીણ થાય છે. આમાશય શુદ્ધ થતાં આમ દૂર થઈ અગ્નિ ઉઘાડે છે કફજ્વરમાં પીવા માટે ઉષ્ણોદક આપવું. કફજ્વરમાં દોષો અત્યંત ઉત્કિલષ્ટ હોય, બળવાન હોય, ત્યારે વમન કરાવી શકાય છે. પણ તે વમન યોગ્ય રોગી હોય તો જ કરાવવું. અન્યથા નહી કફજ્વરમાં રસપ્રયોગ તરીકે **ત્રિભુવનકીર્તિરસ** ઉત્તમ ઉપાય છે.+ **જ્વરસંહાર** એટલે **લાલગુડા** પણ ઉત્તમ.× **મૃત્યુંજયરસ** પણ સરસ છે આમાંથી કોઈપણ એકને લઈ તેની ૨ થી ૩ ગુંજ, વયાનુસાર મધ સાથે આપી શકાય કફજ્વર માટે **ત્રિભુવનકીર્તિ** જેવો ઉપાય એકેય નથી. ત્રિભુવનકીર્તિનો પ્રયોગ વૈદ્યોએ ખૂબ કરવો જોઈએ.

પિપ્પલ્યાદિ ગણનો કવાથ કફઘ્ન છે કફજ્વરમાં આપી શકાય છે. કટુકાદિગણ, નિમ્બાદિગણ, આમલકયાદિગણ, ગણોના સાધિત કવાથનો

---

+ ત્રિભુવનકીર્તિરસ=શુદ્ધ હિંગૂલ, શુદ્ધવચ્છનાગ, ત્રિકટુ ટંકણ અને પીપરીમૂળ+તુલસી ધતૂરો અને આદુની ભાવના

× જ્વરસંહાર=ત્રિકટુ, કટુ, લીંબડાની છાલ, કુષ્ટ, નાગરમોથ, સરસવ, ટંકણ, ઇંદ્રયવ, રસસિંદૂર

પ્રયોગ શાસ્ત્રમાં પ્રશસ્ત છે. કાયફળ, પુષ્કરમૂલ, કાકડાશીંગી અને પીપર આ ચારેયને મધમાં મેળવી અવલેહ રૂપે ચાટવા આપવાથી કફજ્વર દૂર થાય છે. ચોસઠપહોરીપીપર જ્યારે કાસ વેગાધિક્ય હોય ત્યારે આપી શકાય છે. તે મધમાં ૨ થી ૪ રતી માત્રા વયાનુસાર આપવી. કફજ્વરમાં મોઢામાં ગંડૂષ–એટલે કોગળા માટે લવણોદકનો પ્રયોગ કરવો, જેથી કફ છૂટો રહે. વજ કે પુષ્કરમૂળના ટુકડા મોઢામાં ચૂસવા માટે આપવા, કફજ્વર અને કફજ કાસનો ભેદ કરવો જોઈએ. પ્રતિશ્યાય અને કફજ્વરનો પણ વ્યવચ્છેદ આવશ્યક છે.

## द्वद्वज ज्वरो

**वातपित्तज्वर :**

વાત અને પિત્તને કોપાવનારાં કારણોથી કુપિત થયેલાં વાત અને પિત્ત રસવાહિનીઓ દ્વારા હૃદયમાં જઈ આખા શરીરમાં સ્થાન સંશ્રય કરી વાતપિત્તજ્વર ઉત્પન્ન કરે છે. તેમાં બગાસાં, નયનોમાં દાહ, અંગમર્દ એટલાં પૂર્વરૂપ થાય છે.

**लक्षण :**

રોગીને ખૂબ તરસ લાગે છે રોગી મૂર્છિત અવસ્થામાં રહે છે. ભ્રમ, દાહ, નિદ્રાનાશ, તીવ્ર વેદના, કંઠ સુકાવો, ઊલટી, અરુચિ, આંખો સામે અંધારાં આવવાં, રોમહર્ષ, મોઢામા કડવાપણું, આધ્માન, વિબંધ, કદીક અતિસાર, કદીક કબજિયાત અને આ લક્ષણો સમયસર જો ચિકિત્સા કરવામાં ન આવે તો તે સન્નિપાતજ્વર થઈ જાય છે. જ્વર વેગ વધવાથી પ્રલાપ અને સ્વેદાવરોધ થઈ જાય છે.

**चिकित्सा :**

દોષોનું પાચન મોટે ભાગે પાંચ દિવસમાં થઈ જાય છે. ત્યારબાદ

જ્વરઘ્ન ઔષધો આપવાં. વિબંધ હોય તો અશ્વકંચૂકી આપવી. પાચન માટે ગુડુચ્યાદિ ક્વાથ સાથે ગૌદંતી આપવી અને અતિસાર હોય તો ગૌદંતી સાથે કનકસુંદરરસ આપવો. ઊંઘ ન આવતી હોય અને પ્રલાપ હોય તો સર્પગંધા ૫ રતી આપી શકાય. પથ્યમાં દ્રાક્ષ, દૂધ, મોસંબી આપી શકાય. વિશેષ દાહ હોય તો લાજાતર્પણ કે ષડંગપાનીય આપવાં. વિશેષ અતિસાર હોય તો ઉદરને સામાન્ય સ્નિગ્ધ કરી સ્વેદ આપી અનુવાસન બસ્તિ આપવી. આથી મળની સ્નિગ્ધતા થઈ વાયુનું અનુલોમન થઈ જાય છે. જ્વર મટી જાય પછી મગનું પાણી આહારમાં આપવું. મોઢામાં કડવાપણું હોય ત્યારે કરિયાતુ કે તેની કોઈ બનાવટ આપવી.

## वातकफज्वर

વાત અને કફને પ્રકોપાવનારાં કારણોથી પ્રકુપિત વાયુ અને કફ રસવાહિનીઓ દ્વારા હૃદયમાં જઈ આખા શરીરમાં સ્થાન સંશ્રય કરી વાતકફજ્વરને ઉત્પન્ન કરે છે. તેમાં શરીરમાં ભારેપણું, અંગમર્દ, અરુચિ, આંખોમાં બળતરા, શિરઃશૂળ પૂર્વરૂપ થાય છે.

**लक्षण :**

આખા શરીરમાં દુઃખાવો, સાંધામાં વેદના, ભારેપણું, આળસ, ખૂબ ઊંઘ આવવી, પ્રતિશ્યાય, ખાંસી, પરસેવો આવવો, માથું પકડાઈ જવું, જ્વરનો મધ્યમવેગ, પાંસળીઓમાં દુઃખાવો, કફનું સહેલાઈથી બહાર ન નીકળવું, નાકની શ્લેષ્મિક કલાઓમાં સોજો લક્ષણો જોવાં મળે છે.

**चिकित्सा :**

સામાન્યતઃ દસ દિવસોમાં દોષોનું પાચન થાય છે. ઉપદ્રવ ન હોય તો સાતમે દિવસે જ્વર ઊતરી જાય છે. ત્યારબાદ જ્વરઘ્ન ઔષધો આપવાં. પાચન માટે ત્રિભુવનકીર્તિ–શૃંગ અને ચંદ્રામૃત ને

મધ કે વાસા શરબત સાથે આપી ઉપર ગોજિહ્વાદિ ક્વાથ આપવો. ગોજિહ્વાદિ ક્વાથમાં ગાવજબાન, બનફસા, જેઠીમધ, વરિયાળી, દ્રાક્ષ, વાસા, ખૂબકલા, સપિસ્તાન, કાળાં મરી, હંસરાજ વગેરે દ્રવ્યો પડે છે. વાતકફજ્વર માટે આ ગોજિહ્વાદિ ક્વાથ ઉત્તમ ઉપાય છે. પાર્શ્વશૂળ હોય તો ઉપરના પડીકામાં પુષ્કરમૂળનું ચૂર્ણ મેળવી આપવું પુષ્કરમૂળ ૨ થી ૪ રતી આપવુ. રોગીને ધાબળો ઓઢાડી સુવાડી રાખવો. કપૂર-રાઈનુ તેલ અને અળસી મેળવી પાર્શ્વશૂળ હોય તો લેપ કરવો. જ્વરસંહાર ૨ રતી મધ સાથે, લીલી ચા અને તુળસી તથા મરી નાખી બનાવેલ ચા જોડે આપી શકાય

## पित्तकफज्वर

પ્રકુપિત પિત્ત અને કફ સંપૂર્ણ શરીરમાં સ્થાન સંશ્રય કરી આ જ્વર ઉત્પન્ન કરે છે શરીરમા સામાન્ય ભારેપણું, અંગમર્દ, તરસ ક્યારેક ઠંડી અને ક્યારેક ગરમી, પ્રતિશ્યામ એટલા પૂર્વરૂપ હોય છે.

**लक्षण :**

મોઢામાં કડવાપણુ, ચીકણાપણું, તંદ્રા, ખાંસી, પ્રલાપ, તરસ લાગવી, ક્યારેક દાહ, તો ક્યારેક ઠંડી લાગવી, જીભ પર સફેદ અને પીળો મેલ જામેલો હોય છે ઉરઃપ્રદેશ કફથી પૂર્ણ હોય છે. આકોટન દ્વારા મંદ ધ્વનિ આવે છે. જ્વરનો વેગ તીવ્ર રહે છે.

**चिकित्सा :**

દોષોનું પાચન દસ દિવસમાં થાય છે. ત્યારબાદ જ્વરઘ્ન ઔષધો આપવાં. આમ પાચન માટે ગૌદંતી મિશ્રણ, ત્રિભુવનકીર્તિ અથવા મુકતા શુક્તિ-શૃંગ-ભાગોતર ગોજિહ્વાદિ ક્વાથ જોડે આપવાં ગોજિહ્વાદિ ક્વાથમાં સંશમની અને નવસાર તથા યવક્ષાર ૪-૪ રતી મેળવી આપવાં. વિશેષ દાહ હોય તો દ્રાક્ષ તર્પણ આપવું. કેવળ દ્રાક્ષોદક પણ

# જ્વર પ્રકાર કોષ્ટક



આપી શકાય. વિશેષ ખાંસી હોય તો એલાદિવટી ચૂસવા માટે આપી શકાય. કફ ખૂબ વધારે હોય ત્યારે ઉપર કહેલા યોગમાં પીપરનું ચૂર્ણ ૪ રતી વધારે મેળવી શકાય. પણ પિત્તનો સબંધ લક્ષ્યમાં રાખવો કેમકે પીપર ઉષ્ણ છે.

જ્વર વેગાધિકય હોય, પ્રલાપ હોય ત્યારે હિંગુ કર્પૂરવટી ૨ રતી તગરાદિ કવાથ જોડે યવક્ષાર, સૂર્યક્ષાર, સંશમની મેળવી આપવું. સંશમની ૧૨ રતી સુધી આપી શકાય. પથ્યના રૂપમાં દાડમ ને મોસંબીનો ઉપયોગ કરવો. જ્વર ઊતરી જાય પછી ધીમે ધીમે મગની ખીચડી ઉપરથી આહાર પર લાવવો.

## सन्निपातज्वर

વાત, પિત્ત અને કફ ત્રણેય દોષો પ્રકુપિત થઈ ત્રિદોષજ જ્વરને ઉત્પન્ન કરે છે. એમાં ત્રણેય દોષ પ્રકુપિત થાય છે. આ સન્નિપાત જ્વરના તેર પ્રકાર વર્ણવ્યા છે. (૨) **વાત પિત્ત પ્રધાન કફ મંદ જ્વર :** ભ્રમ, તૃષા, દાહ, ભારેપણું તથા માથામાં વેદના થાય છે. (૨) **વાત કફ પ્રધાન અને પિત્ત મંદ જ્વર :** ઠંડી લાગવી, ખાંસી, અરુચિ, તંદ્રા, તૃષા, પીડા અને બેચેની. (૩) **પિત્ત કફ પ્રધાન અલ્પ વાત જ્વર :** ઊલટી, ઠંડી લાગવી, વારવાર દાહ થવો, તરસ, મૂર્ચ્છા, વેદના થાય છે. (૪) **વાયુ પ્રધાન હીન પિત્ત કફ જ્વર :** શિરમાં તીવ્ર વેદના, પ્રલાપ, ભારેપણું, ભ્રમ, તરસ, મોઢું સુકાવું, ગળું સુકાવુ. (૫) **પિત્ત પ્રધાન હીન કફવાત જ્વર :** મળ અને મૂત્રની રકતવર્ણતા, જલન, દાહ, પરસેવો, તૃષા, નબળાઈ અને મૂર્ચ્છા. (૬) **કફ પ્રધાન હીન પિત્ત, વાત જ્વર :** આળસ, અરુચિ, જીવ મૂઝાવો, દાહ, ઊલટી, બેચેની, ચક્કર આવવા, તંદ્રા અને ખાંસી થવી (૭) **કફ પ્રધાન પિત્ત મધ્ય વાત હીન સન્નિપાત** · પ્રતિશ્યાય, વમન, આળસ, તંદ્રા, અરુચિ, મંદાગ્નિ થાય છે. (૮) **પિત્ત પ્રધાન મધ્ય**

**કફ હીન વાત સન્નિપાત જ્વરમાં :** દાહ, તૃષા, ભ્રમ, અરુચિ, પેશાબ એકદમ પીળા રંગનો થવો. (૯) **વાયુ પ્રધાન મધ્ય કફ અને હીન પિત્તમાં :** શિરોવેદના, શ્વાસ ધ્રૂજવો, પ્રલાપ, વમન, અરુચિ થાય છે. (૧૦) **કફ પ્રધાન વાત મધ્ય હીન પિત્તમાં :** ઠંડી લાગવી, ભારેપણું, તંદ્રા, પ્રલાપ, અસ્થિઓમા અને શિરમાં તીવ્ર વેદના થાય છે. (૧૧) **વાત પ્રધાન પિત્ત મધ્ય અને કફ હીન સન્નિપાતમાં :** શ્વાસ, ખાંસી, શરદી અને પાંસળીઓમાં તીવ્ર વેદના થાય છે (૧૨) **પિત્ત પ્રધાન, વાયુ મધ્ય હીન કફમાં :** સાંધાઓમાં વેદના, મંદાગ્નિ, તરસ, દાહ, અરુચિ અને ચક્કર આવે છે. (૧૩) હવે સન્નિપાત જ્વર એટલે ત્રણેય દોષોના પ્રકોપનાં લક્ષણ કહેવામાં આવે છે.

**સન્નિપાત જ્વરનાં લક્ષણો :**

ઘડીકમાં દાહ, ઘડીકમાં શીતળતા, અસ્થિ, સાંધા અને મસ્તકમાં વેદના, આંખોમાંથી પાણી આવવાં, નેત્ર લાલ, ઊપસેલાં, મેલાં થઈ જવાં, કાનમાં અવાજ થવો, પીડા થવી, ગળામાં કાંટા જેવુ ભોંકાયા કરવું, તંદ્રા, મોહ, ભ્રમ, કાસ, શ્વાસ, અરુચિ, ભ્રમ, જીભનો વર્ણ બદલાઈ જવો, શરીરની શિથિલતા, થૂકમાં કફ તથા રકત બહાર આવવુ, માથાનું અહીંતહીં ડોલવું, તરસ, અનિદ્રા, હૃદયમાં તીવ્ર પીડા, પરસેવો, મૂત્ર તથા મળ વિસર્જનમાં વિલંબ અથવા અવરોધ, શરીરમાં કૃશતા થોડી આવવી, ગળામા કૂજન, થવુ, શરીર પર કાળાં અને રકત વર્ણનાં ચાઠા થવા, મોઢામાં તથા અન્ય સ્રોતોમાં પાક થવો, મૂગાપણુ, ઉદરમાં ભારેપણુ, દોષોમાં ધીમે ધીમે પરિપાક થવો, આ લક્ષણો થાય છે.

**સન્નિપાત જ્વરની ચિકિત્સા :**

ચરકમાં લખ્યુ છે કે

वर्वनेनेकदोषस्य क्षपणेनोच्छ्रितस्य वा ।
कफस्थानानुपूर्व्यां वा सन्निनपात ज्वरं जयेत् ॥

અર્થાત્ સન્નિપાત જ્વરમાં અલ્પ દોષોને વધારી, જે દોષ વધેલો હોય તેને ઘટાડી દોષોની ચિકિત્સા કરવી ઘટે. અર્થાત્ દોષ સામ્ય કરવું ઘટે. અહી દોષ પ્રારંભ કફથી કરવો ઘટે. કફનુ મુખ્ય સ્થાન આમાશય છે. એટલા માટે પ્રથમ આમ સ્થાનને જીતવું ઘટે. પરંતુ જીર્ણજ્વરમાં પ્રથમ પિત્તને જીતવુ જોઈએ.

સન્નિપાત જ્વરને અંતે કાનના મૂળમાં સોજો થાય છે.+ આ સોજો પિત્તવૃદ્ધિને કારણે થાય છે. જ્વરની શરૂઆતમાં જો તે થયો હોય તો તે સાધ્ય છે મધ્યમાં થાય તો કષ્ટસાધ્ય છે અને જ્વરને અંતે અસાધ્ય છે ભાગ્યે જ તેમાંથી કોઈ બચે છે.

જ્વરમાં દોષોની અવસ્થાનો ક્રમ આ પ્રમાણે હોય છે.

(૧) દોષોની સામ અવસ્થા : અર્થાત્ દોષો જ્યારે અપરિપક્વ હોય છે.

(૨) દોષોની પચ્યમાનાવસ્થા : અર્થાત્ દોષો જ્યારે પરિપાક પામતા હોય છે.

(૩) દોષોની પક્વાવસ્થા . જ્યારે દોષો પાકી જાય છે.

(૧) દોષોની સામ અવસ્થામાં લંઘન–ઉપવાસ કરાવવાના હોય છે, જેથી દોષોનુ પાચન થવા માંડે (૨) જ્વરમાં દોષો પચી રહ્યા હોય ત્યારે દોષોનો પાક થાય તેવા ઉપચાર કરવા. (૩) જ્યારે દોષો પચી જાય ત્યારે તેને શરીરમાંથી બહાર કાઢી નાખવા જરૂરી છે.

સન્નિપાત જ્વરમાં ચિકિત્સાનો ક્રમ આ પ્રમાણે હોય છે.

(૧) લંઘન (૨) સ્વેદન (૩) નસ્ય (૪) ગંડૂષ (૫) અંજન (૬) અવલેહ આ પ્રમાણે ચિકિત્સાક્રમ છે.

---

+सन्निपातज्वरास्यान्ते कर्णमूले सुदारुणः ।
शोथ. संजायते तेन कश्चिदेव प्रमुच्यते ॥

**સન્નિપાત જ્વરની આદર્શ ચિકિત્સા :**

( ૧ ) જ્વરની શરૂઆતમાં લંઘન–ઉપવાસ કરાવવો એ આયુર્વેદનું સૂત્ર છે. તદનુસાર લંઘન કરાવવું મગનું પાણી અને છાશ વાત પિત્ત જ્વરમાં આપી શકાય છે. વાત પિત્ત પ્રધાન સન્નિપાત જ્વરમાં દૂધને ફાડી તેનું પાણી જેને મોરટ કહે છે તે આપવાની જેજ્જટ ભલામણ કરે છે અત્યંત પિત્ત પ્રધાન જ્વર હોય તો ખસ, વાળો, તગર, ચંદન જેવાં પિત્તશામક દ્રવ્યો વડે સાધિત પાણી પીવા આપવું એનો પ્રયોગ આગળ ઉપર પ્રયોગ-સૂચીમાં ષડંગ પાનીયના નામે આપેલ છે તે જોઈ લેવો

( ૨ ) રોગીને પૂર્ણ વિશ્રાંતિ આપવી.

( ૩ ) રોગીનાં મળ–મૂત્રોનું સમયક્ વિસર્જન થાય એ જરૂરી છે. એ માટે જો કબજિયાત હોય તો દરેક એકાંતરે સામાન્ય બસ્તિ આપી દેવી.

( ૪ ) સ્વચ્છતા બહુ જ જરૂરી છે. ઓરડો પ્રકાશવાળો અને સુવ્યવસ્થિત હોય, પથારી સાફ હોય, પાસે જુદી થૂંકદાની રાખી હોય, એ જરૂરી છે. રોગીને વધુ પરસેવો થતો હોય તો તે લૂછી રાખવા સ્વચ્છ વસ્ત્રનો જુદો પ્રબંધ રાખવો

( ૫ ) સામાન્ય ઔષધનો ક્રમ આ પ્રમાણે છે.

ત્રિભુવનકીર્તિરસ રતી ૨ અને ગૌદન્તીમિશ્રચૂ રતી ૪ મેળવી આવી એક પડીકી કરી એવાં ચાર પડીકાં ત્રણ ત્રણ કલાકના અંતરે આપવાં. બન્ને ઔષધનો પાઠ આગળ પ્રયોગ–સૂચિમાં આપેલ છે. આ પ્રયોગ વાત–પિત્ત પ્રધાન જ્વર માટે છે, પરંતુ જ્યારે કફ–પિત્ત કે કફ–વાત પ્રધાન જ્વર હોય ત્યારે :

ત્રિભુવનકીર્તિરસ રતી ૨, સાબરશૃંગભસ્મ રતી ૨, અભ્રકભસ્મ રતી ૧ અને પુષ્કરમૂળચૂર્ણ રતી ૪ મેળવી તેવાં ત્રણ પડીકાં ચાર ચાર કલાકને અંતરે આપવાં જ્વરમાં પિત્ત તો પ્રધાન હોય જ છે, પરંતુ

સન્નિપાત જ્વરમાં કાસ ( ખાસી ), શ્વાસ, શ્વાસનો વેગ, પડખાનુ શળ હોય ત્યારે વાયુ અથવા કફનો અનુબંધ હોય છે અને દોષ જ્યારે અત્યંત ઉત્કિલષ્ટ બને ત્યારે, કંઠમાં અવરોધ થાય ત્યારે સન્નિપાત ભૈરવરસ, બૃહત્ કસ્તૂરી ભૈરવરસ જેવાં ઔષધોનો પ્રયોગ કરવો જોઈએ

(અ) જ્યારે હાથ પગ બિલકુલ ઠંડા પડતા હોય : **નાડી ક્ષીણ હોય** ત્યારે : શીતભંજીરસ રતી ૧ આદુના રસ અને મધમાં મેળવી આપવો એ ઉપલબ્ધ ન હોય તો મૃતપ્રાણદાયી સૂતરાજ રતી ૨ મધ અને આદુના રસ સાથે આપવો અથવા બૃહત્ કસ્તૂરી ભૈરવરસ ૫ા–૦ાા કલાકે મધ–આદુ સાથે આપવો. માત્રા વયાનુસાર યોજવી

(આ) **આફરો** હોય ત્યારે હિંગકર્પૂરવટી આપવી હિંગ, એળિયો, હીરાબોળ, દિકામાલી આ ચાર સમભાગે લઈ કૂટી રાખવું. તેમાંથી થોડુંક લઈ સહેજ ગરમ પાણી સાથે મેળવી પાતળો લેપ ઉદર પ્રદેશ પર કરવો. આ કાર્ય વૈદ્યે સ્વયં કરવાનુ છે.

(ઇ) અત્યંત **તીવ્ર જ્વર વેગમાં** કપાળ ઉપર નિમક ( લવણોદક ) ના પાણીનાં પોતાં મૂકવાં શહેરોમાં બરફ મળે છે. રબરની થેલીમાં બરફ ભરી માથે મૂકવી.

(ઈ) **અનિદ્રા માટે** નિદ્રોદયરસનો પ્રયોગ કરવો રતી ૧ થી ૨. આ પ્રયોગમાં અફીણ છે. માટે સંભાળીને વાપરવો બ્રાહ્મીવટી રતી ૧ તગરાદિ કવાથ જોડે આપવાથી વાયુનું શમન થઈ નિદ્રા આવી જાય છે. નિદ્રોદયરસમાં રસસિંદૂર આવતુ હોઈ અફીણની હૃદય પર પડતી ખરાબ અસરને તે દૂર કરે છે. દ્રાક્ષાસવમાં સુરા ( બ્રાન્ડી ) મેળવી આપવાથી કફ પણ હલકો પડે છે અને ઊંઘ પણ સારી આવે છે.

(ઉ) **ઊલટી** યા **ઝાડામાં પડતા લોહી માટે** એક સૂત્ર યાદ રાખવુ જોઈએ. ज्वर संतापाद्रक्तपित्तमुदीर्यते । જ્વરના સંતાપથી રક્તપિત્ત થાય છે અર્થાત્ ઊર્ધ્વ યા અધો માર્ગથી લોહી આવે છે અહી

પિત્તશામક ચિકિત્સા કરવી. મોતીની પિષ્ટ રતી ૦।।, પ્રવાલ રતી ૧ અને ગળોત્સવ તથા ગૌદંતી ૪ રતી મેળવી તેવું પડીકું કુષ્માંડાવલેહ કે વાસાવલેહ જોડે આપવું. લાક્ષા ગૌદંતીનો પ્રયોગ ઉત્તમ છે. તે પણ આપી શકાય

અહીં એક હકીકત સ્પષ્ટ કરવી જરૂરી છે કે આધુનિક ચિકિત્સકો જેને અત્યંત ભયસૂચક ગણે છે તેવું આ લક્ષણ આયુર્વેદિક ઔષધો વડે તરત જ કાબૂમાં આવી જાય છે. ઉરઃક્ષતની આશંકા થાય કે તરત જ યષ્ટીમધુના ચૂર્ણને સો વાર ધોયેલા ઘીમાં મેળવી છાતી પર લેપ કરવો. આંત્રક્ષતની આશંકા હોય તો આ જ લેપ ઉદર પ્રદેશ પર કરવો.

( क ) ખાંસીનો વેગ તીવ્ર હોય ત્યારે દ્રાક્ષારિષ્ટનો પ્રયોગ હિતકર બને છે. શ્લેષ્મ પ્રધાન કાસ યા કોઈપણ પ્રતિશ્યાયાત્મક લક્ષણ માટે गोजिव्हाद्धिक्वाथ સર્વોત્તમ છે. ( એની બનાવટ આગળ પ્રયોગ સૂચિમાં જુઓ ) भारंग्यादिक्वाथ પણ ઘણો જ ફળદાયક છે. ગોજિહ્લાદિ ક્વાથ તોલો ૧। લઈ તો. ૧૦ પાણી નાખી જ્યારે તો. ૨।। બાકી રહે ત્યારે ગાળી તેમાં દ્રાક્ષારિષ્ટ તોલા ૨।। નાંખવો અને નવસાર ( કલમીસોરા ) રતી ૮ નાખી હલાવી તેના બે ભાગ કરવા. રસ પ્રયોગોમાં ચંદ્રામૃતરસ જોડે સોમકલ્પનુ ચૂર્ણ આપવાથી ત્વરિત લાભ થાય છે ખાંસીના વેગ માટે વાપરી શકાય તેવાં ઔષધો. ચોસઠપહોરીપીપર, શૃંગભસ્મ, ચંદ્રામૃતરસ, સોમચૂર્ણ, અભ્રકભસ્મ, શ્વાસકુઠાર, વાસાવલેહ, કંટકાર્યાવલેહ, કુષ્માંડાવલેહ, વાસાસવ, દ્રાક્ષારિષ્ટ, કનકાસવ.

( ख ) મૂત્રપ્રવૃત્તિ ન થાય ત્યારે યવક્ષાર પાણી સાથે આપી શકાય યા ક્ષારપર્પટીનો પ્રયોગ કરવો. માત્રા ૪ થી ૮ રતી. તે પણ કારગત ન જ નીવડે અથવા અત્યાવશ્યક હોય ત્યારે રબરની મૂત્ર શલાકા ( રબર કેથેટર ) વડે બસ્તિ-(Bladder,માથી મૂત્ર વિસર્જન કરાવવુ. રબરની પોલી નળી જેને ગરમ પાણીથી એકદમ સ્વચ્છ કરી લીધેલ

હોય તેવાને ગરમ વેસેલાઈનમાં સહેજ ભીજવી ધીમે ધીમે મૂત્રમાર્ગમાં પ્રવેશ કરાવી, પેડુ પર ધીમે હાથે દબાવી પેશાબ નલિકા વાટે બહાર આવી જશે. બસ્તિને સાવ ખાલી ન કરી દેવી થોડો જલીવાશ રહેવા દેવો. રબર નળીના મૂત્રમાર્ગની પહોળાઈ અનુસાર જુદા જુદા પ્રકાર આવે છે. સામાન્ય રીતે ૯ કે ૧૦ નંબર વપરાય છે.

( ग ) તીવ્ર દાહમાં ગોદન્તિમિશ્ર ચંદનાદિઅર્ક જોડે આપવો. સામાન્ય માત્રા : ૪ રતી.

( घ ) જ્વરાતિસાર જેવુ હોય, જવરમાં અતિસારનો ઉપદ્રવ થાય ત્યારે હ્રિબેરાદિ ક્વાથ બહુ જ સરસ પરિણામ આપે છે. અતિસારનો વેગ અત્યંત તીવ્ર બને ત્યારે અતિસારવત્ ચિકિત્સા કરવી આનંદભૈરવરસ ઉત્તમ છે. નાગરમોથ, બિલ્વ અને ઇન્દ્રયવનુ ચૂર્ણ પણ આપી શકાય.

( च ) ગળામાં કફ બાઝી ગયો હોય, શ્લેષ્માનુ આવરણ પ્રાણવહ સ્રોતરસમા ભરાઈ જાય ત્યારે આદુના રસમાં—નાગરવેલના પાનના રસમાં ઔષધ આપવુ આ અનુપાન અત્યત ઉત્તમ છે. ઉષ્ણ, કફઘ્ન અને તીક્ષ્ણ અનુપાનના યોગથી જ ઔષધ ગળા નીચે ત્વરાથી જાય ત્યારે એની અસર દાખવી શકશે હેમગર્ભપોટલી, બૃહત કસ્તૂરી ભૈરવ જેવાં સુવર્ણ અને તામ્રની પ્રધાનતાવાળા યોગો એટલા જ માટે આદુના રસના અનુપાનથી યોજવામાં આવ્યા છે.

( छ ) પિત્તકફજ્વર, પિત્તકફજ સન્નિપાતમાં ફેફસાંના કફને પાતળો કરવા માટે એન્ટિફ્લોજીસ્ટીન જેવા લેપનો ઉપયોગ છૂટથી થાય છે. એના કરતાં આપણી અળસીની પોટીસ સારું કામ કરે છે. આપણે એને ઉપનાહ સ્વેદમાં ગણી શકીએ. કપૂર, રાઈનું તેલ અને ટરપેન્ટાઈન ત્રણ મેળવીને છાતીએ માલિશ કરી શકાય છે.

( ज ) રોગીને ગરમ ધાબળો ઓઢાડી રાખવો.

( ટ ) શ્વાસના તીવ્ર વેગમાં સમીરપન્નગ રતી ૧, સોમ રતી ૨, ચંદ્રામૃત રતી ૨ અને લાક્ષગુડ઼ ( જ્વરસંહાર ) રતી ૨ મેળવી તેવાં ત્રણ પડીકા ત્રણ કલાકને અંતરે ભારગ્યાદિ ક્વાથના અનુપાનથી આપવાં કફ ન નીકળતો હોય તો ટંકણ પણ આપી શકાય છે. આ બધાનો ઉપયોગ છતાં શ્વાસનો વેગ ન ઘટે ત્યારે કપૂર રતી ૧, શૃગ રતી ૨, પુષ્કરમૂળ છાલનુ ચૂર્ણ રતી ૪, અર્કમૂળ છાલનું ચૂર્ણ રતી ૨ અને રસસિંદૂર રતી ૧ મેળવી તેવુ એક પડીકુ આપવુ.

( ઠ ) સન્નિપાતજ્વરના અંતમાં કાનના મૂળમાં સોજો થાય છે. તેના માટે સિરાવ્યધ, લેપ, ઘૃતપાન, કફપિત્તનાશક પ્રદેહ અને કવલગ્રહથી તેની સાત્વના કરવાનો આદેશ છે. સિરામોક્ષણ ભુજામાં કરવું. વજ, કાયફળ, સોનાગેરુનો લેપ કરવો. દશાંગલેપ પણ ઉત્તમ છે.

આ પ્રમાણે સન્નિપાત જ્વરના લક્ષણ વિશેષની ચિકિત્સાનો ક્રમ આપેલ છે તેમાં વર્ણવેલ પ્રયોગો આગળ ઉપર લખેલ જ્વર પ્રયોગોની સૂચીમાં આપેલા છે. માત્રા વયાનુસાર નક્કી કરવી જોઈએ. જ્વર માટે અંજન–નસ્ય પ્રયોગો શાસ્ત્રમાં આપ્યા છે તેમાથી થોડાક અહીં ઉતારુ છુ.

( ૧ ) મનશિલ–પીપર અને સિંધવ ત્રણે સમાન ભાગે ઘૂટી લેવાં. મનશિલ શુદ્ધ લેવું ત્રણેયને મધમાં કે તેલમાં મેળવી આંજવાં. એનાથી મૂર્ચ્છા દૂર થશે.

( ૨ ) હિંગ અને સિંધવ મેળવી તેનું નસ્ય કરાવવુ.

( ૩ ) જૂના ઘીનું નસ્ય કરાવવું.

( ૪ ) સિંહની ચરબી અને તીક્ષ્ણ સિંધવનું નસ્ય કરાવવું.

( ૫ ) ગૂગળ, લીમડા પાન, વજ, કુષ્ઠ હરડે, સરસવ, જવ અને ઘૃતની ધુમાડી આપવી.

(૬) લીમડો, આકડાનાં પાન, ગૂગળ, વજ, રાળ, અગર, દેવદાર બધાં મેળવી તેની ધુમાડી આપવી.

## आगन्तुक ज्वर

આગન્તુક જ્વર ચાર પ્રકારનો છે. અભિઘાત જન્ય, અભિષંગ જન્ય, અભિચાર જન્ય અને અભિશાપ જન્ય એમ ચાર પ્રકાર છે.

શસ્ત્ર, લાકડી, દાંત, નખ, પથ્થરના અભિઘાતથી દેહ ઉપર ઘા લાગવાથી થાય છે. એમાં વાયુ લોહીને દૂષિત કરી પીડા ઉત્પન્ન કરે છે. પીડા, સોજો, વિવર્ણતા, વેદના અને જ્વર થાય છે.

કામ, શોક, ક્રોધ, ભય, ભૂતોના સંસર્ગથી જે જ્વર ઉત્પન્ન થાય તેને અભિષંગજ જ્વર કહે છે. કામ, શોક, ભયથી વાયુ, ક્રોધથી પિત્ત અને ભૂતોના આક્રમણથી ત્રણે દોષ પ્રકુપિત થાય છે. વિષારી વૃક્ષોના સ્પર્શાદિથી થનાર પણ અભિષંગ જન્ય જ્વર ગણી શકાય.

સિદ્ધ પુરુષોના અભિચાર (હિંસા માટે કરેલા હોમ, જપ આદિ), અથવા અભિશાપ (શ્રાપ)થી થનાર જ્વર કષ્ટસાધ્ય હોય છે. તેના લક્ષણ સન્નિપાતજ્વર સદૃશ જાણવા. વૃદ્ધ વાગ્ભટ્ટ, અષ્ટાંગ સંગ્રહમાં કહે છે કે અભિચારિક મંત્રો વડે હવન આદિ કરવાથી પહેલાં ચિત્ત અને પછી દેહ તપે છે. આ જ્વર પ્રથમ મનને ઘેરે છે, પછી વાત પિત્તાદિ દોષોને સ્પર્શી શરીરમાં જ્વર કરે છે. પછી શરીર પર ફોડા, ગડ, ગૂમડ, તૃષા, અને ભ્રમ ફેલાય છે દાહ અને મૂર્ચ્છા વધે છે. દિનપ્રતિદિન જ્વર વધે છે

અભિઘાત જન્ય આગન્તુક જ્વરની ચિકિત્સા કારણાનુસાર કરવી જોઈએ. ધી, ધૈર્ય અને આત્માને ઊંચું લઈ જનારુ જ્ઞાન એ અભિષંગ જન્ય જ્વરની શ્રેષ્ઠ ચિકિત્સા છે. જો વિષજન્ય વૃક્ષ સંપર્કથી જ્વર આવે તો વિષનાશક ચિકિત્સા કરવી, જેમકે ભિલામાના વૃક્ષ સંપર્કથી

શોથ આવે તો ભિલ્લામાના વિષની ચિકિત્સા કરવી. અભિચાર અને અભિશાપ જન્ય જ્વરો માટે દૈવવ્યાપશ્રય ચિકિત્સા શ્રેષ્ઠ છે મણિ, મંત્ર, ગુરુ, બ્રાહ્મણની પૂજા પણ જરૂરી છે.

## विषम ज्वर

વિષમ જ્વરોની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે :

मुक्तानुबंधित्वम् विषमत्वं विषमो विषमारंभात् क्रियाकालोंनुषगमनान्।

જ્વરના બે પ્રકારના સમ અને વિષમ આપણે જોઈ ગયા સતત એટલે सम तनोति विस्तारयति इति सतत । જેનો વિસ્તાર સમ હોય તે : જ્યારે વિષમ એટલે જેમાં જ્વરનો અનુબંધ મુક્ત થાય, પછી વિષમ આરંભથી વિષમ કાળમાં વિષમ રીતે આવે તેને વિષમ ગણાય. જે બરોબર ફેલાયેલો હોય તે सतत ज्वर કહેવાય. એ દૃષ્ટિએ સતત જ્વરની ગણના વિષમમાં ન થઈ શકે. વિષમના ચાર પ્રકાર : સતત અન્યેદ્યુષ્ક, તૃતીયક, ચાતુર્થિક એમ છે.

વિષમ જ્વરના બે પ્રકાર ગણી શકાય. એક તો જે આરંભથી જ વિષમ હોય છે તે અને બીજો પ્રકાર કોઈપણ સંતત જ્વરની બાદ ઉત્પન્ન થાય તે છે જે આરંભથી વિષમ હોય તે આગંતુક હોય છે. જ્યારે સંતતમાંથી વિષમ થાય છે તે નિજ એટલે કે શારીરિક હોય છે. મોટે ભાગે વિષમ જ્વર આગતુક કારણે થાય છે જ્યારે કોઈપણ પ્રકારે સંતત જ્વર મુક્ત થયા બાદ અહિત આહારવિહારથી પ્રકુપિત થયેલા દોષ રક્તાદિ ધાતુઓમાંથી કોઈ એકમાં સ્થાનસશ્રય કરી વિષમ જ્વરને ઉત્પન્ન કરે છે. આરંભથી જ જે વિષમ જ્વર થાય છે તે ભૂતાભિષંગને કારણે આગંતુક પ્રકારનો થાય છે.

વિષમ જ્વરના ચાર પ્રકાર સતત, અન્યેદ્યુષ્ક, તૃતીયક અને ચતુર્થક છે તે દાહપૂર્વક અને શીતપૂર્વક, બે પ્રકારે થાય છે. **શીતપ્રકાર**

જ્યારે આરંભથી વિષમ જ્વર ઉત્પન્ન થાય છે, ત્યારે દોષ વાયુ અને કફ અધિક હોઈ ટાઢી લાગે છે અને દોષોના શમન બાદ દાહ ઉત્પન્ન થાય છે **દાહ પ્રકાર** આરંભથી પિત્ત અને વાયુ પ્રધાન હોય છે, એમાં પિત્તને લઈ શરૂઆતમાં દાહ થાય છે, પણ પિત્તનું શમન થાય એટલે ટાઢી લાગે છે

વાયુ અને કફ જ્યારે ત્વચામાં સ્થાનસંશ્રય કરે છે, ત્યારે રોગીને ટાઢી લાગે છે અને એ દોષોનુ શમન થાય ત્યારે દાહ થાય છે. પિત્ત દોષ એ જ રીતે જ્યારે ત્વચામાં સ્થાનસંશ્રય કરે છે ત્યારે દાહ થાય છે, પરંતુ તેનુ શમન થાય ત્યારે ટાંઢી લાગે છે આ બન્ને વિકાર સંસર્ગજ માન્યા છે

સતત જ્વર રાત અને દિવસ મળી બે સમયે આવે છે અન્યેદ્યુષ્ક રાતે કે દિવસે એક વખત આવે છે તૃતીયક ત્રીજે દિવસે આવે છે અને ચતુર્થક ચોથે દિવસે આવે છે. એકાતરિયા તાવ (તૃતીયક જ્વર) ત્રણ જાતનો હોય છે (૧) કફ અને પિત્ત જનિત હોય તો ત્રિક્ (કરોડરજ્જુની નીચેનો સાંધો)ની અંદર પીડા કરે છે વાત કફ–જન્ય હોય તો બરડામાં પીડા કરે છે અને વાત પિત્ત જન્ય હોય તો માથામા વેદના કરે છે ચોથિયો તાવ બે રીતે પ્રસરે છે. કફજન્ય હોય તો જંઘામાથી ઉત્પન્ન થઈ ઉપર પ્રસરે છે જો વાતજન્ય હોય તો માથામાંથી ઉત્પન્ન થઈ શરીરમાં પ્રસરે છે એક બીજો પ્રકાર ચતુર્થક વિપર્યય છે જેમાં પહેલે અને ચોથે દિવસે જ્વર હોતો નથી અને વચલા બે દિવસ તાવ હોય છે.

સંતત જ્વરને વિષમ જ્વરનો પ્રકાર ગણવો યથાર્થ નથી. જ્વરના સમ અને વિષમ બે પ્રકાર પાડીએ તો સંતત જ્વર–સમ–પ્રકારમાં જાય છે सम तनोति विस्तारयति इति सतत । એક ચોખ્ખી વ્યાખ્યા થઈ જાય છે સતત જ્વરમાં દોષ રકતધાતુમાં અને આમાશય સ્થાનગત હોય છે અન્યેદ્યુષ્કમાં ૨૪ કલાકમાં દોષ માંસ ધાતુમાં અને હૃદયગત

હોય છે. તૃતીયકમાં દોષોનો સંચયકાળ ૪૮ કલાકનો મેદગત અને કફમાં હોય છે. જ્યારે ચાતુર્થિકમાં દોષ ૭૨ કલાકમાં અસ્થિ અને મજ્જામાં મસ્તકગત હોય છે. સાત, દસ કે બાર દિવસ સુધી એક સરખો રહ્યા પછી ઊતરી જાય તે સંતત જ્વર કહેવાય છે. એ દષ્ટિએ એની ગણના વિષયમાં ન થઈ શકે. વાત પ્રધાન ૭ દિવસ, પિત્ત પ્રધાન ૧૦ દિવસ, કફ પ્રધાન ૧૨ દિવસ રહે છે.

**વિષમ જ્વરની ચિકિત્સા :**

કોઈપણ પ્રકારના રોગીમાં આરંભમાં દોષાનુસાર સંશોધન કરવું જોઈએ. શરૂઆતમાં લાક્ષણિક ચિકિત્સા ન કરવી. કફ પ્રધાન હોય તો વમન, પિત્ત પ્રધાનમાં વિરેચન અને વાત પ્રધાનમાં બસ્તિ આપવી. શોધન કર્યા બાદ તાવના વેગને રોકવા માટે તિક્તરસવાળાં દ્રવ્ય જેવાં કે કામમેઘ, ઇન્દ્રયવ, સપ્તપર્ણ, લીમડો, ગળો આપવાં. આ તિક્તરસ પ્રધાન દ્રવ્યોના ઉપયોગથી તાવ ઊતરી જાય છે અને આવતો પણ અટકે છે. સોમલવાળા યોગ પણ સારો લાભ કરે છે. પણ સોમલની માત્રા સાવ ઓછી હોવી જોઈએ. રસમાણિક્ય જેવી હરતાલ–મનશિલની બનાવટ સુદર્શન મિશ્રણ સાથે આપી શકાય છે વિષમ જ્વર જ્યારે જૂનો થાય ત્યારે પાંડુ, પ્લીહાવૃદ્ધિ, યકૃતવૃદ્ધિ થાય છે. તે થતી રોકવા માટે કાલમેઘ નવાયસ આપવું જોઈએ એની જોડે નવસાર ૪ રતી મેળવી આપવાથી સારો લાભ થાય છે અમૃતારિષ્ટ (ગળોની બનાવટ) તોલો ૧ા સવાર–સાંજ જમ્યા બાદ પાણી સાથે આપવું જોઈએ. યકૃતવૃદ્ધિ કે પ્લીહાવૃદ્ધિ વિશેષ હોય ત્યારે રોહિતારિષ્ટ અને કુમાર્યાસવ મેળવીને આપવાથી લાભ થાય છે અને આ મટતાં જરા વાર લાગે છે એટલે ધીરજથી ચિકિત્સા કરવી જોઈએ. તૃતીયક અને ચાતુર્થિકમાં નસ્ય અને અંજનની ચિકિત્સાનો આદેશ મળી આવે છે.

વિષમ જ્વરને આપણી સામાન્ય ભાષામાં ટાઢિયો કહીએ છીએ

તે જ છે. એકાંતરિયો, ત્રીજિયો, ચોથિયો એ સાદા ગ્રામસાપો પર્યાયો જ છે. એમાં મહાસુદર્શનચૂર્ણ, તેનો ક્વાથ, ફાંટ કે હીમ છૂટથી વપરાય છે. પંચતિક્ત ઘનવટી બહુ જ સુંદર લાભ આપે છે. તે ઉપરાંત જ્વરઘ્નીવટી, હરિતકયાદિવટીના પ્રયોગો આપ્યા છે. આ બધા અનુભૂત પ્રયોગો× છે. વિષમ જ્વરના બીજા પ્રકાર આ પ્રમાણે છે. આહારનો રસ, કફ અને પિત્ત શરીરમાં વિકાર પામે ત્યારે અડધું અંગ ઠંડુ અને અડધું અંગ ગરમ થઈ જાય છે.

હાથપગમાં બગડેલો કફ રહ્યો હોય અને કોઠામાં પિત્ત પ્રકુપિત થયું હોય તો હાથપગ ઠંડા લાગે અને શરીર ગરમ લાગે.

હાથપગમાં બગડેલું કફ પિત્ત રહ્યું હોય અને કોઠામાં કફ હોય તો હાથપગ ગરમ અને શરીર ઠંડું લાગે છે

**प्रलेपक ज्वर**

આ જ્વર સાંધાઓમાં થાય છે અને વિષમ ગતિનો હોય છે. એમાં શરીર પર કંઈક લીપાએલું હોય એમ લાગે છે.* પરસેવાને કારણે પણ એવું લાગે છે. યક્ષ્મા–ક્ષયના રોગીઓને સાંજના ભાગમાં કે પરોઢિયે જે પ્રકારનો તાવ હોય તેને પ્રલેપકમાં ગણી શકાય છે જે વખતે તાવ આવે ત્યારે રોગી પોતાને સશક્ત ગણે છે પણ પરસેવો

×કિવનાઈન કે તત્સદૃશ પ્રયોગો લોહીમા એ જ્વરના જીવાણુઓને નષ્ટ કરે છે, પરંતુ આ ચિકિત્સા પદ્ધતિ ગમે તેટલી ચમત્કારિક કે અસરકારક હોય તેનો સ્વીકાર આયુર્વેદિક સિદ્ધાંતો અનુસાર થઈ શકે નહી. ઉપરાંત આવી દવાના પ્રયોગથી બધિરતા, નબળાઈ અને અન્ય પ્રતિક્રિયાઓ થાય છે એક વ્યાધિનું શમન કરી અન્ય વ્યાધિને ઉત્પન્ન કરે તે ઔષધનુ લક્ષણ નથી એમ આયુર્વેદ જણાવે છે અને આયુર્વેદના પ્રત્યેક ચિકિત્સાસૂત્ર કે ઔષધમાં પણ આ સિદ્ધાંત સચવાયો છે.

આવી તાવ ઊતરી જાય ત્યારે એને અશક્તિ લાગે છે. એમાં મુખ્ય દોષ પિત્ત હોય છે અને ઉત્તરોત્તર અશક્તિ વધે છે. આ એક અસાધ્ય જ્વર છે. તેમાં પિત્તશામક ચિકિત્સા કરવી જોઈએ જ્યારે સવારે તાવ હોય અને સાંજે ઊતરી જાય ત્યારે તો રોગી તરત જ મરી જાય છે. પ્રવાલપિષ્ટિ-માક્ષિક-યશદભસ્મ મેળવી આપવાં જોઈએ.

## जीर्ण ज्वर

સતત ત્રણ સપ્તાહ વ્યતીત થઈ જ્વર ચાલુ હોય, પ્લીહાવૃદ્ધિ હોય, અગ્નિમાંદ્ય હોય તેને જીર્ણ જ્વર કહે છે — ત્રણ સપ્તાહ સુધી સંતત જ્વરનો ઇતિહાસ મળી આવે છે. શોષરોગ અને જીર્ણ જ્વરમાં વ્યવચ્છેદ કરવો જોઈએ. શોષમાં શારીરિક ધાતુ અત્યંત કૃશ હોય છે. અગ્નિ તીવ્ર હોય છે. પ્લીહાવૃદ્ધિ નથી હોતી. એ રીતે તેને જીર્ણ જ્વરથી જુદો પાડી શકાય.

**जीर्ण ज्वरनी चिकित्सा :**

દોષોની પ્રધાનતા મુજબ ઘૃતપાન કરાવવું. સંપૂર્ણ લંઘન કદી પણ ન કરાવવું. સુવર્ણવસંતમાલતી, ગોદંતી જેવા દ્રવ્યો મેળવી આપવાં જોઈએ. મહાસુદર્શનચૂર્ણનો ક્વાથ કે હીમ આપવો જોઈએ. ગોદંતી મિશ્રણ રતી ૪, સુવર્ણવસંતમાલતી રતી ૨, અભ્રક રતી ૨, જયમંગલ રતી ૨ મેળવી તેનાં ૨ પડીકાં કરી સવાર સાંજ મધ સાથે આપવાં જોઈએ. રત્નગીરીરસ, જયમંગલરસ, સુવર્ણવસંતમાલતી એ બધા યોગો જીર્ણજ્વરમાં ઉત્તમ કાર્ય આપે છે. સંશમની ૪ થી ૬

---

·प्रलिम्पन्निव गात्राणि घर्मेण गौरवेण च ।
मन्दज्वर विलेपी च स शीत· स्यात्प्रलेपक· ॥
·त्रिसप्ताहे व्यतीते तु ज्वरो यस्तनुता गत ।
प्लीहाग्निसाद कुरुते प्रत्यनीकत्वलक्षयान् ॥

ગોળી દિવસમાં ત્રણ વાર આપવી. અમૃતારિષ્ટ પીવા માટે આપવો. અહીં સૂચવેલ આ પ્રયોગોમાંથી વિધિસર એની યોજના કરવી જીર્ણ જ્વરમાં ધૃતપાન ઉત્તમ છે. તે ઉત્પન્ન થયેલ રૂક્ષતાનુ નિવારણ કરે છે.

## दोष पाकनां लक्षणो :

કુપિત થયેલા દોષોની પ્રકૃતિ પરિવર્તન, હલકાપણું, ઇંદ્રિયો નિર્મળ થવી એ દોષપાકના લક્ષણો છે. આ લક્ષણોથી રોગની સાધ્યતા જાણવી.

## धातु पाकनां लक्षणो :

નિદ્રાનાશ, વિબંધ (કબજિયાત) હૃદયમાં સ્તમ્ભની લાગણી, બધાં અંગોમાં જડતા, અરુચિ, અસ્વસ્થતા, નબળાઈ એ ધાતુ પાકનાં લક્ષણો છે. એ થયા બાદ રોગ અસાધ્ય ગણાય છે.

## वातबलासक ज्वर :

એમાં રોગીના શરીરમાં નિત્યપણે મંદ જ્વર રહે છે. તેને લઈ તેનું શરીર રૂક્ષ અને સૂજેલા જેવું હોય છે. તે માનવી ખૂબ જ થાકેલો લાગે છે. તેના બધા અવયવો સ્તબ્ધ થઈ કફથી વ્યાપ્ત થઈ જાય છે. આ જ્વરને વાતબલાસક જ્વર કહેવાય છે.

## प्राकृत अने वैकृत ज्वर :

વર્ષાઋતુમાં વાયુ કુપિત થઈને પિત્ત તથા કફયુકત થઇ જ્વર ઉત્પન્ન કરે છે શરદઋતુમાં પિત્ત કુપિત થઈને જ્વર ઉત્પન્ન કરે છે. એમાં કફ અને વાયુનો અનુબંધ હોય છે. વસંતઋતુમાં ઉત્પન્ન થયેલ તાવમા કફ કુપિત થઈ જ્વર ઉત્પન્ન કરે છે. એમા વાયુ અને પિત્તનો અનુબંધ હોય છે વર્ષામાં વાતિક, શરદમાં પૈતિક અને વસંતમાં કફ જ્વર ઉત્પન્ન થાય છે તે પ્રાકૃત જ્વર છે. એનાથી વિપરીત થનાર વૈકૃત જ્વર કહેવાય છે એટલે વર્ષામાં વાતિક કહેલ છે પણ તેને બદલે

પૈત્તિક કે કફજ થાય તે વૈકૃત કહેવાય છે. વૈકૃત જ્વર કષ્ટસાધ્ય હોય છે. જો કે પિત્ત જ્વર અને કફ જ્વરને ન ગણતા પ્રાકૃત વાત જ્વર પણ કષ્ટસાધ્ય થાય છે. કેમકે પિત્ત અને કફ દ્રવ હોઈ લંઘનને સહન કરી શકે છે, જ્યારે વાયુ એને સહન નથી કરી શકતો. વાત જ્વર અન્તર્માગગામી, બૃંહણસાધ્ય અને તીક્ષ્ણ હોય છે. વાયુ આશુકારી અને અસ્થિર છે વળી તેમાં લંઘન સહન નથી થઈ શકતુ.

**साम ज्वरनां लक्षणो :**

અરુચિ, વિબંધ, બહુમૂત્રતા, જ્વરમાં ઉપદ્રવ કે તીવ્રતાનો અભાવ, શરીરમાં ગ્લાનિનો અભાવ, અપક્વ સ્વરૂપે મળ આવે એ સામ જ્વરનાં લક્ષણો છે.

**निराम ज्वरनां लक्षणो :**

આમ જ્વરનાં લક્ષણોથી વિરુદ્ધ અને સાત રાત્રિ લંઘન કરાવ્યા બાદ જ્વર નિરામ ગણી શકાય છે.

**पच्यमान ज्वरनां लक्षणो .**

જ્વરનો વેગ તીવ્ર હોય, તૃષ્ણા, પ્રલાપ, શ્વાસ, ભ્રમ, મળોની પ્રવૃત્તિ, ઉત્કલેશ એ પચ્યમાન જ્વરનાં લક્ષણો છે.

**शरीर अने मननो ज्वर :**

શારીરિક જ્વરમાં પહેલાં ધખારો શરીરમાં થાય છે, પછી મનમાં થાય છે, જ્યારે માનસિક જ્વરમાં પહેલાં મનમાં સંતાપ થાય છે, અને પછી શરીર તપે છે.

**सौम्य तथा तीक्ष्ण ज्वर :**

વાયુનુ કફ સાથે મળવું થાય ત્યારે વાયુ યોગવાહી હોઈ ઠંડી લાગે (સૌમ્યતા) છે વાયુનું પિત્ત સાથે મળવું થાય ત્યારે વાયુ

યોગવાહી હોવાથી દાહ થાય છે, એટલે વાતકફ જ્વર સૌમ્ય અને વાતપિત્ત જ્વર આગ્નેય (તીક્ષ્ણ) કહેવાય. વાયુ જ્યારે પિત્ત અને કફ બન્ને સાથે મળે છે ત્યારે ક્યારેક શીતળના અને ક્યારેક દાહ થાય છે. વાયુ તો યોગવાહી છે+

**अन्तर्वेगी अने बहिर्वेगी ज्वर :**

અંતર્વેગી જ્વરમાં અંદર વધુ વિકાર થાય છે, બહાર ઓછા હોય છે. બહિર્જ્વરમાં બહાર વધુ વિકાર હોય છે. અંતરાશ્રય જ્વરના પ્રકારમાં અંદર લક્ષણો તીવ્ર હોય છે તેમાં રોગીને તીવ્ર દાહ અને બેચેની થાય છે અને મળ તથા મૂત્રનો વિબંધ થાય છે, જ્યારે બહિર્જ્વર સુખસાધ્ય હોય છે.

**अभिन्यास ज्वर :**

ખૂબ કોપેલા, આમ વધવાથી ગંઠાઈ ગયેલા, છાતીના સ્રોતોમાંથી પેઠેલા અને ત્યાંથી બુદ્ધિ, ઇન્દ્રિયો અને મનમાં ગયેલા ત્રણે દોષો મહાભયંકર અને દૃઢ અભિન્યાસ નામના તાવને ઉત્પન્ન કરે છે.

એ તાવમાં કાન અને આંખમાં દુર્બળતા આવે છે. કોઈ પણ પ્રકારની હલચલ કરવાનું મન નથી થતુ. દૃષ્ટિ જોઈ શકતી નથી. ગંધ, સ્પર્શ કે અવાજ કંઈ જ અનુભવી શકાતાં નથી માથુ વારવાર આમતેમ ફેરવ્યા કરે છે, જમવાની રુચિ થતી નથી, કણ્યા કરે છે, હાથપગમા તોડ થાય છે, પાસા બદલવાનુ મન થાય છે અને થોડું જ બોલે છે આ જ્વર મોટે ભાગે ના પાડવા જેવો (અસાધ્ય) છે. તેમાંથી કોઈ જ બચે છે

---

\+ योगवाही पर वायु संयोगादुभयार्थकृत् ।
दाहकृत्तेजसा युक्तः शीतकृत्सोमसश्रयात् ॥

### ज्वर मोक्षनां लक्षणो :

વાતાદિ દોષ, રસાદિ ધાતુઓને કમ્પાયમાન કરતા વિદાય લે છે, એટલે રોગી વેગથી શ્વાસ લે છે, તેને પરસેવો થાય છે, ગળામાં અવાજ થાય છે, ઊલટી થાય છે હાથ પગ પછાડે છે, કંપે છે, બકવાટ કરે છે, સંજ્ઞા રહિત થઈ જાય છે, મળ દ્રવ-પાતળું હોય છે, તે દોષયુક્ત અને અવાજ સાથે બહાર આવે છે. આ જ્વરમોક્ષ સહસા દારુણ (તીવ્ર રીતે) હોય ત્યારે થાય છે. અન્યથા, અદારુણ મોક્ષ ચિરકારી જ્વરમાં હોય છે.

### विगत ज्वरनां लक्षणो :

શરીરમાં હલકાપણું, થાક દૂર થવો, તાવનું દૂર થવું, મોહ નષ્ટ થવો, મોઢામાં પાક. ઇન્દ્રિયોમાં નિર્મળતા, પરસેવો, છીંક બરાબર આવવી, કોઈ પ્રકારની પીડા ન થવી, અન્નમાં રુચિ, મનનું પ્રસન્ન રહેવું, માથામાં ખંજવાળ એ વિગત જ્વરનાં લક્ષણ કહ્યાં છે.

### ज्वरना उपद्रवो :

શ્વાસ, મૂર્ચ્છા, અરુચિ, વમન, તૃષા, અતિસાર, વિબંધ, હેડકી, ખાંસી અને અંગોમાં દુખાવો એ દશ જ્વરના ઉપદ્રવ ગણાયા છે

### ज्वरमां पथ्यापथ्य :

તાવમાં વમન, લંઘન, કાલ (કંઈક સમય કાઢવો), યવાગૂ, સ્વેદન, કટુ તિક્તરસ અને પાચન એ નવીન જ્વરમાં હિતકર છે. નવીન જ્વરમાં દિવસે સૂવું, અભ્યંગ, સ્નાન, મૈથુન, હવામાં રખડવું, ક્વાથ, તડકો, વ્યાયામ, ભોજન અને દૂધ એટલાં અહિતકાર એટલે અપથ્ય છે. દ્વિદળ ધાન્ય, છાશ, મદ્ય, અન્ન, ઘી, દૂધ એ પણ વર્જ્ય છે.

**સન્નિપાતની સાધ્યાસાધ્યતા :**

દોષ સંલગ્ન થઈ ગયા હોય, જઠરાગ્નિ નાશ પામ્યો હોય, બધાં જ લક્ષણો પરિપૂર્ણ દેખાય તો તે સન્નિપાત જ્વર અસાધ્ય છે. દોષપાકી રોગી બચે છે. ધાતુપાકી રોગી મરી જાય છે.

**જ્વરની સાધ્યાસાધ્યતા :**

બળવાન માણસના શરીરમાં થયેલ, અલ્પ દોષ જેમાં કુપિત હોય, એવો અને ઉપદ્રવ રહિત જ્વર સુખસાધ્ય છે.

જે તાવમાં રોગીને અંદર દાહ થતો હોય અને તરસ લાગતી હોય અને વાતાદિ દોષ શરીરમાં બંધાઈને રોગીને શ્વાસ, કાસ આદિ ઉત્પન્ન થાય તેને ગંભીર જ્વર કહેવામાં આવે છે.

અસાધ્ય જ્વરનાં લક્ષણો આ પ્રમાણે છે (૧) બહુ કારણોથી થયેલ, બહુ લક્ષણોયુક્ત અને જેમા ઉપદ્રવ બહુ હોય તેવો તાવ રોગીના પ્રાણ હરે છે (૨) જે જ્વર ઉત્પન્ન થતાની સાથે રોગીની એકાદ ઇંદ્રિય નષ્ટ કરે છે તે પણ અસાધ્ય છે. (૩) રોગી ક્ષીણ થઈ એનાં અંગોમાં સોજા આવી જાય તે અસાધ્ય લક્ષણ છે. (૪) જે તાવ ઘણા દિવસ સુધી શરીરમા રહે તે તાવ અસાધ્ય ગણાય છે. (૫) જે તાવ પહેલેથી વિષમ હોય, દીર્ઘરાત્રિક હોય, ( રાત્રે આવી ઘણા દિવસો સુધી રહે), ક્ષીણ અને અતિરૂક્ષ શરીરમાં રહી લાંબો સમય રહે તે અસાધ્ય ગણાય છે. (૬) જેમાં રોમાંચ થઈ વાળ ઊભા થાય, આખો લાલ થઈ જાય, હૃદયમાં શૂળ થાય તે અસાધ્ય ગણાય છે. (૭) જેમાં કપાળ પર ઠંડો પરસેવો થાય છે, બધાં અવયવનાં બંધન ઢીલાં થાય છે, જાગૃત કરવા છતાં મૂર્છિત થાય છે તે રોગી તંદુરસ્ત હોય તો પણ મરી જાય છે.

તે ઉપરાંત સ્વપ્નમાં પ્રેત સાથે મદ્યપાન, કૂતરાથી કરડવું, તે ભયંકર

તાપથી વ્યાપ્ત થઈને મૃત્યુ પામે છે. જેને સવારમાં તાવ આવે છે અને સૂકી ખાસી આવે છે, તે બલ, માંસ વગરનો હોય તેને પ્રેત જેવો જ સમજવો ( અર્થાત્ તે બચતો નથી ). હિક્કા, શ્વાસ, તૃષા, દમયુક્ત, જેનાં નયનો ભમે છે, જે મૂઢ જેવો થઈ ગયો છે, જે વારંવાર ઉચ્છ્વાસ નાખે છે અને જેની પ્રકૃતિ ક્ષીણ છે તે જરૂર એનાથી મૃત્યુ પામે છે.

જેની કાંતિ અને ઇંદ્રિયોની શક્તિઓ નાશ પામી હોય, સુકાઇ ગયો હોય, ભોજન ઉપર અરુચિ ઉત્પન્ન થઈ હોય, ગભીર તથા તીવ્ર વેગથી દુઃખી થતો હોય તેવા તાવવાળાને છોડી દેવો.

## ઉપસંહાર

જ્વર-તાવ એ પિત્ત પ્રધાન રોગ છે. આધુનિકો એને લક્ષણ રૂપ માને છે જ્યારે આપણે ત્યાં એની ગણના રોગ રૂપે થઈ છે. જ્વર એટલે સંતાપ-લક્ષણ અથવા ધખારો કહેવાય એ અર્થને અનુલક્ષી માણસ જન્મે ત્યારે અને મરણ પામે ત્યારે એ લક્ષણ દેખા દે છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે× જ્વરનું વર્ગીકરણ આપણે ત્યાં બહુ જ વિશદ રીતે કરવામાં આવ્યું છે. તેમાં ચિકિત્સકે સૌથી વધુ લક્ષ્યમાં સામ અને નિરામનો ભેદ રાખવો ઘટે. જ્વરમાં આમ દોષોને નષ્ટ કરવા માટે લંઘન ઉત્તમ છે. આમ પાચક ઔષધોનો પણ ઉપયોગ થાય છે. વચ્છનાગ સદૃશ સ્વેદલ, પીપર સરખા આમપાચક, કફઘ્ન દ્રવ્યોનો પ્રયોગ પણ થાય છે. રસશાસ્ત્રે પ્રગતિ સાધ્યા બાદ રસ પ્રયોગો વડે જ્વર પર બહુ જ સુંદર અસર જોવામાં આવેલ છે.

આજે આધુનિકોએ જંતુવાદને પ્રાધાન્ય આપી જંતુઘ્ન ઔષધોની ક્રિયા પ્રક્રિયાઓનુ સંશોધન કરી એ શાખામાં નોંધપાત્ર પ્રગતિ કરી છે. સૌથી પહેલું એમનું શરૂ સલ્ફા ડ્રગ્ઝ જેમાં સલ્ફા પાયરેડીન, સલ્ફા થાયેઝોલ, સલ્ફા ડાયેઝાઇન સદૃશ કલ્પો જંતુઘ્ન તરીકે અત્યંત, શીઘ્ર

× सर्वप्राणभृतश्च सज्वरा एव जायन्ते सज्वरा एव म्रियन्ते ।

અસર પહોંચાડનાર નીવડ્યા પરંતુ એની બીજી વિષારી અસર પણ માલૂમ પડી વૃક્કમાં એના અદ્રાવ્ય અણુઓ વડે અવરોધ ઉત્પન્ન થયો, કમળો વગેરે ઉપદ્રવો થયા ત્યારબાદ આવ્યું પેનિસિલનઃ એમાં વિષારી અસર બહુ ઓછી હતી અને ન્યૂમોકોકસ (ન્યૂમોનિયા), ગોનોકોકસ (ગોનોરિયા) જંતુઓ ઉપર તે અત્યંત કારગત નીવડ્યું. પરંતુ આ પેનિસિલનનો ઉપયોગ જેમ જેમ વધતો ગયો તેમ એનો ઉપયોગ ચિકિત્સકોએ તમામ રોગોમાં જંતુઘ્ન તરીકે છૂટથી કરવા માંડ્યોઃ સામ કે નિરામની તો વાત જ નહી ફેફસાંમા કફ ભરાયેલો હોય, તાવ ધખધખતો હોય, ત્યારે દોષોના પાચનનો વિચાર કર્યા વગર એક પેનિસિલિનના ઇંજેકશનથી એક રાતમાં એને પ્રાકૃત દેહોષ્મા કરતાં પણ નીચે લઈ જવો : અલબત્ત, એમાં અંજાઈ જવાય તેવું તત્ત્વાકર્ષણ ખરું : પરંતુ એની દોષ હાનિનો વિચાર કશો જ ન કરવો એ અજુગતું જ ગણાય. શરીરની પ્રાકૃત રચનામાં એને લીધે ત્યારબાદ ક્ષય માટે **સ્ટ્રેપ્ટોમાયસીન** અને ટાઈફોઈડ માટે **કલોરોમાયસીટીન** આવ્યાં. બંનેમા વિષમય અસર અને તીવ્ર પ્રતિક્રિયાઓ મળી આ લખાય છે ત્યારે ક્ષય માટે **આઇસોનેકસ** નામનું એક બીજું પ્રયોગ પરીક્ષણ બાદ બહાર મૂકવામાં આવ્યું છે. **એ દૃષ્ટિએ એક પ્રયોગ બાદ બીજો પ્રયોગ, એમ પ્રયોગ શ્રેણી બહાર પડતી જ જાય છે. તીવ્ર જંતુઘ્નોની વિષમય અસર, શરીર પર એની હાનિનો વિચાર થાય, ત્યારે ત્યાંના જ પ્રતિષ્ઠિત વૈદ્યકીય પત્રોમાં ત્યાંના જ પ્રતિષ્ઠિત ચિકિત્સકો એ અત્યંત કારગત ઔષધનો વિરોધ કરતાં જણાવે છે, " એ ઔષધ, હાનિકર્તા છે, એને સાચવીને વાપરો !"**

જ્વરને આયુર્વેદમાં ઔપસર્ગિક પણ માનેલ છે. આધુનિકોના જંતુવાદના સિદ્ધાંતે ન્યૂમોનિયા, ટાઇફોઇડ, ડિપ્થેરિયા વગેરે Infections એટલે ઔપસર્ગિક (ચેપી) ગણાય છે. આયુર્વેદે આ વાતનો સ્વીકાર તો ક્યારનોય કર્યો છે. જુઓ .

कुष्ठं ज्वरश्च शोपश्च नेत्राभिष्यन्द एव च।
औपवसर्गिकरोगाश्च सक्रामन्ति नरान्नरम् ॥

એટલે કોઢ, તાવ, ક્ષય, નેત્રાભિષ્યન્દ એ ઔપસર્ગિક રોગ હોવાથી એક માણસથી બીજાને ચોંટે છે અને

प्रसगात् गात्रसरपर्शात् निःश्वासात्सहभोजनात् ।
एकशय्यासनाच्चैव वस्त्रामाल्यानुलेपनात् ॥

પરસ્પર દ્વારા રોગ ફેલાવવાનું જ્ઞાન આયુર્વેદના રચયિતાઓને બરોબર હતું જ એટલે આપણે કોઈપણ રીતે અંજાઈ જઈને આપણા મહામૂલા સિદ્ધાંતોમાં પરિવર્તન કરવાની જરૂર નથી.

## ज्वरघ्न शास्त्रीय अने अनुभूत प्रयोगो

### १ आनंदभैरवरस :

શુદ્ધ હિંગળો, શુદ્ધ વચ્છનાગ, ગંધક, ટંકણ, સૂંઠ, મરી, પીપર સમભાગે લેવાં હિંગળોક અને ગંધક મેળવી બીજી દવાઓ નાખી લીંબુના રસમાં ઘૂંટી રતીભારની ગોળી કરવી પ્રમાણ. ૨ ગોળી. અનુપાન : પાણી સમય. સવાર સાંજ બે વખત અથવા જરૂર પ્રમાણે : તાવ, ખાસી, ઝાડા, શરદી અને કફ માટે સરસ છે

### २ कस्तूरीभैरवरस .

શુદ્ધ હિંગળો, શુદ્ધ વચ્છનાગ, મરી, જાયફળ, પીપર, જાવંત્રી, કસ્તૂરી, ફુલાવેલ ટંકણખાર, આ ચીજો પાનના રસમા ઘૂંટી ૧–૧ રતીની ગોળી કરી લેવી. પ્રમાણ. ૧ થી ૨ ગોળી. આદુના રસ સાથે આપવાથી ત્રિદોષ જ્વર, આંચકી, હિસ્ટિરિયા, વાતરોગ, શરીર તથા હૃદયની નબળાઈ મટાડી ગરમી અને હોશિયારી લાવે છે.

**३ कनकसुंदररस :**

શુદ્ધ ગંધક, શુદ્ધ હિંગળોક, શુદ્ધ વચ્છનાગ, મરી, પીપર, ફુલાવેલ ટંકણખાર, શુદ્ધ ધતૂરાનાં બીજ સમભાગે લઈ તેને ભાંગના રસમાં કે ઉકાળામાં ઘૂટી રતીભારની ગોળી કરી સૂકવી, બાટલીમાં ભરી રાખવી. ૨ ગોળી મધ સાથે ચાર ચાર કલાકે તાવ અને ઝાડા જ્યારે સાથે હોય ત્યારે આપવાથી ફાયદો બતાવે છે.

**४ जयमंगलरस .**

રસસિંદૂર, ટંકણ, તામ્રભસ્મ, બંગભસ્મ, સુવર્ણ માક્ષિકભસ્મ, સિંધવ, સફેદ મરી, રૌપ્યભસ્મ, કાન્તલોહ, ચિત્રક અને સુવર્ણભસ્મ એ ચાર ચાર તોલા લઈ બધુ મેળવી ધતૂરાનાં પાન, અરડૂસીનાં પાન, નાગોડનાં પાન, બીલીનાં પાન, કડુ, દશમૂળ કવાથમાં તથા કરિયાતાના કવાથમાં, એ ૭ ચીજોની ત્રણ ત્રણ ભાવના આપી ઘૂટી લેવું. પ્રમાણ ૨ ગુંજ. અનુમાન . મધ અને જીરાનુ ચૂર્ણ, ઉપયોગ બધી જાતના તાવ, ક્ષયનો તાવ, જીર્ણજ્વર માટે ઉત્તમ છે. બળ વધારે છે આ એક ઉત્તમ યોગ છે

**५ ज्वरांकुशरस ( महा )**

કજ્જલી તો ૨, શુદ્ધ વચ્છનાગ તો. ૧, શુદ્ધ કનકબીજ તો ૩, ત્રિકટુચૂર્ણ તો ૧૨ મેળવી ઘૂટી તેને દારૂડીના રસની ૪ ભાવના આપવી. પ્રમાણ . ૨ થી ૪ ગુંજ પાણી કે આદુના રસ સાથે ચાર ચાર કલાકે આપવાથી વિષમજ્વર તથા અન્ય જ્વરોમાં લાભ કરે છે. ધતૂરો અને વચ્છનાગવાળી દવા હોઈ સમજીને વાપરવી

**६ त्रिभुवनकीर्तिरस .**

શુદ્ધ હિંગળો, શુદ્ધ વચ્છનાગ, સૂંઠ, મરી, પીપર, ટંકણ અને પીપરીમૂળનુ બારીક કપડછાણ ચૂર્ણ કરી તેને આદુ, તુલસી અને

ધતૂરાના પાનના રસની ત્રણ ત્રણ ભાવના આપી ૧-૧ રતીની ગોળી કરવી. દરેક ભાવના માટે ૬-૬ કલાકનો સમય જરૂરી છે. પ્રમાણ : ૧ થી ૨ રતી દિવસમાં ૩ થી ૪ વાર મધ, આદુ કે તુલસીના રસ સાથે. ઉપયોગ : દરેક પ્રકારના નવા તાવમાં લાભકારક છે. એનાથી પસીનો આવી તાવ ઊતરી જાય છે. ૩ થી ૪ દિવસ સુધીમાં આનાથી તાવ ન ઊતરે એટલે પછી સંતત જ્વરની આશંકા ઉદ્‌ભવે. (વૈ. ચિ. સા.)

### ૭ निद्रोदयरस :

આમળાંનું ચૂર્ણ તો. ૨, વંસલોચન તો. ૧, અફીણ તો. ૧, રસસિંદૂર તો. ૧ આ બધાને ઘૂંટી તેમાં ભાંગનો રસ કે કવાથ નાખી તેની ૨-૨ રતી ભારની ગોળી કરી લેવી. પ્રમાણ : ૧ થી ૨ ગોળી જરૂર હોય ત્યારે પાણી સાથે ઊંઘ લાવવા માટે ઉત્તમ યોગ છે. અફીણની સાથે રસસિંદૂર હોવાથી અફીણની હૃદય પર ખરાબ થતી અસર નાબૂદ થાય છે.

### ૮ बृहद् कस्तूरीभैरवरस :

કસ્તૂરી, રૌપ્ય, સુવર્ણ, કપૂર, તામ્ર, મોતી, પ્રવાલ, લોહ, અભ્રક, ધાવડીફૂલ, કૌચબીજ, વાવડિંગ, નાગરમોથ, સૂંઠ, ખસ, માણેકરસ, આંબળાં લેવાં સમાન ભાગે લઈ ભસ્મોમાં ચૂર્ણ મેળવી આકડાનાં પાનનાં રસમાં બે દિવસ સુધી ઘૂંટી તેમાં કપૂર અને કસ્તુરી નાખી પાછું આકડાનાં પાનના રસમાં ઘૂંટી ૨-૨ રતીની ગોળી કરવી પ્રમાણ : ૧ ગોળી આદુના રસ અને મધ સાથે ઉપયોગ : તમામ પ્રકારના સન્નિપાત જ્વરમાં જુદા જુદા લક્ષણો અનુસાર આપી શકાય પિત્તાધિક્ય હોય ત્યારે ચંદન કે શંખપુષ્પીના કવાથ સાથે, કફાધિકયમાં આદુ, નાગરવેલ કે લવંગ સાથે, વાયુમાં બ્રાહ્મી કે જટામાસી સાથે આપી શકાય. પગોનું કંપવું, હાથપગ ઠંડા પડવા, શીતાંગાવસ્થામાં એક ચમત્કારિક યોગ છે.

**૯ मृत्युञ्जयरस :**

મરી, પીપર, ટંકણખાર, શુદ્ધ ગંધક અને શુદ્ધ વચ્છનાગ સમભાગે લઈ, શુદ્ધ હિંગળો બે ભાગ લઈ બધાંને સાથે ઘૂંટી આદુના રસની અને લીંબુની ભાવના આપી ગોળી ગળવા જેવું થતાં મગ જેવડી ગોળી બનાવી સૂકવીને રાખવી. પ્રમાણ : ૨ ગોળી દિવસમાં ત્રણ વખત, પાણી સાથે. નવો તાવ, ટાઢિયો તાવ, વિષમ જ્વર, વાત જ્વર, ત્રિદોષ જ્વરમાં સારું કામ કરે છે. ગર્ભિણીમાં, બાળકોમાં, દુર્બળ રોગીમાં કે હેડકી તથા શ્વાસવાળામાં સંભાળીને આપવી ( યો. સ. )

**१० रत्नगीरीरस :**

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, અભ્રકભસ્મ, સુવર્ણભસ્મ, તામ્રભસ્મ એ સમભાગે લોહભસ્મ ભાગ ાા, વૈક્રાંતભસ્મ ભાગ ા લેવાં. બધાંને ખરલમાં બારીક વાટી ભાંગરાના રસની ૩ દિવસ સુધી ભાવના આપવી. બાદમાં તેની વિધિસર પર્પટી બનાવી લેવી પછી તેને વાટી ચિત્રક, વજ, ભાંગરો બ્રાહ્મી, ભોરીંગણી, ગોરખમૂડી, અરણી, અગથિયો, કરિયાતો, કુવારમાંથી જે લીલી મળે તેનો રસ, સૂકી હોય તેનો ક્વાથ લઈ દરેકની ત્રણ ત્રણ ભાવના આપી એક નાના સંપુટમાં બંધ કરી બશેર છાણાંનો પુટ આપવો. ઠંડું થયે કાઢી લઈ વાટી બાટલીમાં ભરી લેવું. ૧ થી ૨ રતી ધાણાના ભૂકા કે પીપર સાથે પાણી સાથે આપવું. દરેક પ્રકારનો તાવ ઉતારે છે અને એક ચમત્કારિક યોગ છે

**११ शीतभंजीरस .**

કજ્જલી, તામ્રભસ્મ, શુદ્ધ વચ્છનાગ, ત્રિકટુ, ટંકણખાર એ સમભાગે લેવાં કજ્જલીમાં ચૂર્ણ તથા ભસ્મો મેળવી સારી પેઠે ઘૂંટી ચિત્રકના રસની કે ક્વાથની ભાવના ત્રણ આપવી પછી આદુના રસની સાત ભાવના આપવી. પછી નાગરવેલનાં પાનની સાત ભાવના આપી

અને ઘૂંટી છેવટે ગોળી વાળવા જેવુ થાય ત્યારે એકકેક રતીની સંભાળથી ગોળી વાળવી આદુના રસમાં ગોળી ૧ થી ૨ ઘસીને આપવી. ગોળી કઠણ હોઈ જલદી પીગળતી નથી. કફજ્વર, શીતાગ, ત્રિદોષજ્વર, શ્વાસ, અણઉતાર્તાવ શરીર ઠંડુ થઈ જવુ, બેશુદ્ધિમાં એક માત્રા આપવાથી સત્વર લાભ થાય છે તામ્ર અને વચ્છનાગવાળી દવા છે. સંભાળી આપવી.

## ૧૨ અશ્વકંચુકી :

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, ફુલાવેલ ટંકણ, શુદ્ધ વચ્છનાગ, ત્રિકટુ, ત્રિફળા, શુદ્ધ હરતાલ આ બધાં દ્રવ્યો સમાનભાગે લેવાં અને નેપાળો ભાગ ૩ લેવો. પ્રથમ શુદ્ધ પારદ અને ગંધકની કજ્જલી કરી, તેમાં હરતાલ મેળવી નિશ્ચન્દ્ર થાય ત્યારે અન્ય દ્રવ્યો મેળવી, ભગરાના રસમાં ૨૧ દિવસ ઘૂંટી ૨–૨ રતીની ગોળી કરી લેવી : પ્રમાણ : ૧ થી ૨ ગોળી. અનુપાન : આદુનો રસ કે સાકરવાળું પાણી ઉપયોગ જ્વરરોગમાં જ્યારે વિરેચન કરાવવાની જરૂરિયાત હોય ત્યારે આપવી કબજિયાતને દૂર કરે છે. જ્વરમાં દરરોજ પ્રયોગ ન કરી શકાય. એકાદ બે વાર આપી શકાય. નોંધ જયપાળ એટલે નેપાળાવાળી જેટલી દવા છે તેમાં જ્વરમાં વિરેચન કરાવવા આ ઉત્તમ છે નેપાળાનું પ્રમાણ વધારી ૩ ભાગને બદલે ૯ ભાગ નાખી એકદમ કડક કરી શકાય છે. પણ તે કોઠો નરમ કે કડક છે તે જોઈને તેનો ઉપયોગ કરવો

## ૧૩ જ્વરસંહાર (લાલગુડા) :

ત્રિકટુ, કટુ, લીમડાની અંતરછાલ, કુષ્ટ, નાગરમોથ, ઇન્દ્રયવ, ફુલાવેલ ટંકણખાર, રકતચંદન, અતિવિષ, સરસવ એ બધાં દ્રવ્યો સમભાગે લેવાં અને રસસિંદૂર ૩ ભાગ લઈ સાથે મેળવી, આદુ, નાગરવેલનાં પાનનો રસ, તુલસી એ ત્રણેયની એકકેક ભાવના આપી સૂકવી રાખવું. પ્રમાણ : ૨ થી ૪ ગુંજ અનુપાન : ગોળનું પાણી.

ઉપયોગ . તાવ, શરદી, ખાંસી, કફને મટાડે છે પિત્ત પ્રકૃતિ માટે ઉત્તમ છે. બાળકો માટે ઉત્તમ છે. લાલગુડા સાથે ગૌદન્તીભસ્મ કે ઉપર કહેલ છે તે પ્રયોગ નંબર ૩૧ ગૌદન્તીમિશ્રણ મેળવી આપવાથી ઉત્તમ લાભ કરે છે બંગાળમાં વૈદ્યો છૂટથી વાપરે છે. (ગે સં )

**૧૪ જ્વરઘ્નીવટી :**

પીપર તો. ૨, જીરુ તો. ૨ાા, કાંકચનીમીંજ તો. ૪ અને બાવળનાં પાન તો. ૨ાા ચારેયને વાટી પાણી સાથે ખરલમાં ઘૂંટી ૨ રતીભારની ગોળી કરી લેવી. ૨ થી ૩ ગોળી દર ૪ કલાકે ગરમ પાણી સાથે આપી શકાય છે. ટાઢિયા તાવ માટે ઉત્તમ અને અનુભૂત છે.

**૧૫ પંચતિક્તઘનવટી :**

સાત્વીન વૃક્ષની તાજી છાલ, કરંજ વૃક્ષનાં તાજાં પાન, તાજી ગળો, કાલમેઘ અને કડુ સમાન ભાગે લઈ કૂટી પછી સાફ કલાઈદાર વાસણમાં તેનો પ્રવાહી ક્વાથ તૈયાર કરી ગાળી પુન. તેને પકાવવો. જ્યારે ઘાટું થાય ત્યારે તેમાં ગોળી બનાવવા જેટલું અતિવિષનું ચૂર્ણ નાખી ૩–૩ રતીની ગોળી કરી લેવી ૩–૩ ગોળી, દિવસમાં ચાર વખત પાણી સાથે વિષમજ્વર, મલેરિયા માટે ઉત્તમ છે. (સિ યો સ.)

**૧૬ રક્ષાદિવટી :**

કજ્જલી, કપૂર, સફેદચંદન, જટામાસી, વાળો, નાગરમોથ અને ખસ સમભાગે લેવા પછી ગુલાબજળમાં ૩ દિવસ સુધી ઘૂંટી ૨–૨ રતીની ગોળી કરવી અથવા ભૂકાના રૂપમાં પણ રાખી શકાય. પ્રમાણ : ૨ થી ૫ રતી : ઉપયોગ . કોઈપણ પ્રકારના દાહ, તાવ, તરસ, હેડકી અને વમનમાં લાભ કરે છે કૉલેરામાં પણ વાપરી શકાય છે.

**૧૭ विषमुष्टयादिवटी :**

શુદ્ધ કુચલા અને કાળા મરી સમાન ભાગે લઈ ઇંદ્રાયણફલના રસમાં એક દિવસ ઘૂંટી ૨–૨ રતીની ગોળી કરી લેવી પ્રમાણ ૧ : ૧ થી ૨ ગોળી ૩–૩ કલાકે પાણી સાથે. દીપન, પાચન, જ્વરઘ્ન અને ખાસ કરી વાતજ્વર અને જ્વરમાં કબજિયાત માટે ઉત્તમ છે કુચલાવાળી બનાવટ હોઈ, સંભાળીને વાપરવી. ( સિદ્ધ ભૈષજ્ય મણિમાલા )

**૧૮ संशमनीवटी :**

તાજી લીલી ગળો લાવી પાણીથી ધોઈ સાફ કરી નાના નાના ટુકડા કરી કૂટી લો. પછી એનો ચતુર્થાંશ શેષ ક્વાથ કરવો પછી તેને બે વાર સારી રીતે ગાળી, પછી ફરીથી પકાવો અને શીરા જેવું ઘાટું થઈ જાય ત્યાં સુધી પકાવી ઉતારી ઠંડુ કરી તેની ૨–૨ રતીની ગોળી કરી લો. ૨ થી ૪ ગોળી ચાર વાર પાણી સાથે, જીર્ણજ્વરમાં અદ્‌ભુત કામ કરે છે. તે ઉપરાંત પ્રમેહ, શ્વેતપ્રદર, મંદાગ્નિ, દૌર્બલ્યા અને પાંડુ રોગમાં પણ લાંબો વખત આપી શકાય છે. ગળોનુંઘન અને ચંદ્રપ્રભા સરખે ભાગે મેળવી કરેલ ઊંચી સંશમનીવટી સ્ત્રીરોગમા બહુ સારું કામ કરે છે. સફેદ પ્રદરમાં બહુ સારી અસર બતાવે છે.

**૧૯ संजीवनीवटी :**

વાવડિંગ, ત્રિકટુ, ત્રિફળા, વજ, ગળો, શુદ્ધ ભિલામો અને શુદ્ધ વચ્છનાગ એ બધાં દ્રવ્યો સમાનભાગે લેવાં. પહેલા વચ્છનાગ અને ભિલામો બરોબર વાટી લેવાં. પછી બીજા ઔષધોનુ કપડછાણ ચૂર્ણ કરી મેળવવું અને ગૌમૂત્રમાં ઘૂટી એની ૧–૧ રતી ભારની ગોળી કરી લેવી. પ્રમાણ . ૧ થી ૨ ગોળી આદુના રસ સાથે આપવી અજીર્ણ અને જ્વરનો નાશ કરનાર છે. તાવમાં ખાસ કરી બાળકોના તાવમાં આ યોગ બહુ ઉત્તમ છે.

**૨૦ हरितक्यादिवटी :**

હરડેચૂર્ણ, શુદ્ધ સોમલ, કાળાં મરીનું ચૂર્ણ ત્રણે સમભાગે લઈ એક દિવસ પાણીમાં ઘૂંટી રાઈ જેવડી ગોળી કરી લેવી. ૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર ગાયના દૂધ સાથે વિષમજ્વર (ટાઢિયો) માં તાવ ઊતર્યા બાદ આપવાથી આવતા તાવને અટકાવે છે. (સિદ્ધ ભૈષજ્ય મણિમાલા)

**૨૧ ज्वरनाशकचूर्ण :**

મામેજવો યાને કડવીનાઇ તો. ૧૦, કાળાં મરી તો. ૨ાા બન્ને વસ્તુ બરોબર બારીક વાટી કપડછાણ કરી બાટલીમાં ભરી રાખવું. ૨ થી ૪ વાલ દિવસમાં ત્રણ વખત નવશેક પાણી સાથે કે ચા સાથે, નવા તથા જૂના તાવમાં આપવાથી લાભ થાય છે. સ્વાદમાં અત્યંત કડુ છે.

**૨૨ महासुदर्शनचूर्ण :**

આ એક પ્રસિદ્ધ અને અસરકારક ચીજ છે. હરડે, બહેડા, આમળાં, હળદર, દારૂહળદર, ભોંયરીંગણી, ઊભીરીંગણી, કચૂરો, ત્રિકટુ, પીપરીમૂળ, મૂર્વા, ગળો, ધમાસો, કડુ, નાગરમોથ, ત્રાયમાણ, વાળો, અજમો, ઇન્દ્રયવ, ભારંગમૂળ, ફુલાવેલ ફટકડી, વજ, તજ, પદ્મકાષ્ઠ, ખસ, સફેદ ચંદન, અતિવિષ, વાવડિંગ, તગર, ચિત્રક, દેવદાર, ચવક, કડવી પરવળના પાન, કાલમેઘ, લવંગ, વંસલોચન, કમળ, કાકોલી, તમાલપત્ર, જાવંત્રી, તાલીસપત્ર, ખપાટમૂળ, પીઠવણ આ બધાં દ્રવ્યો સમભાગે લઈ કપડછાણચૂર્ણ કરી લેવું અને બધું મળી જેટલું વજન થાય તેથી અડધું કરિયાતાનું બારીક ચૂર્ણ મેળવી ભેગું કરી બાટલીમાં ભરી લેવું. ૩ થી ૬ માસા ઠંડા કે ગરમ કરીને ઠારેલા પાણી સાથે લેવાથી દરેક પ્રકારના તાવમાં વપરાય છે ચૂર્ણ, કવાથ, ફાંટ કે હીમના રૂપમાં વપરાય છે.

**૨૩ अभयादिक्वाथ :**

હરડે, નાગરમોથ, ધાણા, રતાંજલી, પદ્મક, અરડૂસી, ઇન્દ્રયવ, ગળો, કાળીપાટ, સૂંઠ, કડુ, ગરમાળાનો ગોળ આ બધાને જાડું કૂટી લેવું. દોષોના પાચન માટે ઉત્તમ. ત્રિદોષ, સાદો જ્વર, કબજિયાત, દાહ, ઘેન, શોષ, અરુચિ મટાડે, મળ, વાયુ, મૂત્રને છૂટો કરી, ઊલટી અને હેડકી મટાડે છે. મુદતિયા તાવમાં ઉપયોગી છે. ( વૈ. ચિ. સા. )

**૨૪ गोजिह्वादिक्वाथ :**

ગાવઝબાન, જેઠીમધ, વરિયાળી, દ્રાક્ષ, અંજીર, અરડૂસી, હંસરાજ, ગુલબનફ્સા, ભોંયરીંગણી, ખૂબકલા, ઉનાબ, જુફા એ બધાં અકેક તોલો, કાળાં મરી તો. ૦ા લઈ જાડો કવાથ કરી લેવો અને કવાથ વિધિથી વાપરવો. શરદી, વાતકફજ્વર, ખાંસી, શ્વાસ, કફ જામી ગયો હોય ત્યારે ઘાટા કફને પાતળો કરી બહાર કાઢવા માટે અકસીર ઉપાય છે.

**૨૫ गुडुच्यादिक्वाथ :**

ગળો, ધાણા, લીમડાની અંતરછાલ, રતાંજલી અને પદ્મક્ એ પાંચ દ્રવ્ય સમભાગે લેવાં. કવાથ વિધિથી તૈયાર કરી વાપરવો. જ્વર, દાહ, વમન, અરુચિ મટાડે છે. દીપન છે. મુદતિયા તાવમાં વાપરવા માટે સારો ઉપાય છે. ( ચરક )

**૨૬ तगरादिक्वाथ :**

તગર, પિત્તપાપડો, ગરમળાનો ગોળ, નાગરમોથ, કડુ, જટામાંસી, આસગંધ, બ્રાહ્મી, દ્રાક્ષ, રતાંજલી, દશમૂલ (દશ જુદા દ્રવ્યો મળી તો. ૧૦ ) અને શંખાવળી સમાન ભાગે લઈ કૂટી જાડો કવાથ કરી રાખો. જ્યારે સન્નિપાત જ્વરમાં પ્રલાપ હોય ત્યારે આ યોગ ઉત્તમ છે. તે એકલું અથવા બૃહત્ કસ્તૂરીભૈરવ કે સન્નિપાત ભૈરવરસ સાથે આપી શકાય. જ્યારે તાવમાં ઝાડા પણ હોય ત્યારે એમાં કડુ, ગરમાળાનો ગોળ અને દ્રાક્ષ કાઢી નાખવા ( ત્રિશતી )

२७ दशमूलक्वाथ :

દશમૂળની દશ ચીજો સમભાગે લઈ કવાથ કરી જાડું કૂટી રાખવું. કવાથ વિધિથી બનાવી દિવસમાં બે થી ત્રણવાર આપવો. વાતકફજ્વર, ત્રિદોષજ્વર, સુવાવડી સ્ત્રીનો તાવ તથા અન્ય વિકારો, શ્રમ, તંદ્રા, મસ્તકશૂળ મટાડે છે. દશમૂલ વાયુ, કફ અને પિત્તને હણનારું છે. તેમાં વિશેષ કરી વાયુ અને કફ માટે ખાસ ઉત્તમ યોગ છે. તે સોજાને પણ મટાડે છે, એ વાત સ્મરણમાં રાખવી જોઈએ.

२८ देवदार्वादिक्वाथ

દેવદાર, વજ, કુષ્ઠ, નાની પીપર, સૂંઠ, કાયફળની છાલ, નાગરમોથ, કરિયાતુ, ધાણા, હરડે, પીપર, ભોંયરીગણી, ગોખરુ, ધમાસો, ઊભીરીગણી, અતિવિષ, ગળો, કાકડાશીંગી, શાહજીરુ, કડુ આ બધા દ્રવ્યો સમાન ભાગે લેવાં અને જાડો કવાથ કૂટી રાખવો કવાથ વિધિથી બનાવી વાપરવો. પ્રસૂતિજ્વરમાં બહુ ઉત્તમ છે સુવાવડી સ્ત્રીને તાવ હોય ત્યારે બે થી ત્રણવાર આપવો. પ્રલાપ કે શીનાંગ, હોય ત્યારે દેવદાર્વાદિકવાથ જોડે આપવાથી લાભ થાય છે.

( શારંગધર સહિતા )

२९ पटोलादिक्वाथ ·

કડવી પરવળનાં પાન, ત્રિફળા, લીમડાની અંતરછાલ, દ્રાક્ષ, ઇન્દ્રયવ, નાગરમોથ, જેઠીમધ, ગળો, અરડૂસી આ બધાંનો જાડો કવાથ કરી રાખવો કવાથ વિધિથી ઉપયોગ કરવો. તમામ પ્રકારના તાવમાં ખાસ કરી પિત્તપ્રધાન જ્વરમા ઉત્તમ છે ( સિ યો સં )

३० महागुडुच्यादिक्वाथ

ગળો, ધાણા, ખસ, સૂઠ, વાળો, પદ્મક્, બિલાનો ગરભ, અતિવિષ, કાળીપાટ, રતાંજલી, કુટજછાલ, કરિયાતું, નાગરમોથ અને ઇન્દ્રયવ એ

સમાન ભાગે લઈ જાડુ કવાથરૂપે કૂટી રાખવું. જ્યારે જ્વરની સાથે અતિસાર હોય ત્યારે એનો પ્રયોગ કરવો. (ભૈષજ્ય રત્નાવલી).

**३१ भारंग्यादिक्वाथ :**

ભારંગમૂળ, લીમડાની અંતરછાલ, નાગરમોથ, હરડે, ગળો, કરિયાતુ, અરડૂસી, અતિવિષ, ત્રાયમાણ, કડુ, વજ, સૂંઠ, કાળાં મરી, પીપર, ટેંટુમૂળ, રાસ્ના, જવાસો, પરવળનાં પાન, નસોતર, દારૂહળદર, ઇંદ્રાયણની જડ, હળદર, બ્રાહ્મી, પુષ્કરમૂળ, ભોંયરીંગણી, ઊભીરીંગણી, કચૂરો, ત્રિફલા અને દેવદારુ આ બધાં દ્રવ્યો સમભાગે લઈ જાડો કવાથ કરી રાખો. કવાથ વિધિથી વાપરવાથી કફપ્રધાન સન્નિપાત, પાર્શ્વશૂળ કફજ્વર, શ્વાસમાં વાપરી શકાય.

**३२ गौदन्तीमिश्रण :**

ગૌદન્તીભસ્મ ભાગ ૮, જહરમોહરાપિષ્ટ ભાગ ૨, રસાદિવટી ભાગ ૨ ત્રણેયને એકત્ર મેળવી રાખવો. ૧ માસો : ૩ થી ૪ કલાકે ઠંડા પાણી સાથે કે કોઈપણ જ્વરઘ્ન કવાથ સાથે. કોઈપણ પ્રકારના જ્વરમાં દાહ અને સંતાપ ઓછો કરવા ઉત્તમ છે. અમોએ આ યોગ ખૂબ વાપર્યો છે અને તેનાં પરિણામો ઘણાં સરસ મળ્યાં છે. વાતપિત્ત જ્વરમાં ત્રિભુવનકીર્તિ જોડે બહુ જ સરસ કામ આપે છે.

(સિદ્ધયોગ સંગ્રહ.)

**३३ सुदर्शनमिश्रण .**

મહાસુદર્શનચૂર્ણ તોલા ૧૦, સોડાબાયકાર્બ તોલા ૨, શુદ્ધ કુચલાનુ ચૂર્ણ તોલો ૧, ફુલાવેલ ફટકડી તોલો ૧ાા. આ બધાંને સરખી રીતે મેળવી ઘૂંટી રાખવું. ૩ માસા પાણી સાથે લેવાથી વાતકફજ્વર અને વિષમજ્વરમાં સરસ અસર બતાવે છે

**३४ सुदर्शनहीम :**

સુદર્શનચૂર્ણ તો. ૧, પિત્તપાપડો તો. ૦ા, તાજીગળો તો. ૦ાા,

ચદ્રપ્રભા ન. ૩ બે આનીભાર આ બધાંને મેળવી તેને ૧૬ ગણા ઊકળતા પાણીમાં નાખી માટીના વાસણમાં ૬ થી ૯ કલાકે ભીંજવી ગાળી શીશીમા ભરી રાખો એના ૪ ભાગ કરી ૩–૩ કલાકે આપો. તાવમાં ધખારો ઓછો થઈ જ્વર ઊતરી જશે.

**૩૯ षडंगपानीय :**

નાગરમોથ, પિત્તપાપડો, સુગધીવાળો, રતાંજલી, ખસ અને સૂંઠ એ બધાં દ્રવ્યો કૂટી કવાથરૂપે રાખો. એમાંથી ૧ તોલો લઈ બે રતલ પાણીમાં નાખી માટીના વાસણમા પકાવવો. જ્યારે ૧ રતલ રહે ત્યારે ઉતારી ઠંડુ કરી રાખવું અને કપડાથી ગાળી લેવું. તાવમાં જ્યારે તરસ લાગે ત્યારે પીવા માટે આપવું. એથી તૃષાનુ શમન થાય છે અને તાવનો વેગ પણ ઓછો થઇ જાય છે. જ્વરમાં દોષાનુ પાચન કરવા માટે ઉત્તમ છે. (ચરક સંહિતા).

**૩૬ नागरादि पाचन :**

સૂંઠ, દેવદાર, ધાણા, ઊભીરીગણી, બેઠીરીગણી, સમભાગે લઇ જાડો કૂટી ભૂકો કરી તેમાંથી ૨ા તોલા દવાને ૪૦ તોલા પાણીમાં નાખી કવાથ કરી દશ તોલા બાકી રહે ત્યારે ઉતારી કપડે ગાળી તેના ચાર ભાગ કરવા. ચાર ચાર કલાકે આપવાથી જ્વરમાં આમનુ પાચન થઈ તાવ ઊતરી જાય છે. એક સરસ આમપાચક યોગ છે.

**૩૭ हिंगुकपूरवटी :**

કપૂર તો. ૧, હિંગ કાચી તો. ૧ ને જોઈતા પ્રમાણમાં પાણી નાખી ખરલમા ઘૂટી, ગોળી બનાવી, સૂકવી બાટલીમા ભરી રાખવી. એની ગોળી ૨ રતીભારની કરવી. ૧ ગોળી દિવસમાં ત્રણ વખત, આદુના રસ સાથે ત્રિદોષજ્વરમાં પ્રલાપ, વાતાધિકય માટે ઉત્તમ છે. જરૂરી હોય ત્યારે પિત્તશ્લેષ્મ પ્રધાન સન્નિપાતમા થોડી કસ્તૂરી ઉમેરી આપવી.

☆

# અધ્યાય : ૯

# અતિસાર

## अतिसार

અતિસાર એ **આભ્યંતર** માર્ગાનુસારી રોગ છે. આમાશય, અગ્ન્યાશય અને પચ્યમાનાશય તથા યકૃતમાંથી પાચકરસ આવે છે અને તેનુ સંચાલન સમાનવાયુ વડે થાય છે. આપણે જાણીએ છીએ તેમ સમાનવાયુ કોષ્ઠને તદુરસ્ત રાખે છે. આવેલા આહારને પાચન માટે રોકી રાખવું એ પણ સમાનવાયુનું એક કાર્ય છે. માટે समानोऽग्नि-समीपस्थः कोष्ठे चरति सर्वत्र, सोऽन्न गृह्णाति, विवेचयति, पाचयति मुच्चति च એવું કહ્યું. આ સૂત્ર ઘણું મહત્ત્વનુ છે. અનાજનું પાચન એટલે આહાર, રસ અને ઉષ્મા આ ત્રણથી જે પરિવર્તન થાય છે. તે વાયુ પોતે પાચન કરતુ નથી પણ સમ્યક્ પાચક રસોની ઉત્પત્તિ કરાવે છે. તે આંતરડાંમાં ગતિ ઉત્પન્ન કરે છે અને મનને સારભાગ તથા કીટ્ટ ભાગમાં વિભાજિત કરે છે. સમાનવાયુનો અન્ન પાચનમાં આ રીતે અગત્યનો હિસ્સો હોય છે તે આપણે જોયું

આમાશયમાં અન્ન અર્ધપકવાવસ્થામાં વધુ વખત પડયું રહે તો ત્યાં તેમાં આહાર પડયો રહેવાથી દૂષિત થાય છે, તેમા વિશેષ અમ્લતા અને બાષ્પ ઉત્પન્ન થાય છે જેથી **અન્નનલિકાનો પ્રદાહ, ખાટા ઓડકાર આમાશયમાં જલનાં** લક્ષણો થાય છે. આ અર્ધપાચિત અને દૂષિત અન્ન જ્યારે પચ્યમાનાશયમાં જાય છે ત્યારે ત્યા થોડુ ઘણુ પાચન થઈ તેનો રસ આચૂષિત થઈ શારીરિક ધાતુઓનાં પોષણ માટે જાય છે. આ અન્નવિષવાળો રસ શરીરની પિત્ત ધાતુ સાથે મળી **દાહ**, **તૃષ્ણા**, **મુખપાક** (મોઢું આવી જવુ) **અમ્લપિત્ત** આદિ પૈતિક વિકારો

ઉત્પન્ન કરે છે. આ વિદગ્ધ પિત્તની સંપ્રાપ્તિ ઘણી જ મહત્ત્વની છે. આ અન્ન પાચનના સમયે ઉત્પન્ન થનાર ઉષ્ણ, તીવ્ર, તીક્ષ્ણ, શીઘ્ર ગતિકારી વિષ, બાષ્પ યા ઉષ્મા જે કહો તે, જ્યારે પચ્યમાનાશય ઉપરાંત પકવાશયમા પણ ગતિ કરે છે ત્યારે અતિસાર જેવા રોગો ઉત્પન્ન કરે છે. આપણે જાણીએ છીએ તેમ પિત્તના બે રસ હોય છે : (૧) અમ્લ અને બીજો (૨) કટુ **આમાશય અને યકૃત દ્વારા આવતુ પિત્ત અમ્લ અને આંતરડાં દ્વારા આવતું પિત્ત કટુ હોય છે.** એટલે જ આમાશયમાં અન્નનો અમ્લ વિપાક અને આંતરડાંમાં અન્નનો કટુ વિપાક થાય છે. આમાશયમાં પિત્ત અને કફ આ બે દોષ જ્યારે આંતરડાંમાં પિત્ત અને વાયુ આ બે દોષ દોરી સંચાલન કરે છે. આપણે ઉપર સમાનવાયુની નાના આંતરડા માટે એટલે પચ્યમાનાશય માટે ઉપયોગિતા જોઈ તેવી જ ઉપયોગિતા અપાનવાયુની પકવાશય માટે છે. મોટા આંતરડામાં ગતિ ઉત્પન્ન કરી મળ–મૂત્રને મલાશયથી બહાર કાઢવા પર્યંતનું કાર્ય અપાનવાયુ કરે છે. આ અપાનવાયુની ગતિ શીઘ્ર થાય છે ત્યારે ગતિ વધારી દઈ અતિસાર ઉત્પન્ન કરે છે. અને એ જ અપાનવાયુની ગતિમાં અભાવ ઉત્પન્ન થાય છે ત્યારે વિબંધ એટલે કે કબજિયાત કરે છે

ઉપર આપણે ટૂંકમા જોયું કે **સમાન અને અપાનવાયુ આ બન્નેમાંથી કોઈ એક અથવા બન્ને કુપિત થાય છે ત્યારે અતિસાર ઉત્પન્ન કરે છે.** આયુર્વેદના દરેક અભ્યાસીએ આ દૃષ્ટિબિંદુ સમજવા જેવું છે અને તે પરથી ઘણી મહત્ત્વની બાબતો નિષ્પન્ન થઈ શકે છે.

अति सरण अतिसारः જેમાં ખૂબ સરણ એટલે ગતિ થાય તેને અતિસાર કહેવાય છે. જે રોગમાં સ્વસ્થ અવસ્થાની અપેક્ષા આંતરડાંની વધુ ગતિ ઉત્પન્ન થતાં સ્વસ્થ હાલત કરતા વધુવાર મળત્યાગ કરવા જવું પડે અને મળ વધુ દ્રવ રૂપે આવે તે અતિસાર કહેવાય છે. તેના સામાન્ય રીતે બે ભેદ છે. अतिसार समासेन द्विधा सामो निरामकः

सासृक निसृक्। એટલે **સામ** અને **નિરામ** તથા **સરક્ત** અને **અરક્ત.** આમ સહિત એટલે સામ અને આમ વગરનુ પક્વ એટલે નિરામ. જ્યારે લોહી આવે ત્યારે સરક્ત કે રક્તતિસાર કહેવાય છે

આ ઉપરાંત સામાન્ય રીતે **સ્વતંત્ર** અને **પરતંત્ર** એવા બે ભેદ પણ પાડી શકાય છે. સ્વતંત્ર એટલે પહેલેથી જ અતિસાર ઉત્પન્ન થાય તે, જ્યારે પરતંત્ર એટલે તાવ આદિ કોઈ રોગમાં પછીથી લક્ષણરૂપે ઉત્પન્ન થાય છે પરતંત્રમાં પણ પુન: **લક્ષણરૂપે** અને **ઉપદ્રવરૂપે** એમ બે ભેદ પાડવામા આવ્યા છે દાખલા તરીકે વિસૂચિકા ( કોલેરા ) માં લક્ષણરૂપે અતિસાર થાય છે જ્યારે આંતરડાંના ક્ષયમાં ઉપદ્રવરૂપે અતિસાર થાય છે. પરતંત્રરૂપમાં થતો લક્ષણરૂપે અતિસાર એ નિયમાનુસાર થવો જ જોઈએ. જેમકે વિસૂચિકામા અતિસાર ન હોય તેવું તો બને જ નહી. પરંતુ આંત્રક્ષયમાં અતિસાર ઉપદ્રવરૂપે થાય છે એટલે તે થાય કે ન થાય પણ આંત્રક્ષય હોય તો તે અતિસાર વિના પણ આંત્રક્ષય તો કહી જ શકાય.

દોષાનુસાર અતિસારના છ ભેદ શાસ્ત્રમાં પાડવામાં આવ્યા છે. ( ૧ ) **વાતિક**, ( ૨ ) **પૈત્તિક**, ( ૩ ) **કફજ**, ( ૪ ) **ત્રિદોષજ**, ( ૫ ) **શોકાતિસાર**, ( ૬ ) **આમાતિસાર** આ ભેદ સુશ્રુતના છે ચરકાચાર્ય આમાતિસાર ન ગણાવતાં ભયાતિસાર ગણાવે છે અતિસાર માટે શાસ્ત્રમાં નીચેનાં સામાન્ય કારણો જણાવવામાં આવ્યાં છે

**અતિસારનું નિદાન :**

અગ્નિમાંદ્ય, પરસ્પર વિરુદ્ધ ભોજન, દૂષી વિષ, અતિમદ્યપાન, અતિજલક્રીડા, અગ્નિ અથવા સૂર્યનો અધિક સંતાપ, ઉદરમાં કૃમિ (કરમ), જમ્યા પર જમવું, અપથ્ય ભોજન, અત્યંત ભયથી, શોક, ક્રોધ આદિ મનોવેગોથી, શરીરના વેગોનો અવરોધ કરવાથી, હરસથી, અધોગામી અમ્લપિત્ત સામાન્ય વા વિશેષ કારણોથી અતિસાર થાય છે. અતિસારમાં કુપિત દોષ વાયુ છે. વાયુને લઈ અતિસાર થાય છે.

**અતિસારની સંપ્રાપ્તિ :**

અતિસારનાં કારણો અને સામાન્ય માહિતી મેળવ્યા બાદ હવે આપણે અતિસારની સંપ્રાપ્તિનો અભ્યાસ કરીએ. અતિસાર થયા પૂર્વે શરીરમાં જલીય ધાતુ વધી જાય છે અને તે અગ્નિને મંદ કરી નાખે છે. અને તે દ્રવ ધાતુ મળ સાથે મળી અપાનવાયુ વડે પ્રેરિત નીચે ભ્રમણ કરે છે, અને અત્યધિક માત્રામાં આવે છે.

અતિસાર થવા પૂર્વે ( ૧ ) જલીય ધાતુની વૃદ્ધિ થાય છે આનું તાત્પર્ય આહારનુ પાચન થતાં જે આહાર ઉત્પન્ન થાય તે સમ્યક્ રીતે ન થવો અને તે અસમ્યક્ રીતે ( દૂષિત કે વિદાહી ) ઉત્પન્ન થયેલા આહાર રસનુ શોષણ ન થવુ. સામાન્ય રીતે કબજિયાત હોય ત્યારે તેની ચિકિત્સા ન કરીએ ત્યારે શારીરિક મળનું વિસર્જન ન થતાં આખું પાચનતંત્ર બગડે છે. અતિસાર ઉત્પન્ન કરવામાં આથી કબજિયાત એ એક મુખ્ય કારણ બને છે અન્ય બાબતો પણ જે શારીરિક જલીય ધાતુ વધારે તે સર્વે અતિસાર માટે સહાયક બને છે અને શારીરિક ધાતુ વધે ત્યારે (૨) અગ્નિ મંદ થાય છે એ પણ લક્ષ્યમાં રાખવાનુ છે.

**અતિસારનાં પૂર્વરૂપ :**

અતિસારનાં પૂર્વરૂપોમાં હૃદય, નાભિ, ઉદર, કુક્ષિ આદિમાં વેદના થવી, અંગો દુઃખવાં, અપાનવાયુની અયોગ્ય પ્રવૃત્તિ, કબજિયાત, આફરો, અપાચન અને નાભિના ભાગમા દર્દ એટલાં પૂર્વરૂપ અતિસારમાં થાય છે.

હવે આપણે દોષાનુસાર થતા જુદાં જુદા અતિસારોનાં લક્ષણો જોઈએ.

**વાતાતિસાર**માં મળ વેદના અને અવાજની સાથે આવે છે. મળમાં રૂક્ષતા તથા નાની નાની ગાઠો આવે છે. વારવાર થોડીવારે મળ પ્રવૃત્તિ થાય છે મળ ફીણયુક્ત આવે છે. સહેજ કાળાશ પડતો પડતો

અરુણ વર્ણવાળો મળ આવે છે રોગી જોર કરે ત્યારે પ્રવાહણથી વેદના સહિત મળ આવે છે. રોગીને શુષ્કતા લાગે છે, ઊંઘ નથી આવતી

**પિત્તાતિસાર**મા મળ લીલો, પીળો, રક્તમિશ્રિત, અત્યંત વાસ યુક્ત, મળ પ્રદેશમાં દાહ, અધિક તૃષ્ણા, જ્વર, મૂર્ચ્છા, પરસેવો અને બાળકોમાં હોય તો ગુદપાક પણ થાય છે. આંતરડાંમા પિત્તાધિક્યને લઈ વ્રણ થઈ આવે તો પરુ પણ થાય છે અને એ જ વ્રણમાંથી પરુ બાદમા રક્તનો સ્રાવ થાય છે.

**કફાતિસાર** અથવા **શ્લેષ્માતિસાર**માં અપેક્ષાકૃત મળમાં ઘનતા વધારે હોય છે. મળ પિચ્છિલ, તતુમય સફેદાશ પડતો રંગ, સ્નિગ્ધ, મંદ વેદના સાથે આવે છે. આળસ, ઊંઘ, અરુચિ, ઉત્કલેશ, ઉદરગુહામાં ભારેપણું અને મળત્યાગ કર્યા પછી પણ ઝાડે જવાની ઇચ્છા રહેવી, કફથી લપેટાયેલા જેવો મળ આવવો વગેરે લક્ષણો કફાતિસારમાં થાય છે.

**સન્નિપાતિસાર**મા તદ્રા, દૌર્બલ્ય, મોઢામા શોષ, સાર્વદૈહિક કષ્ટ, મળનો રંગ લાલ, પીળો, લીલો તથા જાતજાતનો આવવો, તથા ત્રણેય દોષમાં થતી વિચિત્રતાઓ આમાં ભેગી થાય છે. પ્રાયઃ રોગી આમાથી બચતો નથી. મોટાઓમાં અને બાળકોમા તો તે અસાધ્ય જ છે. યુવાનોમા કષ્ટસાધ્ય નીવડે છે. આમાં પણ ત્રણેય દોષોમાં પિત્ત બાહુલ્યને લઈ વ્રણની ઉત્પત્તિ આંતરડાંમાં થાય છે.

**શોકાતિસાર**માં શોકજન્ય અતિસારની સપ્રાપ્તિ આયુર્વેદમાં સુદર રીતે આપી છે.

> तैस्तैर्मा वैः शोचतोऽल्पाशनस्य
> वाष्पोष्मा वै वह्निमाविश्यजन्तो
> कोष्ठं गत्वा क्षोभयत्तस्यरक्त तच्चधरतात ઇત્યાદિ.

સગાંવહાલાંનું મૃત્યુ, પૈસાની હાનિ, ભય, ક્રોધ અને શોકથી થોડો આહાર લેનારની બાષ્પ (એટલે નેત્રાદિમાંથી આવતાં આંસુ) અને ઉષ્મા (દેહમાં ઉત્પન્ન થયેલી ઉષ્મા) માણસના કોઠામા પેસી શોકજન્ય અતિસાર ઉત્પન્ન કરે છે, તે પૂર્વે તે જઠરાગ્નિને મદ કરે છે અને લોહીને ખળભળાવે છે. તેમાં લોહી જેવા અને લોહીવાળા ઝાડા થાય છે.

આ સપ્રાપ્તિ પરત્વે એક પ્રચલિત આધુનિક આંગ્લ ચિકિત્સક Osler ના શબ્દો ટાંકુ છું તે સુજ્ઞ વાચકે સરખાવી જોવા જેવા છે.

"It is by no means clear how mental states act upon the bowels and yet it is an old and trustworthy observation which everyday experiences confirm, that the mental state may profoundly affect the intestinal canal. These influences should not properly be considered under catarrhal processes as they result simply from increased peristalsis and or usually described under the heading of nervous diarrhoea."

ઉપરના બે પ્રાચીન અને આધુનિક મતવ્યોને સરખાવવાથી શોકાતિસાર સમજાઈ જાય છે. અહી નોંધવા યોગ્ય હકીકત છે કે હૃદ્ય, અલ્પ, શીતલ, શામક અને શીઘ્ર ગુણકારી મોતી જેવાં શીતળ અને શામક દ્રવ્યોથી અને માનસિક ચિકિત્સાથી રાહત મળી રહે છે. (ધી ધૈર્યાત્માદિ વિજ્ઞાનમ્ મનોદોષૌષધં વરમ્).

**आमातिसार :**

આમાતિસારનું પ્રધાન કારણ અપાચન છે. અપાચનથી આમ

ઉત્પન્ન થાય છે. આ અતિસારમાં પેટમાં ખળભળાટ અને શૂળ ઉત્પન્ન થઈ ધાતુઓને અનેક રૂપે અને બહુ પ્રમાણમાં બહાર કાઢે છે. આવો ઝાડો જો પાણીમાં ડૂબી જાય, ખૂબ દુર્ગન્ધ મારે અને ચીકણો હોય તો તે સામ કહેવાય છે.

## अतिसारनी चिकित्सा :

तत्रादौ लंघनकुर्यात् । ततः पाचन सयुक्तो यवाग्वादि क्रमो हित' । અતિસારની શરૂઆતમાં લંઘન પ્રશસ્ત છે. તે પછી પાચન કરે તે યુક્ત યવાગૂ આદિ ક્રમ કહેલો છે. અતિસારમાં આમયુક્ત છે કે નિરામ તે નક્કી કર્યા વિના સ્થંભક દ્રવ્ય ન આપવું. અન્યથા હાનિ થાય છે, કારણ કે આમદોષ હોય ત્યારે સ્થંભક અને ગ્રાહી ચિકિત્સા કરવાથી આમદોષ અંદર જ રોકાઈ જાય છે અને આ અંદર રહેલ આમદોષનુ વિષ શરીરમાં પ્રસરે છે તેથી અન્ય રોગો ઉત્પન્ન થાય છે. માટે તેમ ન કરતાં આમયુક્ત અતિસાર હોય તો લંઘન યા પાચન વડે પ્રથમ આમની ચિકિત્સા કરવી જોઈએ. તેની અવસ્થામાં અભયા, પીપર અને શંખભસ્મ આ ત્રણે સમ્યક્ માત્રામાં આપવાથી અતિસારમાં આમનું પાચન થઈ મળ બંધાઈને આવે છે. શાસ્ત્રમાં કહ્યુ છે કે :

स्तोक स्तोकं विवद्धम् वा सशूल योऽतिसार्यते ।
अभयापिप्पली कल्कैः सुखोष्णै तं विरेचयेत् ॥

હરડે થોડી માત્રામા કષાયરસ પ્રધાન હોઈ પાચન ઉપરાત સ્થભન પણ કરે છે. પીપર પાચક છે, જ્યારે શંખ પાચક અને શૂળ નાશક છે.

પણ **આ ક્રમ વૃદ્ધ, બાળક, કૃશ અથવા અન્ય રોગાક્રાન્ત અને બહુ દોષયુક્ત રોગી હોય ત્યારે ન આચરી શકાય.** તે માટે તો અતિસારને થંભાવવાની જરૂર પડે છે અથવા તો પાચન કરવાની જરૂર પડે છે. પાચનમાં બિલ્વાદિચૂર્ણ ઘણું સરસ ઔષધ છે.

તેમાં મહાગંધક રતી ૨ અને શંખ રતી ૧ મેળવી આપ્યુ હોય તો બહુ સારુ કાર્ય કરે છે. અનુપાનમાં છાશ આપવી. જલદી ગુણ કરવા માટે કર્પૂરરસ અકસીર છે તેમાં કપૂર, અફીણ, નાગરમોથ, ઇન્દ્રયવ, જાયફળ, હિંગૂલ અને ટંકણ એ સાત દ્રવ્ય આવે છે. આ કર્પૂરરસનો પ્રયોગ પકવાતિસારમાં કરવો. (વૈદ્યરાજ યાદવજીભાઈ આચાર્ય કૃત સિદ્ધયોગ સંગ્રહમાં "સગ્રાહકચૂર્ણ"નો જે યોગ આપ્યો છે તે ખાસ અનુભૂત છે અને દહીના અનુપાન સાથે ઘણુ સારું કામ આપે છે ) કર્પૂરાસવ, અહિફેનાવસ, કુટજારિષ્ટ આ બધાં સ્થંભક ઔષધો સંભાળીને આપવાં નહીં તો ઝાડો એકદમ બંધ થઈ જશે.

આ અતિસારની સામાન્ય ચિકિત્સા થઈ હવે આપણે દોષાનુસાર ચિકિત્સા જોઈએ.

**वातातिसार :** વાતાતિસારની ચિકિત્સામાં સૂંઠનો ફાંટ અને એરંડતેલ આપવો. આ ક્રમ જ્યારે મળ અલ્પ અને અવાજ સાથે આવતો હોય ત્યારે કરવો. આથી વેદના ઓછી થાય છે. ખાવા માટે એકલું દહી આપવું. ઇસબગોળની ભૂસી પાણીમાં લુઆબ બનાવી આપવી. કુટજઘનવટી આપી શકાય. તેના સાદા પાઠમાં કુટજઘન તો. ૪૦, અતિવિષ, અફીણ તોલા ૨ા પડે છે

વાતાતિસારના રોગીઓને પ્રવાહણ વધુ કરવુ પડે છે, માટે ગુદભ્રંશની સંભાવના થાય છે. તો ત્યારે બસ્તિરૂપે ત્રિફળા ક્વાથ ૫૦ તોલા અને એરંડતેલ ૨ા થી ૫ તોલાની બસ્તિ આપવી. આમાં મળ આવી જવા બાદ સંગ્રાહક ઔષધો આપી શકાય છે

કેળામાં અફીણ મેળવી પુટપાક વિધિથી પકાવીને આપી શકાય છે. દોષ પકવ હોય અને ઝાડા થતા હોય ત્યારે સગ્રાહકચૂર્ણ ૨ માસમાં કર્પૂરરસ રતી ૧ા મેળવી આપવો

ગુદભ્રંશ થાય ત્યારે મૂષક માંસ (ઉંદરનુ માંસ) તેલમાં ગરમ કરી પછી બાંધવાથી બેસી જાય છે તે ઉપરાંત ગુદભ્રશ માટે રીગણા, હળદર અને સિંધવ વાટીને લગાડી શકાય ઉંદરનુ માંસ તોલો ૧, દશમૂળ કવાથ તોલા ૧૫ અને તેલ તોલા ૪ લઈને પકાવવું. આ પ્રયોગ અતિસાર જન્ય ગુદભ્રંશ માટે અકસીર છે.

બેલફળનો મુરબ્બો પણ વાતાતિસાર માટે સરસ છે. વાતાતિસારના રોગી માટે દહીં, ભાત, કેળાં, દૂધ, અંગૂર પથ્ય છે જ્યારે વધુ પ્રવાહણ કરવું પડતુ હોય ત્યારે દ્રાક્ષનું પથ્ય ઉપયોગી નીવડે છે.

**પિત્તાતિસાર** : અનુલોમન યા વિરેચન માટે હરડે અને વરિયાળીનુ ચૂર્ણ વેદના હોય તો નાની હરડે વાપરવી. નાની હરડે, સોનામુખી, ગુલાબ, કાળી દ્રાક્ષનો કવાથ આપવો. શીતવીર્ય અને પાચક ઔષધિઓ આપવી. દાહ વધુ હોય તો નાગકેસર, સગ્રાહકચૂર્ણ બંને મેળવીને આપવાં. તરસ હોય તો ધાણાનું સિદ્ધ કરેલું પાણી આપવું. ધાન્યપંચક કવાથમાં સૂંઠ વગરનો કવાથ આપવો.

અતિસાર શાંત ન થતો હોય તો સ્નિગ્ધ પદાર્થોથી સાધિત અનુવાસન બસ્તિ બેલફળના કાચા ફૂલમાં દૂધ શેર ૧ અને ઘી શેર ૧ મેળવી સિદ્ધ કરી તેનો પ્રયોગ કરવો. પિચ્છા બસ્તિ પણ આપવામાં આવે છે. તે માટે ઇસબગોળનો ઉપયોગ કરવામાં આવે છે.

પિત્તાતિસારમાં જ્યારે રક્તસ્રાવ થાય ત્યારે નાગકેસર, હીરાદખણ, બોલપર્પટી દુર્વાસ્વરસ, ચોલાઈની ભાજીના રસનો સમજીને પ્રયોગ કરવો. કાળી માટીને પાણીમાં પીસી પેટ પર લેપ કરવામાં આવે છે. ફટકડી, માયાફળનું ચૂર્ણ પણ અપાય જો અશક્તિ વધારે હોય તો શરીરે ચંદનાદિ તેલનું માલિશ કરાવવું.

**શ્લેષ્માતિસાર** : લંઘન અને પાચનનો ક્રમ હિતકારક છે ઉત્કલેશ હોય, દોષો બળવાન હોય ત્યારે ઊલટી કરાવવી. પાચનને માટે

ચિત્રકાદિ ચૂર્ણ છાશમાં આપવું મંદ વેદના હોય તો બેલફળનો મુરબ્બો આપવો અનુલોમક દ્રવ્યો આપવાં જોઈએ. આ પ્રકારનો અતિસાર એટલો બધો આશુકારી હોતો નથી. પાચન થતાં મટી જાય છે. રોગી વૃદ્ધ યા બાળક હોય ત્યારે વમન આદિ ન કરાવતા પાચક ઔષધો આપવાં. છાશ, દાડમ, અજીર, બેલફળ એ બધાં પથ્ય છે.

**सन्निपातिसार** : એમાં કયો દોષ પ્રધાન છે તે જોવું જોઈએ. વેદના વધારે હોય ત્યારે દૂધની બસ્તિ આપવી. કૂટજઘનવટી ૨-૨ રતીની ચાર ચાર ગોળીઓ આપવી ક્ષીણતા હોય ત્યારે દાડમ જેવાં ફળો આપવાં. જો લીલા અને પીળા ઝાડા થતા હોય તો કેળાંમાં કે દહીના ચક્કામાં સગ્રાહક ચૂર્ણ આપવું તરસ મટાડવા માટે લાજા-મંડ પીવા આપી શકાય દૂધની પિચ્છા બસ્તિ આપવી. અત્યંત મલપ્રવૃત્તિ હોય તો અફીણનો પ્રયોગ કરી શકાય. અફીણ સંભાળીને આપવુ કેમકે શારીરિક ધાતુઓ ક્ષીણ થયેલી હોય છે. અહિફેનાસવ, કર્પૂરાસવ, કુટજારિષ્ટ સમજીને આપવાં. અહિફેનાસવની માત્રા ૧૫ બિંદુ સુધીની છે. પથ્યમાં કેળાં, દહી, સાકર, દૂધ, મોસંબી અને દાડમ આપવાં

**शोकातिसार** : માનસિક સાત્વન આપવું જે કારણ હોય તેની ચિકિત્સા પ્રથમ કરવી. બાદમાં લાક્ષણિક ચિકિત્સા કરવી શીતળ, પિત્તશામક, બલ્ય મોતી જેવાં ઔષધ આપવા નિદ્રા લાવે તેવી દવામાં સર્પગંધાનો સમજીને ઉપયોગ કરવો શોકમાં વાયુ અને પિત્તનું પ્રાધાન્ય હોય છે, તેમાં માસ્યાદિ ક્વાથમા બ્રાહ્મી મેળવી આપવી બાકી ઝાડા માટે બિલ્વાદિ, મહાગંધક, શંખ જેવી ચીજો આપવી

**आमातिसार** . આંતરડામાં ઢીલાપણુ વધુ હોય ત્યારે ઇસબગોળ ૬ માસ સુધી આપવું પછી અગ્નિ પ્રદીપક અને પાચક ચીજો આપવી. જેમકે અજીર્ણારિરસ, મુષ્ટી (કુચલા) ચૂર્ણ આધ્માન (આફરો) હોય ત્યારે શિવાક્ષારપાચનચૂર્ણ આપી શકાય પેટ પર હિંગ, દિકામાલી,

એળિયાનો સહેજ ગરમ પાણીમાં લેપ કરવો જમ્યા પહેલાં હિંગ્વાષ્ટકચૂર્ણ ૧॥ થી ૩ માસા સુધી આપવો ગ્રહણી અને અતિસારમાં ભેદ નીચે પ્રમાણે હોય છે.

| અતિસાર | સંગ્રહણી |
|---|---|
| ૧ આશુકારી વ્યાધિ છે. | ૧ ચિરકારી વ્યાધિ છે |
| ૨ આરંભમાં સામ મળ હોય છે બાદમાં નિરામ મળ હોય છે. | ૨ ક્યારેક સામ અને ક્યારેક નિરામ મળ હોય છે. |
| ૩ સતત દ્રવ મળ પ્રવૃત્તિ હોય છે. | ૩ ક્યારેક દ્રવ, ક્યારેક શુષ્ક એમ શિથિલ મળ પ્રવૃત્તિ હોય છે. |
| ૪ દિવસ અને રાત બન્ને વખતે સરખી મળ પ્રવૃત્તિ હોય છે. | ૪ દિવસમાં અને તે પણ સવારના ભાગમાં વધુ મળ પ્રવૃત્તિ હોય છે. |
| ૫ સ્થાનિક વિકૃતિ પક્વાશયમાં. | ૫ સ્થાનિક વિકૃતિ ગ્રહણી કળામાં હોય છે. |
| ૬ અગ્નિમાંદ્યાદિ અનેક કારણ હોય છે. | ૬ અગ્નિમાંદ્ય એ પ્રમુખ કારણ છે. |

આ રીતે આપણે વિવિધ અતિસારોની ચિકિત્સા જોઈ હવે ગ્રહણી વિશે આપણે અભ્યાસ કરીએ.

## ग्रहणी

ગ્રહણી એ પિત્તધરા કલાનો રોગ છે. આ મૃદુકલા આમાશય (હોજરી) અને પક્વાશય (મોટા આંતરડા) વચ્ચે રહેલ છે. એ આમાશયમાથી આવેલ અન્નનું તે ગ્રહણ કરે છે માટે ગ્રહણી કહેવાય છે. ग्रहणात ग्रहणी मतः । ગ્રહણ કરે છે. માટે ગ્રહણી અને આ અવયવમા થતા રોગને જ ગ્રહણી કે સંગ્રહણી કહે છે.

**ग्रहणीनुं कार्य :**

षष्ठी पित्तधरावला या परिकीर्तिता, सा पक्वामाशयमध्यस्था, अग्न्यधिष्ठानम् अन्नस्यप्रणात् ग्रहणी मत ,अपक्व धारयति अन्न पक्व सृजति पार्श्वत ॥
છઠ્ઠી પિત્તધરા નામે કલા છે. તે પકવાશય અને આમાશયની વચ્ચે છે. અગ્નિનુ સ્થાન ગ્રહણ કરે એટલે ગ્રહણી કહેવાય છે. તે અપકવ અન્ન ધારણ કરે છે અને પકવ અન્ન ત્યજે છે. એટલે આ સૂત્રોમાંથી એક બાબત સ્પષ્ટ બને છે કે આહારમાં સાર ભાગ ( ઉપયોગી તત્ત્વો ) અને કીટ્ટ ( મલ ) ભાગ એ બેને પૃથક્ એટલે જુદા કરવાનું કાર્ય ગ્રહણી કરે છે અને બીજી વાત એ છે કે અગ્નિ ( પાચક તત્ત્વો ) અને બળ છે કે જેને જોરે એ પોતાનું કાર્ય કરી શકે છે. ગ્રહણીનું બળ અગ્નિ છે અને અગ્નિનુ બળ ગ્રહણી છે. પિત્તાશયમાંથી પિત્તવહસ્રોતસ વડે પિત્ત આવી અહી ઠલવાય છે. તે જ રીતે અગ્નાશયમાંથી પણ પિત્ત તેના માર્ગ દ્વારા આવી હોજરીમાંથી આવેલ અન્નને પચાવવાનુ કાર્ય કરે છે.

**ग्रहणी केम वगडे छे ?**

અગ્નિનુ મંદ થવું એ સૌથી મોટી બાબત છે. અગ્નિ એ પ્રાણીનુ શ્રેષ્ઠ બળ છે અને તે મંદ થાય ત્યારે આમાશય એટલે હોજરીમાંથી પાચક પિત્ત, આહાર જોડે બરોબર મળતુ નથી અને એને પરિણામે અન્ન પાચન થતુ જ નથી. અપેક્ષાકૃત ત્યાં આહાર વધુ વાર પડ્યો રહે છે, અને આમાંથી અન્નનો વિદાહ થાય છે. તેમાંથી ખાટો રસ થાય છે. આ અપકવ અને ખોટા વિપાકવાળું અન્ન જ્યારે ગ્રહણીમાં આવે છે ત્યારે ધીમે ધીમે આવે છે. હવે આપ સમજી શકશો કે ગ્રહણી અવયવમાં ઉપરથી આવેલ અપકવ, વિદગ્ધ અને અસમ્યક્ આહારને મહારવાનુ કામ પણ માથે પડે છે, જે કાર્ય વાસ્તવમાં આમાશયનુ છે. હંમેશાં યાદ રાખજો કે અગ્નિમાંદ્ય–ભૂખ ન લાગવી એ

એક બહુ ખરાબ લક્ષણ છે અને તે અનેક રોગોનો કર્તા બને છે. અહીંથી જ સંગ્રહણીની શરૂઆત થાય છે વારંવાર ઝાડા (અતિસાર) થયા કરે પછી અગ્નિ વધુ મંદ બને છે અને તે દૂષિત અગ્નિ આખીય પાચક પ્રણાલિકાને બગાડે છે. સમાન વાયુ વડે ગ્રહણી જ્યારે ક્ષોભ પામે છે ત્યારે તેનુ કાર્ય વધુ વિકૃત થાય છે, અને આ વિદાય ત્યાં વધુ તીવ્ર બને છે, કારણ કે કુદરત તો પોતાનું કાર્ય કરે છે જ. પેલા અપક્વ અન્નને પકાવવા માટે પિત્ત વધુ માત્રામાં ત્યાં આવે છે. એટલે પહેલાથી જ વિદાહ થયો હોય ત્યા વધુ વિદાહ થાય છે. અને પરિણામે વારંવાર મોઢું આવી જવું, જીભ પર છાલાં પડવાં, હોઠ પાકવા એ લક્ષણો થાય છે. આને પિત્તના વધારાથી બીજું લક્ષણ પાતળા નરમ એક બે ઝાડા આવવાનુ થાય છે.

### वाह्य स्वरूप : अने भूल

ગ્રહણી અવયવ ઉપર કહ્યું તેમ બગડે છે ત્યારે મોઢામાં છાલાં પડવાં, જીભ કે હોઠ પાકવા, નરમ ઝાડા થવા, આ સ્વરૂપ થાય ત્યારે ચિકિત્સામાં સૌથી મોટી ભૂલ એ થાય છે કે ઝાડા બંધ કરવાની દવા આપવામાં આવે છે. ખરી રીતે હોજરી સુધારવા, દીપક અને પાચક દ્રવ્યો, પિત્તનું શમન કરવા શામક દ્રવ્યો એને વાયુની અનુલોમન ગતિ રાખવા, અનુલોમક દ્રવ્યોનો મેળ કરવો જોઈએ એને બદલે કાં તો નરમ જુલાબ અને કાં તો ગ્રાહી (ઝાડા બંધ કરનાર) દવા આપવામાં આવે છે. જો કે આ ભૂલ કુશળ વૈદ્ય તો કદી કરે જ નહિ, પણ આવાં લક્ષણોમાં વ્યકિત સામાન્ય રીતે પોતાના વૈદ્યકીય જ્ઞાન પર મુસ્તાક રહીને ભૂલ કરે છે.

### ग्रहणीनां पूर्वरूपो :

ગ્રહણી રોગ થવાનો હોય ત્યારે તેનાં આગલાં રૂપો તરીકે શારીરિક ધાતુઓનું ઉત્તરોત્તર દૌર્બલ્ય, ખાધેલા અન્નનું બહુ બહુ વારે પચન,

વારંવાર ઓડકાર, મોઢામાંથી લાળ ઝરવી, ભોજન પર અરુચિ, તરસ, થોડાક શ્રમથી થાક લાગવો, પેટમાં આફરા જેવું હોવું, ચક્કર, ક્યારેક ઊલટી, આંતરડાંમાં વાયુનો ગડગડાટ થાય છે.

હવે એ પૂર્વરૂપથી અમ્લપિત્ત હોવાનો ભ્રમ થાય છે અને ખરેખર આ ભ્રમ નથી પણ સત્ય હકીકત છે. અમ્લપિત્ત અને ગ્રહણી બન્નેનો પંથ એક બીજાને ખૂબ મળતો જ છે. બન્ને રોગો અજીર્ણના સ્વરૂપ જ છે એ યાદ રાખવા જેવું છે. અમ્લપિત્ત એટલે જ ચરકનુ વિદગ્ધાજીર્ણ જ છે એમ હુ માનું છું. અને ગ્રહણી રોગ પણ અગ્નિમાંદ્યનુ એક ચિરકાલીન પરિણામ નહી તો શું? આ રોગમાં મરડા જેવાં જ કેટલાંક લક્ષણો હોય છે. અતિસાર મટયા પછી અલ્પ અગ્નિવાળો માણસ અહિત ભોજન કરે ત્યારે તો ગ્રહણી રોગ થાય છે, કારણ કે જઠરાગ્નિ દૂષિત બને છે અને પરિણામે ગ્રહણી વધારે દૂષિત થાય છે.

**ગ્રહણીની સંપ્રાપ્તિ** ·

એક એક કે બધા કુપિત દોષો વડે બગડેલા ગ્રહણી ખાધેલા ખોરાકને કાચો અને કાચો વારંવાર આગળ ફેંકે છે અને એમ કદીક પાકો ઝાડો પણ આવે છે. અને તે પીડાયુકત, વાસવાળો, કોઈવાર બધાયેલો, તો કોઈકવાર નરમ આવે છે. ગ્રહણી રોગનુ આ એક વિશિષ્ટ લક્ષણ છે. કદીક નરમ, કદીક બંધાયેલો, ઝાડો આવે છે. અને અતિસારની માફક આમા વારે વારે જવુ નથી પડતું. અતિસાર આખો દિવસ અને તીવ્રરૂપમા હોય છે, ઝાડો એમાં પાણી જેવો હોય છે, જ્યારે ગ્રહણીમા વધારે ભાગે સવારે થોડોક નરમ ઝાડો અને આ રોગ જીર્ણરૂપમાં હોય છે. ગ્રહણીના ચાર પ્રકાર છે. અતિસારમાં પકવાશય જ્યારે ગ્રહણીમાં ગ્રહણી દૂષિત થાય છે.

( ૧ ) વાયુજન્ય

( ૨ ) પિત્તજન્ય

( ૩ ) કફજન્ય

( ૪ ) ત્રિદોષજન્ય

**वातिक ग्रहणी :**

કડવા, તીખા, કષાય, રૂક્ષ ભોજનથી, અધિક ઉપવાસ, ખૂબ ચાલવું, કુદરતી વેગોનો અવરોધ, અધિક મૈથુનથી આ થાય છે. આવાં કારણોથી પ્રકુપિત વાયુ ગ્રહણી કલાને દૂષિત કરે છે અને તેથી આહારનુ સમ્યક્ પાચન નથી થતુ. ખાધેલા અન્નનુ પાચન સરળતાપૂર્વક નથી થતું તેમાં અમ્લવિદાહ થાય છે, કંઠ અને મોંમાં શોષ પડે છે, ભૂખ નથી હોતી, તરસ લાગ્યા કરે છે, આંખે અંધારાં, કાનોમાં અવાજ, પડખાં, જાંઘ, જઘામાં પીડા થાય છે, કૃશતા, હૃદયમાં પીડા, મનમાં ગ્લાનિ, પેટ ચડવું, વાયુગોળો, ખરોળની શંકા, ઉધરસ, શ્વાસ, સુકાયેલો કાચો અને ફીણવાળો પાતળો ઝાડો વારંવાર થયા કરે છે વાતિક ગ્રહણીમાં ધાતુઓમાં ક્ષીણતા એ ખાસ લક્ષણ હોય છે

**पैत्तिक ग्रहणी :**

તીખું, કડવુ, બળતરા કરે એવું, ખાટું, ખારું ભોજન અને અન્ય પિત્તપ્રકોપક કારણોનો મેળ થતા કુપિત થયેલુ પિત્ત, જેવી રીતે ગરમ પાણી અગ્નિને ઠારે, તેમ જઠરાગ્નિ મંદ કરે છે. દરદી પીળો પડી જાય છે. વાદળી રંગનો, પાતળો, અપકવ, દસ્ત આવે છે. વરાળોવાળા ઓડકારો, હૃદય તથા ગળામાં બળતરા, અરુચિ અને તરસથી એ માણસ વ્યાકુળ થઈ જાય છે.

**कफज ग्रहणी :**

ભારે, બહુ ચીકણા, બહુ ઠંડા પદાર્થો જમવાથી, બહુ જમવાથી, જમીને તરત ઊંઘવાથી, કોપેલો કફ જઠરાગ્નિને મંદ કરી નાખે છે. અન્ન મુશ્કેલીથી પચે છે. મોળ, ઊલટી, અરુચિ થાય છે. ચીકાશ, લાળ

ઝરવી, મુખપાક તથા સળેખમ થાય છે. પેટ જડ અને ભારે બને છે. ઓડકાર ખરાબ અને મીઠા કે વિચિત્ર જાતના આવે, સ્ત્રીમાં અપ્રીતિ થાય છે ફીદાવાળો, અપકવ અને કફવાળો ભારે ઝાડો થાય છે. નબળાઈ અને આળસ પુષ્કળ થાય છે. ગળફામાં કફ પડ્યા જ કરે છે.

**त्रिदोषज ग्रहणी :**

ત્રણેય દોષનાં મિશ્ર ચિહ્નો હોય છે. ત્રિદોષજ ગ્રહણી અસાધ્ય બને છે. આ રોગ બહુ જ ભયંકર હોય છે.

**संग्रह ग्रहणी :**

આતરડાંમાં ઘુરઘુર અવાજ થવો, આલસ્ય, દૌર્બલ્ય, ગ્લાનિ, દ્રવ, શીતળ, જાડો, ચીકણો, કેડમાં વેદના સહિત કાચો ઘણો વિચિત્ર રંગોવાળો, વેદના સહિત ઝાડો અવાજ સાથે ઊતરે, પંદર દિવસે દસ દિવસે કે મહિને મહિને થયા કરવો, દિવસે કોપ પામે, રાત્રે શાંત પડે. આ આમ અને વાયુને લીધે થાય છે. દરદી સૂઈ ગયો હોય ત્યારે પડખામાં શૂળ ફાટે, રેંટના ડોલચાં ઠલવાતાં હોય એવો ગડગડ અવાજ થાય એને ઘટી યંત્રસગ્રહણી કહે છે

**साध्यत्व :**

કહ્યું છે કે : बालो जीवति यत्नेन, युवा जीवति वा न वा। वृद्धस्तु ग्रहणीरोगात् न जीवति न जीवति। બાળક યત્ન કરે તો જીવે. યુવાનનું કહી ન શકાય. પણ વૃદ્ધ ગ્રહણી રોગથી નથી જ જીવતો. એ યાદ રાખવા જેવું છે કે આ રોગ ચિરકારી એટલે બહુ જ લાંબો ચાલનાર હોય છે. મટી જાય, પાછું થાય, ઊથલો માર્યા કરે એ ખાસ લક્ષણ છે.

**ग्रहणीनी चिकित्सा :**

ગ્રહણી એક કષ્ટસાધ્ય રોગ છે ગ્રહણીનાં કારણોમાં સૌથી અગત્યનું

પ્રમુખ અગ્નિમાંદ્ય હોય છે અને અગ્નિની મંદતાનુ નિવારણ કરવુ સૌથી વધુ જરૂરી બને છે. ગ્રહણીમાં થતા ઝાડામા પણ અતિસારની માફક ચીકાશ આમ છે કે નહી એ નક્કી કરવું જરૂરી છે. જો પાણીમાં ઝાડો ડૂબે તો આમ છે એમ જાણવું. આમ હોવાથી પેટમા ભારેપણું, ગ્લાનિ, થાક, આળસ આમાંનાં લક્ષણો જણાશે, જ્યારે પકવ ઝાડો પાણી પર તરે છે અને એવો ઝાડો થયા પછી પેટમાં નિરાંત જેવું લાગે છે, જે આમયુકત ઝાડા પછી નથી હોતુ. આમ એટલે ચીકાશવાળો ઝાડો હોય તો તેના પર ઉપચાર વધુ જરૂરી બને છે.

ઝાડામાં આમ અને ચીકાશ માટે લંઘન એ સૌથી અગત્યનુ અને જરૂરી બને છે અને લંઘન–ઉપવાસથી ઝાડો આમ વગરનો બને છે. તેમાં ઔષધોની સહાયરૂપે દીપન અને પાચન દ્રવ્યોનુ ચૂર્ણ જેવું કે, ચિત્રકાદિચૂર્ણ છાશ સાથે આપવાથી અગ્નિ પ્રદીપ્ત થાય છે. છાશની મહત્તા ગ્રહણી રોગમાં અપાર છે. જુઓ :

ग्रहणी दोषाणां तक्रं दीपन ग्राही लाघवात् पथ्यम् ।
श्रेष्ठं मधुरपाकीत्वात् न च पित्तं प्रकोपयेत् ॥
कपायोष्णविकासित्वात् रौक्ष्यात् चैव कफे हितम् ।
वाते स्वादु–अम्ल–सान्द्रत्वात् सद्यस्कमाविदाहि तत् ॥

એટલે છાશ ગ્રહણીરોગવાળા માટે દીપન (અગ્નિ સતેજ કરનાર), પાચન (પચાવનાર), ગ્રાહી (ઝાડાને રોકનાર), લઘુ (પચવામાં સહેલી) હોઈ પથ્ય (હિતકારક) છે. મધુર વિપાકી હોઈ પિત્તને હાનિ નથી કરતી. કષાય, ઉષ્ણ હોઈ બધા સ્રોતોમાં પ્રવેશી પ્રવૃત્ત થનાર હોઈ, રૂક્ષ કફને માટે હિતકારક છે મધુર, અમ્લ અને સ્નેહયુકત હોઈ વાયુ માટે હિતકારક છે, એટલે છાશ ત્રણે દોષોનું શમન કરે છે. તે ઉપરાંત તરતમાં બનાવેલી છાશ વિદાહ નથી કરતી, એટલે ગ્રહણી રોગવાળા માટે તક્ર હિતકારક છે. અને એ તક્ર સાથે ગ્રહણીમાં પરમ હિતકારક એવું બિલ્વાદિચૂર્ણ માસા ૨ અને રસપર્પટી રતી ૨ મેળવીને આપો

ગ્રહણીમાં છાશની માફક દૂધ પણ હિતકારક છે. પણ એ દૂધ પીવાની પણ રીત છે. એક પાશેર દૂધ પીતાં પૂરી પંદર મિનિટ લગાડો ચાવી ચાવી મોઢામાં જાણે રોટલી ખાતા હો તેમ દૂધ પણ ખાવ! અને એ રીતે લીધેલુ દૂધ ગ્રહણીમાં લોહી વધારશે અને શક્તિ આપશે સૂંઠ, પીપર, ચવ્ય, ચિત્રક અને પીપરીમૂળ સમભાગે લઈ કૂટી તેમાંથી માસા ૨ લઈ દૂધમા નાખી ઉકાળી એનાથી સિદ્ધ કરેલું દૂધ પીઓ આ પ્રયોગ ખાસ કરી ગ્રહણી સાથે શરદી વારંવાર થાય ત્યારે લાભ કરે છે. ખૂબ શરદીવાળા કોઠાને છાશ સદતી નથી અને દૂધ પચતું નથી એ માન્યતા કેટલેક અંશે સાચી છે અને એના માટે જ આ ઉપાય છે. દૂધની શરૂઆત નાની માત્રાથી કરી હોય અને તે સાથે કેરીની સીઝનમાં પાકેલી સરસ રસદાર કેરી મળે તો આગળ ઉપર સૂચવેલા ઔષધો સાથે જો દૂધ અને કેરીનો પ્રયોગ કર્યો હોય તો જરૂર લાભ કરે છે અને ગ્રહણીના કેટલાક કેસો આવા છાશ, દૂધ કે કેરીના કલ્પ પર સારા થાય છે

**પર્પટીના પ્રયોગો :**

આયુર્વેદમા ગ્રહણી માટે અજાયબી પમાડે તેવા પર્પટીના સાદા સરળ પણ અનુભૂત પ્રયોગો આપેલા છે. આ પ્રયોગો ખૂબ જ પ્રશસ્ત છે પણ તેમાં ધીરજની ખાસ જરૂર છે. પર્પટીની નાની માત્રામાં શરૂઆત (૦| થી ૧ રતીથી) કરી મોટી માત્રા (દશથી ઉપર) સુધી લઈ જવાનો પ્રયોગ છે, અને તેના શ્રેષ્ઠ અનુપાન તરીકે જીરાનું ચૂર્ણ ઉત્તમ છે. સામાન્ય રીતે, વપરાતી પર્પટીઓમાં રસપર્પટી મુખ્ય છે. શુદ્ધ પારદ અને શુદ્ધ ગંધક ઘૂંટી તેની કજ્જલી બનાવી એક વાસણ–કડાઈમાં સહેજ ઘીનો હાથ આપી તેમા પીગળાવી રસ થાય ત્યારે એક કેળના પાન પર એ રસ ઢોળી તેના પર બીજું પાન દાબી દેવાથી સુંદર રેષાદાર પર્પટી પતરીઓ મળે છે. આ રસપર્પટી કહેવાય છે. કોઠા માટે એ શ્રેષ્ઠ છે. સંપૂર્ણ રીતે અગ્નિને સુધારે છે. બળવાન બનાવે છે. આ પર્પટીનો ઉપયોગ વૈદ્યો ખાસ મહત્ત્વનો

સમજે છે. ઉપરની કજ્જલીમાં અભ્રકભસ્મ, લોહભસ્મ, અને તામ્રભસ્મ સમભાગે નાખવાથી પંચામૃત પર્પટી થાય છે. અને તેને બદલે શુદ્ધ પારદ અને શુદ્ધ ગંધકના ચોથા ભાગે સોનાની ભસ્મ મેળવવાથી સુવર્ણપર્પટી તૈયાર થાય છે. આંતરડાંનો ક્ષય હોય, આંતરડાનો જીર્ણ સોજો હોય, કોલાઈટીસના રિપોર્ટ આવ્યે જ જતા હોય, ત્યારે આંતરડાંની જીર્ણ રોગિષ્ઠ અવસ્થામાં સુવર્ણપર્પટી રતી ૧ મધમાં ચટાડી ઉપરથી દૂધ આપવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત બને છે. બળ આવે છે. લોહી વધે છે. શરીર પુષ્ટ બને છે. ગ્રહણી, તમામ પ્રકારના ક્ષય અને તમામ પ્રકારની પેટની નબળાઈ માટે સુવર્ણપર્પટી સુંદર ઔષધ છે.

ગ્રહણીના પર્પટી પ્રયોગોમાં સહુને શિખરે આવે અને એક જ માત્રામાં ચમત્કાર બતાવે એવો પ્રયોગ વિજયપર્પટીનો છે. એનો પાઠ આ પ્રમાણે છે. શુદ્ધ ગંધક ભાગ : ૪, શુદ્ધ પારદ ભાગ ૨, ચાંદીભસ્મ ભાગ ૧, સુવર્ણભસ્મ ભાગ ૦।।, વૈક્રાન્તપિષ્ટિ ભાગ ૦।, મોતીનીપિષ્ટિ ભાગ ૦। આ બધાને મેળવી પર્પટીની વિધિથી બનાવી આપો એ શ્રેષ્ઠ ઔષધ છે. કષ્ટસાધ્ય ગ્રહણી, આંતરડાંનો ક્ષય, સોજા, અતિસાર, પ્લીહારોગ, પરિણામશૂળ, પેટમાં દુઃખ્યા કરવુ, આંતરડાંનો સડો એ બધાં માટે એના જેવું શ્રેષ્ઠ અને સુંદર ઔષધ બીજુ નથી. ૧ થી ૨ રતી, દિવસમાં ત્રણ વાર મધ સાથે ચટાડી ઉપર દૂધ આપો. ખાવામાં મીઠાં દાડમ, મોસંબી, મીઠી અંગૂર, છાશ, દૂધ આપો. આ પર્પટી યથાનામ, બધા જ વિજય અપાવે છે.

છાતીમાં વિદાહ, ગળાનું બળવું, ભ્રમ, અધિક તરસ હોય ત્યારે કે અન્ય ઉપદ્રવોમાં પર્પટી જોડે પિત્તશામક દ્રવ્યોનુ ચૂર્ણ, દ્રાક્ષાદિ કે શતપત્ર્યાદિ ( ગુલાબવાળું ) આપી શકાય. આ રીતે ગ્રહણીમાં સોજા હોય ત્યારે તામ્ર પર્પટી, કે પંચામૃત પર્પટીનો ઉપયોગ વધારે સરસ નીવડે છે.

**आहार अने विहार** ·

ગ્રહણી રોગમાં જૂના રાંધેલા ચોખા, મસૂરની દાળનું પાણી, કાચા પરવળનુ શાક, છાશ, દહી, બેલફળનો મુરબ્બો, આરારૂટની કાંજી, બકરીનું દૂધ, કેરી, અગૂર, દ્રાક્ષ આપી શકાય એ રોગમાં દોષની પ્રધાનતા જોઈ લેવી. ભારે ખોરાક, શીરો, ગરમ અને તળેલા પદાર્થો, પૂરી, લાડુ, મીઠાઈ, કઠોળ, અડદ, ગોળ, ટોપરું, કંદમૂળ બહુ પ્રમાણમાં મરી, મીઠું ન આપી શકાય. નબળાઈ હોય તો સ્નાન બંધ કરી શકાય. દાડમ, મોસંબીનો રસ, સફરજન, છાશ, કાંજી લઈ શકાય. કાંદા અપથ્ય છે. ઘઉ પણ ન આપવા અને રોગ મટ્યા પછી પણ છ માસ પથ્ય પાળવું જોઈએ.

## अतिसार अने ग्रहणी माटे प्रयोगो

**(३८) वत्सकादि क्वाथ :**

ઇન્દ્રયવ, બિલ્વફળ, અતિવિષ નાગરમોથ અને નેત્રવાળો સમભાગ જાડો કવાથ કરવો. કવાથ વિધિથી સાધિત કરી આપવાથી જૂના તથા નવા શૂળ સહિત શામ અને સરક્ત અતિસારમા લાભ થાય છે.

**(३९) धान्यपञ्चक क्वाथ :**

ધાણા, ખસ, કાચા બિલ્વથી મજ્જા, નાગરમોથ અને સૂઠ એ સમભાગે લઈ જાડું કૂટી રાખો આનો યથાવિધિ કવાથ કરી આપવાથી દીપન, પાચન અને ગ્રાહી અસર બતાવે છે. પિત્તાતિસારમાં વાપરો ત્યારે સૂઠ વગરનો ધાન્યપચક વાપરવો (ચક્રદત્ત)

**(४०) कर्पूररस :**

કપૂર, અફીણ, જાયફળ, મોથ, ઇન્દ્રયવ, હિંગૂલ અને ટંકણ પાણીમાં ઘૂટી ૨ રતીની ગોળી કરવી. ૧ થી ૨ ગોળી પકવાતિસારમાં આપવી.

(૪૧) बिल्वादिचूर्ण :

બિલ્વમજ્જા, મોચરસ, સૂંઠ, ભાંગ, ધાવડીફૂલ, આ બધાં એક એક ભાગ, ધાણા બે ભાગ અને વરિયાળી ચાર ભાગ લઈ મંદ અગ્નિ પર વરિયાળીની સુગંધ આવે તેટલું શેકી પછી કૂટી કપડછાણચૂર્ણ કરી લેવું. ૧ થી ૩ માસા સુધી આ એક સુંદર દીપન, પાચન અને ગ્રાહી ચીજ છે. તેનો ઉપયોગ અતિસાર, ગ્રહણી અને મરડામાં થાય છે.

(૪૨) संग्राहकचूर्ण :

બિલ્વ, મોચરસ, દાડમનાં ફૂલ, માયાફળ, તુખ્મહુનાજ, જુફ્તબલૂત, પડવાસ, હબુલ્લાસ, કેરી તથા જાંબુની ગોટલીઓ સમભાગે લઈ ચૂર્ણ કરી લેવાં. ૧॥ થી ૩ માસા પકવાતિસારમાં તે ઉત્તમ પ્રયોગ છે. ખાસ અનુભૂત અને સચોટ છે. (સિદ્ધયોગ સંગ્રહ)

(૪૩) शंखभस्म :

મોટા શંખ લાવી તેના ટુકડા અગ્નિ વચ્ચે ખૂબ તપાવી તેને લીંબુના રસમાં ઠારવા. બે વખત આમ કરી ભૂકો થાય તે શુદ્ધ ભૂકાને લઈ લીંબુના રસમાં ઘૂંટી ટીકડી બનાવી ગજપુટનો એક અગ્નિ આપવાથી ફૂલીને શ્વેત રંગની ભસ્મ થાય તે કપડછાણ કરી લેવી. માત્રા : ૨ થી ૪ રતી. ઉપયોગ : પેટનાં જૂનાં દરદો માટે ઉત્તમ છે.

(૪૪) महागंधक :

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, જાયફળ, જાવત્રી, લવંગ, લીમડાના તાજાં કોમળ પાન સમભાગે લો. પહેલી કજ્જલીને સહેજ ઘી લગાડેલી લોઢાની તવેથીમા નાખી દ્રવ કરે એટલી તપાવી સ્વાંગશીતળ થાય એટલે ઉતારી એનું ચૂર્ણ કરી, પછી લીમડાનાં પાન નાખી ખૂબ ઘૂંટી લો પછી બાકીની ચીજોનું ચૂર્ણ નાખી તેમાં થોડુ પાણી નાંખી એક દિવસ ઘૂંટાવી, તેનો ગોળો કરી, ૨ મોતીની મોટી છીપ વચ્ચે તે

ચપટા ગોળાને રાખી ઢાંકી એનો પુટપાક કરવો પુટપાક થયે અંદરનો ગોળો પીસી લો. માત્રા : ૨ રતી આ એક સરસ દીપન, પાચન અને ગ્રાહી યોગ છે. અતિસાર–પ્રવાહિકા અને ગ્રહણી માટે ઉત્તમ છે.

**(૪૫) नृपत्तिवल्लभरस :**

જાયફળ, લવંગ, નાગરમોથ, તજ, નાની એલચી, ફુલાવેલ ટંકણખાર, શેકેલી હિંગ, જીરૂ, તમાલપત્ર, અજમો, સૂંઠ, સિંધવ, લોહ, પારદ, ગંધક, તામ્રભસ્મ પ્રત્યેક ૫–૧ ભાગ, મરી ૨ ભાગ લેવાં. પહેલાં કજ્જલી કરી તેમા અન્ય ભસ્મ અને વનસ્પતિઓનું ચૂર્ણ મેળવી આંબળાંના સ્વરસની સાત ભાવના આપી ૩–૩ રતીની ગોળી કરી લો માત્રા : ૨ ગોળી. અગ્નિમાંદ્ય માટે ઉત્તમ છે. યકૃતના જૂના વિકાર તથા ગ્રહણી માટે શ્રેયસ્કર છે.

**(૪૬) पीयूषवल्लीरस .**

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, અભ્રકભસ્મ, રૌપ્યભસ્મ, લોહભસ્મ, ટંકણ, રસવતી, સુવર્ણમક્ષિકાભસ્મ, જાવત્રી, અજમો, લવગ, સફેદ ચંદન, નાગરમોથ, કાળીપાટ, જીરું, ધાણા, રિસામણી, અતિવિષ, લોધર, કુટજછાલ, ઇંદ્રયવ, તજ, જાયફળ, બિલ્વની મજ્જા, લીમડાનાં પાન, શુદ્ધ ધતૂરાનાં બીજ, દાડમની છાલ, હરડે, ધાવડીનાં ફૂલ અને કુષ્ઠ સમભાગે લો. પહેલાં પારદ તથા ગંધકની કજ્જલી કરી તેમાં ભસ્મ તથા અન્ય ઔષધનુ સૂક્ષ્મ કપડછાણ ચૂર્ણ કરી મેળવી ભાંગરાના રસમાં સાત દિવસ ઘૂટી ચણા જેવડી ગોળી કરી લો. અને તેને છાંયડે સૂકવી લો. અનુપાન : ઠંડું પાણી કે ઇસબગોળનો લુઆબ. આ એક પાચન અને ગ્રાહી યોગ છે. અતિસારમાં અફીણ વગરના યોગનો ઉપયોગ કરવાની જરૂર હોય ત્યારે મહાગંધક અને પીયૂષવલ્લીરસ ઉત્તમ અસર આપે છે.

**(૪૭) कुटजादिवटी :**

કડાછાલ લાવી તેને ધોઈ જવકૂટ કરી ૧૬ ગણા પાણીમાં પકાવો.

જ્યારે આઠમો ભાગ બાકી રહે ત્યારે ઠંડું કરી ગાળી, સારા વસ્ત્રથી ગાળી, પહેલાં મધ્યમ અને પછી મંદ અગ્નિ ઉપર પકાવો, અને લાકડીના હાથાથી તેને હલાવતા રહો. જ્યારે તે હાથાના મૂળમાં લાગવા માડે ત્યારે એને ઉતારી ધૂપમાં સૂકવો અને તડકામાં ઘાટુ થાય ત્યાં સુધી સૂકવો, પછી તેમાં અતિવિષનુ ચૂર્ણ નાખી ગોળી થાય તેવડું વાળી લો અને ૩–૩ રતીની ગોળી કરી લો. પ્રમાણ : ૨ થી ૪ ગોળી ઠંડા પાણી સાથે. અતિસારમાં જ્યારે પાતળા ઝાડા થાય ત્યારે એના પ્રયોગથી લાભ થાય છે. ( સિદ્ધયોગ સંગ્રહ )

**નોંધ** : આ ઉપરાંત બૃહન્નાયિકાચૂર્ણ, વૃદ્ધગંગાધરચૂર્ણ યોગો છે. પરંતુ ઉપર જણાવેલા યોગો ઘણા જ અનુભૂત અને ઉપયોગી માલૂમ પડ્યા છે.

## प्रवाहिका ( मरडो )

**परिचय** : અહિત ભોજન કરનારને વધેલો વાયુ જ્યારે તેને મરોડ પાડી અને વાછૂટ સાથે એકઠા થયેલા મળને થોડો થોડો કરી બહાર કાઢે, ત્યારે એને પ્રવાહિકા કહે છે. ઉદર પ્રદેશમાં વેદના થાય છે.

**प्रकार** : કારણાનુસાર દ્વિવિધ ગણી શકાય. (૧) સ્નિગ્ધતાજન્ય અને (૨) રૂક્ષતાજન્ય. પ્રથમ પ્રકાર પ્રાયઃ વર્ષાઋતુમાં થાય છે. ગ્રીષ્મમા મંદ થયેલા અગ્નિ અને વાયુનો સંચય થાય ત્યારે એકાએક વર્ષા થવાથી, વાયુ પ્રકુપિત થઈ અન્નનું પાચન નથી થતું અને આમનો સંચય થાય છે. આ પ્રકાર સ્નિગ્ધ પદાર્થોના સવિશેષ સેવન કરવાથી થાય છે, જ્યારે બીજો પ્રકાર રૂક્ષતા જન્ય પિત્તનું સંચય થાય ત્યારે ( વર્ષામાં અષાડ અને શ્રાવણ ) રૂક્ષ અન્નના સેવનથી વાયુ અને પિત્તને લઈ થાય છે. જ્યારે પ્રથમ પ્રકારમાં વાત અને કફનો પ્રકોપ થાય છે. લૂખા (રૂક્ષ) પદાર્થના સેવનથી થયેલ પ્રવાહિકામાં દરદીને શૂળ ફૂટે છે, જ્યારે ગરમ પદાર્થના

સેવનથી થયેલ પ્રવાહિકામાં દાહ થાય છે. ચીકણા (સ્નિગ્ધ) પદાર્થના સેવનથી થયેલ કફ પ્રધાન પ્રવાહિકામાં ઝાડામાં કફ પડે છે.

**લક્ષણ :** રૂક્ષતા જન્ય પ્રવાહિકામાં લોહીથી મિશ્રિત આમ પડે છે. વારંવાર જલદી જલદી મળત્યાગ માટે જવુ પડે છે. અશક્તિ, તાવ, જીભ પર પિત્ત અને કફ દોષ હોય છે આ પ્રકાર આશુકારી છે. તરત જ સારો પણ થઈ જાય કે તરત જ એકદમ તીવ્ર પણ બને છે. સ્નિગ્ધતા જન્યની અપેક્ષા વિશેષ ભયાનક હોય છે.

સ્નિગ્ધતા જન્ય પ્રવાહિકા પીડાકારક હોય છે. હમેશાં એનો કંઈ ને કઈ વિકાર કે ઊથલો લાગ્યા જ કરે છે. મળત્યાગ કર્યા બાદ મળત્યાગની ઇચ્છા રહ્યા કરે છે.

**वातिक प्रवाहिका .**

રોગીને વિશેષ વેદના સાથે મળપ્રવૃત્તિ થાય છે, આમયુક્ત અને ગાંઠોવાળો મળ આવે છે રોગી ક્ષીણ થાય છે પ્રવાહિકા ઉત્પન્ન થવા પૂર્વે વિબંધનો ઇતિહાસ મળે છે.

**पैत्तिक प्रवाहिका :**

દાહ, દ્રવતા, આમ અને તાવયુક્ત હોય છે. વાતિક પ્રવાહિકાની અપેક્ષા વધુ વાર મળત્યાગ કરવા જવું પડે છે. ઉદર પ્રદેશમાં દાહ રહ્યા કરે છે.

**कफज्ञ प्रवाहिका :**

મળત્યાગ માટે વધુ વારે જવું પડે છે. આમની માત્રા ઓછી અને શરીર ભારે હોય છે. મળત્યાગ પશ્ચાત્ પણ મળત્યાગની ઇચ્છા થયા જ કરે છે.

**रक्त प्रवाहिका :**

આમ અને રક્તમિશ્રિત મળ આવે છે. જ્વર હોય છે. બાકી પિત્ત પ્રવાહિકા મુજબ.

**अतिसार अने प्रवाहिकाना उपद्रव :**

શોથ (સોજો), શૂળ, વમન (ઊલટી), હેડકી, પાંડુ, તૃષ્ણા, જ્વર, કાસ, મૂર્ચ્છા, ગુદાપાક, ગુદભ્રંશ થાય છે.

**साध्यासाध्यता :**

જે અતિસાર કે પ્રવાહિકામાં જાંબુના રંગ જેવો, કાળજાના કકડા જેવો, પાતળો, ઘી, તેલ, ચરબી, મજ્જા કે દૂધ, દહી તથા માંસના ધોયેલા પાણી જેવો, કાળો, વાદળી, લાલ રંગનો, સુરમાના રંગ જેવો, રંગબેરંગી, ચીકણો, મયૂરપિચ્છના ચાંદલા જેવો, (ધાતુઓથી મિશ્રિત) જાડો, મડદાની ગંધ જેવો, મગજની ચીકાશ જેવો, ગંધાતો, સડેલો મળ બહુ પ્રમાણમાં પડે, તરસ, દાહ, અંધારાં, પાંસળીઓમાં શૂળ, હેડકી, અસ્વસ્થતાયુક્ત, ગુદપાક, અને પ્રલાપ હોય ત્યારે દરદી જીવે નહી.

જે દરદીની ગુદા સંકોચાય જ નહી, જે લેવાઈ ગયો હોય, ખૂબ આફરો ચઢ્યો હોય, અનેક ઉપદ્રવો થયા હોય, ગુદાપાક હોય, ગરમી નાશ પામી હોય તો જીવવાની આશા છોડી દેવી.

મંજિષ્ઠાના કવાથ જેવા લાલ રંગના રક્ત મિશ્રિત ઝાડા ચાલુ જ હોય તો પણ આશા છોડી દેવી.

**प्रवाहिकानी चिकित्सा :**

આરંભમાં સંગ્રાહક ઔષધ કદી પણ ન દેવું. અપ્રવૃત્ત મળ તથા દોષોને પ્રવૃત્ત કરવા અભયા તેમ જ એરંડતેલ આપવું જોઈએ. વાયુ પ્રધાન હોય તો એરંડતેલ, પિત્ત પ્રધાન હોય તો ઇસબગોળનો લુઆબ અને કફ પ્રધાન હોય તો અભયા અને પીપર મેળવીને આપવા. એટલે અપકવ અને ખળભળેલા દોષોને બહાર કાઢી પછી પાચન ઔષધો જેવાં કે બિલ્વાદિચૂર્ણ, મહાગંધક, શંખ મેળવીને આપવાં રક્ત પ્રવાહિકા હોય તો નાગકેસર અને હીરાદખણ મેળવી દેવું. રક્ત પ્રવાહિકા માટે એક ઉત્તમ યોગ અહી આપવામાં આવે છે.

(૪૮) नागकेसरादिचूर्ण :

નાગકેસર તોલા ૪, બિલ્વમજ્જા તોલા ૨, અનીસૂન તોલા ૨, વરિયાળી તોલા ૨, ખસખસ, નાની એલચી, ધાણા, મોચરસ, ખસ, સફેદ ચંદન, ગુલાબનાં ફૂલ, કપૂરકાચલી એ એકકેક તોલો પાણીમાં ધોઈ સૂકવેલી ભાંગ તોલા ૫ અને સાકર તોલા ૫ બધાંનું કપડછાણ ચૂર્ણ કરી લેવું. ૨ થી ૩ માસા ઠંડા પાણી સાથે. રક્ત પ્રવાહિકા માટે ઉત્તમ છે (સિ. યો. સંગ્રહ)

રકત પ્રવાહિકામાં પથ્યરૂપે દહી, સાકર અને કેળાં આપવાં. પૂર્ણ વિશ્રાંતિ આપવી. પિચ્છા બસ્તિ આપવી. (દૂધ અને ત્રિફળા કવાથથી સિદ્ધ) તે ઉપરાંત સગ્રાહકચૂર્ણ, નાગકેસર, હીરાદખણ, મહાગંધક અને જ્યારે એકદમ જરૂર પડે ત્યારે કર્પૂરાસવ, અહિફેનાસવ કે કર્પૂરરસનો પ્રયોગ કરવો.

વાતિક પ્રવાહિકામાં દશમૂલ કવાથથી સિદ્ધ પિચ્છા બસ્તિ આપવી. કફજ પ્રવાહિકામાં પથ્યમાં છાશ તથા ચિત્રકાદિચૂર્ણ (કે વટી) આપવું.

**નોંધ** : પ્રવાહિકા (મરડા) માં એકદમ અફીણ જેવી ચીજોનો ઉપયોગ કરી ઝાડાને તરતોતરત્સ બંધ કરી દેવા હિતકારક નથી, દુષ્ટ દોષોને શરીરમાથી કાઢવા જરૂરી છે. તે પછી પાચન અને સ્તંભક ઔષધ આપવાં વાયુની અનુલોમન ગતિ માટે કર્પૂરેશ્વર, આંતરડાંની ગતિ વધારવા ઇસબગોળની ભૂસી, સ્તંભક તરીકે અહિફેનાસવ જેવી ચીજો વાપરવી. આમ પાચન માટે અભયા, સૂઠ, પીપર સદૃશ ઔષધ આપવાં. દોષમાં વાયુ અને પિત્ત છે કે વાયુ અને કફ છે તે પ્રમાણે ચિકિત્સા કરવી. રૂક્ષતા અને સ્નિગ્ધતા જન્ય બે પ્રકાર આયુર્વેદમાં આપ્યા છે. તેમાં રૂક્ષતાજન્યને આધુનિકોની બેસિલરી ડિસેન્ટ્રી અને સ્નિગ્ધતાજન્યને અમિબિક ડિસેન્ટ્રી ગણવી એમ હું માનું છું.



# અધ્યાય : ૧૦

# પાંડુ

## पांडु

**प्रकार** : પાંડુ રોગ પાંચ પ્રકારનો છે.* ત્રણ દોષોથી–(૧) વાતિક, (૨) પૈત્તિક અને (૩) કફજ થાય છે. ચોથો ભેદ (૪) સન્નિપાતજ છે અને (૫) માટી ખાવાથી મૃદ્‌ભક્ષણજન્ય પાંડુ થાય છે. સુશ્રુત માટી ખાવાથી થતા પાંડુના પાંચમા ભેદને સ્વીકારતો નથી. હેતુ એ છે કે માટી ખાવાથી વાતાદિ દોષો જ પ્રકુપિત થઈને દોષજન્ય પાંડુ ઉત્પન્ન કરે છે, જ્યારે કેટલાક આચાર્યો ત્વચામાં વિવર્ણતા આવે ત્યારે કમળો, કમળી અને હલીમક એનો સમાવેશ પણ પાંડુમાં કરી, પાંડુના આઠ પ્રકાર ગણે છે. વસ્તુતઃ કમળાની સ્વતંત્ર ચિકિત્સા કરવામાં આવે છે અને એટલે એનો એમાં સમાવેશ ન થઈ શકે. જ્યારે મૃદ્‌ (માટી) ભક્ષણજન્ય પાંચમા પ્રકારની ચિકિત્સા જુદી હોઈ તેને પાંચમો પ્રકાર ગણવો ઉચિત છે.

**कुपित दोष** : પાંડુ રોગમાં પ્રકુપિત દોષ પિત્ત હોય છે અને તે પોતાનાં પ્રકોપક કારણોથી કુપિત થઈ હૃદયમાં પહોંચી ત્યાંથી ૧૦ ધમનીઓ મારફતે આખા શરીરમાં પહોંચે છે. કફ, વાયુ, ત્વચા, રક્ત અને માંસ. આ પિત્ત દ્વારા દૂષિન થાય છે. ત્વચા અને માંસની વચ્ચે રહી આ પિત્ત ચામડીને સફેદ, સફેદાશ પડતી પીળી અને હળદર જેવી કરી નાખે છે. એમાં રોગી શિથિલ, વર્ણ, બળ અને સ્નેહ વગરનો

* स पंचधा पृथग्दोषै.

ક્ષીણ ઓજવાળો અને અલ્પ મેદ, અલ્પ રક્ત અને સારહીન બને છે. પિત્ત મુખ્ય દોષ અને રક્ત મુખ્ય દૂષ્ય હોય છે.

**सामान्य लक्षणो :** આ પાંડુરોગીના શરીરમાં ભારેપણું, રસાદિ ધાતુઓમાં શિથિલતા, ઓજના દસ ગુણોનો ક્ષય, રક્ત–મેદની ન્યૂનતા, દુર્બળતા, હૃદયનો થડકો, અક્ષિકૂટ (આંખોની નીચે)માં સોજો, થાક, કંપ, અધિક લાળસ્રાવ, અન્ન તથા શીતળતાનો દ્વેષ, રોમક્ષય, ભૂખ ન લાગવી, પગ શિથિલ થવા, જ્વર, શ્વાસ, ક્રોધ, કમ્મરમાં પીડા થાય છે.

**पूर्वरूपो :** હૃદયસ્પંદન, રૂક્ષતા, સ્વેદનાશ, ત્વચામાં લૂખાપણુ, અરુચિ, પેશાબમાં પીળાપણુ, પરસેવાનો અભાવ, મંદ અગ્નિ, શિથિલતા અને શ્રમ થાય છે.

**वातिक पांडु :**

શરીરમાં વેદના, સોય ભોંકાવાની પીડા, કંપ, શિરા, નખ, મળ, મૂત્ર અને આંખોમાં કૃષ્ણારુણ ( કાળાશ પડતી અરુણ ) વર્ણતા, સોજો, આનાહ, મોઢાનો સ્વાદ બદલાઈ જવો, મળ સુકાઈ જવો, પડખાં અને માથામાં વેદના થાય છે.

**पित्तज पांडु :**

રોગીનાં નખ, નેત્ર, ચામડી, શિરા, મળ, મૂત્ર પીળા થવા, તાવ, દાહ, તરસ, મૂર્ચ્છા, સ્વેદ, શીતળ પદાર્થોની ઇચ્છા, અન્ન દ્વેષ, મોઢામાં કટુરસ પ્રધાન સ્વાદ, ઉષ્ણ અને અમ્લ ( ખાટું ) અનુપશય લાગવું, અન્ન પચવા પર ખાટા ઓડકાર, વિદાહ, દુર્ગંધી, મળ પાતળો કે ઘાટો હોવો, નબળાઈ, અંધારાં આવવાં.

**कफज पांडु :**

ચામડી, નખ, નેત્ર, મળ, મૂત્ર, શિરા વગેરેમાં સફેદ પૂણી જેવી

સફેદાશ, ભારેપણું, નિદ્રા, ઊલટી, લાળસ્રાવ, રોમહર્ષ, પીડા, મૂર્ચ્છા, ભ્રમ, કલમ, શ્વાસ, કાસ, તન્દ્રા, આળસ, અરુચિ, કટુ, રૂક્ષ અને ગરમ પદાર્થની ઇચ્છા, સોજા (શ્વયથુ) અને મુખમાં મધુરતા.

**સન્નિપાતજ પાંડુ :**

એમાં ત્રણેય દોષોનો પ્રકોપ થાય છે. રોગીને તાવ, લાળસ્રાવ, તરસ, થાક, ક્ષીણતા, જ્ઞાનેન્દ્રિયોમાં શિથિલતા અને શૂન્યતા થાય છે. એ અસાધ્ય છે.

**મૃદ્‌ભક્ષણજન્મ પાંડુ :**

જુદા જુદા રસવાળી માટી ખાવાથી જુદા જુદા દોષો પ્રકૃપિત થઈ આ રોગ ઉત્પન્ન કરે છે. કષાય રસવાળી માટીથી વાયુ, ખારી માટીથી પિત્ત અને મધુર (મીઠી) માટીથી કફ પ્રકુપિત થાય છે. આ માટી નાનાં બાળકો ખાય છે અને તે ઓગળી નહી શકે તેવી (અધુલનશીલ) હોઈ સ્રોતોમાં ભરાઈ જઈ સ્રોતાવરોધ ઉત્પન્ન કરે છે. આ અવરોધ રસવહસ્રોતોમાં થાય છે. ઉપરાંત માટી રૂક્ષ હોય છે. એથી ઇંદ્રિયોની શક્તિ અને અગ્નિનું બળ નષ્ટ થાય છે.

રોગીનાં ગાલ, અક્ષિકૂટ, પગ, નાભિ અને શિશ્ન પર સોજા આવે છે. કોષ્ઠ તથા મળમાં કૃમિ થાય છે. અતિસાર અને મળમાં રક્ત તથા કફની પ્રવૃત્તિ થાય છે.

**સાધ્યાસાધ્યતા :**

રોગી ક્ષીણ ધાતુયુક્ત હોય અને રોગ ચિરકાલીન હોય ત્યારે અસાધ્ય ગણાય છે. સોજા પણ અસાધ્ય લક્ષણ છે. રોગીને પીળું દેખાય, નખ દંતાદિ પીળા થઈ જાય, ગાંઠાવાળો મળ, અલ્પમળ પ્રવૃત્તિ, લીલો, પીળો ઝાડો વારંવાર આવે, રોગી દીન (ગરીબ) સફેદ અવયવોવાળો, વમન, મૂર્ચ્છા અને તૃષાથી પીડિત હોય, રક્તક્ષયથી

પાંડુવર્ણ સફેદ થઈ જાય છે. રોગીનાં હાથ, પગ અને મોં પર શોથ હોય, પરંતુ મધ્યભાગ ક્ષીણ હોય અથવા એનાથી વિપરીત મધ્યભાગ શોથયુક્ત અને શેષ ભાગ શોથવિહીન હોય, ગુદા, શિશ્ન તથા વૃષણ પર સોજા હોય, મૂર્છા, અતિસાર અને જ્વર હોય એવો પાંડુરોગી અસાધ્ય ગણવો

**પાંડુરોગની ચિકિત્સા :**

પાંડુમાં પ્રધાન તથા પિત્તની ચિકિત્સા કરવી જોઈએ. તે માટે ઘૃતપાન શ્રેષ્ઠ છે. તે માટે કલ્યાણઘૃત, પંચગવ્યઘૃત, મહાતિકતઘૃત અથવા આરાગ્વધાવિગણથી સાધિત ઘૃતના પ્રયોગો હિતકારક છે. (બળવાન) રોગીને સ્નેહપાન કરાવી તીક્ષ્ણ દ્રવ્યોથી વામન કરાવવુ અને પાછા સ્નિગ્ધ કરી દૂધથી મિશ્રિત ગૌમૂત્ર વડે શોધન કરાવવું અથવા એકલા દૂધથી શોધન ચિકિત્સા કરવી.

વમન–વિરેચન દ્વારા રોગીને શુદ્ધ કર્યા પછી મધ અને હરડે અથવા હરડે અને ઘી ચટાડવાં.

અરડૂસી, ગળો, ત્રિફળા, કડુ, કરિયાતું, લીમડો એનો કવાથ મધ સાથે આપવાથી પાડુમાં પિત્તનુ શમન ઉત્તમ રીતે થાય છે. એનાથી કમળો પણ મટે છે.

પાડુરોગમાં નવાયસલોહ ઉત્તમ કાર્ય કરે છે. બાળકો માટે મંડૂરવટક પણ બહુ જ સરસ છે. પાડુમા દોષાનુસાર ચિકિત્સા નીચે પ્રમાણે છે.

**વાતિક પાંડુ**ની ચિકિત્સામાં અનુવાસન અને આસ્થાપન બસ્તિઓ આપવી. તે પહેલાં સ્નેહન–સ્વેદન કરવું. દશમૂલ કવાથ યા દૂધની બસ્તિ આપવી, જેથી પકવાશયમાં સ્નિગ્ધતા આવી જશે અને શુષ્ક મળની ગાઠો નહી રહે. રોગી માટે ઊર્ધ્વશોધનની જરૂર હોય ( અર્થાત્ આમ અને ઉત્કલેશ હોય તો ) વમન કરાવવું, ઔષધરૂપે ધાતુવર્ધક આપવું જોઈએ. અમૃતપ્રાશઘૃત, ચ્યવનપ્રાશાવલેહ આપવુ. યકૃતનું યુષ આપવું

જોઈએ. લોહાસવ, કુમાર્યાસવ આદિ અગ્નિવર્ધક અને પાચક આસવો પણ આપવા જોઈએ. પુનર્નવામંડૂર બહુ જ સરસ યોગ છે. રોગીને પૂર્ણ વિશ્રાંતિ આપવી જોઈએ.

**પૈત્તિક પાંડુ**ની ચિકિત્સા સ્નેહન સ્વેદન કરી બાદ વિરેચન આપવું જોઈએ. મૃદુ વિરેચક તરીકે અમલતાસ (ગરમાળાનો ગોળ), નસોતર, દંતીમૂળ, કડુ અને તીવ્ર વિરેચક (કોઠો બહુ જ સખ્ત હોય ત્યારે) તરીકે ઇચ્છાભેદી આપી શકાય. જરૂર પ્રમાણે વમન પણ કરાવી શકાય.

શોધન કર્યા બાદ પિત્તશામક અને લોહીને વધારે તેવી ચિકિત્સા કરવી જોઈએ ચ્યવનપ્રાશ અહીં ઉત્તમ છે. ઘઉં, જવ, મગ, જૂના ચોખા જેવાં પૌષ્ટિક અને શીતવીર્ય દ્રવ્યો આપવાં જોઈએ. અહી એના માટે એક અનુભવસિદ્ધ ઉત્તમ પ્રિસ્ક્રિપ્શન આપું છું.

| | |
|---|---|
| સુવર્ણમાક્ષિકભસ્મ | રતી ૨ |
| મંડૂરભસ્મ | રતી ૨ |
| પ્રવાલપિષ્ટ | રતી ૨ |

આ ત્રણેય મેળવી એનાં ૨ પડીકાં કરવાં અને એકેક સવાર સાંજ ચ્યવનપ્રાશાવલેહ સાથે આપી ઉપર દૂધ આપો. બહુ જ સરસ અસર બતાવે છે. તે ઉપરાંત તામ્ર કે સોમલના કલ્પ પણ રક્તવર્ધક તરીકે સારી અસર બતાવે છે. સાકરની ચાસણી કરી (અવલેહના માપની) તેમાં કેસર તો. ૦ાા નાખી અને હલાવવી અને ગરમાગરમ હોય ત્યારે ઉતારી તેમાં ચ્યવનપ્રાશ શે. ૫ નાખી હલાવવુ. સારી પેઠે હલી જાય ત્યારે તેમાં મકરધ્વજ તો. ૦ાા, અભ્રક તો. ૦ાા, લોહ તો. ૦ાા, કસ્તૂરી તો. ૦ અને અને અંબર તો. ૦ લઈ બધાંનું ઘૂટેલું મિશ્રણ નાખી દેવું. આ ચાટણ ઉત્તમ રક્તવર્ધક અને પાંડુ માટે અકસીર ઔષધ છે. રોગીને વિશ્રાંતિ આપવી. અતિસાર હોય ત્યારે અતિસાર માફક ચિકિત્સા કરવી. પાંડુ માટેના પ્રયોગોમાં કાસીસ ગૌદન્તી ઉત્તમ પ્રયોગ છે.

**કફજ્ન પાંડુ** ઉત્કલેશ હોય ત્યારે વમન કરાવવું. કબજિયાત હોય ત્યારે વિરેચન કરાવવુ. અપરિપકવરસ વધેલો હોય તો લંઘન કરાવવું. અપાચન અને ભારેપણું એથી મટશે. રકતવર્ધક અને અગ્નિ પ્રદીપક ચીજો આપવી. ચિત્રકાદિચૂર્ણ પાચન માટે આપવું. આસવ અને અરિષ્ટોનો પણ ઉપયોગ સમજીને કરવો. દ્રાક્ષાસવ લાભકારક બને છે. જમ્યા બાદ લોહાસવ અને દ્રાક્ષાસવ મેળવીને આપવા. આરોગ્યવર્ધની અથવા પુનર્નવામંડૂર આપી શકાય

**સન્નિપાતજ્ન પાંડુ**માં લક્ષણાનુસાર ચિકિત્સા કરવી જોઈએ

**મૃદ્ (માટી) ભક્ષણજન્ય પાંડુ**માં પહેલાં તીક્ષ્ણ વિરેચન આપવું. એથી સ્રોતોમાં ભરાયેલી માટી રોકાયેલી હોય તે આંતરડાંની ગતિ વધવાથી બહાર આવી જાય છે. ઇચ્છાભેદીરસ એના માટે ઉત્તમ છે. ઠંડા પાણી સાથે આપવો. જો વધુ ઝાડા થાય તો દહી, કેળાં વગેરે અભિષ્યન્દિ પદાર્થો આપવા. અગ્નિમાંદ્ય માટે દીપક અને પાચક પદાર્થો આપવા. એ માટે ગૌમૂત્રમાં ભીંજવેલી હરડે ઉત્તમ લાભ આપે છે. છાશ કફજ પાંડુવાળા માટે ઉત્તમ છે. પેટની ફરિયાદ, દુખાવો કે આધ્માન હોય તો અગ્નિતુંડીવટી આપવી. ૨–૨ ગોળી સવાર સાંજ પાણી સાથે આપવી

હવે પાંડુ માટે અનુભૂત અને શાસ્ત્રીય પ્રયોગોની સૂચી આપવામાં આવે છે.

**(૪૮) નવાયસલોહ :**

ત્રિકટુ, ચિત્રક, વાવડિંગ, ત્રિફળા, નાગરમોથ સમભાગે લઈ તેમનાં વજન જેટલી લોહભસ્મ મેળવી લેવી જોઈએ અને ઘૂટી બાટલીમાં ભરી લેવું. માત્રા : ૪ થી ૮ રતી. કમળો, પાંડુ, યકૃતવૃદ્ધિ, પ્લીહાવૃદ્ધિ માટે ઉત્તમ છે. વિષમજ્વરથી થયેલા પાંડુ માટે ઉત્તમ છે.

(૪૯) मण्डूरघटक :

સુવર્ણમાક્ષિકભસ્મ, દેવદાર, મોથ, સૂંઠ, મરી, પીપર, ચવક, ચિત્રક, પીપરીમૂળ, તજ, વાવડિંગ, ત્રિફળા (ત્રણે જુદાં) એ પંદર ચીજો સમભાગે, મંડૂરભસ્મ તોલા ૩૦ અને ગૌમૂત્ર તોલા ૪૪૦ લેવા. લોઢાના પાત્રમાં પ્રથમ ગૌમૂત્ર નાખી તેમાં ઉપરનાં વસાણાંનું ચૂર્ણ તથા ભસ્મો મેળવી ધીમે તાપે ઉકાળી, ગોળી વાળવા જેવું થાય ત્યારે ઉતારી, ઠંડું થતાં ચણા જેવડી ગોળીઓ વાળવી ૨–૨ ગોળી સવાર સાંજ. પાંડુરોગ માટે લાંબો કાળ ધીરજ રાખી વાપરવાથી સારો લાભ કરે છે.

(૫૦) आरोग्यवर्धनी :

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ અને તામ્રભસ્મ એ દરેક અકકેક તોલો, હરડે, બહેડાં અને આમળાં એ ત્રણેય બબ્બે તોલા, શિલાજિત તો. ૩, ગૂગળ તો. ૪, ચિત્રકછાલ તો. ૪ અને કડુ તો. ૨૨ લેવાં. પહેલાં પારદ–ગંધકની કજ્જલી કરી તેમાં બીજી ભસ્મો અને ચૂર્ણ મેળવી, ગૂગળનો જુદો પાક તૈયાર કરવો. તેમાં શિલાજિત મેળવી બાકીની ચીજોનુ ચૂર્ણ નાખી, ઘૂંટી, સૂકવી લેવું માત્રા . ૩ થી ૬ રતી દૂધ સાથે. પાંડુ, વિબંધ, પિત્તનો જમાવ, મંદાગ્નિ, યકૃત કે પ્લીહાનો વિકાર, સર્વાંગ શોથ અને મેદ મટાડે છે.

**નોંધ :** આ પ્રકાર આજકાલ નં. ૧ ને નામે ઓળખાય છે. ઉપર કહેલ ભસ્મો ૧–૧ તોલો, ત્રિફળા તો. ૧. ચિત્રકચૂર્ણ તો. ૨૦, શુદ્ધ ગૂગળ તો. ૨૦, શિલાજિત તો. ૧૫ અને કડુચૂર્ણ તો ૭૦ લઈ બનાવવો, તો તે નં. ૨ કહેવાય એ વધુ રેચક છે. દોષોનું સંશોધન કરવા માટે ઉત્તમ છે. આજે સંશોધન ચિકિત્સા લુપ્ત થાય છે ત્યારે વૈદ્યોએ આવાં શોધક ઔષધોનો ઉપયોગ કરીને પણ આપણા અમૂલ્ય સિદ્ધાંતોને જાળવી રાખવા ઘટે.

## કમળો

આયુર્વેદે કમળાના બે પ્રકાર પાડ્યા છે–શાખાશ્રિત અને કોષ્ઠ શાખાશ્રિત. પાંડુરોગ હોય ત્યારે માણસ અધિક પિત્તપ્રકોપક આહાર-વિહાર કરે ત્યારે તેનુ વૃદ્ધ પિત્ત રકત અને માંસને બાળે (નષ્ટ) છે. પરિણામે રોગીનાં નખ, નેત્ર, મળ, મૂત્ર, ત્વચા હળદર જેવાં પીળાં થઈ જાય છે. રોગીનાં નેત્ર, ત્વચા, મુખ અને નખ પીળાં, શરીર દેડકાના વર્ણ જેવુ અને જ્ઞાનેન્દ્રિયો અસમર્થ અને શિથિલ થઈ જાય છે. રોગીને દાહ, અજીર્ણ, નબળાઈ, પીડા અને અરુચિ થાય છે. આ પિત્તની વૃદ્ધિથી થાય છે. આ કોષ્ઠ શાખાશ્રિત કમળો એ પાંડુનો જ પ્રવૃદ્ધ પ્રકાર છે. જો કે આ પાંડુરોગ વિના પણ થાય છે. પુરુષમાં જ્યારે પિત્તાધિકય હોય અને તે અમ્લાદિ પિત્તવર્ધક પદાર્થોનું સેવન કરે ત્યારે સહસા તે કમળાનો ભોગ બને છે. ચિરકાળ સુધી ચાલે ત્યારે તે અસાધ્ય થાય છે એને કમળી કે કુંભકામલા કહે છે. એમાં સાંધાઓમાં પીડા, ધાતુઓમાં રૂક્ષતા અને શરીરમાં સોજા આવે છે.

શાખાશ્રિત કમળામાં એથી વિરુદ્ધ પિત્તનો પ્રકોપ ઓછો હોય છે. અને તેમા કફથી પિત્તનો માર્ગ અવરુદ્ધ થઈ જાય છે શીતળ, ભારે, ચીકણા, મીઠા પદાર્થોના સેવનથી કફ પ્રકોપક વિહારથી થયેલ પ્રકુપિત્ત કફ પિત્તના માર્ગમા અવરોધ ઉત્પન્ન કરે છે. એટલે એ પિત્ત પાચક પ્રણાલિકા (મહાસ્રોત)માં પહોંચતુ નથી અને તેથી મલરંજક પિત્ત ત્યાં ન પહોંચવાથી મળનો વર્ણ તલની લૂગદી સમાન (શ્વેતાનિલ–clay coloured) હોય છે. આ અવરુદ્ધ થયેલા પિત્તને પ્રકુપિત વાયુ શાખાઓમાં ફેંકે છે. શાખા એટલે રકતાદિ ધાતુ અને ત્વચા છે.

શાખાશ્રિત પ્રકારમા રોગીને તાવ, આફરો, વેદના, મળ–મૂત્રની અપ્રવૃત્તિ, પેટમાં ખેંચાવ, હૃદયમાં ભારેપણુ, નબળાઈ, મંદાગ્નિ, પાર્શ્વશૂળ, હેડકી, શ્વાસ, અરુચિ થાય છે. આમાં કફ પ્રકોપ હોય છે

અને એથી શમનમાં પણ કફનુ ધ્યાન રાખવું જોઈએ આને રુદ્ધપથ કમળો પણ કહી શકાય

કમળામાં ભોજનની ઇચ્છા અત્યત અલ્પ હોય છે માટે એને કમળો કહે છે આ લક્ષણ પ્રત્યેક ચિકિત્સક દષ્ટિમાં રાખવા જેવું છે.

## હલીમક :

આ પણ પાંડુની એક અવસ્થા વિશેષ છે. પાંડુના રોગીનો વર્ણ કંઈક આસમાની, લીલો યા પીળો થઈ જાય છે ત્યારે એને હલીમક કહે છે. બળ અને ઉત્સાહ નાશ પામે, તદ્રા આવે, જઠરાગ્નિ મંદ પડી જાય, ધીમો તાવ આવે, મૈથુનની અનિચ્છા, શરીર તૂટે, દાહ, તૃષા, અરુચિ અને ભ્રમ થાય છે. એમાં કુપિત દોષ વાયુ અને પિત્ત હોય છે. આ સ્ત્રીઓમાં વિશેષ થાય છે. આની ચિકિત્સા પણ લાંબો સમય માગે છે અને યાપ્ય પણ છે.

## કમળાની ચિકિત્સા :

કોષ્ટ શાખાશ્રિતમા વિરેચન કરાવવુ ગરમાળો, કડુ, નસોતર, હરડે વાપરી શકાય. કષ્ટ ન થાય અને વિરેચન પણ થાય તેવાં ઔષધ આપવાં. પિત્તશામક ચીજો આપવી. એનાં માટે :

| | |
|---|---|
| શતપત્ર્યાદિચૂર્ણ | માસા ૩ |
| આરોગ્યવર્ધની | રતી ૪ |
| પ્રવાલપિષ્ટ | રતી ૨ |

આ બધુ મેળવી એવાં ત્રણ પડીકાં દિવસમાં ત્રણ વાર આપવાં. ખાવા માટે દૂધ અને ભાત આપવાં. આમ્માન હોય તો દૂધમાં સૂંઠ ઉકાળી આપવી નાળિયેરનું પાણી અને શેરડીનો રસ પીવા માટે આપવા. શકિતવર્ધક અને પેશાબ સાફ લાવે તેવી ચિકિત્સા કરવી.

**शाखाश्रित कमळो :**

કફ પ્રધાન હોય છે. અહી પણ વિરેચન જ કરાવવું કટુ, તીક્ષ્ણ, ઉષ્ણ, અમ્લ અને લવણ ઉપચાર કરવા. તે માટે કડુ, અભયા, ત્રિફળા આપવાં અને અત્યત તીવ્રની જરૂર હોય ત્યારે ઇચ્છાભેદી આપવી. અહીં એક ખાસ અનુભૂત પ્રયોગ આપું છું. ભાંગરો તાજો લીલો કૂટી તેનો રસ તોલો ૦ા સવારે નરણે કોઠે (વિરેચન આપ્યા બાદ) આપવો. આ પ્રયોગ ૭ થી ૧૪ દહાડા કરવો શાખાશ્રિત કમળામાં એનાથી બહુ જ સારો લાભ થાય છે નવસાદર પણ આપવું. કફથી અવરુદ્ધ માર્ગ ખૂલે અને પિત્ત આવી બરોબર મળે એ જરૂરી છે કુકડવેલના રસનું નસ્ય લેવું જોઈએ. એનાથી નાસિકા વાટે પુષ્કળ પિત્ત નીકળી કમળો મટી જાય છે. દહી સાથે પાપડ ખારો પણ અપાય છે. આહારમાં માખણ વગરની છાશ, મૂળાનાં પાન પણ કમળામાં બહુ જ સરસ છે જ્વરાદિ ઉપદ્રવોમાં તે તે લક્ષણોની ચિકિત્સા કરાવવી.

**हलीमक .**

વાયુ અને પિત્ત મુખ્ય હોય છે. ગળોનો સ્વરસ દરરોજ આપવો. નસોતરથી પિત્તનુ વિરેચન કરાવી પછી પિત્ત શામક અને મધુર, ઓજ-વર્ધક આહાર આપવો અગસ્ત્યની હરીતકી લાંબો વખત આપવી શરીરે ચંદનાદિ તેલનુ માલિશ કરવુ પૌષ્ટિક, શામક, હૃદ્ય, બલ્ય અને ઘી, સ્મૃતિ, મેધાવર્ધક આહાર અને ઔષધ આપવાં અમૃત, પાશઘૃત, તાપ્યાદિલોહ, સંશમનીવટી, માક્ષિક, મંડૂર અને પ્રવાલ આપવાં. ચરકે ગડૂચી ( ગળો )નો પ્રયોગ ખાસ બતાવેલ છે



# અધ્યાય : ૧૧

# કાસ

### कास*

**निरुक्ति अने प्रकार :**

कसानात् कासः । चरक

क्सति कण्ठ शिरादुर्ध्वं गच्छति वायुरिति कासः ।

કાસ શબ્દની ઉત્પત્તિ 'કસ્' (એટલે જવું–હાલવું–ચાલવું) ઉપરથી થઈ છે. કાસ એટલે ખાંસી અને તે પાંચ પ્રકારની છે. વાતિક, પૈત્તિક, કફજ, ક્ષતજન્ય અને ક્ષયજન્ય. તે જ્યારે પુરુષોમાં વૃદ્ધિ પામે છે ત્યારે ક્ષયરોગને ઉત્પન્ન કરે છે. અર્થાત્ ખાંસીની ઉપેક્ષાથી, સમય જતાં તે ક્ષય ઉત્પન્ન કરે છે, એવો અર્થ અહી લેવાનો છે.

**कासनां कारणो :**

શ્વાસપ્રણાલિકામાં નાકમાં, મોંમાં ધૂળ જવાથી, વ્યાયામ, રૂક્ષ અન્નના સેવનથી, ભોજનનું નાસિકામાં જવાથી, ઉપસ્થિત વેગને રોકવાથી, છીંકને વિશેષે કરી રોકવાથી, પ્રાણવાયુ, ઉદાનવાયુ સાથે મળી કુપિત થઈ, તૂટેલા કાંસ્યપાત્ર જેવા અવાજવાળી, મોઢામાંથી (ખાંસી) નીકળે છે, એને જ વૈદ્યો કાસ કહે છે.

**कासनी सम्प्राप्ति :**

જ્યારે કોઈપણ કારણથી અથવા તો પોતાની મેળે વાયુનું નીચે

---

*સંકેત: ચરક ચિકિત્સાસ્થાન અધ્યાય ૧૮; સુશ્રુત ઉત્તરતંત્ર અધ્યાય ૫૨; અષ્ટાંગહૃદય નિદાનસ્થાન અધ્યાય ૩.

જવું અટકી જાય છે, ત્યારે વાયુ ઉદાનગતિને પ્રાપ્ત કરી ગળા અને છાતીમાં રોકાઈ જાય છે અને માથું, મોં, નાક, કાન, ગળુ બધાંનાં છિદ્રોમાં ભરાઈ તમામ ઇંદ્રિયોમા વ્યાપ્ત થઈ, સંપૂર્ણ શરીરને તોડતાં, હનુ, મન્યા અને આંખોને ચલાયમાન કરી, નેત્ર, પીઠ, છાતી, પૂઠાં (પાર્શ્વ) ને તોડીને મરડીને સ્વતંત્રરૂપે યા કફની સાથે મળીને કાસને ઉત્પન્ન કરે છે.

સ્મરણમાં રહે કે ઉદાનગતિ વાયુ કાસને ઉત્પન્ન કરે છે. તે એકલો પણ કાસ ઉત્પન્ન કરે છે અને કફ જોડે પણ મળીને કાસને ઉત્પન્ન કરે છે કુપિત થયેલો વાયુ અન્ય દોષોના અનુબંધે કાસ રોગને ઉત્પન્ન કરે છે. એમાં જે પ્રબળ હોય, તે પ્રમાણે પ્રાબલ્ય વડે તે દોષને લક્ષ્યમાં રાખી ચિકિત્સા કરવી ઘટે. कस गति सतानयो· ધાતુમાં ઘન પ્રત્યય હોવાથી કાસ શબ્દ ઉત્પન્ન થયો છે. નિરંતર ચાલવું, ઉપર જવું એટલે જ "कास"

**कासनुं पूर्वरूप**.

ગળામાં અને મોઢામાં કાંટા ખૂંચવા, ગળામાં ચળ આવવી અને ભોજનનુ ગળામાં રોકાણ થવું એ કાસનું પૂર્વરૂપ છે

**वातिक कास**·

**કારણ** : રૂક્ષ, શીત, કષાય, અલ્પ ભોજન, પરિમિત ભોજન; અનશન, (વિશેષ) સ્ત્રી સેવન, ઉપસ્થિત વેગને રોકવાથી, પરિશ્રમથી વાતજન્ય કાસ ઉત્પન્ન થાય છે.

**લક્ષણ** : એનાથી હૃદય, પાર્શ્વ, છાતી અને માથામાં **વેદના** થાય છે. અત્યંત સ્વરભંગ (સાદ બેસી જવો) થાય છે. ગળું, મોઢુ, છાતી સુકાય છે રોમહર્ષ, ગ્લાનિ થાય છે, પ્રબળ (જોરદાર) **અવાજ** સાથે ખાસી આવે છે. ચહેરા પર દીનતા, ક્ષીણતા, નિર્બળતા, બેચેની

અને મોહ થાય છે. સૂકી ખાસી, કફ પણ સૂકો હોય છે. **ઘણી તકલીફ પછી કફ બહાર આવે છે,** પણ કફ બહાર આવ્યા બાદ ખાંસીનો વેગ ઘટે છે. (ચિકિત્સા માટે ધ્યાન રાખવું ખાસ જરૂરી છે) અને તે સ્નિગ્ધ (ચીકણી) વસ્તુઓ દ્વારા, પાણી, મીઠું (લવણ), અને ગરમ ખાનપાન દ્વારા શાત થાય છે. પુનઃ ભોજન જીર્ણ થાય ત્યારે, વાયુ ઊર્ધ્વગામી બનતાં તે (વાતિક) કાસ વેગવાન બને છે.

**ચિકિત્સા :** પ્રથમ સ્નેહો વડે ચિકિત્સા કરવી. + તે માટે ઘૃત બસ્તિ, પેયા, દૂધ, યુષ, રસ (માંસરસ) આપવાં. વાતનાશક સ્નેહ વડે, ધૂમ વડે, લેહ વડે, અભ્યંગ વડે, પરિષેક વડે, સ્નિગ્ધ સ્વેદ વડે, બુદ્ધિમાન વૈદ્યે ચિકિત્સા કરવી ઘટે. રૂક્ષ સ્વેદ ન આપવો. મલ અને વાયુનો અવરોધ હોય તો બસ્તિ વડે ચિકિત્સા કરવી જોઈએ. મળ સુકાયેલો અને વાયુ ઊર્ધ્વ હોય તો ભોજન બાદ ઘૃત આપી તેની ચિકિત્સા કરવી. વાતિક કાસમાં કફ અને પિત્તનો અનુબંધ હોય તો સ્નેહયુક્ત વિરેચનો આપવા. વાતિક કાસ નાશક પ્રયોગો :–

**(૧) कण्टकारी घृत :–**

ભોંયરીંગણી તો. ૧૨૦, ગળો તો. ૧૨૦ લઈ તો. ૨૦૦૦ પાણીમાં ઉકાળો જ્યારે તો. ૫૦૦ શેષ રહે, ત્યારે તેમાં એક ઘી તો. ૬૪ નાખી સિદ્ધ કરી લેવું જોઈએ. વાતિક કાસને દૂર કરે છે.

**(૨) पिप्पल्यादि घृत :–**

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠ, પાઠા, ધાણા, વજ, રાસ્ના, જેઠીમધ, યવક્ષાર, હિંગ આ પ્રત્યેક વસ્તુનો કલ્ક કરવો. દશમૂલના ક્વાથમાં ઘી સાથે નાખી સિદ્ધ કરી લેવું. એમાંથી ૨ થી ૪ તોલા ઘી પી ઉપર પેયા પીવી જોઈએ. આ ઘીથી કાસ, શ્વાસ, હૃદયશૂળ, પાર્શ્વશૂળ, ગ્રહણી અને ગુલ્મ કષ્ટ થાય છે.

(૩) સિંધવ, પીપર, ભારંગી, સૂંઠ અને દુરાલભાના ચૂર્ણને દાડમના ખાટા રસમાં પીવું જોઈએ.

(૪) ભારંગી અને સૂંઠના ચૂર્ણને યથા બળ, ગરમ પાણી સાથે પીવુ જોઈએ.

(૫) કાથાના ચૂર્ણને દહીના પાણી સાથે પીવું જોઈએ.

(૬) પીપરના ચૂર્ણને ઘીમાં શેકી સિંધવ મેળવી, ગરમ પાણી, દાડમના રસ કે આસવ સાથે પીવું.

(૭) ભારંગમૂળ, દ્રાક્ષ, કચૂરો, કાકડાશીંગી, પીપર અને સૂંઠના ચૂર્ણમાં ગોળ મેળવી, તેમાં તેલ નાખી, લેહ કરી, વાતિક કાસના રોગીને આપવું.

(૮) મહાનારાયણતેલ ૧૫ થી ૨૦ બિંદુ દૂધમાં નાખી પીવા આપવું. પ્રત્યક્ષ ફલપ્રદ ઉત્તમ પ્રયોગ છે. તીવ્ર વાતિક કાસના અનેક રોગી પર પ્રયોગ કરી જોયેલ છે.

**(૯) कण्टकार्यावलेह :–**

ચિત્રક, પીપરીમૂળ, સૂંઠ, મરી, પીપર, નાગરમોથ, ધમાસો, કચૂરો, પુષ્કરમૂળ, હરડે, તુલસી, ભારંગમૂળ, ગળો, રાસ્ના, કાકડાશીંગ, આ ઔષધો પ્રત્યેક ૨–૨ તોલા લેવાં અને કલ્ક કરવો. ભોરીંગણીનું પંચાંગ તો. ૪૦૦ લઈ સાધારણ કચરી, પાણી તો. ૨૦૦૦માં ઉકાળો કરવો, ચોથા ભાગનું બાકી રહે ગાળી લેવું અને સાકર તો. ૨૦૦ નાખી પાક કરતાં જ્યારે અવલેહ જેવું થાય, ત્યારે તેમાં ઉપરનો કલ્ક નાખી મધ તો. ૩૨, વંસલોચન તો. ૧૬, પીપર તો. ૧૬ ચૂર્ણ કરી તેમાં મેળવી, અવલેહ જેવું ભરી લેવું. પ્રમાણ : ૧ તોલો ખાંસી, હરીગ, શ્વાસ અને ગુલ્મમાં લાભ કરે છે.

(૧૦) रुद्रपर्पटी :

શુદ્ધ પારદ તો. ૧ અને શુદ્ધ ગંધક તો. ૨ લઈ કજ્જલી કરવી. તેને એરંડ સ્વરસ, આદુનો રસ, ભાંગરાનો રસ, પીલુડીનો રસ આ બધાની ભાવના પાંચ પાંચ, ઉપરની કજ્જલીને આપી, તેમાં તામ્રભસ્મ તો. ૦ા મેળવી પર્પટી વિધિથી પર્પટી કરી લેવી. આને યોગ્ય વાતનાશક કવાથ જોડે આપવાથી, ઉત્તમ વાતકાસ શામક બને છે. આ યોગ રુદ્રપર્પટી ઉત્તમ વાતકાસ નાશક છે.

(૧૧) भूतांकुशरस :

શુદ્ધ પારદ ભાગ ૧, શુદ્ધ ગંધક ભાગ ૨, તામ્રભસ્મ ભાગ ૩, મરી તો ૧૦. અભ્રકભસ્મ તો ૧૦, શુદ્ધ વચ્છનાગ ભાગ ૧, નાક છીંકણી ભાગ ૧ બધાને મેળવી લીંબુના રસમાં ઘૂંટી લો. નાક છીકણી (ભૂતાંકુશ એક વનસ્પતિ છે. કોલાબા જિલ્લાના ડુંગરાળ પ્રદેશમાં અઢળક થાય છે.) કજ્જલી કરી અન્ય સઘળાં ઔષધો મેળવી લીંબુની ભાવના આપવી. તેમાથી ૨ રતી મધ અને બહેડાના ચૂર્ણના અનુપાન સાથે આપવાથી વાતિક કાસ નષ્ટ થાય છે.

(૧૨) ધમાસો, સૂંઠ, કચૂરો, દ્રાક્ષ, સાકર અને કાકડાશીંગનું ચૂર્ણ મધમાં ચાટવું.

(૧૩) અજમો, પીપર, બિલાંનો ગરભ, સૂંઠ, ચિત્રક, રાસ્ના, કાળુંજીરું, પૃક્ષપર્ણી, ખાખરો, કચૂરો, પુષ્કરમૂળ, આ દ્રવ્યોથી સિદ્ધ ઘૃત અને દાડમનાં બીજ નાખી બનાવેલી લવણ મિશ્રિત પેયા આપવી. આ પેયા કમરની પીડા, હૃદયની પીડા, પાર્શ્વ પીડા, કોષ્ઠ પીડા, શ્વાસ અને હેડકીનું શમન કરે છે.

(૧૪) દશમૂલ કવાથમાં પંચકોલ અને ગોળ મેળવી પેયા પીવી. એના ગુણ ઉપર પ્રમાણે છે.

(૧૫) દૂધની બનાવેલી પેયામાં તલ અને સિંધવ મેળવી વાતિક કાસમાં આપવુ વાતિક કાસમાં દહીં આપી શકાય છે. પરંતુ તે મધુર હોય તો જ કાંજી, ખાટાં ફળોના રસ, આસવ, દહીનું પાણી આપવાં તેલ આદિ સ્નેહો વાતિક કાસમાં ઉત્તમ છે.

**पैत्तिक कास :–**

**કારણ :** કટુ, ઉષ્ણુ, વિદાહી, ક્ષાર અને અમ્લના અત્યંત સેવનથી, ક્રોધથી, અગ્નિ અને સૂર્યના સંતાપથી પૈત્તિક કાસ ઉત્પન્ન થાય છે.

**લક્ષણ :** પીળા રંગનુ થૂંક ખાંસીમાં આવે છે. નેત્રો સહેજ પીળાં, મુખમાં **તિકતસ્વાદ,** સ્વરભંગ, છાતીમાં ધુમાડો લાગતો હોય તેવી પ્રતીતિ (શ્વાસ ઘૂટાય તેવું લાગે, **શ્વાસ, દાહ, મોહ,** અરુચિ, **ભ્રમ,** આંખે અંધારા આવવાં અને **પિત્તમિશ્રિત કફ બહાર** આવે છે.

**ચિકિત્સા :** પિત્તજનિત કાસમાં જો કફ મિશ્રિત હોય તો ઘીથી વમન કરાવવું.* મીંઢળ, ગંભારી, જેઠીમધના કવાથથી વમન કરાવવું ઉત્તમ છે વમનથી દોષ જ્યારે નીકળી જાય ત્યારે રોગીએ શીતળ અને મધુર ક્રિયા કરવી જોઈએ.

પિત્તજનિત કાસમાં જો કફ ઘટ્ટ ન હોય તો મધુર પદાર્થોથી યુકત નસોતરનું ચૂર્ણ વિરેચન માટે આપવુ જોઈએ× પણ, જો કફ ઘાટો હોય તો તિકત પદાર્થોથી યુકત નસોતરનું ચૂર્ણ વિરેચન માટે આપવું જોઈએ. કફ પાતળો થાય ત્યારે સ્નિગ્ધ અને શીતળ ચિકિત્સા કરવી. કફ ઘટ્ટ હોય તો રૂક્ષ અને શીતળ ક્રિયા કરવી જોઈએ. આ ક્રિયાઓ ભોજન વડે, સ્નેહો વડે અને અવલેહો વડે પ્રશસ્ત છે.

---

*पैत्तिके सकफे कासे वमन सर्पिषा हितम् ।

×पैत्ते तनुकफे कासे त्रिवृतां मधुरैर्युताम् ।

(૧૬) લેહના પાંચ યોગો : (૧) સિંધવ, પીપર, કમળકાકડી (૨) પીપર, મોથ, જેઠીમધ, દ્રાક્ષ, મૂર્વા અને સૂંઠ. (૩) આંબળા, દ્રાક્ષ, વંસલોચન, પીપર, લાજા (ધાણી) અને સાકર (૪) પીપર, પદ્માખ, દ્રાક્ષ આ ત્રણેને ઊભીગીગણીના રસમાં પીસીને. (૫) કચૂરો, પીપર, વંસલોચન અને ગોખરુ–આ પાંચ યોગોમાંથી કોઈપણુ એક યોગના ચૂર્ણને મધ અને ઘૃતમાં (વિષમ માત્રામાં મધ–ઘી લેવાં) પિત્તજનિત કાસમાં આપવાં

(૧૭) સાકર, ચંદન, આંબળાં, કમળ આ બધાંને સમાન ભાગે લઈ ચૂર્ણ કરી મધ સાથે પિત્તજનિત કાસમા આપવાં જોઈએ. કફયુક્ત પિત્તકાસમાં આ જ યોગમાં નાગરમોથ અને મરીનુ ચૂર્ણ મેળવી આપવાં જોઈએ અને વાતયુક્ત પિત્તકાસ હોય તો આ જ યોગ ઘી સાથે આપવું.

(૧૮) દ્રાક્ષ નં. ૧૫, પીપર ૫, સાકર તો ૨ બધુ મેળવી મધ જોડે ચાટવું અથવા તો દ્રાક્ષ અને પીપર ચાર ગણા દૂધમાં પકાવી તે દૂધ સિદ્ધ કરી પીવુ અને દૂધ વાછરડાના ગોમયરસને મધ સાથે ચાટવું.

(૧૯) તજ, એલચી, સૂંઠ, મરી, પીપરીમૂળ, પુષ્કરમૂળ, લાજા, મોથ, કચૂરો, રાસ્ના, આંબળા અને બહેડાં બધાં સમાન ભાગે લઈ ચૂર્ણ કરી સાકર, મધ જોડે લેવુ. શ્વાસ, કાસ, હૃદયરોગ, હિક્કા અને ક્ષયને નષ્ટ કરે છે.

(૨૦) પીપર, આંબળાં, લાજા, દ્રાક્ષ, સાકર આ બધાંના ચૂર્ણને દૂધમાં સિદ્ધ કરી તે દૂધ પીવું. આ દૂધમાં જરૂર હોય તો મધ નાખી લેવુ.

(૨૧) વિદારીકંદનો રસ, શેરડીનો રસ અને ઉશીરનો કવાથ અને દૂધમાં આ સાકર કે મધ મેળવી પીવાથી પૈત્તિક કાસ નષ્ટ થાય છે.

(૨૨) મધુરરસ, જાંગલ માંસરસ, જવ, ચોખા, મગનું યુષ અને તિક્ત શાક પૈત્તિકકાસમાં હિતકારક છે. જો પિત્તકાસમાં કફ ઘાટો આવતો હોય તો મધુર રસથી યુક્ત અવલેહ ઉત્તમ છે. પિત્તજનિત કાસમાં ઘૃત પ્રયોગો પણ આવે છે.

कफज कास .

**કારણો :** ગુરુ, અભિષ્યન્દિ, મધુર, સ્નિગ્ધ પદાર્થોના સેવનથી, દિવસે સૂવાથી (આદિ કફ પ્રકોપક કારણોથી) કુપિત થયેલો કફ વાયુને રોકી કફજ કાસ ઉત્પન્ન કરે છે.

**લક્ષણ :** અગ્નિમાદ્ય, અરુચિ, **વમન,** પીનસ, જીવ ગભરાવો, **શરીરમાં ભારેપણું,** રોમાંચ, મુખની મધુરતા, ખાંસીમાં ભેજ, ખભાઓમાં પીડા, કફાધિક્ય, કફ મધુર અને ચીકણો (સ્નિગ્ધ) અને ઘન હોય છે. ખાસી આવે ત્યારે ખાસ વિશેષ વેદના હોતી નથી. છાતીમાં જાણે **કફ ભરાયેલો હોય** તેમ લાગ્યા કરે છે.

**નોંધ :** વાતિક કાસમાં ખભા, પાર્શ્વ, હૃદય, શિર આદિમા વેદના, ખાંસીમાં કષ્ટ અને સૂકી ખાંસી, પિત્તજનિત કાસમાં દાહ, પીળાપણું, પીળો અને અલ્પ કફ, જ્યારે કફજનિત કાસમા મધુર અને ચીકણો કફ, મોઢામાં મધુરતા, વિશેષ વેદના ન હોવી, આ ત્રણ દોષનાં પૃથક્કરણ કરવા માટે અગત્યના લક્ષણો છે.

**ચિકિત્સા :** રોગી જો બળવાન હોય તો એને વમન કરાવવું જોઈએ. કટુ, રૂક્ષ, ઉષ્ણ અને કફનાશક, જવ જેવો આહાર આપવો. પીપર અને યવક્ષારથી બનાવેલ *કળથીનુ યુષ કે સૂકા મૂળાના યુષ સાથે હલકો આહાર આપવો જોઈએ. તલ, સરસવ અને બિલ્વથી

*बलिन वमनैरादौ शोधयेत्कफकासिनम् ।
यवान्नैः फटुरुक्षोष्णैः कफघ्नैश्चाप्युपाचरेत् ॥

સંસ્કૃત સ્નેહો સાથે હલકો ખોરાક આપવો. ભોજન પશ્ચાત્ દહી, ખટાશ, ગરમ પાણી, તક્ર અથવા મદ્ય યથા રુચિ છૂટથી આપવાં જોઈએ.

(૨૩) પુષ્કરમૂળ, ગરમાળો, પરવળના પાન આ બધાંને સમાન ભાગે પાણીમાં ભીંજવી એક રાત રાખી સવારે શીત કષાયમાં મધ મેળવી એ શીત કષાય ભોજનના આદિ, મધ્ય અને અતમાં પીવું.

(૨૪) જો કફ જનિત કાસમા વાતાનુબંધ હોય તો, કાયફળ, ભારગી, મોથ, ધમાસો, વજ, હરડે, સૂંઠ, પિત્તપાપડો, કાકડાશીગ, દેવદારનો ક્વાથ આપવો. અને એ ક્વાથ ઠંડો કરી તેમા હિગ અને મધ મેળવી આપવો કઠરોગ, મોઢામાં, શોથમાં, શ્વાસ, હિક્કા અને જ્વરમા આપવો. આ યોગ ઉત્તમ છે.

(૨૫) પાઢા, સૂંઠ, કચૂરો, મૂર્વા, ઇંદ્રાયણુ, મોથ, પીપર એનું ચૂર્ણ યથા માત્રા હિગ અને સિધવ મેળવી પાણી સાથે આપવું.

(૨૬) સૂંઠ, અતિવિષા મોથ, કાકડાશીગ, હરડે, કચૂરો એને પીસી હિંગ અને સિધવ સાથે મેળવી ગરમ પાણી સાથે આપો.

(૨૭) (૧) કાળી તુલસી, (૨) કાસમર્દ, (૩) ભાંગરાનો રસ, (૪) રીગણાનો રસ, (૫) ઘોડાની લાદનો રસ–આ પાચમાંથી એકની પણ સાથે મધ મેળવીને પીવાથી લાભ થાય છે.

(૨૮) દેવદાર, કચૂરો, રાસ્ના, કાકડાશીંગ, ધમાસો, મધ અને તેલમાં મેળવી આપવાથી વાત–કફ મિશ્રિત કાસ મટે છે.

(૨૯) પીપર, સૂંઠ, મોથ, હરડે, આંબળાં અને સાકરનું ચૂર્ણ મધ અને તેલ સાથે મેળવી આપવાથી વાતમિશ્રિત કફ મટે છે.

(૩૦) પીપર, પીપરીમૂળ, ચિત્રક અને ગજપીપરનુ ચૂર્ણ મધ સાથે આપવું.

(૩૧) હરડે, ભોંયઆમળા, આંબળા, નાગરમોથ, પીપરનુ ચૂર્ણ મધ સાથે આપવું.

(૩૨) દેવદાર, હરડે, પીપર, મોથ અને સૂંઠનુ ચૂર્ણ મધ સાથે આપવું.

(૩૩) દશમૂલ સાધિત ઘૃત તમામ કફ વાત જનિત કાસ માટે ઉત્તમ પ્રયોગ છે કંટકારિ અવલેહ ( પાઠ અગાઉ આપેલ છે ), કટકારિ ( ભોંયરીગણી સાધિત ઘૃત ) ઘૃત પણ ઉત્તમ છે.

ચદ્રામૃતરસ, કફચિંતામણિરસ, કફકેતુરસ, કફકર્તરિરસ આ બધાના પાઠ આગળ આપ્યા છે તે કફ જનિત કાસ માટે ઉત્તમ છે.

**क्षतज्ञ कास** ·

**કારણ** : અતિ મૈથુનથી, ખૂબ ભાર ઉપાડવાથી, મુસાફરીથી, લડાઇથી, ઘોડા, હાથી જેવા ભારે પ્રાણી રોકવાથી, રૂક્ષ વ્યક્તિને છાતીમાં ( ફેફસાંમાં ) ક્ષત થાય છે આ ક્ષતમાં વાયુ જઇને કાસ ઉત્પન્ન કરે છે. પહેલાં તો આમાં સૂકી ખાંસી આવે છે પણ પછીથી **રક્તમિશ્રિત ખાંસી** આવે છે

**નોંધ** : અત્યત ભારે શ્રમ, મૈથુનાદિ કારણો, આજકાલ જેમ કે રિક્ષા ચલાવનારાઓ, આ પ્રકારના લોકોને ફેફસામાં રક્તવાહિની તૂટી જવાથી ત્યાં ક્ષત થાય છે અને એમાંથી વાયુના સંસર્ગથી ક્ષતજ કાસ ઉત્પન્ન થાય છે.

**લક્ષણ** : ગળામાં પીડા થાય છે, **છાતીમાં પીડા** થાય છે, જાણે તીક્ષ્ણ સોયા ભોંકાતા હોય તેવી વેદના થાય છે, રોગીને અડવાથી પણ ગમતુ નથી, શૂલ આદિ અનેક પ્રકારની પીડાઓ થાય છે. સાંધાઓમાં વેદના, જ્વર, કાસ, શ્વાસ, તૃષા, સાદ બેસી જવો અને ગળામાં કબૂતર બોલતું હોય તેવી વેદના થાય છે.

**ચિકિત્સા** : ક્ષતજન્ય કાસને શીઘ્ર નાશ કરનારી સમજીને જ

તેની ચિકિત્સા બરોબર કરવી જોઈએ × મધુર દ્રાક્ષ, ખજૂર આદિ જીવનીય દશ મધુર દ્રવ્યોથી, બલ્ય અને બૃંહણ ઔષધોથી ચિકિત્સા કરવી જોઈએ.

(૩૪) **પિપ્પલ્યાદિ લેહ :**

પીપર, જેઠીમધ, સાકર, ગાયનુ દૂધ, બકરીનુ દૂધ, શેરડીનો રસ અને તેલ આ બધા યોગ્ય પ્રમાણમાં લઈ મૃદુ અગ્નિ પર પકાવવા અને જ્યારે લેહ જેવું તૈયાર થાય ત્યારે તેમાં મધ અને ઘી મેળવવા જોઈએ. આ ઉરઃક્ષતનો નાશ કરે છે કૃશ, વૃદ્ધ અને અલ્પ શુક્રવાળાઓ માટે ઉત્તમ છે.

ઉરક્ષત કાસથી પીડિત માટે પિત્તકાસની ચિકિત્સા કરવી જોઈએ

ક્ષયજકાસમા એલાદિરસાયનનો પ્રયોગ સૌથી ઉત્તમ છે એનો પાઠ આગળ આપેલ છે

(૩૫) લાક્ષા અને ગૌદતી આપવાં

(૩૬) રોગીને જ્યારે રોગ તીવ્ર હોય ત્યારે છાતી ઉપર વેદનાધિક્ય-વાળા યા આશંકાવાળા ભાગમાં જેઠીમધનું ચૂર્ણ સો વાર ધોયેલા ઘીમાં મેળવી લગાવુ, જેથી ક્ષત રૂઝાઈ જશે

(૩૭) દૂધ, ઘી, મધ આના પ્રયોગો કરવા જોઈએ વાયુ અને પિત્તથી વેદના અને દાહ હોય તો ઘીનો અભ્યંગ, વાયુની પીડા હોય તો વાત નાશક તેલો, મહાનારાયણ તેલ, મહાલાક્ષાદિ તેલ આદિનો હળવો અભ્યંગ, હૃદયમાં કે પાર્શ્વમાં પીડા હોય ત્યારે જીવનીય ઘૃતનો પ્રયોગ કરવો જોઈએ.

ઉરક્ષત રોગીને જો જઠરાગ્નિ પ્રબળ હોય અને દાહની સાથે

---

×कासमात्यायिकं मत्वा क्षतजं त्वरया जयेत् ।
मधुरैर्जीवनीहैश्च बलमांसविवर्धनै ॥

રક્તમિશ્રિત થૂંક આવે તો ક્ષીણ વ્યક્તિઓને પુષ્ટ માંસરસ આપવા જ જોઈએ. ઔષધોમાં બૃહત્છાગલ્યાદિ ઘૃત ( જુઓ યક્ષ્મા પ્રકરણ ). અમૃતપ્રાશાવલેહ ( જુઓ યક્ષ્મા પ્રકરણ ) આપવાં ઉત્તમ છે.

(૩૮) તૃણપંચમૂલ ( કુશ, કાશ, શર, દરભ અને ઇક્ષુમૂળ ) આ દ્વારા સાધિત દૂધ તૃષા લાગે ત્યારે પીવું જો અગ્નિ મંદ હોય, થાક હોય, કૃશતા હોય, તો યવાગૂ આપવી. શરીરમાં જડતા અને પરિશ્રમ હોય ત્યારે ઘૃતપાન કરાવવું. પિત્તરક્તથી વિરુદ્ધ નહીં તેવી વાત શામક ચિકિત્સા અને નાકમાંથી રક્તસ્રાવ હોય તો ઘૃતનું નસ્ય કરાવવુ.

**क्षयज कास .**

**કારણ :** વિષમ ભોજનોથી, અસાત્મ્ય ભોજનથી, અતિ મૈથુનથી ઉપસ્થિત વેગોને રોકવાથી, નાજુક પ્રકૃતિના અને ચિંતા કરનાર પુરુષોના શરીરમાં અગ્નિમાંદ્ય થાય છે. અને વાતાદિ ત્રણે દોષ કુપિત થઈ, રસાદિ ધાતુ–ક્ષય જનિત કાસને ઉત્પન્ન કરે છે. આ કાસમા રસાદિ સાતે ધાતુઓનો અનુક્રમે ક્ષય થતો જાય છે અને આ કાસ છેવટે ક્ષયરોગમાં પરિણમે છે અને બધા કાસ રોગોમાં આ કાસ અત્યંત પ્રબળ છે.

**લક્ષણ :** રોગીને ખાંસી આવે ત્યારે દુર્ગંધયુક્ત, **લીલો, રક્તમિશ્રિત પરુ સમાન કફ** આવે છે ખાંસતી વખતે રોગીને એમ લાગે છે કે એનુ હૃદય પોતાની જગ્યાએથી ખસી ગયુ છે. રોગીને વગર કારણે અચાનક શરદી અથવા ગરમી લાગે છે, **ભૂખ વધી જાય છે** અને **ખૂબ ખાવા છતાં રોગી કમજોર રહે છે.** ચહેરો પ્રસન્ન અને સ્નિગ્ધ રહે છે. આંખોમાં, પાણી જેવું સ્વચ્છ હોય, તેવી સ્વચ્છતા ઝબકતી હોય છે, પગ અને હાથનાં તળિયાં ચીકણાં રહે છે, અને દરેક વસ્તુની જગ્યાની તે નિંદા કરે છે, રોગીને દ્વન્દ્વ (બબ્બે) દોષ જનિત યા

સાન્નિપાતિક જ્વર રહે છે, પડખાંમાં પીડા, પીનસ, અરુચિ, પાતળો યા અત્યંત કઠણ મળ આવે છે. કારણ વગર સાદ બેસી જાય છે.

**ચિકિત્સા :** ક્ષયજન્ય કાસનો દરદી જો નબળો હોય અને તેમાં ક્ષયજન્ય કાસનાં લક્ષણો સંપૂર્ણપણે હોય તો અસાધ્ય અને ત્યાજ્ય છે. રોગી બળવાન અને નવો હોય, અને ક્ષયકાસનાં સંપૂર્ણ લક્ષણો હોય તો અસાધ્ય છે, એમ કહીને ચિકિત્સા કરવી જોઈએ.

રોગી બળવાન હોય અને રોગ નવો હોય તો પ્રથમ બૃંહણ અને અગ્નિદીપક ચિકિત્સા કરવી જોઈએ. એમાં દોષોની પ્રચુરતા હોય તો સ્નેહયુક્ત મૃદુ વિરેચન આપવું જોઈએ અને એ માટે નસોતર, દ્રાક્ષનો રસ, વિદારી સ્વરસ, ગરમાળો જેવાં દ્રવ્યોથી સિદ્ધ ઘૃત લેવું જોઈએ.

જો ક્ષય કાસના દરદીમાં પિત્ત અને કફ, રસાદિ ધાતુઓ ક્ષીણ હોય તો કાકડાશીંગી, બલા, અનિબલાથી સિદ્ધ ઘૃત આપવું જોઈએ

અમૃતપ્રાશાવલેહ ઉત્તમ અને સિદ્ધ ઘૃત પ્રયોગ છે. એમા બકરીના માસનો રસ પડે છે, જેમને બાધ હોય તેઓ એસા એના પ્રતિનિધિ રૂપે અડદને પસંદ કરે છે અંગત પસંદગીનો સવાલ છે, પણ મારા મતથી જે મૂળ પાઠ છે તે જ બરોબર છે, અને તે જ ગુણ કરશે, ધાર્મિક બાધને લઈ જો કુશળ ચિકિત્સક બેસી જાય તો સમષ્ટિ પર તેણે લાભને બદલે હાનિ કરી કહેવાય.

ક્ષયજન્ય કાસની સમગ્ર ચિકિત્સા ક્ષયરોગાનુસારી હોઈ વિશદ વર્ણન માટે 'યક્ષ્મા'નું વિરેચન આગળ ઉપર જુઓ

સુવર્ણવસંતમાલતી, અભ્રક, શૃંગ, ભાગોત્તર અને ચંદ્રામૃત મેળવીને મધ સાથે ચટાડવાં. ચંદ્રામૃતરસ ઉત્તમ યોગ છે. એ બકરીનુ દૂધ નાખીને જ બનાવેલ હોવું જોઈએ. એ બકરીના દૂધનું અનુપાન જ

કારગત નીવડે છે રોગીમાં બળ, માંસ વધારવા આહાર પણ બૃંહણ હોય, રોગી ક્ષીણ હોય તો કદી પણ વિરેચન કરાવવું નહિ, કેમકે ક્ષય પ્રધાન દરદીઓમાં એનો મળ, એ જ એવું બળ હોય છે. રોગી અત્યંત બળવાન હોય, દોષો વધુ ઉત્કલેશિત હોય અને રોગ નવો હોય ત્યારે કુશળ વૈદ્યે યુક્તિપૂર્વક વિરેચન કરાવવુ

ક્ષત અને ક્ષયજ કાસ માટે એલાદિરસાયનનો પાઠ આપું છું. એ અમૃત સમાન ગુણકારી છે. રોગીની પાચનશકિતને પણ અનુકૂળ આવે તેમ છે. છતાય એ ભારે લાગે તો અલ્પ માત્રામાં એનો પ્રયોગ કરવાથી પણ લાભ આપે છે.

**એલાદિરસાયન :**

નાની એલચી, અજમોદ, હરડે, બહેડાં, આમળાં, મરી, સૂંઠ, ફટકડી, પીપર, ચિત્રકમૂલછાલ, ખેરસાર, વિજયસાર, નીમસાર, સાલસાર, (સાર એટલે લાકડું ફાડતા વચ્ચેનો જે સારરૂપ ભાગ નીકળે તે અહી લેવો છે) ભિલામો, વાવડિંગ, વજ, નાગરમોથ એ દરેક ચીજ સોળ સોળ તોલા લઈ ખાંડી ભૂકો કરી તેને ૮ ગણા પાણીમા ઉકાળી ચોથા ભાગનુ પાણી બાકી રહે ઉતારી ગાળી લેવું. પછી તેમાં ૧૨૮ તોલા ગાયનુ ઘી નાંખી મંદ તાપે ઘૃત સિદ્ધ કરી લેવું ને ગાળી તેમાં વંસલોચન તોલા ૨૪, સાકરનુ ચૂર્ણ તોલા ૧૨૦, એલચીનુ ચૂર્ણ તો ૪, તમાલપત્ર તો ૪ તથા મધ તો ૨૫૬, તજનુ ચૂર્ણ તો ૪— આ બધુ મેળવી હાથ વડે બરાબર મંજન કરી, લેહ બનાવી, બરણીમાં ભરી રાખવું. પ્રમાણ : ૧ થી ૨ તોલા દવા ખાઈ ઉપર દૂધ પીવુ અને ત્રણ કલાક બાદ ખોરાક લેવો ક્ષય, ખાંસી, ઉરક્ષત, બાલશોષ, નબળાઈ મટાડી શરીરમાં બળ, માંસ, લોહી વધારે, ઉત્તમ રસાયન યોગ છે. એનાથી સ્મરણશકિત વધે છે, કૃશ માણસો માટે સેવન કરવા યોગ્ય છે

**साध्यासाध्यता :** ક્ષયજકાસ ક્ષીણ પુરુષોમાં ઘાતક છે. બળવાન પુરુષોમાં યાપ્ય (જેટલો વખત ઔષધ આપો તેટલો વખત આરામ રહે અને કષ્ટ વડે સધાય તે યાપ્ય કહેવાય છે), કાસ છે. ચિકિત્સામાં ચારેય પાદ (ભિષક્ (વૈદ્ય), દ્રવ્ય, (ઔષધ) ઉપસ્થાતા (પરિચારક) અને રોગી આ ચારેય પાદ છે), બળવાન હોય તો રોગી સારો થાય છે. આ ક્ષતજન્ય અને ક્ષયજન્ય બન્ને માટે છે.

વૃદ્ધ પુરુષોમાં જે (જરાવસ્થાને કારણે) જરા કાસ થાય છે તે યાપ્ય હોય છે. ધાતુ ક્ષય વગર વાતાદિ દોષ પોતાને કારણે (વાતજનિત, પિત્તજનિત અને કફજનિત) કાસ સ્વતંત્ર ઉત્પન્ન કરે છે તે સાધ્ય છે.

પહેલાં વાત, પિત્ત અને કફજન્ય સાધ્ય કાસની ચિકિત્સા કરવી જોઈએ બળવાન પુરુષોના ક્ષતજન્ય અને જરા કાસની પથ્ય દ્વારા યાપ્ય ચિકિત્સા કરવી જોઈએ

**पथ्य :** ચોખા, ઘઉં, અડદ, મગ, કળથી, બકરીનું દૂધ, ઘી, દૂધી, રીંગણાં, કુમળા મૂળા, દ્રાક્ષ, લસણ, સૂંઠ, મરી, પીપર, મધ અને ગરમ પાણી એ કાસ રોગી માટે પથ્ય છે.

**अपथ्य :** મૈથુન, સ્નિગ્ધ અને મધુરા પદાર્થો, દિવસે સૂવુ, દૂધ. ખાટું દહીં, ખીર, શીરો, પૂરી જેવા ભારે, તળેલા, મરચાંવાળા પદાર્થો, ધૂમ્રપાન વર્જ્ય છે.

## कास नाशक प्रयोगो

**१. अगस्तिहरितकी :**

દશમૂલનાં દશ ઔષધ કૌચા, શંખપુષ્પી, કચૂરો, બલા, ગજપીપર, અઘેડો, પીપરીમૂળ, ચિત્રકમૂળ, ભારંગમૂળ, પુષ્કરમૂળ–આ વીસ દ્રવ્યો ૨–૨ તોલા, જવ ૬૪ તોલા અને હરડે ૨૫ નાખી તેને ૩૨૦ તોલા પાણીમાં ક્વાથ કરવો, અને તેમાં જવ બફાઈ રહે એટલે ક્વાથ તૈયાર

થયો સમજવો. પછી આ ક્વાથમા બફાયેલી હરડે જુદી કાઢી લેવી અને ૧૦૦ તો ગોળ, ૪ તો ઘી, ૪ તો તેલ, ૪ તો. પીપરનું ચૂર્ણ આ ચારેય એકત્ર કરી તેમાં હરડે નાખવી અને તે મિશ્ર કરી તેનો પાક કરવો, તે પાક સ્વાગગીત થાય ત્યારે તો. ૪ મધ નાખી લો અને પછી રોગીને એમાંથી ૨ હરડે અને થોડો પાક આપવો એના ગુણો માટે લખ્યુ છે –

लिह्याद्द्वे चाभये नित्यमत. खादेद्रसायनात् ।
वर्ली च पलित हन्याद्वर्णायुवलवर्धनम् ॥
पञ्चकासक्षयश्वासान् हिक्का च विषमज्वरान् ।
अगस्तिविहित धन्यमिद श्रेष्ठ रसायनम् ॥

એમાંથી બબ્બે દરરોજ રસાયન જોડે ખાવી, તેથી પળિયાં વળિયાંનો નાશ થઈ આયુષ્ય અને બળ વધે છે. પાચેય પ્રકારની ખાંસી, ક્ષય, શ્વાસ, હિક્કા, વિષમજ્વર ગ્રહણી, અર્શ, હૃદયરોગ, અરુચિ, પીનસને હણે છે. અગસ્તિએ કહેલુ આ એક શ્રેષ્ઠ રસાયન છે

**२ अमृतार्णवरस :**

શુદ્ધ પારદ, શુદ્ધ ગધક, લોહભસ્મ, ફુલાવેલ ટકણખાર, રાસ્ના, વાવડિંગ, હરડે, બહેડાં, આંબળાં, દેવદાર, સૂઠ, મરી, પીપર, ગળો, પદ્મકાષ્ઠ અને શુદ્ધ વચ્છનાગ એ ૧૬ ઔષધ પ્રત્યેક સમભાગે લઈ પારદ–ગંધકની કજ્જલી કરીને બાકીનાં ઔષધ મિશ્ર કરી લેવાં, સારી રીતે ઘૂંટી લેવા. તમામ પ્રકારના કાસ રોગમાં, માત્રા . ૨ ગુંજ મધ સાથે આપવાથી રાહત થાય છે

**३. पलादिवटी :**

નાની એલચી, તમાલપત્ર, તજ તો ๐।।–๐।।, પીપર તો. ૨, સાકર તો. ૪, દ્રાક્ષ (બીજ કાઢેલી) તો ૪ અને (બીજ કાઢેલી)

ખજૂર તો. ૪ પહેલાં દ્રાક્ષ અને ખજૂર મેળવી બારીક પીસી લેવા, તેમાં અન્ય દ્રવ્યોનું ચૂર્ણ નાખી ચણીબોર જેવડી ગોળી કરી લો. મોઢામાં ચૂસવાથી ગળાનો વરમ મટી ખાંસી શાંત થાય છે.

**૪. कफकेतुरस :**

પીપર તો. ૧, ફુલાવેલ ટંકણ તો ૧, શંખભસ્મ તો. ૧, સૂંઠ તો ૧, મરી તો ૧, શુદ્ધ વચ્છનાગ તો. ૫–બધાંને આદુના રસમાં ત્રણ દિવસ ઘૂંટી ૧ રતીની ગોળી કરવી. ૨ ગોળી આદુના રસ કે મધ સાથે. ખાંસી, શ્વાસ, કફનો રોગ, ત્રિદોષ, કર્ણ રોગ, દાંત અને માથાનું શૂળ મટાડે છે.

**૫. कासकेसरी :**

શુદ્ધ હિંગૂળ, મરી, નાગરમોથ, શુદ્ધ વચ્છનાગ અને ફુલાવેલ ટંકણખાર એકત્ર કરી લીંબુના રસમાં ઘૂટી સારી રીતે ઘૂંટી લઈ રતીભારની ગોળી કરી દિવસમાં ત્રણ વાર, એકથી બે ગોળી રોગના પ્રમાણમાં, રોગીનું બળ જોઈને આપવાથી કાસ અને શ્વાસને મટાડે છે.

**૬. कासकुठाररस :**

હિંગૂળ, કાળાં મરી, ગંધક, ત્રિકટુ, ટંકણ, સમભાગે લઈ આદુના રસમાં ઘૂટી ૨–૨ રતીની ગોળી કરવી એના સેવનથી તમામ પ્રકારના કાસરોગ અને દુઃસહ શિરોરોગ મટે છે. માત્રા : ૧ ગોળી બે વાર મધ સાથે ચાટવી.

**૭. खदिरादिवटी :**

શુદ્ધ કાથો તો. ૧૦૦ લઈ તેને પાણી તો. ૨૦૦ માં નાખી ક્વાથ કરી તેમાં ચંદન, પદ્મક, વાળો, મજીઠ, ધાવડીનાં ફૂલ, મોથ, કમળકાકડી, જેઠીમધ, તજ, તમાલપત્ર, નાગકેસર, લાખ, રસવંતી,

જટામાસી, લોધર, હરડે, બહેડાં, આમળાં, હળધર, દારૂહળધર, ધાવડીના ફુલા, એલચી, કાયફળ, વજ, જવાસો, અગર, પતંગ, ગેરુ અને સુરમો એ તો. ૦ાા-૦ાા, જાયફળ-જાવત્રી અને લવંગ તો ૨-૨ લઈ, એનું ચૂર્ણ નાખવું અને ઘૂટી ગોળી કરી લેવી. મોંમા રાખી ચૂસવાથી ગળું, હોઠ, મો, દાંત, જીભનાં તમામ દરદો મટાડી, મુખપાકમાં ચમત્કારિક લાભ કરે છે. અત્યંત લાભકારી છે.

## ૮. ખાંસીની ગોળીઓ :

પીપર, પીપરીમૂળ, સૂંઠ, મરી, લવંગ, તજ, જાયફળ, જાવંત્રી, એલચી, અક્કલકરો, જેઠીમધનો શીરો, કાથો, બહેડાંની છાલ, દાડમની છાલ, યવક્ષાર, ટંકણખાર સમભાગે લેવાં બધાંનુ બારીક ચૂર્ણ કરી તેમાં પાણી નાંખી ઘૂટી લેવું અને ૨-૨ રતીભારની ગોળી કરી લેવી. મોઢામાં અકકેક રાખી ચૂસવાથી ખાંસી મટે છે, કફ છૂટો પડે છે, ગળાનો સોજો અને સ્વરભંગ મટાડે છે

## ૯ ચંદ્રામૃતરસ

હરડે, બહેડાં, આંમળાં, સૂંઠ, મરી, પીપર, ધાણા, જીરુ, સિંધવ, એ પ્રત્યેક ૧-૧ તોલો, શુદ્ધ પારદ તો. ૨, શુદ્ધ ગંધક તો. ૨, ફુલાવેલ ટંકણખાર તો. ૮, મરી તો ૪, લોહભસ્મ તો ૨, બધા લઈ, પહેલાં પારદ ગંધકની કજ્જલી કરી લેવી તેમાં ભસ્મો અને બીજી ચીજો અનુક્રમે મેળવી લેવી અને બકરીના દૂધમાં સરખી રીતે ઘૂંટી લઈ રતીભારની ગોળી કરી લેવી. ૨ ગોળી ત્રણવાર મધ સાથે, ખાસી, ક્ષયની ખાસી અને સળેખમ માટે ઉત્તમ છે

## ૧૦. ચંદ્રોદય મિશ્રણ .

ચંદ્રોદય (પીમેલો), શુદ્ધ ભાંગ, નવસાર, કેસર તમામ ૨-૨ રતી લઈને પીસી તેના ચાર ભાગ કરવા, એક એક પડીકું ત્રણ ત્રણ કલાકે મધ સાથે આપવાથી કફ છૂટો થઈ ખાંસીમાં રાહત મળે છે

### ૧૧. તાલીસાદિ ચૂર્ણ :

તાલીસપત્ર, વજ, વંસલોચન, સૂંઠ, મરી, પીપર, પીપરીમૂળ, ચિત્રકમૂળ, ચવક, હળદર, બિલાંનો ગરભ, અજમોદ, કચૂરો, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, લવંગ, ધાવડીનાં ફૂલ, અતિવિષ, જાયફળ, અજમો, કાળીપાટ, મોચરસ, આમલી, સિંધવ, બીડલૂણ, મીઠું, સંચળ, સંભરલૂણ, જીરું, શાહજીરું, વાવડિંગ, અમ્લવેતસ, કોકમ, હરડે, બહેડાં, આમળાં ખાખરાનાં બીજ, તનમની, જટામાંસી, નાગરમોથ, વાળો, કાગદી એલચી, બ્રાહ્મી, ભોંયઆમળા અને કઠ પ્રત્યેક ૧–૧ તોલો, આસગંધ ૪૭ તોલા અને હરડે તોલા ૯૪ અને સાકર તોલા ૧૮૮ લઈ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. માત્રા ॰ ા તોલો બે વાર પાણી સાથે આ ચૂર્ણથી વાણી, સ્મૃતિ, મેધા સ્પષ્ટ અને દિવ્ય બને છે. અનેક રોગોમાં વાપરવામા આવે છે.

### ૧૨ પિત્તકાસાન્તકરસ .

તામ્રભસ્મ, અભ્રકભસ્મ અને લોહભસ્મ પ્રત્યેક ૧–૧ તોલો, એને કાસમર્દની છાલ, અગથિયો અને અમ્લવેતસનો રસ આ પ્રત્યેકની ૧–૧ ભાવના આપી ઘૂંટી ાા રતીની ગોળી કરવી. દિવસમાં ૧–૧ ગોળી મધમાં ૩ વાર ચટાડવાથી કાસરોગ અને શ્વાસમા શાંતિ મળે છે.

### ૧૩ વૃહત્ સિતોપલાદિ ચૂર્ણ .

તજ તો ૧, એલચી તો ૨, પીપર, જેઠીમધ, બનફશાના ફૂલ, ગાવજવાં અને તાલીસપત્ર તો. ૪–૪, વાંસકપૂર તો ૮, સાકર તો. ૧૬ લઈ ચૂર્ણ કરી લો. માત્રા : ૨ થી ૪ માસા, દિવસમાં ૩ વાર ઘી અથવા મધ સાથે. તમામ પ્રકારની ખાંસીમાં ઉપયુક્ત છે.

### ૧૪. ભાગોત્તરરસ :

શુદ્ધ પારદ ભાગ ૧, શુદ્ધ ગંધક ભાગ ૨, પીપર ભાગ ૩,

હરડેદળ ભાગ ૪, બહેડાં ભાગ ૫, અરડૂસીનાં છાયાશુષ્ક પાન ભાગ ૬, ભારગમૂળ ભાગ ૭, જેઠીમધ ભાગ ૮ (આમાં ઉત્તરોત્તર એક ભાગનું પ્રમાણ વધે છે), પહેલાં શુદ્ધ પારદ અને ગંધકની કજ્જલી કરી, તેમાં અન્ય દ્રવ્યોનું ચૂર્ણ મેળવી બાવળની અંતરછાલની ૨૧ ભાવના આપવી માત્રા : ૨ થી ૪ રતી, તમામ પ્રકારની ખાંસીમાં આ યોગ ઉત્તમ છે. ખાસી સાથે શ્વાસ હોય તો સોમ ચૂર્ણ મેળવી (૨ થી ૪ રતી સોમ ચૂર્ણ લેવુ) આપવુ

## ૧૫ अष्टीमधुवटी

એલચી, લવગ, બહેડાંછાલ, વરિયાળી, ચોખ્ખો કાથો, મરી, જેઠીમધ પ્રત્યેક તો. ૪, જેઠીમધનો શીરો તો ૧૬, પીપરમેંટનાં ફૂલ તો ૧ પહેલાં આઠ દવાઓનું બારીક ચૂર્ણ કરી પછી તેમાં પીપરમેંટનાં ફૂલ મેળવી પાણીમાં ઘૂંટી મગ જેવડી ગોળી કરી લેવી. એ ગોળીઓ ચૂસવાથી ખાંસીમાં, કફમાં ગળાના સોજામાં સ્વરભગમાં રાહત રહે છે.

## ૧૬ लवंगादिवटी :

લવગ, કાથો, બહેડાંની છાલ, મરી અને જેઠીમધ સમભાગે લઈ કૂટી તેને બાવળની છાલના કવાથની ૧૧ ભાવના આપી રતી ભારની ગોળી કરી સૂકવી લેવી. ૨ થી ૪ ગોળી કે તેથી વધુ ૧–૧ કરી આખા દિવસમાં ૧૦ થી ૧૨ સુધી ગોળી ચૂસવા આપવી. કોઈ પણ જાતની ખાંસીમાં અકસીર છે આ ગોળી મોંમાં રાખી ચૂસવા આપવી.

## ૧૭ वासावलेह :

વાસાસ્વરસ તો ૧૨૮ એમાં વિશુદ્ધ સાકર તો. ૩૨ અને ઘી તો ૮ નાંખી પકાવો, જ્યારે પાક થાય ત્યારે (ઘાટું થયે) પીપરીમૂળનું ચૂર્ણ તો. ૮ પ્રક્ષેપ રૂપે નાંખી દો અને સારી રીતે ઘૂંટી લો. શીતળ થયે તો ૩૨ મધ નાંખો એના સેવનથી કાસ, શ્વાસ મટે છે. ક્ષય, રક્તપિત્ત વગેરેમાં પણ એટલું જ અસરકારક છે.

૧૮. सितोपलादि चूर्ण :

તજ તો ૧, એલચી તો ૨, પીપર તો. ૪, વાંસકપૂર તો. ૮, સાકર તો ૧૬ બધાને સાથે કૂટી વસ્ત્રગાળ બારીક ચૂર્ણ કરી લો. માત્રા : ૨ થી ૪ માસા, મધ સાથે તમામ કાસરોગમાં ઉત્તમ છે ઘી અને મધનાં અનુપાન સાથે પણ આપવામાં આવે છે. કફ પ્રધાન રોગમાં મધ ઘીથી બમણું લેવું. વાત પિત્ત પ્રધાન રોગમાં ઘીથી મધ અર્ધું લેવુ. પહેલાં ઘી મેળવવુ, પછી મધ મેળવવું.

૧૯. शृंगाराभ्रक :

અભ્રકભસ્મ તો. ૧૬, શુદ્ધ પારદ, કપૂર, જાવંત્રી, વાળો, ગજપીપર, તમાલપત્ર, લવંગ, જટામાંસી, તાલીસપત્ર, તજ, નાગકેસર, કુઠ, ધાવડીનાં ફૂલ, હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી, પીપર દરેક તો. ૦।।, એલચી, જાયફળ, શુદ્ધ ગંધક એ પ્રત્યેક તો. ૧ પહેલાં પારદ અને ગંધકની કજ્જલી કરી તેમાં ભસ્મો મેળવી અન્ય દ્રવ્યોનુ કપડછાણ ચૂર્ણ મેળવી બારીક ઘૂંટી રાખવું. માત્રા : ૨ રતી, મધ જોડે, દિવસમાં ૨ થી ૩ વાર આપવુ.



# અધ્યાય : ૧૨

# હિક્કા અને શ્વાસ

## हिक्का अने श्वास*

प्राणानाशु निक्रन्तनः । चरक; हिक्काश्वासौ प्राणोदानदुष्टया संभवः ॥

### रोगसाम्यता

ભગવાન આત્રેયને જ્યારે અગ્નિવેશે પ્રશ્ન પૂછયો કે આ અનેક પ્રકારના કષ્ટસાધ્ય રોગો છે, તેમાં સૌથી વધુ કષ્ટદાયક કયા ? તેના પ્રત્યુત્તરમાં શ્રી આત્રેયે કહ્યું કે હિક્કા ( હેડકી ' અને શ્વાસ બન્ને બધા રોગોમાં સૌથી વધુ ઝડપથી પ્રાણનો નાશ કરે છે. અનેક પ્રકારના રોગથી પીડાતા મનુષ્યને અંતે શ્વાસ યા (હિક્કા) થઈ આવે છે. આ બન્ને કફ અને વાયુ વડે ઉત્પન્ન થાય છે અને આ બન્નેની ઉત્પત્તિ પિત્તસ્થાનોમાંથી થાય છે અને એમા હૃદયગત રસાદિ ધાતુઓ સુકાઈ જાય છે (ક્ષીણતા આવે છે ) એટલા માટે શ્વાસ અને હેડકી બન્ને સમાન છે, એમ જ સરખાં જ દુઃસાધ્ય છે.

### बन्नेनां सामान्य कारणो :

શ્વાસ માર્ગમાં ધૂળ કે ધૂમાડાના પ્રવેશથી, વાયુથી, શીતળ સ્થળ કે શીતળ સ્થાનથી, અત્યંત વ્યાયામ કે મૈથુનથી, મુસાફરીથી, રૂક્ષ અન્નના સેવનથી વિષમાનસનથી, આમદોષથી, આનાહથી, રૂક્ષતાથી અધિક ઉપવાસથી, નબળાઈથી, મર્મસ્થાન પર ઘા લાગવાથી, શીત (ઠંડુ) અને ગરમ પદાર્થના ક્રમ વગરના સેવનથી, વમન, વિરેચન

---

*સુશ્રુત ઉત્તર તંત્ર અધ્યાય ૫૦, ચરક ચિકિત્સા અધ્યાય ૨૧

આદિના અતિશોધનથી, અતિસાર, જ્વર, વમન, પ્રતિશ્યાયથી, ઉર ક્ષતથી, ક્ષય, રક્તપિત્ત, ઉદાવર્તથી, વિસૂચિકા, પાંડુરોગ અને વિષથી, અને ખાસ કરી આ વાતિક કારણોથી આ બન્ને રોગ ઉત્પન્ન થાય છે અડદ, તલ, તલનું તેલ, ચોખાનો લોટ, વિષ્ટંભિ, વિદાહી અને ભારે પદાર્થોના સેવનથી, જલીય પ્રદેશના માંસ સેવનથી, દહીં અને કાચા દૂધથી, અભિષ્યન્દિ પદાર્થોથી, કફકારક પદાર્થોનું સેવન કરવાથી, ગળા અને કંઈક લાગવાથી યા રુકાવટ થવાથી અનેક પ્રકારના મળ-મૂત્ર, વાયુની રુકાવટ થવાથી, **વાયુ પ્રાણવાહી સ્રોતોમાં પ્રવેશ પામી** પ્રકુપિત થાય છે અને છાતીમાં જઈ **અવરોધ પામી** રોગ ઉત્પન્ન કરે છે. આ બન્ને રોગ અત્યંત કષ્ટદાયી અને પ્રાણીઓનો પ્રાણનાશ કરે છે આમ હેડકી અને શ્વાસનું નિદાન સરખુ છે. છતા હેડકીમાં વિશેષ કહ્યુ છે કે પ્રાણવાયુ, જલ અને અન્નવહ માર્ગોમા વિકૃત વાયુ રૂંધાઈને હેડકી ઉત્પન્ન કરે છે.×

हिक्का :

કાળજુ, બરોળ અને આંતરડાને મો દ્વારા બહાર ફેંકી દેવાનો હોય એમ વાયુ હિક્ હિક્ અવાજ કરતા વારંવાર ઉપર ચડે છે અને એ જ અવાજ કરતો પ્રાણ પણ હરી લે છે, તેથી સુજ્ઞો એને હેડકી કહે છે.

**प्रकार** : કફયુક્ત વાયુ, પાંચ પ્રકારે (૧) અન્નજા, (૨) યમલા, (૩) ક્ષુદ્રા, (૪) ગભીર અને (૫) મહતી નામની હેડકી ઉત્પન્ન કરે છે.

**पूर्वरूप** : કંઠ અને છાતીમાં ભારેપણું, મોઢામાં તૂરાશ, પેટનો આફરો એ હેડકીનાં પૂર્વરૂપ છે.

---

×प्राणोदकान्नवाहिनि स्रोतांसि विकृतोऽनिल ।
हिक्का करोति संरुध्य तासा लिंग पृथक् गृणु ॥

**लक्षण** : अन्नजा : ખાવા પીવાનુ ઉપરાઉપરી અતિસેવન કરવાથી વાયુ અત્યંત પ્રકોપ પામે છે, ઊંચે ચડી જે હેડકી ઉત્પન્ન કરે છે તે અન્નજા છે.

यमला : લાંબે ગાળે, બબ્બે સાથે આવે છે તે પ્રકાર માથુ અને ગ્રીવા કંપાવનારો હોઈ યમલા કહેવાય છે

क्षुद्रिका : લાંબે સમયે મંદ વેગથી આવનાર, ગળા અને હાંસડીના મૂળ આગળ શરૂ થનાર હિક્કા ક્ષુદ્રિકા કહેવાય છે.

गम्भीरा . નાભિ આગળ શરૂ થનાર, ગંભીર અવાજ કરતી અનેક ઉપદ્રવવાળી હેડકી ગંભીર કહેવાય

महा . મર્મસ્થળોને ભેદી નાખતી, સર્વ ગાત્રોને કંપાવી દેતી, સતત આવનાર હેડકી મહા હિક્કા કહેવાય છે.

**साध्यासाध्यता** : ( ૧ ) હેડકી આવતી વખતે જેનુ શરીર કમાન માફક વળી જાય, નજર ઉપર ચડી જાય અને ( ૨ ) ક્ષીણ થઈ ગયો હોય, અન્ન ન ભાવે અને ઘણી જ હેડકી આવતી હોય, ગંભીર તથા મહતી હેડકી થઈ ગઈ હોય તે રોગી અસાધ્ય ગણવા. જેના શરીરમાં દોષો ખૂબ હોય, ભોજન ન કરવાથી જે સુકાઈ ગયો હોય, વ્યાધિઓથી શરીર લેવાયેલુ હોય, વૃદ્ધ હોય અને બહુ સ્ત્રીસંગ કરતો હોય તેને થયેલી હેડકી તુરત પ્રાણ હરી લે છે. લવારો, વેદના, મૂર્ચ્છા અને તરસવાળાને યમિકા હેડકી મૃત્યુ નિપજાવે છે.

ક્ષીણ તથા દીન ન હોય, ધાતુ અને ઇંદ્રિયો દૃઢ હોય, તેને યમલા હેડકી મટી શકે છે, પરંતુ એથી વિરુદ્ધ લક્ષણવાળાને તે મારી નાખે છે.

**चिकित्सा क्रम :**

**હેડકી અને શ્વાસના** દરદીનાં ઉદર અને છાતી પર તેલનુ માલિશ કરી, યથાવિધિ સ્નિગ્ધ દ્રવ્યોનો સ્વેદ આપવો જોઈએ અને લવણયુક્ત

દ્રવ્યો વડે વાયુનુ અને મળનુ અનુલોમન કરાવવુ જોઈએ. રોગી બળવાન હોય તો દોષ અનુસાર, વમન, વિરેચનાદિ સંશોધનક્રમ કરવો જોઈએ. પણ રોગી નિર્બળ હોય તો શામક ઔષધો આપવાં *

હેડકીનાશક પ્રયોગો આ પ્રમાણે છે

(૧) બોરના ઠળિયાની મીંજ, સુરમો અને ખીલ ત્રણેય મેળવી તેમાંથી ૧ રતી ચટાડવુ.

(૨) કડુ અને શુદ્ધ સોનાગેરુ મેળવી માત્રા ૪ રતી (સોનાગેરુ ઘીમાં શેકવાથી શુદ્ધ થાય છે.)

(૩) પીપર, આંબળાં, સાકર અને સૂંઠ આ ચારેયનુ ચૂર્ણ માત્રા : ૧ માસો

(૪) પાટલાનાં ફૂલ, ફળનુ કલ્ક યા ચૂર્ણ માત્રા : ૧ માસો

(૫) પીપર, ખજૂર અને નાગરમોથ આનુ ચૂર્ણ કરવું. માત્રા : ૧ માસો.

**નોંધ :** ઉપરના પાંચ યોગોમાથી કોઈ પણ એક યોગને મધ સાથે ચટાડવુ.

(૬) હરડેનુ ચૂર્ણ ૨ થી ૪ રતી મધમાં ચટાડવુ.

(૭) મોરના પીંછામાં ચંદરવાનો ભાગ બાળી તેની ભસ્મ કરવી અને તેની ૨ રતી મધમાં ચટાડવાથી હેડકી શાંત થાય છે.

(૮) જેઠીમધના ચૂર્ણને મધ સાથે, પીપરના ચૂર્ણને સાકર સાથે અને સૂંઠના ચૂર્ણને ગોળ સાથે મેળવી નસ્ય આપવાથી હેડકી બંધ થાય છે.

---

*हिक्काश्वासातुरे पूर्वं तैलाक्ते स्वेद इष्यते ।
स्निग्धैर्लवणयोगैश्च मृदुवातानुलोमनम् ।
उर्ध्वाधः शोधनं शक्ते दुर्बले शमनं मतम् ॥

(૯) લીંબુના રસમા થોડું મધ અને સંચળ મેળવી પીવા આપવાથી હેડકી મટે છે.

(૧૦) સૂંઠનુ ચૂર્ણ તો. ૨, બકરીનુ દૂધ તો ૧૬, પાણી તો. ૬૪ યથાવિધિ પકાવી ક્ષીર માત્ર શેષ રહે ઉતારી લો. એ પીવાથી હેડકી મટે છે.

(૧૧) પીપર, આંબળાં અને સૂંઠ, આ ત્રણ ઔષધોને ચૂર્ણ રૂપે લઈ તેમાંથી યોગ્ય માત્રા મધ સાથે આપવાથી હેડકી બંધ થાય છે.

**श्वास :**

**पूर्वरूप** હૃદયની પીડા, શૂળ, આફરો, કબજિયાત, મોંનો બેસ્વાદ અને લમણાંમાં સોય ભોંકાવા જેવી પીડા એ શ્વાસનુ પૂર્વરૂપ છે.

**संप्राप्ति :** કફથી ભરેલો વાયુ રૂંધી નાંખી પોતે પણ જકડાઈ જઈ ફાવે તેમ ફરે છે ત્યારે શ્વાસરોગને ઉત્પન્ન કરે છે

**महा श्वास :**

જેનો વાયુ ઊંચે ચડી આવે, બાંધેલા માતેલા આખલાની માફક જે હાંફયા કરે અને દુખી થાય, જેનાં સંજ્ઞા અને જ્ઞાન નાશ પામે, આંખો ભમ્યા કરે, આંખો અને મો ફાટી જાય, મળમૂત્રાવરોધ થઈ જાય, વાણી તૂટતી હોય, દીનતા છવાઈ જાય, જેનો શ્વાસ પણ દૂરથી સંભળાય, એવો મહાશ્વાસવાળો દરદી તરત મૃત્યુ પામે છે.

**उर्ध्वश्वास :**

જેમાં દરદી ઊંચો અને લાંબો શ્વાસ લઈ શકે છે પરંતુ શ્વાસ અંદર ( નીચે ) ઉતારી શકતો નથી, મોં અને સ્રોતો કફથી ભરાઈ જાય છે, વાયુના કોપથી પીડાય છે, આંખો ઊંચી ચડી જાય છે અને બેબાકળી દષ્ટિ આમતેમ ફેરવે છે, મૂર્ચ્છા આવે છે અને દુખ થાય

છે, મોં ધોળું પડી જાય છે, તેને કંઈ ગમતુ નથી. આને ઊર્ધ્વશ્વાસ કહે છે. એ જ્યારે પ્રકોપ પામે ત્યારે શ્વાસ હેઠો ઊતરતો નથી, એને લીધે મૂર્ચ્છા અને ગ્લાનિ થાય છે અને પ્રાણ નીકળી જાય છે.

**છિન્ન શ્વાસ :**

જેમા દરદી બધી જ શક્તિ વાપરી તૂટક તૂટક શ્વાસ લે છે, તેના મર્મસ્થળો ભેદાઈ જતાં હોય તેવી વેદનાથી પીડાતો તે શ્વાસ નથી લઈ શકતો. આફરો, પ્રસ્વેદ, મૂર્ચ્છા અને બસ્તિમાં બળતરા થાય છે આંખોમાં બળતરા થાય છે અને ખૂબ નબળાઈ આવી જાય છે. શ્વાસ લેતાં આંખો લાલ થઈ જાય છે, ચિત્તમા ઉદ્વેગ થઈ આવે છે, મોઢું સુકાઈ જાય છે, વર્ણ ફરી જાય છે, લવારો કરે છે અને સાંધાઓ શિથિલ થઈ જાય છે તે છિન્ન શ્વાસનો દરદી તુરત મૃત્યુ પામે છે.

**તમક શ્વાસ :**

ડોક અને શિરને જકડીને, કફ વધારી, પ્રાણવાયુ સ્રોતોમાં ઊંધો કરે છે અને તે રૂંધાઈ જઈ કફને લઈ, સળેખમ તથા ઘુર ઘુર અવાજ કરનાર, બહુ તીવ્ર વેગવાળા અને હૃદયને પીડા આપનાર તમક શ્વાસને ઉત્પન્ન કરે છે. દરદીને શ્વાસનો વેગ હોય ત્યારે અંધારા આવે છે. તૃષા, નિશ્ચેતનતા, ઉધરસ ખાતા બેભાનપણું, **કફ ન છૂટે ત્યાં સુધી અત્યંત પીડાય છે** અને જ્યારે કફ બહાર નીકળે ત્યારે **તેને રાહત** મળે છે. આ રોગમાં રોગીને ગળામા ખૂજલી થાય છે, તેને બોલવામા તકલીફ પડે છે અને જો સૂએ તો સૂઈ શકતો નથી, સૂએ ત્યારે પડખાં વાયુ વડે ઝલાઈ જાય છે, **બેસવાથી સુખનો અનુભવ થાય છે.** એને ગરમ વસ્તુ ગમે છે, આંખો સૂજી આવે છે, કપાળમા પરસેવો વળે છે, ખૂબ વેદના થાય છે, મોં સુકાઈ જાય છે, વારવાર શ્વાસ ચડવાથી, સર્વે ગાત્રો કમકમી જાય છે

આ ( તમક ) શ્વાસ વર્ષા, જલ, શીત, પૂર્વનો પવન અને કફકારક પદાર્થોથી વધે છે એ યાપ્ય છે અને નવો થયેલો હોય તો સાધ્ય બને છે.

**પ્રતમક શ્વાસ :**

ઉપરોક્ત શ્વાસ ( તમક )માં તાવ અને મૂર્ચ્છા ભળે ત્યારે પ્રતમક કહેવાય છે. ઉદાવર્ત, ધૂળ, અજીર્ણ, જીર્ણ શરીર અને કુદરતી હાજતોના વેગના રોકાણને લીધે થયેલો પ્રતમક અંધકારથી ખૂબ વધે છે અને ઠંડા ઉપાયોથી શાંત થાય છે મધુકોશ ટીકાકાર આ પ્રતમક અને સંતમક બન્નેને એક માને છે

જેમકે અંધકારમાં ગરકાવ થઈ ગયો હોય એવો ભાસ દરદીને થાય તેને સંતમક કહે છે

**ક્ષુદ્ર શ્વાસ :**

સૂકો ખોરાક અને શ્રમ કરવાથી કોઠામાં ક્ષુદ્ર વાયુ ઊંચો ચડે છે. આ ક્ષુદ્ર શ્વાસ બહુ કષ્ટદાયક નથી તેમ શરીરમાં અન્ય વેદના ઉત્પન્ન કરતો નથી, બીજા શ્વાસની જેમ પીડાકારક નથી, અન્નપાનની સમ્યક્ ગતિનો અવરોધ કરતો નથી, ઇંદ્રિયોમાં કોઈપણ પીડા કે વેદના ઉત્પન્ન કરતો નથી, એ સાધ્ય છે.

**સાધ્યાસાધ્યતા** . બળવાન વ્યક્તિને થયેલા, અવ્યક્ત લક્ષણવાળા બધા જ શ્વાસ સાધ્ય છે. સાધારણ રીતે, ક્ષુદ્ર શ્વાસ સાધ્ય, તમક કષ્ટ-સાધ્ય અને મહાન ઊર્ધ્વ તથા છિન્ન એ ત્રણે અસાધ્ય ગણાય છે દુર્બળ વ્યક્તિને થયેલ તમક શ્વાસ પણ અસાધ્ય છે.

**શ્વાસરોગની ચિકિત્સા :**

ચિકિત્સાનો ક્રમ પહેલાં હિક્કાની ચિકિત્સામાં પૃષ્ઠ ૧૩૩ ઉપર આપ્યા છે. તે જ ક્રમ શ્વાસની ચિકિત્સામાં લેવાનો છે. હિક્કા અને

શ્વાસમાં કારણ એક જ હોવાથી, સંપ્રાપ્તિ અને દોષ સામ્ય હોવાથી, ચિકિત્સા ક્રમ પણ એક છે. પહેલાં તેલનુ માલિશ કરી, સ્વેદ આપી, વાયુનુ અનુલોમન કરી, પછી વમન વિરેચન કરાવવુ. રૂક્ષ સ્વેદ ન આપવો અને બળવાન રોગીમાં જ સંશોધન ચિકિત્સા કરવી. દુર્બળ દરદીમા શમન ચિકિત્સા કરવી.

લવણ મિશ્રિત તેલ વડે સ્નિગ્ધ નાડી સ્વેદ, પ્રસ્તર સ્વેદ યા સંકર સ્વેદ આપવા. આ રીતે સ્નેહપૂર્વક સ્વેદ આપવાથી સ્રોતોમાં ભગયેલો કફ પીગળવા–ઓગળવા માંડે છે. છિદ્રોમા કોમળતા આવે છે અને વાયુનુ અનુલોમન થાય છે. જેમ પર્વતનાં શિખરો પર જામી ગયેલો હિમ, સૂર્યનાં કિરણો વડે પીગળી જાય છે, તેમ શરીરમા જામી ગયેલ કફ સ્વેદ વડે પીગળી જાય છે.

આ કફ જ્યારે પીગળેલો હોય ત્યારે દધિ–દહી જેવા કફવર્ધક–ઉત્ક્લેશ પદાર્થો આપી, કફનો ઉત્ક્લેશ કરાવી વમન–(ઊલટી) કરાવી દેવુ; જે વાયુનુ અવિરોધી હોય તેવાં ઔષધમાં સિંધવ, પીપર અને મધ મેળવી આપવાં આમ કરવાથી દુઃખદાયક કફ નીકળી જઈ રોગીને શાંતિ મળે છે, કેમકે સ્રોતો સાફ–શુદ્ધ થઈ ગયા બાદ વાયુ પણ વગર અવરોધે ગતિ કરી શકે છે

આ રીતે કરતાં પણ થોડો કફ રહ્યો હોય તો બુદ્ધિમાન વૈદ્ય, હરતાલ, જટામાંસી, હળદર, જવ, એરંડમૂળ, લાક્ષા, મનશિલા, દેવદાર જેવા પદાર્થોનો યથાસહ્ય ધૂમપાન કરાવવો. એ દ્રવ્યો પીસી વર્તિ બનાવી લેવી, એને ઘીમાં ભીંજવીને પીવી.

પણ દુર્બળ હોય તેવા, સ્વર જેમનો ક્ષીણ છે, અતિસાર, રક્તપિત્ત, દાહ રોગથી પીડિત, હિક્કા અને શ્વાસ રોગીઓની ચિકિત્સા મધુર, સ્નિગ્ધ અને શીતળ પદાર્થો વડે કરવી પિત્તદાહથી પીડિત, અતિસ્થૂલ, ક્ષીણ, અતિરક્તમાન, અતિસ્વેદ કરાવાયેલા, રૂક્ષ, ક્ષીણ બળ, ગર્ભિણી

અને પિત્ત પ્રકૃતિવાળાઓ જો હિક્કા અને શ્વાસ વડે પીડિત હોય તો તેમને સ્વેદન ન કરાવતાં, શમન ચિકિત્સા જ કરવી

અધ્યાય ૭ માં કહેલ, કાસરોગના, કંટકારિ અવલેહ, વાસાવલેહ, સિતોપલાદિ ચૂર્ણ, કાસકુઠાર રસ જેવા પ્રયોગો આમાં પણ લાભ કરે છે.

સોમ ચૂર્ણ રતી ૪ અને મલ્લસિંદૂર રતી ૧ મેળવી સારી રીતે ઘૂંટી તેના બે ભાગ કરી મધ સાથે ચટાડવા, ઉપર, સોમ ચૂર્ણ બે આની ભાર લઈ, ઊકળતા પાણીમા નાંખી ઠંડું કરી ફાંટ બનાવી આપવો આ ફાંટ જ્યારે શ્વાસનો વેગ ઊપડ્યો હોય ત્યારે આપવો નબળા, રોગી, હૃદયરોગથી પીડિત દરદીઓ માટે સોમ ચૂર્ણ એક આની ભાર અને અર્જુન ચૂર્ણ એક આની ભાર બન્નેને મેળવી તેનો ફાંટ બનાવી પીવા આપવો, જ્યારે વેગ ઊપડે ત્યારે આ ફાંટ ઉત્તમ રાહત આપે છે

જમ્યા બાદ વાસાસવ, દ્રાક્ષારિષ્ટ, બબ્બુલારિષ્ટ આદિ આસવ ૧ા થી ૨ાા તોલો યથા બળ હોય તે પ્રમાણે શ્વાસનો દરદી લઈ શકે. આ આસવના પ્રયોગોમાં સૌથી ઉત્તમ પ્રયોગ કનકાસવનો છે.

✓ શ્વાસના દરદી માટે નીચેનુ પ્રિસ્ક્રિપશન ખાસ અનુભૂત છે.

| | | |
|---|---|---|
| શ્વાસકુઠારરસ | રતી | ૩ |
| અભ્રક | રતી | ૨ |
| સાબરશૃંગ | રતી | ૨ |
| ચંદ્રામૃતરસ | રતી | ૨ |
| ભાગોત્તર | રતી | ૨ |
| સિતોપલાદિ | માસા | ૩ |

બધુ મેળવી તેવું અકકેક પડીકુ સવારે અને સાંજે મધ સાથે ચટાડવુ. જો શ્વાસનો વેગ અધિક ચાલુ હોય ત્યારે ઉપરનાં પડીકાંમાં સોમ ચૂર્ણ

મેળવવુ અને તમક શ્વાસના દરદીઓમાં સમીરપન્નગરસ રતી ૧ પ્રત્યેક પડીકામાં ઉમેરીને આપવાથી લાભ કરે છે.

અઘરા અને જૂના કેસોમાં શ્વાસકાસ ચિંતામણિનો પ્રયોગ લાભદાયક નીવડે છે

| | |
|---|---|
| શંખચૂડરસ | રતી ૧ |
| શ્વાસકાસચિંતામણિ | રતી ૨ |
| ભાગોત્તર | રતી ૨ |

ત્રણેયને મેળવી એવું એક પડીકુ સવારે, બપોરે અને સાંજે કંટકાર્યાવલેહની સાથે આપવુ.

મોઢામા ચૂસવા વ્યોપાદિવટી યા એલાદિવટી આપવી જેઠીમધનો પ્રયોગ પણ લાભકર્તા નીવડે છે.

## हिक्का-श्वासरोग नाशक प्रयोगो

### १. कनकासव :

ધતૂરાનુ પચાંગ તો. ૧૬, અરડૂસીના મૂળની છાલ, જેઠીમધ, ભોરીગણી, કેસર, સૂંઠ, ભારગી, તાલીસપત્ર એ પ્રત્યેક તો. ૧, ધાવડીનાં ફૂલ તો. ૬૪, દ્રાક્ષ તો ૮૦, પાણી તો. ૨૦૦૦, સાકર તો ૨૫૦, મધ તો ૧૫૦ બધાંને સાથે મેળવી એક તપેલામાં નાખી, ચૂલે ચઢાવી ગરમ થતાં ઉતારી, ઠડુ કરી તેને બરણીમાં ભરી રાખવુ. આસવની રીતે બરાબર તૈયાર કરી બે માસ બાદ ગાળી લો પ્રમાણ ૧ા થી ૨ા તોલા તેટલા પાણી સાથે જમ્યા બાદ ખાસી અને શ્વાસ માટે ઉત્તમ છે

### २ व्योपादिवटी :

સૂંઠ, મરી, પીપર, આમલીનો ગર, ચવક, ચિત્રક, અમ્લવેતસ, તાલીસપત્ર, જીરુ પ્રત્યેક ૧-૧ તોલો, તજ, એલચી, તમાલપત્ર પ્રત્યેક

ાા-ાા તોલો બધાંનુ બારીક ચૂર્ણ, જૂનો નરમ ગોળ તો ૨૦ નાખી, ઘૂંટી ચણા જેવડી ગોળી કરી લેવી ૨ થી ૧૨ ગોળી આખા દિવસમા અકકેક કરી ચૂસવી. અથવા સહેજ ગરમ પાણીથી ઉતારી જવી સળેખમ, ખાસી, શ્વાસ, અરુચિ, પીનસ, સ્વરભંગ મટાડે છે.

### ૩ शंखचूडरस :

ચદ્રોદય તો ૧, અભ્રકભસ્મ તો ૧, સુવર્ણભસ્મ તો. ૧, વૈક્રાંતપિષ્ટ તો ૩, શંખભસ્મ તો ૩૦ બધાને મેળવી ખૂબ બારીક ઘૂંટવુ. માત્રા : ૧ થી ૨ રતી, મધ સાથે ખાસ કરી આ પ્રયોગ હેડકી માટે ઉત્તમ છે થોડી થોડી વારે જરૂર હોય તો આપવુ શ્વાસ માટે ઉત્તમ છે

### ૪. श्वासकुठाररस ( १ ) ·

શુદ્ધ પારદ તો ૧, શુદ્ધ ગધક તો ૧, શુદ્ધ વચ્છનાગ તો ૧, ફુલાવેલ ટંકણ તો ૧, શુદ્ધ મનશિલ તો. ૧ આ પાચ ઔષધો મેળવી, તેમા મરી, સૂંઠ અને પીપર તો ૨-૨ પ્રત્યેક નાખી ઘૂંટવુ, બાદમા મરીનુ ચૂર્ણ તો. ૮ નાખી ખૂબ બારીક રીતે ઘૂટી લેવુ. ઘૂટાઈ સારી રીતે કરાવવી જોઈએ આ પ્રયોગથી તમામ પ્રકારના શ્વાસ નષ્ટ થાય છે

### ૫. श्वासकुठाररस ( २ ) :

શુદ્ધ પારદ, શુદ્ધ ગધક, શુદ્ધ વચ્છનાગ, ફુલાવેલ ટકણખાર અને શુદ્ધ મનશિલ તો. ૦। પ્રત્યેક, મરીનુ ચૂર્ણ તો. ૨, સૂઠ, પીપર અને મરી પ્રત્યેક ૨ાા-૨ાા તોલો, મેળવી ખૂબ બારીક અને સારી રીતે ખરલમાં ઘૂંટી લેવુ. પછી બધાનુ બારીક મિશ્રણ શરાવ સંપુટમા ભરી, ઉપર કપડમાટી કરવી અને હલકો પુટ આપવો, પછી એ મિશ્રણ કાઢી લેવું. પછી એ મિશ્રણમાંથી ૧ થી ૨ રતી આપવુ.

६. श्वासकासचिंतामणिरस :

કજ્જલી, તામ્રભસ્મ, શુક્તિભસ્મ, શંખભસ્મ દરેક તોલો ૧, અભ્રકભસ્મ તો. ૧॥, મુક્તાભસ્મ તો. ०।, સુવર્ણભસ્મ તો. ०।, રૌપ્યભસ્મ તો ०।, સુવર્ણમાક્ષિકભસ્મ તો ૧, ફુલાવેલ ટંકણ, શુદ્ધ વચ્છનાગ, સૂંઠ, મરી, પીપર, કનકબીજ પ્રત્યેક તો ૧ બધાંને સાથે બારીક વાટી લેવાં. તેને ભોરીગણીના ડોડવા, નગોડ અને આદુના રસની ત્રણ ભાવના આપી ઘૂંટી લેવું. બારીક સૂકવી બાટલીમાં ભરી લેવુ પ્રમાણ : ૧ થી ૨ રતી, અનુપાન : મધ. ઉપયોગ : પાંચેય પ્રકારના શ્વાસ, છાતીનાં દરદ, હેડકી, ખાંસી, દમ વગેરે મટાડે છે.

૭. हेममात्रा :

સુવર્ણભસ્મ, મોતીભસ્મ, તામ્રભસ્મ અને કાંતલોહભસ્મ આ ચારેય ભસ્મો એકત્ર કરી તેનું મિશ્રણ કરી બે રતી, મધ સાથે આપવાથી હેડકીઓનો નાશ કરે છે



# અધ્યાય ૧૩

# અર્શ

## अर्श

अरिवत् प्राणान् शृणाति हिनस्तीत्यर्शः इति ।

**પરિચય** ·

જે શત્રુની માફક પ્રાણને શીર્ણ ( નષ્ટ ) કરે તેને અર્શ કહે છે. અર્શ, અતિસાર અને ગ્રહણી આ ત્રણેય વિકારો પરસ્પર કારણભૂત હોય છે અને તે અગ્નિમાંદ્ય હોતાં થાય છે અગ્નિ બળવાન હોતાં નથી થતાં અતિસાર અને ગ્રહણીનુ વિરેચન અગાઉ કરી ગયા છીએ તેમાં અગ્નિનુ મહત્ત્વ પ્રતિપાદન કરેલું છે ચિકિત્સકના સ્મરણમાં રહેવું ઘટે કે અર્શ કિવા હરસનાં બાહ્ય સહાય્યક કારણો ઘણાં છે, પણ અગ્નિમાદ્ય મુખ્ય છે આ હરસ એટલે ગુદા અને ઉપગુદા વચ્ચે આવેલ અશુદ્ધ રક્તવહન કરનાર વાહિનીઓનો વિસ્તાર જ છે. આ દરદના પ્રકારોમાં સહજ અર્શ વિશે થોડી સમજણ આપવી જરૂરી લાગે છે. સહજ અર્શ એટલે શરીરની ઉત્પત્તિથી જ જેના મૂળ હોય તે કહેવાય. ગર્ભ નિર્માણક રજઃ અને વીર્યમાં ગુદવલિ નિર્માણ કરવાવાળાં અંશમાં એ દુષ્ટિ હોય છે. એટલે સુશ્રુત મતે આ આદિબલ પ્રવૃત્તિ વ્યાધિ થયો અને ચરકે ગુદવલિના નિર્માણક અંશમાં માતૃજ તત્ત્વને માનેલ છે.* ગુદાને માતૃજ ગણેલ છે એટલે તે રજ માથી બને છે તે દૂષિત હોઈ સહજ અર્શ થાય છે. અહી સહજ અર્શ વિશે જરૂરી વિવેચન કરીશું. શરીરની ઉત્પત્તિ સાથે જે ઉત્પન્ન થયા હોય તે **સહજ અર્શ**

---

*यानि खल्वस्य गर्भस्य मातृजानि, यानि चास्य मातृत. सम्भवन्ति, ... .तद्यथा ........पक्वाशयोश्चोत्तरगुदश्चाधरगुदश्च......चेति मातृजानि ।

( च शा. अ. ३६ )

કહેવાય છે શરીરમા ગુદાની વલિના ભાગનું નિર્માણ કરનાર જે વીર્ય કે રજ: અંશ હોય તે દુષ્ટ હોય, તો ગુદવલિમાં એ દોષ રહે છે ગુદાની વલિયોમાં અર્શ થાય છે અને એ ભાગ **માતૃજ** છે, એટલે ખાસ કરી સંપૂર્ણ ગુદા માતૃજ હોય છે એટલે રજ. ના અંશના દુષ્ટિ હોય તો સહજ અર્શ ઉત્પન્ન થાય છે. પરંતુ એ પણ ધ્યાનમાં રહેવુ જોઈએ કે શુક્ર સર્વ શરીરમાં વ્યાપ્ત છે અને તેનુ તથા રજનુ મિશ્રણ થઈને ગર્ભ બને છે. શરીરનું કોઈ પણ અવયવ એવું નથી કે જેના નિર્માણમાં ઓછો યા વધુ અંશ શુક્રનો ન હોય; એ ન્યાયે આ સહજ પ્રકારના અર્શમાં, ગર્ભના ગુદભાગ નિર્માણક રજ અને વીર્યમાં દુષ્ટિ હોય, તો સુશ્રુતે જેને આદિબલપ્રવૃત્ત વ્યાધિ ગણ્યો છે તે પ્રકારની વિકૃતિ સહજ અર્શ ગણાય આ પ્રકાર બીજ દોષજ થયો, પરંતુ પૂર્વકૃત કુકર્મજ (આગલા ભવોનાં કરેલાં નરસાં કાર્યનાં ફળો) સહજ અર્શ પણ છે. ચરકે એની ગણના કરી છે (જુઓ ચ. ચિ સ્થા. અ. ૧૪)×

અર્શના સંસર્ગજ ભેદ, એ જ છે. દ્વન્દ્વ જ છે સુશ્રુને તે છ પ્રકારના માન્યા છે.+ વાતાદિ ત્રણ દોષોમાંથી બબ્બે મળીને ત્રણ અને એમાથી રકત જોડે અકકેક મળીને ત્રણ એમ છ પ્રકાર ગણવાના છે. પૃથક્ પૃથક્ દોષ દ્વારા ઉત્પન્ન થનાર અર્શમાં જોવામાં ન આવતી અસાધ્યતા, વિલક્ષણતા અને વિકૃતિ વિષમ સમવાય સન્નિપાતજ અર્શમાં ભિન્ન જોવામાં આવે છે, એટલે સન્નિપાતજ અર્શનો પ્રકાર ગણ્યો છે.

ગુદ શારીર (Anatomy of Anal canal) આ પ્રમાણે છે એનુ પ્રમાણ ૪॥ આગળ જેટલુ હોય છે જેમાં ત્રણ વલિયો રહે છે, જે

---

×तत्र द्विविधबीजावुपतप्तौ हेतुर्मातापित्रोरपचारः पूर्वकृतञ्ज कर्म ।

+पृथग्दोषैः समस्तैश्च शोणितात्सहजानि च ।
अर्शांसि षट्प्रकाराणि विद्याद्गुदवलित्रये ॥

એક શંખમા જેમ ઘેરાવો એક બીજા પર હોય તે પ્રમાણે ગુદામાં રહેલી હોય છે અને તે પ્રવાહણી, વિસર્જિની અને સંવરણી હોય છે. ગુદાનું ઓષ્ઠ અર્ધાંગુલ પ્રમાણનુ હોય છે, ત્યાર બાદ પ્રત્યેક વલિ એકકેક અંગુલના પ્રમાણમા હોય છે (જુઓ સુશ્રુત નિદાન અધ્યાય ૨) ટીકાકાર ભોજ કહે છે કે જ્યાં ગુદરોમનો (વાળનો) અંત આવે છે ત્યાંથી ૧ાા યવ ગુદાનુ ઓષ્ટ હોય છે, પશ્ચાત્ પ્રથમ વલિ એક અંગુલની હોય છે અને બીજી વલિ ૧ાા અંગુલની અને ત્રીજી વલિ ૧ાા અંગુલ જેટલી હોય છે.

વાગ્ભટે નિદાનસ્થાનમા સંક્ષેપમા અર્શના બે પ્રકાર પાડ્યા છે. અને તે ( ૧ ) સહજ અને ( ૨ ) જન્મોત્તર થનાર અર્શ; બીજો ભેદ શુષ્ક અને પરિસ્રાવી. શુષ્ક એટલે સ્રાવ વગરના અને સ્રાવી એટલે જેમાં લોહી વહેતું હોય તેવા અર્શ એમ અર્થ લેવો.

ચરક કહે છે, વંશજ (કુલજ) વિકારને અમુકોએ અસાધ્ય ગણ્યા છે (જુઓ ચ ચિ અ. ૬ શ્લો. ૨૭), એટલે સહજ અર્શને અસાધ્ય ગણ્યા છે સન્નિપાતજ અર્શો પણ અસાધ્ય હોય છે.

**प्रकार :**

અર્શ ૬ પ્રકારના થાય છે. વાતથી, પિત્તથી, કફથી, સન્નિપાતથી, રક્તથી અને સહજ એમ ૬ પ્રકારના થાય છે. આ અર્શ ગુદાની ત્રણ વલિઓમાં થાય છે.

**निदान :**

કુપિત થયેલ વાતાદિ દોષ ત્વચા, માંસ, રકત અને મેદને, દૂષિત કરી ગુદા અને નાસામાં અનેક પ્રકારની આકૃતિવાળા અંકુરોને ઉત્પન્ન કરે છે અને તે અંકુર જ અર્શ કહેવડાવે છે

વૈદ્યો સાધારણ રીતે અર્શની ગણનરી કેવળ ગુદાગત અંકુરોત્પત્તિ ગણે છે. નાસિકા આદિના અંકુર વૃદ્ધિને અધિમાંસ ગણે છે. ચરક

ચિકિત્સાસ્થાન અધ્યાય ૧૪ માં સ્પષ્ટ કહે છે. "લિંગ, યોનિ, ગળુ, મુખ, નાક, કાન, આંખના પોપચાં, ચામડી વગેરે અર્શનાં સ્થાન હોઈ શકે, પરંતુ આ અંકુર અધિમાંસ છે. જ્યારે ગુદાની વલિઓમાં થતી અંકુરોત્પત્તિ એ જ અર્શ છે, એમ આ શાસ્ત્રની સ્પષ્ટ સંજ્ઞા છે"

અર્શમાં દોષોની પ્રધાનતામા ત્રણેય દોષ કુપિત થાય છે. તેમાં વાત, પિત્ત કે કફનું પ્રાધાન્ય હોય એ ખરું, પણ દોષ ત્રણેય કુપિત થાય છે.

હરસના સામાન્ય કારણો આ પ્રમાણે છે :- (૧) કબજિયાત, (૨) સગર્ભાવસ્થા, (૩) મરડા જેવો વ્યાધિ કે જેમાં વધુ પડતુ પ્રવાહણ કરવુ પડે છે, (૪) વિષમ અને કઠણ આસન પર બેસવું, (૫) પથ્થર આદિનો આઘાત, (૬) ઉત્કટુકાસન

પૃથક્ પૃથક્ (વાત, પિત્ત અને કફ) દોષને કુપિત કરનારાં કારણોથી કુપિત થયેલા દોષ, અગ્નિ મંદ થવાથી, મળ સંચિત થવાથી, અતિ મૈથુનના વિક્ષોભથી, વિષમ, કઠિન, ઉત્કટ આસનથી; બસ્તિનેત્ર, પથ્થર, માટી, વસ્ત્ર આદિના ઘસાવાથી; અતિશય શીતળ જળના સ્પર્શથી, નિરંતર અતિપ્રવાહણ કરવાથી, વાયુ, મળ અને મૂત્રના વેગને રોકવાથી અથવા તે વેગો પરાણે ઉત્પન્ન કરવાથી, જ્વર, પાંડુ, ગુલ્મ, અતિસાર, ગ્રહણી, શોથ આદિથી નબળા પડવાથી, વિષમ ચેષ્ટાઓથી, સ્ત્રીઓમા કસુવાવડથી, યા સગર્ભાવસ્થા અને ગર્ભવૃદ્ધિના દબાણથી અને અન્ય કારણોથી કુપિત થયેલો અપાનવાયુ, મળને ગુદામાં રોકી દે છે અને ત્યાં મળના અતિ (વધુ) સંપર્કથી વલિઓમાં અર્શ ઉત્પન્ન થાય છે

વાતાદિ દોષ, ત્વચા, માંસ અને મેદને દૂષિત કરી ભિન્ન ભિન્ન આકારના, માંસાંકુરોને ઉત્પન્ન કરે છે, તે જ અર્શ છે. 'આદિ' શબ્દથી ગુદા ઉપરાંત નાસિકા આદિ લેવાનો છે. નાક વગેરેમાં પણ નાસાર્શ આદિ અર્શ થાય છે. કાર્યચિકિત્સક તો કેવળ ગુદાર્શને પ્રધાનતા આપે છે.

**અર્શની સંપ્રાપ્તિ :**

વાતાદિદોષ કુપિત થઈ, અપાનવાયુના કોપથી મલાશયમા મળસંચય થાય છે પાચનક્રિયા વિકૃત હોઈ કફ કુપિત થાય છે આહારનો વિદાહ થવાથી પિત્ત પ્રકુપિત થાય છે. માર્ગાવરોધથી વાયુ પ્રકુપિત થાય છે. આ દોષ પોતપોતાના સ્થાનમાં પ્રકુપિત થઈ પ્રસરે છે અને આ પ્રકુપિત દોષ રસવાહિનીઓ દ્વારા હૃદયમાં જઈ પ્રધાન ( મહા ) ધમની દ્વારા અધોમાર્ગે જઈ ગુદામા સ્થાન સંશ્રય કરે છે અને ગુદવલિઓને દૂષિત કરે છે તેની માંસસદશ અંકુર ઉત્પન્ન થાય છે. ગુદવલિઓ ત્રણ છેઃ પ્રવાહિણી, વિસર્જિની, સંવરણી

સહજ અર્શ હમેશાં સાન્નિપાતિક હોય છે. જન્મ પછી થનારા અગ્નિમાંદ્ય આદિ કારણથી થાય છે. શુષ્ક અર્શમાં વાયુ અને કફ પ્રધાન હોય છે. પરિસ્રાવીમાં રક્ત અને પિત્તની પ્રધાનતા હોય છે. સંવરણી ગુદવલિમાં થનારા હરસ હમેશાં શુષ્ક હોય છે, જ્યારે આભ્યંતર એટલે પ્રવાહિણી અને વિસર્જિનીમા થવાવાળા પરિસ્રાવી હોય છે.

**અર્શનાં પૂર્વરૂપો :**

ખાધેલા ખોરાકથી વિષ્ટંભ થવો, નબળાઈ, કુક્ષિમા વેદનાયુક્ત ગડગડાટ, પાતળાપણું, અધિક ઓડકાર આવવા, પગમાં, જાંઘમા દુખાવો, કબજિયાત, ગ્રહણી કે પાંડુની શંકા થવી કે ઉદર રોગની આશંકા થવી તે હરસનાં પૂર્વરૂપ છે

**વાતાર્શ :**

વાત પ્રકોપક કારણથી ગુદામાં થયેલ અર્શના અંકુર સૂકા, ચમચમાટી કરતા, કરમાયેલા, કાળા તથા લાલ રંગના, અક્કડ તંતુવાળા, ખડમચડા, કર્કશ, વિવિધ આકારોવાળા, વાંકાચૂકા, અણીવાળા, ફાટેલા મોંવાળા, બોર, ખારેક, કપાસનાં ફળ જેવા, કોઈક કદમનાં ફૂલ જેવા,

કોઈક સરસવ જેવા, પીળી અને ઝીણી ફોલ્લીઓવાળા હોય છે. માથામાં, પાંસળાંમાં, ખભા, કેડ અને જંઘાઓમાં ઘણી વેદના થાય છે. છીંક, ઓડકાર, કબજિયાત, પીડા અને અરુચિ ઉત્પન્ન થાય છે. ઉધરસ, શ્વાસ, જઠરાગ્નિની વિષમતા, કાનમાં અવાજ અને ભ્રમ થાય છે. આ ચિહ્નોથી પીડાતા દરદીને ગંઠાયલો, થોડા અવાજવાળો, પ્રવાહી, વેદના સાથે ફીણવાળો, કાબરચીતરો ઝાડો કરાંજે ત્યારે ઊતરે છે. ચામડી, નખ, મળમૂત્ર, આંખો, મોં કાળાં પડી જાય છે ગોળો, બરોળ અને પેટની ગાંઠ ઉત્પન્ન થાય છે.

**पित्तार्श :**

વાદળી મોવાળા, રાતા, પીળા અને કાળા હોય છે. તેમાંથી પાતળું લોહી સ્રવે છે. તે (ખરાબ) ગંધાય છે. પાતળા, કોમળ અને ઢીલા હોય છે. પોપટની જીભ, કાળજાનો ટુકડો અને જળોના મોં જેવા આકારવાળા હોય છે દાહ, પાક, તાવ, પરસેવો, તરસ, મૂર્ચ્છા, અરુચિ અને મોહ ઉત્પન્ન કરે છે. તેઓ ગરમ હોય છે તેથી પાતળો, વાદળી, ઉષ્ણ, પીળો, લાલ અને અપકવ ઝાડો થાય છે. તેમનો વચલો ભાગ જવ જેવો વચ્ચેથી જાડો હોય છે. દરદીનાં ચામડી, નખ વગેરે લીલાં, પીળાં થઈ જાય છે.

**कफार्श :**

કફથી થયેલા અર્શ ઊંડા મૂળવાળા, ઘટ્ટ, થોડી વેદનાવાળા, કઠણ, ગોળ, ભારે, સ્થિર, કાબરચીતરા, લીસા, ભીનાશવાળા, અડવાથી સુખ આપતા, કેરડાં–ફણસની ગોટલી, ગાયનાં આંચળ જેવા આકારના હોય છે. તેઓ જાંઘના સાંધાઓને અકડાવી નાખે છે. ગુદા, પેડુ અને દૂંટીને ખેંચે છે. શ્વાસ, ઉધરસ, મોંમાંથી સ્રાવ, અરુચિ, સળેખમ, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, માથાની જડતા અને કફજ્વર થાય છે. નપુંસકતા, જઠરાગ્નિની મંદતા, ઊલટી અને મોટે ભાગે આમવાળા વિકારોને ઉપજાવે છે. મોટે ભાગે ચરબી જેવા શ્લેષ્મથી યુક્ત અને પ્રવાહી ઝાડા

થાય છે તે દૂઝતા નથી તેમ ફૂટતા પણ નથી. ચામડી વગેરે પાંડુવર્ણના અને ફીકાશયુક્ત થઈ જાય છે.

**त्रिदोषज अर्श :**

સર્વે દોષોના લક્ષણથી યુક્ત અર્શ ત્રિદોષજ કહેવાય છે. તેના અને સહજાર્શનાં લક્ષણો સરખાં હોય છે.

**साध्यासाध्यता :**

બાહ્ય વલિમાં એક દોષ જ અને નવીન અર્શ સુખસાધ્ય હોય છે બીજી વલિમાં હોય, બે દોષોની અધિકતાથી હોય અને એક વર્ષથી જૂના હોય તો કષ્ટસાધ્ય છે સહજ અર્શ તેમ જ આભ્યંતર વલિમાં ત્રણ દોષથી થયેલ અને જૂના હરસ અસાધ્ય છે. હરસના જે રોગીનાં નાભિ, ગુદા, વૃષણ અને મોઢામાં સોજો, હૃદય તથા પડખાંમાં શૂળ થાય તો તે અસાધ્ય સમજવો વારવાર તરસ લાગે, મૂર્ચ્છા, તાવ કે ગુદામાં પાક હોય તો પ્રાય અસાધ્ય નીવડે છે તરસ, અરુચિ, શૂળ અથવા અધિક રક્તસ્રાવવાળા રોગ અસાધ્ય નીવડે છે

**अर्शना उपद्रवो**

ગુદવિદ્રધિ, અર્શવિપાશ, ગુદચીર, અર્શભ્રંશ, ગુદભ્રંશ સનિરુદ્ધગુદ, બદ્ધગુદોદર, ભગંદર એટલા સ્થાનિક ઉપદ્રવો છે

ઇન્દ્રિય દૌર્બલ્ય, તન્દ્રા, શોથ, શિરઃશૂલ, અગ્નિમાંદ્ય, કાસ, શ્વાસ, પાંડુ, અષ્ઠીલાવૃદ્ધિ એટલા સાર્વદૈહિક ઉપદ્રવો છે

**अर्शनी चिकित्सा :**

(૧) ઔષધ, (૨) શસ્ત્ર, (૩) અગ્નિ, (૪) ક્ષારકર્મ વડે ચિકિત્સા કરવામાં આવે છે અહી ચિકિત્સામાં ઔષધ કર્મોનુ વર્ણન કરવામાં આવશે.

શુષ્ક અર્શ વાત યા કફ પ્રધાન હોય છે, જ્યારે પરિસ્રાવી અર્શ પિત્ત પ્રધાન યા રક્ત પ્રધાન હોય છે. સુશ્રુતે રક્તજન્ય અર્શની ગણના કરી છે. ચરકે એને પિત્તાર્શમાં સમાવ્યા છે.

જે હરસના રોગીને ગુદાનાં શોથ, શૂલ અને મંદાગ્નિ હોય તેણે સૂંઠ, મરી, પીપર, પીપરીમૂળ, પાઠા, હિંગ, ચિત્રક, સંચળ, પુષ્કરમૂળ, જીરું, બિલ્વની મજ્જા, બીડલવણ, અજમો, હાઉબેર, વાવડિંગ, સિંધવ, વજ અને આંબલી આ અઢાર વસ્તુ સમાન ભાગે લઈ ચૂર્ણ કરી દહીંના પાણી, મધ કે ગરમ પાણી સાથે લેવું.

હરડે અને ગોળ સમાન ભાગે લઈ આહાર પૂર્વે લેવાં અથવા નસોતરનું ચૂર્ણ ત્રિફળા કવાથ સાથે આપવું. નિયમિત કરી શકાય તેવા અને ફલદાયી યોગો ચરકે ટૂંકમાં નિરૂપણ કર્યા છે તે આ પ્રમાણે છે.

ગોમૂત્રમાં રાખેલી હરડે ગોળ સાથે આપવી જોઈએ. છાશની સાથે હરડે યા ત્રિફલાનો પ્રયોગ કરવો. પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠનુ ચૂર્ણ છાશ સાથે આપવું. શુદ્ધ હિંગ, હાઉબેર અને ચિત્રકને છાશ સાથે આપવું. બિલાનો ગરભ, ચિત્રક, સૂંઠ અને અજમો છાશ સાથે આપવાં. ભિલામાના ચૂર્ણને સકતુમંથમાં મેળવી છાશ સાથે આપવાં. સૂંઠ અને ચિત્રકના ચૂર્ણને સીધું સાથે આપવું.

હાઉબેર, કાળુંજીરું, ધાણા, જીરું, કચૂરો, પીપર, પીપરીમૂળ, ચિત્રક, ગજપીપર, અજમો, અજમોદ આનુ બારીક ચૂર્ણ કરી, અમ્લકટુરસ પ્રધાન છાશમાં મેળવી, ઘી લગાડેલા ઘડામાં ભરી રાખવું. જ્યારે આસવ વિધિથી તૈયાર થાય ત્યારે સ્વાદિષ્ટ એવું આ તક્રારિષ્ટ પિવડાવવું. એનાથી અગ્નિ વધે છે, રુચિ થાય છે, કફ અને વાયુનુ અનુલોમક, ગુદાના શોથ, કંડુ અને પીડાનો નાશ કરે છે, બળને વધારે છે, ભોજનના આદિ, મધ્ય અને અંતે ત્રણે સમયે અથવા તરસ લાગે ત્યારે પીવું.

ચિત્રકમૂળ છાલને પીસી ઘડામાં લેપ કરી એમાં જમાવેલું દહીં યા તક્રનો ઉપયોગ કરનારને હરસમાં ઘણો લાભ થાય છે.

સૂરણ હરસમાં ખાસ ફાયદો કરે છે. નવરાત્રના દિવસોમાં નવ યા એકવીસ યા બેતાળીસ દિવસો સુધી એનો પ્રયોગ કરે છે. સૂરણના કકડા સમારી અને ઘીમાં તળી ઉપર પંચકોલનુ ચૂર્ણ છાંટી ખાવું અને છાશ પીવી. તે સિવાય અન્ય કશું લેવું નહિ અર્શ માટે આ પ્રયોગ ઉત્તમ છે. સૂરણની બનાવટ બૃહત સૂરણ મોદક પણ સારો લાભ કરે છે. સૂરણ સસ્તુ, સર્વત્ર લભ્ય અને ગુણદાયક ઔષધ હોઈ હરસના દર્દીઓએ વાપરવા જેવુ છે

હરસમાં ખાસ કરી અગ્નિમાંદ્ય માટે ચિત્રક અને તક્રનો પ્રયોગ ઉત્તમ છે. ખૂબ સૂકો મળ આવતો હોય તો દૂધની સાથે બદામનું તેલ, યા એરંડતેલ આપવુ. વિરેચન માટે મૃદુ વિરેચન ચૂર્ણ સુંદર પ્રયોગ છે. ફળોમાં પપૈયુ આપી શકાય છે. બાહ્ય હરસમાં વેદના ઘણી થાય છે, ત્યારે સ્નુહીક્ષીર અને હળદરના ચૂર્ણમાં દોરો ભીજવી હરસને બાંધી દે છે જેથી ક્ષાર કર્મ થઈને હરસ પોતાની મેળે બે ચાર દિવસમાં ખરી જાય છે સૂકા હરસમા સ્નિગ્ધ વસ્તુથી અભ્યગ કરવો. કેટલીક વાર પંદરેક દિવસ યા મહિનામા હરસ પોતાની મેળે ખરી જાય છે. વેદના વધારે હોય તો વેદનાશામક દ્રવ્યોનો સ્વેદ આપવો. કોઈ પણ તેલ વડે અભ્યગ કરી પછી ભાંગ અને પોસ દોડાનો શેક કરવા કલ્ક કરી બાંધવામાં આવે છે. પછી સ્નુહીક્ષીર અને હળદર મેળવી અર્શ પર લેપ કરવો. એમાં ખૂબ ચમચમાટી થાય છે, પણ બે ત્રણ દિવસમાં હરસ આપોઆપ ખરી પડે છે પછી વ્રણરોપક ચીજોનો કલ્ક બાંધવો જેથી ચામડી રુઝાઈ જાય છે

ક્ષાર, અગ્નિ અને શસ્ત્રકર્મ દ્વારા નિર્મૂલિત અર્શમાં કેટલીક વાર પાછળથી નપુંસકતા, ગુદામાં શોથ અને વિબંધથી આધ્માન

(આફરો), ઉદર અને ગુદા પ્રદેશમાં શૂળ, શસ્ત્રકર્મ કરતી વખતે લોહીનું અધિક વહેવું અને ગુદભ્રંશ અને એટલું હોતાં અન્ય અર્શોની ઉત્પત્તિ થાય છે.

એકંદરે સૌ પ્રથમ અગ્નિમાંદ્ય દૂર થાય એ જ જરૂરી ચિકિત્સા છે.

**परिस्रावी :**

(દૂઝના) હરસમાં વિરેચન દ્વારા રોગીનું શોધન કરવું. દૂષિત રક્તને કોઈ દિવસ એકદમ ન રોકવું. અન્યથા તે દૂષિત રક્ત, શરીરમાં રક્તપિત્ત, તૃષ્ણા, અરુચિ, કમળો, ગુદશોથ, શૂળ, કુષ્ઠ, કોઢ, અગ્નિમાંદ્ય, વાત–મૂત્ર–મળનો અવરોધ, શિરમાં વેદના ઉત્પન્ન કરે છે. દૂષિત રક્ત નીકળી જાય બાદમાં સ્તંભક ચીજોનો પ્રયોગ કરવો. વિરેચન માટે દ્રવ અને સ્નિગ્ધ ઝાડો આવે માટે એરંડતેલ કે સ્વાદિષ્ટ વિરેચન ચૂર્ણ, ગોમૂત્ર સિદ્ધ હરડેનો પ્રયોગ કરવો રોગી સાવ નબળો હોય, શુદ્ધ રક્ત નીકળતું હોય, તો નાગકેસર, અર્શોઘ્નીવટી વગેરે રક્ત સ્થંભક પ્રયોગો ચોખાના ધોણ સાથે આપવાં. જ્યા સુધી લોહી પૂર્ણપણે બંધ ન થાય ત્યાં સુધી અગ્નિમાંદ્ય દૂર કરવા ચિત્રકાદિ ચૂર્ણ વગેરે તીક્ષ્ણ પ્રયોગો ન જ કરવા. તેને બદલે :

બોલપર્પટી યા બોલબદ્ધરસ, નાગકેસર અને જહરમોહરાપિષ્ટનાં પડીકાં આપવાં.

## अर्शरोग नाशक प्रयोगो

**१. अभयारिष्ट .**

હરડેછાલ તો. ૧૦૦, દ્રાક્ષ તો. ૫૦, વાવડિંગ તો. ૧૦, મહુડાનાં ફૂલ તો. ૧૦, પાણી તો. ૧૦૦૦માં ઉપરની દવા અધકચરી નાખી પાણી તો. ૨૫૦ રહે ગાળી, હાથથી ચોળી, કપડેથી છાણી તેમાં ગોળ

તો. ૧૦૦ અને ગોખરુ, નસોતર, ધાણા, ધાવડીનાં ફૂલ, ઇંદ્રવારુણીનાં મૂળ, ચવક, વરિયાળી, સૂઠ, દંતીમૂળ, મોચરસ એ પ્રત્યેક ૨–૨ તોલા લઈ ચૂર્ણ કરી નાખી આસવની રીતે બરણીમાં બે માસ બંધ રાખી તૈયાર કરી લેવું. તૈયાર થયે ગાળી લેવું. પ્રમાણ : ૧॥ થી ૨॥ તોલો તેટલા જ પાણી સાથે દિવસમાં બે વાર. જૂના હરસ માટે રામબાણ છે. જરૂર હોય તો વધુ આપવું. અર્શ, ગ્રહણી, ઉદરરોગ, પાંડુ, પ્લીહા, ગુલ્મ, શોથમાં અકસીર છે.

**૨. अर्शोघ्नीवटी (१) :**

કહેરબાપિષ્ટ તો. ૧, રસવતી તો. ૫, લીંબોડીનો મગજ તો. ૨, હીરાદખણ તો ૨ આ ચારેય ચીજને બારીક વાટી જરૂર જણાય ત્યારે જરા ગરમ પાણીમાં મેળવી, ઘૂટી, ચણા જેવડી ગોળી બનાવી લેવી પ્રમાણ : ૨ ગોળી રાત્રે સૂતી વખતે અને સવારે પાણી સાથે દરેક પ્રકારના હરસમાં લાભ કરે છે.

**૩. अर्शोघ्नीवटी (२) :**

અરીઠાની બીજ તો. ૨, યવક્ષાર તો. ૨, લીંબોડીનો મગજ તો. ૩, બકાયન બીજનું મગજ તો ૩, સુવર્ણમાણિકભસ્મ તો. ૧॥, રસવતી તો. ૩ બધાંને બારીક વાટી મૂળાનો રસ તો. ૬૦ અને કૂકરોંદાનો રસ તો. ૪૦ માં સારી રીતે ઘૂટાવી ૩ ગુંજની ગોળી કરી લેવી. પ્રમાણ ૨ ગોળી, હરસ માટે ઉત્તમ છે. દૂઝતા હરસ માટે રામબાણ ઉપાય છે

**૪. नारसिंह चूर्ण :**

ભિલામ, સૂઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, કાળાં તલ, સાકર બધી ચીજો સમભાગે લઈ ખાંડી બારીક કરી ચાળી બાટલીમાં ભરી લેવુ પ્રમાણ : ૧૨ ગુંજ, અનુપાન : સાકર અને ઘી સાથે મંદાગ્નિ,

પેટનો વાયુ અને હરસ મટાડે છે, પ્રયોગ માટે ભિલ્લામ અશુદ્ધ લેવા પણ ટોપી ઉતારી લેવી ખાંડતી વખતે ભિલામનો સ્પર્શ શરીરને ન થાય તે ધ્યાન રાખવું

**૫. पंचाननवटी :**

રસસિંદૂર, અભ્રકભસ્મ, લોહભસ્મ, તામ્રભસ્મ અને શુદ્ધ ગંધક પ્રત્યેક ૧–૧ તોલો, ભિલામ તો. ૫ બધાને બારીક વાટી ભિલ્લામ નાખી જંગલી સૂરણના રસમાં ૩ દિવસ વાટી રતી ભારની ગોળી કરી લેવી. પ્રમાણ: ૧ થી ૨ ગોળી, સવાર સાંજ ઘી સાથે, હરસ માટે ઉત્તમ છે. આ પ્રયોગમાં ભિલ્લામો આવે છે માટે બનાવતી વખતે સંભાળવું.

**૬. वाहुशालगुड :**

ઇન્દ્રાયણમૂળ, નાગરમોથ, સૂંઠ, દતીમૂળ, હરડે, નસોતર, કપૂરકાચલી, વાવડિંગ, ગોખરુ, ચિત્રકમૂળ, તેજબળ પ્રત્યેક ૨૫–૨૫ તોલા, સૂરણ તો. ૪૦, વરધારો તો ૨૦, શુદ્ધ ભિલામો તો. ૨૦ બધાને ૩૨ શેર પાણીમા ઉકાળવું, જ્યારે ૮ શેર શેષ રહી જાય ત્યારે ગાળી ઉપરોક્ત ઔષધોથી ૩ ગણો ગોળ નાખી ફરીથી ઉકાળવું. જ્યારે તે ઘાટો થવા લાગે ત્યારે ચિત્રક, નસોતર, દંતીમૂળ, તેજબલનું ચૂર્ણ ૫–૫ તોલા, સૂંઠ, મરી, પીપર, એલચી અને તજનુ ચૂર્ણ તોલા ૧૫ નાખી અગ્નિ પરથી ઉતારી લેવું. ઠંડું થઈ ગયા બાદ તેમાં ૧ શેર મધ મેળવી ઘૃતથી ભાવિત પાત્રમાં ભરી લેવું. માત્રા: ૦ાા થી ૧ તોલો. અનુપાન : ગરમ દૂધ ઉપયોગ ઉત્તમ રસાયન છે અને હરસમાં સારો લાભ કરે છે.

**૭. सूरणवटक (१) :**

સૂરણ સૂકવી તેનું ચૂર્ણ તો. ૩૨ ચિત્રક મૂળછાલનું ચૂર્ણ તો. ૧૬, સૂંઠ તો. ૪, કાળા મરી તો ૨ બધાંનુ ચૂર્ણ કરી સમભાગે ગોળ

મેળવી ચોળી ગોળી કરી રાખવી પ્રમાણ : ૦। થી ૦॥ તોલો દિવસમાં બે વાર, હરસરોગ મટાડવા અને તેમાં થતી પીડા ઉપર વપરાય છે.

### ૮ સૂરણવટક (૨) :

સૂરણનો સૂકવી કરેલો ભૂકો તો. ૧૬, વધારો તો. ૧૬, સફેદ મુસલી તો ૮, ચિત્રકછાલ તો ૮, હરડે, બહેડાં, આમળાં, વાવડિંગ, સૂંઠ, પીપર ભિલામ, પીપરીમૂળ, તાલીસપત્ર એ પ્રત્યેક ૪-૪ તોલા તજ, એલચી અને મરી તો. ૨-૨, પ્રત્યેકનુ ચૂર્ણ કરી સમભાગે ગોળ મેળવી ગોળી કરી લેવી. ૦। થી ૦॥ તોલો સવાર સાંજ. મંદાગ્નિ, હરસ, ગ્રહણી, શ્વાસ, ખાંસી, ક્ષય, બરલ, હાથીપગું, સોજો, હેડકી આદિમાં વપરાય છે. ખાસ કરી હરસના રોગી માટે રામબાણ છે.

### ૯. હરસનો મલમ (૧) :

શુદ્ધ રસકપૂર તો. ૧, સો વાર પાણીથી ધોયેલું માખણ તો. ૪૦ બન્નેને સાથે ઘૂટી મલમ જેવું કરી લેવું. આ મલમ હરસની જગ્યા ઉપર લગાડવાથી હરસ સુકાઈ જાય છે અને ત્યાં થતાં દાહ, શૂળ અને પીડા મટે છે. આ મલમ ઝેરી છે માંટે ઉપયોગ કરી હાથ ધોઈ નાખવો.

### ૧૦. હરસનો મલમ (૨) :

લીબોડીઓનુ મગજ તો ૨, કપૂર તો. ૧, રસવતી તો. ૪ ત્રણેયને સાથે વાટી ખરલમાં ઘૂટી મલમ જેવું કરી ડબી ભરી રાખવી. હરસવાળી જગ્યાએ મલમ લગાડવાથી રક્તસ્રાવ અને સોજો મટી પીડામા રાહત આપે છે.

### ૧૧. હરસનો મલમ (૩) :

વરકી હરતાલ અને સફેદ કાથો તો. ૧ લઈ ખરલમા ૮ તોલા ૧૦૦ વાર ધોયલુ ઘી નાખી મલમ કરવો. ૨ વાર લગાડવાથી

પડતું લોહી બંધ થાય છે. બળતરા અને વેદના મટી જાય છે. સૂકા મસા ખરી પડે છે.

**૧૨ હરસનો મલમ (૪) :**

૪ તોલા સિંદૂર અને તોલા ૨૦ ગાયનું ઘી લઈ કાંસાની થાળીમાં નાખી લીમડાના ડંડાથી ઘૂંટવું. ડંડા પર ૫ તોલા સીસાનું પતરુ લગાડી લેવું. ઘી સો વાર ધોયલું લેવું. ઘૂંટવાથી મલમ જેવું થઈ જાય છે. અર્શમા આ મલમ રોજ ૨ થી ૪ વાર લગાડવાથી બળતરા મટી જાય છે. મસા થોડા દિવસમાં ખરી જાય છે.

**૧૩. હરસનો મલમ (૫) :**

શંખજીરું, કળીચૂનો, સોનાગેરુ ફુલાવેલ, ફટકડી, મરડાશીંગ અને આંબાહળદર સમભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરી ચારગણા ગાયના માખણમાં મેળવી મલમ કરવો આ મલમ સૂકા અને દૂઝતા બન્ને હરસ ઉપર લાભ કરે છે પહેલે જ દિવસે દુઃખાવો અને બળતરા શમી જાય છે. શૌચ જઈ આવ્યા પછી ૨ કે ૩ વાર મલમ લગાડવો જોઈએ.

# અધ્યાય : ૧૪
# રક્તપિત્ત

## रक्तपित्त*

पित विदग्धंस्वगुणै विदहात्याशु शोणितम् । सुश्रुत

**रक्तपित्तनां कारणो :**

ગરમી, અતિ મહેનત, શોક, મુસાફરી, અત્યત મૈથુન, તીક્ષ્ણ, ગરમી, ક્ષારવાળા, ખારા, ખાટા અને તીખા પદાર્થો, ખૂબ ખાધાથી બગડેલું પિત્ત, પોતાના ગુણોને લીધે લોહીને તુરત તપાવે છે. તેથી લોહી ઉપરના માર્ગે અથવા નીચેના માર્ગેથી અથવા બંને રસ્તેથી બહાર નીકળે છે.

ઉપરના માર્ગેથી એટલે નાક, આંખ, કાન, મોં, નીચેના માર્ગેથી એટલે લિંગ, યોનિ, ગુદામાંથી અને અત્યત કોપ પામે ત્યારે બધાં છિદ્રો વાટે બહાર નીકળે છે

અત્યંત ઉષ્ણ, તીક્ષ્ણ, અમ્લ, કટુ, લવણ પદાર્થોનું સેવન, ગરમી, અન્નનો વિદાહ આ રક્તપિત્તનાં મુખ્ય કારણો છે. આ કારણોથી પ્રકુપિત પિત્ત, રક્તસ્થાન (યકૃત અને પ્લીહા) માં પહોચે છે અને ત્યાના લોહીને પણ દૂષિત કરે છે. આ પિત્તની ગરમીને લીધે માંસાદિ ધાતુમા સ્વેદ હોવાથી દ્રવ ધાતુ ચુસાતી જાય છે. એટલે લોહી પણ વધી જાય છે

---

*સકેત ચરક ચિ. અ. ૪ સુશ્રુત ઉ. અ. ૪૫ અષ્ટાંગહૃદય નિદાન અ ૩ ચિકિત્સા અ. ૨.

લોહીની સાથે મળવાથી, લોહીને દૂષિત કરવાથી, લોહીની સમાન જ ગંધ અને વર્ણ હોવાથી, બુદ્ધિમાન વ્યક્તિ અને રક્તપિત્ત કહે છે

ઊર્ધ્વગામી રક્તપિત્તનુ કારણ મુખ્યત્વે સ્નિગ્ધ આને ઉષ્ણ આહાર છે. અધોગામી રક્તપિત્તનું કારણ મુખ્યત્વે ઉષ્ણ અને રૂક્ષ આહાર છે. ઊર્ધ્વગામી રક્તપિત્તમાં કફનુ અધોગામી રક્તપિત્તમાં વાયુનું મિક્ષણ પ્રાયઃ હોય છે. ઉભયગામી રક્તપિત્તમાં કફ અને વાયુ બન્નેનુ મિશ્રણ હોય છે.

**પૂર્વરૂપ** ·

ગ્લાનિ, શીતેચ્છા, ગળામાંથી ધુમાડો નીકળતો હોય, ઊલટી, લોહાની ગંધ જેવી વાસ એટલાં રક્તપિત્તનાં પૂર્વરૂપ છે.

**લક્ષણો :**

ઘટ્ટ, શ્વેતાભ, ચીકાશયુક્ત, પિચ્છિલ લોહી નીકળે તે કફયુક્ત રક્તપિત્ત જાણવું

શ્યાવારુણ (ભૂરાશ પડતુ રાતુ), ફીણયુક્ત પાતળું અને રૂક્ષ લોહી નીકળે તો વાતજન્ય રક્તપિત્ત જાણવુ.

ક્વાથ જેવા રંગવાળું, કાળુ, ગૌમૂત્ર જેવું, શાહી, ઘરના ધુમાડા કે અંજન જેવુ લોહી હોય તો પૈત્તિક જાણવુ

**સાધ્યસ્તસાધ્યતા :**

ઉર્ધ્વગત સાધ્ય, અધોગત યાપ્ય અને ઉભયગામી અસાધ્ય છે. બળવાન માણસને, એક જ રસ્તે જનારું, અલ્પવેગવાળુ, નવું જ થયેલું, ઉપદ્રવ વગરનુ, અનુકૂળ સમયે સાધ્ય બને છે.

એ દોષજ સાધ્ય, દ્વિદોષજ યાપ્ય અને ત્રિદોષજ અસાધ્ય છે.

મદાગ્નિવાળાને થયેલુ, ખૂબ વેગવાળું, રોગો વડે ચવાઈ ગયેલા વૃદ્ધને, લઘન કરનારને થયેલ રક્તપિત્ત અસાધ્ય છે.

જેના રક્તપિત્તનો વેગ ઉભયગામી છે, જેના લોહીમાંથી મડદાની વાસ આવે છે, જેમાં બહુ કાળાશ છે, જેમાં કફ અને વાયુનું મિશ્રણ છે અને જે ગળામાંથી બહાર ન આવતાં ત્યા જ રોકાય છે, જે પીળુ, લીલું, ભૂરું તાંબાના સમાન વર્ણવાળુ થઈ જાય છે, ક્ષીણ વ્યક્તિ હોય અને કાસનો વેગ ઊપડતો હોય તો અસાધ્ય છે. જેમાં બે દોષનુ મિશ્રણ હોય, જે અટકી અટકી ઉત્પન્ન થાય, કયારેક અધોમાર્ગ અને ઊર્ધ્વમાર્ગથી પ્રવૃત્ત થાય, રક્તપિત્ત યાપ્ય હોય છે. હેમત અને શિશિરમાં ઉત્પન્ન ઊર્ધ્વગામી રક્તપિત્ત સાધ્ય છે.

માંસના ધોયેલા જલ જેવું, સડી ગયેલું અથવા કાદવના પાણી જેવુ, ચરબી, પરુ અને લોહીવાળું, કાળજાના ટુકડા જેવું, પાકેલા જાબુ જેવુ, કાળુ, વાદળી, અતિશય ગધાતુ ઉપર ગણાવ્યા તે વિકાર-વાળું, ઇંદ્રધનુષ જેવા વિવિધ રંગોવાળુ, રક્તપિત્ત અસાધ્ય છે. જે આકાશ વગેરે દશ્ય પદાર્થો લાલ રંગના જુએ તે દરદી અવશ્ય મરી જાય છે જેને લાલ રગની ઊલટીઓ થાય છે, જેની આંખો લાલ થઈ ગઈ હોય છે, જે દરદી તમામ પ્રકારના પદાર્થો લાલ જુએ છે તે મરણ પામે છે.

**ઉપદ્રવો :**

દુર્બળતા, શ્વાસ, કાસ, જ્વર, વમન, મદ, પાંડુ, દાહ, મૂર્ચ્છા, જમ્યા પછી તીવ્ર દાહ, ગભરાટ, હૃદયમાં નિરંતર અમાપ પીડા, તૃષા, અતિસાર, માથામાં બળતરા, ગધયુક્ત થૂક, ભોજન પર અરુચિ, અપચો, લોહીના સ્રાવમાં વિકાર એટલા રક્તપિત્તના ઉપદ્રવો છે.

**ચિકિત્સા :**

જેના બળ અને માંસ ક્ષીણ નથી થયાં, જે સારી રીતે જમતો

હોય અને જેનું રક્ત દોષો વડે દૂષિત હોય અને બહાર આવવા પ્રવૃત્તિ કરતું હોય તેવા દરદીના લોહીના વેગને એકદમ રોકવો નહિ.*

એવી રીતે સહસા રોકી દેવાથી ગલગ્રહ, પૂતિનસ્ય, મૂર્ચ્છા, અરુચિ, જ્વર, ગુલ્મ, પ્લીહા, આનાહ, કિલાસ, મૂત્રકૃચ્છ્ર, કુષ્ઠ, અર્શ, વિસર્પ, વિવર્ણતા, ભગન્દર, બુદ્ધિ તથા ઇન્દ્રિય વિપર્યય થઈ જાય છે.

એટલે બળવાન પુરુષના શરીરમાં રક્તને રોકવુ નહી અને (વૃદ્ધ–વધેલા) લોહીને વહેવા દેવું જ્યારે બળ ઘટે અને દોષ અલ્પ થાય ત્યારે એને ઓછો કરે

ઘણું કરી આમદોષના કારણથી ઉત્કલેશિત રક્તપિત્તની પ્રવૃત્તિ વૃદ્ધિને પામે છે, એટલા માટે લંઘન કરાવવું જોઈએ. માર્ગ (ઊર્ધ્વ, અધ યા ઉભય), દોષોનો અનુબંધ (વાયુ યા કફ) અને નિદાન (કારણો) ને વિચારી લંઘન અથવા તર્પણ ક્રિયા કરાવવી. એટલે ઊર્ધ્વગામી, સામ (આમ સહિત) પિત્ત, કફ દોષ, સ્નિગ્ધ અને ઉષ્ણ નિદાન હોય તો લંઘન અને એથી વિરુદ્ધ અધોમાર્ગી, વાતદોષ, રૂક્ષ અને ઉષ્ણ નિદાન હોય તો સંતર્પણ કરાવવું ઘટે.

રક્તપિત્તમાં રોગીને તૃષા લાગે ત્યારે વાળો, ચંદન, ખસ, નાગરમોથ, પિત્તપાપડો અને ક્વાથ યા પાણી પકાવી ઠંડુ કરી પીવા દેવું.

ખજૂર, દ્રાક્ષ, મહુડાના ફૂલ, ફાલસા પ્રત્યેક ૮–૮ તોલા લઈ, પાણીમાં નાંખી, પકાવી પાણી ચતુર્થાંશ શેષ રહે ત્યારે તૃષા શમન માટે આપવું

---

*अक्षीणबलमांसस्य रक्तपित्तं यदश्नतः ।
तद्दोष दुष्टमुत्क्लिष्टं नादौ स्तम्भनमर्हति ॥
गलग्रहं पूतिनस्य मूर्च्छाऽयमरुच्चि ज्वरम् ।
गुल्मं प्लीहानमानाहं किलास कृच्छ्रमूत्रताम् ॥

લાજાના ચૂર્ણને ઘી અને મધ સાથે આપવું આ તર્પણ યોગ્યકાલમાં આપવાથી ઊર્ધ્વગામી રક્તપિત્ત મટે છે.

જે પુરુષનો અગ્નિ મંદ હોય અને તેને અમ્લ ( ખાટું ) સાત્મ્ય ( અર્થાત્ અનુકૂળ ) હોય તેને ઉપરના તર્પણમાં અનાર ( દાડમ ) નું શરબત યા આમળાં આપવાં

અધોગામી રક્તપિત્તમાં વમન અને ઊર્ધ્વગામીમાં વિરેચન આપવું, અશક્ત દર્દીઓમાં શમન, ચિકિત્સા કરવી બલ, માંસ, અગ્નિ, આદિ બળવાન હોય તો લંઘન કરાવવા

વમન માટે જેઠીમધ–મધ સાથે વમન કરાવવું. વિરેચન માટે દ્રાક્ષ–ગુલાબનાં ફૂલ, સોનામુખી–વરિયાળી મેળવીને વય પ્રમાણે માત્રા ગોઠવી આપવાથી ૧–૨ પેટ ખુલાસાથી આવી જાય છે.

શમન ચિકિત્સા માટે અરડૂસી–વાસા ઉત્તમ છે. વાસાશરબત ઉત્તમ છે. વાસાવલેહ, વાસાસવ આદિ વાસાના પ્રયોગો સુંદર લાભ આપે છે.

નીચેનું પ્રિસ્ક્રિપશન ઉત્તમ છે.

મુક્તાપિષ્ટ રતી ૧, પ્રવાલપિષ્ટ રતી ૨, ગૌદંતી રતી ૨, જહરમોહરાપિષ્ટ રતી ૨, ચંદ્રકલારસ રતી ૨ બધુ મેળવીને બારીક ઘૂંટી એવાં ૨ થી ૪ પડીકાં દિવસમાં રોગના વેગ પ્રમાણે, વાસાવલેહ, વાસાશરબત યા ગુલકંદ કે કુષ્માંડ અવલેહ સાથે આપવાં

નાક, કાન આદિ છિદ્રોમાં રક્તસ્રાવ થાય ત્યારે શીતવીર્ય પદાર્થો દૂધમાં પીસી તેનાં ટીપાં નાખવાં આશ્ચ્યોતન કરવું કેસર દૂધમાં પીસી તેનાં બે ચાર ટીપાં નાખવાં. કેસર રક્તવાહિનીઓનો સંકોચ કરે છે.

ફેફસાંમાંથી રક્તસ્રાવની આશંકામાં ( ખાંસી આવી તેમાં લોહી

આવે) ત્યારે લાક્ષા ગોદન્તીનો પ્રયોગ કરવો ત્યારે વાસાસ્વરસ મધ જોડે આપવો.

ઊર્ધ્વગામી રક્તપિત્તમાં શિર પર ચંદનનો લેપ કરવો. દાડમના પુષ્પના રસનું નસ્ય આપવું. ધ્રો (છગર–દૂર્વા)નો રસ નાકમાં નાખવો

લિંગ દ્વારા યા મૂત્રમાર્ગ દ્વારા સ્રાવ થાય ત્યારે ત્રિફળાં ક્વાથથી ઉતર બસ્તિ આપવી અને પીવા માટે તૃણપંચમૂલ સાધિત દુગ્ધ આપવું. ગુદા દ્વારા રક્તસ્રાવ થાય ત્યારે પિચ્છા બસ્તિ આપવી

ઉદર પર શીતળ વસ્તુઓનો પ્રલેપ કરવો

નાગકેસર, શુદ્ધ ફટકડી, દુર્વા રસ યા વાસા સ્વરસની સાથે આપવો. બકરીનું દૂધ ઉત્તમ પથ્ય છે.

ચ્યવનપ્રાશ, આમલકી રસાયન, ચંદ્રકલારસ, કુષ્માંડાવલેહ ઉત્તમ પ્રયોગ છે. ચંદનાસવ, ધાન્યાસવ, ઉશીરાસવ વગેરે પણ ઉત્તમ છે.

રક્તપિત્તમાં વમન માટેના સરળ યોગો નીચે પ્રમાણે છે. અધોગામી રક્તપિત્તવાળાને સાકર અને મધ સહિત મીંઢળના ફળ સાથે તર્પણ ઔષધ વમન માટે આપવું. સાકર અને પાણી સાથે પણ મીંઢળ આપી શકાય. જેઠીમધનો ક્વાથ મીંઢળ સાથે આપવો મીંઢળની છાલ સારો લાભ કરે છે.

ઊર્ધ્વગામી રક્તપિત્તવાળાને નસોતર અને હરડે વિરેચન માટે આપવાં, અવિપતિકર ચૂર્ણ વિરેચન માટે આપવું નસોતર, ત્રિફળાં, પીપર અને સાકર મેળવી વય પ્રમાણે વિરેચન માટે આપવો.

**व्यवच्छेदक :**

રક્તાર્શમાં ગુદા વાટે લોહી આવે છે. ઉરક્ષતમાં ખાંસી વાટે લોહી આવે છે રક્તપ્રમેહમાં પેશાબમાર્ગે લોહી આવે છે. રક્તપ્રદરમાં

યોનિ માર્ગે લોહી આવે છે આ બધા રોગોને ઝીણવટથી 'રક્તપિત્ત'થી જુદા પાડવા.

**पथ्यापथ्य :**

**पथ्य :** ઘઉં, જવ, મગ, અડદ પથ્ય છે. ચોળાઈની ભાજી, પાલક, પરવળ, ટીડોરાંનુ શાક પથ્ય છે. શીત પ્રદેશમાં રહેવું એ વિહાર પથ્ય છે. બકરીનુ દૂધ, જેઓ લેના હોય તેમને માટે બકરીના માંસનો રસ, દ્રાક્ષ, આંબળાં, સાકર એ પથ્ય છે.

**अपथ्य :** અસત, કટુ, તિક્ત, અમ્લ, વિદાહી, તીક્ષ્ણ, ગરમ પદાર્થો, ભારે ખોરાક, માછલી, રીગણાં, લાલ મરચાં, દહીં, ઠંડી ચીજો, વધુ સ્ત્રીસહવાસ, અત્યંત મદ્ય, ક્રોધ, વ્યાયામ, વધુ તડકો એ અપથ્ય છે

## रक्तपित्त नाशक प्रयोगो

### १. आमलक्यादिलोह :

આંબળાં તો. ૧, પીપર તો. ૧, સાકર તો ૨, લોહભસ્મ તો. ૪ બધાંને બારીક વાટી લેવું. પ્રમાણ . ૨ થી ૪ રતી, મધ યા ગાયનુ ઘી કે દૂધ, ખાસીમાં પડતું લોહી, ઊલટીમાં પડતુ લોહી, ઉરઃક્ષત, નબળાઈ અને ખાંસી મટાડે છે લોહીના ગળફા અટકાવી શક્તિ આપે છે.

### २. कामदुधारस (१) :

સોનાગેરુ લાવી તેને શુદ્ધ કરી બારીક વાટી આંમળાંના રસની ૨૧ ભાવના આપી ખરલમાં ઘૂંટીને સૂકવી રાખવું. પ્રમાણ : ૧ થી ૨ વાલ પાણી યા દૂધ સાથે. જરૂરી હોય તો મોતીની પિષ્ટ મેળવી લેવી તો કામદુધા મૌક્તિકયુક્ત તૈયાર થાય છે દિવસમાં ૨ થી ૩ વાર આપવાથી ગુદા કે યોનિ વાટે પડતું લોહી, પ્રદર, નબળાઈ, રક્તપિત્ત મટાડે છે.

૩. कामदुधारस ( द ) :

મોતીપિષ્ટિ, પ્રવાલપિષ્ટિ. શુક્તિભસ્મ, કોડીભસ્મ, શંખભસ્મ, ગળોસત્ત્વ અને સોનાગેરુ સમભાગે લઈ મેળવી ખરલ કરી લેવું પ્રમાણ : ૧ થી ૨ રતી. ઉપયોગ : શીતવીર્ય હોઈ દાહનું શમન કરે છે પિત્તની તીક્ષ્ણતા અને અમ્લતાને ઓછી કરે છે અમ્લપિત્ત અને રક્તપિત્ત બંનેમાં ઉપયોગી છે.

૪. कुष्मांडकरसायन :

સફેદ કહોળું લાવી છોલી તેની ચીરી બનાવી તેના વજનથી અડધું પાણી નાખી બાફી લેવુ, જરા નરમ પડે કે ઉતારી પાણી નિતારી સુકાય ત્યારે એ કહોળાને ઘીમાં શેકી લેવુ. જ્યારે લાલ થાય ત્યારે ઉતારી લેવું પાંચ રતલ કહોળું હોય તો ઘી તો ૩૦ લેવુ. પછી એક શેર સાકરની ચાસણી કરી તેમાં એ શેકેલા કહોળાનો માવો નાખી અવલેહ જેવું કરી લેવુ, તેમાં પીપર તો. ૪, નાગકેસર તો. ૪, એલચી, તજ, તમાલપત્ર, ધાણા, મરી પ્રત્યેક ૧-૧ તોલાનું ચૂર્ણ મેળવી અવલેહ જેવું કરી તેમાં મધ તો ૨૦ મેળવી રાખવું. પ્રમાણ : ૧ થી ૨ તોલા, રક્તપિત્ત, ખાંસી, ક્ષય, દમ, શ્વાસ, તૃષા, કૃશતા, શોષ, સ્વરભંગ મટાડી ફેફસાંને મજબૂત બનાવે છે ગળાંનાં દરદો માટે ઉત્તમ ઉપાય છે

૫. चंद्रकलारस :

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, તામ્રભસ્મ, અભ્રક, કડુ, ગળોસત્ત્વ, ખડસલિયો, ચંદનનો ભૂકો, વાળો, પીપર, સારિવા બધાને સમભાગે લઈ ઘૂંટી નાગરમોથનો કવાથ, દાડમનો રસ, ધ્રોનો રસ, કેવડાનો રસ, દૂધ, સહદેવી, ખડસલિયો, તુલસી, શતાવરી, દ્રાક્ષ આ બધાંની જુદી જુદી ભાવના આપી છેવટે કુંવારના રસમાં ઘૂંટી સુકવી બાટલી ભરી

લેવી પ્રમાણ : ૨ રતી, ૨ વાર. અનુપાન : જીરું અને સાકર. ઉપયોગ · રક્તપિત્તમાં, પ્રદર, હરસ વગેરેમાં પડતું લોહી અટકાવે છે. દાહનું શમન કરે છે પેશાબમાં દાહ પણ મટાડે છે. પ્રમેહ, સોમરોગ, પથરી, પિત્તજ્વરમાં પણ આપી શકાય છે.

### ૬. शोणितार्गलरस :

લોહભસ્મ, અભ્રકભસ્મ, રસાંજન, શુદ્ધ ખાપરિયું પ્રત્યેક તો ૦ાા, ફુલાવેલ ફટકડી તો ૦ા, ચંદન, સોનાગેરુ, રસસિંદૂર, પીપળની લાખ પ્રત્યેક તો ૧ બધાંને બરાબર વાટી રસાંજનનુ પાણી બનાવી તેમાં નાખી ઘૂંટી ૨-૨ રતીભારની ગોળી કરી લેવી પ્રમાણ : ૧ થી ૨ ગોળી રક્તાર્શ, રક્તપ્રદર, રક્તાતિસાર, અત્યાર્તવ માટે અકસીર છે, ચડતુ લોહી બંધ કરે છે.

*

# અધ્યાય : ૧૫

# અમ્લપિત્ત

**अम्लपित्त***

**कारणो :**

વિરુદ્ધ ભોજન, ખાટા, વિદાહી, પિત્તપ્રકોપક અન્નપાનના સેવનથી પોતાનાં કારણોને લીધે વર્ષાઋતુમાં સચિત થયેલું પિત્ત વિદગ્ધ થાય ત્યારે અમ્લપિત્ત કહેવાય છે.

**लक्षणो :**

અપચો, મહેનત કર્યા વગર થાક, ઊબકા, કડવા અને ખાટા ઓડકાર, ભારેપણું, છાતી અને ગળામા દાહ, અરુચિ એટલાં અમ્લપિત્તનાં લક્ષણો છે.

**भेद :**

અધોગામી અને ઊર્ધ્વગામી એમ બે ભેદ છે.

**अधोगामी अम्लपित्त :**

તરસ, દાહ, મૂર્ચ્છા, ભ્રમ, મોહ, શરીર પર ચકતા, અગ્નિમાંદ્ય, રોમાચ, પરસેવો, ચામડીની પીળાશ એટલાં પ્રધાન લક્ષણો હોય છે.

**ऊर्ध्वगामी अम्लपित्त :**

લીલું, પીળું, વાદળી, શ્યામ, રકતાભ, અત્યત અમ્લ, માંસના ધોયેલા પાણી જેવું, તેલિયું, સ્વચ્છ, કફ મિશ્રિત અને વિવિધ રસવાળું

---

*સકેત : માધવનિદાન બૃહત્ નિઘંટુ રત્નાકર ભાગ : ૨

પિત્ત બહાર આવે છે, અન્ન જીર્ણ હોય કે પચ્યું ન પણ હોય તોય ખાટી ઊલટી આવે છે. ઓડકાર પણ આવે છે, ગળું, છાતી, કક્ષામાં દાહ, શિરોવેદના, હાથપગમાં દાહ અને ગરમી, અરુચિ, તાવ, કફ અને પિત્તનો પ્રકોપ થાય છે. ખૂજલી, ચકતાં, ફોલ્લીઓથી શરીરનાં અવયવો ભરાઈ જાય છે અને અનેકવિધ ઉપદ્રવો કરે છે.

**दोषसंसर्ग .**

વાત પ્રધાન, વાત કફ પ્રધાન કે કફ પ્રધાન છે. તે તે દોષનાં લક્ષણો પરથી વૈદ્ય પૃથક્કરણ કરવું માધવ કહે છે : એ પૃથક્કરણ તો મતિમાન ભિષક્‌ને માટે મોહ (મૂઝવણ) ઉત્પન્ન કરનારું છે.

વાત પ્રધાન અમ્લપિત્તમાં કંપ, પ્રલાપ, મૂર્ચ્છા, ઝણઝણાટી, ગાત્રોની સુસ્તી, શૂળ, આંખે અંધારા, ભ્રમ, બેશુદ્ધિ અને રોમાચ થાય છે.

કફ પ્રધાન અમ્લપિત્તમાં કફ આવવુ, ગૌરવ, જડતા, અરુચિ, ટાઢ, સુસ્તી, ઊલટી, મોઢામાં ચીકણાપણું, અગ્નિમાંદ્ય, ખૂજલી અને નિદ્રા લક્ષણો આવે છે.

વાત કફજન્ય અમ્લપિત્તમાં મિશ્ર લક્ષણો થાય છે. કડવા, ખાટા, તીખા ઓડકાર, છાતી, કૂખ અને ગળામા દાહનો અનુભવ થાય છે.

કફ પિત્તયુકત અમ્લપિત્તમાં ભ્રમ, મૂર્ચ્છા, અરુચિ, ઊલટી, આળસ, શિરોવેદના, લાળસ્રાવ, મુખમાં મધુરતા આદિ થાય છે.

**साध्यसाध्यत्व :**

નવો હોય તો સાધ્ય, લાંબા વખતનો યાપ્ય હોય છે.

**चिकित्सा .**

ઊર્ધ્વગામી અમ્લપિત્તમાં મીઢળ, જેઠીમધ, શેરડીનો રસ જેવા

મધુરપ્રાય અથવા લીંબડો, અરડૂસી, પટોલપત્ર જેવાં તિક્ત દ્રવ્યોથી વમન કરાવવું.

અધોગામી અમ્લપિત્તમાં ગરમાળો, નસોતર, સ્વાદિષ્ટ વિરેચન આદિથી વિરેચન કરાવવું જોઈએ. અવિપત્તિકરચૂર્ણ ઉત્તમ છે.

વમન અને વિરેચન કરાવ્યાં પહેલાં સ્નેહન અને સ્વેદન કરી લેવાં. નહીં તો હોજરી આદિ અવયવોમાં રક્તસ્રાવની સંભાવના રહે છે.

દૂધ, દહીં, ચોખા જેવાં ધાન્ય ખવડાવી દોષોને ઉત્કલેશિત કરવા ઘટે, પછી વામક દ્રવ્યો આપવાં. મીંઢળ બળ જોઈ ૩ થી ૬ માસા આપવું. જેઠીમધનો ક્વાથ અથવા મીઠાનું પાણી આપી શકાય. એ **વમનોપગ** દ્રવ્યો છે. **વિરેચનોપગ**માં ગરમાળો, નસોતર, કડુ જેવાં દૂધ સાથે આપવાં અને એ સવારે વિરેચન કરાવવું હોય તો આગલી સાંજે ચોખા અને દૂધ આપવાં.

કબજિયાત રહેતી હોય તો વમન વિરેચન ક્રમ બાદ રોગીને બસ્તિ આપવી બસ્તિ વડે અપાનવાયુની અનુલોમન ગતિ પ્રાકૃત થઈ બરોબર મળ વિસર્જન થઈ જાય છે.

**औपधक्रम :**

સૂતશેખર, દ્રાક્ષાદિચૂર્ણ, રસાદિરસ, જહરમોહરાપિષ્ટ, અમ્લપિત્તાંતકલેહ, ધાત્રીલોહ, આમલક્યાદિલોહ, શતપત્ર્યાદિચૂર્ણના પ્રયોગ કરવા. કબજિયાત વધુ હોય તો અવિપત્તિકર, દ્રાક્ષાદિ કે શતપત્ર્યાદિચૂર્ણ ત્રણેયમાંથી એક સાથે આરોગ્યવર્ધની, ગળોસત્ત્વ, પ્રવાલ, જહરમોહરાપિષ્ટ મેળવી આપવાં. પિત્તથી વધુ ઉત્કલેશ હોય તો સૂતશેખર પણ આપવું.

| | |
|---|---|
| શતપત્ર્યાદિચૂર્ણ | રતી ૨૪ |
| પ્રવાલપિષ્ટ | રતી ૨ |
| ગળોસત્ત્વ | રતી ૪ |

| | | |
|---|---|---|
| સૂતશેખર | રતી | ૨ |
| આરોગ્યવર્ધની | રતી | ૨ |
| જહરમોહરાપિષ્ટ | રતી | ૨ |

આ બધાં મેળવી એવું એક સવારે અને એક સાંજે પડીકું આપવું. પાંડુ હોય તો ઉપરના પડીકામાં અભ્રક, સુવર્ણમાક્ષિક કે મંડૂર મેળવી શકાય. બહુ જ નબળાઈ હોય તો ધાત્રીલોહ મેળવી આપવી.

લીંબુનો રસ, સાકર અને પાણી મેળવી શરબતના રૂપમાં લેવાય. સોનાના વરક અને આમળાંનો મુરબ્બો આપવાં. ગુલકંદ ઉત્તમ છે. ગુલકંદમાં પ્રવાલચંદ્રપુટી, રૌપ્યભસ્મ, બંગભસ્મ, ગળોસત્ત્વ અને એલચી મેળવીને બનાવેલું ગુલકંદ લેવુ. સારાં તાજાં મોસમી સાચાં ગુલાબ હોય તે લાવી તેની પાંદડી કાઢી લેવી. પાંદડી રતલ ૧ હોય તો ખડીસાકર રતલ ૨ લઈ ભૂકો કરી બન્ને મેળવી, હલાવી વાસણમાં ટિનના ડબામાં ભરી રાખી તડકો બતાવવાથી ગુલકંદ તૈયાર થશે. તેમાં રૌપ્ય તો. ૦ા, પ્રવાલ તો ૦ા, બગ તો. ૦ા, ગળોસત્ત્વ તો. ૧, એલચીબીજનુ ચૂર્ણ તો. ૨ા બધુ મેળવી બારીક કરી નાખી સરસ રીતે હલાવી દેવું. દૂધ સાથે લેવુ પિત્તનુ સરસ શમન કરે છે.

કામદુધારસ પણ એક ઉત્તમ પ્રયોગ છે. જીભ પાકી આવી હોય તો ગેરુને મધમાં મેળવી જીભ પર અને અ દર ફેરવવું આહારમા દૂધ, કેળા, નરમ ખીચડી જેમા સિધવ, જીરું અને ધાણાનો મસાલો હોય તે આપવા. તેમા પણ જાડા અને જૂના ચોખા લીધા હોય તો વધુ ઉત્તમ છે.

જૂના દરદીમાં આનુપ–જલ પ્રધાન દેશમાથી જાંગલ દેશમાં પરિવર્તન કરવાથી આપોઆપ રોગ મટી જાય છે. નવા દરદીમા બરોબર ચિકિત્સા કરવી જોઈએ. જૂના દરદીઓ માટે તો ઉપર કહ્યા તે ઔષધો હંમેશના મિત્રો બની જાય છે.

## अम्लपित्त नाशक प्रयोगो

### १. अविपत्तिकरचूर्ण :

ત્રિફલા તો. ૩, ત્રિકટુ તો. ૩, વાવડિંગ તો. ૧, એલચી તો. ૧, તમાલપત્ર તો. ૧, મોથ તો. ૧, લવંગ તો. ૧૦, નસોતર તો. ૪૦ અને સાકર તો. ૬૦–બધાંનું ચૂર્ણ કરી લેવું. પ્રમાણ : ૦। થી ૦।। તોલો જમ્યા પહેલાં સવાર સાંજ. અનુપાન : નાળિયેરનુ કે ઠંડુ પાણી. ઉપયોગ : અમ્લપિત્ત, શૂળ, હરસ, પ્રમેહ આદિમાં અમ્લપિત્ત પર સારો ઉપાય છે.

### २. आरोग्यवर्धनी :

જુઓ આ. વ્યાધિ વિજ્ઞાન ભાગ ૧ પૃષ્ઠ ૧૦૬.

### ३. एलादिचूर्ण :

એલચી, વંસલોચન, તજ, આંબળાં, હરડે, તાલીસપત્ર, પીપરીમૂળ, ચંદન અને ધાણા આ નવ દ્રવ્યો સમાનભાગે અને તેટલી સાકર લઈ ચૂર્ણ કરવું. પ્રમાણ : ૦। તોલો દરરોજ સવારે લેવું અમ્લપિત્ત માટે ઉત્તમ છે.

### ४. द्राक्षादिचूर्ण :

દ્રાક્ષ, ધાણી, કમળ, જેઠીમધ, છુવારી ખારેક, અનંતમૂળ, વંસલોચન, ખસ, આંબળાં, નાગરમોથ, સફેદ ચંદન, તગર, કબાબચીની, જાયફળ, તજ, તમાલપત્ર, એલચી, નાગરકેસર, નાની પીપર અને ધાણા એ વીસ ચીજો સમાનભાગે અને તો ૨૦ સાકર લઈ મેળવી કૂટી લેવું. ઉપયોગ . ૦। તોલાથી ૦।। તોલો યથા રોગ, અન્નનો વિદાહ, છાતીમાં, અને ગળામાં બળવું, પૈત્તિક અતિસારમાં ઉત્તમ છે. સાથે સૂતશેખર અને અભ્રકભસ્મ મેળવી આપવું.

५ द्राक्षादिवटी :

દ્રાક્ષ ભાગ ૧, હરડે ભાગ ૧, સાકર ભાગ ૧. દ્રાક્ષબીજ કાઢી વાટી લેવી તેમાં હરડે અને સાકરનું બારીક ચૂર્ણ મેળવી મોટી ગોળીઓ વાળી લેવી. પ્રમાણ : ૦। થી ૦॥ તોલો છાતી અને ગળાના દાહમાં, કબજિયાતમાં અને અમ્લપિત્તમાં ઉપયોગી છે.

६. धात्रीलोह :

જેઠીમધનું ચૂર્ણ તો. ૮, લોહભસ્મ તો ૧૬ અને આંબળાંનું ચૂર્ણ તો ૩૨ બધાંને સાથે ઘૂંટી તાજા ગળોના રસમાં સાત દિવસ સુધી ઘૂટી ધૂપમાં સૂકવી કપડછાણ કરી શીશીમાં ભરી લેવું. પ્રમાણ : ૪ થી ૮ રતી. અનુપાન : મધ. ઉપયોગ : પરિણામશૂળ માટે અને અમ્લપિત્ત માટે સવિશેષ ઉપયોગી છે પણ, રક્તપિત્ત આદિ રોગોમાં આંબળા અને લોહનો કલ્પ હોઈ યોગ્ય રીતે યોજવાથી સારો લાભ કરે છે

७. शतपत्र्यादिचूर्ण :

ઇસબગોળની ભૂસી, જીરુ, વંસલોચન, ગળોસત્ત્વ, અનંતમૂળ, તજ, તમાલપત્ર, તવક્ષીર, નાગકેસર, સફેદ ચંદન, નાગરમોથ, રૂમીમસ્તકી, આમળાં પ્રત્યેક તો. ૧, એલચી તો. ૧, સાફ ગુલાબનાં ફૂલની પાંદડી તો ૧૬, કપૂર તો ૦।, સાકર તો. ૩૨ ચૂર્ણ કરી લેવુ. પ્રમાણ : ૦। તોલો જરૂર પ્રમાણે ૨ થી ૩ વાર. ખોટી ગરમી, પેટનાં દરદો, દાહ, અમ્લપિત્ત, તરસ, જ્વર, રક્તપિત્ત, લિવરનાં દરદો, કબજિયાત, માથાનું દરદ, પિત્તવાયુ, મંદાગ્નિ, નબળાઈમાં ઉપયોગી છે.

८. सूतशेखररस :

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, ફુલાવેલ ટંકણ, શુદ્ધ વચ્છનાગ, શંખભસ્મ,

સુવર્ણભસ્મ, તામ્રભસ્મ, સૂંઠ, મરી, પીપર, ધતૂરાનાં બીજ, તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી, બિલાનો ગરભ, કચૂરો, સમાન ભાગે લઈ કજ્જલી કરી તેમાં બીજી ચીજો એક પછી એક મેળવી સરખી રીતે ઘૂંટી, ૨૧ દિવસ લગી ઘૂંટી, રતીભારની ગોળી કરી લેવી. પ્રમાણ : ૧ થી ૨ રતી. અનુપાન : નાળિયેરનુ પાણી કે આદુના રસમાં ઘસી સાકર સાથે અથવા સ્વચ્છ પાણીથી ઉપરના યોગમાં રૌપ્યભસ્મ ઉમેરવાથી યોગ અત્યુત્તમ બને છે. ઉપયોગ : અમ્લપિત્ત, ઊલટી, શૂળ, ગુલ્મ, સંગ્રહણી, આગ, અતિસાર, શ્વાસ આદિ રોગોમાં અનેક પ્રકારે અનેક વખતે ઉપયોગી છે. રૌપ્યભસ્મ નાખો તો વચ્છનાગ કાઢી નાખવું.



# અધ્યાય : ૧૬

# આમવાત

## आमवात×

**कारणो :**

વિરુદ્ધ આહાર વિહાર, મંદાગ્નિ, બેઠાડુ જીવન, સ્નિગ્ધ પદાર્થોનું સેવન, વ્યાયામ ન કરનારને, વાયુથી પ્રેરિત આમ કફ સ્થાનમાં જઈ પહોંચે છે. ત્યાં ખૂબ વિદગ્ધ થઈ ધમનીમાં પેસે છે. અનેક વર્ણવાળો, અત્યંત પિચ્છિલ (ચીકણો) એવો, વાત, પિત્ત અને કફ ત્રણેયથી દૂષિત થઈ સ્રોતોને પૂરી દે છે. તેથી તીવ્ર નબળાઈ અને હૃદયમાં ભારેપણું ઉત્પન્ન થાય છે. તે બહુ જ દારુણ છે અને અનેક વ્યાધિઓના આશ્રયરૂપ છે. એકી સાથે બગડેલા આમ અને વાયુ, ત્રિક્ અને સાંધામાં પેસી ગાત્રોને સ્તબ્ધ કરી દે છે અને એ આમવાત કહેવાય છે

**सामान्य लक्षण :**

અંગમર્દ, અરુચિ, તૃષ્ણા, આલસ્ય, ગૌરવ, જ્વર, અપચો, અંગો પર સોજા ચડવા એ આમવાતનાં સામાન્ય લક્ષણો છે

**विशिष्ट लक्षण :**

તે જ્યારે કોપે ત્યારે બીજા (બધા) રોગો કરતાં અત્યંત કષ્ટદાયક થાય છે. હાથ, પગ, મસ્તક, ગોઠણ, ત્રિક્, જાનુ વગેરે સાંધાઓમાં જ્યાં જ્યાં દોષ પહોંચે ત્યાં વેદના સાથે સોજો ઉત્પન્ન કરે છે વીંછીના ડંખ સદૃશ વેદના ઉત્પન્ન કરે છે. અગ્નિમાંદ્ય, લાળસ્રાવ, અરુચિ, નબળાઈ,

×સંકેત : માધવનિદાન, ભાવપ્રકાશ, બૃ. નિ. રત્નાકર.

ઉત્સાહ મરી જવો, મુખનો સ્વાદ બદલાવો, દાહ, બહુમૂત્રતા, કુક્ષિમાં કઠણતા, શૂળ, નિદ્રા વિપર્યય, તૃષા, ઊલટી, ભ્રમ, મૂર્ચ્છા, હૃદ્‌ગ્રહ, કબજિયાત, જડતા, આંત્રકુંજન, આનાહ અને અન્ય ઉપદ્રવો જેથી કષ્ટ થાય તેવાં ઉત્પન્ન કરે છે.

**दोषसंसर्ग :**

પિત્તથી ઉત્પન્ન થયેલા આમવાતમાં દાહ અને લાલાશ, વાયુથી થયેલામાં શૂળ અને કફથી થયેલામાં ભીનાશ, જડતા અને કંડુ (ખૂજલી) હોય છે.

**साध्यत्व :**

એક દોષથી થયેલો સાધ્ય, બે દોષથી થયેલો યાપ્ય છે, ત્રણથી થયેલો, સમસ્ત શરીરમાં ફરનારો, સોજાવાળો અસાધ્ય છે.

**नोंध :**—આમવાત, વાતરક્ત અને ફિરંગોપદંશ જન્ય સંધિશૂળ આ ત્રણેય રોગોને વ્યવચ્છેદ કરી ભિન્ન કરવા ઘટે. ફિરંગજન્ય સંધિશોથમાં ઉપદંશનો ઇતિહાસ એક ચોક્કસ નિશાની છે. વાતરક્ત પર આ ગ્રંથમાં જુદું પ્રકરણ છે. વાતરક્ત હાથ પગની આંગળીઓ અને અંગૂઠાના સાંધામા પહેલાં શરૂઆત થાય છે અને તે પાછલી ઉમરમાં વિશેષ થાય છે. રાતના મધ્ય ભાગમા એકાએક તેનો વિશેષ દુ:ખાવો ઊપડે છે એમ રોગીઓમા જોવામાં આવ્યુ છે જ્યારે આમવાતનો વ્યાધિ જે પ્રચલિત રીતે સંધિવા નામથી ઓળખાય છ, તેમા ઘણે ભાગે નાનપણથી વ્યાધિના હુમલાનો ઇતિહાસ મળી આવે છે. એમા મુખ્ય પ્રધાન સાંધાઓમાં ફરતો સોજો, તાવ, વેદના, અડવાથી ઝણઝણાટી, જેવાં પ્રધાન લક્ષણો હોય છે જેથી દરદને પૃથક્ કરી શકાય છે.

**चिकित्साक्रम :**

લંઘન, સ્વેદન, તિક્ત અને દીપન, કટુ ઔષધો, વિરેચન, સ્નેહપાન

અને બસ્તિઓ વડે આમવાતની ચિકિત્સા કરવી વાલુકા વડે રૂક્ષ સ્વેદ આપવો. ઉપનાહ સ્વેદ આપવો એવો શાસ્ત્ર નિર્દેશિત ચિકિત્સાક્રમ છે.

રાસ્ના, ગળો, સૂંઠ, એરંડમૂળ અને દારુહળદર એ પાંચ ઔષધોનો ક્વાથ કરવો તેમા એરંડતેલ નાખી તે રોગીને પીવા આપવુ. આ રાસ્નાપંચક છે.

રાસ્ના, ગરમાળાનો ગોળ, દેવદારુ, પુનર્નવા, ગળો, ગોખરુ અને એરંડમૂળ એ સાત દ્રવ્યો કૂટી એનો ક્વાથ કરવો. એમા સૂંઠનુ ચૂર્ણ નાખી પીવા આપવુ આ રાસ્ના સપ્તક ક્વાથમા આમવાતમાં સારી અસર બતાવે છે

રાસ્ના, દેવદારુ, ગરમાળાનો ગોળ, સૂંઠ, મરી, પીપર, એરંડમૂળ, પુનર્નવા, ગળો આ નવ ઔષધોનો જાડો ક્વાથ કૂટી ક્વાથ વિધિથી ક્વાથ કરી સૂંઠ મેળવી આપવો.

દશમૂળ ક્વાથ કે સૂંઠના ક્વાથમાં એરંડતેલ નાખી પીવા આપવુ.

એરંડતેલ–દિવેલની આમવાતમાં ઘણી પ્રશંસા કરી છે. શરીરરૂપી અરણ્યમા ભમનાર આમવાત રૂપી હાથીને એરંડતેલ રૂપી સિંહ હણી નાખે છે. આમવાતના દરદી માટે તેનું નિતાન્ત સેવન જરૂરી છે.

મહાયોગરાજ ગૂગળ, યોગરાજ ગૂગળ, સિંહનાદ ગૂગળ, ત્રયોદશાંગ ગૂગળ આદિ ગૂગળ પ્રયોગો સાથે મહારાસ્નાદિ ક્વાથ, તેલમાં નારાયણ, મહાનારાયણ, વિષગર્ભતેલ આદિની અભ્યંગ, સ્નેહપાનમાં એરંડતેલ. પથ્યમાં લંઘન અને ક્રમે હલકું સુપાચ્ય, વાત કફ નાશક જૂનું ધાન્ય, અત્યંત વિબંધ હોય તો દૂધ, ત્રિફળા ક્વાથમાં એરંડતેલ નાખીને કરેલી બસ્તિ આપવી આ ચિકિત્સાક્રમ ઘણો જ ઉત્તમ છે. અન્ય ચિકિત્સાપથીથી નિષ્ફળ બનેલા આ રોગના દરદી માટે આયુર્વેદ એકમેવ ઉપાય છે. પહેલેથી જ આયુર્વેદિક ચિકિત્સા કરવામાં આવે તો ઘણો જ લાભ થાય છે.

કુષ્ટસાધ્ય અને વિકટ કેસોમાં સુવર્ણભસ્મ રતી ૭, મહાયોગરાજ ગૂગળ માસા ૩ મેળવી ૧૨ ભાગ કરવા અને એ અકકેક પડીકું મહારાસ્નાદિ કવાથ જોડે આપવું આ ખાસ અનુભૂત પ્રયોગ છે. એનાથી કેસો સારા થતા જોવામાં આવ્યા છે. આમવાતથી હૃદયમાં થતી વિકૃતિ માટે આ યોગ ઉત્તમ છે.

## आमवात रोगनाशक प्रयोगो

**१. चोपचीनीआदि क्वाथ :**

ચોપચીની, આંબળાં, ઉશબો, સૂંઠ, મીઠી સૂરંજાન, હરડેછાલ, આસગંધ, કરિયાતું, ગોરખમૂડી, રાસ્ના બધાં દ્રવ્યો સમભાગે લઈ જાડો કવાથ કૂટી રાખવો ક્વાથ વિધિથી કવાથ કરી લેવો અને ગૂગળની બનાવટ સાથે આપવો. સંધિવા, આમવાત, સાંધા ઝલાઈ જવા, પ્રમેહ, ચાંદી વગેરે નવાં કે જૂનાં દરદોમાં શોધન અસર બતાવે છે.

**२ पथ्यादिगूगळ :**

હરડેછાલ તો ૧૦૦, બહેડાછાલ તો. ૧૦, આમળાં તો. ૧૦, પાણી તો. ૧૦૦૦માં નાંખી ઉકાળી તો. ૪૦૦ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું પછી ફરી ચૂલે ચડાવી ઘાટું થાય ત્યારે તેમાં શુદ્ધ ગૂગળ તો. ૬૪, વાવડિંગ, દંતીમૂળ, હરડે, બહેડાં, આમળાં, ગળો, નસોતર, સૂંઠ, મરી, પીપર પ્રત્યેક ૨–૨ તોલા લઈ ચૂર્ણ કરી મેળવી ઘટ્ટ કરી ચણા જેવડી ગોળી કરી લેવી. પ્રમાણ : ૨ થી ૪ ગોળી તમામ પ્રકારના વાતરોગમાં લાંબો સમય સુધી વાપરવાથી સારો લાભ કરે છે.

**३. पुनर्नवादि क्वाथ :**

સાટોડી, દારુહળદર, હળદર, સૂંઠ, નાની હરડે, ગળો, ચિત્રકમૂળ, ભારગમૂળ, દેવદાર સર્વ સમભાગે લઈ કવાથ જેવો જાડો ભૂકો કરી લેવો. ક્વાથ વિધિથી વાપરવો. શોથ (સોજા) હોય ત્યારે આમવાતની અવસ્થામા આપી શકાય છે આમનુ ઉત્તમ પાચન કરે છે. સાથે

સોજા વધારે હોય તો આરોગ્યવર્ધની આપવી.

**૪ महारास्नादि क्वाथ :**

રાસ્ના, ધમાસો, બલાબીજ, એરંડમૂળ, દેવદાર, કચૂરો, વજ, અરડૂસીના પાન, સૂંઠ, ચવક, હરડે, નાગરમોથ, સાટોડી, ગળો, વરધારો, વરિયાળી, ગોખરુ, આસૂંઠ, અતિવિષ, ગરમાળાનો ગોળ, શતાવરી, પીપર, કાંટાશેળિયાનું મૂળ, ધાણા, ઊભીરીંગણી, ભોરીગણી સર્વ સમાન ભાગે લેવા રાસ્ના બે ભાગ લેવી જાડો ભૂકો કરી રાખવો. પ્રવાહી ક્વાથ બનાવી આપવો. અનુપાનઃ સૂંઠ, એરંડતેલ, યોગરાજ ગૂગળ કે અન્ય વાતનાશક દ્રવ્યો સાથે. ઉપયોગ : તમામ વાતવિકારો માટે અનુભૂત ઉપાય છે. સર્વાંગવાત, કંપવાત, અર્ધાંગવાક, કુબ્જત્વ, અપબાહુક, આમવાત, ગૃધ્રસી, વિશ્વાચી આદિ તમામ વાતદોષ માટે ઉપયોગી છે.

**૫. महायोगराजगूगळ :**

અભ્રકભસ્મ, નાગભસ્મ, લોહભસ્મ, બંગભસ્મ, રૌપ્યભસ્મ, રસસિંદૂર, મંડૂરભસ્મ પ્રત્યેક તો. ૪ એટલે તો. ૨૮, યોગરાજ ગૂગળનો શીરો તો. ૧૨૦માં નાખી ગોળી વાળવા જેવું કરી ગોળી વાળી લેવી. પ્રમાણ . ૨ ગોળી વાટી ઘીમાં ચાટવી યા પાણી સાથે સવાર સાંજ પૌષ્ટિક અસર બતાવે છે ઉત્તમ રસાયન યોગ છે. ગુણ યોગરાજ ગૂગળ પ્રમાણે જ છે.

**૬ योगराजगूगळ :**

ત્રિકટુ, ચવક, પીપળીમૂળ, ચિત્રકછાલ, શેકેલી હિંગ, અજમોદ, પીળા સરસવ, જીરુ, શાહજીરુ, નેણુકમીજ ઇંદ્રજવ, કાળીપાટ, વાવડિંગ, ગજપીપર, કડુ, અતિવિષ, ભારંગમૂળ, વજ, મોરવેલ, તમાલપત્ર, દેવદાર, કઠ, રાસ્ના, નાગરમોથ, સિંધવ, એલચી, ગોખરુ, ધાણા, હરડે, બહેડા, આમળા, તજ, વાળો જવખાર બધુ સમભાગે લઈ ચૂર્ણ ખાડી

લો. બધાં બરોબર શુદ્ધ ગૂગળ મેળવી, બધાંને ઘી લગાડી, ૩ દિવસ ખૂબ ખાંડી વટાણા જેવડી ગોળી કરી લેવી. પ્રમાણઃ ૨ થી ૪ ગોળી પાણી સાથે યા મહારાસ્નાદિ ક્વાથ સાથે. તમામ વાત રોગમાં ઉત્તમ ઉપાય છે. અનુપાનભેદથી મેદરોગ, ઋતુદોષ, પ્રમેહ, પ્રદર આદિ બધા રોગોમાં દોષ નિર્હરણ કરે છે. આ પાઠ આયુર્વેદિક નિબંધ માળાનો છે.

બીજી વિધિ મહાયોગરાજ ગૂગળમાં જે ભસ્મ પડે છે, તે સાત ભસ્મો સિવાયનો ગૂગળ યોગરાજ ગૂગળ કહેવાય છે. આ બનાવટ સૌમ્ય છે. નાનાં બાળકો અને કોમળ પ્રકૃતિ પણ વાપરી શકે છે.

**૭. सिंहनाद गुगळ :**

ત્રિફલાનું જાડું ચૂર્ણ તો ૯૬, પાણી તો. ૧૦૦૦માં અર્ધું બાળી, ઉકાળો કરતાં રહે ત્યારે ગાળી પાણીને ફરી ચૂલે ચડાવી જાડુ થાય ત્યારે શુદ્ધ ગૂગળ તો ૨૦ થી ૪૦ નાખી જાડો પાક કરી લેવો. પ્રમાણ : ૪ થી ૮ ગોળીઓ, અનુપાન : ગરમ પાણી. તમામ પ્રકારના વાતરોગ, આમવાત, અંડવૃદ્ધિ, ગુલ્મશૂળ અને વાયુ ઉપર અકસીર ઉપાય છે.

**पथ्य** : રૂક્ષસ્વેદ, લંઘન, સ્નેહપાન, બસ્તિ, લેપ, રેચન, ગુદવર્તિ પ્રયોગ, જૂના ચોખા, જૂની કળથી, જૂનો મદ્ય, જાંગલ પ્રાણીઓનો માંસરસ, વાત કફ નાશક તમામ પદાર્થો, છાશ, સાટોડી, એરંડતેલ, લસણ, પરવળ, રીંગણાં, ગોખરુ, વરધારો, ભિલામ, ગોમૂત્ર, કટુ, તિક્ત દીપન ઔષધો એ આમવાત ઉપર પથ્ય છે.

**अपथ्य** : દહીં, માંસ, ગોળ, દૂધ, અડદ, દૂષિત પાણી, પૂર્વ દિશાનો પવન, વિરુદ્ધ પદાર્થોનું ભોજન, અસાત્મ્ય ભોજન, વેગાવરોધ, જાગરણ, વિષમાશન, ગુરુ અને અભિષ્યન્દિ ભોજન, ખટાશ, મરચું, કાચી કેરી, આંબલી, લીંબુ વગેરે અપથ્ય છે.



# અધ્યાય : ૧૭

# વાતરક્ત

## वातरक्त

**परिचय**

સુશ્રુતે આ વ્યાધિને વાતવિકારમાં જ ગણેલ છે ચરકે એને જુદો ગણ્યો છે. માધવ ચરકને અનુસર્યો છે. એના બે પ્રકારના ઉત્તાન અને ગભીર સામાન્ય રીતે ગણાવવામાં આવે છે. ત્વચા અને માંસને આશ્રયે રહેલુ ઉત્તાન એટલે બાહ્ય અને અંદરની બાજુએ રહેલું ગંભીર એમ છે. સુશ્રુત કહે છે કે આ મતગણના યથાર્થ નથી કેમકે આ વાતરક્ત રોગ પણ કુષ્ઠની પેઠે કાલાન્તરે અવગાઢ બને છે. तस्मात् न द्विविधम्–શબ્દોથી દ્વિવિધ નથી, પરંતુ ચરકનો મત ગ્રાહ્ય છે. આ દરદની શરૂઆત હાથ પગના અંગૂઠા અને આંગળાંમાંથી થાય છે

**निदान :**

લવણ, અમ્લ, કટુ, ક્ષાર, સ્નિગ્ધ, ઉષ્ણ, અપકવ ભોજન, ક્લેદયુક્ત, શુષ્ક, આનુપ પ્રાણીઓનુ માંસ, કળથી, ખોળ, અડદ, ભાજીઓ, મૂળા, માસ, શેરડીના પદાર્થો, દહીં, કાંજી, સૌવીર–સૂક્ત, છાશ, સુરા, મદ્યનું અત્યંત ભોજન, વિરુદ્ધ પદાર્થોનુ ભોજન, અત્યત ભોજન, ક્રોધ, દિવસની નિદ્રા, રાત્રી જાગરણ આ કારણોથી ઘણું કરી સુકુમાર વ્યક્તિઓને, મિથ્યા આહારવિહાર કરનારાને, સ્થૂલ અને સુખી મનુષ્યોને વાતરક્ત એવો રોગ થાય છે.

---

*સદર્ભ ચરક ચિ અ ૨૯.

**संप्राप्ति :**

હાથી, ઊંટ, ઘોડા, એનાં પર બેસી પ્રવાસ કરવો, વિદાહ-જનક અન્ન અને અત્યંત અન્ન ખાવાથી માણસના શરીરમાં બધું રક્ત દાહયુક્ત થાય છે અને તે દૂષિત થઈ નીચે ઊતરી પગમા સંચિત થાય છે અને તે દૂષિત રક્ત (ત્યારે) દૂષિત વાયુનો યોગ પામે છે. વિદગ્ધ રક્ત (લોહી) જ્યારે હાથ અને પગનાં આંગળા અને અંગૂઠાના નાના નાના સાંધાઓમાં વાયુ વડે યુક્ત થઈ વાયુ વડે ત્યાં અવરોધ પામે છે ત્યારે વાયુના પ્રાબલ્ય વડે આ રોગ વાતરક્ત કહેવાય છે. અહી શાસ્ત્રવચન છે કે ઉપર કહ્યું તેમ વાયુના પ્રાબલ્યથી જેમ વાતરક્ત કહેવાય છે, તેમ દૂષિત પિત્તથી પિત્તરક્ત અને દૂષિત કફથી કફરક્ત પણ થાય છે. પણ વાયુ શરીરમાં પ્રધાન છે. ઉપરોક્ત કારણોમાં પણ વાત દુષ્ટિ જોવામાં આવે છે. શરીરમાં કોપેલા વાયુથી ગતિ અવરોધ થઈ કડુ, ભેદ, સુપ્તિ આદિ લક્ષણો હાથ પગના સાંધાઓમાં પહેલા ઉત્પન્ન કરે છે, પછી તે આખા શરીરમાં પ્રસરે છે.

**पर्याय :**

એને ખુડ્ડ, વાતબલાસ અને આઢ્યવાત દરદ કહે છે. વાયુના અવરોધથી પ્રાયઃ આ રોગ "આઢ્યવાત" કહેવાય છે.

**स्थान :**

હાથપગનાં આંગળાંની સંધિઓ તથા (ત્યારબાદ અન્ય સંધિઓ) પહેલાં રોગ હાથ અને પગમાં શરૂઆત પામી પછી આખા શરીરમાં પ્રસરે છે. દ્રવ તથા સર હોવાથી શિરારૂપી માર્ગોમાં વ્યાપ્ત થઇ જાય છે.

**पूर्वरूप :**

પરસેવો (પ્રસ્વેદ) બહુ થવો અથવા બિલકુલ ન થવો, શરીરમા

કૃષ્ણતા, સ્પર્શનાશ, ઘા લાગે તો અત્યંત પીડા, સંધિઓમાં શિથિલતા, આળસ, ગૌરવ, ફોડકીઓ, પ્રધાન સંધિઓમાં તોદ, સ્ફુરણ, ભેદ, ભારેપણુ અને સાંધાઓમાં ખંજવાળ આવીને તે મટે છે અને પાછી આવી પાછી નષ્ટ થાય છે. શરીરમાં વિવર્ણતા, ચકતાં ઉત્પન્ન થવાં.

**प्रकार :**

ઉત્તાન અને ગભીર, ત્વચા અને માંસાશ્રિત પ્રકાર ઉત્તાન વાતરક્તનો છે. મેદ મજ્જાગત વાતરક્ત ગંભીર હોય છે.

**उत्तान वातरक्त :**

ત્વચામાં ખંજવાળ, દાહ, પીડા, આયામ, તોદ, સ્ફુરણ અને આકુંચન થાય છે ત્વચા કાળી, લાલ અને તામ્ર વર્ણની થઈ જાય છે.

**गंभीर वातरक्त :**

કઠણ અને સ્તબ્ધ અત્યત પીડાયુક્ત સોજો હોય છે વર્ણ તામ્ર સદૃશ કિંવા શ્યામ, દાહ, તોદ, સ્ફુરણ પાક થાય છે વારંવાર પીડા અને દાહ થાય છે વેગવાન વાયુ સધિ, અસ્થિ અને મજ્જાઓને કાપતો વહે છે. વેગ આવ્યા બાદ હાથ અને પગના આંગળાંમાં વક્રતા સહિત શરીરમાં ગતિવાળો ખંજત્વ અથવા પંગુત્વ ઉત્પન્ન કરે છે.

**उभयाश्रयी :**

ઉત્તાન અને ગભીર બન્ને પ્રકારનાં લક્ષણો મળતાં હોય તો ઉભયાશ્રયી જાણવો

**दोषसंसर्ग :**

ઉત્તાન, ગભીર અને ઉભયાશ્રયી વાતરક્તમાં વાયુ, પિત્ત અને કફના અનુબધ પ્રમાણે નિમ્ન લક્ષણો હોય છે.

( अ ) વાયુપ્રધાન વાતરક્તમાં શિરાઓમાં શૂળ, સ્ફુરણ, તોદ,

શોથ, કૃષ્ણતા, રૂક્ષતા, શ્યામવર્ણતા, ધમનીઓમાં આંગળાંના સાંધાઓમાં સંકોચ, અંગોમાં પીડા, આકુંચન, સ્તંભન અને ઠંડી પ્રત્યે દ્વેષ થાય છે.

( ख ) રકતપ્રધાન વાતરકતમાં અતિવેદના, શોથ, તોદ, તામ્રવર્ણ, ઝણઝણાટી, ખંજવાળ અને પ્રસ્વેદાધિક્ય ( પરસેવો ખૂબ થવો. )

( ग ) પિત્તપ્રધાન વાતરકતમાં વિદાહ, મૂર્ચ્છા, સ્વેદ, તૃષ્ણા, મદ, ભ્રમ, પાક, ભેદ અને સોજો થાય છે.

( घ ) કફપ્રધાન વાતરકતમાં ભીનાં વસ્ત્રોથી ઢંકાયેલુ હોય તેવી પ્રતીતિ, ભારેપણું, સ્વેદ, સંજ્ઞાનાશ અને મંદવેદના થાય છે

( ङ ) બબ્બે દોષ મળી થયેલા વાતરકતમાં મિશ્ર અને ત્રણેય દોષ મળી થયેલા સન્નિપાતજનાં લક્ષણો ત્રણેયનાં મળીને થતાં હોય તે જાણવાં.

**साध्यत्व :**

એક દોષ પ્રધાન અને નવો સાધ્ય છે, દ્વિદોષ જ યાપ્ય છે, ત્રિદોષજ અને અનેક ઉપદ્રવવાળો અસાધ્ય છે; જેમાં એક બે ઉપદ્રવ હોય પરંતુ સંપૂર્ણ ઉપદ્રવ ન હોય તે યાપ્ય છે. ઉપદ્રવ રહિત અને એક દોષજ સાધ્ય છે.

અસાધ્ય વાતરક્તનાં લક્ષણો વિશેષ રીતે આ પ્રમાણે કહ્યાં છે. ( ૧ ) ઊંઘ ન આવવી, અરોચક, માંસકોથ ( સડવું ), શિરોગ્રહ, મૂર્ચ્છા, આયામ, મદ, વેદના, તૃષા, જ્વર, મોહ, વેપન, હેડકી, પંગુ, વિસર્પ, પાક, તોદ, ભ્રમ, કલમ, આંગળાંમાં વાંકાપણું, છાલાં પડવાં, દાહ, મર્મોમાં પીડા, અર્બુદથી યુકત, મોહ, ( મૂર્ચ્છા )થી પીડિત દરદી અસાધ્ય સમજવો.

( ૨ ) જે વાતરક્તમાં સ્રાવ સ્રવે છે, વિવર્ણતા હોય છે,

સ્તબ્ધતા હોય છે અથવા અર્બુદ ઉત્પન્ન થાય છે અને સંકોચ ઉત્પન્ન થાય છે અને ઇંદ્રિયોમાં પીડા આપનાર વાતરક્ત ઉત્પન્ન થાય છે.

**ચિકિત્સા :**

આ રોગમાં વાયુ શાખા અને સંધિઓમાં પ્રવેશી શકવાના માર્ગને તત્કાળ નષ્ટ કરે છે. ત્યારે રક્ત અને વાયુ પરસ્પર એક-બીજાનુ હિંસન કરી પ્રાણને નષ્ટ કરે છે. એટલે એ અવસ્થામાં શૃંગ (શીંગડું), જળો, (જલૌકા), સુઈ, અલાબુ (ઘટીયંત્ર) શિરાવેધ અને પ્રચ્છન્ન વડે દોષ અને બળ અનુસાર રક્ત મોક્ષણ કરાવવું ઘટે.

જે રક્તમાં પીડા, દાહ, તોદ અને રક્તિમાં હોય તેને જળો દ્વારા કાઢવું જોઈએ. જો લોહીમાં ઝણઝણાટી, ખૂજલી અને વેદના હોય તો શૃંગ યા તુંબી દ્વારા ચૂસણ વિધિથી રક્ત મોક્ષણ કરાવવું જોઈએ. જો વાતરક્ત "ફરતો" હોય અર્થાત્ એક ભાગમાંથી બીજા ભાગમાં જતો હોય, ત્યારે શિરાવેધથી લોહી કાઢવું જોઈએ.

અંગગ્લાનિમાં રૂક્ષ અથવા વાતપ્રધાન વાતરક્તમાં રક્તમોક્ષણ ન કરાવવું જોઈએ. સ્નિગ્ધ પુરુષમાં બળાનુસાર લોહી કઢાવવું જોઈએ

વાતરક્તના રોગીને પહેલાં સ્નેહન આપી પછી સ્નેહયુક્ત વિરેચનો દ્વારા રૂક્ષ અને મૃદુ વિરેચન આપી વારંવાર બસ્તિ કર્મો કરાવવાં જોઈએ.

ઉત્તાનવાતરક્તમાં આલેપન, અભ્યંગ, પરિષેક, ઉપનાહન કરવું જોઈએ. ઘૃત, તેલ, વસા, મજ્જાપાન, એમનાથી સાધિત બસ્તિઓ, સુખોષ્ણ ઉપનાહ કરવો જોઈએ.

ગંભીર વાતરક્તમાં વિરેચન અસ્થાપન અને સ્નેહપાન કરાવવું જોઈએ.

વમન, વિરેચન, બસ્તિ, નસ્ય, ધૂમ્રપાન આ પાંચ કર્મથી શુદ્ધ થયેલાને ગળોના ક્વાથ સાથે શિલાજિત સેવન કરાવવું જેથી (દોષ શાન્તિ થઈ) વાતરક્ત નષ્ટ થાય છે.

મંજિષ્ઠાદિ ક્વાથ–મહા, ક્વાથ વિધિથી તૈયાર કરી પુનર્નવા ગૂગળ જોડે આપવો. લઘુ મંજિષ્ઠાદિ ક્વાથમાં મંજિષ્ઠા, હરડે, બહેડાં, આંબળાં, કડુ, વજ, દારુહળદર, ગળો, કડવો લીમડો આ નવ ઔષધો પડે છે.

વાસાદિ ક્વાથમાં અરડૂસી, ગળો, કડુ પડે છે. તેનો ક્વાથ કરી નિયમિત પીવા આપી શકાય છે.

ગળોના ક્વાથમાં દિવેલ આપવું

રક્તમોક્ષણ કરાવતી વખતે રોગી યોગ્ય રીતે સ્નેહન કરી પ્રમાણસર રક્તમોક્ષણ કરાવવું. અન્યથા અત્યંત વધુ રક્તસ્રાવ કરાવવાથી રોગીનુ મૃત્યુ પણ થઈ જાય છે ઘૃતપાન કરી સ્નિગ્ધ કરાવી રક્તમોક્ષણ રોગીનું પિત્તપ્રધાન વાતરકતમાં વિરેચનાદિક, કફપ્રધાન વાતરકતમાં વમનાદિક અને રકતપ્રધાન વાતરકતમા રકતસ્રાવાદિક ઉપચાર કરવા.

એખરા (કોકિલાક્ષ)નું મૂળ અને ગળો બે મેળવી ક્વાથ કરવો અને કિંચિત્ ઉષ્ણ રોગીને ૨૧ દિવસ પીવા આપવાથી પિત્ત પ્રધાન વાતરકત સારું થાય છે.

ગળોનો રસ, ચૂર્ણ, ધન, ક્વાથ આદિ પ્રયોગોમાંથી માત્ર એકનું પણ નિયમિત સેવન કરાવવાથી વાતરકત રોગ લાંમે ગાળે જરૂર મટે છે.× ગળોના ક્વાથમાં દિવેલ મેળવી પીવા આપવાથી વાતરકત રોગ નષ્ટ થાય છે, એમ લોલિંબરાજે કહ્યુ છે.

એરંડમૂળ, ગળો, અરડૂસી આ ત્રણ ઔષધોનો ક્વાથ કરી તેમાં એરંડતેલ મેળવી પીવા આપવુ.

લગાડવા માટે મહામરિચ્યાદિતેલ સર્વશ્રેષ્ઠ છે. તેમાં મરી, નસોતર,

---

×गुडुच्या स्वरस कल्कं चूर्ण क्वाथमेंव च ।
सेवते यो नरो नित्य वातरक्तात्म मुच्यते ॥

દંતીમૂળ, આકડાનુ દૂધ, છાણનો રસ, દેવદાર, હળદર, દારુહળદર, જટામાંસી, કુષ્ઠ, ચદન, કણેરમૂળ, હરતાલ, મનશિલ, ચિત્રક, વાવડિંગ, સરસવ, ઈંદ્રજવ, માલકાંગણી, કરજબીજ જેવા દ્રવ્યો શુદ્ધ વચ્છનાગ આદિ પડે છે.

કાંટાઅશેળિયાનુ તેલ ( સહચર તેલ ) અને શોધન તેલ એ માલિશ માટેના સુપ્રસિદ્ધ યોગો છે.

ગૂગળ પ્રયોગમા **પુનર્નવાદિ ગૂગળ** અને **કિશોર ગૂગળ** એ બહુ જ પ્રચલિત યોગો છે. ઉપરના પ્રયોગોને આવરી લેતાં રાજ સવાર સાંજ ચારથી આઠ રતી કિશોર ગૂગળ સાથે મહામંજિષ્ઠાદિ કવાથ પીવા આપવો અને મરિચ્યાદિતેલ મહા અભ્યંગ માટે આપવું.

પિંડતેલ× મંજિષ્ઠા, ઉપલસરી, રાળ, જેઠીમધ અને મીણ આ પાંચ પ્રત્યેક ચાર તોલા લઈ કલ્ક કરી પછી તેના કરતાં ચારગણું એરંડતેલ નાખી તેટલુ પાણી નાખી પકાવવુ અને જ્યારે માત્ર તેલ બાકી રહે ત્યારે ગાળી લેવુ. આ પિંડતેલ કહેવાય છે. એના અભ્યંગથી વાતરકત નષ્ટ થાય છે.

અમૃતભલ્લાતકાવલેહ ખાવા માટે સવારે ૦। તોલો આપવો.

અમૃતભલ્લાતકાવલેહ, ભિલામનો પાઠ છે. સંભાળીને પ્રયોગ કરવો. કુષ્ઠ, હરસ, વાતરકત આ ત્રણેય ઉપર અનુભૂત પાઠ છે. વ્યાયામ, તડકામાં ફરવુ, શેક, ખાટા પદાર્થો, માસ, દહી, સ્ત્રીસભોગ, તેલાભ્યગ અને પ્રવાસ કરવો એ બધાંનો નિષેધ છે.

## वातरक्त रोगनाशक प्रयोगो

**१. किशोरगूगळ .**

હરડે, બહેડાં, આમળાં અને ગળો એ દરેક ચીજ ૬૪ તોલા

---

×मजिष्ठा सारिवा सर्जयष्टी सिक्थै. पलोन्मितैः ।
पिंडाख्य साधयेत्तैलमभ्यगाद्वातरक्तनुत् ॥

જુદી જુદી લઈ ખાંડી લઈ તેના જાડા ભૂકાને પાણી તોલા ૧૫૦૦ માં ઉકાળવું. ૫૦૦ તોલા પાણી રહે ત્યારે ઉતારી કપડે ગાળીને ક્વાથને ફરી ચૂલે ચડાવી તેમાં શુદ્ધ ગૂગળ તો ૬૪ નાખી ઘટ્ટ પાક કરવો પછી તેમાં હરડે, બહેડાં, આમળાં એ દરેકનુ ચૂર્ણ તોલા બબ્બે, ગળોનું ચૂર્ણ તો ૪, સૂંઠ, મરી, પીપર અને વાવડિંગ એ દરેક બબ્બે તોલા, દંતીમૂળ તો. ૧, નસોતર તો ૧ એ સર્વનુ બારીક ચૂર્ણ કરી મેળવી આપવુ ને ગોળી વાળવા જેવું થતાં ચણા જેવડી ગોળી બનાવી સૂકવી રાખવી પ્રમાણઃ ૨ થી ૪ ગોળી. અનુપાન : બૃહત્ મંજિષ્ઠાદિ ક્વાથ અથવા પાણી. સવાર સાંજ. ઉપયોગ : રક્તદોષ, ખરજવું, કુષ્ઠ, વાતરક્ત, આમવાત, વ્રણ, પ્રમેહ, સોજો, ખાંસી વગેરે મટે છે.

**२. पुनर्नवादिगूगळ :**

પુનર્નવામૂળ, એરંડમૂળ એ બન્ને ૪૦૦-૪૦૦ તોલા અને સૂંઠ ૧૨૮ તોલા બધાને લઈ અધકચરું કરી એના કરતાં સોળગણા પાણીમાં ક્વાથ કરી ચોથું બાકી રહે ત્યારે ગાળી તેમાં ગૂગળ તોલા ૬૪ નાખી ફરી પકાવવો ત્યાર બાદ એરંડતેલ તો ૩૨, નસોતર તો. ૨૦, દંતીમૂળ તો. ૮, ગળો તો ૧૬, ત્રિફલાચૂર્ણ તો ૪, ચિત્રકછાલ તો. ૪, સિંધવ તો. ૮, શુદ્ધ ભિલામ તો ૮, વાવડિંગ તો. ૮, સુવર્ણમાક્ષિકભસ્મ તો. ૨, પુનર્નવા તો. ૪ આ ચૂર્ણનો પ્રક્ષેપ નાખી પાક કરવો જ્યારે ઘાટુ શીરા જેવું થાય ત્યારે ઉતારી ગોળી વાળવા જેવું કરી ૩-૩ રતીની ગોળી કરવી. ૨-૨ ગોળી સવાર સાંજ લેવી. વાતરક્ત, ગૃધ્રસી, જંઘા, ઊરુ, પૃષ્ઠ, ત્રિકસંધિમાં ઉત્પન્ન થતા આમવાત માટે પણ ઉત્તમ છે.

**પથ્ય** : ઉત્તાન વાતરક્ત ઉપર રોગીને ઘી અને તેલનો અભ્યંગ, શેક, લેપ, ઉપનાહ એ રીતે ઉત્તમ છે ગંભીર વાતરક્તમા ઘૃતપાન, આસ્થાપન, બસ્તિ, વિરેચન, રક્તસ્રાવ, સૂચીવેધ, જળો, શૃંગ, અલાબુ વડે રક્તસ્રાવ, શતધાત ઘૃત વડે અભ્યંગ, બકરીનુ દૂધ હિતાવહ છે.

જવ, સાઠી ચોખા, ઘઉં, મગ, તુવેર, મઠ, બકરીનું દૂધ, કારેલાં, તાંદળજો, પરવળ, આંબળાં, આદુ, સૂરણ, ખડી સાકર, દ્રાક્ષ, ઘૃત, આદિ પથ્ય છે

**અપથ્ય** . દિવસની નિદ્રા, સંતાપ સેવન, અગ્નિનો તાપ, વ્યાયામ, મૈથુન, અડદ, કળથી, વટાણા, ક્ષાર, વિરુદ્ધ ભોજન, દહીં, શેરડી, મૂળા, મદ્ય, તાંબૂલ, કાંજી, તલ, તીખા, ગરમ, જડ અને અભિષ્યદિ પદાર્થ, લવણ, સાતુ એ બધાંનું સેવન વર્જ્ય છે



# અધ્યાય : ૧૮

# રાજયક્ષ્મા

## राजयक्ष्मा×

**પરિચય :**

ક્ષય, શોષ, યક્ષ્મા, રોગરાજ વગેરે પર્યાયો વડે ઓળખાતો આ રાજરોગ, અનેક રોગ જેની પાછળ આવે છે અને ઘણા રોગ જેની પહેલાં હોય છે એવો છે. નક્ષત્રો અને બ્રાહ્મણોના રાજા ચદ્રને આ રોગ સૌ પ્રથમ થયો હતો. રસાદિ ધાતુ એમાં સુકાઈ જાય છે એટલે એને શોષ કહે છે. શરીરના અને ઔષધના ક્ષયનુ કારણ હોઈ ( શરીરમા ધાતુ આદિનો ક્ષય થવાથી ) ક્ષય પણ કહેવાય છે અને બધા રોગોમા રાજતો હોઈ ( પ્રકાશતો હોઈ ) એને રોગરાજ કહે છે. આ બાબતમા એક કથા છે.

ભગવાન પ્રજાપતિની ૨૮ કન્યાઓનાં લગ્ન ચંદ્ર જોડે થયાં બાદ, એમની સાથે ભાર્યાના રૂપમાં સમાન વર્તન ચંદ્રે ન કર્યું શરીર પ્રત્યે ધ્યાન રાખ્યા વગર એણે રોહિણી સાથે વધુ પડતો વહેવાર રાખ્યો. એટલે શરીરમાં સ્નેહ ક્ષીણ થવાથી ચદ્ર કૃશ થયો. અન્ય કન્યાઓએ ચંદ્રના આ અસમાન વ્યવહારની વાર્તા દક્ષ પ્રજાપતિને કહી, ત્યારે દક્ષ પ્રજાપતિના મુખમાંથી નિશ્વાસરૂપ મૂર્તિમાન ક્રોધ ઉત્પન્ન થયો અને ચંદ્રને પ્રજાપતિએ શ્રાપ આપ્યો. આ રજોગુણી નિર્બળ ચદ્રમામાં યક્ષ્માએ પ્રવેશ કર્યો અને તેને ક્ષયરોગ થઈ ગયો. પોતાના સસરાના અત્યંત બળવાન તિરસ્કૃત ક્રોધને લઈ તે કાંતિરહિત થઈ ગયો, ત્યારે દેવો સહિત પ્રજાપતિ પાસે ચદ્ર આવ્યો હોઈ તેની શુદ્ધિ બુદ્ધિ માટે માન ઉત્પન્ન

×સંદર્ભ : ચ. ચિ. અ. ૮ અ. હ. ચિ. અ ૫.

થયુ અને એના પર પ્રસન્ન થયા અશ્વિનીકુમારોએ ચંદ્રની ચિકિત્સા કરી અને એનામા ધીમે ધીમે ઓજ વધવા માંડયુ

યક્ષ્માનાં પ્રધાન ચાર કારણો ( ૧ ) પોતાની બળશક્તિ કરતાં વધુ પડતુ કાર્ય કરવુ ( સાહસ ), ( ૨ ) વેગો રોકવા ( મળ, મૂત્ર રોકવાની આદત ), ( ૩ ) ધાતુક્ષય, ( ૪ ) વિષમ ભોજન આ ચાર પ્રધાન કારણો છે.×

**निदान :**

ઉપર સક્ષેપત. જે કારણો કહ્યાં તેને આપણે વિસ્તારથી જોઈએ.

**સાહસ :** ખૂબ અધ્યયન, વધુ યુદ્ધ, વધુ ભાર વહેવો, વધુ માર્ગ ચાલવો, બહુ લઘન, વધુ પડતું કૂદવુ, પડવું, દુર્બળ થવી, સાહસ અને શક્તિથી પુરુષની છાતીમા ક્ષત થઈ જાય છે, ત્યારે પ્રકુપિત વાયુ વડે પિત્ત અને કફ ઉદીર્ણ થઈ અહીંતહીં ભમે છે. શિરમા જઈ શિરશૂળ કરે છે, ગળામાં જઈને કંઠોધ્વંસ, કાસ, સ્વરભેદ, અરુચિ ઉત્પન્ન કરે છે, પાર્શ્વમાં સ્થિત પાર્શ્વશૂળ, ગુદામા જઈ અતિસાર, સાંધાઓમાં જઈ બગાસાં અને તાવ, ઉરઃપ્રદેશમાં સ્થિત છાતીમાં વેદના કરે છે. ઉર ( ફેફસા ) માં ક્ષત થવાથી ફેફસામાંથી કફ રક્તમિશ્રિત આવે છે. છાતીમાં ઘસારો થવાથી કષ્ટ સાથે કફ બહાર આવે છે. આ રીતે સાહસજન્ય રાજયક્ષ્મા ઉત્પન્ન થાય છે અને તે એકાદશ લક્ષણ રૂપે છે માટે પોતાના સામર્થ્ય જાણનારા પુરુષે અતિ સાહસ ન કરવું જોઈએ

**વેગધારણથી** ઉત્પન્ન થતા ક્ષયનો આપણે વિચાર કરીએ. લજ્જા, ઘૃણા, ભયને કારણે જ્યારે મનુષ્ય વાયુ, મળમૂત્રના ઉપસ્થિત વેગોને રોકે છે, ત્યારે વેગાવરોધ થવાથી પ્રકુપિત વાયુ દોષ, કફ અને

---

×अयथा बलमारम्भ वेगसंधारण क्षयम् ।
यक्ष्मण कारणं विद्याच्चतुर्थं विषमाशनम् ॥

પિત્ત દોષને ઊર્ધ્વ, અધઃ અને તિર્યક્ ગતિથી પ્રેરિત કરી અનેકવિધ વિકારો ઉત્પન્ન કરે છે. ત્યારે શરદી, કાસ, સ્વરભંગ, અરોચક, પાર્શ્વશૂલ, શિરઃશૂલ, તાવ, જંઘામાં પીડા, અત્રભેદન, વારવાર વમન, અતિસાર વગેરે વિવિધ વિકારોને તે ઉત્પન્ન કરે છે. રાજયક્ષ્માનાં આ અગિયાર રૂપને લક્ષ્યમાં રાખવાં.

**ધાતુક્ષયથી** ઉત્પન્ન થતો ક્ષય હવે જુઓ :

હર્ષથી, ઉત્કંઠાથી, ભયથી, ત્રાસથી, ક્રોધ, શોક આદિ મનોનિવેશથી, અતિ કર્ષણથી, અતિ મૈથુનથી, ઉપવાસ આદિ કારણોથી શુક્ર અને હૃદયસ્થ ઓજ ક્ષીણ થાય છે. સ્નેહ ક્ષીણતા થવાથી વાયુ વધી પિત્ત અને કફને પ્રકુપિત કરી પ્રતિશ્યાય, જ્વર, કાસ, અંગમર્દ, શિરઃશૂલ, શ્વાસ, અતિસાર, અરુચિ, પાર્શ્વશૂળ, સ્વરક્ષય, ખભામા પીડા એમ એકાદશ રૂપ લક્ષણો ઉત્પન્ન કરે છે.

**નોંધ :** સાહસ અને ધાતુક્ષયજન્ય યક્ષ્મામા ભેદ છે સાહસથી થયેલો ક્ષય બળવાન પુરુષને પણ થાય છે. એમાં ‘ વધુ પડતા ’ કાર્યનો ઉલ્લેખ છે જ્યારે ‘ ધાતુક્ષય ’થી થતા યક્ષ્મામાં પ્રભૂત અર્થ અહી શુક્રક્ષયનો લેવો. સાહસથી થતા ક્ષયમાં ઉરક્ષતનો ઉલ્લેખ આવે છે.

**વિષમાશન** ( અહિત ભોજન ) થી થતો ક્ષય. અનેક પ્રકારના વિષમ અન્નપાનના સેવનથી વિષમતા ઉત્પન્ન થાય છે અને દોષો વિષમ બની, રક્તાદિ ધાતુઓના સ્રોતોમાં અવરોધ ઉત્પન્ન કરી ધાતુઓનો પોષણ ક્રમ અટકાવે છે. **સ્રોતોરોધ** થાય છે. પ્રતિશ્યાય લાળસ્રાવ, કાસ, રક્ત વમન એ પૈત્તિક લક્ષણો છે પાર્શ્વશૂળ, શિરઃશૂલ અને સ્વરભગ એ લક્ષણ વાયુથી થાય છે. આ રીતે વિષમાશનથી થતા યક્ષ્માનું વર્ણન આપણે જોયુ.

पूर्वरूप :

પ્રતિશ્યાય, નબળાઈ, નિર્દોષ પદાર્થોમાં દોષદર્શન, શરીરમાં બીભત્સતા દેખાવી, ઘૃણા, યોગ્ય ભોજન કરવા છતાં બળ માંસ વગેરે ક્ષીણ થવા, સ્ત્રીની ઇચ્છા ( મૈથુનેચ્છા ), મદ્ય પ્રિયતા, માંસ પ્રિયતા, શરમાળપણું, ખાનપાનમાં માખી, ધૂળ, કેશ, તણખલા પડવા, કેશ અને નખ જલદી વધવા, સ્વપ્નમાં હિંસક પશુઓથી યુદ્ધમાં પરાજય પામવો. આ બધાં યક્ષ્માના પૂર્વરૂપો છે.

एकादशारूप

કાસ, ખભામાં પીડા, સ્વરભેદ, જ્વર, પાર્શ્વશૂળ, શિરઃશૂળ, રક્ત વમન, કફ આવવો, શ્વાસ, અતિસાર, અરુચિ એ ૧૧ રૂપો છે.

षड्रूप .

કાસ જ્વર, પાર્શ્વશૂળ, સ્વરભેદ, અતિસાર અને અરુચિ એ છ રૂપો છે.

त्रिरूप

જ્વર, કાસ અને રક્ત વમન એ ત્રણ રૂપ છે.

चिकित्सा .

રાજયક્ષ્માની ચિકિત્સા વખતે પ્રત્યેક ચિકિત્સકે ચરકનાં નિમ્ન સૂત્રો સ્મરણમાં રાખવાં યોગ્ય છે.

સ્રોતોરોધ થવાથી ધાતુઓના પોષણક્રમમાં અવરોધ અને હીનતા થાય છે. માટે યક્ષ્માના રોગીમાં તેનુ બળ તેનુ મળ હોય છે. માટે યત્નપૂર્વક તેના મળની રક્ષા કરવી જોઈએ.

तस्मात्पुरीषं संरक्ष्य विशेषाद्राजयक्ष्मिणः ।
सर्वधातुक्षयार्तस्य बलं तस्य हि विड्बलम् ॥

જેની દરેક ધાતુ ક્ષીણ થઈ છે તેવા રાજયક્ષ્માના રોગીનું બળ તેના મળમાં રહ્યું છે.

આ સૂત્રને લક્ષ્યમા રાખી વાગ્ભટ્ટનાં નિમ્ન સૂત્રોને અનુસરી ચિકિત્સા કરવી.

રોગી બળવાન હોય, જેના દોષો બહુ ઉત્કટ હોય, તેનુ સ્નેહન સ્વેદન કરી, ઊર્ધ્વ (વમન) અને અધઃ (વિરેચન વડે) શોધન કરવું આ શોધન એવું હોય કે જે કર્ષણ ન કરે પરંતુ કિંચિત્ સ્નેહયુકત હોય (જેથી યક્ષ્માના રોગીના મળરૂપી બળને વાંધો ન આવે તે ધ્યાનમાં રાખવું).

યક્ષ્માના રોગીને મદનફલને દૂધમાં મેળવી પાવાથી અથવા મીંઢળ આદિ વામક દ્રવ્યોથી સિદ્ધ યવાગૂમાં ઘી મેળવી પિવડાવી વમન કરાવવું

નસોતર, ગરમાળો, સદશ મૃદુવિરેચન દ્રવ્યો, શર્કરા, ઘી કે મધ સાથે આપવાં. નસોતરનું ચૂર્ણ દૂધ સાથે લેવું.

કોષ્ઠનું શોધન થવા બાદ બૃંહણ અને દીપન પાચન ચિકિત્સા કરવી જોઈએ. મનને પ્રિય, વાતનાશક અને લઘુ (હલકું) અન્નપાન આપવું.

શાલિ ધાન્ય, સાઠી ચોખા, ઘઉં, જવ, મગ, એક વરસ જૂના આપવા અને એ અન્ન હલકાં–પચવામાં ભારે નહીં તેવા અને જેની શકિત નષ્ટ ન થઈ હોય તેવાં જોઈએ.

**બકરીનું દૂધ**, ઘી, આદિ હિતકર છે. બકરી આખો દિવસ હરે-ફરે છે. એને વ્યાયામ વધુ મળે છે તદુપરાત એ કષાય, અમ્લ, કટુ, મધુર, તિકતાદિ રસવાળી તમામ વનસ્પતિઓનુ સેવન કરે છે. એટલે એનુ દૂધ સુપાચ્ય અને માંસવર્ધક હોય છે. આમ બકરીનું મહત્ત્વ યક્ષ્માની ચિકિત્સામાં ઘણું જ છે. જે માંસનુ ભક્ષણ કરતા હોય તેવા યક્ષ્માના દરદી માટે બકરીનું માંસ પણ આયુર્વેદમાં ઘણું ઉત્તમ ગણાવ્યું છે.

બકરીના માંસરસમાં જવ, કળથી, પીપર, સૂંઠ, દાડમ, આબળાં

સાથે ઘીથી સ્નિગ્ધ કરીને પીવા આપવું. આ માંસ રસથી પીનસ, શ્વાસ, કાસ, ખભામાં શૂળ, શિરઃશૂલ અને સ્વરભંગ એ ૭ રોગ નષ્ટ થાય છે.

સ્રોતોના શોધન માટે અતિશય પુરાતન મદ્ય પ્રશસ્ત છે. એ મદ્યના પ્રકારોમાં પિત્તથી મધુ–મદ્ય, કફમાં અરિષ્ટ મદ્ય અને વાયુમાં નિર્મળ વારુણી પીવી. લઘુપંચમૂલથી સિદ્ધ અથવા ભોંયઆમળાથી સિદ્ધ જળ પીવા માટે આપવું શાલપર્ણી, પૃશ્નપર્ણી, માષપર્ણી, મુદ્ગપર્ણી, ધાણા અને સૂંઠથી સિદ્ધ પાણી પીવું.

સિદ્ધઘૃત પ્રયોગો ઉત્તમ લાભ કરે છે એલાદિરસાયન, અમૃત-પ્રાશઘૃત, ધાત્રીરસાયન સદૃશ પૌષ્ટિક બૃહણ ઉપાયો કરવા.

ચંદનબલા લાક્ષાદિતેલ, સદૃશ તેલોનું ઉત્તમ માલિશ કરી એને દૂધ, ગરમ પાણી અને તેલથી ઉત્તમ પ્રકારે અનુકૂળ આવે તેમ સ્નાન કરાવવુ અત્યંત તીવ્ર જ્વરમાં અભ્યંગ નિષેધ છે એ સ્મરણમાં રહેવુ ઘટે બાકી કૃશ, ક્ષીણ અને દુર્બળ વ્યકિતઓમાં આ પ્રકારનુ અભ્યગ લાભકારક બને છે.

યક્ષ્માના રુગ્ણમાં ઉત્તરોત્તર દૌર્બલ્ય પ્રતીતિ એક ખાસ લક્ષણ છે શારીરિક વજન ઘટતુ જાય છે. રુગ્ણ કૃશ થતો જાય છે. છતાં ચહેરા પર ચમક એવી જ રહે છે. એ જીવવાની પ્રબળ આશાવાળો બની રહે છે આ પ્રકારમાં શરીરમાં ઓજ વધારે એવી ચિકિત્સામાં સુવર્ણ મોખરે આવે છે. એનો પ્રયોગ સુવર્ણ વસંત માલતી, અભ્રક પીપર સદૃશ ઔષધોનાં સંયોજનથી ફેફસાંમાં વિકૃતિ હોય તે મટે છે. તાવ પ્રધાન હોય તો ગળો ઘનની બનાવટ સંશમની વટી ૬–૬ ગોળી દિવસમા ત્રણવાર આપવી. તે ઉપરાંત ક્ષય કેસરીરસ, ત્રૈલોક્યચિંતા-મણિરસ, શંખચૂડરસ આદિ શાસ્ત્રીય પ્રયોગો યક્ષ્મામાં લાભકર્તા નીવડે છે. યક્ષ્માના રુગ્ણની દિનચર્યા પણ હોવી જોઈએ. એને આરામ વકો શકય હોય તેવો વ્યાયામ તડકો, લાક્ષાદિ તેલનો અભ્યંગ દૂધ,

ઘી, માખણ, ફળાહાર આદિથી શરીરને પુષ્ટિ મળે તે ધ્યાનમાં રાખવા જેવુ છે. મૈથુન, બીડીનુ વ્યસન, ચિંતા, ક્રોધ, શોક, જાગરણ એ બધાંથી દૂર રાખવાં. શુક્ર ક્ષય અટકે અને શુક્રનું રક્ષણ થઇ શરીરમાં ઓજવૃદ્ધિ થાય તે જરૂરી છે.

યક્ષ્મામાં થતાં ભિન્ન ભિન્ન લક્ષણોને અનુસરી ચિકિત્સા નિમ્ન પ્રમાણે કરવામાં આવે છે.

**कास-श्वास :**

ખાંસી માટે અભ્રકભસ્મ, પીપર, શાબરશૃંગ, સિતોપલાદિ આદિ અનુભૂત ઔષધો ક્ષયનાશક યોગ સાથે, દ્રાક્ષારિષ્ટ, દ્રાક્ષાસવ સદશ આસવ અરિષ્ટો, કુષ્માંડક રસાયન, કંટકાર્યાવલેહ સદશ ચાટણ વ્યોષાદિવટી લવંગાદિવટી જેવાં ચૂસવાનાં કાસ શ્વાસ શામક દ્રવ્યો. ખાંસી માટે અભ્રક ૧૦૦ થી ૨૫૦ પુટવાળી આપવી.

**नोंध** · આ પ્રકારની ચિકિત્સાથી ઉષ્ણતા વધી જઈ તાવ વધે નહી તે પણ ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

ક્ષયમાં ખાંસીમાં પણ સૂકી ખાસી, કફયુક્ત ખાંસી અને રક્તયુક્ત કાસ એમ જોવા મળે છે. ખાંસીની ચિકિત્સા માટે જુઓ “ કાસ ” પ્રકરણ ખાંસી માટે ‘ એલાદિ રસાયન ’ અત્યત ઉત્તમ કોટિનો પ્રયોગ છે. વધુ જુઓ ક્ષતજ કાસ પૃષ્ઠ : ૨૬૦

**दौर्बल्य :**

સુવર્ણ વસંત માલતી, ત્રૈલોક્યચિંતામણિ, યોગેન્દ્રરસ, ચ્યવનપ્રાશાવલેહ, એલાદિ રસાયન, અમૃતપ્રાશઘૃત સદશ પૌષ્ટિક કલ્પો. રસાયન અર્થમાં અભ્રક ૧૦૦૦ પુટિ ઉત્તમ **ઔષધ** છે. મહાલાક્ષાદિ તેલનો અભ્યંગ કરવો

**रक्तष्ठीवन :**

થૂકમાં જ્યારે લોહી ખાંસી વાટે આવે ત્યારે દરદીને સંપૂર્ણ આરામ જરૂરી છે. લાક્ષાગોદંતીનો પ્રયોગ પણ ઉત્તમ નીવડે છે. 'ઉશીરાસવ અગર ધાત્ર્યાસવ આપવુ કુષ્માંડ રસાયન ચાટણ પણ શામક છે યષ્ટીમધુનુ ચૂર્ણ, ગોદંતી, જહરમોહરાપિષ્ટ, મુક્તાપંચામૃત સદશ દ્રવ્યો કુષ્માંડ અવલેહમાં મેળવી આપવાં

**ताव :**

સંશમની વટી, જ્વરારિ અભ્રક, ગળોસત્ત્વ, અમૃતારિષ્ટ, સુવર્ણ વસંતમાલતી ઉત્તમ પ્રયોગો છે.

ક્ષયના દરદીને ઊંચા પહાડી પ્રદેશ ઉપર સૂકી હવામાં પૂર્ણ વિશ્રાંતિ, ચિંતારહિત જીવન, પ્રફુલ્લિત મન વગેરે બાબતોથી લાભ થાય છે. અલબત્ત આ બધુ ખર્ચાળ બને છે ત્યારે પેલું આયુર્વેદનું સૂત્ર આવે છે. કાસ=ખાંસી અને પ્રતિશ્યાય=શરદીની ઉપેક્ષાથી ઉત્તરોત્તર ક્ષય થાય છે. વારંવાર ખાંસી અને શરદી થતી હોય તેવા રુગ્ણે સંભાળવું જોઈએ. અને જેટલું વહેલુ ચેતી શકાય તેટલું ઉત્તમ છે.

જગતની વસ્તીનો સાતમો ભાગ આ રોગથી મૃત્યુ પામે છે. અર્થાત્ રોગ ઘણો વ્યાપક છે. નાનાં મોટાં, સ્ત્રી પુરુષ સૌ કોઈને થાય છે. અલ્પબળવાળી સ્ત્રીને વારંવાર પ્રસૂતિઓ થવાથી શરીર નબળું પડી આ રોગ થાય છે. ગરીબ લોકોને પોષણ પૂરું ન મળે અને જીવનમાં સ્વચ્છતા આદિ ન હોવાથી થાય છે. અત્યંત વિષયાસકત પુરુષને શુક્ર ક્ષયથી થાય છે. પ્રત્યેક નિરાળા કારણને લક્ષ્યમાં લઈ ચિકિત્સા કરવી જોઈએ.

## क्षय रोगनाशक प्रयोगो

**त्रैलोक्य चिंतामणि :**

સુવર્ણભસ્મ ભાગ ૩, રૌપ્યભસ્મ ભાગ ૨, અભ્રકભસ્મ ભાગ ૨,

લોહભસ્મ ભાગ ૫, પ્રવાલ ભાગ ૩, મોતી ભાગ ૩, રસસિંદૂર ભાગ ૧ દરેક ભસ્મ લઈ ખરલમાં બરોબર વાટી કુંવારના રસમાં બરોબર ખરલ કરી રતી ભારની ગોળી કરી લેવી. પ્રમાણ : ૧ થી ૨ રતી. સવાર સાંજ મધમા ચટાડી ઉપર બકરીનું દૂધ આપવું. ક્ષય, જીર્ણજ્વર, ખાંસીમાં લાભકારક છે. ક્ષય માટે ઉત્તમ છે.

**वृहत् शृंगाराभ्रक :-**

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, ફુલાવેલ ટંકણ, નાગકેસર, કપૂર, જાવંત્રી, લવંગ, તમાલપત્ર, સુવર્ણભસ્મ પ્રત્યેક ૧–૧ તોલો, તાલીસપત્ર, નાગરમોથ, કુષ્ઠ, છડીલો, લતંગ, તજ, એલચી, સૂંઠ, મરી, પીપર, હરડેછાલ, બહેડાંછાલ, આમળાં, ગજપીપર પ્રત્યેક ૨–૨ તોલા, અભ્રકભસ્મ તો. ૪ પહેલા કજ્જલી કરી પછી બધી ચીજોનું બારીક ચૂર્ણ કરી ખરલમાં બરાબર ઘૂંટી પીપરના કવાથની સાત ભાવના આપી પછી ઘૂંટી સૂચવી રાખવુ પ્રમાણ : ૩ થી ૬ રતી તજનુ ચૂર્ણ મેળવી મધમાં ચાટવું. શૂળ હોય, પડખાં ધખે, ખાંસી આવે, સ્વરભંગ, માથાનુ દરદ, ક્ષય વગેરે માટે ઉત્તમ છે.

**सुवर्ण वसंत मालती :-**

સુવર્ણભસ્મ તો. ૧, મોતીની પિષ્ટ તો ૨, રસસિદૂર તો. ૩, સફેદ મરી તો. ૪, યશદભસ્મ અથવા ખાપરિયું તો. ૮, બધી બારીક ચીજો વાટેલી લઈ મેળવો તેમાં માખણ તો. ૨ નાખી એક દિવસ સારી રીતે ઘૂટવું પછી બીજે દિવસે લીબુનો રસ નાંખી ઘૂંટવું. એકવીસ દિવસ આશરે ઘૂંટવાથી માખણની ચીકાશ ઘટી જઈ ખટાશ આવે ત્યારે તૈયાર સમજવી. ત્યાર બાદ રતીભારની ગોળી કરી લેવી. પ્રમાણ : ૨ રતી સવાર સાંજ. પીપર ૩ રતી મેળવી મધ સાથે ચાટી ઉપર દૂધ પીવુ. ક્ષય, નબળાઈ, ક્ષીણતા, જીર્ણજ્વર, ગ્રહણી, ચક્કર આવવા વગેરે માટે ઉત્તમ છે.

# અધ્યાય : ૧૯

# છર્દિ–વમન

## छर्दि–वमन*

छादयति मुख अर्दयति चाङ्गानीति छर्दिः ।

( મોંને ભરી નાખે અને અંગોને તોડે એટલે છર્દિ )

**प्रकार :–**

આ વમન યાને ઊલટી પાંચ પ્રકારની છે. વાયુ, પિત્ત અને કફ વડે ત્રણ, ત્રણેય દોષ વડે ઉત્પન્ન, અને પાંચમો પ્રકાર દૂષિત વસ્તુ જોવાથી થાય છે.

**पूर्वरूप :–**

હૃદયનો ઉત્કલેશ, મુખમાંથી કફનો સ્રાવ અને આહારમાં વિદ્વેષ એ ત્રણ છર્દિરોગનાં પૂર્વરૂપ છે.

**संप्राप्ति :–**

વ્યાયામથી, તીક્ષ્ણ ઔષધથી, શોકથી, રોગ, ભય, ઉપવાસ આદિ કારણોથી, શરીરમાં અત્યંત કૃશતા આવી જવાથી, મહાસ્રોતસ્માં પ્રકુપિત વાયુ દોષોને બહાર કાઢવાવાળા સ્વભાવનો થઈ, ઉપરની તરફ આવી, હૃદયાદિ મર્મોને પીડિત કરતો આમાશયનો ઉત્કલેશ અર્થાત્ જીવ ગભરાવાનું કરીને ઊલટીને ઉત્પન્ન કરે છે.

---

* ચ. ચિ. અ. ૨૦

**कवात छर्दि :-**

હૃદય અને પાર્શ્વ ( પડખાંમાં )માં પીડા, મુખમાં શુષ્કતા, માથું અને દૂટીમાં વેદના, ખાંસી, સ્વરભંગ અને પીડા થાય છે. ઊલટી થતી વખતે પ્રબળ ( જોરદાર ) શબ્દ થાય છે. ઊલટીમાં ફીણ આવે છે. ઊલટીમા આવતી વસ્તુ વિચ્છિન્ન (ટુકડા ટુકડા), કાળા વર્ણની, નાતિકૃશ નાતિસ્થૂલ (અત્યંત પાતળી કે જાડી નહી) કષાય રસ અને કષાય વર્ણ, અલ્પ યા અત્યત વેગની સાથે કઠણાઈપૂર્વક વમન થાય છે.

**पित्तज छर्दि :-**

અજીર્ણ, કટુ, અમ્લ, વિદાહી, ઉષ્ણ વસ્તુઓ વડે આમાશયમાં પિત્ત પ્રકુપિત થઈને રસાયની અર્થાત્ ધમની દ્વારા ફેલાઈ મર્મ-હૃદય આદિને પીડિત કરી ઉપર વક્ષઃસ્થળમાં પહોચી ઊલટી ઉત્પન્ન કરે છે.

**લક્ષણ :** રોગીને મૂર્ચ્છા, તૃષા, મુખમાં શુષ્કતા, તાળવું, આંખમા સતાપ, અંધારાં આવવા અને ચક્કર આવે છે. ઊલટીમાં પદાર્થ પીળો, લીલો, અત્યત ગરમ, તિક્તરસ અને કૃષ્ણ વર્ણનો આવે છે. ઊલટી વખતે ગળામાં દાહ થાય છે.

**कफज छर्दि :-**

સ્નિગ્ધ (ચીકણા), ગુરુ (ભારે), વિદાહી ભોજનો, દિવસમાં સૂવાથી, આમદોષથી વધેલો કફ છાતી, માથુ, મર્મ ( હૃદય ) અને બધી રસવાહિનીઓને ઘેરી લઈ વમન ( ઊલટી) ઉત્પન્ન કરે છે.

**લક્ષણ** . રોગીને તંદ્રા, મુખમા મધુરતા, મુખમાંથી કફનો સ્રાવ, સતોષ (ભોજનમાં અનિચ્છા અથવા તૃપ્તિ), ઊંઘ આવવી, અરુચિ તથા ભારેપણુ રહે છે. ઊલટીમાં આવતો પદાર્થ, સ્નિગ્ધ ( ચીકણા ), ઘન મધુર, શુદ્ધ કફના રૂપનો હોય છે. ઊલટી સમયે રોગીને થોડી વેદના અને રોમાંચ ઉત્પન્ન થાય છે.

**त्रिदोषज छर्दि :-**

આમ દોષથી, અન્ય દૂષિત થવાથી અને ઋતુ પરિવર્તન થવાથી ત્રણેય વાતાદિ દોષ એકી સાથે પ્રકુપિત થાય છે. બધા રસોનું નિરંતર સમ પ્રમાણમા સેવન કરવાથી પણ ત્રિદોષજ વમન થાય છે.

**लक्षण :** રોગીને શૂળ, અવિપાક, અરુચિ, દાહ, તરસ, શ્વાસ અને પ્રબળ મૂર્ચ્છા થાય છે. ઊલટીમાં આવેલો પદાર્થ લવણ રસનો, ખાટો, લીલો, ઘન, ઉષ્ણ તથા લાલ વર્ણનો હોય છે.

જ્યારે અમુક વ્યકિતમા દોષો પ્રકુપિત થાય છે, ત્યારે વાયુ, મળ, સ્વેદ, મૂત્ર અને ઉદકવહ સ્રોતોના ભાગને રોકી મળમૂત્ર સમાન ગંધ અને વર્ણવાળા પિત્ત, કફ દોષોને કોષ્ઠમાં ઊર્ધ્વગતિએ લઈ જઈ, તૃષા, શ્વાસ, હેડકી સાથે હમેશાં ભારી તીવ્ર વેગથી ઊલટી કરાવે ત્યારે તે પુરુષ ભયથી વ્યાકુળ થઈ તેના પ્રાણનો શીઘ્ર નાશ થાય છે.

અહી વાયુનો ઊર્ધ્વવેગ જેટલો પ્રબળ દર્શાવાયો છે તેટલો પ્રબળ ત્રિદોષજ ઊલટી સિવાય ન હોઈ શકે

**आगंतुक छर्दि :-**

અમુક વ્યકિતને જે વસ્તુનો દ્વેષ હોય તેવી, અપવિત્ર, મનને પ્રતિકૂળ, બિભત્સ પદાર્થોને જોવાથી અથવા ખાવાથી, મનના ઉદ્વેગથી, જીભ ગભરાવાથી, જે ઊલટી થાય છે, તેને દૂષિત, અપ્રીતિકારક હેતુના સંયોગથી ઉત્પન્ન ઊલટી સમજવી.

(સુશ્રુતમાં દૌહદ, અસાત્મ્ય અને બીભત્સ પદાર્થો જોવાથી થતી ઊલટી કહેલ છે તેનો અંતર્ભાવ પણ આમા જ થઈ જાય છે કૃમિજન્ય છર્દિનો અંતર્ભાવ કફજન્ય છર્દિમાં કરવો જોઈએ)

**साध्यत्व :-**

ઉપદ્રવરહિત સાધ્ય છર્દિના રોગીની ચિકિત્સા કરવી જોઈએ.

ક્ષીણ વ્યક્તિમાં ઊલટી નિરંતર પ્રબળ વેગથી થાય, ખાસી યુક્ત હોય, વમનમાં લોહી અને પરુ મળેલુ હોય, મેદાદિ ધાતુઓમાં મોરનાં પીંછાં સમાન ચંદ્રિકા દેખાતી હોય તો તેને અસાધ્ય સમજવી.

**चिकित्सा :—**

કફનું સ્થાન આમાશય (પણ) છે, અને આમાશયના ઉત્કલેશથી જ તમામ પ્રકારની ઊલટીઓ ઉત્પન્ન થાય છે × માટે સૌ પ્રથમ લંઘન (લાઘણ) જરૂરી છે અથવા વાતજન્ય છર્દિ સિવાય તમામ પ્રકારની ઊલટીઓમાં કફપિત્તનાશક વમન, વિરેચન રૂપી સંશોધન કરાવવું જોઈએ. વાતજન્ય છર્દિમાં લંઘન જ કરાવવું જોઈએ.

દહી નાખીને ફાડી નાખેલા દૂધનું પાણી પીવાથી અથવા ઘી સહિત અને સિંધવ, મગ અને આમળાંનો યુષ પીવાથી **વાતજ ઊલટી** મટી જાય છે

કફ અને પિત્તનાશક વિરેચન તરીકે હરડે ચૂર્ણને મધ સાથે ચટાડવું જોઈએ અથવા જે વિરેચન દ્રવ્ય હૃદયને પ્રિય હોય તેને મધ અથવા દૂધ વડે યુક્તિપૂર્વક માત્રામાં મેળવી સેવન કરાવવું જોઈએ. તેથી ઊર્ધ્વગતિ કુપિત થયેલ દોષ નીચે તરફ ચાલ્યો જાય છે.

કફ અને પિત્ત નાશક વમનમાં કડવી તુમ્બડી સદૃશ ફળોથી વમન કરાવવું જોઈએ.

જે વ્યક્તિ નિર્બળ હોય તેની સંશમની ચિકિત્સા કરવી જોઈએ. શમન માટે હલકું અન્ન, પાન, પેયા વગેરે આપવાં

વાતજન્ય છર્દિમાં રોગીને હૃદયમાં થડકો હોય, તો તેને ઘી કરતાં ચાર ગણું સિંધવ મેળવી એ ઘૃત સિદ્ધ કરી પીવા આપવું. એનાથી વાયુદોષનું શમન થાય છે. અનાર (દાડમ)ના રસમાં સાધિત ઘૃત પીવું.

× आमाशयोत्क्लेशवभवा हि सर्वाश्छर्द्यो मताः।

જોઈએ. સિંધવ સચળ, બીડલવણ, સૂંઠ, મરી, પીપરથી સિદ્ધ કરેલ ઘૃત આપવું જોઈએ.

પિત્તજન્ય છર્દિ માટે રેચક અને વામક યોગ કરવા જોઈએ. દ્રાક્ષના રસમાં નસોતરનું ચૂર્ણ મેળવી આપવું જોઈએ અને વમન કરાવવું હોય તો મધુર અને વામક દ્રવ્યો આપવાં જોઈએ, જેથી રોગીને વમન થઈ જાય છે.

ગળો, હરડે, બહેડા, આમળાં, લીંબડો અને કડવાં પરવળ અથવા કડવી ધિસોડીનો ક્વાથ કરી તેમાં મધ નાખી ચટાડવાથી **પિત્તજ છર્દિ** મટી જાય છે.

હરડેનુ ચૂર્ણ મધમાં મેળવી આપવુ, જેથી દોષ અધોપ્રવૃત્ત થતાં ઊલટી મટી જાય છે. વાવડિંગ, હરડે, બહેડાં, આમળાં, તથા સૂંઠનુ ચૂર્ણ કરી મધમાં માત્રાસર ચટાડવુ અથવા વાવડિંગ, કેવડીમોથ અને સૂંઠનું ચૂર્ણ મધમાં ચટાડવુ જેથી **કફજ ઊલટી** મટી જાય છે.

એલચી, ચોખાની ધાણી, લવંગ, નાગકેસર, બોરનો ગરભ, ઘઉલા, મોથ, સુખડ અને પીપરનુ ચૂર્ણ કરી મધ તથા સાકરમાં ચટાડવું. આનું નામ એલાદિ ચૂર્ણ છે. એનાથી ત્રિદોષજ ઊલટી મટી જાય છે.

ગળોનું હીમ કરી મધ સાથે પીવામાં આવે તો **ત્રણેય દોષથી** થતી ઊલટી ચોક્કસ મટી જાય છે

હરડે, સૂંઠ, મરી, પીપર, ધાણા, અને જીરુ એટલાં દ્રવ્યોનુ ચૂર્ણ કરી મધમા ચટાડવુ. એથી ત્રિદોષજ ઊલટી મટે છે.

આંબાની ગોટલી અને બિલાંનો ક્વાથ કરી મધ તથા સાકર નાખીને પીવામાં આવે તો તેથી જેમ અગ્નિથી આહુતિનો નાશ થાય છે તેમ વમનયુક્ત અતિસાર મટી જાય છે.

## छर्दिनाशक प्रयोगो

### छर्दिरिपुवटी :

કપૂરકાચલી તો. ૧૦ લઈ બારીક ચૂર્ણ કરી ખરલમાં તેને ગુલાબજળ જોઈએ તેટલું લઈ ઘૂંટી ચણા જેવડી ગોળી બનાવી છાંયડે સૂકવી લેવી પ્રમાણઃ મોટા માણસને ૨ થી ૪ ગોળી અને બચ્ચાને ૧ ગોળી, પાણી સાથે, બબ્બે કલાકે અથવા જરૂર પડે ત્યારે આપવાથી ગમે તે કારણથી આવતી ઊલટી, ઊબકો, વાયુની મોળ, બાળકને આવતી વાયુની ઊલટીમાં વપરાય.

### छर्दिहररस :

શુદ્ધ પારદ, શુદ્ધ, ગંધક, લોહભસ્મ, બોરની મીંજ, લવંગ, સમુદ્રફળ, ઘઉલા, ચંદન, જુવારની શેકેલી ધાણી, પીપર, કપૂરકાચલી, તજ, એલચી, તમાલપત્ર એ બધાંનું બારીક ચૂર્ણ કરી સફેદ ચંદનની સાત ભાવના આપી સૂકવી બાટલી ભરી રાખવી. પ્રમાણ : ૨ થી ૪ રતી, મધ અને મરી સાથે, દર બે કલાકે અથવા જરૂરત પ્રમાણે, દરેક પ્રકારના વમનમાં લાભકર્તા બને છે.

### छर्दिहरयोग :

વંસલોચન, એલચી, કમળના ફૂલ, મોરનાં પીછાંની ભસ્મ, નાળિયેરની ચોટલીની ભસ્મ, મરી, પીપર, સમભાગે વાટી ચૂર્ણ કરી લેવું. માત્રા ૨ થી ૪ રતી, મધમાં વાટી લેવું, ગમે તે પ્રકારની ઊલટી માટે ચોક્કસ ઉપાય છે.

### छर्दिनाशक क्षार :

ખાટા લીંબુને ચીરી રસ કાઢી છાંયડે સૂકવી લેવાં. પછી તે સુકાયેલાં લીંબુની છાલને એક માટીના વાસણમાં રાખી બાળી રાખ

કરી કપડે ચાળી બાટલીમાં ભરી લેવું પ્રમાણ : ૩ થી ૬ રતી. અનુપાન : મધ, દર ત્રણ કલાકે અથવા જરૂર પ્રમાણે, ગમે તે પ્રકારે આવતી ઊલટી મટાડે છે.

**उपद्रवो :**

ઉધરસ, શ્વાસ, તાવ, તૃષા, હિક્કા, પિત્તની અસ્થિરતા એટલા ઉપદ્રવો ઊલટીના છે.



# અધ્યાય : ૨૦

# અગ્નિમાંદ્ય, અજીર્ણાદિ રોગો

## अग्निमांद्य, अजीर्णादि रोगो

**चतुर्विध अग्नि :-**

વાતાદિ દોષ વડે અગ્નિ ત્રણ પ્રકારે દૂષિત થાય છે. વાયુ વડે અગ્નિ વિષમ થાય છે, પિત્ત વડે અગ્નિ તીક્ષ્ણ થાય છે, કફ વડે મંદ થાય છે. જો ત્રણેય દોષ સમાન હોય તો અગ્નિ સમ રહે છે. આ રીતે જઠરાગ્નિના ચાર **દોષજ** ભેદ પાડવામાં આવ્યા છે.×

વિષમ જઠરાગ્નિવાળાને વાયુના રોગ થાય છે. તીક્ષ્ણાગ્નિ પિત્તના રોગને ઉત્પન્ન કરે છે. મંદાગ્નિ કફજ રોગને ઉત્પન્ન કરે છે. **સમ** અગ્નિવાળાને ખાધેલુ બરાબર પાચી જાય છે. **મંદ** અગ્નિવાળાને જરા પણ પચતું નથી. **વિષમ** અગ્નિવાળાને કોઈકવાર બરાબર પચે છે, કોઈકવાર નથી પચતું. પ્રમાણસર કે હદ ઉપરાંત ખાધેલુ જેને બરાબર પચી જાય તે **તીક્ષ્ણાગ્નિવાળો** ગણાય છે. સમ અગ્નિ સર્વશ્રેષ્ઠ છે.

ઉપર કહ્યુ તેમ જઠરાગ્નિ સમસ્થિતિમાં તે માણસને ખાધેલી માત્રા બરોબર પચે છે. ચાર પ્રકારના અગ્નિમાં **સમ** અગ્નિ ઉત્તમ છે, પણ તીક્ષ્ણ નથી. મધુર, સ્નિગ્ધ આદિ ભોજન કરવામાં આવે ત્યારે જે અગ્નિ સમતામાં રહે તે અગ્નિને ઉત્તમ સમજવો.

**સમ** અગ્નિ અને **તીક્ષ્ણ** અગ્નિની તુલના કરતાં સમ અગ્નિવાળો જરાવાર ભૂખ લાગે ત્યારે ભૂખ સહન કરી શકે છે, જ્યારે **તીક્ષ્ણ**

---

×मन्दस्तीक्ष्णोऽथ विषमः समश्चेति चतुर्विधः ।
कफपित्तानिलाधिक्यात्तत्साम्याज्जाठरोनलः ॥

અગ્નિવાળો જરા પણ અન્નનો વિઘાત સહન કરી શકતો નથી અને તે ક્ષુધાની ઉપેક્ષા કરે તો તેને પિત્તજ વિકારો થઈ આવે છે.

**भस्मकरोग :**

અત્યંત તીક્ષ્ણ અને રૂક્ષ અન્ન જમનારા માણસનો કફ ક્ષીણ થતાં અને વાયુ તથા પિત્તની વૃદ્ધિ થતાં અત્યંતવૃદ્ધિ પામેલો પવન સહિત અગ્નિ જે કંઈ ખાવામાં આવે તેને ક્ષણમાત્રમાં બાળી નાખે છે, એટલા માટે તેવા અગ્નિરૂપ રોગને ભસ્મક કહેવાય છે અને તેને તેવો રોગી જો ક્ષુધાને રોકે તો અગ્નિ ધાતુઓને પકાવવા માંડે છે.

એ રોગના ઉપદ્રવોમાં તૃષા, પરસેવો, દાહ, મૂર્છા ઇત્યાદિ ઉત્પન્ન કરી અન્નને તરત જ પકાવીને તુરત જ ધાતુ આદિનો નાશ કરે છે.

**अजीर्ण :**

કફથી આમાજીર્ણ, પિત્તથી વિદગ્ધાજીર્ણ અને વાયુથી વિષ્ટબ્ધાજીર્ણ થાય છે. આહારનો રસ શેપ પડી રહેવાથી, થયેલા અજીર્ણને રસશેષાજીર્ણ કહે છે

અજીર્ણનું **કારણ** ઘણું પાણી પીવાથી, વિષમ ભોજન કરવાથી, ક્ષુધા, મૂત્ર તથા વિષ્ઠાના વેગોને રોકવાથી, દિવસે સૂવાથી, રાતે જાગવાથી, માણસને સમયસર ખાધેલુ, પ્રકૃતિને હિતાવહ, હલકું, સ્નિગ્ધ અને ઉષ્ણ ગુણવાળું અન્ન પણ પચતુ નથી.

તૃષ્ણા, ભય, ક્રોધ, લોભથી ઘેરાયેલા, રોગ તથા દીનતાથી પીડાયેલા અથવા દ્વેષથી યુકત માણસે સેવેલુ અન્ન બરોબર પરિપાક પામતુ નથી

બુદ્ધિ વગરના માણસો જે ઢોરની માફક પ્રમાણ વગરનુ અન્ન જમે છે તેમને વિસૂચિકા આદિ રોગોના કારણરૂપ અજીર્ણ થાય છે.

અન્ય વચન પણ છે કે માણસોને ઘણુ કરી આહારની વિષમતાથી અજીર્ણ થાય છે અને તે અજીર્ણરૂપ કારણથી એવા રોગો થાય છે કે જે અજીર્ણ શમન થાય તેની સાથે જ શમન પામે છે.

અજીર્ણનુ સામાન્ય **લક્ષણ :** ગ્લાનિ, ગૌરવ, જડતા, ભ્રમ, વાયુનો અવરોધ, મળનો વિબંધ અને મળની બહુ પ્રવૃત્તિ એટલાં અજીર્ણના સામાન્ય લક્ષણો છે.

**અજીર્ણના પ્રકાર** કફથી **આમ,** પિત્તથી **વિદગ્ધ** અને વાયુથી **વિષ્ટબ્ધ** એમ ત્રણ પ્રકારનું અજીર્ણ થાય છે. ખાધા બાદ અન્નના પાચન થયા બાદ સારરૂપ દ્રવભાગ હોય તે પણ પાકતા તેમાંથી કાચો ભાગ રહી જાય તે રસ શેષ કહેવાય છે અને રસ શેષથી ચોથા પ્રકારનું રસશેષાજીર્ણ કહેવાય છે.

મધુરત્વ પામેલું જે અપકવ અન્ન છે તેથી થયેલું અજીર્ણ આમાજીર્ણ કહેવાય છે અને ખાધા પછી પાકી ગયેલા અન્ન સારરૂપ છે. જે દ્રવભાગ અપકવ રહી જાય તેથી થયેલુ **રસશેષાજીર્ણ** કહેવાય છે.

ભારેપણું, ભ્રમ, શૂળ ઇત્યાદિ દોષોને ઉત્પન્ન નહિ કરનાર, જે અન્ન માત્રા, કાળ, સાત્મ્ય આદિના દોષથી દિવસે નહિ પણ બીજે દિવસે પેટમાં પાકે તે પાંચમો પ્રકાર **દિનપાકી** અજીર્ણનો ગણાય છે. એટલે જમ્યા પછી એક પ્રહર સુધી જમવું નહિ એવી આજ્ઞા કરેલી છે.

નિત્ય પ્રતિ ખાધેલું અનાજ પચ્યું ન હોય ત્યાં સુધીનું અજીર્ણ દરરોજ થાય છે. એનાથી કોઈ જાતના ઉપદ્રવ થતા નથી તે **સ્વાભાવિક** અજીર્ણ છે અને એના માટે ડાબું પડખું કરી સૂવાથી (વામકુક્ષિથી) અને પ્યારા શબ્દોનું શ્રવણ કરવાથી મટી જાય છે. આ અજીર્ણનો છઠ્ઠો પ્રકાર થયો.

અજીર્ણનું **લક્ષણ** આમાજીર્ણથી ભારેપણુ, મોળ, લમણાં તથા

આખો પર સોજા, જેવું ખાધુ હોય તેવા મોળ અને ઓડકાર એટલાં લક્ષણો થાય છે.

વિદગ્ધાજીર્ણથી ભૂખ, તરસ, મૂર્છા, પિત્તજન્ય વિવધ પીડાઓ, ખાટા ધુમાડા જેવા ઓડકાર, પરસેવો અને દાહ ઉત્પન્ન થાય છે.

વિષ્ટબ્ધાજીર્ણથી શૂળ, આફરો, વાતજન્ય વિવિધ ઉપદ્રવો, મળ અને વાયુનો અવરોધ, અંગોની જડતા, મૂર્ચ્છા, કળતર થાય છે.

રસશોષાજીર્ણમાં અન્ન ઉપર અણગમો, હૃદયની અશુદ્ધિ અને શરીરનું ભારેપણું થાય છે.

અજીર્ણના **ઉપદ્રવ :** મૂર્ચ્છા, લવારો, વમન, લાળસ્રાવ, ગ્લાનિ અને ભ્રમ એટલા અજીર્ણના ઉપદ્રવો થાય છે અને તેનાથી મૃત્યુ નીપજે છે.

અજીર્ણની **ચિકિત્સા** . હરડે અને સૂંઠનું ચૂર્ણ કરી તેને ગોળમાં મેળવી અથવા સિંધવ સાથે ખાવામાં આવે તો તેનો અગ્નિ નિરંતર પ્રદીપ્ત રહે છે

સૂઠ, પીપર, હરડે, દાડમબીજનુ ગોળ સાથે ભક્ષણુ કરવાથી આમાજીર્ણ, અર્શ અને કબજિયાત મટે છે.

સૂઠ, મરી, પીપર, હરડે, નસોતર, ચિત્રક અને પીપરીમૂળનું સમભાગે ચૂર્ણ કરી તેમાં બરોબર ગોળ મેળવી સવારમાં ઊઠીને ખાવુ. આને **ગુડાષ્ટક** કહે છે. તે બળ, વર્ણ અને અગ્નિને વધારે છે. સોજો, ઉદાવર્ત, શૂળ, બરલનાં દરદ તથા પાંડુરોગને મટાડે છે.

ચિત્રક, ખોડી અજમોદ, સિંધવ, સૂઠ અને મરીનુ ચૂર્ણ ખાટી છાશ સાથે લેવાય તો લાભકારક બને છે. તેનાથી અગ્નિનું બળ વધે છે.

આમાજીર્ણ હોય તો **વમન** કરાવવુ. વિદગ્ધાજીર્ણ હોય તો

**લંઘન** કરાવવું. વિષ્ટબ્ધાજીર્ણ હોય તો શેક આદિથી **સ્વેદન** કરવું અને રસશેષાજીર્ણ હોય તો સૂઈ રહેવું

આમાજીર્ણ હોય તો માત્રાસર વજ અને યોગ્ય પ્રમાણમાં સિંધવનું ચૂર્ણ કરી ગરમ પાણીમાં નાખીને પીવું.

પીપર, સિંધવ અને વજનો કલ્ક કરી તેને ઠંડા પાણી સાથે આપી ઊલટી કરાવવાથી આમાજીર્ણ પર ઉત્તમ અસર બતાવે છે.

ધાણા અને સૂંઠનો ક્વાથ કરી આપવાથી આમાજીર્ણ શાંત થાય છે. એનાથી શૂળ મટે છે અને મૂત્રાશય સાફ થાય છે હરડે, સૂંઠ અને સિંધવનુ ચૂર્ણ કરી ઠંડા પાણીથી સવારે ખાઈ લેવું અને પછી ભોજનનો સમય થાય ત્યારે શંકા વગર મિત આહાર આપવો

ખાધેલા અન્નનો પાક વિદાહી થાય ત્યારે છાતી અને ગળામાં બળતરા થાય છે. તે માણસ જો સાકર અને મધથી યુકત દ્રાક્ષ અને હરડેનુ સેવન કરે તો સુખ મળે. આ વિદગ્ધાજીર્ણ માટે ઉત્તમ છે.

હિંગ્વાષ્ટક ચૂર્ણ, વડવાનલ ચૂર્ણ, અગ્નિમુખ ચૂર્ણ, ભાસ્કરલવણ ચૂર્ણ, સમશર્કરા ચૂર્ણ, ક્રવ્યાદરસ, અગ્નિકુમારરસ, રામબાણરસ, શંખવટી, બૃહત્ શંખવટી, અજીર્ણકંટકરસ જેવાં શાસ્ત્રીય પ્રયોગો દ્વારા અજીર્ણની શાંતિ થાય છે. આ પ્રયોગોનું સેવન કરવાથી અજીર્ણમાં લાભ થાય છે અને અજીર્ણ મટે છે. અગ્નિ સમ થાય છે, વિદગ્ધાજીર્ણ અને આમ્લપિત્તમાં અમારી દૃષ્ટિએ સામ્ય છે અને અમ્લપિત્ત પર આ ગ્રંથમાં આખુ પ્રકરણ આપ્યુ છે તે જોઈ લેવુ

**ભસ્મકરોગની ચિકિત્સા :—**

સ્નિગ્ધ, ગુરુ, મંદ, શીત, સ્થૈર્ય ગુણવાળા અન્નપાન અને પિત્તને હરનાર વિરેચનથી શાંત કરવો જોઈએ. અત્યંત વૃદ્ધિ પામેલા જઠરાગ્નિને શાંત કરવા ભેંસનું દહીં, દૂધ અને ઘીનું સેવન કરવુ. ઘીમાં શેકેલા

લોટના જેટલા જ વજને દૂધમાં પકાવેલ રાબ પીવી. પિત્તશામક દૂધપાક ખાવો. કાળી નસોતરથી પકાવેલ દૂધ આપવાથી વિરેચન થાય છે. મધુર, કફકારક, બુદ્ધિવર્ધક, ભારે પદાર્થો છે તે જમીને દિવસે સૂઈ રહેવુ. ભસ્મક રોગવાળા માટે હિતકારક છે બકરીના દૂધમાં ધોળા ચોખા તથા ધોળા કમળનો દૂધપાક કરવામાં આવે અને તેનું ભોજન કરાવવામાં આવે તો દશ દિવસની અંદર ભોજન ઘટી જાય છે.

**विसूचिका :-**

ઉપર જે અજીર્ણ કહ્યા તેનાથી વિસૂચિકા, અલસક અને વિલંબિકા પણ થાય છે. જે રોગમાં અજીર્ણને લઈ વાયુ જાણે અવયવોને સોય ભોંકતો હોય એવો ક્રૂર થાય છે તે રોગને વૈદ્યો વિસૂચિકા કહે છે. મૂઢ મનના અને ઇંદ્રિયના નિગ્રહ વગરના, ખાવામાં અત્યંત આસક્ત હોય તેને વિસૂચિકા થાય છે. પણ મિતાહાર કરનાર અને આયુર્વેદને જાણનારને થતી નથી

મૂર્ચ્છા, બહુ પાતળો પ્રવાહી જેવો ઝાડો, વમન, તરસ, શૂળ, ભ્રમ, હાથ પગમાં ગોટલા ચડવા, બગાસાં, બળતરા, વર્ણ પરિવર્તન, ધ્રૂજવુ, છાતીમાં વેદના અને માથું ફાટે છે, એ વિસૂચિકાનાં **લક્ષણો છે.**

નિદ્રાનાશ, અણગમો, કંપ, મૂત્રાવરોધ, બેભાનપણું એ પાંચ **ઉપદ્રવો** જો કે અન્ય રોગોમાં પણ ભયંકર છે તો પણ વિસૂચિકામાં હોય તો તે દારુણ છે. એટલે એ પાંચે હોય તો પ્રાણ જવાનો ભય કરે છે

**अलसक :—**

જેનું પેટ અત્યંત આફરો પામે, જે અંગોને પછાડ્યાં કરે, જે પીડાના શબ્દો નાખે, પેટમાં અજીર્ણથી રોકાયેલો પવન છાતી, કંઠ વગેરે ઉપરના ભાગમાં જતો હોય અને મળ તથા વાયુ અત્યંત રોકાઈ ગયાં હોય અને તરસ તથા ઓડકાર થયા કરે તે માણસને **અલસકનાં લક્ષણો**

જાણવાં આહાર ઉપર જાય નહિ, નીચે જાય નહિ, પાકે નહિ અને કોઠામાં સ્થિરતા પામીને રહે તેને 'અલસક' કહે છે.

**विलंबिका :-**

જેમાં બગડેલું અન્ન ખાવાથી કફને લીધે મુખમાંથી અને વાયુને લીધે ગુદ દ્વારમાંથી ન નીકળે તે રોગને વિલંબિકા કહે છે અને તે રોગની ચિકિત્સા કરવી ઘણી કઠણ છે. જેજ્જટે એને અસાધ્ય ગણાવેલ છે

જેના દાંત, હોઠ અને નખ કાળા થઈ ગયા હોય, ભાન જતું રહ્યું હોય, વમનથી પીડાતો હોય, આંખો ઊંડી ઊતરી જઈ, સ્વર નબળો પડી ગયો હોય, સઘળા સાંધાઓ નબળા પડી ગયા હોય તેવો વિસૂચિકાદિથી પીડિત આ **અરિષ્ટ** ચિહ્નવાળો, અન્ય જન્મને પ્રાપ્ત કરે છે.

**चिकित्सा :-**

વિસૂચિકા, વિલંબિકા અને અલસક ત્રણેય રોગોની એક જ ચિકિત્સા છે.

સૂંઠ, મરી, પીપર, કાંકચ, હળદર, દારુહળદર, બિજોરાંનાં મૂળિયાંને વાટી ગોળીઓ કરી છાયામાં સૂકવી તે ગોળી જો આંખમાં આંજવામાં આવે તો તેથી વિસૂચિકા મટે છે.

બિલાનો ગર્ભ તથા સૂંઠનો ક્વાથ પીવામાં આવે તો તેથી ઊલટી અને વિસૂચિકા મટી જાય છે

બિલાનો ગર્ભ, સૂંઠ અને કાયફળ ત્રણેય મેળવીને આપવાથી એનો ક્વાથ વધારે ગુણકારક બને છે.

કારેલીનો રસ, તેલ નાખી પીવા આપે છે

વિસૂચિકા અત્યંત વૃદ્ધિ પામી હોય તો પ્રાણના રક્ષણ માટે જેમાં

દહી બરોબર પાણી નાંખ્યું હોય એવી છાશનો અથવા નાળિયેરના પાણીની પેયા કરી તેનો ઉપયોગ કરવો.

તજ, તમાલપત્ર, એરંડો, સરગવો, કઠ, વજ અને સુવાને લીંબુના રસમાં વાટી તેને શરીરે ચોળવામાં આવે તો વિસૂચિકામાં ખાલી ચડવી મટી જાય છે.

પેટ દુઃખતુ હોય અને ચડી આવ્યું હોય તો દારુહળદર, વજ, કઠ, સુવા, હિંગ, સિંધવ એ ૭ પદાર્થોને ખટાશમાં વાટીને પેટ ઉપર ચોપડવા. આ ઉપાય દારુષટ્કના નામથી ઓળખાય છે.

જવના લોટને છાશ સાથે ગરમ કરવામાં આવે અને તેમાં ક્ષાર નાખી પેટ પર અનુકૂળ લાગે તેમ ચોપડવામાં આવે તો વેદના ઘટે છે. ગરમપાણીનો શેક કે ઈંટ જેવા પિંડરૂપ પદાર્થોના શેકની સારી અસર થાય છે.

ગંધકવટી ૨–૨ ગોળી કલાકે, બે કલાકે આપતા રહેવાથી વિસૂચિકામા લાભ થાય છે. ડુંગળી અને લસણ ઘણાં જ હિતકારક છે. કર્પૂરાસવ ઘણો સારો લાભ કરે છે. મૃગમદાસવ પણ ઉપયોગી છે. ક્રવ્યાદરસ પણ ઘણો જ હિતકારી છે કૃમિકુઠાર અને કૃમિમુદ્ગર પણ એમાં કામ કરે છે.

## अजीर्णनाशक प्रयोगो

### १. अग्निमुखचूर्ण :–

હિંગ તો ૧, વજ તો. ૨, પીપર તો ૩, સૂંઠ તો. ૪, અજમો તો. ૫, હરડેછાલ તો ૬, ચિત્રકમૂળછાલ તો. ૭, ઉપલેટ તો. ૮, દરેક દવાનુ છૂટું ચૂર્ણ લઇ વાટી મેળવી કપડે ચાળી બાટલી ભરી લેવી. પ્રમાણ: ૧૨ થી ૨૪ રતી. પાણી સાથે, જમવા, પહેલાં, અજીર્ણ માટે ઉત્તમ છે. હોજરીને બળ આપે છે. ખોરાક પચાવે, વાયુ ઓછો કરે,

દસ્ત સાફ લાવે, અગ્નિ પ્રદીપ્ત કરે, વાયુ ગોળો મટાડે

**૨. पंचसकारचूर्ण :-**

સૂંઠ, વરિયાળી, સિંધવ પ્રત્યેક તો ૧૦, નાની હરડે તો. ૨૦, મીંઢીઆવળ તો ૪૦ ઉપરની બધી દવાઓને ખાંડી બારીક કૂટી ચાળી બાટલીમાં ભરી લેવું. પ્રમાણ · ०। તોલો, સહેજ ગરમ પાણી સાથે, વાયુ, કબજિયાત વગેરેમાં પેટ સાફ કરવા માટે ઉત્તમ છે.

**૩. भास्करलवणचूर्ण .-**

બીડલવણ, સિંધવ, ધાણા, પીપર, પીપરીમૂળ, શાહજીરું, તમાલપત્ર, નાગકેસર, તાલીસપત્ર, અમ્લવેતસ, પ્રત્યેક ૨-૨ તોલા, સંચળ તો. ૫, મીઠું તો. ૮, દાડમબીજ તો. ૪, મરી, જીરું, સૂંઠ પ્રત્યેક તો. ૧, તજ, એલચી પ્રત્યેક તો. ०।। લઈ વિધિસર ચૂર્ણ કરી લેવું. પ્રમાણ · ૧૨ થી ૨૪ રતી, જમવા પહેલાં સાથે કે પછી, સ્વચ્છ પાણી કે છાશ સાથે, મંદાગ્નિ, અરુચિ, વાયુ, અજીર્ણ, ઝાડા, શૂળ, અમ્લપિત્ત, કબજિયાત, હરસાદિ રોગમાં સારું કામ આપે છે.

**૪. मळशुद्धिचूर्ण :-**

કાળા દાણા તો. ૬, સંચળ તો ૧, સૂંઠ તો ૧ લઈ ચૂર્ણ કરી બાટલી ભરી લેવી પ્રમાણ : તો. ०। ગરમ પાણી સાથે, બે થી ચાર પેટ સાફ આવી જાય છે. જુલાબ થઈ જાય પછી ઘી, ભાત કે ખીચડી ખાઈ શકાય, જરૂર પડયે મીઠી છાશ પીવાથી જુલાબ બંધ થાય છે.

**૫. शिवाक्षारपाचनचूर्ण :-**

હિંગાષ્ટ, બાલ હરડે અને સોડાબાયકાર્બ ત્રણેય સમભાગે લઈ સોડાબાયકાર્બને બરોબર ધૂંટી તેમાં બે દવા મેળવી કપડે ચાળી બાટલી ભરી લેવી. પ્રમાણ : તો ०। થી ०।। સ્વચ્છ પાણી સાથે, વાયુ,

અજીર્ણ, કબજિયાત, અરુચિ, શૂળ, મોળ, ઊલટી, હેડકી, આફરો, બાદી, વિસૂચિકા આદિ ઉદર રોગોમાં ઉત્તમ.

## ૬. शंखवटी

આંબલીનો ક્ષાર, પંચલવણ, શંખભસ્મ, ત્રિકટુ પ્રત્યેક ચાર તોલા, વજ તો. ૨, શુદ્ધ હિંગ તો. ૨, શુદ્ધ ગંધક, શુદ્ધ પારદ, શુદ્ધ વચ્છનાગ ત્રણેય મળી તો ૧, પારદ ગંધકની કજજલી કરી બીજી દવા મેળવી લીંબુના રસમા ઘૂંટી ચણા જેવડી ગોળી વાળવી. ઉદરરોગ, વાયુ, અજીર્ણ, શૂળ, વિસૂચિકા, મંદાગ્નિ, વાયુગોળા માટે ઉત્તમ છે. પેટનાં દરદો માટે સુંદર ઉપાય છે.

## ७. हिंग्वाष्टकचूर्ण :

સૂંઠ, પીપર, મરી, સિંધવ, જીરું, શાહજીરું, અજમો, ઘીમાં શેકેલી ઉત્તમ હિંગ દરેક સાફ વસ્તુ લઈ ખાંડી કપડે ચાળી બાટલી ભરી રાખવી. પ્રમાણ: ૪ થી ૮ વાલ, ઘી અથવા પાણી સાથે લેવાથી વાયુ, મોળ, આફરો, ચૂંક, અજીર્ણ, અરુચિ, પેટનો દુ:ખાવો, કબજિયાત, ઝાડા, વિસૂચિકા, મંદાગ્નિ વગેરે મટી અગ્નિ પ્રદીપ્ત બને છે. પેટનાં દરદો માટે ઉત્તમ છે.

*

# અધ્યાય : ૨૧

# કૃમિરોગ

## कृमिरोगx

**परिचय :-**

કૃમિના બાહ્ય અને આભ્યંતર એમ બે સામાન્ય ભેદ પાડ્યા છે. બાહ્ય એટલે ત્વચા પર પ્રસ્વેદ, વાળ, કપડાં વગેરેમાં થનારા જે યૂકા અને લિક્ષાના નામે ગણાવ્યા છે, જ્યારે આભ્યંતર કૃમિમાં કફમાં થનારા, રક્તમાં થનારા અને પુરીષ (વિષ્ટામાં)માં થનારા એમ ત્રણ રીતે સામાન્ય ભેદ છે. નામ ગણનામાં ચરક, સુશ્રુતાદિ ગ્રંથોમાં ભેદ છે.

**बाह्य कृमि :-**

બાહ્ય મળમાં થનારા કૃમિ તલ જેવડાં અને તલના વર્ણવાળા અને તેવી આકૃતિવાળા હોય છે. એ કૃમિઓ ઘણા પગવાળા અને તેમનાં નામ **યૂકા** (જૂ) અને **લિક્ષા** (લીખ) હોય છે. આ બે જાતનાં કૃમિથી ચાંમડાં, ફોલ્લીઓ, ચળ અને ગૂમડાં થાય છે.

**आभ्यंतर कृमि .-**

નિદાન : અજીર્ણમાં જમનાર, મધુર અને ખાટા પદાર્થોનું (વિશેષ) સેવન કરનાર, લોટ તથા ગોળવાળા પદાર્થોનું સેવન કરનાર, દ્રવ પદાર્થો પર હેત રાખનાર, દિવાસ્વપ્ન કરનાર અને વિરુદ્ધ પદાર્થોનું ભોજન કરનારને કૃમિઓ ઉત્પન્ન થાય છે

---

+ज्वरो विवंणता शूल हृद्रोग सदनं भ्रमः ।
भक्तद्वेषोतिसारश्च संजातकृमि लक्षणम् ॥

xસંદર્ભ : વાગ્ભટ્ટ નિદાન અ. ૧૪. સુ ઉ. અ. ૧૪.

જ્વર, વર્ણ બગડવો, શૂળ, છાતીમાં દરદ, ગ્લાનિ, ભ્રમ, અન્ન પર અરુચિ અને અતિસાર એ+ લક્ષણોથી આભ્યંતર કૃમિ ઉત્પન્ન થયા સમજવા.

અડદના લોટની વાનગીઓ, ખાટાં અને ખારાં ભોજનો, ગોળ અને શાકભાજીના બહુ ઉપયોગથી **વિષ્ટામાં** કૃમિ ઉત્પન્ન થાય છે.

માંસ, માછલાં, ગોળ, દૂધ, દહી અને સાકરનાં બહુ સેવનથી **કફજ** કૃમિ થાય છે.

વિરુદ્ધ પદાર્થો સાથે જમવાથી, અજીર્ણથી, શાકભાજી બહુ ખાધા કરવાથી **રક્તજ** કૃમિ ઉત્પન્ન થાય છે.

કફથી થતાં કૃમિઓ મોટા થતા ચારે તરફ ફરવા માંડે છે. કેટલાક ચામડાની દોરી જેવા, કેટલાક અળશિયા જેવા, કેટલાક અનાજના ફણગા જેવા, કેટલાક લાંબા અને સૂક્ષ્મ હોય છે. રંગે તેઓ લાલ અને ધોળા હોય છે. તેમનાં નામઃ અત્રાદ, ઉદરાવેષ્ટ, હૃદયાદ, મહાગુદ, ચુરુ, દર્ભકુસુમ અને સુગંધ હોય છે. તેનાથી મોંમાં લાળસ્રાવ, અપચો, અન્ન પર અભાવ, મૂર્છા, ઊલટી, તરસ, આફરો, કૃશતા, પ્રતિશ્યાય અને પીનસ રોગ થાય છે

**रक्तज कृमि ः**

રુધિરજ કૃમિ લોહી વહેનારી શિરાઓમાં રહે છે. ઝીણા, ઘણા પગવાળા, ગોળ અને રાતા, અત્યંત સૂક્ષ્મ હોઇ, કેટલાક દેખાતા પણ નથી, તેમનાં નામ કેશાદ, રોમ વિધ્વંસ, રોમદ્વિપ, ઉદુંબર, સહસૌર અને માતૃ છે. તેઓ કુષ્ઠાદ રોગોને ઉત્પન્ન કરે છે.

**पुरीषज कृमि ः**

પકવાશયમાં થાય છે. વૃદ્ધિ પામે ત્યારે નીચે ગતિ કરે છે, જ્યારે આમાશય સન્મુખ થાય છે, ત્યારે ઓડકાર, શ્વાસમાથી વિષ્ઠાની

ગંધ નીકળે છે. મોટા, ગોળ, પાતળા કે જાડા હોય છે. રંગે કાળા, પીળા, ધોળા કે અત્યંત કાળા હોય છે. તેમની પાંચ જાત આ પ્રમાણે છે, કકેરુક, મકેરુક, સૌસુરાદ, સશૂલ અને લેલિહ. આમ પાંચ પ્રકારો છે. તેઓ અવળે માર્ગે ચાલે ત્યારે ઝાડા, શૂળ, કબજિયાત, કૃશતા, લૂખાપણું, ફીકાશ, રોમાંચ, અગ્નિમાંદ્ય, ગુદામાં ખંજવાળ ઉત્પન્ન કરે છે.

**ચિકિત્સા :–**

અગ્નિ પ્રદીપ્ત કરનાર ચિકિત્સા કરવી વાવડિંગ, સૂંઠ, મરી, પીપરથી યુક્ત અગ્નિ દીપ્ત કરનાર મંડ પીવામાં આવે તો કૃમિનો નાશ થાય છે અને નિત્ય તીખું, કડવું, ભોજન કરવામાં આવે તો કફ હણાય છે, કૃમિઓનો નાશ થાય છે. **વાવડિંગ** ( વિડંગ ) નો કવાથ, ચૂર્ણ, વિડંગાદ્યરિષ્ટ, લાભકર્તા બને છે. **કપિલો** ગોળ સાથે ખાવામાં આવે તો લાભ કરે છે.

પારાથી યુકત ધતૂરાનાં પાનનો રસ લેપ કરવામાં આવે તો યૂકા ( જૂ ) અને લિક્ષા ( લીખ )નો નાશ થાય છે લીંબોડી ( નીમબીજ )નું તેલ પણ જૂ અને લીખ મટાડે છે.

રુધિરજ કૃમિની ચિકિત્સા કોઢ પ્રમાણે કરવી.

વાવડિંગ, ઇંદ્રજવ, ખાખરાનાં બીજનું ઝીણું ચૂર્ણ કરી ખાંડ સાથે આપવામાં આવે તો કૃમિઓનો નાશ થાય છે.

કૃમિમુદ્દગરરસ, કૃમિકુઠારરસ, વિડંગાદ્યારિષ્ટ સદશ પ્રયોગો લાભ કરે છે

કૃમિઓનો નાશ કરવાની ઇચ્છાવાળાએ સદંતર દૂધ, દહીં, ગોળ, માંસ, ઘી, ખટાશવાળા અને મધુર પદાર્થોનો ત્યાગ કરવો.

*

# અધ્યાય : ૨૨

# ગુલ્મ

गुल्म*

**प्रकार :**

વાતજ, પિત્તજ, કફજ, સાન્નિપાતિક અને રકતજ એમ પાંચ પ્રકાર છે દ્વન્દ્વજ ગુલ્મની ગણનરી વાગ્ભટે કરી છે. એટલે વાત પિત્તજ, વાત કફજ અને કફ પિત્તજ એ ત્રણ મળી આઠ પ્રકારનાં ગુલ્મ ગણાવ્યાં છે.

**स्थान :**

પાર્શ્વ, હૃદય, નાભિ અને બસ્તિ એ એનાં સ્થાન છે પાર્શ્વ દ્વય, જમણું અને ડાબુ પડખુ.

**निरुक्ति :-**

હૃદય અને નાભિની વચ્ચે ફરતી અથવા સ્થિર, ગોળ, ઘડીકમાં વધતી, ઘડીકમાં ઘટતી એ ગાઠ ગુલ્મ કહેવાય છે.×

**सामान्य निदान :-**

ખરાબ આહાર વિહારથી કુપિત થયેલ વાયુ આદિ દોષ બગડી જઈ, પેટમાં ગાંઠ જેવા ગુલ્મ રોગને ઉત્પન્ન કરે છે.

---

×हृनाभ्योरन्तरे ग्रन्थिः संचारी यदि वाऽचलः ।
वृतश्चापचयवान् स गुल्म इति कीर्तितः ॥

*સંદર્ભ : ચ. ચિ. અ ૫ સુ ઉ. અ ૪૨. વા નિ. અ. ૧૧.

पूर्वरूप :—

ઓડકાર, કબજિયાત, અન્ન પર અરુચિ, અશક્તિ, આંતરડાંમાં ગડગડાટ, પેટનો દુઃખાવો, આફરો એ ગુલ્મનાં પૂર્વરૂપો છે.

वात गुल्म :—

ઉપવાસ, રૂક્ષ અન્ન, હદ ઉપરાત ખાનપાન, અયોગ્ય ચેષ્ટાઓ અને વેગ વિધારણથી મળનો ક્ષય થવાથી વાતગુલ્મ થાય છે

એનાં સ્થાન, આકૃતિ અને પીડા વારવાર પરિવર્તન પામે છે. અપાનવાયુની ગતિ રોકાઈ જાય છે, શરીરનો રગ વાદળી કે કૃષ્ણ થઈ જાય છે, ટાઢ વાઈને તાવ આવે છે, હૃદય, કક્ષા, પાંસળી, અસ માથુ વગેરેમાં વેદના થાય છે ખાધેલુ પચી ગયા બાદ વેદના વધે છે અને જમ્યા પછી નરમ પડી જાય છે. એમાં લૂખા, તૂરા, કડવા અને તીક્ષ્ણ પદાર્થો માફક નથી આવતા.

पित्तगुल्म :—

પિત્તોત્તેજક કારણોથી કુપિત પિત્ત, પિત્તજ ગુલ્મ ઉત્પન્ન કરે છે. તાવ, તૃષા, રતાશ, ખોરાક પચે ત્યારે તીવ્ર શળ, પ્રસ્વેદ, બળતરા, વ્રણની પેઠે અગર સ્પર્શ કરીએ તો વેદના થાય છે. સ્પર્શાસહિષ્ણુતા એ પિત્ત ગુલ્મનું લક્ષણ છે.

कफज गुल्म :—

ટાઢા, ભારે, સ્નિગ્ધ પદાર્થો ખાઈ બેસી રહેવાથી આદિ કફ પ્રકોપક કારણોથી કફજ ગુલ્મ થાય છે. એમાં શરીરની ભીનાશ, ટાઢિયો તાવ, ગાત્રોની સુસ્તી, મોળ, ખાંસી, અરુચિ, શરીરમાં જડતા, ઠંડી, વેદનાની અલ્પતા, કઠણતા અને ઊપસેલાપણું એ કફજ ગુલ્મનાં પ્રધાન લક્ષણો છે

द्वंद्वज गुल्म :—

નિમિત્ત, રૂપ, દોષનુ ઓછાવત્તુ જોઈ મિશ્ર લક્ષણવાળા દ્વદ્વજ

ગુલ્મ ઓળખી લેવાં.

**ત્રિદોષજ ગુલ્મ :—**

બહુ પીડાકારક, દાહયુક્ત, પથ્થર પેઠે કઠણ, ઊપસેલો, ખૂબ બળતરાયુક્ત, મન, શરીર અને જઠરાગ્નિના બળને હરી લેનાર ત્રિદોષજ ગુલ્મ અસાધ્ય જાણવો.

**રક્ત ગુલ્મ :—**

પ્રસવ બાદ, કસુવાવડ બાદ અને માસિક સ્રાવ વખતે સ્ત્રી જો અપથ્ય આહાર વિહારનું સેવન કરે તો વાયુ તેના આર્તવને રોકી દઈ વેદના અને દાહ ઉત્પન્ન કરે છે. એના લક્ષણો પિત્તજ ગુલ્મને મળતાં આવે છે અવયવ વગરના ગર્ભની માફક લાંબે વખતે ફરકે છે અને શૂળ ઉત્પન્ન કરે છે આ રક્તગુલ્મ સ્ત્રીઓને જ થાય છે. દસ માસ વ્યતીત થયે એની ચિકિત્સા કરવી

**નોંધ :**—આ રક્તગુલ્મ માત્ર સ્ત્રીને જ થાય છે એનુ તાત્પર્ય, આર્તવરૂપ રક્તજન્ય અર્થ લેવો રક્ત (લોહી) ધાતુરૂપ જન્ય (રક્ત) ગુલ્મ તો સ્ત્રી અને પુરુષ બન્નેને થઈ શકે છે.

**સાધ્યત્વ :—**

ધીમે ધીમે સચિત થતો ગુલ્મ જ્યારે આખા પેટમાં પથરાઈ જાય છે, ધાતુઓમાં ઊંડાં મૂળ નાખે છે, શિરાઓથી વીટળાઈ જાય છે, કાચબાની પેઠે ઊપસી આવે, અને ત્યારે નબળાઈ, અરુચિ, મોળ, ખાંસી, ઊલટી, અણગમો, તાવ, તરસ, તદ્રા, સળેખમ થાય અને વેદના મટતી નથી તાવ, શ્વાસ, ઊલટી, ઝાડાથી પીડાતા, હૃદય, નાભિ અને હાથ પગ ઉપર સોજાથી યુક્ત દરદીને ગુલ્મ મટતું નથી. શ્વાસ, શૂળ, તૃષા, અન્ન પર અણગમો, ગાંઠની સખતાઈ અને દૌર્બલ્ય હોય તો ગુલ્મ મટતું નથી

ચિકિત્સા :

લંઘન, દીપન, સ્નિગ્ધ, ઉષ્ણ, વાતાનુલોમક અને (પછી) બૃંહણ અન્ય ગુલ્મના દરદીને આપવાં અન્ય મત છે કે સ્નેહન, સ્વેદન નિરુહણ, અનુવાસન, વિરેચન, વમન, લંઘન, બૃંહણ, સંશમન, રક્તાવસેચન અને અગ્નિ કર્મ કરવો

પરંતુ મુખ્ય વાત ગુલ્મમાં સૌ પ્રથમ વાતશામક ઔષધો આપવા. વાયુની શાંતિ મુખ્ય છે. પહેલાં સ્નેહન સ્વેદન કરી લેવું. સ્નિગ્ધ રુગ્ણને સ્વેદ આપવાથી શરીરના સ્રોતો મૃદુ થાય છે અને પ્રકુપિત વાયુની શાંતિ થાય છે. વિબંધ પણ દૂર થાય છે. કુંભીસ્વેદ, પિંડસ્વેદ, ઇષ્ટકાસ્વેદ, ઉપનાહ આદિ સ્વેદ હિતકારક છે.

ગુલ્મના સ્થળમાં રક્ત મોક્ષણ, બાહુમા શિરાવ્યધ (ફસ ખોલાવવી), સ્વેદન અને વાતાનુલોમક ક્રિયાઓ કરવી

વાતહર ઔષધોથી સિદ્ધ પેયા, કળથીનુ યુષ, જાંગલ પશુ પક્ષીઓનો માંસરસ વગેરે પથ્ય છે

સૂંઠ તો ૪, ગોળ તો. ૮ અને તલ તો. ૧૬ મેળવી સારી રીતે પીસી તેમાંથી ૦। થી ૦॥ તોલો દૂધ સાથે આપવા એનાં સેવનથી વાતગુલ્મ અને ઉદાવર્ત મટે છે.

લસણથી સિદ્ધ દૂધ આપવું. વાતગુલ્મમા ઘણુ જ લાભકારક છે વાત ગુલ્મની ચિકિત્સા કરતા કફ વધે તો વમન અને કફનાશક દ્રવ્યો આપવાં પિત્ત વધે તો સ્નિગ્ધ વિરેચન કરાવવું.

પિત્ત ગુલ્મમા વિરેચન માટે નસોતરનું ચૂર્ણ અથવા હરડે, દ્રાક્ષ તથા ગોળ મેળવી આપવા આંબળાંના કવાથમાં ખાંડ મેળવી આપવી. સ્નિગ્ધ તથા ઉષ્ણ કારણોથી થયેલા પૈત્તિક ગુલ્મમાં વિરેચન હિતકારક છે અને રૂક્ષ તથા ઉષ્ણ કારણોથી થયેલા પૈત્તિક ગુલ્મમા ઘૃત હિતકારક છે.

જો પૈત્તિક ગુલ્મમા દાહ, શળ, સક્ષોભ, નિદ્રા નાશ, બેચેની જ્વરાદિ લક્ષણો હોય તો જાણવુ કે ગુલ્મ પાકી રહ્યો છે, તેમા ઉપનાહ આપવો. જ્યારે ગુલ્મ જાતે પાકે અથવા ઉપનાહન દ્વારા પાકે ત્યારે વેધન, શોધન અને ત્યારબાદ રોપણ આદિ શસ્ત્રક્રિયાઓ કરવી

કફજ ગુલ્મ કફઘ્ન ઔષધોથી વાત ગુલ્મમાં કહેલા યોગ દ્વારા સ્નેહન, ઉપનાહન અને તીક્ષ્ણ કર્મો કરવાં. લઘન, વમન. સ્વેદન દ્વારા અગ્નિ જ્યારે અત્યત પ્રવૃદ્ધ થાય ત્યારે યવક્ષાર અને ત્રિકટુના કલ્કથી યથા વિધિ સાધિત ઘૃત કફ ગુલ્મના દરદીને આપવું. જે ગુલ્મના દરદીનો અગ્નિ મદ હોય, વેદનાલ્પતા હોય, કોઠો ભારે હોય તેવા દરદીને વમન કરાવવુ

કાંકાયનવટી, વજ્રક્ષાર, નારાચઘૃત આદિ પ્રયાગો ઉત્તમ છે. તમામ પ્રકારના ઘૃત પ્રયોગો સુદર છે રસોનાદ્ય, ઘૃત, દ્રાક્ષાદ્ય ઘૃત, ભલ્લાતક ઘૃત આદિ શાસ્ત્રીય પ્રયોગો ગુલ્મમાં લાભ કરે છે ગુલ્મકુઠારરસ, ગુલ્મ કાલાનલરસ, પ્રવાલ પચામૃતરસ આદિ પ્રયોગો ગુલ્મમા કહ્યા છે.

**રકતગુલ્મ**મા દશ માસ વ્યતીત થયે ચિકિત્સા કરવી ગુલ્મ જૂનુ હોય તો સાધ્ય બને છે, મૃદુ બને છે, દસ માસમા વિનિશ્ચય પણ થઈ જાય છે કે ગુલ્મ છે, કિવા ગર્ભ છે?

ગોળી, ત્રિકટુ અને હિગુપર્ણીના ચૂર્ણને તલના કવાથ સાથે આપવો. પલાશક્ષાર ઘૃત આપવો. ઉષ્ણવીર્ય ઔષધો દ્વારા ગુલ્મનુ ભેદન કરાવવુ. યુક્તિપૂર્વક રકત મોક્ષણ કરાવવું.

રકતગુલ્મની ચિકિત્સા સ્ત્રીરોગ તત્રનો વિષય હોઈ અહી વિસ્તાર નથી કર્યો

ગુલ્મમા મૂળા, માછલા, શુષ્ક માંસ, દાળ, બટાટા, કઠોળ, મીઠા ફળ એ અપથ્ય છે

# અધ્યાય : ૨૩

## શૂળ

### शूळ

**प्रकार** –

વાતિક, પૈત્તિક, કફજ, ત્રિદોષજ, આમથી થયેલુ, વાતપિત્તજ, વાતકફજ, પિત્તકફજ એમ આઠ પ્રકાર કરવામાં આવ્યા છે. ઘણું કરીને તમામ પ્રકારનાં શૂળમા વાયુ જ પ્રમુખ છે

**वातिकशूळ** –

વ્યાયામ, સવારી, અતિમૈથુન, જાગરણ, ઠંડુ પાણી પીવાથી, વટાણા, મગ, તુવેર, કોદરી, રૂક્ષ પદાર્થોના અત્યત સેવનથી, અત્યંત રૂક્ષ પદાર્થોના ભક્ષણથી, ફણગા ફૂટેલાં અનાજ બહુ ખાવાથી, પરસ્પર વિરુદ્ધ ગુણવાળા પદાર્થ ખાવાથી, સૂકાં માસ અને શાકની સુકવણી ખાવાથી, મળ, મૂત્રાદિ વેગોને રોકવાથી, શોક, ઉપવાસ અને હાસ્યથી, ખૂબ બોલવાથી વાયુ અત્યત પ્રકોપ પામીને હૃદય, પાંસળીઓ, કમર અને બસ્તિમાં શૂળ ઉત્પન્ન કરે છે. જમેલુ પચ્યા પછી, સાંજે ચોમાસામા અને ઠડીમા આ શૂળ ઘણુ ઉગ્ર બને છે વારવાર વ્યાધિનો હુમલો થાય છે અને શમન થાય છે, શૂળ થાય છે, મળમૂત્ર અટકી જાય છે, તોદ, સ્ફુટન થાય છે

સ્વેદન, અભ્યગ, મર્દન, સ્નિગ્ધ ઉષ્ણ ભોજનથી આ વાતશૂળ શમી જાય છે

**पैतिकशूळ :**

ક્ષાર, તીક્ષ્ણ, ઉષ્ણ, વિદાહી, તેલ, કઠોળ, કળથી, અમ્લ, કટુ,

પદાર્થોથી, ખાટી કાંજી, મદ્ય, ક્રોધ, અગ્નિસેવનથી, મહેનત, તડકામા ફરવાથી, અતિમૈથુનથી, ખૂબ બળી ગયેલા પદાર્થો જમવાથી, પિત્ત પ્રકુપિત થઈને શૂળ ઉત્પન્ન કરે છે, એમાં તૃષા, મોહ, દાહ, દૂંટીમાં વેદના, પ્રસ્વેદ, મૂર્ચ્છા, ભ્રમ, શોષાદિ ઉપદ્રવો થાય છે, પિત્તના કાળમાં એ વધુ પ્રકુપિત થાય છે

શીતકાળમાં ઠંડા પદાર્થો તથા અત્યંત મધુર અને શીતળ ભોજનોથી એ શાંત થાય છે

**कफजशूळ** :-

જલીય પ્રદેશમાં તથા પાણીમાં રહેતાં પ્રાણીઓનાં માંસથી, માવો, છાશ, દહી, ઘી, માખણ, માંસ, શેરડીનો રસ, ચીકણા પદાર્થો, તલના લાડુ, ખીચડી આદિના અત્યંત સેવનથી કફ કુપિત થઈને આમાશયમાં શૂળ ઉત્પન્ન કરે છે હૃલ્લાસ (જીવ મૂઝાવો), ખાંસી, ગ્લાનિ, અરુચિ, લાળસ્રાવ, જડતા, માથામાં વેદના થાય છે. કફના કાળમાં સવારે શિશિર ઋતુ આદિમાં પ્રકુપિત થાય છે.

**द्वंद्वजशूळ** :-

બસ્તિ, હૃદય, પાર્શ્વ અને પીઠમાં જે શૂળ ફૂટે તે કફ વાતજન્ય કુક્ષિ, હૃદય, નાભિ વચ્ચે ફૂટે તો કફ પિત્તજન્ય અને જેમા એકદમ તાવ અને ભીષણ દાહ હોય તે વાત પિત્તજન્ય જાણવુ

**त्रिदोषजशूळ** :-

ત્રણેય દોષનાં ચિહ્નો વડે એને પારખવું. આયુર્વેદ શાસ્ત્રીઓનો અભિપ્રાય છે કે શૂળ ઘણું જ કષ્ટદાયક, વજ્ર અને વિષ જેવું છે, તેથી એને અચિકિત્સ્ય કહ્યુ છે.

**आमशूळ** :-

પેટમાં ગડગડાટ, મોળ, વમન, ગૌરવ, આફરો, કફસ્રાવ વગેરે

થાય છે અને અન્ય કફશૂળનાં લક્ષણો હોય છે. દોષ ભેદ પ્રમાણે તે જુદાં જુદા સ્થાનોમા થાય છે. વાયુથી મૂત્રાશય, પિત્તથી નાભિ, કફથી હૃદયમાં એ રીતે જાણવું.

પ્રસંગવશાત્ શાસ્ત્રોકત હૃત્શૂલ આદિ પણ અહીં જ ચર્ચી લઈએ.

**हृत्शूळ :-**

કફે તથા પિત્તે કરેલો અને રસથી વધેલો વાયુ, જેથી શ્વાસ રોકાઈ એવા શૂળને ઉત્પન્ન કરે છે રસના અને વાયુના દોષથી થયેલ તે શૂળ હૃત્શૂળ કહેવાય છે.

**पार्श्वशूळ :-**

કફને રોકી જાણે સોય (સૂચી) ભોંકતો હોય તેમાં વાયુ પડખાંમાં શૂળને ઉત્પન્ન કરે છે. પેટમાં આફરો પણ ઉત્પન્ન કરે છે એમાં જમવાની ઇચ્છા થતી નથી, મોઢાથી શ્વાસ લઈ શકાય છે, નિદ્રા પણ આવતી નથી એવા શૂળને પાર્શ્વશૂળનું નામ આપ્યું છે.

**बस्तिशूळ :-**

વેગાવરોધથી પ્રકુપિત વાયુ મૂત્રાશયમાં ભરાઈ રહે છે અને મૂત્રાશયની નાડીઓમાં શૂળ થાય છે, તેથી મળ, મૂત્ર અને પવન રોકાઈ જાય છે. આને બસ્તિશૂળ કહે છે.

**नोंध :** હૃત્શૂળ, પાર્શ્વશૂળ અને બસ્તિશૂળ એ ત્રણેય વાતિક શૂળના જ ભેદ છે. પ્રકુપિત વાત પૃથક્ પૃથક્ સ્થાન વિશેષમાં શૂળ કરે છે તેથી તે પ્રમાણે નામ આપવામા આવ્યું છે.

**शूळना उपद्रवो :-**

વેદના, અત્યંત તરસ, મૂર્ચ્છા, વિબંધ, ગૌરવ, અરુચિ, ખાંસી, વમન, હિક્કા એટલા શૂળના ઉપદ્રવો છે.

**શૂળનું અરિષ્ટ :-**

વેદના, અત્યંત તૃષા, મૂર્ચ્છા, વિબંધ, ગૌરવ, જ્વર, ભ્રમ, અરુચિ, દૌર્બલ્ય અને બળની હાનિ એ શૂળવાળો રોગી જીવે નહિ. એક દોષવાળું સાધ્ય, દ્વિદોષજ કષ્ટસાધ્ય, ત્રિદોષજ અને ઘણા ઉપદ્રવવાળુ અસાધ્ય અને ભયંકર જાણવુ

**પરિણામશૂળ :-**

પોતાનાં કારણોથી પ્રકુપિત વાત, કફ અને પિત્તને સાથે મળી, કફ અને પિત્તને ઘેરી લઈ શૂળ ઉત્પન્ન કરે છે અને તે શૂળ અન્ન પચવાના સમયમાં થાય છે. જેમાં આફરો, ગડગડાટ, વિબંધ, મૂત્રાવરોધ, અણગમો અને કંપ થાય છે, સ્નિગ્ધ અને ઉષ્ણ પદાર્થોથી તે શાંત થાય છે, વૈદ્યોએ તેને વાયુથી ઉત્પન્ન થયેલુ પરિણામ કહેવું. જેમાં તરસ, બળતરા, અણગમો, પરસેવો, તીખાપણુ, અમ્લતા, ખારાશ થાય અને શીતલ પદાર્થોથી જે શાંત થાય તેને વિદ્વાનોએ પિત્તજ પરિણામશૂળ કહેવુ. ઊલટી, મોળ, બેચેની, થોડી વેદના, દરદનુ વધારે વાર રહેવું, તીક્ષ્ણ અને કટુ વાનગીથી થતુ ઉપશય ( સુખાનુભવ ) અને કફજ પરિણામશૂળ જાણવું.

**અન્નદ્રવશૂળ :-**

જમેલુ પચ્યા બાદ, પચતી વખતે અથવા પચ્યુ ન હોય ત્યારે થનાર શૂળ, પથ્યાપથ્યથી, જમવાથી કે ન જમવાથી જેમાં શમન નથી થતું તે અન્નદ્રવશૂળ કહેવાય છે આ શૂળમાં ઊલટી થઈ પિત્ત કાઢી નાખવામાં ન આવે ત્યાં સુધી ચેન પડતુ નથી એવો પણ મત છે. ઊલટી થતાં શૂળ તરત જ મટી જાય છે.

**શૂળરોગની ચિકિત્સા :-**

વમન, લઘન, સ્વેદન, પાચન, ગુદામાં ફલવર્તિ, ક્ષાર, ચૂર્ણો અને

વટીઓ શળની શાંતિ માટે કહ્યાં છે. શળ વાતિક હોય તો સ્નેહન અને સ્વેદનના ઉપચાર કરવા થોડુંક શૂળ હોય તો તે સ્વેદન (શેક)થી જ મટી જાય છે.

મૃત્તિકા (માટી) સ્વેદનો પ્રયોગ શળ માટે શાસ્ત્રકારો સૂચવે છે માટી પાણીમાં નાખી તે માટીને પકાવી ઘાટી કરી, લૂગડામાં નાખી તેની પોટલી કરી શેક કરવામાં આવે તો તેથી વાયુનું શળ મટી જાય છે.

કપાસિયા, કળથી, તલ, જવ, સર્વને અથવા એક એકને એરંડમૂળ, અળસી, સાટોડી, શણના બીજ, કાંજીની સાથે મેળવી દઈ ગરમ કરીને શેક આપવામાં આવે તો ગોઠણ, પગ, અંગુલિઓ, કેડ અને જંઘા આદિનાં શળ મટી જાય છે.

**વાતિકશૂળ**માં હિંગ્વાદિચૂર્ણ ઉત્તમ છે. હિંગ, અતિવિષ, ત્રિકટુ, વજ, કૃષ્ણલવણ, હરડે આ બધાં સમભાગે લઈ તેનું ચૂર્ણ કરી પ્રમાણસર પાણી સાથે આપવું.

અજમો, હિંગ, સિંધવ, યવક્ષાર, કૃષ્ણલવણ અને હરડે પરસ્પર મિશ્રિત કરી આપવું. એનાથી વાતિકશળ નષ્ટ થાય છે

સૂંઠ તથા એરંડમૂળના કવાથમાં હિંગ તથા સંચળ નાખી પીવાથી વાતશળ નષ્ટ થાય છે એરંડમૂળ ભાગ ૩ અને સૂંઠ ભાગ ૧ લેવાં.

હિંગ, અમ્લવેતસ, પીપર, આંબળાં, અજમો, યવક્ષાર, હરડે, સિંધવ આ સમભાગે મેળવી આપવુ એનું અનુપાન સુરામંડ છે

સંચળ ભાગ ૧, આંબલી ભાગ ૨, કાળું જીરું ભાગ ૪, મરી ભાગ ૮, લીંબુના રસમાં ઘૂંટી ગોળી કરવી. વાતિકશળ નષ્ટ કરે છે.

**પૈત્તિકશૂળ**માં વિશુદ્ધ ગોળ, શાલિધાન્ય, જવ, દૂધ, ઘૃતપાન, વિરેચન ઔષધ અને જાંગલ માંસ હિતકર છે

પૈત્તિકશૂળમાં દૂધ, પાણી, શેરડીના રસમાં પરવળનાં પાન અને લીબડો પ્રક્ષેપાર્થ નાખી ઊલટી માટે આપવાં.

શીતળ જળમાં અવગાહન, શીતળવાયુ, નદી કિનારે ભ્રમણ, જલથી ભરેલાં કાંસ્ય પાત્રનો શૂળ સ્થાન ઉપર સ્પર્શ એ પૈત્તિકશૂળ માટે ઉત્તમ છે.

શતાવરીરસ મધમાં નાખી પીવો. ત્રિફલા, લીબડાની છાલ, જેઠીમધ, કડુ, ગરમાળાનો ગરભ એના કવાથમાં મધ મેળવી છાલ અને શૂળની શાંતિ માટે પીવા આપવુ.

ત્રિફળા અને ગરમાળાના કવાથમાં મધ અને ખાંડનો પ્રક્ષેપ નાખી પીવા આપવાથી રકતપિત્ત, દાહ અને શૂળ નિવૃત્ત થાય છે.

આંબળાંના ચૂર્ણને મધમાં ચટાડવાથી પૈત્તિકશૂળ મટે છે. શતાવરી, જેઠીમધ, બલામૂળ, કુશ, ગોખરુ બધું મળી તો. ૨, પાણી તો ૩૨, શેષ પાણી તો ૮ આ કવાથમાં ગોળ અને મધ મેળવી પીવા આપવું.

**કફજશૂળ**મા વમન, લંઘન, શિરોવિરેચન, મધથી બનાવેલ સિધુ, મધ, ઘઉ, જવ, અરિષ્ટ અને અન્ય રૂક્ષ તથા કટુ રસયુકત પદાર્થોનુ સેવન કરવું જોઈએ.

દશમૂલ કવાથમાં યવક્ષાર તથા સિંધવ મેળવી પીવા આપવાં. સિંધવ, સંચળ, બીડલવણ, પીપર, પીપરીમૂળ, ચવ્ય, ચિત્રક, સૂંઠ અને હિગ બધાંને એકત્ર કરીને ચૂર્ણ કરવું. તેમાં યોગ્ય માત્રામાં એ ચૂર્ણ ગરમ પાણી સાથે લેવાથી કફશૂળ નિવૃત્ત થાય છે.

☙ હિગ ૧, સંચળ ૨, સૂંઠ ૪ અને હરડે ભાગ ૮, આને પરસ્પર મિશ્ર કરી ચૂર્ણ કરી આપવાથી **પાર્શ્વશૂળ, બસ્તિશૂળ** અને **હૃત્શૂળ**નુ શમન થાય છે.

**આમશૂળ**માં કફજ શૂળમાં જ કહેલી ચિકિત્સા કરવી આમનાશક

અને અગ્નિદીપક ઔષધો આપવાં. અજમો, સિંધવ, હરડે, સૂંઠ આ. બધાંના ચૂર્ણને સમ પરિમાણમાં મિશ્રિત કરવું. પ્રમાણ : ૧ માસો એનાથી આમશૂળ નષ્ટ થાય છે.

**વાતપિત્તજશૂળ**માં બૃહત્યાદિગણના ક્વાથમાં મધ મેળવીને પીવું. **વાતકફજશૂળ**માં લસણ પીસી તેમાં મદ્ય નાખી પીવા આપવુ **પિત્તકફજશૂળ**માં પિત્તશૂળની અને કફશૂળની મિશ્ર ચિકિત્સા કરવી

વ્યાયામ, મૈથુન, મદ્ય, લવણ (આહારમાં), કટરસ, દાળ (કઠોળ), વેગાવરોધ, શોક, ક્રોધ એ શૂળમાં વર્જ્ય છે

**પરિણામશૂળ**માં તિકત અને મધુરરસ યુક્ત દ્રવ્યોથી વમન, વિરેચન તથા બસ્તિકર્મ હિતકારક નીવડે છે. સૂંઠ, તલ અને ગોળ મેળવી ચવાગૂની માફક દૂધમાં સિદ્ધ કરી રોગીને સાત દિવસ પિવડાવવાથી દારુણ પરિણામશૂળ પણ મટે છે. બૃહત્ શંખવટી, ચિત્રકાદિવટી ઉત્તમ છે. અવિપત્તિકર, કુષ્માંડ, અવલેહ, શતપત્ર્યાદિ, ધાત્રીલોહ, કુટજલોહ, સૂતશેખરરસ ઉત્તમ છે.

• **નારિકેલ લવણ** તમામ પ્રકારનાં શૂળમા ઉત્તમ છે. એક સારુ પાણીવાળુ નાળિયેર લઈ તેની ઉપરની ટોચલી હટાવી દેવી. તેમા ૧૦ તોલા સિંધવ ભરી દેવું અને તેનુ છિદ્ર બંધ કરવુ. કપડમાટી કરી ગજપુટ આપવો જ્યારે ઠંડું પડે ત્યારે કાઢી લેવું. નાળિયેરની કઠોર ત્વચા કાઢી હટાવી અંદરની વસ્તુ જે કાળી હોય છે તે જુદી કાઢી લેવી અને તેને ઘૂંટી તેનું બારીક ચૂર્ણ કરી લેવું. પ્રમાણ : ૧ થી ૨ માસા સુધી, અનુપાન : પીપરનુ ચૂર્ણ ૨ રતી પાણી સાથે લેવુ એનાથી તમામ પ્રકારનાં શૂળમાં સારો લાભ થાય છે.

શૂળગજકેસરી, શૂલવજ્રિણીવટી, મંડૂરવટી, હિંગ્વાષ્ટકચૂર્ણ, શિવાક્ષારપાચનચૂર્ણ આદિ પ્રયોગો શૂળરોગમાં લાભ કરે છે.

**અન્નદ્રવશૂળ**માં એ જ ચિકિત્સા કરવી જે અમ્લપિત્ત રોગમા

કહેલી છે, આમાશય અને પકવાશયમાં વમન વિરેચન દ્વારા શોધન કરી પછી અમ્લપિત્તોક્ત ચિકિત્સા તુરત ગુણકારી નીવડે છે. આંબળાંના ચૂર્ણમાં લોહભસ્મ અને જેઠીમધ મેળવી મધમાં ચટાડવાં. મંડૂરભસ્મ આપવી

**રસમંડૂરનો** પ્રયોગ અન્નદ્રવશૂળમાં ઉત્તમ લાભ કરે છે. હરડે ચૂર્ણ તો ૧૬, વિશુદ્ધ ગંધક તો ૮, મંડૂરભસ્મ તો. ૧૬, શુદ્ધ પારદ તો. ૪ પહેલાં પારદ ગંધકની કજ્જલી કરી તેમાં હરડે અને મંડૂરભસ્મ મેળવી સરખી રીતે ઘૂંટી એક લોખંડના વાસણમાં નાખી ભાંગરાનો રસ ૨ પ્રસ્થા નાખી હલાવવું અને તડકે સૂકવી લેવુ પછી પ્રમાણ: ૪ થી ૮ રતી ઘી કે મધ સાથે મેળવા લેવુ. અગ્નિ પ્રદીપ્ત કરે છે. અમ્લપિત્તાદિ રોગ મટે છે શૂળ માટે ઉત્તમ છે.

ધાત્રીલોહનો પ્રયોગ પણ ઉત્તમ છે આ રીતે તમામ પ્રકારનાં શૂળની ચિકિત્સા કહી, રુગ્ણને વિશ્રાંતિ આપવી, શેક કરાવવો, એકદમ વિરેચન ન આપવુ. મળવિરોધ હોય તો સાદી બસ્તિ આપવી અને મૃદુ વાતાનુલોમક પદાર્થો આપવા.

*

# અધ્યાય : ૨૪

# ઉદરરોગ

## उदररोग

उत्सेधयुक्तं उदरम् ।

**रोगपरिचय :—**

પૂર્વે આપણે અન્ય અધ્યાયોમા વારંવાર જોતા આવ્યા છીએ કે બધા રોગો જઠરાગ્નિ મંદ થવાથી જ થાય છે. એટલે કે રોગના પ્રારંભની ભૂમિકારૂપે જઠરાગ્નિની મંદતા એ મુખ્યત્વે જોવામાં આવતુ કારણ છે. તેમાં વિશેષરૂપે ઉદર રોગોમા મંદાગ્નિ મુખ્ય કારણરૂપે છે. અલબત્ત, અજીર્ણ, મલિન અન્ન, પેટમાં મળનો સંચય થવો એ પણ કારણ ઉદરરોગ માટે આપી શકાય મલસંચયનો અર્થ વસ્તુતઃ દોષ અથવા પુરીષાદિકની અતિવૃદ્ધિથી અભિપ્રેત છે અન્ય તંત્રમાં કહેલ છે કે: અતિવૃદ્ધ વાતાદિક અથવા પુરીષાદિક દોષવાળા અને પાપકર્મ કરનારને ઉદરરોગ થાય છે. મંદાગ્નિથી અને મલિન અન્નના સેવનથી બન્નેય વડે પૃથક્ પૃથક્ ત્રણેય દોષો પ્રકુપિત થઈ શકે છે. એટલે કારણોમાં સર્વ સામાન્ય તરીકે (૧) મંદાગ્નિ (૨) અજીર્ણ (૩) મલિન અન્ન (૪) મલસંચય એ ગ્રાહ્ય છે. મલિન અન્ન એટલે વિરુદ્ધ અન્ન અને દોષોનો અત્યંત પ્રકોપ કરનાર અન્ન એ અર્થમાં ગ્રાહ્ય છે. મલસંચયનો વિશદ અર્થ ગ્રહણ કરીએ તો મલનો સંચય એમાં દોષો તથા પુરીષાદિમળ બન્ને ગ્રાહ્ય છે. મલચય ન કહેતા ચયને સમ્ ઉપસર્ગ લગાડી સંચય વડે બન્ને હેતુઓની પુષ્ટિ સાધવામાં આવી છે.

સંચિત થયેલા દોષ સ્વેદવહ અને અમ્બુવહ સ્રોતો સંચયમાં

પામી પ્રાણવાયુ, જઠરાગ્નિ અને અપાનવાયુને દૂષિત કરે છે અને એમ કરી ઉદરરોગ ઉત્પન્ન કરે છે સ્વેદવહ અને અમ્બુવહ સ્રોતોમાં ભેદ છે. ચરકે કહ્યુ છે કે ઉદકવહ સ્રોતોનુ મૂળ તાલુ અને કલોમ તથા સ્વેદવહ સ્રોતોના મૂળ ભેદ અને લોમકૂપ છે. સ્રોતોનો અવરોધ એટલે બાહ્ય સ્રોતાવરોધ ગ્રહણ કરવો, નહિ કે આભ્યંતરિક : વળી ચરક ચિકિત્સા સ્થાનમાં કહે છે કે સ્વેદ, બાહ્ય સ્રોતોમાં ગતિની રુકાવટ થવાથી ત્રાંસું થઈ જલ (તત્ત્વ) વધારે છે અને એટલે જ અન્નરસથી ઉદર ભરાઈ જાય છે. એટલે અહીં સ્મરણમાં રહેવું ઘટે કે ઉદરરોગ **થવા પૂર્વે** બલ, વર્ણ, વળિયાં પળિયાંનો નાશ, બસ્તિમાં પીડા, વિદાહ, ભોજન જીર્ણ થાય તેની ખબર ન પડવી, પગમાં સોજા આવી જવા, ઉદરમાં ભારેપણું આ લક્ષણોની અનુભૂતિ પૂર્વરૂપે થાય છે.

**सामान्य कारणो :–** (૧) અગ્નિમાંદ્ય, (૨) અજીર્ણ, (૩) મલિન અન્ન, (૪) મલસંચય *

**संप्राप्ति :–** સંચિત થએલ દોષ સ્વેદવહ અને અમ્બુવહ સ્રોતોનો અવરોધ કરી પ્રાણવાયુ, જઠરાગ્નિ અને અપાનવાયુને દૂષિત કરે છે. અને બાદમાં ઉદરરોગો ઉત્પન્ન કરે છે.+

**सामान्य लक्षणो :–** આધ્માન, ચાલવામાં અશક્તિ, નબળાઈ, અગ્નિમાંદ્ય, સોજા, અંગોમા પીડા, અપાન તથા મળનો અવરોધ, દાહ અને તંદ્રા આ લક્ષણો ઉદરરોગમાં મુખ્યત્વે થાય છે.

**प्रकार :–** જુદા જુદા દોષો વડે (૩), સન્નિપાતથી (૧), પ્લીહાથી (૧), બદ્ધતાથી (૧), ક્ષતથી (૧) અને ઉદક (જલ–પાણી)

* रोगः सर्वेऽपि मन्देऽग्नौ सुतरामुदराणि च ।
अजीर्णान्मलिनैश्चान्नैर्जायन्ते मलसचयात् । (१)

+ रुद्ध्वा स्वेदाम्बुवाहीनि दोषाः स्रोतांसि सञ्चिताः ।
प्राणाग्न्यपानान् सदूष्य जनयन्त्युदरं नृणाम् ॥ (२)

થી ( ૧ ) એમ આઠ પ્રકારો કહ્યા છે પ્લીહોદરાદિ અન્ય ચાર, અલબત્ત, દોષજ હોય છે, પણ કારણ, લક્ષણ અને ચિકિત્સાની ભિન્નતાથી તે જુદા કહ્યા છે

## લક્ષણો

| વાતોદર | પિત્તોદર | કફોદર |
|---|---|---|
| હાથ, પગ, નાભિ ને | જ્વર, | અંગસાદ, સુપ્તિ, |
| કુક્ષિમાં **શોથ** | મૂર્ચ્છા | **ઉદર** |
| કુક્ષિ પાર્શ્વ, ઉદર, | દાહ, | ગુરુ, સ્થિર, |
| કટિ ને પીઠમાં **પીડા** | તરસ, | અને શીતળ, |
| પર્વભેદ, ભારેપણું, | કટુતા, | ચિરપાકી, |
| શુષ્કકાસ, | ભ્રમ, | કઠણ, |
| અંગમર્દ, મળસંચય | અતિસાર, | સફેદ શિરાઓથી યુક્ત, |
| ત્વચામાં શ્યામારુણતા | ત્વચા પીળી, | સ્તિમિત, |
| ઉદર ઘડીકમા વૃદ્ધિ, | લાલવર્ણની, | સફેદ ત્વચા, |
| અને ઘડીકમાં ક્ષય, | શિરાથી, | ઉત્કલેશ, |
| ઠોકવાથી ખાલી મશક | વ્યાપ્ત ત્વચા, | અરુચિ, |
| જેવો ધ્વનિ | **ઉદર** | નિદ્રા |
| સર્વ કોષ્ઠગત વાયુનુ | મૃદુ, | ભારેપણુ, |
| પીડા અને અવાજ | શીઘ્રપાકી, | શોથ, |
| સાથે સચરણ થવુ | ઉષ્ણ પીડાયુકત | શૂન્યતા, |

**સન્નિપાતોદર :–**

મલિન ( હેતુ વાળી ) સ્ત્રી, પુરુષને પોતાના વશમાં રાખવા, નખ, રોમ, મૂત્ર, બિલાડીની વિષ્ટા, કે આર્તવનુ રક્ત તેને અન્નમા ખવરાવે, શત્રુના સંયોગોથી વિષ આપે. વિષયુક્ત માછલાં, ખડ, પાનવાળું પાણી, કે હલકાં ઝેરથી, કોપેલ રક્ત તથા દોષો પ્રકુપિત થઈ ભયંકર સન્નિપાતોદરને

ઉત્પન્ન કરે છે આ રોગ શિયાળામાં પવન ફૂંકાય તેવા દિવસોમાં વિશેષ કોપે અને દાહ કરે છે રોગી સંજ્ઞા વગરનો થઈ જાય છે, પાંડુવર્ણો થાય છે, પાતળો થઈ જાય છે અને તરસને લીધે શોષ પડે છે.

**प्लीहोदर :–**

દાહક તથા સ્નિગ્ધ પદાર્થોના વધુ ઉપયોગથી, અત્યંત દૂષિત લોહી અને કફ વૃદ્ધિ પામી પ્લીહાને વધારે છે. આ રોગમા કુક્ષિમાં ડાબી બાજુમાં રહેલ પ્લીહા વધે છે. દરદીના ગાત્ર ગળે છે, ઝીણો તાવ, મંદાગ્નિ, કફ અને પિત્તના લિંગથી યુક્ત તે દરદી બળ વગરનો અને પાંડુવર્ણો થઈ જાય છે

આ રીતે જમણી બાજુ યકૃત બગડ્યુ હોય તો તે રોગ યકૃદ્દાલ્યુદર કહેવાય છે

આ બન્નેમાં **વાયુથી** ઉદાવર્ત અને આફરો. **પિત્તથી** તૃષા, દાહ, મોહ અને જ્વર અને **કફથી** ગૌરવ, અરુચિ, કઠણતા થાય છે

**बद्धगुदोदर :–**

ઉપલેપન ( લેપાઈ જાય તેવા ) પદાર્થોથી, વાળ કે કાકરીઓથી આંતરડાં બંધ થાય છે. તેનો દોષયુક્ત મળ ધીમે ધીમે નાડીઓમાં જામે છે. ઝાડો ગુદા આગળ રોકાઈ જાય છે અને મુસ્કેલીથી થોડો આવે છે. આ રોગમા હૃદય અને નાભિ વચ્ચે ઉદર મોટું થાય છે

**परिस्राव्युदर :–**

ખોરાક દ્વારા યા અન્ય રીતે ઉદરમા ગયેલ શલ્યથી આંતરડામાં ક્ષત પડતાં તેમાથી પાણી જેવો સ્રાવ ગુદામાથી બહુ સ્રવે છે. પેટમાં ફાટતુ હોય તેવી વેદના, સોયો ભોકાતી હોય તેવી પીડા અને નાભિની નીચે વૃદ્ધિ થાય છે. અને **છિદ્રોદર** પણ કહે છે.

**जलोदर :-**

આને દકોદર પણ કહે છે. સ્નેહન, અનુવાસન, નિરુહ, વમન કે વિરેચન આદિ પંચકર્મની ક્રિયા કરી તરત ઠંડુ પાણી પીવાથી જલવહ સ્રોતો દૂષિત થતાં અથવા તે સ્રોતોમાં સ્નેહ ઉપલિપ્ત થતાં સ્રાવ ઉપસ્નેહ ન્યાયથી સ્રવી બહાર આવી જલોદર કરે છે આ રોગમાં પેટ મોટું, સ્નિગ્ધ, ઊતરી પડેલી દૂંટીવાળું, ઊંચુ પાણીથી ભરેલુ હોય તેવું લાગે છે. પાણીથી પૂર્ણ મશકની પેઠે એ હાલે છે અને અવાજ કરે છે *

**साध्यत्व :-**

પ્રાયઃ બધા ઉદરરોગો મૂળથી જ અત્યત કષ્ટસાધ્ય હોય છે. (કિન્તુ) બળવાનને થયેલ, જેમા પાણી ન થયુ હોય તેવો નવો ઉદરરોગ યત્નસાધ્ય છે. પછીથી થયા હોય એવા બદ્ધગુદોદર, જળોદર, છિદ્રોદર આદિ મોટે ભાગે અસાધ્ય થાય છે

આંખો ફૂલી જાય, લિંગ વાંકું થઈ જાય, પેટ પરની ચામડી ભીની અને પાતળી પડી જાય. બળ, લોહી, માંસ, જઠરાગ્નિ સપૂર્ણ ક્ષીણ થયા હોય તેવો દરદી ક્યાથી બચે ?

પાર્શ્વમાં તે તૂટે તેવી વેદના થાય, અન્ન પર અરુચિ, શરીરે સોજા અને ઝાડા પછી જેનું પેટ ફરી જાય તેવો રોગી અસાધ્ય જ જાણવો

## चिकित्सा

**चिकित्साक्रम :-**

ઉદરરોગમાં કુક્ષિપ્રદેશમાં દોષોની પૂર્ણતા હોઈ, જઠરાગ્નિ મદ હોઈ દીપન, પાચન તથા લઘુ ભોજનની વ્યવસ્થા કરવી અને મોટે ભાગે

* स्निग्धं महत्तत्परिवृत्तनाभि समाततं पूर्णमिवाम्बुना च ।
यथा दृतिः क्षुभ्यति कम्पते च शब्दायते चापि दकोदरं तत् ॥

ઉદરરોગોમાં દોષ બાહુલ્ય હોય છે માટે વાતાદિદોષ શામક ચિકિત્સા કરવી.

દોષો અત્યંત માત્રામાં સંચિત થઈ સ્રોતોરોધ કરે છે માટે એના રોગીને **દરરોજ વિરેચન** આપવું. એ માટે દૂધ અથવા એરંડતેલ ગૌમૂત્ર સહિત આપવું

સામાન્યતઃ રેચન, વમન અને પાચન ઉપચારનો ક્રમ દર્શાવ્યો છે.

**વાતોદર**માં રોગી બળવાન હોય તો પહેલાં સ્નેહપાન કરાવવું જોઈએ અને પછી સ્વેદન કરાવી સ્નેહ વિરેચન આપવું ઘટે

વિરેચન દ્વારા જ્યારે દોષો નાશ પામે ત્યારે ઉદરપ્રદેશ નમ્ર થાય ત્યારે પેટને કપડાથી બાંધી દબાવી દેવું જેથી ખાલી પડેલી જગ્યામાં પુનઃ વાયુથી આધ્માન ન થાય.

**નોંધ** .–સ્નેહન સ્વેદનમાં " નોદરી નાતીસારી " આદિ શબ્દો વડે સ્નેહાદિ ક્રિયાનો ઉદરરોગમા નિષેધ છે છતાં અહી એનો ક્રમ શા માટે છે એ પ્રશ્નના ઉત્તરમાં એ ક્રિયા ક્રમો અહી **સ્વતંત્ર** રૂપે નથી પણ કોષ્ઠશુદ્ધિના અંગરૂપે એનો આદેશ છે જો સ્વતંત્ર રૂપે એનો આદેશ હોત તો વાધારૂપ ગણાય પણ કોષ્ઠ શુદ્ધિ એના વગર થઈ શકે નહિ માટે આદેશ છે.

વાતોદરમાં અન્ય યોગો ( ૧ ) ગોમૂત્રમાં એરંડતેલ, મેળવી આપવું. ( ૨ ) તક્રમા પીપર અને સિંધાલૂણ મેળવી આપવું ( ૩ ) દશમૂળ ક્વાથમા એરંડતેલ આપવું તેથી શોથ અને શૂળ મટે છે. ( ૪ ) ત્રિફળા ક્વાથમા ગોમૂત્ર આપવુ. ( ૫ ) દશમૂળ ક્વાથમાં ગોમૂત્ર આપી શકાય છે. ( ૬ ) ઊંટડીનુ દૂધ હિતકારક છે ( ૭ ) બકરીનું દૂધ પણ લાભકારક છે ( ૮ ) **કુષ્ઠાદિ ચૂર્ણ** :–કુષ્ઠ, દંતી, જવખાર, ત્રિકટુ, સિંધવ, સંચળ, વજ, જીરુ, અજમો, હિંગ, સાજીખાર, ચવક, ચિત્રક, અને સૂંઠ સમભાગે લઈ ચૂર્ણ કરી લેવું માત્રા : ૦। થી ૦॥ તોલો. ગરમ પાણી સાથે. ( ૯ ) **સામુદ્રાદ્ય ચૂર્ણ** :– ૫ંચલવણ, યવક્ષાર,

અજમોદ, પીપર, ચિત્રક, સૂંઠ, હિંગ બધાને બારીક પીસી લો ૪ થી ૬ માસા, ૧ તોલા ઘીમાં મેળવી ભોજનથી પહેલા ગ્રાસમાં ખાવાથી વાતોદર, ગુલ્મ, સંગ્રહણી, પાડુ, અર્શાદિ રોગો નાશ પામે છે.

**પિત્તોદર**માં રોગી બળવાન હોય તો પહેલાં વિરેચન કરાવવુ નિર્બળ હોય તો અનુવાસન તથા દૂધની બસ્તિથી રોગીને શુદ્ધ કરી પછી મૃદુવિરેચન આપવું. વિરેચન માટે નસોતરના ચૂર્ણ સાથે દૂધ કે અમલતાસની ગુદા સદશ મૃદુવિરેચન આપવા

પિત્તોદર નાશક યોગો ( ૧ ) પંચમૂળ સાધિત દૂધ પિવડાવવુ ( ૨ ) સ્થિરાદિગણ સાધિત દૂધ યા ઘૃત આપવુ ( ૩ ) સાકર અને કાળાં મરી સાથે તક્ર આપવી ( ૪ ) લાક્ષા, પૃશ્નપર્ણી, કંટકારિ, સૂઠ અને બલામૂળ સાધિત દૂધ આપવુ

**કફોદર**માં વિરેચન તથા બસ્તિથી શુદ્ધ રોગીને કટુદ્રવ્ય તથા ક્ષારયુક્ત અન્ન, ગોમૂત્ર, આસવારિષ્ટ અને કફ નાશક આહાર તથા ઔષધો વડે ચિકિત્સા કરાવવી, એ માટે સૌ પહેલા પીપર કલ્ક સાધિત ઘૃત આપો, બાદ દૂધ ઘૃતથી અનુલોમન કરાવો, બાદમાં સૂઠ, મરી, પીપર, ગોમૂત્ર, એરંડતેલ, નાગરમોથના કવાથ વડે અનુવાસન આપો. સરસવ, આંબળા અને લોહના મેલથી પેટ પર લેપ કરો. કળથી યુષમા ત્રિકટુ મેળવી ભોજન સાથે આપો અને ગરમ પાણીથી પેટ વારવાર શેકો.

**સન્નિપાતોદર** ત્રણેય દોષાનુસાર મિશ્ર ચિકિત્સા કરવી

અન્ય યોગો ( ૧ ) શુદ્ધ શિલાજિત ગોમૂત્ર સાથે મેળવીને પીવાથી તમામ ઉદર રોગો નાશ પામે છે ( ૨ ) રગતરોહીડો અને હરડે ગોમૂત્ર સાથે પીસી આપો.

**પ્લીહોદર** સ્નેહ, સ્વેદ અને રેચ પહેલાં આપો રોગીને દહી ખવડાવવુ ડાબા હાથથી શિરા વીધો અને યકૃત રોગનાશ કરવા જમણા હાથની **શિરાવ્યધ** કરો દુષ્ટ રક્તની શાતિ માટે સારી રીતે પ્લીહા

( બરલ ) ને મસળો અથવા ડાબા હાથના અંગૂઠાની મણિ પાસેની શિરાનો વ્યધ કરો.

અન્ય યોગો ( ૧ ) વાવડિંગ, સિંધવ, વજ પાણીમાં પીસી દૂધની સાથે આપો. ( ૨ ) પીપરનુ ચૂર્ણ દૂધ સાથે આપો. ( ૩ ) પાકેલી કેરીના રસમાં સાકર મેળવીને આપો. ( ૪ ) કુંવારના રસમાં કે ગરભમાં હળદર મેળવીને ખવડાવો ( ૫ ) ભોજન બાદ કુમાર્યાસવ, રોહિતારિષ્ટ એમાથી એક કે બન્ને મેળવીને સવા સવા તોલો પાણી સાથે આપો. ( ૬ ) ચવકના કવાથમાં ચિત્રકનુ ચૂર્ણ મેળવીને આપો. એ સવારે પીવુ. ( ૭ ) પીપરના ચૂર્ણને પલાશક્ષારના જલની ભાવના આપી તે ચૂર્ણ ઘૂટીને એ ૪-૪ રતી સવાર સાંજ આપો.

બદ્ધગુદોદરમાં પહેલાં સ્વેદ અને બાદમા તીવ્ર વિરેચન આપવું. દોષોનુ પ્રમાણ જોઈ ગોમૂત્ર, તેલ અને લવણની નિરુહ અને અનુવાસન બસ્તિ આપવી જોઈએ અને રોગીને અજમો, સિંધવ, જીરું, ચિત્રક અને હાઉબેરનુ ચૂર્ણ છાશ સાથે આપવુ.

છિદ્રોદરમા સ્વેદન ઉપરાત કફોદરમા કહેલ ચિકિત્સા કરવી જોઈએ.

જલોદરમા સુશ્રુતે કહેલ પદ્ધતિથી શસ્ત્રકર્મ કરી એકત્રિત થયેલ જલ કાઢી નાખવુ. એમા દ્રવ ભોજન નિષિદ્ધ છે

સ્નુહીક્ષીરથી ચોખાને ભાવના આપી એનુ પૂપ રોગીને આપવુ, જલોદરમાં ત્રિકટુ, જવખાર અને સિંધવ મેળવીને આપવું

જલોદરમાં કોષ્ઠબદ્ધતાના નિવારણ માટે જલોદરારિ રસ રતી ૨ કિવા ઇચ્છાભેદી રસ રતી ૨ સવારે પ્રાતઃકાલે જલ સાથે આપવી. પુનર્નવા કવાથ અને મૂત્રલ કષાય તો. ૧। બન્ને લઈ તો. ૨૦ પાણી નાખી ઉકાળવુ, તોલા ૫ બાકી રહે ત્યારે ગાળી તેના ૨ ભાગ કરી સવાર સાંજ યવક્ષાર ૪-૪ રતી સાથે આપવાં. તદુપરાંત આરોગ્યવર્ધની

રતી ૬ થી ૮ દિવસમાં ૨–૩ વાર આપવી. જલોદરમાં ચિકિત્સાના શસ્ત્રકૃત અને ઔષધકૃત બે ભેદ કર્યા છે.

ઉદરરોગીઓમાં વિરેચન માટે શિવાચૂર્ણ ( હરડે–નાની ) ઉત્તમ છે. તે કષાયરસવાળી હોઈ આમનું શોષણ અને પાચન કરે છે. તેથી વધુ નબળાઈ નથી આવતી. કષાયરસ સાથે રૂક્ષ, મધુર તથા અનુલોમક છે. આમ અને દોષોનુ પાચન કરે છે

**शस्त्रकर्म :–**

જ્યારે જલાધિક્ય હોય અને રોગીના આંત્ર આદિ અવયવો પર દબાણ પડે ત્યારે નાભિ નીચે ડાબી બાજુ વ્રીહિ મુખ યંત્રને પ્રવેશ કરાવી જેટલુ હોય તેમાથી ૦। ભાગ કાઢી નાખી ત્યારબાદ પેટને સારી રીતે કપડાથી બાંધી લેવુ. આ રીતે થોડું જલ કાઢી નાખી સ્રોતોરોધ દૂર થઈ જાય, આમપાચક વિરેચક દ્રવ્ય આપવા. નાની હરડે ( शिवा ) ૪–૪ માસા દિવસમાં ૩–૪ વાર આપવી.

દૂધ એ આ રોગમાં જલ નિઃશેષ ન થાય ત્યા સુધી શ્રેષ્ઠ પથ્ય છે.

રોગીને ભૂખ વધારે હોય તો દૂધની સાથે પપૈયું આપવુ જો પાકેલું પપૈયું ના મળે તો કાચુ પપૈયુ બાફીને આપવુ ત્યારબાદ જ્યારે રોગીને સારું થાય ત્યારે બાજરી, કોદરા એની રાબ–પેયા બનાવી સ્નેહ અને લવણ વગર આપવી ૨ થી ૩ માસ આપવી. ત્યારબાદ સામો અને કોદરાનો ભાત ૩ માસ સુધી દૂધ સાથે આપવો. ત્યારે ૧૨ માસમાં રોગી સારો થાય. ઊંટડીનુ દૂધ જલોદર માટે શ્રેષ્ઠ છે જલોદરમાં લવણ નિષિદ્ધ છે કેમકે એનાથી સ્રવણ ક્ષમતા વધે છે અને સ્રાવ વધુ થાય છે પાણી પણ વધુ ન આપવું. આહારથી આમદોષ વધે છે. જ્યારે દૂધ પચાવામા લઘુ અને જલની ઓછપ દૂર કરે છે. જલોદરના રોગીને શોથ હોય ત્યારે આરોગ્યવર્ધની ન આપતાં

પુનર્નવામંડૂર આપવાથી લાભ થાય છે.

ક્ષતોદર એ શસ્ત્ર સાધ્ય વ્યાધિ છે. તેમાં પણ ક્ષતોદરના જે રોગીને તૃષ્ણા, કાસ, જ્વર હોય, અગ્નિમાંદ્ય હોય, શ્વાસ વેગપૂર્વક હોય, ઉદરમાં વેદના હોય, ઇંદ્રિય દુર્બળ હોય તે ક્ષતોદરનો રોગી મરી જાય છે ક્ષતોદરમાં સ્વેદ સિવાય શ્લેષ્મોદરની જ ચિકિત્સા કરવી.

પ્લીહોદર માટે શરપૂંખાનું ક્ષાર, દ્રાવ કે ચૂર્ણ સારુ કામ કરે છે. તે સાથે ગોમૂત્ર નાની હરડે-રોહીડાની છાલનું ચૂર્ણ-આ બધાને મેળવી ૭ દિવસ રાખવું પછી ગાળીને તે આપવું. શંખદ્રાવ, પુનર્નવારિષ્ટ, આરોગ્યવર્ધની આદિ પ્રયોગો ઉત્તમ છે. પ્લીહા પોતાના સ્થાનથી ચ્યુત થઈ હોય તો પટ્ટો બાંધવો

## उदररोगमां व्यवहृत प्रयोगो

**नाराच रस :-**

શુદ્ધ પારદ, શુદ્ધ ટંકણ, મરી પ્રત્યેક તો ૧, શુદ્ધ ગંધક, પીપર, સૂંઠ પ્રત્યેક તો ૨, શુદ્ધ નેપાળો તો. ૯ પહેલાં પારદ ગંધકની કજ્જલી બરોબર કરી બાકીની પીસેલી દવાઓ મેળવી તેને પાણીમાં ઘૂંટી બબ્બે રતીની ગોળી કરો. માત્રા : ૧ થી ૨ ગોળી બદ્ધકોષ્ઠતાનું નિવારણ કરે છે. જલોદરાદિમાં વિરેચન માટે ઉત્તમ.

**नारायणचूर्ण :-**

અજમો, ધાણા, ત્રિફલા, કાળીજીરી, વરિયાળી, પીપરીમૂળ, વનતુલસી, કચૂરો, સુવા, વજ, જીરું, ત્રિકટુ, ચિત્રકછાલ, જવખાર, સાજીખાર, પુષ્કરમૂળ, કુષ્ઠ, વાવડિંગ, પાંચેય લવણ બધાં ૧-૧ તોલો. નસોતર, ઇંદ્રવારુણીમૂળ ૨-૨ તોલા, દંતીમૂળ ૩ તોલા અને કાંટાળા થોરનું મૂળ ૪ તોલા આ ૨૫ દ્રવ્યો કૂટી લેવાં. માત્રા : ૩ થી ૪ માસા ઉદરરોગમાં તક્ર સાથે, ગુલ્મમા બોરડીના કવાથથી, કોષ્ઠબદ્ધતામાં

દહી સાથે, વાતરોગમાં મદિરાથી, અર્શમાં દાડમના રસથી, અજીર્ણમાં ગરમ પાણીથી આપવું.

**इच्छाभेदीरस :-**

સૂંઠ, મરી, શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, શુદ્ધ ટંકણ પ્રત્યેક તો. ૧, શુદ્ધ જયપાળ બીજ તો. ૩ પહેલાં કજ્જલી કરી પછી બીજાં દ્રવ્યો મેળવી પાણીમાં ઘૂંટી ૨–૨ રતીની ગોળી કરો ૧ થી ૨ ગોળી વિરેચનાર્થ ઉત્તમ. બાળકો-ગર્ભિણી–આદિમાં આવા પ્રયોગો સંભાળી કરવા.

**पिप्पल्यादि लोह :-**

અભ્રકભસ્મ, પીપરીમૂળ, ત્રિકટુ, ત્રિફળાં, ત્રિજાત, સિંધવ પ્રત્યેક ૧–૧ તોલો. લોહભસ્મ ૬ તોલા મેળવી કૂટી વસ્ત્રગાળ કરી લો. પછી ખરલમાં પાણીથી ઘૂંટી ૨–૨ રતીની ગોળી કરો. ૨ ગોળી ૨ થી ૩ વાર. ઉદરરોગોમાં પાંડુની અવસ્થામાં ઉત્તમ છે.

**शंखद्राव :-**

સાજીખાર, જવખાર, હીરાકસી, ફુલાવેલ ટંકણ, સૂર્યક્ષાર, સિંધવ, નવસાર અને ફટકડી બધાને સમભાગે લઈ પીસી લો પછી તિર્યક્પાતન વિધિથી તૈયાર કરી લો એમાંથી ૧ થી ૨ ટીપાં દાંતને લગાડ્યા વગર લેવાથી ગુલ્મ, પ્લીહા, આધ્માન આદિ ઉદરરોગમા લાભકારી છે.

**कुमार्यासव :-**

કુંવારનો રસ ( ગરભ ) શેર ૪, જૂનો ગોળ શેર ০ા, શુદ્ધ મંડૂર તો ૪, ફુલાવેલ ટકણ, જવખાર, સાજીખાર, કૃષ્ણ લવણ, સિંધવ, સંચળ, સમુદ્ર લવણ, બીડલવણ, નવસાર પ્રત્યેક ૪–૪ તોલા આ બધાને એક કાચના વાસણમાં ભરી મોઢુ બધ કરી દેવું. આઠ દિવસ સુધી તડકામાં રાખી બાદ એનું સેવન કરવું. માત્રા : ૧ થી ૨ તોલા,

અનુપાન : પાણી, સવાર સાંજ ભોજન બાદ પ્લીહોદર અને યકૃદ્દાલ્યુદરમાં તથા વાયુગોળો અને શૂળ મટાડે છે.

**નોંધ** :– આ કુમાર્યાસવ સામાન્યતઃ ચાલુ વપરાતા કુમાર્યાસવ કરતાં જુદો પાઠ છે.

**आरोग्यवर्धनी** :-

જુઓ પૃષ્ઠ ૨૪૭.

# અધ્યાય : ૨૫

# શોથરોગ

## शोथरोग

उत्सेध संहतं शोथ तमाहुः निचयादतः ।

**रोगपरिचय :-**

ચરક શોથના ત્રણ પ્રકાર ગણાવે છે. વાગ્ભટ્ટમાં નવ પ્રકાર ગણાવ્યા છે. પણ ચરક તેના ફરીથી બે ભેદ નિજાગન્તુક પાડે છે. અને આગંતુકમાં અભિઘાતજ તથા વિષજ સમાવી લે છે. આ રોગ ઉપદ્રવરૂપે વિશેષ જોવા મળે છે વિકૃત વાયુ, લોહી, પિત્ત, કફ, ત્વચા અને માંસનો આશ્રય કરી સ્થગિત થઈ ત્યાં નિચય-સંચય કરી શોથ કરે છે સંતાપ, શિરાયામ (શિરાઓનું તણાવું) અને અંગ ગૌરવ (ભારેપણું) એ એનાં ત્રણ **પૂર્વરૂપ** છે. પ્રકારોમાં તો નિજ અને આગન્તુક મુખ્યત્વે ગણવા જોઇએ શરીરમાં બીજા બાહ્ય કારણથી થનારા સોજા આગતુક ગણાય જ્યારે દોષાત્મક વાતજ-પિત્તજ અને કફજ વળી દ્વંદ્વજ તથા ત્રિદોષજ એ નિજ દોષજ શોથ ગણાય.

**सामान्य लक्षणो :-**

શરીરમાં ગૌરવ, બેચેની, ચામડી ઉત્સેધ યુક્ત અને ગરમ, શિરાઓમાં લઘુતા (બારીકપણું), રોમાંચ વિવર્ણતા એ સોજાનાં સામાન્ય લિંગ કહેલ છે.

**संप्राप्ति :-**

વિકૃત વાયુ, બગડેલા લોહી, પિત્ત, કફને બહારની શિરાઓમાં

ખેચી જાય છે અને ત્યાં એમના વડે ગતિ રોકાતાં તે જગ્યાએ ચામડી અને માંસ ઊપસી આવે છે. આને શોથ કહે છે.

**पूर्वरूप :-**

સંતાપ, શિરાયામ, અંગગૌરવ એ પૂર્વરૂપો છે.

**प्रकार :-**

નિજ અને આગન્તુક. નિજમાં વાતાદિ દોષોથી પૃથક્ પૃથક્, દ્વન્દ્વજ અને સંન્નિપાતિક આગન્તુકમાં અભિઘાતજ, વિષજ એમ ગણવા.

**सामान्य कारणो :-**

વમન વિરેચનાદિ શોધન ક્રિયાઓથી, રોગોથી, ઉપવાસથી, શરીર સુકાવાથી, નબળાઈથી, અમ્લ, તીક્ષ્ણ, ઉષ્ણ, કટુ ભોજનથી, સ્નિગ્ધ ભોજનથી, દહીથી, આમદોષ વડે, માટી ખાવાથી, વધુ શાકભાજીથી, વિરુદ્ધ ભોજન વડે, બેઠાડુ જીવન, જરૂર ન હોય તો પણ શોધનક્રિયા કરવાથી, મર્મસ્થાનમા લાગવાથી, ગર્ભપાત-સ્રાવથી, અયોગ્ય પ્રસૂતિથી, પંચકર્મ અયોગ્ય રીતે થવાથી, ઝેરથી, અર્શથી-આ કારણોથી જુદા જુદા દોષોના સોજા થાય છે.

**वात्तिक शोथ :-**

અસ્થિર, પાતળી ત્વચા, ખરબચડો, અરુણશ્યાવાભ, ઝણઝણાટીવાળો, વેદનાવાળો, બહેર મારેલી ત્વચાવાળો એમ ને એમ કવચિત્ શાંત પામનારો અને દબાવતા એકદમ ઊપસનારો, દિવસે જેનું જોર વધુ છે તેવો સોજો હોય છે.

**पित्तज शोथ :-**

નરમ, વાસયુક્ત, કૃષ્ણ, પીત કે લાલ વર્ણવાળો, બેશુદ્ધિ, તરસ તાવ, મદયુકત, ચરમ, સ્પર્શથી અસહિષ્ણુતા, નેત્રમાં લાલ વર્ણ ખૂબ દાહ તથા પરુથી યુકત હોય છે.

**कफज शोथ :–**

ભારે, સ્થિર અને પાંડુવર્ણનો હોય છે, દબાવતાં તે ઊપસતો નથી, રાત્રિબલી હોય છે, રોગીને અરુચિ, લાળસ્રાવ, નિદ્રા, વમન અને મંદાગ્નિ હોય છે, એમાં ઉત્પત્તિ અને નાશ લાંબે ગાળે થાય છે

**द्वंद्वज** તથા **त्रिदोषज :–**

બબ્બે દોષના મિશ્ર લક્ષણો વડે અને ત્રણેય દોષના મળી ત્રિદોષજ શોથ થાય છે

**अभिघातज शोथ :–**

તલવાર આદિ શસ્ત્રના છેદનથી, પથ્થરાદિકના ભેદનથી, બાણાદિકના ક્ષતથી કે લાકડી વગેરેના પ્રહારથી, ભિલામાના સ્પર્શથી કે કૌંચાની અણીથી થયેલ, ફેલાતો, અત્યંત ઉષ્ણયુક્ત અને પ્રાયઃ પૈત્તિક શોથને મળતો અભિઘાતજ જાણવો.

**विषज शोथ :–**

શરીર પર ઝેરી પ્રાણી ફરવાથી તેના મૂત્રથી અથવા ઝેરી ન હોય તેવા પ્રાણીના ડંખથી, વિષ્ટા, મૂત્ર, વીર્યથી ઉપહત થયેલ વસ્તુના સંબંધથી, ઝેરી ઝાડ કે ઝેરી પવનના સ્પર્શથી, ઝાડુમાં ફેંકેલ ધૂળના સ્પર્શથી, જે શોથ ઉત્પન્ન થાય છે, તે **વિષજ** જાણવો આ સોજો કૂણો ચલનવાળો, લટકતો, નવજાત અને બહુ વેદના કરે છે.

**नोंध :–**વિષજ શોથ પણ આગંતુક તો ગણાય જ પણ ચિકિત્સા ભેદથી તેને જુદો ગણ્યો છે.

**स्थानविशेष :–**

દોષો આમાશય ગત હોય તો છાતીથી ઉપરના ભાગમાં, પિત્તાશયમા હોય તો છાતી અને પક્વાશય વચ્ચે, અને મલસ્થાનમાં

હોય તો પકવાશયથી નીચે સોજો કરે છે અને તે સર્વત્ર ફેલાય તો સર્વત્ર સોજો કરે છે.

**उपद्रवो :-**

વમન, શ્વાસ, અરુચિ, તૃષા, જ્વર, અતિસાર, પાક, દૌર્બલ્ય એ સોજાના ઉપદ્રવો છે

**साध्यत्व :-**

જે રોગી ઉપદ્રવ પીડિત હોય તેની ચિકિત્સા ન જ કરવી ઉર અને પકવાશય પ્રદેશના મધ્યમાં હોય અને જે આખા શરીરમાં વ્યાપ્ત હોય (ત્રિદોષ) તે કષ્ટસાધ્ય છે. જે સોજો અર્ધનારીશ્વર પેઠે અર્ધા શરીરમાં હોય તે શોથ રોગીને મારી નાખે છે. પુરુષને થયેલ શોથ જેમ જેમ ઊંચે ચડતો જાય છે તેમ તેમ મૃત્યુને સમીપ લાવે છે પુરુષને થયેલ સોજો પગથી ઉપર ચઢ્યો જતો હોય તો તે અવશ્ય મારી નાખે છે સ્ત્રીને થયેલ સોજો મુખથી શરૂ થઈ નીચે ઊતરતો જતો હોય તો તે સ્ત્રીને મારી નાખે છે. મૂત્રાશયમાં થયેલ સોજો બન્નેને માટે ઘાતક નીવડે છે.

**નોંધ** :–એક મત એવો પણ છે જે સ્ત્રીને અને પુરુષને થયેલ અનુક્રમે ઉપરથી નીચે અને નીચેથી ઉપર જતો સોજો જો ગ્રહણી, અતિસાર કે અર્શમાં ઉપદ્રવ રૂપે ન હોય તો રોગીને જરૂર મારી નાખે છે નવો ઉપદ્રવ વગરનો શોથ સાધ્ય હોય છે, અર્ધાંગમા અરિષ્ટ રૂપે અસાધ્ય છે કુક્ષિ, ઉદર, મુખ, કંઠ ઇત્યાદિ મર્મોમાં ઉત્પન્ન શોથ તથા સ્થૂળ, ખર, બાળક અને વૃદ્ધ તથા નિર્બળ લોકોને થયેલ શોથ અસાધ્ય છે.

## चिकित्सा

**सामान्यक्रम :-**

લંઘન, પાચન, સ્નિગ્ધવિરેચન, વિરેચન, વમન એ રોગીનુ બળ અને દોષો જોઈએ ક્રમ યોજવો.

વાતજ શોથમાં સ્નેહ, કબજિયાતમા નિરુહ, પિત્તજમાં ઘૃત, પય અને કફમાં રૂક્ષણ ક્રમ કરવો.

આમજન્ય શોથમાં લંઘન અને પાચન, અતિ પ્રવૃદ્ધ દોષોમાં વમન, વિરેચન, શોધન, શિરોગત શોથમાં નસ્યથી સિરોવિરેચન, અધોગત શોથમા વિરેચન. ઊર્ધ્વગત શોથમા વમનનો ક્રમ કહેલ છે. સ્નિગ્ધ શોથમાં રૂક્ષ ક્રિયા લાભ કરે છે.

વાતજ શોથમાં સૂંઠ, પુનર્નવા, એરંડ તથા બૃહતપંચમૂળનો ક્વાથ આપવો પિત્તજ શોથમાં કડવા પરવળ, હરડે, બહેડાં આમળા, લીબડો અને દારુહળદરનો ક્વાથ કરી તેમાં ગૂગળ નાખી આપવો આ ક્વાથ કફજ શોથમાં પણ ઉત્કૃષ્ટ છે બબ્બે દોષવાળા શોથરોગમાં મિશ્ર ચિકિત્સા કરવી ત્રણેય દોષથી થયેલા શોથરોગમા બિલ્વપત્રનો રસ કાઢી તે ગાળી તેમાં ત્રિકટુ ચૂર્ણ આપવું તદુપરાંત ત્રણે દોષની મિશ્ર ચિકિત્સા કરવી.

આગંતુક શોથમાં શીતળ સિંચન તથા લેપન આદિ કરવાં તલ તથા કાળી માટી વાટીને ચોપડવાથી ભિલ્લામ શોથ મટે છે ભેંસના દૂધમાં તલ વાટી, માખણ મેળવી લેપ કરાય તો પણ તેવો સોજો મટે છે જેઠીમધ, દૂધ, તલ અને માખણ મેળવી લેપ કરવામાં આવે તો ભિલ્લામશોથ મટી જાય છે

હરડે, હળદર, ભારંગી, ગળો, ચિત્રક, દારુહળદર, સાટોડી, દેવદાર, સૂંઠનો ક્વાથ, પથ્યાદિ ક્વાથ તરીકે ઓળખાય છે અને તે લાભકર્તા છે.

હરડે, બહેડાં, આમળાંનો ક્વાથ કરી ગોમૂત્ર સાથે આપવામાં આવે તો શૂપણમા થયેલ વાયુ સંબધી તથા કફ સંબંધી શોથ મટે છે

સફેદ પુનર્નવા, દેવદાર, ચિત્રક, નસોતર, સૂંઠ, મરી, પીપરથી પકવ દૂધ યોગ્ય રીતે પિવાય તો સોજો મટે છે.

ગોમૂત્રને કિંચિત્ ગરમ કરી સોજા પર સિંચન કરવું ઘટે. પુનર્નવાસવ તથા પુનર્નવારિષ્ટ બન્ને પ્રયોગો ઉત્તમ છે.

તક્રવટી છાશ સાથે આપવાથી શોથ, ગ્રહણી, પાંડુ, મંદાગ્નિનો નાશ કરે છે. સૂંઠ, રાસ્ના, દેવદાર, સાટોડી અને શુષ્કમૂળાથી પકાવેલું તેલ **શુષ્ક મૂલક તેલ**ના નામે ઓળખાય છે, તે શોથમાં ઉપયુક્ત છે.

વાતિક શૂળમાં દશમૂળ વિશેષ ઉપયુક્ત છે. તે ઉપશયાત્મક રૂપે વાત અને શોથ બન્નેનો નાશ કરે છે. સામાન્યતઃ અન્ય શોથમાં પણ તે ઉપયુક્ત છે. પણ વાતિક શોથમાં સવિશેષ રૂપે છે. વાતિક શોથમાં એરંડતેલ પણ ઉપયુક્ત છે.

સર્વાંગશોથમાં એખરાની રાખ ગોમૂત્ર સાથે આપવી લાભકારક છે. એખરો, અઘેડો, નગોડ, ભાંગ એનો પુટ સ્વેદ શોથરોગમાં ઉપયુક્ત છે.

**पुनर्नवादि गूगळ :–**

શોથરોગમાં ખાસ લાભકર્તા છે. આમદોષને પચાવી તે સંચયને વિખેરે છે. પુનર્નવા, દારુહળદર, અભયા અને ગળો સમભાગે લઈ તેના બરોબર ગૂગળ લઈ એરંડતેલમાં પીસવું. ખાસ કરી ત્વગદોષ, શોથ, ઉદરરોગ, સ્થૌલ્ય, પાંડુ, ઊર્ધ્વજત્રુગતરોગમાં ઉત્તમ છે. માત્રા : ૪ રતી ૨ થી ૩ વાર. અન્ય પુનર્નવાદિ ગૂગળ માટે જુઓ પૃષ્ઠ ૩૨૭.

**पुनर्नवादि मंडूर :–**

સાટોડી, નસોતર, સૂંઠ, મરી, પીપર, વાવડિંગ, દેવદાર, ચિત્રક, પુષ્કરમૂળ, હરડે, બહેડાં, આમળાં, હળદર, દારુહળદર, ચવક, દંતીમૂળ, કડુ, ઇંદ્રયવ, પીપરીમૂળ અને નાગરમોથ પ્રત્યેક તો. ૧, મંડૂરભસ્મ તો ૪૦ તથા ગૌમૂત્ર તો. ૧૦૦૦ નાખી મંદાગ્નિએ પાક કરવો, જ્યારે ગોમૂત્ર બળી જાય ત્યારે ઉતારી ઠંડું કરી રાખવું. પછી ખરલમાં ઘૂંટી ગોળી યા ચૂર્ણ કરવું. પ્રમાણ : ૪ થી ૬ રતી, મધ કે દૂધ સાથે સવાર સાંજ.

આ યોગ પાંડુ, શોથ, ઉદર, પ્લીહા તથા યકૃતરોગો માટે ઉત્તમ છે.

**પથ્યાપથ્ય :–**

મગની દાળ, મગનું પાણી, જૂના ચોખા, પરવળ, રીંગણાં, દૂધ, ગરમ પાણી પીવા માટે તથા રૂક્ષકારક ક્રિયા લાભકર્તા છે. બહુ તરસ લાગે, ગભરાટ જેવું લાગે તો નાળિયેરનું પાણી આપી શકાય તથા વારંવાર દૂધ આપતા રહેવું સાબુદાણાની કાંજી, મમરાની કાંજી, મીઠું દૂધ, જીરું, સૂંઠ, સિંધવ અને ધાણા નાખી ઘીથી વઘારેલ, જરૂર પડે તો શાક અપાય. જવનું પાણી અને ગૌમૂત્ર ખાસ પથ્ય ગણાય છે

ભારે ખોરાક, બહુ પાણીવાળી વસ્તુ, ઠંડાં પીણાં, તેમની માલિશ, દિવસની નિદ્રા, નિમક, મસાલો, મરચાં, ઘીમાં તળેલ પદાર્થ, ઘઉનો ખોરાક, કઠોળ, તળેલી વસ્તુ, ખાટી વસ્તુઓ, માસ, માછલી, સ્ત્રીપ્રસંગ સહવાસ–મૈથુન, ઠંડા પાણીનુ સ્નાન, ઠંડા ઉપચારો આ સર્વ અપથ્ય છે

વિશેષ પથ્ય : દૂધનો ખોરાક, જવનું પાણી, ગૌમૂત્ર, મોસંબીનો રસ તથા આરોગ્યવર્ધની જેવી દવા સાથે સપૂર્ણ આરામ લેવામા આવે તો સોજા અને ઉદરરોગ મૂળમાંથી મટી જઈ દરદી પૂર્ણ સાજો થાય છે. એ સિવાય જો દરદા ખાવાની અતિ લાલચ રાખે, મૈથુન કરે, વ્યાયામ કરે, ગમે તે પદાર્થો ખાય તો આ રોગ મટતો નથી પણ અસાધ્ય થઈ જાય છે માટે વૈદ્યોએ ધ્યાન રાખી સદાચારી દરદીની સારવાર કરવા તત્પર રહેવું, અન્યથા મનાઈ જ કરી દેવી.

*

# અધ્યાય : ૨૬

# ઊરુસ્તંભ=આઢચવાત

## उरुस्तंभ=आढ्यवात

**रोगपरिचय :–**

આ રોગને આઢ્યવાત પણ કહે છે એમા જાંઘ અને સાથળ ભારે થઈ જાય છે, તેમાં અત્યત તીવ્ર વેદનાઓનો અનુભવ થાય છે અને રોગીને એવી પ્રતીતિ થાય છે કે એ સાથળો ને ઊરુઓ એની પોતાની નથી અને એ જઘાઓ નિષ્ક્રિય થઈ જાય છે બન્ને જઘાઓનું સ્તબ્ધતા, શીતલતા અને શૂન્યતા થાય છે રોગીને પગમા જડતા આવી જાય છે. આ સ્થાનિક લક્ષણો ઉપરાત સાર્વદૈહિક લક્ષણોમાં મૂઢતા, અગમર્દ, તદ્રા, અરુચિ, વમન અને જ્વર સદૃશ લક્ષણો જોવામા આવે છે. સુશ્રુતે મહા વાતવ્યાધિઓમાં એને અતર્ગત કરી લીધેલ છે ચરકે એના પર એક સ્વતંત્ર અધ્યાય આપ્યો છે. વાગ્ભટે વાતરક્તને આઢ્યવાત કહેલ છે.

**निदान :–**

અન્નની કિંચિત્ જીર્ણ અને કિંચિત્ અજીર્ણ અવસ્થામાં શીતલ, ઉષ્ણ, દ્રવ, શુષ્ક, ગુરુ તથા સ્નિગ્ધ ભોજન કરવાથી, પરિશ્રમથી, શરીરના સંચલનથી, દિવાસ્વપ્ન તથા રાત્રિજાગરણ વડે કફ તથા મેદયુક્ત વાયુ, આમયુક્ત તથા સંચિત થયેલા પિત્ત અને કફને દૂષિત કરી જ્યારે સાથળમાં જાય છે અને સાથળમાં જઈ ત્યા ચોટેલા કફથી સાથળની અસ્થિઓમા મળી અને **સ્તંભ ઉત્પન્ન કરે છે.** જેથી બન્ને સાથળ સ્તબ્ધ, શીતલ અને શૂન્ય થઈ જાય છે. આ વખતે રોગીને બન્ને

સાથળો જાણે પારકાં હોય તેવાં વેદનાવાળા તથા ભારે બની જાય છે. તદુપરાંત મૂઢતા, અંગમર્દ, ઊલટી, અરુચિ, તાવ, પગમાં ગ્લાનિ, પગ કઠણતાથી ઊપડવા અને પગમાં જડતા ઉત્પન્ન કરે છે.

**પૂર્વરૂપ :–**

નિદ્રા, અતિધ્યાન, સ્તૈમિત્ય, જ્વર, રોમહર્ષ, અરુચિ, વમન તથા જાઘ અને સાથળમા પીડા થવી એ પૂર્વરૂપ છે

**રોગસ્વરૂપ :–**

પગમાં સ્તંમ્ભ, જડતા, ક્રિયાહીનતા ઇત્યાદિ લક્ષણો વડે આને વાતરોગ સમજી મનુષ્ય અજ્ઞાનતા વડે વાતવ્યાધિઓ સદશ તૈલાભ્યંગાદિક ચિકિત્સા કરે છે, તેથી પીડા, જડતા, પગ ઉપાડતા વેદન, જાઘ અને ઊરુઓમા વેદના, અને કઇંક દાહયુકત પ્રતીતિ થાય છે પગને ઉપાડી રાખતી વખતે પીડા વધે છે તથા શીતલ પદાર્થોનુ સ્પર્શજ્ઞાન થતુ નથી. ઊઠતા, બેસતાં, ચાલતા, મેળવતાં તકલીફ થાય છે, રોગીને એમ લાગે છે કે એના પગ તૂટી ગયા છે અને તે બીજાના ચલાવવાથી ચાલે છે.

**સાધ્યત્વ :–**

દાહ, વ્યથા, તોદ, કમ્પયુકત આ રોગ ઘાતક છે. એના વગરનો આ રોગ નવો ઉત્પન્ન થયેલો સાધ્ય છે.

## ચિકિત્સા

**ચિકિત્સા :–**

સ્નેહન, રકતમોક્ષણ, વમન, બસ્તિકર્મ તથા વિરેચન એ આ રોગમાં **વર્જ્ય** છે, કેમકે આ ક્રિયાઓ વડે આ રોગ પ્રકુપિત થાય છે.

આ રોગમાં સ્વેદન, લંઘન, રૂક્ષણ ક્રિયાઓ કરવી ઘટે આ રોગમાં વાયુની રક્ષા કરતાં આમ, મેદ તથા કફની અધિકતાથી જે

ઔષધો કફ શામક હોય અને વાતપ્રકોપક ન હોય તેનું સદા સર્વદા સેવન કરવુ ઘટે આ રોગમાં રૂક્ષ ક્રિયા પૂર્ણતઃ કરવી જોઈએ. એમાં પણ ક્રમ છે. આદિમાં કફ શામક અને તત્પશ્ચાત્ વાતશામક ચિકિત્સા કરવી ઘટે. જૂના ચોખા, ઘી વગર જાંગલ માસ, લવણ રહિત શાક એ પથ્ય રૂપે છે. જો ( વધુ ) રૂક્ષક્રિયાથી નિદ્રાનાશ આદિ લક્ષણોથી યુક્ત વાતપ્રકોપ હોય તો વાતરોગ નાશક સ્નેહ સ્વેદ દ્વારા ચિકિત્સા કરાવવી. ઊરુસ્તભના રોગીને શીત જળવાળી નદીમાં પ્રવાહ વિરુદ્ધ તરવાનો અથવા શીતળ, સ્વચ્છ અને સ્થિર જળ હોય તેમાં તરવાનો આદેશ આપવો

શિલાજિત ગૂગળ, પીપર અથવા સૂંઠની યોગ્ય માત્રામાં ગોમૂત્ર અથવા દશમૂળ ક્વાથ સાથે આપો. ઊરુસ્તભ મટે છે.

ચિત્રક, ઇંદ્રિયવ, પાઠા, કડુ, અતિવિષ અને હરડે એ પ્રત્યેકનું ચૂર્ણ સમાનભાગે કરી લેવુ. આ **ષડ્ધરણચૂર્ણ** ઊરુસ્તંભમા પ્રશસ્ત છે.

શુદ્ધ પારદ ભાગ ૩, શુદ્ધ ગધક ભાગ ૧૨, શુદ્ધ ચણોઠી ભાગ ૬, શુદ્ધ નેપાળાનાં બીજ ભાગ ૧ બધાં સાથે લઈ ઘૂંટી એને જમ્બીર, ધતૂરો અને પીલુડીના રસમા ૧–૧ દિવસ ભાવના આપી ૨–૨ રતીની ગોળી કરવા આને **ગુંજાભદ્ર રસ** કહે છે. તે હિંગ અને સિંધવના અનુપાન સાથે આપવાથી ઊરુસ્તભ શાત થાય છે માત્રા : ૨ રતી ૨ વાર આપવુ

પીપર, પીપરીમૂળ અને ભિલામનુ ચૂર્ણ યોગ્ય માત્રામા રોગીની પ્રકૃતિ જોઈ મધ સાથે આપવું.

પિપ્પલી વર્ધમાન પ્રયોગ (જેમા દરરોજ ૧–૧ પીપર વધારી પછી ક્રમશ : ૧–૧ ઘટાડે છે) ઉત્તમ છે તે મધ અને ગોળ સાથે આપવુ.

સુશ્રુતોક્ત પિપ્પલ્યાદિગણનુ ચૂર્ણ ગરમ પાણી સાથે આપવું. મધ, સરસવનાં બીજ, વલ્મીક મૃત્તિકા ( માટી ) બધાંને સારી રીતે

મેળવી ધતૂરાના રસમા કે થૂવરના દૂધમાં મેળવી ઊરુઓ પર ઘાટો લેપ કરવો અને તેના પર પાટો બાધવો.

સરસવનું તેલ પ્રસ્થ ૨, દહી પ્રસ્થ ૨, કટ્વર (મલાઈ સહિત દહીની છાશ), પ્રસ્થ ૧૬ કલ્કમાં પીપરીમૂળ અને સૂઠ પ્રત્યેક તો. ૪ એનું યથાવિધિ તેલ સિદ્ધ કરી લેવુ એને **અષ્ટકટ્વર તેલ** કહે છે

મહારાસ્નાદિ ક્વાથ ઊરુસ્તંભમાં હિતકારક છે. ઉપર તેલ દર્શાવ્યુ તે પીવા માટેનો પ્રયોગ છે. અભ્યંગનો નહિ.

ઊરુસ્તભની ચિકિત્સામા ખાસ સૂત્ર સ્મરણમાં રાખવા જેવું છે. અને તે સ્નેહન નહિ, બસ્તિ નહિ, વિરેચન નહિ, પણ બધો રૂક્ષ ક્રમ કરવો. તેમા પણ શરૂમા કફ નાશક, બાદમાં વાત નાશક ક્રમ કરવો. આ સૂત્ર પ્રત્યેક વિદ્યાર્થીએ સદૈવ સ્મરણમા રાખવુ ઘટે.

*

# અધ્યાય : ૨૭

# ઉન્માદ

## उन्माद

मदयत्युद्दगता दोषा यस्माद्धुन्मार्गमाश्रिता ।

मानसोऽयमतो व्याधिरुन्माद इति प्रकीर्तित ॥

वृद्धाः अथवोर्ध्व हृदयंगताः । मनोवह धमनीरनुप्राप्ताः ।

**रोगपरिचय :-**

સામાન્યતઃ જેને ગાંડપણુ તરીકે ઓળખવામાં આવે તે રોગ ઉન્માદ રોગ છે. આ રોગ જ્યારે બહુ વધ્યો ન હોય અને તરુણ હોય ત્યારે **મદ** સંજ્ઞા પામે છે આ માનસિક રોગ છે તેમાં મનમા વિકાર થાય છે એમાં વધેલા દોષો ચિત્તવિક્ષેપ કરે છે. ઉન્માદ સ્વતંત્ર રોગ તેમ જ ઉપદ્રવ બન્ને રૂપે જોવામાં આવે છે.

**निदान :-**

વિપ્રકૃષ્ટ :-વિરુદ્ધ, દુષ્ટ અને અપવિત્ર ભોજન, દેવ, ગુરુ અને દ્વિજના અપમાનથી, ભય અથવા હર્ષથી, અભિઘાતથી, વિષમ ચેષ્ટાથી ઉન્માદ ઊપજે છે.

**प्रकार :-**

પ્રત્યેક દોષ વડે અકકેક કરી ત્રણ, સન્નિપાતથી, માનસિક દુ:ખથી અને વિષથી એમ ૬ પ્રકારનો ઉન્માદ રોગ સંભવે છે.

**संप्राप्ति :-**

અલ્પ સત્ત્વ ગુણવાળાના વાતાદિ દોષો બુદ્ધિના નિવાસ સ્થાન

હૃદયને દૂષિત કરી હૃદયાશ્રિત મનોવહ દસ સ્રોતસોને દૂષિત કરી ચિત્તને વિકૃત કરે છે.

**सामान्य लक्षण :-**

બુદ્ધિમાં વિભ્રમ, જેમકે છીપમાં ચાંદી હોય તેમ લાગવું, મન ચંચળ થાય, દૃષ્ટિ આકુળવ્યાકુળ બને, ઉતાવળે, અસંબદ્ધ ભાષણ અને હૃદયમાં શૂન્યતા એ ઉન્માદનાં સામાન્ય લક્ષણ છે.

**वातजोन्माद :-**

રૂક્ષ, અલ્પ તથા શીતળ અન્નના ભોજનથી, વિરેચનથી ધાતુક્ષય અને ઉપવાસથી અતિપ્રવૃદ્ધ વાયુ, ચિન્તા ઇત્યાદિ દુષ્ટ હૃદયને અત્યંત દૂષિત કરી બુદ્ધિ તથા સ્મરણશક્તિને નષ્ટ કરે છે તેમાં અવસર વગર હસ્યા કરવું, વિના કારણ ગાવું નાચવુ, વગર પ્રસંગે બોલવુ, હાથ પગ જ્યાં ત્યાં હલાવવા, એમ જ રડ્યા કરવુ, રૂક્ષતા, કૃશતા, અન્ન જીર્ણ થયે રોગ વધવો, શરીરનું રક્તાભ થવુ એ **વાતજોન્માદ** છે.

**पित्तजोन्माद :-**

અજીર્ણ, કટુ, અમ્લ, દાહકારક તથા ઉષ્ણ પદાર્થોથી ચંચળ બુદ્ધિવાળાના મનુષ્યના હૃદયમાં સંચિત પિત્ત કુપિત થઈ હૃદયને દૂષિત કરી ઉગ્ર ઉન્માદ ઉત્પન્ન કરે છે અસહિષ્ણુતા, દંભ, નગ્નતા, ત્રાસ, ભાગી જવું, દાહ, છાયાની ઇચ્છા, શીતલ અન્ન તથા જલેચ્છા, મુખનુ પીળાપણું એ બધા પિત્તજોન્માદમાં થાય છે

**कफजोन्माद :-**

વ્યાયામાદિ ન કરનાર મનુષ્યને ભોજનાદિથી વૃદ્ધ કફ પિત્તયુક્ત હૃદયમાં જઈ બુદ્ધિ તથા સ્મૃતિને નષ્ટ કરી દે છે અને ચિત્તને મોહયુક્ત કરી ઉન્માદ ઉત્પન્ન કરે છે. અહી પિત્તયુક્ત કફ સ્મરણમા રાખવુ એમાં મનુષ્ય ઓછું બોલે છે, એને સ્ત્રી તથા એકાંત ગમે છે, ઊંઘ આવે,

ઊલટી થાય, લાળસ્રાવ થાય, નખાદિ સફેદ પડી જાય અને જમ્યા બાદ દરદ વધી જાય છે

**सन्निपातिक :-**

સન્નિપાતિક ઉન્માદમાં સંપૂર્ણ કારણોથી ત્રણેય દોષ કુપિત થઈ તમો તથા રજો ગુણ રૂપ માનસિક દોષો સાથે મળી મહાઘોર ત્રિદોષજ ઉન્માદ ઉત્પન્ન કરે છે. એમાં બધા દોષોનાં લક્ષણ હોય છે. એમાં કોઈ પણ ઔષધ કામ નથી કરતું અને પ્રત્યેક ઔષધ વિરુદ્ધ પડે છે, કેમકે એમાં પરસ્પર વિરુદ્ધ લક્ષણો જોવામા આવે છે તેથી પરસ્પર વિરુદ્ધ ઉપાય કામે લાગતા નથી

**शोकज उन्माद .-**

ધન નાશથી, સ્વજનના નાશથી, શત્રુ કે અન્યના ત્રાસથી, ચોરોથી કે રાજ્યના માણસોના ત્રાસથી, મનવાછિત સુંદરીના ઉપયોગની ઇચ્છા તૃપ્ત ન થતાં મનમા આઘાત લાગે છે. તત્પરિણામે વધારે ઉત્કટ ઉન્માદ થાય છે અને (તેથી) સાવ મૂઢ બનેલ રુગ્ણ બેભાન થઈ મનમા ફાવે તેમ (ગુપ્ત વાતો પણ) ચિત્ર વિચિત્ર બબડે છે, ગાય છે, હસે છે અને રુદન કરે છે.

**विषज उन्माद :-**

એમા રોગીનાં નેત્ર લાલ થઈ જાય છે. બળ ઇંદ્રિય સામર્થ્ય અને શરીરની કાંતિ નષ્ટ થઈ જાય છે. મોઢું શ્યામવર્ણનુ થઈ જાય છે. અને મન અત્યંત દીન થઈ જાય છે તેથી તે માનવીનુ મૃત્યુ થાય છે. (परासुः=મૃત એમ એક પાઠ છે અને भवेत्विसञ्ज्ञकः = ભાન વગરનો થઈ જાય છે એમ બીજો પાઠ છે.)

**अरिष्ट लक्षण .-**

જે ઉન્માદ રોગાક્રાંત રુગ્ણ પોતાના મોઢાને નીચું જ ઘાલી બેસી

રહે અથવા ઉપર જ ઉઠાવી રાખે, ઊંઘ ન આવે તેવા દરદીનું આ રોગમાં મરણ થાય છે.

**भूतज्ञोन्माद :-**

જે રુગ્ણમાં વાચા, શૌર્ય, ચેષ્ટા, જ્ઞાન, વિજ્ઞાન, બળ, સામાન્ય મર્યાદા કરતાં વધુ અને અસાધારણ થઈ જાય અને ઉન્માદ ( ના વેગ ) અચોક્કસ સમયે થાય તો તે ભૂત જ કહેવાય.

હવે જુદા જુદા ગ્રહ જુષ્ટ ( વળગાળ )નાં લક્ષણો આ પ્રમાણે છે.

**દેવ ગ્રહ જુષ્ટ** સંતોષી, પવિત્ર, સુગંધી, તંદ્રા વગરનો, સત્ય, સંસ્કારી વકતા, તેજસ્વી, સ્થિર નયન, વરદાન આપનાર, બ્રાહ્મણો તરફ ભકિત. **અસુર જુષ્ટ** પ્રસ્વેદયુકત, દ્વિજ દેવ નિંદક, વક્ર નયન, નિર્ભય, પાપયુકતબુદ્ધિ, ખાતાં પીતાં અસંતોષ, ખોટે માર્ગે દૃષ્ટિ થાય **ગંધર્વ જુષ્ટ** સદા હર્ષ મય, બાગબગીચા ગમે, શુદ્ધાચાર, સુગંધ પ્રિય, નાચ–ગાન, હાસ્ય, મધુર અને અલ્પ ભાષણ **યક્ષ ગ્રહ જુષ્ટ** લાલ નેત્ર, સુંદર ઝીણા રકતવસ્ત્ર, ગંભીર, ઉતાવળી ચાલ, ઓછું બોલવું, સહનશીલ, તેજસ્વી અને કોને શું આપવું ? એની ચિંતાવાળો. **પિતૃ ગ્રહ જુષ્ટ** શાંત ચિત્ત, માંસ, તલ, ગોળ, ખીરનો ઇચ્છુક, પિતૃ તરફ ભકિતભાવનાયુકત, પિતૃઓને દર્ભશય્યા પર પિંડદાન અર્પે. **સર્પ ગ્રહ જુષ્ટ** સાપની માફક ભૂમિ પર પ્રસરે, જીભ વડે ગળફા ચાટે, ક્રોધી, મધ–ગોળ–દૂધ–ખીરનો ઇચ્છુક. **રાક્ષસ ગ્રહ જુષ્ટ** લોહી તથા દારૂની ઇચ્છા, નિર્લજ્જ, અતિશૂર, ક્રોધી તથા પવિત્રતાનો નિંદક, રાત્રે ભટકનાર થાય છે **પિશાચ ગ્રહ જુષ્ટ** નગ્ન ફરનાર, કૃશ, કર્કશ, લવારો કરે, વાસયુકત, અપવિત્ર, ખૂબ ખાય, રોયા કરે, ભટકયા કરે, નિર્જન સ્થળે ભમે

**ग्रह जुष्टनां असाध्य लक्षण :-**

નેત્રો ફાટે, ઉતાવળે ચાલે, ફીણ ચાટી જાય, ખૂબ ઘેની, ધ્રૂજે,

પડ્યા આખડ્યા કરે, પર્વત–વૃક્ષ કે ગજ પરથી પડવાથી કે ઉન્માદ થયા પછી ૧૩મે વર્ષે ગ્રહ વળગે તો અસાધ્ય જાણવો.

**સમય :-**

દેવગ્રહ પૂનમે, અસુર સવારે તથા સાંજે, ગંધર્વો પ્રાયઃ આઠમે, યક્ષો પડવાને દિવસે, પિતૃગ્રહો અમાસે, સર્પગ્રહ પાંચમે, રાક્ષસો રાતે, પિશાચ ગ્રહો ચૌદશે માનવીના શરીરમાં પ્રવેશે છે.

**નોંધ :**– સુશ્રુત કહે છે કે જેમ દર્પણમાં અમુક ચીજનુ પ્રતિબિંબ, પ્રાણીઓમાં શીત અને ઉષ્ણ, સૂર્યકાંતમણિમાં રવિનાં કિરણ અને શરીરમાં જીવ પ્રવેશે, પણ આપણે દેખતા નથી, તેમ ગ્રહો પ્રવેશે છે અને એ ગ્રહો શરીરમાં પ્રવેશી અસહ્ય પીડા ઉત્પન્ન કરે છે

વળી બીજો મત એવો છે કે તપ, દાન, વ્રત, ધર્મ, નિયમ, સત્યાદિક પોતાના પ્રભાવથી આઠે ગ્રહોમાં રહ્યા છે. ગ્રહો મનુષ્ય સાથે રહેતા નથી તેમ પેસતા પણ નથી. પેસે છે એમ માનનાર ભ્રમમાં છે. લોહી, ચરબી, માસ ખાનાર, અતિશય ભયાનક, રાત્રે ફરનાર, કરોડો, અબજો, કે પદ્મની સંખ્યામાં ગ્રહોના સેવકો પ્રવેશે છે.

## ચિકિત્સા

**વાતિક** ઉન્માદમાં પહેલાં સ્નેહપાન, **પૈતિક**માં પહેલાં વિરેચન અને **કફજ**માં વમન કરાવવુ ત્યારબાદ બસ્તિ આપવી, અપસ્મારમાં આગળ ઉપર નિર્દિષ્ટ ચિકિત્સા બધી ઉન્માદમાં પણ કરવી.

આ યોગમાં શોધન સસ્નેહ સહિત અને મૃદુ હોય કે જેથી વાત પ્રકોપ ન થાય શોધન કર્યા બાદ પેયા–વિલેપી રૂપે અન્ન સેવનનો ક્રમ ચાલુ રાખવો બસ્તિઓમાં આસ્થાપન અને અનુવાસન બસ્તિઓ અપાવી.

શોધન બાદ પણ રોગીનો આચાર અપવિત્ર હોય તો 'તીક્ષ્ણ

નસ્ય, અંજન, માર, મન, બુદ્ધિ અને શરીરને ઉદ્વિગ્ન કરનાર કાર્ય કરવા હિતકારી છે. જે ઉન્માદ રોગી નમ્રતાથી વશ થાય તેને દૃઢ અને કષ્ટ ન આપે, વ્રણ ન કરે એવા વસ્ત્રથી બાંધી અંધારા ઓરડામાં પૂરી દેવો. ભય, વિસ્મય, ધમકી, દાન, હર્ષોત્પાદન આદિ ક્રિયાઓ વડે વિસ્મૃત ( વિમૂઢ ) મન પુનઃ પ્રકૃતિમાં આવી જાય છે.

પ્રદેહ, ઉત્સાદન, અભ્યંગ, ધૂમ, ઘૃતપાન આદિ વસ્તુઓ મન, બુદ્ધિ, સ્મૃતિ અને સંજ્ઞાઓને જાગૃત કરે છે આગન્તુક રતિકામનાથી ઉત્પન્ન ઉન્માદમાં ઘૃતપાન, ભેષજવિધિ, ઔષધિ, મણિ, બલિ, મંત્ર વિધિઓ કરવી.

જલ, અગ્નિ, વૃક્ષ, પર્વતાદિક પ્રદેશોથી–વિષમ સ્થળોએથી એમની રક્ષા કરવી એ બધા સદ્ય. પ્રાણહર છે.

બ્રાહ્મી સ્વરસ તો ૪, કુષ્ઠ ચૂર્ણ માસા ૨, મધ માસા ૮ બધાંને મેળવી પીવા આપવું. એ જ રીતે બ્રાહ્મીને બદલે કુષ્માંડ ( કહોળા )નાં બીજનું ચૂર્ણ, શંખપુષ્પીનો રસ કે વજનું ચૂર્ણ લઈ શકાય.

સિદ્ધાર્થક ઘૃત સારો લાભ કરે છે. બ્રાહ્મી ઘૃત પણ ઉત્તમ છે બ્રાહ્મીવટી પણ ઉત્કૃષ્ટ ઉપાય છે સારસ્વત ચૂર્ણ ૦। તોલો સવાર સાંજ આપવુ બ્રાહ્મીવટી ૨–૨ રતી સવાર સાંજ આપવી સારસ્વતારિષ્ટ ઉત્તમ છે શંખપુષ્પી શરબત આપવુ કલ્યાણક ઘૃતનો પ્રયોગ પ્રશસ્ત છે. મહા પૈશાચિક ઘૃત, લશુનાદ્ય ઘૃત, પુરાતન ઘૃત, જેવા પ્રયોગો ચરકમાં વર્ણવ્યા છે તે પ્રશસ્ત છે બાળકોમાં અંગોનો વિકાસ ન થાય, બુદ્ધિનો વિકાસ ન થાય ત્યારે મહા પૈશાચિક ઘૃતનો પ્રયોગ બહુ ઉત્તમ છે.

ઇંદ્રિયો તથા તેમના વિષયમાં નિર્મળતા, બુદ્ધિ, આત્મા અને મનની પ્રસન્નતા, વાતાદિ ધાતુઓ સમ્યક્ સ્થિતિમાં આવવું એ ઉન્માદમુક્ત રોગીનાં લક્ષણો છે.

પૂજા, બલિ, કર્મ, ઉપહાર, મંત્ર, અંજન, શાંતિ, યજ્ઞ, હોમ, જપ, મંગલ, વેદોક્ત નિયમ, પ્રાયશ્ચિત્ત આદિ કરવાં જોઈએ. ઉન્માદ અને અપસ્મારમાં હેતુ અને દૂષ્યની સામ્યતા છે. તેથી અપસ્માર અને ઉન્માદમાં વપરાતા યોગો હવે પછીના અપસ્માર અધ્યાયને અંતે આપ્યા છે. ગ્રહ જુષ્ટ ઉન્માદમાં અંજનાદિક તીક્ષ્ણ પ્રયોગો બુદ્ધિમાન વૈદ્યે ન કરવા. માટે ઘૃતાદિક કોમળ પ્રયોગો કરવા

*

# અધ્યાય : ૨૮

# અપસ્માર

## अपस्मार

**रोगपरिचय :-**

ચરક આ રોગની ઉત્પત્તિમાં દક્ષયજ્ઞનો ધ્વંસ થયા બાદ નાસભાગ થઈ તેમાં ભય, ત્રાસ અને શોકથી ઉન્માદ અને વિવિધભૂત તથા અશુદ્ધ વસ્તુઓના સ્પર્શથી અપસ્મારો થયા એમ કહે છે. (ચ. નિ. અ. ૮-૧૩). આ રોગને વાઈ કહેવાય છે. વેગ વિધારણ અને મલિન આહાર વિહારથી મુખ્યત્વે થાય છે. વસ્તુતઃ વાતરોગમાં આનો સમાવેશ થવો ઘટે. આપણે ત્યાં સ્ત્રીઓને હિસ્ટીરિયા થાય છે તેને યોષાપસ્માર થાય છે એમ જ કહીએ છીએ તે ખોટું છે હિસ્ટીરિયા આધુનિક રોગ વિજ્ઞાન પ્રમાણે સ્ત્રી-પુરુષ **બંનેને** થાય છે વળી અપસ્માર તો આધુનિકો જે એપીલેપ્સી કહે છે તે છે એપીલેપ્સી અને હિસ્ટીરિયા બે જુદા છે.

**निदान :-**

ચિંતા તથા શોકાદિ કારણોથી પ્રકુપિત દોષો હૃદયના સ્રોતસમાં રહી સ્મરણશક્તિનો નાશ કરે છે અને અપસ્મારને ઉત્પન્ન કરે છે.

**प्रकार :-**

વાતિક, પૈત્તિક, કફજ અને સન્નિપાતજ ચાર પ્રકારે થાય છે.

**पूर्वरूप :-**

એ થવાનો હોય ત્યારે હૃદયમાં કંપ, જડતા, પ્રસ્વેદ, ચિંતા, મૂર્છા, મૂઢતા, નિદ્રાનાશ થાય છે.

**सामान्य लक्षण :-**

એવુ લાગે કે અંધકારમાં રોગી પ્રવેશી રહ્યો છે. નેત્ર વિકૃત થાય, હાથ પગ અહીંતહીં ફેંકે, દોષ પ્રકોપથી સ્મરણશક્તિનો નાશ થાય, એને અપસ્માર કહે છે.

**वातज अपस्मार :-**

ધ્રુજારી, દાંત કચકચે, ફીણ આવે, શ્વાસ ચઢે તથા લાલ અને કાળા રંગનો આકાર થાય

**पित्तज अपस्मार :-**

બધું પીળુ અને લાલ દેખાય, તરસ લાગે, અંગ તપે, અગ્નિ જ્વાળાથી સંસાર વીંટાયલો લાગે, ફીણ, અંગ, મો, નેત્ર પીળાં થાય છે.

**कफज अपस्मार :-**

સફેદ ફીણનુ વમન, અંગ શીતળ, રોમાંચ, ગુરુતા બહુ વિલંબે ચૈતન્ય લાવે અને શરીર નેત્ર સફેદ પડે તથા બધુ સફેદ લાગે.

**सन्निपातज अपस्मार :-**

એ સાધ્ય નથી. ત્રણે દોષના મિશ્ર લક્ષણ થાય છે. એક દોષજ પણ બહુ જૂનો સાધ્ય નથી

**अरिष्ट लक्षण :-**

જેનાં અંગો બહુ જ ધ્રૂજે, ક્ષીણતા આવે, ભ્રમરો ચકળવિકળ થાય, નેત્રો કરડાય અને એવાં ચિહ્નોથી યુક્ત રોગીનુ મૃત્યુ થાય છે

**कोपकाळ :-**

પ્રકુપિત પિત્તજન્ય અપસ્માર પંદર દિવસે, વાતિક અપસ્માર બાર દિવસે, કફજ અપસ્માર મહિને આવે છે અને ઉપર દર્શાવેલા સમય વચ્ચે ક્યારેક હલકા વેગ આવી જાય છે. જેમ ચોમાસામાં

વાવેલ કેટલાંક બીજ શરદ ઋતુમાં ઊગે છે તેમ આ વેગોનો પણ સમય હોય છે.

## चिकित्सा

વાતિક અપસ્મારમાં બસ્તિઓ, પૈત્તિકમાં વિરેચન અને કફજમાં વમન આપવું. બૃહત્પંચગવ્ય ઘૃત, મહાચૈતસ ઘૃત, વાતકુલાંતકરસ, ભૂતભૈરવરસ, બ્રાહ્મીવટી, સારસ્વત ચૂર્ણ–અરિષ્ટાદિ હિતકર છે.

પથ્યરૂપે નસ્ય, શિરાવ્યધ, દાન, ત્રાસ, બંધન, ભય, તાડન, હર્ષ, ધૂમ્રપાન, વિસ્મય, ધીધૈર્યાત્માદિ વિજ્ઞાન, સ્નાન, અભ્યંગ, રાતા ચોખા, મગ, પરવળ, આમળાં, દ્રાક્ષ, હરડે, હવન, ધૂપ ઇત્યાદિ છે.

**અપથ્યરૂપે** ચિંતા, શોક, ભય, ક્રોધ, અપવિત્ર ભોજન, મદ્ય, માંસ. તીક્ષ્ણ, ઉષ્ણ, ભારે ભોજન, અતિ મૈથુન, દેવની પૂજાનુ ઉલ્લંઘન, પત્રશાક, તૃષા, વધુ નિદ્રા, ક્ષુધાના વેગોનો અવરોધ આ બધાનો ત્યાગ કરવો.

રસસિંદૂર ને શંખાવળી, વજ, બ્રાહ્મી, કુષ્ઠના ચૂર્ણ કે કવાથ સાથે આપવો સુવર્ણભસ્મ અને રૌપ્યભસ્મ આ રોગમાં પરમ હિતકારક છે. લસણતેલ દૂધમાં, શતાવરી સાથે કે બ્રાહ્મીના રસ સાથે આપવું

કલ્યાણકચૂર્ણ આ રોગમાં પેટના દોષ સુધારે છે.

ગૂગળ જેવાં ઔષધોથી ધૂપન અને પ્રલેપન લાભકર બને છે. શ્વાન, ગીધ, બિલાડી, સિંહ, પિંગલ વર્ણની કપિલા ગાયનું મૂત્ર નસ્ય માટે ઉત્તમ છે.

## अतत्त्वाभिनिवेश

જે દરરોજ મલિન, અપથ્ય અન્ન ખાય, વેગોને રોકે, ગરમ, ચીકણા, રૂક્ષ, શીત પદાર્થો બહુ લે, તેવા પુરુષમાં પ્રકુપિત શારીરિક

વાતાદિ દોષ હૃદયમાં જઈ મનોવહ, બુદ્ધિવહ, શિરાઓ દૂષિત કરી દે છે

રજ અને તમ રૂપી મનોદોષો બહુ વધી જવાથી, મન અને બુદ્ધિ આવરણ પામે છે, હૃદય વ્યાકુળ બને છે, મૂર્ચ્છા આવી જાય છે, ચેતના ઓછી થાય છે, નિત્ય, અનિત્ય, હિત અહિતમાં વિપરીત બુદ્ધિ થાય છે. સારવાર વિવેક રહેતો નથી. આને અતત્ત્વાભિનિવેશ કહે છે

## चिकित्सा

એમાં પહેલાં સ્નેહન, સ્વેદન કરાવી વમનાદિક ક્રિયાઓથી શોધન કરવું. પછી અગ્નિવર્ધક, મેધાવર્ધક, પવિત્ર અન્નપાન આપવાં.

શંખપુષ્પી કે બ્રાહ્મીના ઘૃત, શરબત કે ચૂર્ણ કલ્પો ઉત્તમ છે. મનને અનુકૂળ આપ્ત, ધર્મ, હિતની વાતો કરનાર મિત્રવર્ગે વિજ્ઞાન, ધૈર્ય, સ્મૃતિ અને નિયમન દર્શાવનાર વાતો કરવી. તલના તેલ સાથે લસણ, શતાવરીથી દૂધ, બ્રાહ્મી સ્વરસ યા વજના ચૂર્ણનો દૂધ સાથે પ્રયોગ કરવો.

## उन्माद अने अपस्मारमां व्यवहृत प्रयोगो

**ब्राह्मीघृत :–**

લીલી બ્રાહ્મીનો રસ શેર ૨, વજ, કુષ્ઠ, શતાવરી, શંખપુષ્પી, જેઠીમધ, દ્રાક્ષ, વિદારીકંદ, કેળકંદ, વાવડિંગ એ ચીજ ૨–૨ તોલા, ત્રિફળા, ત્રિકટુ પ્રત્યેક તો. ૨ બધાંને પાણીમાં વાટી લૂગદી કરવી, એક વાસણમાં ગાયનુ ઘી શેર ૩ લઈ તેમાં ગાયનું દૂધ શેર ૫ નાખી, ચડાવી ધીમે પકાવવું. દૂધ બળી જાય ત્યારે ગાળી લેવું. પ્રમાણ : ૦ાા થી ૧ તોલો દૂધ–સાકર સાથે. ઉત્તમ મેધ્ય છે. સ્મરણશક્તિ વધારે, ઉન્માદ–અપસ્માર મટાડે.

**भूतभैरवरस :-**

શુદ્ધ પારદ, શુદ્ધ હરતાલ, શુદ્ધ મનશિલ, શુદ્ધ સુરમો, તામ્રભસ્મ, લોહભસ્મ પ્રત્યેક તો. ૧, શુદ્ધ ગંધક તો. ૧૨ બધાંને ખરલમાં ઘૂંટી બાળકના મૂત્રની ભાવના આપી, સૂકવી, લોઢાની કડાઈમાં જરાક તાપથી શેકી, ઘૂંટી બાટલીમાં ભરવું. માત્રા . ૨ રતી, ગાયના ઘીમાં ચાટી ઉપર ત્રિકટુનો ક્વાથ કરી, ઘી તથા હિંગ નાખી પાવો ઉપયોગ : મગજના રોગોમા લાભકર છે.

**अमरसुंदरीवटी :-**

ત્રિકટુ, ત્રિફળા, પીપરીમૂળ, રેણુકબીજ, ચિત્રક, લોહભસ્મ, ચાતુર્જાત, શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, શુદ્ધ વચ્છનાગ, વાવડિંગ, મોથ, અક્કલકરો સરખે વજને લઈ બરોબર ઘૂટી લેવું પછી દવાનુ વજન થાય તેથી બમણો ગોળ લઈ તેમાં ઘૂંટી ગોળી વાળવા જેવુ થાય ત્યારે ૨–૨ રતીની ગોળી કરવી ૨ ગોળી પાણી સાથે દર ૩ કલાકે. અપસ્માર તથા ઉન્માદમાં વાયુને શાંત કરે છે.

**सारस्वतचूर्ण :-**

કુષ્ઠ, આસગંધ, સિંધવ, અજમો, જીરું, શાહજીરુ, સૂંઠ, મરી, પીપર, કાળીપાટ, શંખાવળી પ્રત્યેક તો. ૧, વજ તો ૧૧ લઈ વાટી ચૂર્ણ કરી તેને બ્રાહ્મીના રસની કે કવાથની ૩ ભાવના આપી સૂકવી લેવું. પ્રમાણ . ૦| તોલો દૂધ સાથે, સવાર સાંજ બે વાર

**सारस्वतारिष्ट :**

બ્રાહ્મી તો. ૮૦, શતાવરી, વિદારીકંદ, હરડેછાલ, વાળો, આદુ, વરિયાળી પ્રત્યેક તો. ૨૦, પાણી તો ૨૦૦૦, મધ તો. ૧૦૦, સાકર તો. ૧૦૦, ધાવડીનાં ફૂલ તો. ૨૦, રેણુકબીજ, પીપર, વજ, આસગંધ, ગળો, વાવડિંગ, નસોતર, લવંગ, કુઠ, બહેડાં, એલચી, તજ પ્રત્યેક તો.

૧ એનું ચૂર્ણ જુદું રાખવું. પહેલાં સાત ઔષધો અધકચરાં કરી તેમાં પાણી નાખી ક્વાથ કરી ચોથો ભાગ બાકી રહે ઉતારી ગાળી તેમાં મધ તથા સાકર મેળવી પાછળની તેર દવાનુ ચૂર્ણ નાખી, બરણીમાં ભરી મોઢુ બરાબર બંધ કરી બે માસ રાખી મૂકવુ, બાદમાં ગાળી ઉપયોગ કરવો. માત્રા : ૧। તોલો તેટલા જ પાણી સાથે. જમ્યા બાદ બે વાર, ઉન્માદ, અપસ્માર આદિ માનસિક રોગોમાં લાભકર.



# અધ્યાય : ૨૯

# પ્રમેહ

## प्रमेह

तत्राविलप्रभूतमूत्रलक्षणाः सर्व एव प्रमेहाः ।

**रोगपरिचय :-**

આ રોગમાં મૂત્ર વિસર્જન વધુ પ્રમાણમા અને મેલા રગનુ થાય છે. આયુર્વેદની મૂળ સંહિતાઓમાં રોગના પ્રકારની સખ્યા તો ૨૦ છે પરતુ નામોમાં અંતર ઘણો મોટો છે સુશ્રુતે **લવણમેહ** અને **ફેનમેહ** વધુમા આપ્યા છે. જ્યારે એમણે શીતમેહ અને લાલામેહની ગણના જ નથી કરી. વાતજન્ય મેહમાં **મજ્જામેહ**ને બદલે **સર્પિમેહ** નામ આપ્યુ છે. પિત્તજન્યમાં કાલમેહની ગણુના ન કરતાં **અમ્લમેહ** જણાવેલ છે. ચરકમાં કફજન્ય પ્રમેહમાં ઇક્ષુવાલિકા, સાન્દ્રપ્રાસાદ, શુકલમેહ અને આલાલમેહ એવાં નામ મળે છે. વાગ્ભટે વાતજમાં ક્ષૌદ્રને બદલે **મધુમેહ** નામ આપ્યું છે. શારંગધર પણ ક્ષૌદ્રને બદલે મધુમેહ ગણાવે છે

**निदान :-**

વ્યાયામા વગરનું આળસુ જીવન ગાળવાથી, દિવસે ઊંઘવાથી, દહી ખૂબ ખાવાથી, ગ્રામચર તથા જળચર જીવોના માસ રસોથી, અનુપ પ્રદેશના હંસાદિ પ્રાણીઓના માંસ રસથી, દૂધ, નવુ ધાન્ય, નવું શાક, ગોળ, ખાંડ તથા સંપૂર્ણ કફકારક ખોરાક પ્રમેહનાં કારણ રૂપ બને છે.

**संप्राप्ति :-**

દોષાનુસાર સપ્રાપ્તિનો વિચાર કરવામાં આવ્યો છે. **કફ** બસ્તિમાં જઈ મેદ, માસ અને ક્લેદને દૂષિત કરી પ્રમેહ કરે છે.

ઉષ્ણ પદાર્થોના સેવનથી પ્રકુપિત **પિત્ત,** બસ્તિગત મેદાદિને દૂષિત કરી પ્રમેહ કરે છે.

અન્ય દોષો ક્ષીણ થતાં વધેલો **વાયુ** ધાતુઓને બસ્તિ મુખ પર્યંત લાવી વાતજ મેહ ઉત્પન્ન કરે છે.

**साध्यत्व :-**

દોષ દૂષ્યની ચિકિત્સા સામ્ય લઈ કફજમેહ ( ૧૦ પ્રકારના ) સાધ્ય છે. પિત્તજમેહ ( ૬ પ્રકારના ) યાપ્ય છે અને ધાતુવિનાશક ચાર પ્રકારના વાતજમેહ અસાધ્ય છે.

કફ, પિત્ત, વાયુ એ ત્રણ દોષ છે. મેદ, રક્ત, વીર્ય, ક્લેદ, વસા, લસિકા, મજ્જા, રસ અને ઓજ એ દૂષ્ય છે તથા ૨૦ પ્રકારના પ્રમેહનાં કારણભૂત છે.

**पूर्वरूप :-**

દાંતમા ખૂબ મેલ ભરાવો, હાથપગનાં તળિયાંમાં દાહ, શરીર ચીકણું થાય, તરસ અને શ્વાસ થવો એ પૂર્વરૂપો છે.

**सामान्य लक्षण :-**

વધુ તથા મેલો પેશાબ આવવો, એ એનુ સામાન્ય લક્ષણ છે. દોષો અને દૂષ્યોમા પૃથકત્વ ન હોવા છતાં એમના સંયોગની વિશેષતાથી પેશાબના રગ વગેરેમાં ભિન્નતાને લઈ પ્રમેહના ૨૦ પ્રકાર જુદા પાડ્યા છે.

**कफजन्य प्रमेह :-**

**ઉદકમેહ**મા સ્વચ્છ, અધિક, શ્વેત, શીતળા, ગધ વગરનુ પાણી

જેવું તથા કિંચિત આવિલ અને પિચ્છિલ મૂત્ર કરે છે **ઈક્ષુમેહ**માં શેરડીના રસ જેવો અને મીઠો પેશાબ થાય છે **સાંદ્રમેહ**માં વાસી પેશાબ જામે છે. **સુરામેહ**મા દારૂ જેવો ઉપરથી આછો અને નીચે ઘાટો હોય છે. **પિષ્ટમેહ**માં રોમહર્ષ, પેશાબ આટા જેવો, ઘણો ધોળો થાય છે. **શુક્રમેહ**માં વીર્ય જેવો અથવા વીર્યવાળો પેશાબ થાય છે **સિક્તામેહ**માં પેશાબ રેતી જેવી ઝીણી રજકણો દશ્ય બને છે **શીતમેહ**મા પેશાબ ઘણો, અત્યંત ઠંડો અને મધુર હોય છે. **શનૈર્મેહ**માં થોડો થોડો અને ધીરે ધીરે આવે છે. **લાલામેહ**મા લાલતાંતણાવાળો અને તેલિયો પેશાબ આવે છે.

**નોંધ** :–ચરકનો **આલાલમેહ** આને મળતો જ છે જ્યારે ચરકનો **ઈક્ષુવાલિકારસ** ઉપરોક્ત ઇક્ષુમેહને મળતો જ છે.

**पित्तजन्य प्रमेह** :–

**ક્ષારમેહ**મા પેશાબ ક્ષાર જેવો ગંધ, રંગ તથા રસમા હોય છે. **નીલમેહ**માં આસમાની થાય છે **કાલમેહ**માં કાળી શાહી જેવો હોય છે **હારિદ્રામેહ**મા હળદરના રંગનો, તીખો બળતરાવાળો હોય છે, **માંજિષ્ઠમેહ**માં પેશાબ મંજિષ્ઠા જેવો હોય છે **રક્તમેહ**મા પેશાબ, ગંધવાળો, ગરમ, ખારો અને લોહી જેવો થાય છે.

**वातजन्य प्रमेह** :–

**વસામેહ**માં ચરબીયુક્ત કે ચરબી જેવો હોય છે તથા વારવાર થાય છે. **મજ્જામેહ**માં મજ્જા જેવો કે તેથી યુક્ત વારંવાર થાય છે **ક્ષૌદ્રમેહ**મા મીઠો, તૂરો અને રૂક્ષ હોય છે. **હસ્તીમેહ**મા નિરંતર આવ્યા કરતો, અટક્યા વગરનો મદમસ્ત હાથી પેઠે નિરંતર વેગ વગરનો મૂત્રત્યાગ કરે છે.

**उपद्रवो** :–

અજીર્ણ, અરુચિ, ઊલટી, તાવ, ખાસી અને પ્રતિશ્યાય એ કફજ

પ્રમેહના ઉપદ્રવો છે. **પિત્તજ**ના બસ્તિ અને લિંગમાં શૂળ, વૃષણની ચામડીનુ પાંકવું અને ફાટવુ, તાવ, દાહ, તરસ, અમ્લોદ્ગાર, મૂર્ચ્છા, દ્રવમલ પ્રવૃત્તિ, એટલા ઉપદ્રવો છે. **વાતજ**ના ઉદાવર્ત, ગળું તથા હૃદય જકડાવુ, ખાવાની લોલુપતા, શૂળ, નિદ્રાનાશ, શોષ, શ્વાસ અને ઉધરસ એ વાતજ પ્રમેહના ઉપદ્રવો છે.

**असाध्य लक्षणो :–**

જન્મથી પ્રમેહ હોય અને તેમા બીજ દોષ હોય તો અસાધ્ય છે. ઉપર્યુક્ત ઉપદ્રવવાળો, બહુમૂત્ર પ્રવૃત્તિવાળો, ઘર કરી બેઠેલો પ્રમેહ માણસને મારી નાખે છે.

**मधुमेह :–**

સમયસર ચિકિત્સા ન કરવામાં આવે તો બધી જાતના પ્રમેહોમાંથી મધુમેહ થાય છે અને તે અસાધ્ય છે મધુમેહમા પેશાબ મધ જેવો થાય છે. ( ૧ ) ધાતુક્ષયને લીધે વાતપ્રકોપથી ( ૨ ) અન્ય દોષો વડે વાયુ અવરોધ પામવાથી. વળી જે દોષો વડે વાયુ અવરોધ પામ્યો હોય તેનાં ચિહ્નો અણધાર્યાં દેખાય છે અને ઘડીકમાં ક્ષીણ થાય છે અને ઘડીકમા વધે છે. આ રોગમાં મોટે ભાગે મધુર અને મધ જેવો પેશાબ થાય છે. તે કષ્ટસાધ્ય છે.

## प्रमेहपीडिका

પ્રમેહ રોગની દરકાર ન કરવાથી સંધિ, મર્મ તથા માંસલ પ્રદેશમા શરાવિકા, કચ્છપિકા, જાલિની, વિનતા, અલજી, મસૂરિકા, સર્ષપિકા, પુત્રિણી, વિદારિકા અને વિદ્રધિકા નામે દસ પ્રકારની પ્રમેહ પીડિકા થાય છે.

( ૧ ) છેડાઓથી ઊંચી, વચ્ચેથી ઊંડી, કોડિયા જેવી પીડિકા, **શરાવિકા** કહેવાય છે. ( ૨ ) ધોળા સરસવ જેવી અને એના જેટલી

**સર્ષપી** જાણવી. (૩) દાહયુક્ત અને કાચબાની પીઠ જેવી **કચ્છપિકા** જાણવી. (૪) તીવ્ર દાહવાળી અને માંસ તંતુઓથી વીંટળાયેલી **જાલિની** કહેવાય છે (૫) અત્યંત વેદનાવાળી સડેલી, પીઠ કે પેટ પર થનાર, મોટી પીડિકા **વિનતા** કહેવાય છે (૬) નાની નાની ઘણી ફોલ્લીથી ઘેરાયલી મોટી પીડિકા **પુત્રિણી** ગણાય છે. (૭) મસૂરની દાળ જેવી પીડિકા **મસૂરિકા** ગણાય છે. (૮) લાલ, ધોળી, ફોલ્લીઓવાળી પીડિકા ભયંકર અને **અલજી** કહેવાય છે. (૯) વિદારીકંદ જેવી ગોળ અને કઠણ **વિદારિકા** ગણાય છે. (૧૦) વિદ્રધિનાં લક્ષણોવાળી **વિદ્રધિકા** ગણાય છે

**निदान :–**

પ્રમેહ જે દોષ વડે થયો હોય તેની પીડિકાઓ પણ તે દોષથી જ થાય છે. પ્રમેહ સિવાય મેદ દૂષિત હોય તો પણ પીડિકાઓ થાય છે. તેમની ગાંઠો પૂરતી ન બંધાય ત્યાં સુધી તેઓ દેખાતી નથી.

**साध्यत्व :–**

ગુદા, હૃદય, શિર, ખભા, બરડો અને મર્મસ્થાન પર થયેલ ઉપદ્રવયુક્ત અને મર્મસ્થળોએ થયેલ પીડિકાઓ મટતી નથી.

**स्त्रीओ अने प्रमेह :–**

સ્ત્રીઓને દર માસે માસે રજ.સ્રાવ થાય છે એટલે એમને શારીરિક શુદ્ધિ થતી રહે છે એટલે સ્ત્રીઓને પ્રમેહ (પ્રમાણમાં એટલો) થતો નથી.

**पीडिकाना उपद्रवो :–**

તરસ, શ્વાસ, સંકોચ, મોહ, હિક્કા, મદ, જ્વર, વિસર્પ અને મર્મસ્થળોનું અવરુદ્ધ થવું એ પીડિકાના ઉપદ્રવો છે.

## ચિકિત્સા

પ્રમેહ રુગ્ણોમાં સ્થૂલ અને કૃશ બે પ્રકાર હોય છે. કૃશ રોગીઓની બૃંહણ અર્થાત્ બળ માંસ વધારનાર, ચિકિત્સા કરવી. જ્યારે પ્રવૃદ્ધ દોષોવાળાની વમન વિરેચન દ્વારા સંશોધન ચિકિત્સા કરવી સશોધન બાદ સંતર્પણ ચિકિત્સા કરવી જે દુર્બળ રોગીઓમા સંશોધન શક્ય નથી ત્યાં એ રોગીઓને સશમન ચિકિત્સા કરવી.

પ્રમેહમાં વિષ્કિર (તીતર આદિ) અને પ્રતુદ (કબૂતર આદિ) પક્ષીઓનાં માંસથી યથાવિધિ સાધિત રસ, ચૂર્ણ, અવલેહ તથા મગ, મસૂર, લઘુ અન્ન, શ્રમ, જૂના ઘઉ, ચોખા, કળથી, જવ, મધ, તિક્ત શાક અને જાગલ માંસ, રૂક્ષ ઉદ્વર્તન, વ્યાયામ, રાત્રિ જાગરણ અને જે કંઈ પણ કફ પિત્ત નાશક હોય તે પથ્યરૂપે છે

આંબળાના રસમાં મધ (૧) અથવા ત્રિફળા દેવદાર અને નાગરમાથનો ક્વાથ (૨) અથવા ત્રિફળા, દેવદાર અને દારુહળદર (૩) અથવા ત્રિફળા, લોહ, શિલાજિત અને હરડેના ચૂર્ણને મધ સાથે ચટાડવાથી (૪) આ ચાર જુદા જુદા પ્રયોગો સામાન્યતઃ પ્રમેહમાં હિતકર છે.

ગળોસત્ત્વમા મધ મેળવી ચાટવાથી પ્રમેહમા લાભ થાય છે.

ફલત્રિકાદિ ક્વાથ જેમાં હરડે, બહેડાં, આમળા, દારુહળદર, ઈંદ્રાયણના મૂળ, નાગમોથ મળી ૨ તોલા, પાકાર્થ જલ ૩૨ તોલા, શેષ તોલા ૮ એમા હળદર તથા મધનો પ્રક્ષેપ નાખી આપવાથી પ્રમેહ રોગમા હિતકારક છે

શતાવરીને મધ સાથે લેવાથી શુક્રમેહમાં ઉત્તમ લાભ કરે છે. કાચા દૂધમા સમપ્રમાણમા જલ મેળવી પ્રાતઃકાળે પિવડાવવાથી પ્રમેહમા લાભ થાય છે. કેસૂડા (ખાખરા)નાં ફૂલ તો. ૧, ખાંડ તો. ૦ાા મેળવી ઠંડા પાણી સાથે લેવાથી ઉત્તમ લાભ કરે છે.

દશ કફજ પ્રમેહમાં આ યોગો નીચે પ્રમાણે અનુક્રમે છે.

( ૧ ) હરડે, કાયફળ, નાગરમોથ, લોધર ( ૨ ) પાઠા, અર્જુન, વાવડિંગ, જવાસો. ( ૩ ) હળદર, દારુહળદર, તગર, વાવડિંગ. ( ૪ ) કદંબછાલ, સાલ, વૃક્ષની છાલ, અર્જુન, અજમો. ( ૫ ) ખદિર, દારુહળદર, વાવડિંગ અને ધાવડીફૂલ ( ૬ ) દેવદાર, કુષ્ઠ, અગર અને ચંદન ક્વાથ. ( ૭ ) દારુહળદર, અરણી, હરડે, બહેડાં, આંબળાં, વજ. ( ૮ ) મૂર્વા, ગોખરુ અને પરિપાઠ. ( ૯ ) વજ, ખસ, હરડે, ગળો. ( ૧૦ ) અરડૂસી, હરડે, ચિત્રક, સપ્તવર્ણ આ દશ યોગો ભિન્ન ક્વાથના છે. સમભાગે દ્રવ્યો લઈ જાડાં કૂટી લેવાં તેમાં સોળગણું પાણી નાખી ઉકાળી ચતુર્થાંશ શેષ રહે ગાળી મધ નાખી આપવો.

હવે પિત્તપ્રમેહ શામક પ્રયોગો કહેલ છે: ( ૧ ) ખસ, લોધર, અર્જુન અને ચંદન ( ૨ ) ખસ, નાગરમોથ, હરડે, આમળાં ( ૩ ) પરવળ, લીમડાની છાલ, આમળાં, ગળો. ( ૪ ) લોધર, આમ્રવૃક્ષની છાલ, દારુહળદર, ધાવડીનાં ફૂલનો ક્વાથ. ( ૫ ) સૂંઠ, અર્જુન, એલચી, અતિવિષ, કમળનો ક્વાથ ( ૬ ) સરસડો, ધાણા, અર્જુન, નાગકેસર. ( ૭ ) ધાવડીનાં ફૂલ, કમળ, નીલકમલ તથા કિંશુક. ( ૮ ) દારુહળદર, કમળ તથા નાગરમોથ આ બધા પૃથક્ પૃથક્ ક્વાથના પિત્તપ્રમેહહર પ્રયોગો છે.

ઉપરોક્ત કફજ પ્રમેહઘ્ન અને પિત્તજ પ્રમેહઘ્ન ક્વાથથી સિદ્ધ ઘૃતો પણ બને પ્રકારના પ્રમેહોમા લાભકર છે.

**પ્રમેહપીડિકાઓ**માં સૌ પ્રથમ રક્તમોક્ષણ કરાવવું જો પીડિકા પાકી ગઈ હોય તો શસ્ત્રકર્મથી પાટન કરવુ. રોગીને વનસ્પતિના ક્વાથ આપવા. બકરીનુ મૂત્ર તીક્ષ્ણ ઔષધથી પીડિકાને શોધન કરવું તથા વ્રણ રોપક ઔષધોથી સિદ્ધ તેલ દ્વારા વ્રણરોપણ કરવું શાલસારાદિગણનાં ઔષધોના ક્વાથ વડે સેવન તથા ચણા જેવા પદાર્થો ભોજનમાં આપવાં.

સર્વે પ્રમેહોમાં શિલાજિત પ્રશસ્ત ઔષધ છે. તે મહા વ્યાધિ વિનાશક છે તે તિક્ત, કટુ તથા કષાયાનુરસ, સારક, કટુપાકી, ઉષ્ણવીર્ય શોષક, છેદક છે કાળા રંગનો, સ્નિગ્ધ, શર્કરા વગરનો ગોમૂત્ર, સમાન ગંધવાળો શિલાજિત શ્રેષ્ઠ છે. શુક્રમેહ માટે તો શિલાજિત સચોટ છે. મધુમેહના રોગી માટે તે જીવન છે. એનું **સતત** લાંબો કાળ ધીરજ રાખી સેવન કરવુ. ભલ્લાતકની જેમ શિલાજિત પણ પરેજી માગે છે.

યશદભસ્મ શુક્રમેહમાં હિતકર છે બંગેશ્વરરસ પણ પ્રશસ્ત છે. જાંબવાસવ પ્રમેહરોગમાં મધુમેહ માટે ખાસ ઉત્તમ છે. મધુમેહના રુગ્ણને વસંતકુસુમાકર ( બૃહત ) ૧ રતી સવારે ૧ રતી સાંજે આપવી.

તે ઉપરાંત **શિલાજત્વાદિ વટી** ૨ થી ૪ રતી ૨ વાર આપવી લાભકર છે.

મૂત્રશુદ્ધિ માટે, ( આવિલતા દૂર કરવા ) ન્યગ્રોદાદ્ય ચૂર્ણ ઉત્તમ ફળપ્રદ છે તે મધ સાથે ચટાડી ઉપર ત્રિફળાનો કવાથ આપવો. એમા વડ, પીપળો, આમ્ર, જાબુ, અર્જુન, ધાવડી ફૂલ, જેઠીમધ, લીમડો, પરવળ, દંતીમૂળ, ચિત્રક, કરંજ, ત્રિફળા, ઇન્દ્રજવ જેવાં ઔષધો પ્રમુખ છે તે ન્યગ્રોધાદિ ગણનો પાઠ છે

પિત્તજ પ્રમેહોમા ગળોનો રસ, ચૂર્ણ, ક્વાથ, ઘન કે સત્ત્વ સાથે ગોક્ષુરાદિવટી પ્રત્યક્ષ ફલપ્રદ બને છે.

ચંદ્રપ્રભાવટી મધુમેહ, શુક્રમેહ, પિત્તજમેહ અને પ્રાયઃ અન્ય મેહોમાં પણ લાભકર બને છે. તે ધાતુઓની શુદ્ધિ કરે છે અને દોષોનુ શમન કરે છે. એને એક ઉત્તમ પ્રમેહ હર યોગ કહી શકાય.

પ્રમેહના રોગીને વ્યાયામ લાભકર બને છે. રોગીએ દરરોજ પગરખાં પહેર્યા વગર, છત્રી લીધા વગર, ખૂબ ચાલવું જોઈએ. ચંક્રમણ ( ફરવા જવું ) વ્યાયામ રૂપે પરમહિતકર છે.

વસામેહમાં અરણી છાલનો ક્વાથ લાભકર છે ખદિર, સોપારી અને વિટ્ખદિર એનો ક્વાથ ક્ષૌદ્રમેહમાં આપવો દ્રાક્ષ, જેઠીમધ તથા લાલ ચંદનથી સિદ્ધ શીતલ ક્વાથને દૂધ સાથે સેવન કરવા આપવુ

સુવર્ણમાક્ષિકભસ્મ પણ પ્રમેહમાં પ્રશસ્ત છે.

એલચી, શિલાજિત, પીપર, પાષાણભેદ આ ચારેયના ચૂર્ણનો તંદુલોદક સાથે પીવાથી પ્રમેહમાં લાભ કરે છે. આ એલાદિચૂર્ણ નામે પ્રશસ્ત છે

ચંદનાસવ. સારિવાદ્યરિષ્ટ, ચંદનાદિવટી એ પ્રયોગો ખાસ કરી પિત્તજ મેહોમાં પુષ્કળ દાહ હોય ત્યાં હિતકારક છે.

રક્તજમેહમાં ચંદ્રકલારસ વધુ લાભ કરે છે તે ઉપરાત ચંદ્રકલારસ અન્ય પ્રમેહોમાં પણ ઉત્તમ છે. બૃહદ્ બંગેશ્વર પણ પ્રશસ્ત છે. સુવર્ણબંગ શુક્રમેહમાં ખાસ હિતકારક છે.

**પથ્યાપથ્ય :–**

પથ્ય : દિવસે જૂના ચોખાનો ભાત, મસૂર, મગની દાળ, ચણા, પરવળ, ગુલર, કેળાંનાં ફૂલ, કાચાં કેળાં, માખણ, કાગદી લીંબુ, સાકર, શીરો ( હલવો ), શેરડી, પાકેલાં મીઠાં ફળો, શિંગોડા વગેરે પૌષ્ટિક પદાર્થો લાભકારક છે. રાત્રીના સમયે ભોજનની રુચિ પ્રમાણે સાબુદાણ ની કાંજી, રોટલી, પૂરી અને દૂધ.

ગરમ કે ઠંડું માફક હોય તેવા પાણીથી સ્નાન કરવું, અને દરરોજ અથવા બીજે દહાડે કરી શકાય, બહુ હવા ન લાગે તેવી જગા પર સ્નાન કરવું અને તરત સૂકાં કપડાં પહેરી લેવાં. સવારના સૂર્યોદય પહેલાં શૌચ કાર્યથી નિવૃત્ત થઈ થોડી અથવા રુચિ પ્રમાણે કસરત કરવી. ગાયનું કાચું દૂધ પાણી મેળવીને પીવાથી કોઈ કોઈ પ્રમેહમાં લાભ થાય છે.

અપથ્ય : વધારે મીઠા પદાર્થો, માછલી, માંસ, ગોળ, નાળિયેર,

મરચાં, કાંદા ( ડુંગળી ), લસણ, દહી, વધારે ધૂમ્રપાન, સ્ત્રીસહવાસ, તડકામાં ફરવું, સગડી તાપવી, ઘોડાની સવારી, ઉજાગરો, વધુ મહેનત એ સર્વ ત્યાગ કરવા યોગ્ય છે.

## प्रमेहरोगमां व्यवहृत प्रयोगो

**बृहत्वंगेश्वररस :–**

શુદ્ધ ગંધક, બંગભસ્મ, સિંદૂર, રૌપ્યભસ્મ, ભીમસેની કપૂર પ્રત્યેક તો. ૧, સુવર્ણ અને મુક્તાભસ્મ પ્રત્યેક તો. ૦। પહેલાં ગંધક અને રસસિંદૂરની કજ્જલી કરી તેમાં અન્ય દ્રવ્યો મેળવી ભાંગરાના રસની ૨૧ ભાવના આપી રતી ભારની ગોળી કરવી. ૧ થી ૨ ગોળી ગાય કે બકરીનાં દૂધ સાથે સવાર–સાંજ આપવી પ્રમેહરોગમાં હિતકારક છે.

**भास्वानरस :–**

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક પ્રત્યેક તો. ૨, તામ્રભસ્મ તો. ૦।, રસસિંદૂર ૦।।, અભ્રક ૧, લોહ ૧।। એ રીતે ભસ્મો લેવી. કડુ, નાગકેસર, એલચી, ચણકબાબ, જીરું, બલદાણા, શતાવરી, મોચરસ, બાવળનો ગુંદર પ્રત્યેક ૨–૨ રતી તોલા લઈ કજ્જલી કરી તેમાં ભસ્મો મેળવી ચૂર્ણ મેળવી બરોબર ઘૂંટી આમળાંના રસની દરરોજ ૧ એવી ૭ ભાવના આપી ૨–૨ રતી ભારની ગોળી કરવી પ્રમાણ : ૨ ગોળી. સવાર–સાંજ. ઉપયોગ : પ્રમેહ, મધુમેહ, શુક્રસ્રાવ, નબળાઈ મટાડી વીર્ય વધારે છે.

**शिलाजत्वादि वटी :–**

સુવર્ણભસ્મ રતી ૩, ત્રિબંગભસ્મ તો ૦।।, શિલાજીત, ગુડમાર બૂટી તથા લીંબડાના પાનનું ચૂર્ણ પ્રત્યેક તો. ૩ બધી ચીજો સાથે મેળવી શિલાજીતમાં ઘૂંટી લેવી પ્રમાણ : ૨ ગોળી પાણી સાથે ૨ વાર મધુમેહ તથા બહુમૂત્રતામાં લાભ કરે.

वसंतकुसुमाकररस ( वृहत )

અભ્રકભસ્મ, મુક્તાપિષ્ટ, પ્રવાલપિષ્ટ પ્રત્યેક તો. ૪, લોહભસ્મ, બંગભસ્મ, નાગભસ્મ પ્રત્યેક તો. ૩, રૌપ્યભસ્મ, કસ્તૂરી અને સુવર્ણભસ્મ પ્રત્યેક તો ૨ બધી ચીજોને બરોબર વાટી ખરલમાં મેળવી તેને ઘૂંટી લેવી, પછી શેરડી, વાસા, હળદર, ચંદન, કદલીકંદ કમળ, શતાવરી, ગોદુગ્ધ એ ચીજોની ભાવના સાત સાત આપવી. પછી કસ્તૂરી મેળવી ઘૂંટી તેની ગોળી કરી લેવી. માત્રા : ૧ થી ૨ ગુંજ મધ કે માખણ સાથે સવાર સાંજ. સર્વે જાતના પ્રમેહ મટાડે છે. બળ અને શુક્ર વધારે છે. મધુમેહમાં વપરાય છે.

चंद्रकळारस :-

શુદ્ધ પારદ, તામ્રભસ્મ, અભ્રકભસ્મ, તો. ૧, શુદ્ધ ગંધક તો. ૨, આ ચાર માત્રા ઘૂંટી લેવી પછી ખડસલિયો, ચંદનનો ભૂકો, વાળો, કડુ, પીપર, સારિવા, ગળોસત્ત્વ એ સાતનું ચૂર્ણ કરવુ. બધાંને સાથે ઘૂંટી દાડમ, સહદેવી, તુલસી, શતાવરી, દુર્વાસ્વરસ બધાંની અકકેક અને છેલ્લે દ્રાક્ષની સાત ભાવના આપી પૂરું કરવું. સૂકવીને બાટલીમાં ભરવું અથવા ગોળી કરવી. પ્રમાણ : ૨ ગોળી, જીરું અને સાકર સાથે અથવા કુષ્માંડ સ્વરસ સાથે. રોગાનુસાર ૨ થી ૩ વાર પ્રમેહ તથા રક્તપિત્ત, રક્તસ્રાવ, રક્તમેહ મટાડે છે. દાહનું શમન કરે છે આ એક ઉત્તમ રોગ છે.

चंद्रप्रभावटी :-

કચૂરો, વજ, મોથ, કરિયાતુ, ગળો, દેવદાર, હળદર, દારુહળદર, અતિવિષ, ચવક, ચિત્રક, ધાણા, વાવડિંગ, હરડે, બહેડાં, આમળા, ગજ, પીપર, સૂંઠ, મરી, પીપર, યવક્ષાર, સાજીખાર, સિંધવ, સંચળ, બીડલવણ, સુવર્ણ માક્ષિકભસ્મ, પીપરીમૂળ પ્રત્યેક તો. ૧, નસોતર, દંતીમૂળ, તજ, તમાલપત્ર, એલચી, વંસલોચન પ્રત્યેક તો. ૪, લોહભસ્મ

તો. ૮, સાકર તો. ૧૬, શિલાજિત તો. ૩૨, ગૂગળ તો. ૩૨ બધાંનું બારીક ચૂર્ણ કરી, ગૂગળનો વિધિસર પાક કરી તેમાં મેળવી ૨–૨ રતીની ગોળી કરી લેવી. પ્રમાણ : ૨ ગોળી પાણી સાથે સવાર સાંજ, ઉપયોગ : પ્રમેહરોગમાં ઉત્તમ છે. તે ઉપરાંત પથરી, અંડવૃદ્ધિ, આફરો, અંત્રવૃદ્ધિ, પાંડુ, અર્શ, પ્રદર, પ્લીહા, ધાતુ તથા રજ : વિકારમાં વપરાય છે. શુક્રમેહ મટાડે છે

*

# અધ્યાય : ૩૦

# મેદ

## મેદ

**निदान :-**

શરીરને વ્યાયામ આદિ શ્રમ ન આપવાથી, દિવસે ઊંઘવાથી, કફોત્પાદક મધુર ખોરાક ખાવાથી અન્નરસ, સ્નિગ્ધતાને લઈ મેદ વધારે છે મેદને લઈ સ્રોતોરોધ થાય છે, જેથી અન્ય ધાતુઓ પુષ્ટ નથી થતી અને મેદ સંચય થતો જાય છે. તેને લીધે માણસ દરેક કાર્ય કરવામાં અશક્ત બને છે

**उपद्रवो :-**

ક્ષુદ્રશ્વાસ, તૃષા, ખૂબ ઊંઘવું, શ્વાસાવરોધ, ગ્લાનિ, ક્ષુધા, પ્રસ્વેદ, દુર્ગંધ, અશક્તિ મૈથુનમાં અલ્પ શક્તિ ઇત્યાદિ ઉપદ્રવો થાય છે.

**स्वरूप :-**

પ્રાણીનાં અસ્થિ અને ઉદરમા મેદ રહે છે તેથી મોટે ભાગે મેદસ્વી માણસનુ પેટ વધે છે. અવરોધ થતાં વાયુ પેટમાં ખૂબ ફરે છે, તેથી ભૂખ લાગે છે અને ભક્ષિત આહાર શોષાઈ પચી જાય છે અને (ફરી) ભોજનેચ્છા થાય છે. આ રોગમાં ખાસ અગ્નિ અને વાયુ ઉપદ્રવાત્મક છે અને વનમાં દવ જેમ બળે તેમ તે બન્ને મેદવાળાને બાળી નાખે છે.

મેદ અત્યંત વૃદ્ધિ પામે ત્યારે વાતાદિક ભયંકર વિકારો ઉત્પન્ન કરી જીવનનો નાશ પામે છે. મેદ અને માંસ વધવાથી ફૂલા, સ્તન, પેટ

ગમે તેમ વધી જાય ( બેડોળ બને ) અને ઉત્સાહનો નાશ થાય તેને આપણે **અતિ સ્થૂલ** કહીશું

સ્થૂલ માણસોને કુષ્ઠ, વિસર્પ, ભગંદર, જ્વર, અતિસાર, પ્રમેહ, અર્શ, શ્લીપદ, અપચી, કમળો, દુર્ગન્ધ અને પ્રસ્વેદને લઈ નાના નાના કૃમિઓ થાય છે જે દુસ્તર હોય છે.

## ચિકિત્સા

શ્રમ, ચિંતા, વ્યાયામ, ભ્રમણ, મધનુ સેવન અને રાત્રિ જાગરણ કરવાથી તથા જવ અને એવાં ધાન્ય લેવાથી અતિસ્થૌલ્ય રોગ દૂર થાય છે

સ્થૌલ્ય નિવારણ માટે પોતાની નિદ્રાનો સમય ધીમે ધીમે ઘટાડી દેવો અને મૈથુન, વ્યાયામ તથા ચિંતન ( મૂળ શબ્દ ચિંતા ) ક્રમશઃ વધારવાં

પ્રાતઃકાળે મધનું પાણી દરરોજ પીવુ અને ચોખાનું ધોણ અથવા ચોખાનુ ગરમ મંડ પીવુ એથી માણસ કૃશ થાય છે.

ચવક, સફેદ જીરુ, સૂંઠ, મરી, પીપર, હિંગ, સંચળ અને હરડે સમભાગે ચૂર્ણ કરી લેવુ. ચૂર્ણની માત્રા ૧ માસો આ ચૂર્ણ સ્થૌલ્યનાશક છે.

વાવડિંગ, સૂંઠ, યવક્ષાર, લોહભસ્મ તથા આમળાં સમભાગે લઈ ચૂર્ણ કરી લેવું. ૬ રતી : ૨ થી ૩ વાર મધ સાથે આપવું.

વિડંગાદ્યલોહ ઉત્તમ મેદઘ્ન છે અમૃતાદિ ગૂગળ તથા લોહ રસાયન અને શિલાચંદ્રોદયવટી પ્રશસ્ત પ્રયોગો છે

વાળો, અગર, ચંદન, ખસ આ બધાંના ચૂર્ણનો ( પ્રદેહનો ) લેપ કરવાથી દુર્ગંધ દૂર થાય છે. હાથ કે પગમાંથી જો સ્વેદ વધુ આવે તો પંચતિકત ગૂગળ અથવા પંચતિકત ધૃતનો પ્રયોગ કરવો.

અભિષ્યન્દિત્વને દૂર કરનારું, પાંડુ, પ્લીહા, ગુલ્મ, ઉદર, શોથ, મન્દાગ્નિમા પ્રશસ્ત **લોહારિષ્ટ** મેદ રોગમાં જ્યારે દૌર્બલ્ય વધુ હોય ત્યારે આપવાથી મેદને હણે છે. આમરસ વધુ હોય ત્યારે સાથે **ભૃંગરાજઆસવ** કે **પુનર્નવારિષ્ટ** મેળવીને આપવું હિતકર છે

આમળાંના ચૂર્ણનો લેપ કરી નાહવાથી શરીરની દુર્ગંધ દૂર થઈ પ્રસ્વેદ નાશ પામે છે.

# અધ્યાય : ૩૧

## કુષ્ઠ

### कुष्ठ

कुष्णाति धातुन् इति कुष्ठः। सर्वे कुष्ठा त्रिदोपजा.।

**રાગપરિચય :–**

એ ચામડીના રોગ છે. ખાસ કરી તે કોઈ એક દોપથી ન થતાં દોષબાહુલ્ય વડે થાય છે. ત્રણેય દોષ તથા રકત, લસિકા, ત્વક્ તથા માસ એ ચાર દૂષ્ય મળી સાતનો સંગ્રહ ગણાવ્યો છે. કુષ્ઠના અટાર પ્રકાર છે. તેમાં ૭ મહા અને ૧૧ ક્ષુદ્ર કુષ્ઠ છે, પરંતુ ચરકે તો અપરિસંખ્ય કહીને તેની મર્યાદા તોડી નાખી છે. આયુર્વેદમાં સાત પ્રકારની ચામડી ૧ અવભાસિની, ૨ લોહિતા, ૩ શ્વેતા, ૪ તામ્રા, ૫ વેદિની, ૬ રોહિણી, ૭ માંસધરા એમ ગણાવેલ છે એમા જુદા જુદા પ્રકારના કુષ્ઠરોગ થાય છે

**નિદાન :–**

પરસ્પર વિરોધી, પ્રવાહી, સ્નિગ્ધ અન્નપાનનુ સેવન, ઊલટી તથા અન્ય કુદરતી વેગાવરોધથી, ખૂબ ખાઈને કસરત કરવાથી, તડકામાં રખડવાથી, થાક અને ભયથી, શીતળ જળ ઉતાવળે પીવાથી, અજીર્ણમાં જમવાથી, પંચકર્મોના મિથ્યા યોગથી, નવીન ધાન્ય, દહી, માછલા, અમ્લ, મૂળા, અડદ, મેંદો, તલ, દૂધ, ગોળ ખૂબ ખાવાથી, અન્ન જીર્ણ ન થયુ હોય ત્યારે મૈથુન કરવાથી, દિવસે ઊંઘવાથી, બ્રાહ્મણો અને ગુરુનો તિરસ્કાર કરવાથી, પાપાચરણથી ત્રણેય દોષ બગડી રક્ત, ત્વચા, માસ અને જલતત્ત્વને દૂષિત કરે છે. આમ સાત વસ્તુઓ બગડી કુષ્ઠ ઉત્પન્ન કરે છે.

**નોંધ :–** ઉપર્યુક્ત રોગોત્પાદક કારણો સભાવના દર્શાવે છે દિવાસ્વપ્ન એક કારણ દર્શાવ્યુ છે પણ ગ્રીષ્મ ઋતુમા દિવાસ્વપ્ન પ્રશસ્ત છે. (જુઓ સ્વસ્થવૃત્ત) એટલે આ કારણો ઉત્કટરૂપે, જ્યારે કુષ્ઠ માટેની શરીરમાં ભૂમિકા હોય ત્યારે જ કારગત બને છે. કુષ્ઠ તથા વિસર્પ બન્નેમાં દોષ દૂષ્ય સામ્ય છે પણ કુષ્ઠમાં જૂના અને ગંભીરરૂપમાં હોય છે.

**पूर्वरूप :–**

આ રોગ થવા પૂર્વે ચામડી બહુ સુવાળી યા ખર થાય છે અથવા પરસેવો ખૂબ થાય છે કે બિલકુલ થતો નથી, દાહ, બહેરાશ (સ્પર્શજ્ઞાનનાશ), રંગ પરિવર્તન, રોમહર્ષ, કડુ, વ્રણ, શૂળ, દાહ, સુપ્તાગસ્થિતિ એ પૂર્વરૂપ છે

**प्रकार :–**

મહાકુષ્ઠ (૧) કપાલ, (૨) ઉદુમ્બર, (૩) મડલ, (૪) ઋષ્યજિહ્વ, (૫) પુંડરિક, (૬) સિધ્મ, (૭) કાકણક—આ સાત પ્રકારના મહાકુષ્ઠ છે.

ક્ષુદ્ર કુષ્ઠ :– (૧) એક કુષ્ઠ, (૨) ચર્માખ્ય, (૩) કિટિભ, (૪) વિપાદિકા, (૫) અલસક, (૬) દદ્રુ, (૭) ચર્મદલ, (૮) પામા, (૯) વિસ્ફોટક, (૧૦) શતારુ, (૧૧) વિચર્ચિકા—એ અગિયાર ક્ષુદ્ર કુષ્ઠો છે.

**रोगस्वरूप :–**

(૧) **કપાલ** કાળો અને રાતો રંગ, ઠીકરા જેવું વર્ણ, રૂક્ષ, કઠોર, ખરબચડો, પાતળો, તોડ, વિષમરૂપે ફેલાયલો અને જેની કોર સમાન ન હોય. (૨) **ઉદુમ્બર** ચળ, વેદના, પીડા, રતાશ અને વાળ ભૂરા પીળા થઈ જાય તથા તેનો રંગ ઉમરાના ફળ જેવો થઈ જાય. (૩) **મંડલકુષ્ઠ** સફેદ, લાલ, સ્થિર ઘન, સ્નિગ્ધ, ઉન્નત, મડલાકાર

કષ્ટદાયક અને જેના મંડળો એકબીજામાં મળેલા હોય છે (૪) **ઋષ્યજિહ્વ** રૂક્ષ, રાતી કોર, અંદર શ્યામ, વેદનાયુકત અને ઋષ્ય નામના હરણની જીભ જેવો હોય છે (૫) **પુંડરિક** શ્વેત, રાતી કોર, કમળના પાંદડા જેવો, ઊપસેલો, દાહયુકત હોય છે. (૬) **સિધ્મ** શ્વેત અને તામ્રવર્ણ, પાતળો, મોટે ભાગે છાતી પર થતો, ઘસવાથી રજ ઝરતો, તુબડીનાં ફૂલ જેવો થાય છે (૭) **કાકણક** ચણોઠી (રતી) જેવો લાલ, પાકે નહી, તીવ્ર વેદનાયુક્ત અને ત્રણે દોષોનાં લક્ષણોવાળો તથા તે અસાધ્ય હોય છે.

આ ઉપરના મહાકુષ્ઠો અનુક્રમે વાયુ, પિત્ત અને કફ વડે પ્રત્યેક એક એક, બબ્બે દોષ વડે અકકેક કરી ત્રણ અને ત્રણે દોષથી થયેલ મળી સાત છે. હવે ક્ષુદ્રકુષ્ઠો જોઈએ

(૧) **એક કુષ્ઠ** પસીનો ન આવે, બહુ જ ફેલાયલો હોય અને માછલાંની છાલ જેવી જેમાં છાલ ઊતરે (૨) **ચર્મકુષ્ઠ** એમા ચામડી ઘન અને હાથીની ચામડી જેવી મોટી અને જાડી હોય છે (૩) **કિટિભ** શ્યામ, કઠોર અને રૂક્ષ હોય છે. (૪) **વિપાદિકા** તીવ્ર, વેદનાયુકત અને હાથ પગ ફાટતા હોય તેવી વેદના (૫) **અલસક** ચળ, રતાશ અને લાલિમાયુકત તથા છાલવાળો (૬) **દદ્રુ** ખજવાળ, રતાશ તથા ત્વચા ઉપર ઊપસેલ ફોલ્લાઓયુકત. (૭) **ચર્મદલ** રતાશ, કંડુ, છાલ, વેદનાયુકત તથા વિદીર્ણ થનાર, તેમા સ્પર્શ પણ સહી ન શકાય (૮) **પામા** સફેદ, લાલ, કાળા, રંગની પીડિકાથી યુકત અને ખજવાળ પુષ્કળ આવે છે (૯) **વિસ્ફોટક** સફેદ, લાલ કે કાળા વર્ણવાળી છાલયુકત અને પાતળી ચામડી ઊતરે છે. (૧૦) **શતારુ** લાલ અથવા કાળો રંગ, દાહ અને પીડા તથા બહુ વ્રણોયુકત. (૧૧) **વિચર્ચિકા** ખજવાળવાળી ફોડલીઓ, શ્યામવર્ણ બહુ આ સ્રાવયુકત હોય છે.

**दोषप्राधान्य :-**

જો કે બધા જ પ્રકારના કુષ્ઠ ત્રિદોષજન્ય છે છતા **કપાલ**મા વાયુની,

**મંડલ**માં કફની અને **ઉદુમ્બર**માં પિત્તની પ્રમુખતા હોય છે. **કાકણક** ત્રિદોષજ છે. **ઋષ્યજિહ્વ**માં વાત પિત્ત, **પુંડરિક** કફ પિત્ત અને **સિધ્મકુષ્ઠ**માં વાત કફ પ્રધાન હોય છે.

ચર્માખ્ય, એકકુષ્ઠ, કિટિભ, વિપાદિકામાં પ્રાયઃ વાત તથા કફ અધિક હોય છે. પામા, શતારુ, વિસ્ફોટક, દદ્રુ અને ચર્મદલમાં પિત્ત અને કફ વધુ હોય છે. વિચર્ચિકામાં કફ વધુ હોય છે ફરીથી એ નોંધવામાં આવે છે કે બધા કુષ્ઠો ત્રિદોષજ હોય છે, પણ લક્ષણો દ્વારા, દોષોનું પ્રાધાન્ય અને બળાબળ જોઈ ચિકિત્સા કરાય છે.

**દોષજ લક્ષણો :-**

કુષ્ઠરોગમાં દોષ લક્ષણો નીચે પ્રમાણે હોય છે.

**વાતજ :** રૂક્ષતા, શોષ, તોદ, શૂળ, સંકોચ. આયાસ, લોમહર્ષ શ્યામ કે લાલ વર્ણ, ખરતા.

**પિત્તજ :** દાહ, સ્રાવ, પાક, ગંધ, ક્લિન્નતા, અંગપતન

**કફજ:** શ્વેત વર્ણ, શીતળતા, કંડુ, સ્થિરતા, ભારેપણુ, સ્નિગ્ધતા, કૃમિઓથી ખવાઈ જવુ, કલેદ.

**સાધ્યત્વ :**

આ બધા ત્રણે દોષોના ચિહ્ન ઉપરાંત, તૃષ્ણા દાહથી પીડિત, મંદાગ્નિ અને કૃમિથી સડતા કુષ્ઠ રોગીને અસાધ્ય જાણવો જે કુષ્ઠમાં વાત–કફની પ્રધાનતા હોય અથવા કોઈ એક દોષનુ પ્રાબલ્ય હોય તે તે કષ્ટસાધ્ય ન હોતા સુખસાધ્ય જાણવો અને જેમાં કફ તથા પિત્ત અથવા વાયુ તથા પિત્ત મુખ્યત્વે હોય તે કષ્ટસાધ્ય હોય છે.

**ધાતુગત કુષ્ઠનાં લક્ષણો –**

**રસ** ગત કુષ્ઠથી અંગોની વિવર્ણતા, રૂક્ષતા, ત્વક્બાધિર્ય, રોમહર્ષ, પ્રસ્વેદ થાય છે. **રક્ત** ગત કુષ્ઠમાં કંડુ તથા પરુ હોય છે.

**માંસ** ગત થતાં મુખ શોષ, રૂક્ષતા, તોદ, ફોલ્લીઓ અને સ્થિરતા આવે છે **મેદ** ગતમાં હાથ ટૂંઠા પડે છે, અંગો તૂટે, ક્ષત જણાય તથા રસ રક્ત અને માંસગત ચિહ્નો હોય છે **અસ્થિ** અને **મજ્જામાં** પ્રવેશતા નાક બેસી જાય છે. આંખો લાલ બને અને ક્ષતમા કૃમિઓ પડે તથા સાદ બેસી જાય છે. **વીર્ય** તથા **આર્તવ** પતિપત્નીને કુષ્ઠ હોય તો જે બાળક થાય તેને પણ કુષ્ઠ થાય છે.

આમા રસ-રક્ત અને માંસગત વાત કફજ સાધ્ય, મેદો ગત યાપ્ય, અસ્થિ તથા મજ્જા ગત અસાધ્ય છે. જેમાં ત્વચા ફાટી જાય, રસી ઝરે, આખ લાલ થઈ ગળુ બેસી જાય અને વમનાદિ પંચકર્મોની કંઈ જ અસર ન થાય તે અસાધ્ય છે.

**શ્વિત્ર :-**

કુષ્ઠ અને શ્વિત્રના કારણો સરખાં હોય છે શ્વિત્રને કિલાસ અથવા દારુણ પણ કહે છે. તેમાંથી સ્રાવ થાય છે. એ ત્રિદોષજ છે તથા રક્ત માસ અને મેદનો આશ્રય કરી રહે છે

વાતજ શ્વિત્ર રૂક્ષ તથા લાલ, પિત્તજ કમળપત્ર જેવો અને લાલ, દાહ, વાળ ખરવા, કફજ ધોળો, ભારે ચળયુક્ત, જાડો હોય છે. વાતજ શ્વિત્ર રક્તને આશ્રયે, પિત્તજ શ્વિત્ર માસને આશ્રયે અને કફજ શ્વિત્ર મેદને આશ્રયે રહે છે. વાતજ લાલ, પિત્તજ કઈક અલ્પ લાલ અને કફજ શ્વેત હોય છે. તેઓ અનુક્રમે એકબીજાથી વધુ પીડાકારક હોય છે

જે શ્વિત્ર ઉપરના રોમ સફેદ ન થયા હોય, જે પાતળો હોય, જેનાં ચાઠા છૂટાછવાયા હોય, જે નવો હોય, દાઝવાથી ન થયો હોય તે સાધ્ય, બાકી અસાધ્ય ગણાય છે. ગુપ્ત જગ્યાએ, હાથનાં તળિયાં તથા હોઠ પર થયેલો શ્વિત્ર નવો હોય તોપણ અસાધ્ય જ છે.

સ્ત્રીસંગથી, અડવાથી, શ્વાસ નાકમાં થવાથી, સહભોજનથી, એક

પથારીમાં સૂવાથી, એણે સૂંઘેલ પુષ્પો સૂંઘવાથી, વસ્ત્રો પહેરવાથી, કુષ્ઠ, જ્વર, શોષ, આંખોનો દુઃખાવો આદિ ઔપસર્ગિક રોગો ચેપી હોવાથી એક માણસથી બીજામાં ફેલાય છે.

## ચિકિત્સા

કુષ્ઠરોગમાં જે દોષનાં ચિહ્ન વધેલાં જણાય, તે દોષનુ સહુ પ્રથમ શમન કરવું અને પછી અનુબંધક દોષની ચિકિત્સા કરવી. દોષ વિશેષથી ઉત્પન્ન કુષ્ઠ પોતાના હેતુને અને હેતુરૂપ દોષ વિશેષ ઉત્પન્ન થયેલ કુષ્ઠ વિશેષને પ્રગટ કરે છે. અર્થાત્ દોષ વિશેષની ઉત્પત્તિનાં કારણોને જોઈ આપણે કહી શકીએ કે કયો કુષ્ઠ સંભવે અને કુષ્ઠને જોઈ તેનાં કારણોનું જ્ઞાન થઈ શકે.

વાત પ્રધાન કુષ્ઠોમાં ઘૃતપાન, કફ પ્રધાનમા વમન અને પિત્ત પ્રધાન કુષ્ઠોમાં રક્તમોક્ષણ અને વિરેચન કરાવવુ શ્રેષ્ઠ છે. લઘુ કુષ્ઠમાં અલ્પ પ્રચ્છન્ન રક્તમોક્ષણ તથા મહા કુષ્ઠમાં શિરાવ્યધ કરવો પ્રાણની રક્ષા કરતાં દોષની અધિક માત્રામા વારવાર સંશોધન કરવુ. દોષનું વધુ માત્રામા નિર્હરણ કરવાથી વાયુ કુપિત થઈ રોગીને મારી નાખે છે માટે ધીમે ધીમે વાયુને બહાર કાઢવો.

વમન વિરેચનાદિકથી શુદ્ધ કરી રક્તમોક્ષણ બાદ કુષ્ઠ રોગીને ઘૃતપાન કરાવવું, જેમકે કોષ્ઠ શુદ્ધ થયે વાયુ પ્રબળ બને છે.

દેહમાં નાભિના ઉપરના ભાગમાં કુષ્ઠ હોય અને આમાશય પ્રદેશમાં દોષો ઉત્કલેશિત હોય તો વમન કરાવવું તે માટે મીંઢળ, જેઠીમધ, ઇંદ્રિયવ, પરવળ ને લીમડાના રસમાં આપવુ.

નસોતર, દંતીમૂળ, ત્રિફળા એ વિરેચન માટે કુષ્ઠરોગમા આપવું હિતકર છે. વિરેચન બાદ પેયા આદિ ક્રમ કરવો.

દારુહળદર, કંટકારિ, ખસ, પરવળ, લીમડો, મીંઢળ, ગરમાળો,

ઇંદ્રજવ, નાગરમોથ એના ક્વાથ તથા કલ્કથી સ્નેહન તેલ સિદ્ધ કરી કુષ્ઠના રોગીને આસ્થાપન બસ્તિ આપવી. જો કે કુષ્ઠરોગી આસ્થાપન માટે અયોગ્ય છે છતાં જરૂરી હોય ત્યાં આસ્થાપનનો પ્રયોગ કરવો

સિંધવ, દંતીમૂળ, જેઠીમધ, તુલસી, પીપર, કરંજ, વાવડિંગ એને મેળવી નસ્ય આપવું. વૈરેચનિક ધૂમોના પ્રયોગથી શિરમાં રહેલા અને ઊર્ધ્વજત્રુગત કૃમિ, કુષ્ઠ અને કિલાસ નષ્ટ થાય છે

સ્થિર કઠણ મંડળવાળા કુષ્ઠમાં પ્રસ્તર સ્વેદ, નાડી સ્વેદથી સ્વિન્ન કરી કૂર્ચાઓ દ્વારા ત્યાં જામેલા લોહીને અર્થાત્ લોહીના ઉત્કલેશને દૂર કરવો જ્યારે સારી રીતે સ્વેદન થઈ જાય, ત્યારે તીક્ષ્ણ શસ્ત્રથી લેખન કરવું અથવા અલ્પ પ્રચ્છન્ન કરી શૃંગથી રક્તમોક્ષણ અથવા જળો (જલૌકા)થી રક્તમોક્ષણ કરવું. દૂષિત રક્ત કાઢ્યા બાદ કુષ્ઠવાળાને લેપોના પ્રયોગ કરવાથી શીઘ્ર સફળતા મળે છે.

જૂના ચોખા, ઘઉ, ધાન્ય, જાંગલ, પશુ પક્ષીઓનુ માંસ, મગ, પરવળ, પત્ર, જૂના જવ, ઘી, તિક્ત રસયુક્ત શાક તથા પીવા માટે કાથાવાળું પાણી હિતકર છે.

દુર્વા, હરડે, સિંધવ, તુલસી અને ચક્રમર્દના બીજને કાંજી તક્રથી પીસી લગાડવાથી દદ્રુ નાશ પામે છે વાવડિંગ, ચક્રમર્દ, કુષ્ઠ, હળદર, સિંધવ અને સરસવને કાંજીથી પીસી લગાડવાથી દદ્રુ નાશ પામે છે

મહામંજિષ્ઠાદિ ક્વાથ, ખદિરારિષ્ટ, સારિવાદ્યરિષ્ટ એ રક્તશોધક તથા રક્તગત વધેલા દોષોનું નિર્હરણ કરનારા છે કિશોર ગૂગળ, સપ્તવિંશતિ ગૂગળ, અમૃતા ગૂગળ, પંચતિક્ત ગૂગળ, મહાખદિર ઘૃત એ પ્રયોગો આભ્યંતર લેવાના છે

અમૃતભલ્લાતકાવલેહ મહામંજિષ્ઠાદિ ક્વાથ, આરોગ્યવર્ધની, પંચનિંબામૃત તથા સર્વ કુષ્ઠતાંકસર આ પ્રયોગો સામાન્યત. પ્રાય સર્વ કુષ્ઠોમા આભ્યંતરિક ઉપયોગ માટે વપરાય છે.

કુષ્ઠ, વાવડિંગ, બાવચી, કુંવાડિયો, હળદર, સિંધવ અને સરસવ સરખે ભાગે ખાંડી લીંબુ કે ખાટા દહીંમાં વાટી લગાડવું એ દદ્રુ નાશક છે.

હિંગળો, મનશિલ, ગંધક, પારદ, પીપર, વચ્છનાગ, વાવડિંગ, હળદર, સૂંઠ, મરી, હરડે, મોથ, સમુદ્રફીણ, બાવચી, ગરમાળો, કુંવાડિયો બધાં સરખે વજને વાટી, લીંબડાના રસમાં વાટી ચોપડવું.

મહામરિચ્યાદિ તેલ, કચ્છુરાક્ષસ તેલ એ બે પ્રયોગો ખસ-પામાં દદ્રુ તથા ચર્મકીટમાં ખાસ લાભ કરે છે.

મહાકુષ્ઠમાં તુલરક તેલ તથા ચાલમોગરા તેલના પ્રયોગો પ્રશસ્ત છે.

બાવચી ૬, હરતાલ ૪, મનશિલ અને ચિત્રક પ્રત્યેક ૦ાા એ ભાગે લઈ ગૌમૂત્રમાં ૧ માસ વાટી ચોપડવાથી સફેદ કોઢ મટે છે.

**महामंजिष्ठादि क्वाथ :-**

મજીઠ, કડાછાલ, ગળો, મોથ, વજ, સૂંઠ, હળદર, દારુહળદર, ભોરીંગણીનાં મૂળ, લીમડાની છાલ, પરવળ, કડું, કરિયાતું, ભારંગી, વાવડિંગ, ચિત્રક, મોરવેલ, દેવદાર, ઇંદ્રજવ, ભાંગરો, પીપર, ત્રાયમાણ, કાળીપાઠ, શતાવરી, ખેર, હરડે, બહેડાં, આમળાં, બકાનલીમડો, ગરમાળો, ઘઉલા, બાવચી, રાતી સુખડ, વાયવરણો, દતીમૂળ, શાહેડાં, અરડૂસી, ખડસલિયો, ઉપલસરી, અતિવિષ, ધમાસો, ઇંદ્રામણિ, વાળો, સરખે ભાગે ખાંડી ક્વાથ જાડો કૂટી લેવો. પ્રમાણ : ૧ા થી ૨ાા તોલાનો ઉકાળો કરવો.

**अमृतभल्लातकावलेह :-**

ભિલામા તો. ૧૨૮, ગળો તો ૧૨૮, પાણી શેર ૩૦ ક્વાથ કરી ચતુર્થાંશ શેષ રહે ઘી તો. ૩૨, દૂધ ૨૫૬, સાકર ૬૪, મધ તો. ૩૨ બધુ મેળવી પકાવવું, ઘાટું થાય એટલે તેમાં ભિલાંનો ગરભ, અતિવિષ,

ગળો, બાવચી, કુવાડિયાનાં બીજ, લીંબોડીની મીજ, ત્રિફળા, ત્રિકટુ, મજીઠ, અજમો, સિંધવ, મોથ, વજ, એલચી, નાગકેસર, ખડસલિયો, તમાલ, વાળો, સુખડ, ગોખરુ, કચૂરો, રતાંજળી પ્રત્યેક તો. ૨–૨ લઈ ખાંડી ચૂર્ણ નાખી પાક કરી લેવો

અમૃતભલ્લાતક અવલેહ ૧ થી ૨ તોલા પ્રાતઃકાળે લેવું. વ્યાયામ, શ્રમ, પથ કાપવો, સ્ત્રીસંગ, તડકો, માંસ, મદિરા એના પર વર્જ્ય છે આ યોગ બહુ ઉમદા છે. અર્શ, વાતરક્ત, ત્વક્‌વિકાર તથા કુષ્ઠ મટાડે છે

લઘુ મરિચ્યાદિ તેલ, કચ્છુરાક્ષસ તેલ, મહા મરિચ્યાદિ તેલ, સોવાર ધોયેલા ઘીમાં મેળવીને માહેશ્વર રસ, કેસરષટ્ક લેપ, જીરકાદ્ય તેલ, આદિત્યપાક તેલ, સૈંધવાદિ લેપ, અર્ક તેલ આ પ્રયોગો લગાડવા માટે લાભપ્રદ છે

**પથ્યાપથ્ય :–**

પથ્ય ઘઉં, ચણા, સાઠીચોખા, મગ, મસૂર, તુવરદાળ, જાંગલ પશુનું માસ, તૂરિયા, કૂણાં, રીંગણાં, લસણ, જાયફળ, રાઈ, કેસર, મધ, સ્વચ્છ હિતકારી પદાર્થ અને પવિત્ર વિહાર, નખ કાપવા, નિત્યૌષધ.

અપથ્ય. મૈથુન, માંસ, મદિરા, ખારા ખાટા, તીખા પદાર્થો, દૂધ, દહી, ગોળ, તલ, અડદ એનો ત્યાગ કરવો

*

# અધ્યાય : ૩૨

# મૂત્રકૃચ્છ્ર

## मूत्रकृच्छ्र

**निदान :-**

રાઈ, સૂરણ જેવા તીક્ષ્ણ ઔષધથી, અધિક વ્યાયામથી, રૂક્ષ મદ્યપાન, બહુ નૃત્ય તથા વાહનાદિકની ઝડપી સવારીથી, અનુપદેશના મત્સ્યાદિ માંસથી, અધ્યશન અને અજીર્ણથી મૂત્રકૃચ્છ્ર થાય છે

**प्रकार :-**

વાતિક, પૈત્તિક, શ્લૈષ્મિક, સાન્નિપાતિક, શલ્યજ, પુરીષજ, શુક્રજ અને અશ્મરીજ એમ ભેદથી આઠ છે.

**लक्षण :-**

**વાતજ**મા વંક્ષણસંધિ, મૂત્રાશય તથા લિંગમાં તીવ્ર પીડા થાય છે અને વારંવાર થોડી થોડી માત્રામાં પેશાબ આવે છે.

**પિત્તજ**માં પીળો, રક્તમિશ્રિત, વેદના, દાહયુક્ત તથા તકલીફ સાથે મૂત્રત્યાગ કરે છે.

**કફજ**માં મૂત્રાશય તથા લિંગમાં ભારેપણું અને શોથ થાય છે તથા પિચ્છિલ આવે છે.

**સન્નિપાતજ**માં ત્રણેય દોષનાં મિશ્ર લક્ષણો હોય છે અને તે ભયંકર કષ્ટકારક છે.

**શલ્યજ**માં મૂત્રવહસ્રોતસમાં કાંટા આદિના ક્ષતથી તથા મુષ્ટિ

ઇત્યાદિના અભિઘાતથી મૃત્યુકારક મહાદારુણ શોથ થાય છે. લક્ષણો પૂર્ણતઃ વાતજ મૂત્રકૃચ્છ્રના હોય છે

**પુરીષજ**માં વાયુ પ્રતિલોમ ગતિ થઈ આધ્માન, વાતિક શૂળ તથા મૂત્રકૃચ્છ્ર કરે છે

**વીર્યજ**માં દોષથી દુષ્ટ શુક્ર મૂત્ર માર્ગમાં જઈ કઠણતાથી પેશાબ આવે છે. મૂત્રાશય તથા લિંગમાં શૂળ અને શુક્રયુક્ત પેશાબ આવે છે.

**અશ્મરીજ**માં અશ્મરી ( પથરી ) ને કારણે મૂત્રકૃચ્છ્ર થાય છે. સુશ્રુતે નવમા પ્રકાર શર્કરાજન્ય મૂત્રકૃચ્છ્ર આપ્યો છે.

**નોંધ** :—શર્કરાજન્ય તથા અશ્મરીજન્યમાં બન્નેમાં નિદાન અને લક્ષણ એક જ હોય છે પણ મૂત્ર, શુક્ર તથા કફની સમુદાય સ્વરૂપા અશ્મરી પિત્ત વડે પાકી, વાયુ દ્વારા શોષિત થઈ કફના સંયોગથી ભાંગી જઈ શર્કરા સ્વરૂપે મૂત્રમાર્ગથી ઝરવા માંડે છે આટલો **ભેદ** છે.

શર્કરાના **ઉપદ્રવ**મા હૃત્પીડા, વેપથુ ( કમ્પ ), કુક્ષિશૂળ, મંદાગ્નિ, મૂર્ચ્છા તથા તીવ્ર મૂત્રકૃચ્છ્ર થાય છે.

## ચિકિત્સા

**વાતજ**માં અભ્યંગ, સ્નેહન, નિરુહ, સ્વેદ, ઉપનાહ, ઉત્તર બસ્તિ તથા શેક કરવો તથા વાતનાશક ઔષધોથી સિદ્ધ માંસ રસો આપવા.

**પિત્તજન્ય**માં શીતલ જલનો પરિષેક તથા અવગાહન, શીતલ પ્રલેપ, ગ્રીષ્મ ઋતુની પરિચર્યા, દ્રાક્ષ, વિદારીકંદ તથા શેરડીના રસ અને ઘીની બસ્તિ, તથા એવા પદાર્થોથી સિદ્ધ દૂધ આપવુ તૃણપંચમૂલ સિદ્ધ ઔષધ, ઘૃત, દૂધ, બસ્તિ આદિ આપવાં. તૃણપંચમૂલમાં કુશ, કાસ, ડાભ, શેરડી અને શરના મૂળ છે.

**કફજ**માં ક્ષાર, ઉષ્ણ તથા તીવ્ર ઔષધ અને અન્નપાન, સ્વેદન,

જવ, વમન, નિરુહ, તક્ર, તથા તિક્ત પદાર્થોથી સિદ્ધ તૈલાભ્યંગ, તૈલપાન હિતકર છે. ગોમૂત્ર, કદલી સ્વરસ સાથે નાની એલચી સહિત લેવું.

**ત્રિદોષજ**માં વાયુનું સ્થાનાનુસાર ધ્યાન રાખી દોષોની ચિકિત્સા કરવી. કફાધિક્યમાં વમન, પિત્તાધિક્યમાં વિરેચન તથા વાતાધિક્યમાં બસ્તિ આપવી. બૃહત્યાદિ ક્વાથ આપવો

**અભિઘાતજ**માં વાતજ મૂત્રકૃચ્છ્રનો અનુક્રમ અનુસરવો. રક્તયુક્ત મૂત્રકૃચ્છ્રમાં મદ્યપાન અથવા ઊકળેલા દૂધમાં ઘી તથા સાકર નાખી પીવું. અથવા આંબળાંના રસ કે મધ મેળવી શેરડીનો રસ પીવો સદ્યોવ્રણની ચિકિત્સા કરવી.

**પુરીષજ**માં સ્વેદન, વિરેચન, અભ્યંગ તથા બસ્તિ હિતકારક છે. ગોખરુના ચૂર્ણમાં જવખાર મેળવી આપવો.

**વીર્યજ**માં શિલાજિત કે મધ મેળવી આપવું. નાની એલચી, હિંગ અને ઘી મેળવી આપવું. વૃષ્ય પદાર્થો આપી વીર્યવૃદ્ધિ કરી ઉત્તમ સ્ત્રીઓથી ભોગ કરાવવો.

**અશ્મરીજ**માં કાકડીનાં બીજના કલ્કને ખૂબ પીસી ધાન્યામ્લ કાંજી તથા સિંધવથી લેવું. ગોખરુ, ડાભ, પાષાણભેદ, હરડે, જવાસો આદિના ચૂર્ણને મધ સાથે લેવું તે ઉપરાંત અશ્મરીમાં પ્રશસ્ત ચિકિત્સા કરવી. તે ઉપરાંત કફજ તથા વાતજ મૂત્રકૃચ્છ્રહર ક્રમ હિતકારક છે.

**યોગો :-**

ત્રિકટકાદિ ક્વાથ તથા ઘૃત, ગોક્ષુર ક્વાથ, ગોક્ષુરાદિવટી, બૃહદ્, ધાત્ર્યાદિ ક્વાથ, શતાવર્યાદિ ક્વાથ આ પ્રયોગો પ્રશસ્ત છે. બૃહદ્ ગોક્ષુરાદ્ય અવલેહ દરેક મૂત્રરોગમાં ઉત્તમ છે સુકુમારક ઘૃત પણ બહુ જ સારો પ્રયોગ છે તારકેશ્વરરસ ૨ રતી, પાકા ઉંબરાનાં ફળના ચૂર્ણ ૨ તોલા

સાથે મધથી લેવું. પથ્યમાં બકરીનું દૂધ, ખાંડ તથા શેરડીનો રસ છે.

ચંદ્રકળારસ પ્રમેહરોગોમાં બહુ સારો લાભ કરે છે એ આપણે જોઈ ગયા છીએ. મૂત્રકૃચ્છ્રમાં લાભ કરે છે. જ્યારે પિત્તાધિક્ય હોય ત્યારે એનો પ્રયોગ વધુ લાભ કરે છે. રસપ્રવૃદ્ધ પિત્તને સામ્યાવસ્થામાં લાવે છે.

મૂત્રકૃચ્છ્રાન્તકરસ ०।। રતી મધ સાથે આપવો. વિદારીકંદ, ગોખરુ, જેઠીમધ, નાગકેસરના કવાથમાં મધ નાખી તેની સાથે રસસિંદૂર ૧ રતી આપવું. એથી સપ્તાહમાં પિત્તજ મૂત્રકૃચ્છ્ર શાંત થાય છે.

**वरुणाद्यलोह :-**

વાયવરણાની છાલ તો. ૮, આંબળાં તો. ૮, ધાવડીનાં ફૂલ તો. ૪, હરડે તો. ૨, પૃશ્નપર્ણી તો. ૧, લોહ તો. ૧, અભ્રકભસ્મ તો. ૧ બધાંને ઘૂટવું. માત્રા : ૧ થી ૨ માસા એના સેવનથી મૂત્રાઘાત મૂત્રકૃચ્છ્રમાં લાભ થાય છે.

**त्रिनेत्राख्यरस :-**

બંગભસ્મ, શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, સમપરિમાણમાં ઘૂટી, ધ્રો (દુવા), જેઠીમધ, ગોખરુ તથા શેમળાના જડની ભાવના આપવી. પછી શુષ્ક થયે એક મૂષામાં બંધ કરી ભૂધરયંત્રમાં પાક કરી શીતલ થયે ફરીથી એ રસોની ભાવના આપવી.

## मूत्राघात

**विप्रकृष्ट निदान :-**

મળ–મૂત્રાદિના વેગો ધારણ કરવાથી તથા રૂક્ષ ભોજનોથી કુપિત વાતાદિક દોષો. ૧૩ પ્રકારના વાત કુંડલાદિક મૂત્રાઘાત ઉત્પન્ન કરે છે

**प्रकार :-**

૧ વાતકુંડલિક, ૨ અષ્ઠીલા, ૩ વાત બસ્તિ, ૪ મૂત્રાતી ,

૫ મૂત્રજઠર, ૬ મૂત્રોત્સંગ, ૭ મૂત્રક્ષય, ૮ મૂત્રગ્રન્થિ, ૯ મૂત્રશુક્ર, ૧૦ ઉષ્ણવાત, ૧૧ મૂત્રસાદ, ૧૨ વિડ્વિઘાત, ૧૩ બસ્તિકુંડલ.

**લક્ષણ :–**

રૂક્ષ પદાર્થોના સેવનથી, વાયુ, મૂત્રાદિકના વેગને રોકવાથી દુષ્ટ વાયુ, કુંડલી જેવો વળી પેડુમાં જ લંધાઈને દોડે છે, ભમે છે અને મૂત્રના છિદ્રને રોકી દે છે અને તેથી થોડું થોડું પીડાયુક્ત મૂત્ર ઊતરે એને વાતકુંડલિકા કહે છે. આ તીવ્ર અને દારુણ વ્યાધિ છે.

વાયુ, મૂત્ર તથા મળને રોકી, મૂત્રાશય તથા ગુદાને ઉપસિત કરી પવન રોકી પથરા જેવી ચંચળ, ઊંચી, વેદનાયુક્ત, મળમૂત્રના માર્ગને રોકનારી પવનની ગાંઠ ઉત્પન્ન કરે તેને અષ્ઠીલા કહે છે.

મૂત્રના વેગાવરોધથી બસ્તિમાં રહેલ તથા બસ્તિ અને પેટમાં દબાયેલા વાયુ મૂત્રવહ સ્રોતસમાં અવરોધ કરી મૂત્રાવરોધ કરે છે એને **વાતબસ્તિ** કહે છે અને તે અસાધ્ય છે.

વધુ સમય મૂત્રનો વેગ રોકવાથી મૂત્રની ઇચ્છા થવા છતાં પેશાબ આવે નહિ આવે તો થોડું ઊતરે તેને **મૂત્રાતીત** કહે છે.

મૂત્રની હાજત અટકાવવાથી કુપિત અપાનવાયુ પેટને ભરી નાખે છે અને તેથી નાભી નીચે ઘણી વેદના સહિત આધ્માન અને ઉદાવર્ત થાય અને મૂત્રાશયમાં નીચેનો ભાગ રૂંધાય તેને **મૂત્ર જઠર** કહે છે.

જેનું પ્રવર્તેલું મૂત્ર, બસ્તિ, લિંગ અથવા શિશ્નમુંડમાં રોકાય, અને કંઠ તથા હૃદયસ્થિત [વાયુના બલથી પ્રવાહણ કરતાં વાયુ બસ્તિ આદિનું ભેદન કરે છે ત્યારે વેદનાયુક્ત યા રહિત ધીમે ધીમે થોડી થોડી માત્રામાં રકતમિશ્રિત મૂત્રસ્રાવ થાય છે. દુષ્ટ વાતજ વ્યાધ **મૂત્રસંગ** કહેવાય છે.

રૂક્ષ તથા ક્લાન્ત દેહવાળાના મૂત્રાશયમાં રહેલ પિત્ત તથા વાયુ, મૂત્રક્ષય વેદના અને દાહ કરે છે એને **મૂત્રક્ષય** કહે છે.

મૂત્રાશયમાં સહસા ગોળ, અસ્થિ, નાના આંબળા જેવડી અને અશ્મરી સમાન પીડાવાળી ગ્રંથિ ઉત્પન્ન થાય છે આને **મૂત્રગ્રંથિ** કહે છે.

મૂત્રગ્રંથિ અને અશ્મરીમાં ભેદ :– અશ્મરી ક્રમશઃ સંચયથી થાય છે. મૂત્રગ્રંથિ સહસા થાય છે અશ્મરીમાં પિત્તાધિક્ય હોય છે. મૂત્રગ્રંથિમાં રક્તાધિક્ય હોય છે. એવો પણ મત છે :– વાત તથા કફથી દુષ્ટ રક્ત, બસ્તિ દ્વારમાં સુદારુણ ગ્રંથિને ઉત્પન્ન કરી દે છે ત્યારે મૂત્રમાર્ગ આવૃત થવાથી બહુ કષ્ટ દ્વારા મૂત્ર આવે છે.

મૂત્રનો વેગ હોય ત્યારે તેનુ વિસર્જન કર્યા વગર સ્ત્રીસંગમાં પ્રવૃત્ત થાય ત્યારે સ્થાનચ્યુત વીર્યને વાયુ ઉપર ચઢાવી દે છે ત્યારે મૂત્ર ત્યાગ પૂર્વે કે પશ્ચાત્ રાખ જેવું પાણી નીકળે છે એને **મૂત્રશુક્ર** કહે છે.

અત્યંત વ્યાયામ, લાંબો માર્ગ કાપવો, ધૂપથી પિત્ત મૂત્રાશયમાં જઈ વાયુથી આવૃત થઈ બસ્તિ, લિંગ અને ગુદામાં દાહ ઉત્પન્ન કરી દે છે અને રોગી કષ્ટ સાથે વારવાર હળદર જેવો, કંઈક લાલ અથવા રક્તમિશ્રિત પેશાબ કરે છે. આને **ઉષ્ણવાત** કહે છે

જો પિત્ત, કફ અથવા બન્ને વાયુ દ્વારા ઘન થાય ત્યારે રોગી કઠણતાથી પીળુ, લાલ અથવા સફેદ કે વંસલોચન અથવા શંખચૂર્ણ સમાન વર્ણનુ કે ઉક્ત સંપૂર્ણ વર્ણોવાળું દાહયુક્ત, અલ્પ અને ઘન મૂત્ર ત્યાગે, તેને **મૂત્રસાદ** કહે છે

રૂક્ષ તથા દુર્બળ મનુષ્યનું વાયુ દ્વારા ઉપર લઈ જવાયેલ મળ જ્યારે મૂત્રસ્રોતમાં ચાલ્યુ જાય ત્યારે મનુષ્ય કષ્ટ સાથે મલમિશ્રિત અથવા એની ગંધવાળું મૂત્ર ત્યાગે છે, આને **વિડ્વિઘાત** કહે છે.

શીઘ્ર માર્ગ કાપવાથી, શ્રમથી, અભિઘાતથી, પ્રપીડનથી, મૂત્રાશય,

પોતાના સ્થાનથી ઉદ્દ્વૃત ગર્ભ સદશ મોટું થાય છે, ત્યારે રોગી શૂળ, કંપ અને દાહયુક્ત મૂત્ર ટીપે ટીપે પસાર કરે છે. દબાવવાથી મૂત્રની ધાર નીકળે છે. ધાર સમયે સ્તંભ અને પીડા થાય છે. શસ્ત્ર સમાન તત્કાળ અને વિષ સમાન વારથી મારી નાખનાર મહા ઘોર વ્યાધિને **બસ્તિકુંડલ** કહે છે. એમાં વાયુ પ્રધાન હોય છે. જ્યારે પિત્ત મિશ્રિત હોય ત્યારે દાહ અને મૂત્ર વિવર્ણતા તથા શૂળ હોય છે. કફયુક્ત હોય તો ગુરુતા અને શોથ હોય છે. મૂત્ર સ્નિગ્ધ, ઘન તથા શ્વેત હોય છે.

જેમાં મૂત્રાશયનુ મુખ કફથી અવરુદ્ધ થાય તથા પિત્ત મૂત્રાશયને ઉદીર્ણ કરે ત્યારે બસ્તિકુંડલ અસાધ્ય બને છે. જેમાં બસ્તિમુખ કફ વડે આવૃત ન હોય અને વાયુ કુંડલાકાર ન હોય તે સાધ્ય છે બસ્તિમા વાયુ કુંડલાકાર થાય ત્યારે તૃષા, મોહ અને શ્વાસ ઉત્પન્ન થાય છે.

## चिकित्सा

મૂત્રઘાતમાં વેદનાનું પ્રાધાન્ય હોય તો સ્નેહન, સ્વેદન કર્યા બાદ સ્નિગ્ધ વિરેચન આપી અને ઉત્તર બસ્તિ આપવી. પ્રાતઃકાળે પંચતૃણમૂલ સિદ્ધ ક્વાથ ઠંડો કરી સાકર નાખી પીવો. ધાણા તથા ગોખરુના ક્વાથથી પકાવેલું ઘી યોગ્ય માત્રામાં સેવવાથી મૂત્રઘાત મટી જાય છે. આ યોગ ધાન્યગોક્ષુરક ઘૃત નામથી પ્રખ્યાત છે.

કાકડીનાં બીજનો કલ્ક ૧ તોલો લઈ તેમાં સિંધવ ૧ ટાંક નાખી કાંજી સાથે પીવો. મદિરામાં ખાટા દાડમનો રસ નાખી તેમાં એલચી અને સૂંઠનો પ્રતિવાસ ( ક્વાથ કે હીમ વગેરે પેયમાં કોઈ વસ્તુનો ભૂકો ભભરાવવામાં આવે તેને પ્રતિવાસ કહેવામાં આવે છે. ) આપી પીવો.

શિલાજિતનું સેવન આ રોગમાં લાભ કરે છે.

ચરક સૂચિત ચિત્રકાદ્ય ઘૃત ઉત્તમ યોગ છે અને લાભ કરે છે. ભાવમિશ્રથી સૂચિત વિદારી ઘૃત ઉત્તમ લાભ કરે છે.

પાષાણભેદ, એરંડમૂળ, શાલિપર્ણી, સાટોડી, શતાવરીના સ્વરસ સિદ્ધ તેલ ને દૂધ કે ઉચિત અનુપાન સાથે આપવાથી મૂત્રાઘાતાદિરોગો નષ્ટ થાય છે.

ઘસેલા ચંદનને સાકરથી મેળવી ચોખાના ધોણ સાથે આપવાથી તથા ઉકાળી ઠંડા કરેલા દૂધ સાથે ભોજન કરવાથી રક્તયુક્ત ઉષ્ણવાત પણ મટે છે. ચંદ્રપ્રભાવટી, ગોક્ષુરાદ્દિવટી, ચંદનાસવ, ઉશીરાસવ પ્રશસ્ત છે.

સ્ત્રીનું મૂત્ર રોકાયું હોય તો યોનિનું મર્દન કરવું. ઠંડા પાણીના કુંડમાં બેસવું. કર્પૂરના ચૂર્ણથી લિપ્ત વસ્ત્રની વર્તિ બનાવી લિંગમાં રાખવાથી મૂત્રાઘાત મટે છે.

*

# અધ્યાય : ૩૩

# અશ્મરી

## अश्मरी

**प्रकार :-**

વાતજ, પિત્તજ, કફજ, શુક્રજ.

**संप्राप्ति :-**

પ્રાયઃ બધી પથરીઓ કફને આશ્રયે રહી હોય છે. જો યોગ્ય રીતે ઔષધ ન થાય તો યમની જેમ પ્રાણ હરે છે. વાયુ બસ્તિમાં વીર્યયુક્ત મૂત્ર કે પિત્તયુક્ત કફને સૂકવે ત્યારે ગાયના પિત્તનું ગોરોચન થાય તેમ ધીરે ધીરે પથરી જામે છે.

**पूर्वरूप :-**

આધ્માન, ચારે પાસ વેદના, પેશાબની વાસ બકરાના મૂત્ર જેવી, મૂત્રકૃચ્છ્ર, તાવ, અરુચિ.

**सामान्य लक्षणो :-**

ડૂંટી, સેવની, બસ્તિના ઉપરના ભાગમાં શૂળ, કટકે કટકે પેશાબ આવે, પથરી મટતાં પેશાબ સ્વચ્છ આવે. પથરીના ઘસાવાથી ક્ષત પડ્યો હોય તો રક્તયુક્ત મૂત્ર ખૂબ વેદનાની સાથે આવે છે.

**वातज अश्मरी :-**

ખૂબ પીડા, ધ્રુજારી, સતત લિંગ અને ડૂંટી પકડી ચોળવું, ઝાડો થતાં વાયુ છૂટે, ટીપે ટીપે મૂત્ર આવે, પથરીનો રંગ રાતો, ભૂરો અને કાંટા કાંટાવાળી લાગવી.

**पित्ताश्मरी :-**

બસ્તિમાં દાહ, ક્ષાર લગાવવા જેવી પીડા, ગરમ, ભિલામાના ઠળિયા જેવી, રંગમાં પીળી કે કાળી

**कफजाश्मरी :-**

તોદ, શીતળ, ભારે, મોટી નરમ પથરી, રંગ ધમ જેવી કે સફેદ હોય છે.

**शुक्राश्मरी :-**

વીર્યનો વેગ રોકવાથી માણસોને શુક્રની પથરી થાય છે. સ્વસ્થાનચ્યુત શુક્ર જો બલપૂર્વક રોકાય તો અંડકોશ અને ગુદા વચ્ચે વાયુ તેને સૂકવી શુક્રાશ્મરી કરે છે. શૂળ, મૂત્રકૃચ્છ્ર, અડકોશમાં સોજો થાય છે.

**शर्करा :-**

વાયુથી ઝીણી ઝીણી કણ બંધાઈ પથરી, શર્કરા તરીકે ઓળખાય છે તેથી નબળાઈ, ગ્લાનિ, કૃશતા, શૂળ, અરુચિ, ફીકાશ, ઉષ્ણવાત, તૃષા, હૃત્શૂળ, ઊલટી થાય છે.

**असाध्यत्व :-**

નાભિ અને વૃષણમાં સોજા, મૂત્રબદ્ધતા, એ બે અસાધ્ય લક્ષણો છે. શર્કરાયુક્ત પણ અસાધ્ય હોય છે.

## चिकित्सा

વાતજ અશ્મરીમાં સૂંઠ, અરણી, પાષાણભેદ, નગોડ, બીજ, ગોખરુ, સીવણમૂળ, ગરમાળાનો ગોળ એનો ક્વાથ કરી તેમાં હિંગ, સ્વક્ષાર અને સિંધવનુ ચૂર્ણ નાખી પીવાથી પથરી મૂત્રકૃચ્છ્રાદિકમાં વાયુનો નાશ થાય છે. આને સૂંઠયાદિ ક્વાથ કહે છે.

એલચી, પીપર, જેઠીમધ, પાષાણભેદ, નગોડ બીજ, ગોખરુ,

અરડૂસો, એરંડો એના ક્વાથમાં શુદ્ધ શિલાજિત તથા સાકર નાખી પાવુ, વાતાશ્મરી મટે છે.

કહોળાના રસમાં શેકેલી હિંગ નાખી પીવાથી પેડુનો દુઃખાવો મટે છે. સરગવાના મૂળનો નવશેકો ક્વાથ આપવો.

કળથી, સિંધવ, વાવડિંગ, લોહભસ્મ, સાકર, કપૂર, જવખાર, કોળાનાં બીજ, ગોખરુ એનો કલ્ક વાયવરણાના ક્વાથમાં નાખી તેથી સિદ્ધ કરેલું ગાયનું ઘી, કુલત્થાદ્ય ઘૃત તરીકે ઓળખાય છે જે વૃંદોક્ત પ્રયોગ છે. એ સર્વે અશ્મરી, મૂત્રકૃચ્છ્ર તથા મૂત્રાઘાતમાં પ્રશસ્ત છે.

વરુણકગુડ પથરીમાં પ્રશસ્ત છે. સિદ્ધ યોગ સંગ્રહમાં વૈદ્યરાજ જાદવજીભાઈનો સૂચવેલો પાઠ અશ્મરીહર કપાય છે.

કળથીના ક્વાથમાં સિંધવ અને શરપુંખાનો રસ નાખી પાવો.

ત્રિવિક્રમરસ શારંગધરોક્ત ઉત્તમ અશ્મરીહર યોગ છે. એમાં તામ્રભસ્મમાં બકરીનુ દૂધ સમભાગે નાખી પકાવવું. દૂધ બળી જાય ત્યારે તામ્રભસ્મ તો ૧૦, શુદ્ધ ગંધક તો. ૧૦, પારદ તો. ૧૦ નગોડના રસમાં ઘૂંટી વાલુકાયંત્રમાં ૩ કલાક પકાવી લેવું. માત્રા : ૧ થી ૨ રતી ઘી સાથે ચટાડી ઉપર બિજોરાનું મૂળ ઘસીને પાવું.

દરભ, અશેળિયો, શેરડી, ગોખરુ, વાયવરણો, પાષાણભેદ, પતંગ, સાટોડી, સરસડો, ગલતોરો સરખે ભાગે ખાંડી લેવાં. ૧। થી ૨।। તોલાનો ઉકાળો કરવો.

**પથ્યાપથ્ય :–**

પથ્ય : જૂના સાઠી ચોખા, સામો, કોદરા, દાળ, જવ, ઘઉ, કળથી, તુવરની દાળ, મગ, ગાયનુ દૂધ, તથા ઘી, ટીંડોરા, સિંધવ, તાંદળજો, સ્નાન, સ્નેહન વગેરે પથ્ય છે.

મૂત્રનો વેગ રોકવો, ભારે અન્ન, દિવસના સૂવું, એક જગ્યાએ બેસવું, દહી, નવું પાણી, માંસ કફકારક વસ્તુ, શ્રમ, મૈથુન નિષિદ્ધ છે.

*

# અધ્યાય : ૩૪

## હૃદ્રોગ

### हृद्रोग

**निदान :–**

અત્યંત ઉષ્ણ, ગુરુ, અમ્લ, કષાય, તિક્ત ભોજન, શ્રમ, અભિઘાત, અધ્યશન, ચિંતા, વેગવિધારણથી હૃદયરોગ થાય છે. બગડેલા દોષો હૃદયગત રસને દૂષિત કરી ત્યાં પીડા (બાધા) કરે છે.

**प्रकार :–**

વાતિક, પૈત્તિક, કફજ, ત્રિદોષજ અને કૃમિજ.

**सामान्य लक्षणो :–**

વિવર્ણતા, મૂર્ચ્છા, જ્વર, કાસ, હેડકી, શ્વાસ, આસ્ય વૈરસ્ય, તૃષા, મોહ, વમન, ઉત્કલેશ, હૃત્સ્થાનમાં પીરા, અરુચિ થાય છે.

**वातज हृद्रोग :–**

દરદથી તણાવું, તોદ, વલોવાવું, ચિરાવું, ફાટવું, કપાતું હોય તેવું લાગે છે. આવી બધી લાગણી થાય છે.

**पित्तज हृद्रोग :–**

તૃષા, દાહ, ઉષ્મા, સુસ્તી, થાક, મૂર્ચ્છા, પ્રસ્વેદ, ધૂમાયન, મુખશોષ, ચોષ થાય છે.

**कफज हृद्रोग :–**

કુપિત કફ જ્યારે હૃદયમાં ભરાય છે ત્યારે ગૌરવ, સ્રાવ, અરુચિ, જડતા, અગ્નિમાંદ્ય, મુખની મધુરતા થાય છે.

**त्रिदोषज हृद्रोग :-**

સર્વે દોષોનાં ચિહ્નો હોય છે. તેમાં તીવ્ર પીડા તથા તોદ હોય છે. શરીર શ્વેતવર્ણ હોય છે

**कृमिज हृद्रोग :-**

કંડુ, ઊબકા, વારંવાર થૂંક પડવું, સોય ભોંક્યાની પીડા, શળ, મોળ, અધાગં, અરુચિ, કાળાં નેત્રો અને શોથ થાય છે.

**हृद्रोगना उपद्रवो :-**

મહેનત વગર થાક, ગ્લાનિ, મુખશોષ એ હૃદ્રોગના ઉપદ્રવો છે. કૃમિજન્ય હૃદ્રોગમાં કફજ કૃમિના ઉપદ્રવો થાય છે.

## चिकित्सा

હરડે, વજ, રાસ્ના, પીપર, સૂંઠ, કચૂરો, પુષ્કરમૂળનું ચૂર્ણ કરી તે સવાર સાંજ યોગ્ય માત્રામાં લેવું. આને **હરિતક્યાદિ ચૂર્ણ** કહે છે.

ઘી, દૂધ કે શરબત સાથે **અર્જુનના ચૂર્ણ**ને જે લે તે હૃદ્રોગ, જીર્ણજ્વર તથા રક્ત પિત્તમાંથી મુક્ત થાય છે. અર્જુનની છાલનું તાજું ચૂર્ણ તો. ૧, દૂધ તો. ૧૦, પાણી તો. ૧૦, નાખી પકાવવું. જ્યારે પાકી જાય અને પાણી બળી જાય ત્યારે ગાળી લેવું અને પીવું. આ અર્જુન સિદ્ધ દુગ્ધ કહેવાય છે.

ઘઉનો લોટ અને અર્જુનનું ચૂર્ણ મેળવી બકરીના દૂધ તથા ગો ઘૃત સાથે પકાવી મધ કે સાકર સાથે લેવાથી જીર્ણ હૃદ્રોગ પણ મટે છે.

જવાહરમોહરાવટી, યાકુતી, હૃદયાર્ણવરસ, બૃહત્વાતચિંતામણિ, યોગેન્દ્રરસ, બ્રાહ્મીવટી આ પ્રયોગો હૃદયરોગો માટે ઉત્તમ છે.

પુષ્કરમૂળ, બિજોરાનું મૂળ, સૂંઠ, કચૂરો, હરડેદળ, સમાનભાગે

લઈ તેના કલ્કમાં ખાર, ખટાઈ, મીઠું અને મધ તથા ઘૃત મેળવી પાવાથી વાતજ હૃદ્રોગ મટે.

પથ્ય રૂપે લઘુ ભોજન, પાચન વસ્તુ, અલ્પ ભોજન, મધુર શેક, સુંદર સ્વચ્છ હવા, રમણીય સ્થળ તથા દોષ શામક ક્રિયાઓ છે.

અમ્લ પદાર્થ, તમાકુ, સ્નિગ્ધ ભોજન, ભારે ભોજન, કોળું, કેરી, કાકડી, કારેલાં, કોઠંબડાની કાચરી, મિથ્યા આહાર વિહાર એ અપથ્ય છે.

*

# અધ્યાય : ૩૫

# શીતપિત્ત-ઉદર્દ-કોઠ

## शीतपित्त–उदर्द–कोठ

**शीतपित्त :–**

શીતળ પવનના સ્પર્શથી વધી ગયેલ કફ અને વાયુ એઓ પિત્ત વૃદ્ધિનાં કારણોથી દુષ્ટ થયેલા પિત્ત સાથે મળી ત્વચા + રક્તમાં પ્રવેશી જાય છે તેથી શીતપિત્તા (દિક) થાય છે.

**पूर्वरूप :–**

તૃષા, અરુચિ, મોળ, ગ્લાનિ, ગૌરવ, ઊબકા, દેહપીડા, રક્તવર્ણનાં નેત્રો.

**लक्षणो :–**

કીડી કે ભમરી કરડ્યા જેવા આકારવાળો, કંડુયુક્ત, વ્યથા, વચમાં તાવ, બળતરા સાથે બહાર સોજો થાય છે તેમાં વાત મુખ્ય હોય છે. એ **શીતપિત્ત** હોય છે.

વચમાં નમેલ, રાતો, ચળયુક્ત ચકરડાં વાળો, જે સોજો (પ્રાયઃ) શિશિરમાં થાય તે કફ પ્રધાન હોય છે અને એને ઉદર્દ કહે છે.

વમનનો વેગ રોકવાથી કે વમન બરાબર ન થવાથી પિત્ત અને કફ વધતાં ઊછળેલા અન્નનો નિગ્રહ થતાં કંડુયુક્ત રતાશવાળાં ચાઠાં (ધ્રામઠાં) થાય છે તે કોઠ કહેવાય છે. એક મટી બીજાં થાય તેને ઉત્કોઠ કહેવાય છે.

## चिकित्सा

કડવાં પરવળ, લીબડો, અરડૂસો, કૂકડવેલનાં ફળ એનાથી વમન કરાવવાથી તથા ત્રિફળા, ગૂગળ, પીપરનો રેચ આપવાથી શીતપિત્ત

મટી જાય છે. સરસવના તેલનું માલિશ કરવુ. ઊના પાણીથી ધોવું, ત્રિફળા મધ સહિત લેવાં. નવકાર્ષિક ગૂગળ લેવું. કડુનો રેચ સાકર સાથે લેવો જૂનો ગોળ આદુના રસ સાથે લેવો.

બૃહત્હરિદ્રાખંડ શીતપિત્તના વિકાર માટે પ્રત્યક્ષ ફલપ્રદ છે. તે ા થી ાા તોલો દિવસમાં બેથી ત્રણવાર પાણી સાથે આપવું.

તેમા પ્રવાલપિષ્ટ અજમો અને ગોળ પથ્ય ભોજન સાથે લેવાથી ઉદર્દ મટે છે. મહાતિકતક ઘૃતથી ઉદર્દ મટી જાય છે. રક્તમોક્ષણ પણ પ્રશસ્ત છે. લીબડાનાં કૂણાં પાન તથા આંબળાંને વાટી ઘૃતમાં નિરંતર સેવન કરે તો શીતપિત્ત અને ઉદર્દમાં લાભ કરે છે. છોલેલું આદુ તો. ૬૪, ગાયનું ઘી તો. ૩૨, ગાયનું દૂધ તો. ૧૨૮, સાકર તો. ૬૪ લેવી. પીપર, પીપરીમૂળ, સૂંઠ, મરી, ચિત્રકમૂળ, વાવડિંગ, મોથ, નાગકેસર, તજ, તમાલપત્ર, એલચી અને કચૂરો પ્રત્યેક તો. ૪. વિધિપૂર્વક પાક કરવો. પહેલાં આદુને ઝીણુ સુધારી દૂધમાં નાખી માવો કરી ઘી નાખી, તેમાં કીટી બનાવી અન્ય ઔષધિઓનુ ચૂર્ણ નાખી સાકરની ચાસણી બનાવી, પ્રથમ તેમાં કીટી નાખી પછી ઔષધો નાખી એકજીવ કરી હલાવી તૈયાર કરવો. દરરોજ ાા તોલો ૨ થી ૩ વાર લેવાય. આ આદ્રકખંડ શીતપિત્ત, ઉદર્દ, કોઠ, ઉત્કોઠમાં ખાસ રામબાણ છે. જઠરાગ્નિ તેજ કરી બળ અને વીર્ય વધારે છે, શરીર પુષ્ટ કરે છે.

સિંધવને ઘીમાં વાટી શરીરે ચોળી ધાબળી ઓઢી સૂઈ જવું એ શીતપિત્તાદિમાં લાભકર છે

કરિયાતું, અરડૂસી, કડુ, કૂકડવેલનાં પાન, ત્રિફળા, ચંદન, લીમડો એનો ક્વાથ ભૂનિંબાદિ તરીકે પ્રખ્યાત છે.

અડાયાં છાણાંની રાખ શરીરે ચોળવી.

પથ્ય રૂપે સાઠી ચોખા, મગ, કળથા, ઉષ્ણોદક તથા પવન વગરના સ્થાનક હિતકર છે. સ્નાન, પરસેવો, ભારે અન્ન, ભોજન તથા ઠંડું પાણી અહિતકર છે.

※

# અધ્યાય : ૩૬

# વિસર્પ

## विसर्प

विसर्पः सप्तधा ज्ञेयः सर्वतः परिसर्पणात् ।

**निदान :-**

ખારા, ખાટા, તીખા, ઉષ્ણ પદાર્થો, લીલાં શાક, અત્યંત સેવનથી દોષો પ્રકુપિત થઈ વિસર્પ રોગ ઉત્પન્ન કરે છે તે આઠ પ્રકારનો છે.

**प्रकार :-**

વાતિક, પૈત્તિક, કફજ, દ્વંદ્વજ અને સન્નિપાતજ અને ક્ષતજ એમ આઠ ભેદ છે.

**सामान्य लक्षण :-**

કુપિત દોષો શરીરનાં રક્ત માંસાદિકને દૂષિત કરી નાની મોટી ફોલ્લીનાં ચકરડાં ફેલાવે છે

**लक्षणो :-**

વાતજમાં વાયુના તાવની જેમ માથું, છાતી, ગાત્ર, તથા પેટમાં શૂળ, શોથ, ગાત્રસ્ફુટન, વ્યથા, ચિરાવા જેવી વેદના તથા રોમહર્ષ.

પિત્તજ વિસર્પ ઝડપથી પ્રસરે, લાલ અને પિત્તજ જ્વરનાં લક્ષણોથી યુક્ત હોય છે

કફજ હોય તો ચળવાળો, સ્નિગ્ધ અને કફ જ્વરની પીડાવાળો થાય છે.

ત્રિદોષજમાં ત્રણેય દોષોનાં મિશ્ર લક્ષણ હોય છે.

વાત તથા પિત્તજન્ય આગ્નેય, વાત તથા કફજન્ય ગ્રંથિ વિસર્પ અને પિત્ત તથા કફજન્ય કર્દમવિસર્પ ગણાય છે.

**આગ્નેય વિસર્પ**માં જ્વર, વમન, મૂર્ચ્છા, અતિસાર, પિપાસા, ભ્રમ, અસ્થિશૂળ, અગ્નિમાંદ્ય, અંધારાં, અરુચિ, વેદના, સંજ્ઞાનાશ, નિદ્રા નાશ, શ્વાસ, હિક્કા થાય છે. જે જે અવયવોમાં આ વિસર્પ જાય છે તે તે અવયવોમાં ઠારેલ અંગાર જેવા કાળા વર્ણનો ભૂરો કે રક્તવર્ણનો અને અગ્નિદગ્ધ સમાન ફેલાયલો થાય છે. શીઘ્ર ગતિ કરે છે અને શીઘ્ર હૃદય તથા ઉદર પ્રદેશ પર જાય છે. એમાં વાતથી અત્યંત વેદના થાય છે. સંજ્ઞા અને નિદ્રા નાશ, શ્વાસ અને હેડકી વધી જાય છે બેચેની થાય છે. સૂતાં બેસતાં ભોંય પથારી કે ક્યાંય ચેન પડતું નથી પણ વિશેષ કલેશ થાય છે મન તથા શરીરનાં કષ્ટને કારણે તેને દુષ્પ્રબોધ નિદ્રા આવે છે જે મરણરૂપ હોય છે આને અગ્નિવિસર્પ કહે છે

**ગ્રંથિ વિસર્પ**માં પોતાનાં પ્રકોપક કારણોથી પ્રકુપિત કફ વડે અવરુદ્ધ તથા સ્વપ્રકોપક કારણોથી દૂષિત વાયુ કફને અનેક પ્રકારે ભેદી, વધેલા રક્તવાળા, પુરુષના ત્વચા, શિરા, સ્નાયુ અને માંસમાં સ્થિત રક્તને દૂષિત કરી લાંબી, ગોળ, મોટી ખર અને રક્તવર્ણની ગ્રથિમાલા ઉત્પન્ન કરી છે એને લીધે પ્રબળ વેદના, જ્વર, શ્વાસ, કાસ, અતિસાર, મુખશોષ, હેડકી, વમન, ભ્રમ, મોહ, વિવર્ણતા, મૂર્ચ્છા, અંગપતન અને અગ્નિમાંદ્ય તથા થાક થાય છે. આને ગ્રન્થિવિસર્પ કહે છે

**કર્દમ વિસર્પ**માં જ્વર, સ્તંભ, નિદ્રા, તંદ્રા, શિરઃશૂળ, શિથિલતા, વિક્ષેપ, પ્રલાપ, અરુચિ, ભ્રમ, મૂર્ચ્છા, અગ્નિમાંદ્ય, અસ્થિભેદ, પિપાસા ગૌરવ, આમદોષ, સ્રોતોમાં કફનુ લેપાવુ વગેરે લક્ષણો થાય છે આ વિસર્પમાં વેદનાધિક્ય હોતું નથી. અત્યત પીળી, લાલ, પાંડુવર્ણની

ફોલ્લાથી વ્યાપ્ત, સ્નિગ્ધ, કૃષ્ણવર્ણ, મલિન, શોથયુક્ત, ગુરુ તથા ગંભીર પાકવાળો, અત્યંત ઉષ્ણ સ્પર્શમાં આર્દ્ર તથા ફાટેલો હોય છે. ત્વચાનો વર્ણ કાદવ જેવો હોય છે. માંસ ગળીને પડી જાય છે. સ્નાયુ અને શિરા સ્પષ્ટ બને અને શબ જેવી ગંધ આવે છે.

**ક્ષતજ વિસર્પ**માં શસ્ત્રપ્રહાર તથા વ્યાઘ્ર આદિ પશુના દાંત, નખ ઇત્યાદિ આગન્તુક હેતુથી ઉત્પન્ન ક્ષત વડે પ્રકુપિત વાયુ રકતસહિત પિત્તને પ્રેરી વિસર્પ ઉત્પન્ન કરે છે. આ કળથી સમાન આકારવાળી ફોલ્લીથી વ્યાપ્ત કળા વર્ણની રસીવાળો શોથ, જ્વર પીડા અને દાહયુકત હોય છે

**उपद्रवो :-**

જ્વર, અતિસાર, વમન, ત્વચા તથા માંસનુ ફાટવું, ગ્લાનિ, અરુચિ, ભોજનનો યોગ્ય પરિપાક ન થાય એ ઉપદ્રવો છે

**साध्यत्व :-**

એક દોષજ સાધ્ય, ત્રિદોષજ તથા ક્ષતજ અસાધ્ય હોય છે. પિત્તજ યદિ કૃષ્ણવર્ણનો હોય તો અસાધ્ય હોય છે અને સાધ્ય વિસર્પ પણ મર્મસ્થળમાં હોય તો કૃચ્છ્ર સાધ્ય બને છે.

## चिकित्सा

દોષોની કલ્પના કરતાં દાહકારક ન હોય તેવાં વિરેચન, વમન, પ્રલેપ, પરિષેક તથા રકતમોક્ષણ કરાવવાં.

રકતચંદન, રાસ્ના, કમળ, જેઠીમધ તથા બલા એ બધાંને વાટી ઘી તથા દૂધ મેળવી પ્રલેપ કરવાં વાતજ માટે શ્રેષ્ઠ છે.

વિસર્પ ઉપર કપડું રાખી ઉપર કશેરુ, શિંગોડા, પદ્મકાષ્ઠ, ગુન્દ્ર,

(તૃણવિશેષ), લીલ (શેવાળ), કમલ તથા કાદવ બધાને પીસી ઘી મેળવી શીતલ પ્રલેપ કરવો. પિત્તજ માટે શ્રેષ્ઠ છે.

હરડે, બહેડાં, આમળાં, પદ્મકાષ્ઠ, ખસ, લજ્જાલુ, કણેરજડ, નલમૂળ, અનંતમૂળ એ બધાંને પીસીને લેપ કરવાથી કફજવિસર્પ મટે છે.

અગ્નિવિસર્પમાં વાત પિત્ત શામક, ગ્રંથિમાં વાત કફ શામક, કર્દમમાં પિત્ત કફ શામક ક્રિયાક્રમ કરવો. ત્રિદોષજમાં ત્રણેય દોષોની શામક ચિકિત્સા કરવી.

સરસડાની છાલ, તગર, જેઠીમધ, રતાંજળી, એલચી, જટામાંસી, હળદર, દારુહળદર, ઉપલેટ, વાળો આ બધાંને બારીક વાટી લેવાં અને ઘીમાં વાટી યા શીતલ જલમાં વાટી પ્રલેપ કરવો. એ **દશાંગલેપ**ના નામથી પ્રખ્યાત છે. તે વિસર્પ, કુષ્ઠ, જ્વર અને શોથમાં પ્રશસ્ત છે.

પંચવલ્કલ અથવા ચંદન અથવા પદ્મકાષ્ઠ, ખસ, જેઠીમધ આ ઔષધોના કવાથના પરિષેકથી અથવા પીસીને લેપ કરવાથી વિસર્પ નષ્ટ થાય છે. કરિયાતું, અરડૂસી, કડુ, કડવાં પરવળ, હરડે, બહેડાં, આંબળા, લાલ ચંદન તથા લીમડાની છાલનો કવાથ બનાવી પીવા માટે આભ્યંતરિક ઉપયોગ માટે આપવો તેથી દાહ, કંડુ, વિસ્ફોટક, પિપાસા આદિ વમનાદિક નષ્ટ થાય છે.

કુષ્ઠરોગમાં જે જે ઘૃતો સૂચવ્યા છે તે તે બધાનો પરિષેક, પ્રલેપ તથા ભોજનમાં પ્રયોગ કરવો.

કરંજ, સપ્તપર્ણ, કલગવ (વઢવાડિયા), થોરનું દૂધ, આકડાનું દૂધ, ચિત્રકમૂળ, ભાંગરો, હળદર, ગોમૂત્ર તથા વચ્છનાગ દ્વારા વિધિ પ્રમાણે પકવ તેલ લગાડવાથી વિસ્ફોટક, વિચર્ચિકા તથા વિસર્પ નષ્ટ થાય છે.

કુષ્ઠ, વિસ્ફોટ અને મસૂરિકા માટે જે જે ચિકિત્સા કહી છે તે

સઘળી વિસર્પમાં ફલપ્રદ બને છે. બુદ્ધિમાન વૈદ્યે પાકેલા વિસર્પનું પરિશોધન કરેલ વ્રણોક્ત ચિકિત્સા કરવી.

**પથ્યાપથ્ય :-**

પથ્ય : જૂના ચોખા, ચણા, મગ, મસૂર, ઘઉં, કારેલાં, કેળાં, સરગવાની શીંગ, દ્રાક્ષ, દાડમ, ઘી અને પૌષ્ટિક પદાર્થો લેવાં.

અપથ્ય :- શ્રમ, મહેનત, પવન, ક્રોધ, તેલ, તીખા અને અમ્લ પદાર્થો મૂકી દેવાં.

*

# અધ્યાય : ૩૭

# વિસ્ફોટક

## विस्फोटक

**निदान :-**

તીખા, ખાટા, તીક્ષ્ણ, દાહક, ઉષ્ણ, રૂક્ષ અને ખારા પદાર્થોના ભક્ષણથી, અજીર્ણથી, જમ્યા પર જમવાથી, તડકાથી, ટાઢ, ગરમી કે વૃષ્ટિના અતિયોગથી, ઋતુ વિપર્યયથી કે તે ઋતુમાં કરેલા આહારના વિપર્યયથી પ્રકુપિત વાતાદિ દોષો રક્ત, માંસ અને અસ્થિને દોષવંત કરી તાવ ઉત્પન્ન કરી અનેક પ્રકારના ફોલ્લા કરે છે.

**प्रकार :-**

વાતજ, પિત્તજ, કફજ, દ્વંદ્વજ, ( ૩ ), ત્રિદોષજ અને આઠમો રક્ત દોષજ હોય છે.

**सामान्य लक्षण :-**

દરેક પ્રકારના વિસ્ફોટકમાં લોહી તથા પિત્ત ( વિકૃતિ ) મુખ્ય હોય છે. એમા વાતનો અનુબંધ હોય છે. જ્વરયુક્ત, અગ્નિ દગ્ધ વત, સ્ફોટક સમ્પૂર્ણ શરીરમા હોય અથવા કોઈ એક પ્રદેશમાં હોય તેને વિસ્ફોટક કહે છે

**विशिष्ट लक्षणो :-**

**વાતજ :** શિર શૂળ, તોદ, જ્વર, પિપાસા, સંધિભેદ અને કૃષ્ણવર્ણતા. **પિત્તજ :** જ્વર, દાહ, પીડા, પાક, સ્રાવ, પિપાસા અને પીળો કે લાલવર્ણ. **કફજ :** વમન, અરુચિ, અગોની જડતા, કંડુ,

પાંડુવર્ણતા, પીડાનો અભાવ, ચિરપાકી. **કફપિત્તજ :** કંડુ, દાહ, જ્વર, અને વમન. **વાતપિત્તજ :** તીવ્ર વેદના. **વાતકફજ :** કંડુ, આર્દ્રતા, ગુરુતા થાય છે. **ત્રિદોષજ :** વચમાં નમેલો, કિનારા ઊભરેલા, કઠણ, અલ્પપાકયુક્ત, દાહ, રતાશ, તરસ, મોહ, ઊલટી, જ્ઞાનશૂન્યતા, વેદના, જ્વર, પ્રલાપ, કમ્પ, તંદ્રા. **રક્તજ :** ચણોઠી જેવો લાલ, લાળસ્રાવયુક્ત, દાહ કરે છે. આ રક્તજ વિસ્ફોટક અસાધ્ય છે.

**આભ્યંતર વિસ્ફોટક :** જેમ આ આઠ પ્રકારો બહાર થાય છે. તે રીતે એક પ્રકાર અંદર પણ થાય છે. તેમાં તીવ્ર વ્યથા તથા જ્વર હોય છે અને એ બહાર આવી જાય પછી રોગી સ્વસ્થ થાય છે. જો તે બહાર ન આવ્યો હોય તો વાતજ વિસ્ફોટકની ચિકિત્સા કરવી.

**उपद्रवो :-**

તરસ, શ્વાસ, માંસકોથ, દાહ, હિક્કા, મદ, જ્વર, વિસર્પ, મર્મસ્થળોમાં પીડા.

**साध्यत्व :-**

એક દોષજ સાધ્ય, દ્વિદોષજ કષ્ટસાધ્ય અને ત્રિદોષજ તથા ઉપદ્રવોથી યુક્ત ઘોર અને અસાધ્ય હોય છે.

## चिकित्सा

દોષ અને બળનો વિચાર કરી લંઘન, વમન તથા પથ્ય ભોજનની વ્યવસ્થા કરવી. વિરેચન પણ પ્રશસ્ત છે.

જૂના શાલિચોખા, યવ, મગ, મસૂર અને તુવર એ પથ્ય છે.

દશમૂળ, રાસ્ના, દારુહળદર, ખસ, જવાસો, ગળો, ધાણા અને નાગરમોથથી સિદ્ધ ક્વાથ વાતજ વિસ્ફોટકમાં આપવો.

કિસમિસ, કાશ્મરી, ખજૂર, પરવળનાં પાન, લીમડાની છાલ, અરડૂસી, કડુ, ડાંગરની ધાણી અને જવાસો: એનાથી સિદ્ધ ક્વાથમાં સાકર નાખી પિત્તજ વિસ્ફોટમાં આપવો.

કરિયાતું, વજ, અરડૂસી, ત્રિફળા, ઇંદ્રજવ, લીંબડો અને કૂકડવેલનો ક્વાથ કરી મધ નખી કફજ વિસ્ફોટકમાં આપવો.

કરિયાતું, લીબડો, જેઠીમધ, મોથ, અરડૂસી, કૂકડવેલ, ખડસલિયો, પિત્તપાપડો, વાળો, ત્રિફળા અને ઇંદ્રયવનો ક્વાથ સર્વે વિસ્ફોટકમાં ઉપયોગી છે. આને દ્વાદશાંગ ક્વાથ કહે છે

ઇંદ્રયવને ચોખાના ધોણ સાથે વાટી લેપ કરે તો વિસ્ફોટક મટે છે.

ગળો, કડવાં પરવળનાં પાન, કરિયાતુ, અરડૂસી, લીબડો, ખડસલિયો, પિત્તપાપડો, ખેર અને મોથનો ક્વાથ કરી પીએ તો વિસ્ફોટક અને એનો તાવ મટી જાય છે

રતાંજળી, નાગકેસર, ધોળી ઉપલસરી, તાંદળજો, સરસડાની છાલ, ચમેલી તથા જાઈનાં પાન એનો લેપ કરવાથી બળતરા મટે છે

કમળ, લાલ ચંદન, લોધર, ખસ અને બન્ને પ્રકારની સારિવાને જળમાં પીસી લેપ કરવાથી દાહ મટે છે.

પૂત્રજીવકની મજ્જાને પાણીમાં પીસી પ્રલેપ કરવાથી વિસ્ફોટકની વેદના શમે છે.

સારિવાદ્યરિષ્ટ, ખાદિરાદિષ્ટ, ચંદનાસવ સદૃશ પ્રયોગો રક્તદોષજ વિસ્ફોટકમાં આપવા

*

# અધ્યાય : ૩૮

# ફિરંગ

## फिरंग

निदान :-

અત્યંત ગરમીવાળી સ્ત્રીના સંગથી અથવા તેવી સ્ત્રીનો જેણે સંગ કર્યો હોય અને તેણે જે ઠેકાણે મૂત્રવિસર્જન કર્યું હોય ત્યાં પેશાબ કરવાથી અથવા એવા મનુષ્ય સાથે ખાવાપીવાનો સંસર્ગ રાખવાથી વાયુ પ્રકોપ પામી ફિરંગ કરે છે. અથવા ક્ષીણ પુરુષ વારંવાર મૈથુન કરે તો કેવળ ક્ષીણ થઈ વીર્યના બંધેજ વગરનો થવાથી વાયુ વિવિધ પ્રકારની પીડા કરે છે.

| ઉપદંશજ વ્રણ | ફિરંગજ વ્રણ |
|---|---|
| ૧ મૈથુન બાદ ત્રીજે કે ચોથે દિવસે દાણો. | ૧ ત્રીજા સપ્તાહમાં દાણો. |
| ૨ અનેક દાણા. | ૨ પ્રાયઃ એક જ દાણો. |
| ૩ મૃદુ | ૩ તરુણાસ્થિ પાછળ કઠણ. |
| ૪ દાહ, પ્રચુર પૂય, લસિકા. | ૪ દાહ નહી તથા લસિકા સિવાય બીજું કંઈ નથી હોતું. |
| ૫ વ્રણના કિનારા સાફ અંદર પોલાણ. | ૫ કિનારા સાફ કે પોળા કે ઊંચા નથી હોતા. |
| ૬ પીડા ઘણી. | ૬ પીડા રહિત. |

| | |
|---|---|
| ૭ વ્રણ તરફની અને જંઘાની ગ્રંથિઓ ફૂલે છે. તે મૃદુ, પાકવા લાગી અને વેદનાયુક્ત હોય છે. | ૭ બન્ને તરફ ફૂલે છે તે કઠણ પાક વગરની વેદના રહિત હોય છે. |
| ૮ ચિકિત્સા ન કરવાથી વ્રણ અધિક ફેલાઈ સ્થાનિક ધાતુનો નાશ કરે છે. પરંતુ સાર્વદૈહિક લક્ષણો પ્રાય નથી થતાં. | ૮ ચિકિત્સા ન કરતાં સ્થાનિક વિકૃતિનો અભાવ. પણ વિષ ફેલાઈ સાર્વદૈહિક લક્ષણો. |

ફિરંગ નામક દેશમાં અધિક થવાથી તેનું નામ ફિરંગ છે. ફિરંગીઓ જ્યારે હિંદમાં આવ્યા ત્યારે તેમના સંસર્ગથી આ રોગ પ્રવેશ્યો છે. આ રોગ આગંતુક છે. પાછળથી એમાં દોષ પ્રકોપ થાય છે. ફિરંગજ વ્રણ અને ઉપદંશજ વ્રણમાં ઉપર્યુક્ત ભેદ છે.

**फिरंगनुं रोगस्वरूप :-**

૧ બાહ્ય, ૨ આભ્યંતર, ૩ બાહ્યાભ્યન્તર આ ત્રણ પ્રકાર છે.

**बाह्य :-**

શરીરની બહાર ત્વચામા થનારો ઇંદ્રિય પર ફોલ્લી થાય, ફાટે, પીડા ઓછી, સુખસાધ્ય.

**आभ्यंतर :-**

નસમાં પ્રવેશેલો કષ્ટસાધ્ય સંધિઓમાં થાય. આમવાત સદૃશ પીડા અને શોથ થાય છે. કષ્ટસાધ્ય છે.

**बहिरन्तर्भव :-**

લાંબો વખત રહેનાર અને અસાધ્ય છે.

**ઉપદ્રવ :-**

કૃશતા, બળક્ષય, નાસાભગ (નાકનુ બેસવુ), અગ્નિમાંદ્ય, અસ્થિશોથ એ ઉપદ્રવ છે.

**સાધ્યત્વ :-**

બહાર થયેલો, નવીન, ઉપદ્રવ વગરનો સાધ્ય, અભ્યંતર કષ્ટસાધ્ય, બાહ્યાભ્યન્તર હોય તો અસાધ્ય જાણવો જૂનો દુર્બળને થયેલ, ઉપદ્રવયુક્ત અસાધ્ય હોય છે

## ચિકિત્સા

રસકપૂર શ્રેષ્ઠ ઔષધ છે. એનો પ્રયોગ સંભાળી કરવો. દાત તથા પેઢાને ન લાગે એ રીતે ઘીમાં કે માખણમાં ઉતારવો. એના પાઠ દેવકુસુમાદિવટી અને કેસરાદિવટીને નામે પ્રખ્યાત છે તે આપવા. સપ્તશાલીવટી પણ પ્રશસ્ત છે એના પાઠમાં લખ્યા મુજબ બરોબર બને છે. એમાં પારો ૨૪ રતી, કાથો ૨૪ રતી, અક્કલકરો ૪૮ રતી, મધ ૭૨ રતી લઈ બધાને ખરલમાં સારી પેઠે ઘૂટી તેની સાત ગોળી વાળી લેવી અને દરરોજ એક પ્રભાતે એમ ૭ દિવસ સુધી ખાવી.

પથ્યમાં મીઠા વગરનું હલકુ ભોજન, નિર્મળ કૂવાનુ પાણી, રમણીય સ્થાન હિનકારક છે. ખટાશ, તેલ, લવણ, તીક્ષ્ણ, હિંગ, ગોળ, દૂધ, દહી, રીંગણાં, શ્રમ, મૈથુન એ અહિતકારક છે.

રસકપૂર સેવનથી મો આવી જાય તો વડ, ઉમરો, પીપર, પીપળો અને પારસપીપળો એ પંચવૃક્ષની છાલનો ક્વાથ કરી કોગળા કરવા, તો મોઢું આવ્યુ હોય તો મટી જાય છે અથવા જીરુ અને ખેરસારના કોગળા કરવા કે ખદિરાદિવટી ચૂસવી હિતકારી છે

ચોપચીનીઆદિચૂર્ણ ઉત્તમ લાભ કરે છે માત્ર ચોપચીનીનુ ચૂર્ણ ત્રણ આનીભાર મધ સાથે લેવાય અને લવણ બંધ કરવામાં આવે તો સારો લાભ કરે છે.

## ઉપદંશ

**निदान :–**

હાથનો આઘાત લાગવાથી, નખ અથવા દાંત દ્વારા ક્ષત થવાથી, મૈથુનોપરાંત લિંગ ન ધોવાથી, અત્યંત મૈથુનથી, યોનિદોષથી તથા વિવિધ પ્રકારના અપચાર કરવાથી લિંગમાં ૫ પ્રકારના ઉપદંશ થાય છે. હાથના આઘાતનો અર્થ હસ્તમૈથુનથી છે નખ અને દાંતનો અર્થ અત્યંત બળવાન અનુરાગ છે. કેલિમાં પ્રવૃત્ત સ્ત્રી પુરુષને ધ્યાનમાં નથી રહેતું કે તે સમયે લિંગમાં કઈ રીતે ચોટ લાગે છે કે ક્ષત થાય છે કામશાસ્ત્ર પણ કહે કે મનુષ્ય જ્યારે રતિચક્રમાં સપડાઈ જાય છે, ત્યારે જ્ઞાન શૂન્ય બની એ ઉચિતાનુચિત કે કર્તવ્યાકર્તવ્યનું સ્મરણ રાખતો નથી. કામથી એની ડામાડોળ બનેલ બુદ્ધિ વાસના પૂર્તિ કરીને જ થંભે છે. દુષ્ટ સ્ત્રીઓ રતિકલહમાં નખ, દંતાદિ વડે ઘાવ પણ કરી બેસે છે. ઉત્કલાદિ દેશોમાં સ્ત્રીઓ મુખ મૈથુન પણ કરાવે છે, ત્યારે દાંતોથી ક્ષત શક્ય બને છે. વિવિધોપચારનો અર્થ દૂષિત જલથી લિંગ ધોવું કે બ્રહ્મચારિણીઓ સાથે મૈથુન કરવું ઇત્યાદિ.

**प्रकार :–**

વાતિક, પૈત્તિક, કફજ, સન્નિપાતિક અને આગન્તુક.

**लक्षणो :-**

**વાતજ :** તોદ, ભેદ, સ્ફુરણ, કૃષ્ણવર્ણનો સ્ફોટ. **પિત્તજ :** પીત, ક્લેદયુક્ત, દાહ, માંસસદૃશ રતાશયુક્ત. **કફજ :** કંડુયુક્ત, ભારે શોથયુક્ત, સફેદ અને ઘન સ્રાવયુક્ત. **સન્નિપાતિક :** ત્રણેય દોષના મિશ્ર લક્ષણયુક્ત અસાધ્ય અનેક પીડાયુક્ત હોય છે. **રક્તજ :** કાળા વર્ણનો હોય રક્તસ્રાવ હોય અને પૈત્તિક ઉપદંશ સદૃશ હોય તે જાણવો.

**साध्यत्व :–**

જેમાં લિંગનું માંસ ગળી જાય, કીડા વડે ખવાઈ જાય અને

સમસ્ત લિંગ ગળી જઈ માત્ર અંડકોશ રહે તેની ચિકિત્સા ન કરવી. જે મૂર્ખ મનુષ્ય વિષયાસક્ત બની ઉપદંશની ચિકિત્સા ના કરે તે પૂરી રીતે રોગ ભોગ બને છે

## ચિકિત્સા

સાધ્ય ઉપદંશોમાં સ્નેહન સ્વેદન કરાવી લિંગની વચ્ચે શિરાવ્યધ કે જળો દ્વારા રક્તમોક્ષણ કરાવવો. અત્યંત વૃદ્ધ દોષને વમન વિરેચન દ્વારા દૂર કરવા. વૃદ્ધ દોષો દૂર થતાં પીડા અને શોથ ઘટે છે. દુર્બળ અને વિરેચન યોગ્ય ન હોય તેને નિરુહ બસ્તિ આપી દોષો દૂર કરવા અને પાક ન થાય એ રીતે ક્રમ કરવો. પાકથી લિંગનો ક્ષય થાય છે. વાતકોપદંશમાં જેઠીમધ, અગર, દારુહળદર, રાસ્ના, કુષ્ઠ, એલચી, પ્રપૌંડરિકનો લેપ કરવો અને એના ક્વાથથી પરિષેક કરવો. ગેરુ, નસોતર, મજિષ્ઠા, જેઠીમધ, ખસ, પદ્મકાષ્ઠ, ચંદન અને કમળ એ બધાને પીસી સ્નિગ્ધ કરી પ્રલેપ કરવો. શ્વેતકમળ, રક્તકમળ, કમળનાળ, અર્જુન છાલ, જેઠીમધ પીસી ઘીથી સ્નિગ્ધ કરી તે વડે પૈત્તિકોપદંશમાં પ્રલેપ કરવો. ઘી, દૂધ, સાકર, ઇક્ષુરસ, મધ અને જલથી પ્રલેપ પૈત્તિકોપદંશમાં કરવો અથવા ન્યગ્રોધાદિ ગુણ વડે સિદ્ધ ક્વાથથી પરિષેક કરવો. આરગ્વધાદિગણ ( અમલતાસ, ઇન્દ્રયવ, લીમડો, ગળો, પરિપાઠ, કરિયાતું, પરવળ, કરંજ, લત્તાકરંજ, ચિત્રક, કાળીજીરી આદિ ) થી સિદ્ધ ક્વાથથી પરિષેક કરવાથી કફજ ઉપદંશ મટે છે. લીમડો, અર્જુન, પીપળો, કદમ્બ, જાંબુ, વડ, ઉમરો અને એના ક્વાથ કરી પરિષેક તથા એના કલ્કનો પ્રલેપ કરવાથી રક્તજ ઉપદંશ મટે છે. દારુહળદરની છાલ, શંખનાભિ, રસાંજન, લાક્ષા, ધાણા, ગુંદર, તેલ, મધ, ઘી તથા દૂધ સમભાગે લઈ પ્રલેપ કરવાથી પણ વ્રણ શોથ અને દાહ મટે છે ત્રિફળાને કડાઈમાં બાળી એની ભસ્મ કરવી તથા એને મધમાં વાટી સિંધવ સાથે મેળવી લગાડવી.

કરંજ, લીમડો, વિજયસાર, જાંબુ તથા ન્યગ્રોધાદિગણ સિદ્ધ કલ્ક

તથા કવાથથી સિદ્ધ કરંજાદ્યઘૃત ઉપદંશમાં લાભ કરે છે. ભૂનિમ્બાદ્યઘૃત પણ લાભ કરે છે. કુષ્ઠ, નાડીવ્રણ અને વ્રણોક્ત ઘૃતો પણ લાભ કરે છે

### केसरादिवटी :-

શુદ્ધ રસકપૂર, કેસર, સાકર, સુખડનુ ચૂર્ણ, લવંગ, જાવંત્રી સમભાગે લઈ ખરલમાં પાણી સાથે ઘૂંટી ૦॥ રતીની ગોળી મગના દાણા જેવડી કરી લેવી ૨ થી ૪ ગોળી દિવસમાં ૨ વાર ઘીમાં લપેટીને ગળી જવી. ઉપદંશ તથા ફિરંગોપદંશ, રક્તવિકાર, સંધિવા, ગડગૂમડ, વ્રણ વગેરે માટે અત્યંત પ્રસિદ્ધ.

### चोपचीनीआदि चूर्ण -

ચોપચીની તો. ૧૬, સાકર તો ૪, પીપર, પીપરીમૂળ, મરી, લવંગ, અક્કલકરો, સૂંઠ, વાવડિંગ, હરડે, બહેડાં, આમળાં અને બંગભસ્મ એ પ્રત્યેક તો. ૦॥ લઈ ચૂર્ણ કરી લેવું. પ્રમાણ : ૦। તોલા મધ સાથે પ્રમેહ, ઉપદંશ, ફિરંગ, સંધિવાતાદિમાં લાભ કરે છે.

### व्याधिहरणरस :-

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, શુદ્ધ હરતાલ, શુદ્ધ મનશિલ, શુદ્ધ રસકપૂર, શુદ્ધ સોમલ બધાને ઘૂંટી કજ્જલી કરી કુવારના રસમાં ઘૂંટી સૂકવી કપડમાટી કરી શીશીમાં ભરી વાલુકાયંત્રમા મૂકી બાર પ્રહર આંચ આપી ચંદ્રોદયની માફક પકાવી લેવું. ગંધક બળ્યા બાદ શીશીના મોઢામાં બૂચ લગાડી બંધ કરવું પ્રમાણ : ૧ થી ૨ રતી મધ કે માખણ સાથે સવાર સાંજ બે વખત ગરમીનાં દરદો ઉપદંશ, રક્તવિકાર, ફિરંગરોગમાં ઉત્તમ છે.

### देवकुसुमादिवटी :-

કસ્તૂરી, ચંદન, સફેદ લવંગ, કેસર અને શુદ્ધ રસકપૂર પ્રત્યેક તો. ૦। લઈ ગુલાબજળમાં ઘૂટી રતીભારની ગોળી કરી લેવી. પ્રમાણ :

૧ ગોળી ગાયના તાજા ઘીમાં લપેટી ગળી જવી. દાંતે ન લગાડવી અથવા કાળી દ્રાક્ષની વચ્ચે રાખી ગળવી. ફિરગ, ઉપદશ, ચાંદી મટાડે, ચણાના લોટની રોટલી અને ઘી લેવાય તેલ, ખટાશ, મરચા અપથ્યાદિક બધ કરવાં.

## उपदंशारिमलम :-

રસકપુર, ગંધક, હરતાલ, એલચી, ઓદાર, પારદ, હિંગળોક, મનશિલ, કપિલો, રાળ પ્રત્યેક તો ૧, સફેદો તો. ૨, ગાયનુ ઘી તો. ૩૦, પ્રથમ ચીજોનું બારીક ચૂર્ણ કરી લેવુ અને પારદ ગંધકની કજ્જલી કરી તેમાં એ સર્વને મેળવી આપવુ પછી ઘીને ગરમ કરી, તેમાં એ સર્વ મિશ્ર કરી, મલમ બનાવી, બાટલીમાં ભરી લેવો. આ મલમની પટ્ટી ગરમીના જખમ પર લગાડવી કે જેથી જખમ સાફ થઈ તુરત જ માંસ આવી રુઝાઈ જાય છે ગરમીની ચાંદી માટે ઉત્તમ છે.

## तुत्थादिमलम :-

કપિલો, મીણ, સિંદૂર, ઓદાર, ફુલાવે, મોરથૂથૂ, સોપારી, બાળેલના કોલસા, ખારેકના બાળેલ કોલસા પ્રત્યેક તો ૧, ગાયનું માખણ સો પાણીએ ધોએલું તો. ૮, રસકપૂર રતી ૧૨. પ્રથમ સૂકી દવાઓને બારીક કપડછાણ કરી લેવી, પછી ધોયેલું માખણ લઈ તેમાં મીણ ગરમ કરી મેળવી આપવું અને પછી બીજી દવાઓનું ચૂર્ણ હોય તે મેળવી મલમ બનાવી લેવો. આ મલમ વ્રણ, ગરમી, ઉપદશની ચાદી માટે અકસીર છે

*

# અધ્યાય : ૩૯

## દાહ

### दाह

દાહ સાત પ્રકારનો થાય છે. પિત્તજ, રક્તજ, રક્તપૂર્ણકોષ્ઠજ, મદ્યજ, તૃષા નિરોધજ, ધાતુક્ષયજ અને મર્માભિઘાતજ એમ શાસ્ત્રમાં સાત પ્રકાર કહ્યા છે

પિત્તજ દાહમાં પિત્તજ્વરનાં સર્વે લક્ષણો હોય છે. ચિકિત્સા પણ પિત્તજ્વરની કહી છે. ફેર એટલો છે કે પિત્તજ્વરમાં સ્થાનિક વિકૃતિ આમાશયમાં હોય છે. વળી પિત્તજ્વરમાં જ્વર પ્રધાન હોય છે. અહી દાહ પ્રધાન હોય છે.

રક્તજ દાહમાં લોહી વધવાથી શરીરમાં દાહ થાય છે. શરીરમાં ધુમાડો નીકળતો હોય અને અગ્નિથી બળતો હોય એવો સંતાપ થાય છે. શરીર તામ્રવર્ણ, સર્વાંગદાહ તથા મોંમાં લોહી જેવી ગંધ આવે છે.

રક્તજ પૂર્ણ કોષ્ઠમાં શસ્ત્રથી ઘા થાય છે અને કોઠો લોહીથી ભરાઈ જાય છે. તે અસાધ્ય છે અને તેમાં રુગ્ણ મૃત્યુ પામે છે.

મદ્યજ દાહમાં સમાનવાયુની ઉષ્ણતાથી પિત્ત રક્ત વડે વૃદ્ધિ પામી ત્વચામાં જઈ સર્વ શરીરમાં ભયંકર દાહ ઉત્પન્ન કરે છે.

તૃષાના વેગાવરોધથી શરીરની જલધાતુ ક્ષીણ થઈ શરીરમાં ઉષ્ણતા વધે છે તેથી અંદર અને બહાર બળતરા ઉત્પન્ન કરે છે. કંઠ–તાલુ શુષ્કતા, જીભમાં કંપ અને ચિત્ત વ્યાકુળ બને છે.

ધાતુઓના ક્ષયથી થયેલ દાહમાં મૂર્ચ્છા, તૃષા, સ્વરભંગ અને શરીરમાં સામર્થ્યાભાવ અને માનવી મૃત્યુ પામે છે.

મર્મસ્થાનોમાં :–માથામાં, હૃદયમાં, મૂત્રાશય, પાંસળીઓ, લમણુ, પેટ, બસ્તિ, ભ્રમરની વચ્ચે કોઈ પણ પ્રકારના મારથી દાહ થાય છે અને તે અસાધ્ય છે.

જેમાં શરીર ઉપરથી ઠંડું અને ભીતર બળે તે સાધ્ય દાહ હોય તો પણ અસાધ્ય સમજવો, કેમકે તેમાં માણસ મરી જાય છે.

## चिकित्सा

(૧) સો વાર કે હજાર વાર ધોયેલું ઘી, જેઠીમધનું ચૂર્ણ મેળવી તપ્તતાવાળી જગ્યાએ લગાડવું. (૨) કેળનાં પાન અને કમળ પત્રની શય્યા પર સૂવું. (૩) ખસની ટટ્ટીવાળા મકાનમાં રહેવું. ચાંદનીમાં ફરવું. (૪) ઠંડુ પાણી પીવું (૫) બગીચા, સુંદર સ્થળો અને હોજ–ફુવારામાં વિહાર. (૬) ચંદનાદિ ક્વાથ :–ચંદન, પિત્તપાપડો, ધાણા, વરિયાળી, આમળાં, વાળો, સુગંધવાળો, મોથ, પદ્મક, કમળ અને મૃણાલકમળનું નાળ, એ સમભાગે લેવાં સાકર નાખી પીએ તો તુરત દાહ શાંત થાય છે.

મહાચંદ્રકળા રસ દાહ શામક છે. ચદનાસવ એ મદ્યજ દાહમા આપવા. ગુલકંદ અને જહરમોહરાપિષ્ટ, પ્રવાલપિષ્ટ મેળવી આપવાથી દાહનું શમન થાય છે ધાતુક્ષયજ દાહમાં શીતળ સ્નિગ્ધ અને બૃંહણ ચિકિત્સા કરવી.

સુંદર, ઊંચા, ગોળ, કઠણ અને ચંદન ચર્ચિત સ્તનવાળી લલિત, લાવણ્યમયી લલનાના પ્રેમભર દૃઢ આલિંગનથી દાહનો નાશ થાય છે. માથે શીતળ જળ સિંચન કરવું. ખસના પંખાઓને ઠંડા પાણીથી ભીંજવી તેનો પવન લેવો જેથી દાહ અને તૃષા શાંત થાય છે

કમળ, કેવડો, ચંદન, ગુલાબ, ખસ એનાં શરબતો, ચૂર્ણ કલ્પો, પ્રલેપ અને ઔષધ પ્રયોગો બુદ્ધિમાન વૈદ્યે યોજવાં.

# અધ્યાય : ૪૦

## તૃષ્ણા

### तृष्णा

**संप्राप्ति :-**

સ્વસ્થાનમાં સ્થિત પિત્ત, તીક્ષ્ણ, ખાટા, ગરમ પદાર્થોના સેવનથી કુપિત થઈ પોતાના સ્થાનમાં સ્થિત વાયુ ભય, શ્રમ તથા બલક્ષય કરવાવાળા, ઉપવાસાદિક કારણોથી કુપિત થઈ એ દોષો ઉપર આવી તાલુ પ્રદેશને દૂષિત કરી તૃષ્ણા ઉત્પન્ન કરે છે. જલવાહી સ્રોતો દૂષિત થવાથી પણ તૃષ્ણા થાય છે.

**प्रकार :-**

વાતજ, પિત્તજ, કફજ, ક્ષતજ, ક્ષયજ, આમદોષજ અને ભોજનોદ્‌ભવા એમ સાત પ્રકારની થાય છે

**सामान्य लक्षण :-**

તાલુ, ઓષ્ઠ, કંઠ, મુખ–શોષ, દાહ, સંતાપ, મોહ અને પ્રલાપ એ બધા તૃષ્ણાના લક્ષણો છે. તૃષ્ણાના ઉત્પત્તિકાલે એ લક્ષણો વધુ દેખાય છે.

**वातज तृषा :-**

મુખની મલિનતા, પીડા, મુખનો સ્વાદ બગડી જવો, જલવાહી સ્રોતોમાં અવરોધ થાય છે અને ટંડુ પાણી પીતાં આ તરસ વધે છે.

**पित्तज तृषा :-**

મૂર્ચ્છા, બેભાનતા, અન્નદ્વેષ, બકવાટ, બળતરા, રક્તનેત્રતા, મુખશોષ

અને કડવાશ થાય છે શીતળના ગમે છે શરીરમાં તાપ, મળ, મૂત્ર અને નેત્રો પીળાં થાય છે, ગળામાંથી ધુમાડા નીકળે છે.

**कफज तृषा :-**

જઠરાગ્નિની ઉષ્મા કફ વડે અવરુદ્ધ થઈ અગ્નિની ઉષ્ણતા વડે જલવાહી સ્રોતોનુ શેષણ થતાં કફ વડે તૃષા થાય છે જેથી વ્યાકુળ માનવી દુર્બળ થાય છે, નિદ્રા વધે છે, ગૌરવ, મુખમા મધુરતા અને દિનપ્રતિદિન તે સૂકાય છે.

જો **શસ્ત્રના ઘા** આદિથી શરીરમા રક્તસ્રાવાદિક થાય છે તેથી પીડા અને તરસ લાગે છે તે ક્ષતજાની સજ્ઞાથી ઓળખાય છે.

જો **ક્ષયના** કારણથી તૃષા ઉદ્ભવે તો તેમાં પાર્શ્વશૂળ, કંપ, શોષ, જડતાદિ ઉત્પન્ન થાય છે, પાણી પીવાનુ મન થયા જ કરે છે અને તે રસક્ષય કિવા સન્નિપાતથી થાય છે તેથી ક્ષયજા કહેવાય છે.

એ **આમ** વડે તૃષા ઉત્પન્ન થઈ હોય તો ત્રણે દોષનાં લક્ષણો થાય છે. હૃત્શૂળ, લાળસ્રાવ અને ગ્લાનિ થાય છે.

જો **ભોજનથી** તૃષા થઈ હોય એટલે સ્નિગ્ધ, ખારું, ખાટું, તીખું તથા ભારે અન્ન ખવાય તો વારવાર તરસ લાગે છે.

**उपद्रवो अने अरिष्टो :-**

સાદ બેસવો, કંઠ–તાળવું ગળુ સૂકે, દીનતા, જ્વર, મોહ, શ્વાસ, કાસ, પ્રમેહ, ક્ષય, અતિસારથી પીડિત કિવા દુર્બળને કે રોગથી દુર્બળ થયેલાને, ઊલટી થતી હોય તેવાઓને વિશેષ લાગુ પડેલી, મુખશોષાદિ ઉપદ્રવોયુક્ત સર્વ પ્રકારની તરસો માનવીના પ્રાણનો નાશ કરે છે

**चिकित्सा**

**વાતજ** તૃષાવાળાને ગરમ આહાર અને ગરમ જળનું સેવન

કરાવવુ. દહી ગોળ લેવાં અથવા વાતહર, કોમળ, લઘુ અને શીતળ અન્નપાન કરવાં.

**પિત્તજ** તૃષાવાળાને સુવર્ણ કે રૌપ્યથી સિદ્ધ જલ આપવું. અથવા શર્કરાનુ ઠંડુ શરબત પીવું. ધાણાને રાત્રે પલાળી સવારે વાટી સાકર સાથે પીવુ. દાડમનુ શરબત આપવું. શીતળ સ્થાનમાં જળક્રીડા, ઠંડા વસ્ત્ર પહેરવાં અથવા કપૂર ચદન કે અગરનો લેપ કરવો.

**કફજ** તૃષાવાળાને તીક્ષ્ણ, ઉષ્ણ, કટુ વસ્તુનુ સેવન, લવગનો કવાથ કે જીરું, સૂંઠ અને સચળનાં ચૂર્ણો આપવાં. સુંદર મદ્ય આપવું.

**શસ્ત્રજ** તૃષાવાળાને બકરાનુ રકતપાન, બકરાના માંસરસનો સરવો મદ્યયુકત આપવો. ખીરમાં સાકર મેળવી આપવી.

**રસ** ક્ષયથી તૃષા થઈ હોય તો દૂધ આપવુ. **આમથી** તૃષા થઇ હોય તો મિલાંનો ગરભ વજ અને દીપક પદાર્થ આપવા અથવા એનો કવાથ આપવો.

ભારે **ભોજનથી** તૃષા થાય તો તેને નાશ કરનાર પદાર્થો આપવા. સ્નિગ્ધ અન્નથી ઉત્પન્ન તૃષાને ગોળના પાણીથી, અતિ દુર્બળને થયેલ દૂધથી મટાડવી.

**ક્ષય**જન્ય તૃષ્ણા સિવાય અન્ય સર્વે તૃષ્ણાઓની આવી રીતે ચિકિત્સા કરવી. મૂર્ચ્છા, વમન પિપાસા, આનાહ, મદ્યપાન, સ્ત્રી સેવનથી દુર્બળ મનુષ્યને શીતળ જળ પિવડાવવું જોઈએ જ્યારે તૃષ્ણા શાંત થાય ત્યારે અન્ય રોગો પણ શાંત થાય છે. જલ વગર પિપાસિત મનુષ્ય મોહને પ્રાપ્ત કરે છે અને મોહથી પ્રાણનો પરિત્યાગ કરે છે. એટલે કોઈપણ અવસ્થામાં પાણી આપવું વર્જ્ય નથી.

*

# અધ્યાય : ૪૧

# મૂર્છા

## मूर्च्छा

**निदान :-**

બહુ દોષવાળાને, ક્ષીણને, વિરુદ્ધન્નાદિક સેવન કરનારને, વેગાવરોધ કરનારને, અભિઘાતવાળાને અને અલ્પ સત્ત્વગુણવાળાને જ્યારે મનમાં સ્થાનરૂપ જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોમાં દોષો પ્રવેશ કરે છે ત્યારે મૂર્છા આવે છે. બહુ દોષનું તાત્પર્ય અધિક દોષનું છે. અલ્પ સત્ત્વગુણનુ તાત્પર્ય અધિક તમોગુણથી છે. મૂર્છામાં પિત્ત અને તમોગુણ અધિક હોય છે.

**सामान्य लक्षण :-**

સંજ્ઞાવહા નાડીઓ વાયુથી પીડિત થતાં સહસા સુખ અને દુઃખના જ્ઞાનને કરનાર તમોગુણ પ્રાપ્ત થઇ એ સુખ દુઃખનું જ્ઞાન નષ્ટ થતાં માણસ લાકડા જેવો નિશ્ચેટ બની જાય છે. આને મૂર્છા કે મોહ કહે છે.

**प्रकार :-**

વાતજ, પિત્તજ, કફજ, રુધિરજ, મદ્યજ અને વિષજ એમ ૭ પ્રકાર છે અને એ બધામાં પિત્ત પ્રધાન છે.

**पूर्वरूप :-**

હૃત્પીડા, જૃમ્ભા, ગ્લાનિ, સંજ્ઞાનાશ, બલક્ષય એ પુર્વરૂપ છે,

**વિશિષ્ટ લક્ષણો :–**

**વાતજ મૂર્ચ્છા**માં આકાશ નીલ, કાળું કે અરુણવર્ણું લાગે છે અને તેમ કરતાં કરતાં મૂર્ચ્છા આવે છે. વળી ચેતના આવી પુનઃ મૂર્ચ્છિત થઈ જાય છે. કંપ, હૃદયમાં પીડા, કૃશતા અને શરીરની કાંતિ કૃષ્ણવર્ણ મિશ્ર રાતી થઈ જાય છે.

**પિત્તજ મૂર્ચ્છા**માં આકાશ લાલ, હરિત કે પીળું દેખતા મૂર્ચ્છા આવે અને પરસેવા સાથે પુન. ચેતના આવે. તરસ, સંતાપ, રક્તવર્ણનાં નેત્ર, પિત્તથી વ્યાકુલતા, દ્રવમલ પ્રવૃત્તિ થાય છે.

**કફજ મૂર્ચ્છા**મા આકાશ વાદળાંવાળું અથવા ઘનઘોર લાગતાં મૂર્ચ્છા આવે અને વળી ઘણીવારે ચેતના આવે, આર્દ્રતા લાગે, ભારેપણું લાળસ્રાવ, હલ્લાસ આદિ થાય છે.

**રુધિરજ મૂર્છામાં** તમોગુણી માણસો રુધિરની ગંધથી મૂર્ચ્છા પામે છે. શરીર સ્તબ્ધ અને શ્વાસ ગૂઢ થઈ જાય છે.

**વિષજ મૂર્ચ્છા**માં કંપ, નિદ્રા, તૃષા, અંધારાં આવવાં, સંજ્ઞાનાશ, અન્નદ્વેષ, શ્યાવતા અને દ્રવમલ પ્રવૃત્તિ થાય છે. જો કે વિષ અને મદ્યમાં સજ્ઞાનાશનો ધર્મ સમાન છે છતાં મદ્ય કરતાં વિષમાં, લઘુ, વ્યવાયિ, વિશદાદિ ગુણો અત્યંત તીવ્રતર હોય છે. વળી વિષના લક્ષણો તો વિષના કંદ, મૂળ, ફળ, પત્ર, પુષ્પાદિક પ્રકાર પર નિર્ભર છે

**મૂર્ચ્છા**માં પિત્ત અને તમોગુણ અત્યંત અધિક હોય છે. **ભ્રમ**માં રજોગુણ તથા વાત પિત્તનો સગ્રહ હોય છે. **તંદ્રા**માં તમોગુણ વાયુ અને કફના મેળાપથી થાય છે. **નિદ્રા**મા કફ તથા તમોગુણ હોય છે. **સંન્યાસ**માં ત્રિદોષ કે બહુદોષયુક્ત તમોગુણના બાહુલ્યથી મૂર્ચ્છા થાય છે. **મૂર્ચ્છા**મા ભાન નથી હોતુ **ભ્રમ**માં સર્વ પદાર્થ અને પોતાની કાયા ભમતી લાગે છે. **તંદ્રા**મા અર્ધા નેત્રો મીચાયેલાં રહે છે. **નિદ્રા** પછી થાક નથી રહેતો

સૌથી અગત્યનું એ છે કે દોષોનો વેગ શમે કે મૂર્ચ્છા વા મદ સ્વયમેવ શાંત થાય છે અને સંન્યાસ તો ઔષધ વિના શાંત થતો નથી સન્યાસમાં હૃદય સ્થિત, વાત, પિત્ત અને કફ દોષોને પામી વાણી, કાયા તથા મનની ચેષ્ટાને ગ્રહણ કરી બળ રહિત માણસને ભાન વગરનો કરે છે એને સંન્યાસ કહે છે.

## चिकित्सा

મૂર્ચ્છા માટે તલનો શેક, શીતળ જળ સિંચન, અવગાહન, કપૂર, ચંદનલેપ વગેરે પિત્તશામક ક્રિયાઓ કરવી. શીતોપચાર હિતાવહ છે. બોરની મીંજ, મરી, નાગકેસર સમભાગે લઈ ઠંડા જળમા ભીજવી, ચોળી, નિચોવી, સાકર મેળવી, શરબત કરી પીવું. મીઠા દાડમનો રસ આપવો કાળી દ્રાક્ષનું શરબત પીવું. આંખમાં અંજન કરવું. સરસડિયાના બીજ, પીપર, મરી, સિંધવ, મનશિલ, વજ અને લસણ ગોમૂત્રમાં આંજવું. મનશિલ, મહુડો, સિંધવ અને મરી બરોબર વાટી એનો નસ્ય આપવો. નાક અને મોંનો શ્વાસ યુક્તિપૂર્વક રોકી જોવો. પીપરનુ ચૂર્ણ મધ સાથે આપવું. લોહીને કારણે મૂર્ચ્છા હોય તો સુદર મદ્ય આપવું અને નિદ્રા હિતકર છે. વિષને કારણ હોય તો તે વિષની ચિકિત્સા કરવી, વમન હિતકર છે.

સિંધવ, કપૂર, સરસવ, મનશિલ, પીપર અને મધને ઘોડાની લાળ મેળવી ઘૂંટી અંજન કરવાથી અતિ નિદ્રા મટે છે.

*

# અધ્યાય : ૪૨

# વાતવ્યાધિ

## वातव्याधि

**रोगपरिचय :-**

વાતવ્યાધિ એક બહુ જ વિશાળ રોગ સમૂહ વાચક સંજ્ઞા છે. સંખ્યા પરિગણુની દૃષ્ટિએ તેના ૮૦ ભેદો છે. કેટલાક આચાર્યો ૮૪ ગણાવે છે. ત્રણેય દોષોમાં વાયુને પ્રભુ માનવામાં આવે છે. સર્વે અર્થ અને અનર્થ કરણમાં વાયુને મુખ્ય માનેલ છે. તેમનાં નામોની સળગ યાદી અહી આપીએ છીએ .

૧ શિરોગ્રહ, ૨ અલ્પકૃશતા, ૩ જૃમ્ભા, ૪ હનુગ્રહ, ૫ જિવ્હાસ્તમ્ભ, ૬ ગદ્‌ગદત્વ, ૭ મિનમિનત્વ, ૮ મૂકતા, ૯ વાચાલતા, ૧૦ પ્રલાપ, ૧૧ રસાજ્ઞાન, ૧૨ બાધિર્ય, ૧૩ કર્ણનાદ, ૧૪ સ્પર્શાજ્ઞત્વ, ૧૫ અર્દિત, ૧૬ મન્યાસ્તમ્ભ, ૧૭ બાહુશોષ, ૧૮ અપબાહુક, ૧૯ વિશ્વચી, ૨૦ ઊર્ધ્વવાત, ૨૧ આધ્માન, ૨૨ પ્રત્યાધ્માન, ૨૩ વાતાષ્ઠીલા, ૨૪ પ્રત્યષ્ઠીલા, ૨૫ તુની, ૨૬ પ્રતિતુની, ૨૭ વહ્નિવૈષમ્ય, ૨૮ આટોપ ૨૯ પાર્શ્વશૂળ, ૩૦ ત્રિકશૂલ, ૩૧ મુહુર્મૂત્રણ, ૩૨ મૂત્રનિગ્રહ, ૩૩ મલગાઢતા, ૩૪ પુરીષાપ્રવૃત્તિ, ૩૫ ગૃધ્રસી, ૩૬ કલાયખંજતા, ૩૭ ખંજતા, ૩૮ પંગુતા, ૩૯ ક્રોષ્ટુશીર્ષ, ૪૦ ખલ્લી, ૪૧ વાતકણ્ટક, ૪૨ પાદહર્ષ, ૪૩ પાદદાહ, ૪૪ દણ્ડકાક્ષેપ, ૪૫ વાતપિત્તકૃતાક્ષેપ, ૪૬ દણ્ડાપતાનક, ૪૭ અભિઘાતાક્ષેપ, ૪૮ અન્તરાયામ, ૪૯ બાહ્યાયામ, ૫૦ ધનુર્વાત, ૫૧ કુબ્જક, ૫૨ અપતન્ત્રક, ૫૩ અપતાનક, ૫૪ પક્ષાઘાત, ૫૫ સર્વાંગવાત, ૫૬ કંપ, ૫૭ સ્તંભ, ૫૮ વ્યાથા, ૫૯ તોદ, ૬૦ ભેદ, ૬૧ સ્ફુરણ, ૬૨ રૌક્ષ્ય, ૬૩ કાર્શ્ય, ૬૪ કાષ્ણર્ય, ૬૫ શૈત્ય, ૬૬

લોમહર્ષ, ૬૭ અંગમર્દ, ૬૮ અગવિભ્રંશ, ૬૯ શિરાસકોચ, ૭૦ અગશોષ, ૭૧ ભીરુત્વ, ૭૨ મોહ, ૭૩ ચલચિત્તતા, ૭૪ નિદ્રાનાશ, ૭૫ સ્વેદનાશ, ૭૬ બલહાનિ, ૭૭ શુક્રક્ષય, ૭૮ રજોનાશ, ૭૯ ગર્ભનાશ, ૮૦ પરિભ્રમ.

વાત વ્યાધિ એ યૌગિક અને રૂઢ બન્ને અર્થમાં અભિપ્રેત છે. વાતેન અથવા વાતાદ્ વ્યાધિ : 'વાતવ્યાધિ', કેવલ એવો યૌગિક અર્થ લેવાય તો વાત જ્વર પણ વાત વ્યાધિમાં આવી જાય પણ યૌગિક અને રૂઢ બન્ને અર્થ હોઈ ઉપરના ૮૦ રોગો જ એમાં આવે છે.

## सामान्य निदान :-

કષાય, કટુ, તિક્ત, અત્યન્ત, અલ્પ, અધિક, રૂક્ષ તથા લઘુ અન્નથી, પૂર્વ દિશાના વાયુના સેવનથી, જાગરણથી, પાણીમાં તરવાથી, અભિઘાતથી, શ્રમથી, અત્યત શીત લાગવાથી, જમ્યા પર જમવાથી, અત્યંત મૈથુન, ધાતુક્ષય, મળ મૂત્રાદિ વેગોનો અવરોધ કરવાથી, શોક, ચિંતા, ભયથી, વધુ રક્ત મોક્ષણથી, માંસ ક્ષીણતાથી, અધિક વમન અને વિરેચન તથા આમદોષથી વાત વ્યાધિઓ થાય છે વર્ષાઋતુ, દિવસ તથા રાત્રિના ત્રીજા ભાગમાં, અન્ન જીર્ણ થયે, શિશિરકાલમા પણ બળવાન વાયુ શરીરના રિક્ત સ્રોતોમાં ભરાઈ જઈ સર્વાંગમા કે એકાંગમાં રહેવાવાળા અનેક પ્રકારના રોગને ઉત્પન્ન કરે છે.

## सामान्य चिकित्सा :-

મધુર, લવણ, અમ્લ ભોજન, નસ્ય, ગરમ પદાર્થ, નિદ્રા, ભારે પદાર્થ, સૂર્ય કિરણો, બસ્તિ, સ્વેદન, સંતર્પણ, દહન, જલ સિચન, સંતાપ, અભ્યંગ, શરીરનુ મર્દન એ બધાં પ્રકુપિત વાયુ વડે થાય છે.

## शिरोग्रह :-

પ્રકુપિત વાયુ ગ્રીવા સ્થિત શિરાઓને રૂક્ષ, વેદનાયુક્ત અને કાળી કરી નાખે છે આ અસાધ્ય છે. ચિકિત્સામા શિરા સ્થિત વાતની

ચિકિત્સા કરવી. દશમૂલ ક્વાથમાં લીંબુસ્વરસથી પકાવેલ તેલથી અભ્યંગ કરવો અને શિરોબસ્તિ આપવી.

**जृम्भा :-**

વેગવાન વાયુ શ્વાસને પીને બહાર કાઢે છે અને સાથે આળસ અને નિદ્રાની પ્રતીતિ થાય છે, આને જૃમ્ભા કહે છે. સૂંઠ, મરી, પીપર, અજમો અને સિંધવનુ પૃથક્ પૃથક્ કે બધાંનુ એકત્ર ચૂર્ણ આપવુ. સુંદર શય્યા પર શયન કરવું. કડવા તેલનું માલિશ, મધુર ભોજન અને તાંબૂલ ભક્ષણ કરાવવુ.

**हनुग्रह :-**

જિવ્હા નિર્લેખનથી ચણા જેવા શુષ્ક પદાર્થો ચાવવાથી, ચોટ લાગવાથી હનુમૂલમાં રહેવાવાળો વાયુ કુપિત થઈ હનુને નીચી કરી મોઢુ ખોલી દે કા બંધ કરી દે છે. એમાં બોલવા તથા ચાવવામાં તકલીફ થાય છે. જો મોઢું બંધ થઈ ગયુ હોય તો ચિબુકનું સ્નેહન સ્વેદન કરી મોઢું ખોલી દેવું અને જો મોઢુ ખૂલી ગયુ હોય તો ચિબુક (હડપચી)ને ઝુકાવી ઉચિત ક્રિયા કરવી. પીપર અને આદુ વારંવાર ચાવી થૂંકવુ. ગરમ પાણીથી મુખની અંદરના ભાગને સ્વચ્છ કરી દેવુ લસણને પીસી સિંધવ મિશ્રિત તલતેલ સાથે ખાવા આપવું. લસણ તથા અડદની ધોયેલી દાળને એકત્ર પીસી તેમાં સિંધવ, આદુ અને હિંગ મેળવી તલના તેલમા મંદ અગ્નિ પર એનાં વડાં બનાવી જઠરાગ્નિના બળ અનુસાર આપવાં **પ્રસારણી** તેલ જે અન્ય વાતરોગોમાં પ્રશસ્ત છે તે હનુગ્રહમાં પણ લાભકર છે.

**जिह्वास्तंभ :-**

શબ્દવહા શિરામા પ્રકુપિત જિવ્હા સ્તબ્ધ કરી દે છે તેથી આક્રાન્ત માનવી ભોજન, પીવું તથા બોલવામાં અસમર્થ થાય છે. આમાં અર્દિતોક્ત ચિકિત્સા કરવી વાતવ્યાધની અવસ્થાનુસાર ચિકિત્સા હિતકારક છે.

**गद्‌गद् :-**

કફયુકત વાત શબ્દવાહિની ધમનીને આવૃત કરી મનુષ્યની વાક્‌શકિત ઓછી કરી દે છે અને જો તેજ વાયુ પ્રબળ હોય તો મૂક અને જેમાં પદ તથા વ્યંજનોનો લોપ થતો હોય તેને **गद्‌गद्** અને **मिनमितत्व** (જેમાં મનુષ્ય સાનુનાસિક—નાકમાંથી ઊંડું ઘેરું બોલે છે,)ને ઉત્પન્ન કરી દે છે આ રોગોના સ્થાન સમાન છે. પણ ન્યૂનાધિકત્વથી અથવા અદષ્ટવશ એમા ભેદ પડી જાય છે. **સારસ્વત ઘૃતથી** વાક્‌શકિત સ્વચ્છ, સ્પષ્ટ અને છટાદાર બને છે. ગદ્‌ગદત્વ, મૂકતા મટાડી સ્મરણ, મેધા—પ્રતિભા વધારી, માનવી શબ્દ ચોખ્ખા બોલે છે. હરડે, વજ, કુઠ, પીપર, સૂંઠ, જીરું, અજમો, જેઠીમધ અને સિંધવ બધાનું બારીક ચૂર્ણ કરી ઘી સાથે પ્રતિદિન ચાટવું. ૨૧ દિવસમાં માનવી શ્રવણ કરે તથા સ્વર અને શબ્દ સ્પષ્ટ બને.

**प्रलाप :-**

પોતાનાં કારણોથી પ્રકુપિત વાતને કારણ મનુષ્ય અસંબદ્ધ અને નિરર્થક બોલે તેને પ્રલાપ કહે છે. તેમાં તગર, પિત્તપાપડો, અમલતાસ, નાગરમોથ, કડુ, ખસ, આસગંધ, બ્રાહ્મી, જેઠીમધ, દ્રાક્ષ, ચંદન, દશમૂળ, અને શંખાવળી આ દ્રવ્યોનો કવાથ કરી આપવો સિદ્ધયોગસંગ્રહમાં કહેલ મારયાદિ કવાથ અને બ્રાહ્મીવટીના પ્રયોગો હિતકર છે

**रसाज्ञान .-**

ભોજન કરતી વખતે મનુષ્યની જીભને જો મધુરાદિ રસોનું જ્ઞાન ન થઈ શકે તો તેને રસાજ્ઞાન કહે છે. સિંધવ, સૂઠ, મરી, પીપર અને અમ્લવેત આ બધાને પીસી જીભ પર ઘસવા. કરિયાતુ, કડુ, ઇંદ્રયવ, વજ, બ્રાહ્મી, ખાખરાનાં બીજ, સાજીખાર, કાળીજીરી, પીપર, પીપરીમૂળ, ચિત્રક, સૂઠ અને મરી બધાંને આદુના રસમાં પીસી વારંવાર જીભ પર ઘસવું.

**बाधिर्य अने कर्णनाद :-**

આ રોગો શાલાકયમાં કર્ણરોગાધિકારના વિભાગમાં વર્ણિત છે.

**त्वक्शून्यता :-**

સ્પર્શ કરતી વખતે જો ત્વચા શીત, ઉષ્ણ, મૃદુ, કઠિણતા આ બધાને જાણી ન શકે તો ત્વક્શૂન્યતા કહે છે. તેમા રકતમોક્ષણ તથા અગ્નિ પર તેલ અને સિંધવ નાખી તેનો ધૂમ આપવો.

**अर्दित -**

ઊંચે સાદે બોલવાથી, સોપારી આદિ કઠણ પદાર્થો ખાવાથી, બહુ હસવાથી, વધુ જૃમ્ભાથી, અધિક ભાર વહન કરવાથી, વિષમ રીતે સૂવાથી કે બેસવાથી શિર, નાસિકા, ઓષ્ઠ, ચિબુક, લલાટ અને નેત્ર સંધિમાં રહેલ વાયુ મુખને પીડા કરે છે અને અર્દિત ઉત્પન્ન કરે છે. તેનાથી અડધુ મોઢુ વાંકુ થાય છે શિરમાં કંપ થાય છે. ગ્રીવા પણ વાંકી થાય છે. બોલવામાં અસામર્થ્ય થઈ જાય. નેત્ર, ભ્રમર, ગાલ અને નાસિકામાં વિકૃતિ, વેદના, સ્ફુરણ અને વક્રતા થાય છે જે પાર્શ્વમાં આ રોગ થાય છે તેના તરફની ગ્રીવા, ચિબુક અને દાતમાં વેદના થાય છે. **વાતજ** આર્દિતમાં લાળસ્રાવ, વ્યથા, કમ્પ, હનુસ્તંભ, બોલવામાં તકલીફ તથા ઓષ્ઠમાં શોથ થાય અને શૂલ થાય છે. પૈત્તિક આર્દિતમાં મોઢાનો વર્ણ પીળો થઈ જાય છે જ્વર પિપાસા, મોહ, ઉષ્ણતા થાય છે **કફજ** આર્દિતમાં ગાલ, અને મન્યામાં શોથ અને સ્તમ્ભ થાય છે. ક્ષીણ જેનાં પોપચાં બિડાતાં નથી, અવ્યકત બોલનારને ઉત્પન્ન અર્દિત અસાધ્ય જાણવો અને ત્રણ અર્દિનમાં નેત્રો નાસિકાદિમાં સ્રાવવાળો અસાધ્ય જાણવો અને ત્રણ અર્દિતમા સ્નેહપાન, વાતનાશક નસ્ય, ભોજન, ઉપનાહ, સ્વેદ અને શિરોબસ્તિ હિતકર છે વાતજન્ય અર્દિતમાં દશમૂલ કવાથ સિદ્ધ દૂધ આપવુ. માંસરસ સાથે ભોજન આપવુ. પૈત્તિક અર્દિતમાં શીતળ, સ્નેહનનો ઉપયોગ,

ઘૃતબસ્તિ અને દૂધ આપવાં **કફજન્ય** અર્દિતમાં કફનો ક્ષય કરી બૃંહણ ચિકિત્સા કરવી. શોથયુક્ત અર્દિતમાં વમન કરાવવુ. અર્દિતના રોગીઓ માટે લસણના કલ્કને તલના તેલમાં વીટી ખાવુ તે ઉપરાંત અર્દિતમાં સામાન્યતઃ રસરાજરસ રતી ૨, શાબરશૃંગ રતી ૨ મેળવી એવુ ૧ પડીકુ સવાર–સાંજ મહારાસ્નાદિ ક્વાથ સાથે આપવુ. બહુ લાભ કરે છે.

**मन्यास्तंभ :–**

દિવસે સૂવાથી, વિપરીત આસન પર બેસવાથી કે વિકૃત રીતે ગરદનને ઉપર કરી જોવાથી કફથી આવૃત વાત ગરદનની પાછલા ભાગમા રહેનારને મન્યાસંજ્ઞક ૧૪ શિરાઓને સ્તબ્ધ કરે છે રૂક્ષ સ્વેદ, નસ્ય અને દશમૂલ ક્વાથ આપવાં. તેલ કે ઘીથી ગરદન પર માલિશ કરી આકડાનાં પાન કે એરંડાનાં પાનથી ગરદનને ઢાંકી વારંવાર શેક કરવો. મુરઘીનાં ઈંડાંના રસને ગરમ કરી સિંધવ કે ઘી મેળવી ગરદન પર ઘસવુ.

**बाहुशोष :–**

અંસ પ્રદેશમાં સ્થિત વાયુ અસંબંધનને સૂકવી અસબંધનના શોષથી વેદનાયુક્ત બાહુશોષ કરે છે. તેમાં ભોજન બાદ મહાકલ્યાણ ઘૃત પીવું. બલામૂલનો ક્વાથ કરી સિંધવ મેળવી આપવો.

**अपबाहुक :–**

બાહુમાં સ્થિત વાયુ બાહુમાં રહેલ શિરાઓને સંકુચિત કરી અપબાહુકરોગ ઉત્પન્ન કરે છે. એમાં શીતલ જલનુ નસ્ય આપવુ. ત્યાર બાદ ગૂગળ પ્રયોગો કરવા. **માષતૈલ** અપબાહુક માટે શ્રેષ્ઠ છે.

**विश्वाची :–**

બાહુની પીઠથી લઈ હાથના ઉપરના ભાગ સુધી આગળીની કંડરાઓને દૂષિત કરી બંને હાથના પ્રસારણ આકુચનને નષ્ટ કરનાર

વાતવ્યાધિ થાય છે તેને વિશ્વાચી કહે છે. એક બાહુમાં પણ થાય છે. એમાં પણ **નસ્ય** હિતકર છે. **માષાદિતૈલ** હિતકર છે. અર્ક, સિંધવ, બલામૂળ, રાસ્ના, દશમૂળ, હિંગ, વજ તથા બિલ્વના ગરભથી સિદ્ધ તેલ સૂંઠ સાથે ભોજન બાદ આપવું.

**ऊर्ध्ववात :-**

પોતાનાં કારણોથી પ્રકુપિત વાત કફ તથા અપાનવાયુથી અધો-નિરુદ્ધ થઈ વારંવાર ઓડકાર કરે છે. તેમાં સૂંઠ, વરધારો પ્રત્યેક ભાગ ૧૦, હરડે ભાગ ૩, હિંગ ભાગ ૪, સિંધવ ભાગ ૧, ચિત્રકમૂળ ભાગ ૧ બધાંને મેળવી તેનું ચૂર્ણ ગરમ પાણીથી લેવું. ચિત્રકાદિવટી આપવી લવણભાસ્કર, શંખભસ્મ અને નારિકેલક્ષારનાં પડીકા આપવા. અર્કલવણ-ક્ષાર પણ ઉત્તમ છે કાંકાયનવટી પ્રશસ્ત છે.

**आध्मान :-**

અપાન વાયુના રોકાવાથી પેટમા અત્યંત પીડાયુક્ત વાયુ ગડગડાટ કરે છે. વાયુથી ભરાયેલ મશકની પેઠે ફૂલી જાય છે. એને આધ્માન કહે છે. તેમા પહેલાં લંઘન કરાવી પછી અગ્નિદીપક તથા પાચક ઔષધો, ફલવર્તિ ક્રિયા, બસ્તિકર્મ તથા શોધન કરાવવાં હિતકર છે. નારાયણ ચૂર્ણ સારો લાભ કરે છે. શિવાક્ષારપાચન ચૂર્ણ વાયુની ઊર્ધ્વગતિને મટાડે છે. તે બે થી ચાર આનીભાર ગરમ પાણી સાથે આપવુ. દારુહળદર, વજ, કુષ્ઠ, હિંગ, સિંધવ બધાંને લીંબુના રસમાં મેળવી નવશેકું કરી પેટ પર લેપ કરવો. મહાનારાચરસ આપવો. એથી ખૂબ દસ્ત ખુલીને આવી જાય છે.

**प्रत्याध्मान :-**

પાંસળાં તથા હૃદય ( પ્રદેશ )ને મૂકી આમાશયમા ઉત્પન્ન વાત પ્રકુપિત કફ વડે રોકાઈ જાય ત્યારે પ્રત્યાધ્માન કહેવાય છે. વમન અને લંઘન કરાવવાં. દીપક પાચક ઔષધો આપવાં. બસ્તિકર્મો કરાવવા.

**वाताष्ठीला :-**

નાભિની નીચે વર્તુલાકાર, પાષાણખડ સદૃશ કઠોર, ઘન, ઉપરના ભાગમાં ઊંચી તથા લાંબી સ્થિર અને ચંચળ જે ગ્રંથિ થાય છે તેને વાતાષ્ઠીલા કહે છે. તે લિંગ અને ગુદાના માર્ગને રોકે છે જેથી મળ, વાયુ અને મૂત્રનો અવરોધ થાય છે. જ્યારે પીડાયુકત વાયુ, મળ તથા મૂત્રને રોકનાર, તિર્યક્ થયેલી પેટમાં અષ્ઠીલા કરે છે તેને **प्रत्यष्ठीला** કહે છે. બને વાસ્તવમાં એક જ વિકાર છે. વાતાષ્ઠીલામાં વેદના થાય ત્યારે એને પ્રત્યષ્ઠીલા કહે છે. ચરક અને વાગ્ભટે એને વાતવિકારમાં વર્ણવેલ નથી. ગુલ્મ તથા અન્તર્વિદ્રધિની ચિકિત્સા કરવી. હિંગ્વાદિ ચૂર્ણ ગરમ પાણી સાથે આપવું. ગુલ્મની ચિકિત્સા માટે જુઓ પૃષ્ઠ ૩૬૧.

**तूनी :-**

મલાશય તથા મૂત્રાશયમાં ઊઠેલી વેદના લિંગ તથા યોનિમાં ભેદન સમાન પીડા કરતી નીચે જાય તેને તૂની કહે છે અને જો વેગપૂર્વક તે જ વેદના ગુદા કે ઉપસ્થ (લિંગ)થી ઊપડી ઉપર પ્રતિલોમ દિશામાં જાય અને વારવાર શાંત થઈ પકવાશયમાં જાય તેને **प्रतितूनी** કહે છે. આ રોગમાં સ્નેહ બસ્તિ પ્રશસ્ત છે. સ્નેહમાં સિંધવ મેળવી પીવું અથવા પિપ્પલ્યાદિગણથી સિદ્ધ ક્વાથ પીવું અને હિંગ તથા યવક્ષારને ગરમ પાણીથી પીવું અથવા ઘૃતપાન કરવું.

**त्रिकशूल :-**

શ્રોણી પ્રદેશમાં બને અસ્થિઓ તથા પૃષ્ઠવંશની બંને અસ્થિઓની સંધિ છે તેને ત્રિક કહે છે તેમાં વાતની વેદના થાય છે તેને ત્રિકશૂલ કહે છે. એમાં **ત્રયોદશાંગ ગૂગળ** ખાસ હિતકારક છે. તેમાં વાલુકા સ્વેદ કરવો અથવા ખાટલા નીચે જંગલી છાણા રાખી શેક કરવો

**मुहुर्मूत्रण अने मूत्रनिग्रह :-**

વાયુના અનુલોમ થવા પર અર્થાત્ વિકૃત ન થતાં મૂત્રાશયમાંથી

સારી રીતે મૂત્ર પ્રવર્તિત થાય છે પણ જ્યારે વાયુ દુષ્ટ થાય છે ત્યારે મુહુર્મૂત્રણ મૂત્રનિગ્રહ થાય છે. બલા, મૂર્વા, સાકર મેળવી દૂધ સાથે લેવું તેથી મુહુર્મૂત્રણ મટે છે ત્રિફળા અને લોહભસ્મ મેળવી મધમાં ચાટવી. જવખાર ને સાકર સાથે મેળવી લેવું. તો મૂત્રનિગ્રહ મટે છે. આંબળાંના કલ્કનો પેડુ ઉપર લેપ કરવો લિંગ અથવા યોનિમુખમાં કપૂરની વર્તિ પ્રવિષ્ટ ધીરે ધીરે કરાવવી, તો મૂત્રનિગ્રહ મટે છે.

**गृध्रसी** :-

સ્ફિક્-સંધિ, કમર, પીઠ, ઊરુ, જાનુ, જંઘા, પગમાં સ્તંભ, તોદ, શિરાકંપ ઇત્યાદિ લક્ષણો જે રોગમાં તેને ગૃધ્રસી કહેવાય છે. જેમ જેમ રોગમાં વૃદ્ધિ થાય છે તેમ તેમ સ્ફિક્-સંધિ ઇત્યાદિ સ્થાનોમાં અધિક પીડા થાય છે વાતજ અને કફજ એ ભેદ છે. વાતજમાં તોદ, વક્રતા, જાનુસંધિ તથા ઊરુસંધિ ઇત્યાદિમાં સ્ફુરણ અને અત્યંત સ્તબ્ધતા થાય છે. જે વાત કફ બન્ને વડે થાય છે, તેમાં દેહમાં ભારેપણું, અગ્નિમાંદ્ય, તંદ્રા, મુખપ્રસેક, અરુચિ એ લક્ષણો થાય છે. એમાં વિરેચન અને વમન સારી પેઠે કરી આમરહિત જાણી દીપ્તાગ્નિ જોઈ સ્નેહ બસ્તિ આપવી ઊર્ધ્વ શુદ્ધિ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી સ્નેહ આપવા નિરર્થક નીવડે છે. પ્રાતઃકાળે એરંડતેલને ગોમૂત્ર સાથે પીવુ. એની સાથે પીપર નાખી લેવાથી વાત તથા કફજન્ય ગૃધ્રસી બન્ને મટે છે. બકાન લીમડાની અંદરની છાલને પાણીમાં પીસી પીવાથી લાભ થાય છે. પથ્યાદિગૂગળ ગૃધ્રસીમા સારો લાભ કરે છે. મહારાસ્નાદિ ક્વાથ આપવો. સુવર્ણભસ્મ ૩ રતી, મહાયોગરાજ ગૂગળ ૩ માસા અને મહારાસ્નાદિ ક્વાથનુ ઘન ૩ માસા મેળવી તેનાં ૧૨ પડીકાં કરવાં અને સવાર સાંજ એકકેકુ પડીકું આપવુ. એ વાતરોગોનું શમન કરે છે. તમામ વાતરોગોમાં આ યોગ ખાસ લાભકર્તા બને છે અને આજે એની પેટંટ બનાવટો પણ બજારમાં વેચાય છે. આવા યોગો આયુર્વેદીય દૃષ્ટિએ ખૂબ જ પ્રશસ્ત છે.

* **खंज** અને **पंगु** :-

કટિમાં રહેનાર વાયુ પ્રકુપિત થઈ કમરથી લઈ પગ સુધીમાં કંડરાને ખેંચે છે ત્યારે એને **खंज** કહે છે અને બન્ને કુમ્મરથી પગના ગુલ્ફ સુધીની જાઘોમા ચાલવાની ક્રિયા નષ્ટ થાય છે ત્યારે **पंगु** કહે છે. અને ચાલવાનુ શરૂ કરતી વખતે પગ ખજની માફક કાપે અથવા ખોડંગતો ચાલે અને જેનાં સધિબધન શિથિલ થઈ જાય છે તેને **कलायखंज** કહે છે. આ ત્રણે અધોશાખાના વિકાર છે. કલાયખંજમાં કલાય જાતિની એક દાળ વિશેષના સેવનથી લગાતાર થાય છે. ગમનના આરંભમાં કંપ થાય છે એ જ કલાયખંજ અને ખંજમાં ભેદ છે. આ નામો વૈદ્યક શાસ્ત્રમાં ન તો રૂઢ છે કે ન તો યૌગિક, ખંજ અને પંગુમાં વિરેચન, આસ્થાપન બસ્તિ, ગૂગળ તથા સ્નેહ બસ્તિથી નવીન ખંજ અને પંગુની ચિકિત્સા કરવી. કલાયખંજની પણ ચિકિત્સા તો એ જ છે. પણ એમા સ્નેહન વિશેષ કરાવવું.

**क्रोष्टुकशीर्ष** :-

ગોઠણની વચ્ચે વાત તથા રુધિરજન્ય અત્યંત વેદનાયુક્ત ગીધના શિર સમાન જે શોથ થાય છે તેને ક્રોષ્ટુકશીર્ષ કહે છે તેમાં તીતરના માંસરસ સાથે ગૂગળનું સેવન કરવુ. વાતરક્તની જેમ ચિકિત્સા કરવી, જેથી ક્રોષ્ટુકશીર્ષ મટે છે. હરડે, બહેડાં, આમળાં, ગળો પ્રત્યેક તો. ૪, ૬૪ તોલા પાણીમાં ઉકાળો, ૮ તોલા બાકી રહે, ગાળી તેમા ગૂગળ નાખી નહાવો તો પણ મટે છે.

**खल्ली** :-

જે વાયુ પગ, જઘા, ઊરુ અને હાથના મૂળને પરિવર્તિત કરી

---

* वायुः कटयाश्रित. सक्थ्न. कण्डरामाक्षिपेद्यदा ।
खञ्जस्तदा भवेज्जन्तुः पङ्गुः सक्थ्नोर्द्वयोर्वधात् ।
प्रक्रामन् वेपते यस्तु खञ्जन्निव च गच्छति ।
कलायखञ्ज तं विद्यान्मुक्तसन्धिप्रबन्धनम् ।

દે છે તેને ખલ્લીવાત કહે છે. કુષ્ઠમાં સિંધવ અને તેલ મેળવી મર્દન કરવુ.

**वातकंटक :—**

વિષમ સ્થળે પગને રાખવાથી અથવા પરિશ્રમથી ગુલ્ફમાં જે પીડા થાય છે તેને વાતકંટક કહે છે. એમાં રક્તમોક્ષણ તથા એરંડતેલ પીવા આપવું.

**पाद्दाह :—**

પિત્ત તથા રકતયુકત વાયુ પગમાં દાહ કરે છે. આ દાહ ચાલતી વખતે વિશેષ રૂપે થાય છે. એમાં વાતરકતની ચિકિત્સા કરવી. પગનાં તળિયાંમાં માખણ લગાડવું મસૂરની દાળ પીસી લગાડવી

**पाद्हर्ष :—**

જેના પગમાં રોમાંચ સાથે ઝણઝણાટી થા કફવાતજન્ય પાદહર્ષ જાણવી એમાં કફ તથા વાતઘ્ન ચિકિત્સા કરવી.

**आक्षेपक :–**

જ્યારે પ્રકુપિત વાત સંપૂર્ણ ધમનીમા પ્રાપ્ત થાય છે ત્યારે વારંવાર સચરણશીલ વાયુ હાથી પર બેઠેલા મનુષ્યની જેમ એના શરીરને વારવાર હલાવે છે. આને **आक्षेपक** કહે છે. પિત્તયુકત વાતજન્ય, કફયુકત વાતજન્ય તથા કેવલ વાતજન્ય અને અભિઘાતજ એમ ચાર ભેદ કહ્યા છે. કેવળ **વાતજન્ય**માં હાથ, પગ, માથું, પીઠ અને કમર એ બધાંમાં સ્તબ્ધતા અને આખા શરીરને લાકડીની માફક (દંડ માફક) જકડી લે છે એને દંડકાક્ષેપક કહે છે તે વાતથી ઉત્પન્ન દંડકાક્ષેપક હાથી પર બેઠેલાની જેમ હલાવે છે અને સ્વભાવતઃ અસાધ્ય છે કફાવૃત વાયુ ધમનીમાં રહે તો શરીરને દંડવત્ સ્તબ્ધ કરી દે છે. આને દંડાપતાનક કહે છે. આ કષ્ટસાધ્ય છે. અભિઘાતજનાં લક્ષણ પણ આ પ્રમાણે જ જાણવાં

ચિકિત્સામાં સામાન્ય વાતરોગોમાં કહેલ ચિકિત્સા કરવી તેમાં પણ **મહાબલાતેલ** ખાસ પ્રશસ્ત છે આ તેલ વાતરોગોમાં પરમ હિતકર છે. તે કૃશ ક્ષીણ, ગર્ભિણી, પ્રસૂતા, ક્ષીણવીર્ય માટે ખાસ હિતકર છે. તમામ આક્ષેપકો માટે શ્રેષ્ઠ છે.

**अंतरायाम :-**

બળવાન અને વૃદ્ધ વાત અંતરાયામ ઉત્પન્ન કરે છે ત્યારે અંગુલિઓ, ઘૂંટીઓ, પેટ, હૃદય, વક્ષઃસ્થળ અને ગળામા રહેલ પવન વેગવાળો થઇ સ્નાયુઓના સમૂહને, શિરાઓને અને કંડરાઓને કંપાવે અને માણસની આંખો તથા હનુ સ્તબ્ધ બને છે. પાર્શ્વ ભાંગેલુ લાગે છે, કફનું વમન થાય છે અને એકદમ તે માણસ આગળથી (અંદરથી) કમાનની પેઠે નમી પડે છે.

**बाह्यायाम :-**

મહાન હેતુઓથી કુપિત બળવાન વાયુ મન્યા તથા પૃષ્ઠમાં રહેલ શિરા સહિત સ્નાયુ કંડરાઓને સૂકવી નાખે છે. તેથી માણસ વાંસામાંથી કમાનની પેઠે નમે છે. આ અસાધ્ય છે અને તેમાં પણ છાતી, કટિ, સાથળનું સંમર્દન થતુ હોય તો ખાસ અસાધ્ય બને છે.

ચિકિત્સા :–અર્દિત વત્ કરવી.

**धनुर्वात :-**

વાયુના કોપને લઈ મનુષ્ય ધનુષ્યની પેઠે વળી જાય છે. અંતરાયામમાં આંગળીઓ વગેરે ખેંચાય છે અને નેત્રો સ્તબ્ધ બને છે, જ્યારે ધનુર્વાતમાં કેવળ કમાન પેઠે વળવું જ થાય છે. મિલિત ગાત્રવાળો, બેભાન, પ્રસ્વેદયુક્ત, નમેલા મોઢાવાળો, વિપરીત વર્ણવાળો, હોય તે દશ રાત્રમાં મૃત્યુ પામે છે

**कुब्जक :-**

કોપ પામેલો વાયુ છાતીને અથવા વાંસાને અનુક્રમે ઊંચાઇવાળો

અને વેદનાવાળો કરી નાખે છે. અંતરાયામ બાહ્યાયામમાં શરીર છાતી યા વાંસા આગળ નમે છે જ્યારે કુબ્જકમાં તો છાતી અને વાંસો ઊંચાઈ તથા વેદનાયુકત થાય છે.

ચિકિત્સા :–ધનુર્વાત અને કુબ્જકમાં હનુગ્રહમા કહેલ પ્રસારણી તેલ અને વાતવ્યાધિઓની સામાન્ય ચિકિત્સા કહી છે તે કરવી

**अपतंत्रक :–**

સ્વપ્રકોપક કારણોથી કુપિત વાયુ પકવાશયમાં ઊંચે જઈ હૃદયને પીડે છે. માથા તથા શંખ (લમણાંને) ને પીડે છે ગાત્રોને કમાન પેઠે નમાવે છે, કંપાવે છે અને ચિત્તને મોહયુકત કરે છે જેથી માણસ બહુ તકલીફે શ્વાસ લે છે નેત્રો ઉઘાડેલાં કે મીંચેલાં રાખે છે અને કબૂતરની પેઠે ઘૂઘવે છે અને બેભાન થઈ જાય છે.

આ રોગમા તૃપ્તિ વિરુદ્ધ કાર્ય કદી કરવું નહિ વમન કે વિરેચન આપવાં નહિ પણ વાત તથા કફથી અવરુદ્ધ શ્વાસહર સ્રોતસોને છૂટી કરવા તીક્ષ્ણ પ્રધમનો આપવા, કેમકે નાડી મુકત થવાથી રોગીને સંજ્ઞા પ્રાપ્ત થાય છે. એ માટે મરિચાદિ નસ્ય મરી, વાવડિંગ, મરવો, સરગવાનાં બીજનું ચૂર્ણ વાપરવુ હરડે, વજ, રાસ્ના, સિંધવ, અમલવેતસ, ઘી અને આદુના રસનો ઉપયોગ અપતંત્રકમાં કરવો.

**अपतानक :–**

કુપિત વાયુ વડે માણસની જોવાની શક્તિ અને સંજ્ઞા નષ્ટ પામે, ગળું ઘૂઘવ્યા કરે અને મોહથી આવૃત્ત હૃદય જ્યારે મુકત થાય ત્યારે પુન સ્વાસ્થ્ય મળે એને અપતાનક કહે છે. આ રોગ મહા દારુણ છે અને ગર્ભવતીને, લોહી બહુ સ્રવેલાને તથા અભિઘાતવાળાને મટતો નથી. અપતાનકના રુગ્ણને પાણી ન ઝરે, કંપ ન થાય અને શય્યાશ્રિત ન થયો હોય તે પહેલા ચિકિત્સા કરવી.

દશમૂળનો ક્વાથ પીપર નાખીને પાવો. ક્વાથ પચ્યા બાદ માંસરસયુક્ત ભાત આપવો. તેલ મર્દન કરવું. તીક્ષ્ણ વિરેચન આપવું અને પછી ઘૃતપાન કરાવવું. જમ્યા પહેલાં મરીયુક્ત ખાટું દહી આપવુ.

**પક્ષાઘાત :–**

વાયુ શરીરના અડધા ભાગને ગ્રહી શિરા અને સ્નાયુઓને સૂકવી સંધિબંધનોને શિથિલ કરી જમણા અથવા ડાબા પડખાને (पक्षमन्यतरं हन्ति) હણી નાખે છે જેથી માણસનુ અર્ધું શરીર અસમર્થ અકર્મણ્ય બની જાય છે. સ્પર્શનું જ્ઞાન ઘટી જાય છે. આને (એકાંગવાત–પક્ષાઘાત–પક્ષવધ) કહે છે. આમાં અર્ધું શરીર ઝલાય છે અને અર્ધું કામ કરી શકે છે. વાયુ પિત્તથી સંયુક્ત હોય તો અંદર દાહ અને બહાર સંતાપ થાય છે કફથી યુક્ત હોય તો શીત અને શોથ તથા ગૌરવ થાય છે. આ લક્ષણો પિત્ત તથા કફના અનુબંધ માટે અન્ય રોગોમાં પણ સમજવાં જેવાં છે પક્ષાઘાત એકલા વાયુથી થયો હોય તો અત્યંત કષ્ટ સાધ્ય છે પણ પિત્ત કે કફથી સંયુક્ત હોય તો સાધ્ય અને ધાતુક્ષયથી પ્રકુપિત વાત વડે થયો હોય તો અસાધ્ય છે ગર્ભિણી, પ્રસૂતા, બાળક, વૃદ્ધ, ક્ષીણ અને રુધિરક્ષય થયેલ હોય તેવાને થયેલ **પક્ષાઘાત** મટતો નથી. અને તે વેદના રહિત હોય તો મટતો નથી એ પણ સ્મરણમા રહેવુ ઘટે.

અડદ, કૌચા, એરંડો અને મોટી બલાના મૂળનો ક્વાથ કરી તેમાં હિંગ અને સિંધવ નાખી પીવામાં આવે તો પક્ષાઘાત મટે છે. હિંગ અને સિંધવ ત્રણ ત્રણ રતી લેવાં.

અડદ, કૌચા, એરંડો, રાસ્ના, સુવા અને સિંધવનો સારી પેઠે વાટી કલ્ક નાખી તેલ કરવામાં આવે અને તેમાં અડદ અને બલા મૂળના ક્વાથમાં પકાવેલ હોય તો તે માષાદિ તેલ ઉત્તમ લાભ કરે છે.

મલયચંદ્રોદય રતી ૨ અને સાબરશૃંગ રતી ૪ ના ૨ પડીકા કરી સવાર સાંજ અકકેક પડીકું આપવું.

એકાંગવીરરસ પક્ષવધમાં ઉત્તમ લાભ કરે છે. ૧–૧ રતી એની દિવસમાં ત્રણવાર આપવી વાતરાક્ષસરસ, વાતકુલાંતકરસ, વાતચિંતામણિરસ પણ લાભ કરે છે.

મલયદ્રોદયવટી રતી ૨, કર્પૂરાદિવટી રતી ૨ અને આસગંધ ચૂર્ણ રતી ૧૮ મેળવી તેના ૨ ભાગ કરવા, સવાર સાંજ અકકેક ભાગ ઘીમાં ચાટવા આપી ઉપર મહારાસ્નાદિ ક્વાથ પીવા આપવો.

સમીરપન્નગરસ રતી ૧ અને સાબરશંગભસ્મ રતી ૩ મેળવી તેના ૨ ભાગ કરવા અને સવાર સાંજ અકકેક પડીકું મધમાં ચટાડવું.

અશ્વગંધારિષ્ટ, સારસ્વતારિષ્ટ, દશમૂલારિષ્ટ જેવા પ્રયોગો આ રોગમાં દરદ જ્યારે નબળો હોય ત્યારે આ આસવોને મિશ્ર કરી જમ્યા બાદ આપવા.

**સર્વાંગવાત :–**

તમામ અવયવોમાં જ્યારે પ્રકુપિત વાત વડે ગાત્રોમાં શિરાઓમાં કંપ થાય છે અને વેદનાથી ઘેરાયેલા સાંધાઓ જાણે તૂટયા હોય એમ જણાય છે.

તેલની ભરેલી કોઠીમાં અવગાહન સર્વાંગવાત માટે હિતકર છે. તે ઉપરાંત ઉપર અર્ધાંગવાતમાં કહેલ ચિકિત્સા કરવી.

બાકીની વાતવ્યાધિઓ સ્થાન અને નામ પરથી સમજી લેવી અને તેમાં પિત્તાદિનો સંસર્ગ પણ કલ્પનાથી કરવો પણ ટૂંકમાં તેમના અર્થ આપ્યા છે **હ્રસ્વકેશત્વ** વાળ ટૂંકા અને ઓછા થઈ જાય છે. **વાચાલતા** બહુ બોલવાનું થાય છે. **આટોપ** પેટમાં ગડગડાટ. **પાર્શ્વશૂળ** પડખાંમાં શૂળ થાય છે **મળગાઢતા** વિષ્ઠાનું કઠણપણું. **મળાપ્રવૃત્તિ** કબજિયાત **કંપ** અંગોમાં ધ્રુજારી થવી. **સ્તંભ** અંગોમાં અક્કડતા. **રૂક્ષતા** લૂખાપણું. **કાર્શ્ય** પાતળાપણું **કાષ્ણર્ય**

કાળાપણું. **શૈત્ય** ઠંડાપણું. **લોમહર્ષ** રૂંવાડાં ઊભાં થવાં. **વ્યથા** પીડા. **તોદ** સોય ભોંકાવાની પીડા, **ભેદ** ચિરાવાની વ્યથા. **શિરાસ્ફૂર્તિ** અંગોનું ફરકવું. **અંગમર્દ** અંગમાં તૂટવાની પીડા. **અંગશુષ્કતા** અંગનું સુકાઈ જવું **સંકોચ** સંકોચાઈ જવુ **મોહ** ચિત્તની મૂઢતા. **ચલચિત્તતા** ચિત્તની ચંચળતા. **નિદ્રાનાશ** નિદ્રાનો અભાવ. **સ્વેદનાશ** પરસેવો ન આવે **બલહાનિ** બળની હાનિ થવી. **ભીરુતા** બીકણપણું. **શુક્રક્ષય** વીર્યનો ક્ષય **રજોનાશ** રજનો નાશ થાય તે. **ગર્ભનાશ** કાચા ગર્ભનું પડવુ. જેજ્જટ કહે છે કે ગર્ભાશયમાં વાયુને લીધે ગર્ભ જ ન રહે તે **વહ્નિવૈષમ્ય** અગ્નિમાં વિષમતા. **પરિભ્રમ** કામ કર્યા વગર થાકવું.

વાતવ્યાધિઓની જે સામાન્ય ચિકિત્સા કહી છે તેમાંથી બુદ્ધિમાન વૈદ્યે ઉપરના વાતકૃત આમયોની ચિકિત્સા કરવી

**સ્થાનસ્થિત વાયુ-પ્રકોપ :-**

કંઠ સ્થિત **ઉદાન** વાયુ જો **પિત્ત** સંયુક્ત હોય તો દાહ, મૂર્ચ્છા, ભ્રમ અને ગ્લાનિ થાય છે. **કફ** સંયુક્ત હોય તો સ્વેદનાશ, મંદાગ્નિ, શીતળતા થાય છે. હૃદયમાં રહેલ **પ્રાણ** વાયુ જો **પિત્ત** સંયુક્ત હોય તો ઊલટી અને દાહ થાય છે. **કફ** સંયુક્ત હોય તો દૌર્બલ્ય, ગ્લાનિ, તંદ્રા અને વિરસતા ઉત્પન્ન થાય છે. અગ્નિ સમીપસ્થ **સમાન** વાયુ, **પિત્ત** સંયુક્ત હોય તો પ્રસ્વેદ, દાહ, તૃષા અને મૂર્ચ્છા થાય છે જો **કફ** સંયુક્ત હોય તો મળમૂત્રાવરોધ અને રોમહર્ષ થાય છે

અપાનવાયુ **પિત્તથી** યુક્ત હોય તો દાહ, રક્તમૂત્રતા અને ઉષ્ણતા કરે છે. **કફથી** યુકત હોય તો અધો કાયામા શીતતા અને ગુરૂતા થાય છે.

વ્યાનવાયુ **પિત્ત** યુકત હોય તો દાહ, ગાત્રોમાં વિક્ષેપ અને કલમ થાય છે. **કફ** યુકત હોય તો અક્કડતા, દંડક, શૂળ અને શોથ થાય છે.

વાયુ **પિત્તથી** યુકત હોય તો વાયુ અને પિત્ત બન્નેને હરનારી

ચિકિત્સા કરવી કફ સંયુક્ત હોય તો વાત અને કફ બન્નેને હરનારી ચિકિત્સા કરવી.

**સ્થાનગત વાયુ :–**

**રસ** ગત વાયુથી ચામડી રૂક્ષ, વિદીર્ણ, જડ, પાતળી, કાળી, તોદ–વ્યથાયુકત, રતાશવાળી થાય છે.

**રુધિર** ગત વાતથી તીવ્ર પીડા, સંતાપ, વર્ણવૈચિત્ર્ય અને કાર્શ્ય, અરુચિ, વ્રણ અને રુધિર વૃદ્ધિથી સ્તબ્ધ થાય છે.

**માંસગત** હોય ત્યારે ગુરુતા, લાકડી લાગવા જેવી વેદના સ્તબ્ધતા થાય છે. રોગી વ્યથાયુકત અને નિશ્ચલ થઈ જાય છે. માંસ અને મેદ પરસ્પર અત્યંત નિકટ હોઈ માંસ તથા મેદોગત વાતનાં ચિહ્ન એક જ હોય છે. **મેદોગત** વાયુમા વેદનાવાળી ગ્રન્થિઓ અને વ્રણો થાય છે.

દુષ્ટ વાયુ અસ્થિઓમાં જાય ત્યારે અસ્થિઓની સંધિઓમાં ભેદન સમાન પીડા, સંધિશૂળ, માંસ તથા બળક્ષય, નિદ્રાનાશ અને નિરંતર પીડા થાય છે. **મજ્જાગત** વાતમા અસ્થિગત વાત સમાન ચિહ્નો થાય છે પણ વિશેષતા એ છે કે મજ્જાગત વાતની પીડા કદી શાંત નથી થતી.

શુક્રગત વાતમાં શુક્રક્ષરણ નથી થતુ, શીઘ્ર આમગર્ભ પાડી દે અથવા મૂઢ કરે વીર્યને વિકૃત કરી વર્ણ બદલી નાખે અને ગર્ભને વિકૃત કરી દે છે.

**રસગત** વાયુમાં અભ્યંગ તથા સ્વેદન **રક્તગત** વાયુમા શીતલ લેપ તથા વિરેચન અને રક્ત મોક્ષણ કરાવવાં **માંસ** અને **મેદોગત** વાતમાં વિરેચન તથા નિરુહ બસ્તિ આપવી **અસ્થિ** અને **મજ્જાગત** વાયુમાં બહાર અને અંદર સ્નેહની યોજના કરવી. કેવડો, નાગબલા અને અતિબલાથી સિદ્ધ તેલના ઉપયોગથી અસ્થિગતવાયુ નષ્ટ થાય છે. શુક્રગતવાતમાં સ્ત્રી દ્વારા હર્ષ ઉત્પન્ન કરાવવો તથા બલ અને વીર્યને વધારનાર અન્ન પાન આપવાં

**કોષ્ઠગત** વાયુમાં મૂત્ર મલાવરોધ, બ્રધ્ન, હૃદ્રોગ, ગુલ્મ, અર્શ અને પાર્શ્વશૂળ થાય છે. કોષ્ઠ એટલે આમાશય અગ્નાશય, મૂત્રાશય, રક્તાશય, હૃદય, ફુફ્ફુસના સ્થાન સમૂહને કોષ્ઠ કહે છે જો કે કોષ્ઠમાં બધા આશયોનો અર્થ ગ્રહણ થાય છે, છતાં આમાશયાદિગત વાતનાં લક્ષણો પૃથક્ કહેલ છે **કોષ્ઠગત** વાતમાં રોગીને મળનુ પાચન રસો અથવા અન્ય ઉપયોગથી કરવું દુગ્ધપાન ખાસ કરી હિતકર છે.

**આમાશયગત** વાતમાં હૃદય, પાંસળી, પેટ તથા નાભિમાં પીડા થાય તરસ લાગે છે ઓડકાર, કાસ, કંઠશોષ, શ્વાસ અને વિસૂચિકા થાય છે સૌ પ્રથમ લંઘન, ત્યાર બાદ દીપન પાચન અથવા વમન અને તીક્ષ્ણ વિરેચન કરાવવાં જૂના મગ, જવ અને શાલિ ચોખા આપવાં. બિલા, ગળો, દેવદાર અથવા વજ, અતિવિષ, પીપર અને બીડલવણ અથવા હરડે, કચૂરો, પુષ્કરમૂળ અને રોહિષ એના કવાથ બનાવી આમાશયગત વાતમાં આપવાં ચિત્રક, ઇંદ્રયવ, પરિપાટ, કડુ, અતિવિષ અને હરડે પ્રત્યેક ૨૪–૨૪ રતી લઈ કૂટી તેમાથી રોજ ૦।-૦। તોલો ગરમ પાણી સાથે લઈ ૬ દિવસ સુધી લેવું એને ષડધરણ યોગ કહે છે, અન્ય પ્રથા એ છે કે આમાશયગત વાતમા **પ્રથમ** દિવસે વમન કરાવવું, **બીજે** દિવસે ચિત્રક ચૂર્ણ, **ત્રીજે** દિવસે ઇન્દ્રયવનુ ચૂર્ણ, **ચોથે** દિવસે પરિપાટ, **પાંચમે** દિવસે કડુ અને **છઠ્ઠે** દિવસે અતિવિષ, **સાતમે** દિવસે **હરડે**નુ ચૂર્ણ આપવું માત્રા ૦। તોલો ગરમ પાણી સાથે તેથી આમાશયગત વાત મટે છે.

**પકવાશયગત** વાતમાં આંત્રકુંજન, શૂળ, આટોપ, મૂત્રકૃચ્છ્ર, મલકૃચ્છ્ર, આનાહ અને ત્રિકસ્થાનમાં વેદના થાય છે. એમાં જઠરાગ્નિ પ્રદીપ્ત કરવો અને ઉદાવર્ત નષ્ટ કરનાર ક્રિયા કરવી તથા સ્નેહયુક્ત વિરેચન કરાવવાં.

**ઉદરગત** વાયુમાં ક્ષાર તથા ચૂર્ણાદિ દીપન પાચન આપવાં. **કુક્ષિગત** વાયુમાં સૂંઠ, ઇંદ્રયવ અને ચિત્રકનું ચૂર્ણ કિંચિત્ ઉષ્ણજળ સાથે આપવુ.

**ગુદગત** વાયુમાં મળ, મૂત્ર તથા અપાનવાયુનો અવરોધ, શૂળ, આધ્માન, અશ્મરી–શર્કરા તથા જંઘા, ઊરુ, ત્રિક, પાંસળી અને પીઠમાં પીડા થાય છે. એમાં ઉદાવર્તની ચિકિત્સા કરવી

**હૃદયગત** વાયુ નષ્ટ કરવા સવારે મરી સાથે ગળો ગરમ પાણીમાં આપવી અથવા આસગંધ તથા બહેડાંને પીસી ગોળ સાથે ગરમ પાણી જોડે આપવી. દેવદારુ તથા સૂઠને પીસી ગરમ પાણી સાથે પીસી આપવાથી હૃદયગત વાયુથી પીડિત માનવી શાંતિ અનુભવે છે.

**કર્ણેન્દ્રિયગત** વાયુમાં તે ઇંદ્રિયની શકિતનો નાશ થાય છે તે શ્રોનાદિગત દુષ્ટવાતમાં વાતનાશક ચિકિત્સા કરવી સ્નેહાભ્યંગ, સ્નેહાવગાહન, સ્નેહામર્દન તથા સ્નેહપ્રલેપ કરવો હિતકર છે.

**શિરાગત** વાયુમાં શિરાશૂલ, શિરાસંકોચ, શિરાઓમાં સ્થૂળતા, બાહ્યાયામ, ખલ્લી તથા કુબ્જત્વ કરે છે એમાં સ્નેહાભ્યંગ, સ્નેહોપનાહ, સ્નેહપ્રલેપ તથા રકતમોક્ષણ કરાવવા.

**સ્નાયુગત** વાતમાં શૂળ, આક્ષેપ, કમ્પ અને સ્તંભ થાય છે પ્રકુપિત વાયુ જ્યારે સ્નાયુમા જાય ત્યારે સ્વેદન, ઉપનાહન, અગ્નિકર્મ, બંધન તથા સ્નેહમર્દન આ ઉપચારો બુદ્ધિમાન વૈદ્યે કરવા.

**સંધિગત** . વાયુમાં સંધિઓનો વિશ્લેષ થઈ જાય છે અને શૂલ તથા શોથ થાય છે એમાં દહન, સ્નેહન, ઉપનાહ ન કરવાં અને ઇંદ્રવરણીનુ મૂળ અને પીપર ગોળ સાથે મેળવી આપવાં. મહાયોગરાજ ગૂગળ તથા મહારાસ્નાદિ કવાથ હિતકર છે મહાનારાયણ તેલ પણ લાભકર છે

હનુસ્તંભ, અર્દિત, પક્ષાઘાત તથા અપતાનક એ રોગ યત્ન કરવાથી બહુકાળે મટે કે ન પણ મટે તરુણ, બલવાન, ઉપદ્રવરહિત એવા સેંકડોમાંથી એક માણસને મટે છે. આ રોગો અન્યથા દારુણ જ હોય છે. શોથયુક્ત, ત્વચામા સંજ્ઞાનાશ, ગ્લાનિ, કંપ અને આધ્માનથી

પીડિત અને વેદનાથી વ્યાકુળ મનુષ્યનો વાતવ્યાધિથી નાશ થાય છે.

**ઉપદ્રવો :**

વિસર્પ, દાહ, વેદના, ભંગ, મૂર્ચ્છા, અરુચિ, મંદાગ્નિ, બલહાનિ, ક્ષીણતાદિકવાળાને આ વાતરોગો મારી નાખે છે.

**સામવાયુ :**

તંદ્રા, સ્તૈમિત્ય, ભારેપણુ, સ્નિગ્ધતા, અરોચક, આળસ, શોફ, અગ્નિદૌર્બલ્ય, કટુ અને રૂક્ષ ભોજનની ચાહના, એ **સામ** વાયુનાં લક્ષણો છે.

નિરામવાયુનાં લક્ષણો આથી વિપરીત જાણવાં. કુશળ વૈદ્યે વાયુની ચિકિત્સા પૂર્વ તે સામ કે નિરામ છે તે જાણી લેવું ઘણું જ જરૂરી છે. હવે આપણે વાયુનાં આવરણો જોઈએ.

**વાયુનાં આવરણો :**

વાયુ જો **પિત્ત**થી આવૃત્ત થાય તો દાહ, તરસ, શૂળ, ભ્રમ અંધારાં આવવાં, કટુ અમ્લ અને લવણથી દાહ અને શીતેચ્છા થાય છે **કફ**થી આવૃત્ત થવા પર શીતળતા, ભારેપણું, શૂળ, કટુ આદિ રસોનુ અનુકૂળ લાગવુ, લંઘન, રૂક્ષના તથા ઉષ્ણિમાની ચાહના થાય છે. **રક્ત**થી આવૃત હોય તો ત્વચા અને માંસમાં દાહયુક્ત પીડા થાય છે. શ્વયથુ અને મંડલ ઉત્પન્ન થાય છે **માંસ**થી આવૃત હોય, કઠણ, વર્ણ વગરનો શોથ, ફોલ્લી, રોમાંચ અને કીડીઓ વળગવા જેવી પ્રતીતિ થાય છે. **મેદ**થી આવૃત હોય તો ચલ, સ્નિગ્ધ, કોમળ અને શીતળ, શોફ અરોચક થાય છે. આને આઢ્યવાત કહે છે અને એ કષ્ટસાધ્ય છે. **અસ્થિ**થી વાયુ આવૃત હોય તો સ્પર્શમાં અત્યંત ઉષ્ણતા, તોદ, શિથિલતા, શૂળ અને પીડન–દબાવવું ગમે છે. **મજ્જા**થી આવૃત હોય તો અંગો મરડવાં, જૃમ્ભા, શૂળ અને હાથ પગ દબાવવાં ગમે છે. **શુક્ર**થી આવૃત હોય તો શુક્રનો અતિશય વેગ અથવા વેગાભાવ અને

ગર્ભોત્પાત્ત નથી થતી. **અન્નથી** આવૃત થવા પર ભોજન બાદ ઉદરમાં વેદના અને ભોજન જીર્ણ થયે શાંતિ થાય છે **મૂત્રથી** આવૃત થવા પર આધ્માન અને મૂત્રની અપ્રવૃત્તિ થાય છે **પુરીષ** આવૃત થયે અપાનવાયુનો અવરોધ, આશુપીડા અને સ્નેહથી તરત શાંતિ થાય છે જમવાથી આધ્માન થાય છે અને શુષ્ક મળ વધુ વારે કઠિણતાથી આવે છે **સર્વ ધાતુઓ** વડે આવૃત થતા શ્રોણિ, વક્ષણ અને પૃષ્ઠમાં વેદના, વાયુની વિમાર્ગ ગતિ, દુ:ખ અને હૃદયમાં પીડા થાય છે.

**પિત્તાવૃત** પ્રાણવાયુ : ભ્રમ, મૂર્ચ્છા, પીડા, દાહ, અન્નવિદાહ, વમન. **ઉદાન** વાયુ : ભ્રમ, અન્દર દાહ થવો, બલહાનિ **વ્યાન** સર્વાંગ દાહ, કલમ, શરીરમાં થાક, સંતાપ, પીડા **સમાન** : અગ્નિનાશ, અતિ સ્વેદ, બેચેની, તૃષા અને દાહ **અપાન** : મળમા હરિદ્રાવર્ણતા રજોવૃદ્ધિ, યોનિ, લિંગ તથા ગુદામાં દાહ

**કફાવૃત** પ્રાણવાયુ : શિથિલતા, તન્દ્રા, અરુચિ, વમન, લાળસ્રાવ, છીંક, ઓડકાર, નિઃશ્વાસ, ઉચ્છવાસ **ઉદાન** વાયુ : ભારેપણું, અરુચિ, સ્વરસાદ, બલવર્ણ હાનિ **વ્યાન** : પર્વ અસ્થિ અને વાણીનો અવરોધ, ભારેપણુ, ચાલતા લથડવુ **સમાન** વાયુ આવૃત થયે અંગો બરફની જેમ ઠંડાં પાડવાં, પરસેવો ન આવવો અને અગ્નિમાંદ્ય થાય છે **અપાન** વાયુ : આવૃત હોતા મૂત્ર અને મળ કફની સાથે આવે છે

આ રીતે આપણે **૨૨ પ્રકારે વાયુનાં** આવરણ જોયા પરંતુ વાયુના **પાંચ** પ્રકાર છે અને તેમાં પરસ્પર આવરણ થતાં **૨૦ પ્રકાર** જુદા થાય છે. જેમ કે પ્રાણથી ઉદાન આવૃત હોય અને ઉદાનથી પ્રાણ આવૃત હોય એમ ૨૦ પ્રકારો આવરણના છે. પ્રાણવાયુથી ઉદાન આવૃત હોય તો શ્વાસોચ્છ્વાસમાં અવરોધ, પ્રતિશ્યાય, શિરોગ્રહ, હૃદ્રોગ અને મુખશોષ થાય છે. જો ઉદાનથી પ્રાણવાયુ આવૃત હોય તો બલવર્ણ અને ઓજ હાનિ થાય છે. આ રીતે વિચક્ષણ વૈદ્યે બધાં આવરણોને વાયુનાં સ્થાનકર્મ અને વૃદ્ધિ અને હાનિ વડે પારખવાં અને

આ બધા પ્રકારોમાં પેટ પ્રકારો કરતાં અને એમાં તરતમ ભેદથી આવરણોનુ અસંખ્યત્વ થઈ જાય છે. એક વર્ષ જૂના થાય તો તે અસાધ્ય બને છે.

( ૨ ) વાતરોગોમાં ગૂગળના પ્રયોગો બહુ સારો લાભ કરે છે. **મહાયોગરાજ ગૂગળ** એક બહુ જ સિદ્ધ વાતહર યોગ છે એનો પાઠ આ પુસ્તકના પૃષ્ઠ ૩૧૮ ઉપર આપ્યો છે સામાન્યત: વાતરોગની ચિકિત્સામાં લઘુયોગરાજ ગૂગળ બહુ જ પ્રચલિત છે તે સિવાય ત્રયોદશાંગ ગૂગળ, પથ્યાદિ ગૂગળ, પુનર્નવા ગૂગળ આદિ ગૂગળ પ્રયોગો વાતરોગોમાં દોષોનો વિચાર કરી આપવાં. ગૂગળની સામાન્ય માત્રા · ૪ રતીની છે.

( ૩ ) તેલ પ્રયોગોમાં વિષ્ણુતેલ, **મહાવિષ્ણુતેલ,** નારાયણતેલ, **મહાનારાયણતેલ,** વિષગર્ભતેલ, **મહામાષાદિતેલ,** પ્રસારિણીતેલ, બલાતેલ, રસોનાદિ તેલ એ શાસ્ત્રીય પ્રયોગો પ્રશસ્ત છે. તેલ ઉત્તમ વાતહર છે. અભ્યંગ તથા ખાવાના બન્ને પ્રયોગોમાં આવે છે

( ૪ ) વાતરોગમાં વિબંધ હમેશા દૂર કરવો તે માટે બસ્તિ સર્વોત્તમ છે. ક્વાથ પ્રયોગોમાં એરંડતેલ મેળવી આપવાનો આશય પણ એ જ છે. એરંડતેલ વાતહર પણ છે મૃદુ વિરેચનો પણ આપી શકાય

( ૫ ) રસ, પ્રયોગોમા બૃહત્વાતચિંતામણિ, વાતવિધ્વંસક, વાતકુલાંતક, વાતારિરસ રસરાજરસ, યોગેન્દ્રરસ, ચિંતામણિરસ, વાતગજાંકુશ, બ્રાહ્મીવટી સદૃશ પ્રયોગો બહુ જ સારી અસર બતાવે છે મધ સાથે આપી ઉપર ક્વાથ અનુપાનરૂપે આપવા. રસોની માત્રા ૧ થી ૨ રતી છે

( ૬ ) ક્વાથોમાં મહારાસ્નાદિ ક્વાથ શ્રેષ્ઠ છે એનો પાઠ પૃષ્ઠ ૩૧૮ ઉપર છે. એનો ભૂકો ૧। તોલો લઈ પાણી તો ૨૦ નાખી, ઉકાળી તો ૫ બાકી રહે ગાળી આપી તેના બે ભાગ કરી એક સવારે એક સાંજે આપવો.

( ૭ ) વાયુના ઉપચાર માટે શાસ્ત્ર નીચે પ્રમાણે ક્રમ સૂચવે છે.

સ્નેહ, સ્વેદ મૃદુ, સંશોધન, સ્વાદુ–અમ્લ–લવણ ભોજન, અભ્યંગ, મર્દન, વેષ્ટન, ડર, શેક, મદ્ય, સ્નિગ્ધ અને ઉષ્ણ બસ્તિઓ, બસ્તિનિયમ, સુખ, દીપન, પાચન ઔષધોથી સિદ્ધ સ્નેહ, માંસરસ અને સ્નેહ બસ્તિઓ આપવી. વાયુ માટે **તેલ** અને બસ્તિ શ્રેષ્ઠ છે.

(૮) વાતરોગો બહુ જ કષ્ટકારક હોય છે એમાં રોગીને તીવ્ર વેદના થાય છે ચિકિત્સામાં કુશળ વૈદ્યે લક્ષણો વડે જેમકે દાહ, તૃષાદિ વડે પિત્ત, ભારેપણુ, શીતળતા અને કંડુ આદિ વડે કફનો અનુબંધ જાણી લેવો અને ચિકિત્સા કરવી. લંઘનાદિક વડે જે વાયુનો પ્રકોપ થાય છે તે વાતપ્રકોપક ઉપચાર ન કરવા.

**उपसंहार :**

વાતવ્યાધિઓ વિશે આપણે વિસ્તારથી જોઈ ગયા. આ વ્યાધિઓ માટે સામાન્ય પથ્યાપથ્ય નીચે પ્રમાણે છે

પથ્ય : જૂના ચોખાનો ભાત, કળથી અને મસૂરની દાળ, પરવળ, રીંગણાં, કારેલા, લસણ, આદુ, તલ, ગરમ પાણી તથા બધી જાતના તિક્ત પદાર્થો હિતકારક છે. વાયુમા શરૂઆતમાં તાવ હોય તો ચોખાને બદલે રોટલી આપવી, જવનુ પાણી આપવું થોડા પ્રમાણમાં દૂધ આપવું. ગરમ કરી ઠારેલુ પાણી પીવુ, શેક કરવો, પચે તો પૌષ્ટિક ખોરાક લેતા રહેવુ. જવનુ પાણી અને પેશાબ લાવે તેવા પદાર્થો આપતા રહેવા

અપથ્ય કફકારક, વાયુકારક, ઠંડા પદાર્થો અને ભારે ખોરાક, માછલી, ગોળ, દહી, અથાણાં, વધુ મહેનત, ઠંડી હવાનુ સેવન, ઠંડા પાણીમા સ્નાન કરવુ વગેરે હાનિકારક છે. પેશાબમાં ગરમી કરે તેવા પદાર્થો ન લેવાં. મસાલો–મરચા ન લેવાય.



# અધ્યાય : ૪૩

# ઉદ્દાવર્ત અને આનાહ

## उदावर्त अने आनाह

यत्रोर्ध्वं जायते वायोरावर्त्तः स उदावर्त इति प्रोक्त चिकित्सकैः ।

**सामान्य कारण :–**

અધોવાત, મળ, મૂત્ર, બગાસાં, અશ્રુ, છીંક, ઓડકાર, વમન, મૈથુન, ક્ષુધા, તૃષા અને નિદ્રા આ તેર વેગો કુદરતી છે અને બુદ્ધિમાને કદીએ રોકવા નહીં. જો શરમ, આળસ કે કોઈ કારણસર રોકવામાં આવે તો ઉદ્દાવર્ત રોગ ઉત્પન્ન થાય છે. આ રોગમાં વાયુ પ્રધાન હોય છે.

**विशिष्ट लक्षण :–**

અપાનવાયુ રોકવાથી વાત, મળ, મૂત્રનો અવરોધ થઈ આફરો ચઢે છે. શ્રમ વગર થાક, પેટમાં પીડા, વાતજન્ય તોદ, શૂળ અને ગુલ્મ થાય છે.

મળના વેગને રોકવાથી પેટમાં અલ્પ પીડા સહિત ગુડગુડ શબ્દ થવો પકવાશયમાં શૂળ, ગુદામાં કપાતું હોય તેવી વેદના, મલાવરોધ, ઓડકાર આવવા અને મુખમાર્ગથી મળ પ્રવૃત્તિ થાય છે.

મૂત્રના વેગને રોકવાથી મૂત્રાશય તથા લિંગમાં શૂળ, મૂત્રકૃચ્છ્ર, શિર:શૂળ, શરીરનું ઝૂકી પડવું થાય છે.

જૃમ્ભાના વેગને રોકવાથી મન્યા તથા ગળાનો સ્તંભ, વાતજ શિરઃશૂળ, આંખ, નાક, મુખ તથા કાનોમાં વેદના થાય છે.

આનંદ કે શોખથી આવતા અશ્રુ રોકવાથી શિરમાં ભારેપણું, નેત્રરોગ, તથા પીનસ થાય છે.

છીંકને રોકવાથી મન્યાસ્તંભ, શિરઃશૂલ, અર્દિત, અર્ધાવભેદક અને ઇંદ્રિય દૌર્બલ્ય થાય છે.

ઓડકાર રોકવાથી ગળામાં કોળિયો અટક્યો હોય તેમ લાગે છે. આમાશય તથા હૃદયમાં સોય ભોંક્યા જેવું લાગે છે. વાયુ કુંજન, શ્વાસ ઇત્યાદિના અવરોધથી ઉદરમાં વાયુની અપ્રવૃત્તિ તથા હિક્કા થાય છે.

વમન રોકવાથી કંડુ, ચાઠાં, અરુચિ, વ્યંગ, શોથ, પાંડુ, જ્વર, કુષ્ઠ, હૃલ્લાસ તથા વિસર્પ થાય છે.

વીર્યનો વેગ રોકવાથી મૂત્રાશય, ગુદા અને અંડકોશમાં પીડા, મૂત્રાવરોધ શુક્રાશ્મરી, વીર્યસ્રાવ, વાતકુંડલિકાદિક રોગો થાય છે.

ક્ષુધાનો વેગ રોકવાથી તંદ્રા, અંગમર્દ, અરુચિ, શ્રમ અને દૃષ્ટિ દૌર્બલ્ય થાય છે

તૃષાનો વેગ રોકવાથી કંઠશોષ, અલ્પશ્રવણ હૃત્પીડા આદિ લક્ષણો થાય છે. શ્વાસનો વેગ રોકવાથી હૃત્પીડા અને ગુલ્મ થાય છે.

નિદ્રાનો વેગ રોકવાથી અંગોમા તૂટવાની વેદના, માથામાં ભારેપણું તંદ્રા અને શિર ગાત્ર તથા નેત્રોમાં ગૌરવ થાય છે.

કોષ્ઠમાં રહેલ વાયુ રૂક્ષ, કટુ, તિક્ત કષાય, પદાર્થોના સેવનથી તત્કાલ ઉદાવર્ત કરે છે પ્રકુપિત વાત અપાનવાયુ, મૂત્ર, મલ, આસુ, કફ તથા મેદવહ સ્રોતસોમાં અવરોધ કરી મળને નીચે જવા નથી દેતો તે સમયે હૃદયશૂળ તથા બસ્તિશૂળથી દુઃખી રોગી હૃલ્લાસ તથા અરતિથી પીડિત માનવી બહુ કઠણાઇથી વાયુને કે મળમૂત્રને વિસર્જન કરી શકે છે તથા શ્વાસ, કાસ, પ્રતિશ્યાય, દાહ, મોહ, પિપાસા, જ્વર, વમન, હિક્કા, શિર.શૂળ, વિભ્રમ અને અન્ય વાતપ્રકોપક વિકારો થઈ જાય છે

साध्यत्व :-

જો ઉદાર્તનો રોગી તૃષા અને વમનથી પીડિત હોય, ક્ષીણ થઈ ગયો હોય, શૂલયુક્ત હોય, મળનુ વમન કરતો હોય તો બુદ્ધિમાન વૈદ્ય એની ચિકિત્સા ન કરવી

आनाह :-

ક્રમશઃ સંચિત આમ, આહારનો અપરિપકરસ તથા મળ દુષ્ટ વાયુ દ્વારા સુકાઈ જઈ અવરોધ કરી પોતાના માર્ગથી નીકળી નથી શકતો એને વૈદ્યવૃંદ આનાહ કહે છે

આમ રસજન્ય આનાહમાં તૃષ્ણા, પ્રતિશ્યાય, શિરમાં દાહ, આમાશયમા શૂળ, ગૌરવ, હૃસ્તમ્ભ, ઓડકારની અપ્રવૃત્તિ એ લક્ષણો થાય છે

મલ સચય જન્ય આનાહમાં કમર તથા પીઠમાં સ્તબ્ધતા, મળ મૂત્રાવરોધ, શૂળ, મૂર્ચ્છા, મળનુ વમન અને અલસકમાં કહેલાં લક્ષણો જેમકે આધ્માન અને વાતવિઘાત થાય છે

## चिकित्सा

**અધોવાતાવરોધજ** ઉદાવર્ત માટે સ્નેહપાન, શેક, પ્રસ્વેદ લાવવો, ફલવર્તિ અને બસ્તિઓ આપવી.

**મલાવરોધજ** ઉદાવર્ત માટે વિરેચક અન્ન તથા ઔષધ, ગુદવર્તિયો, તેલમર્દન, અવગાહન, સ્વેદલ ઔષધો અને બસ્તિઓ આપવી

**મૂત્રાવરોધજ** ઉદાવર્તમાં દૂધ, પાણી અને વજનું ચૂર્ણ આપવુ ભોરીંગણી કે ધમાસાનો સ્વરસ આપવો, કાકડીનાં બીજને વાટી તેમાં સિધવ નાંખી પાવો શેરડીનો રસ, સાકર, દ્રાક્ષ કે જેઠીમધનો રસ પીવો. મૂત્રકૃચ્છ્ર તથા મૂત્રાઘાતના ઉપાયો કરવા.

**જૃમ્ભા** રોકવાથી ઉદાવર્ત થયો હોય તો સ્નેહન સ્વેદન કરી વાતહર દ્રવ્યો આપવાં

**અશ્રુનિરોધજ** ઉદાવર્તમાં સારી પેઠે (હૈયુ મુક્ત થાય તેમ) અશ્રુ પાડવાં અને સુખપૂર્વક સૂઈ જવું અને મનોહર તથા રસિક વાતો કરવી.

**છીંકનો** વેગ રોકવાથી ઉદાવર્ત થયો હોય તો મરી, રાઈ, નાકછીકણી વગેરે તીક્ષ્ણ પદાર્થો સૂંઘી સૂર્ય સન્મુખ જોઇ છીક આવે તેમ કરવું. સ્નેહન સ્વેદન પણ પ્રશસ્ત છે.

**ઓડકાર** રોકવાથી ઉદાવર્ત થયો હોય તો તેલ મર્દન, સ્વેદન, દ્રવ્યો અને સ્નેહયુકત ધૂમ્રપાન કરવુ.

**વમન** રોકવાથી ઉદાવર્ત થયો હોય તો વમન કરાવી લંઘન કરાવવું.

**વીર્યને** રોકવાથી થયેલ ઉદાવર્તમાં ચારગણું પાણી નાખી બસ્તિ શોધક દ્રવ્યોથી સિદ્ધ દૂધ ઉકાળી પાણી બળી ગયે તે પીવું અને ત્યાર બાદ પ્રિય સ્ત્રીથી સંભોગ કરવો. અભ્યંગ, અવગાહન, મદ્યપાન, મરઘીનું માંસ, શાલિચોખા, દૂધ, નિરુહબસ્તિ તથા મૈથુન એ બધાં પથ્ય છે.

**ક્ષુધા** નિરોધજ ઉદાવર્તમાં સ્નિગ્ધ, ઉષ્ણ, લઘુ, રુચિકર, હિતકર, અન્ન અલ્પ માત્રામાં આપવાં. સુગંધિત પુષ્પો સૂંઘાડવાં.

**તૃષાજન્ય** ઉદાવર્તમાં સમસ્ત શીતલ ઉપચાર કરવા. કપૂરથી શીતળ અને સુગંધિત જલનું વારંવાર સેવન કરવું.

**શ્રમજન્ય** શ્વાસ રોકવાથી થયેલ ઉદાવર્તમાં વિશ્રામ અને માંસરસ યુક્ત અન્ન પાન આપવાં.

**નિદ્રાવરોધજ** ઉદાવર્તમાં સાકરથી યુકત દૂધ પીવું. હાથ અને પગને દબાવડાવી સૂઈ જવું અને પ્રિય કથાનુ શ્રવણ કરવું.

રૂક્ષાદિ અન્નપાન સેવનથી થયેલ ઉદાવર્તમા હિંગ, મધ અને સિંધવ મેળવી પીસેલી વર્તિ કરી લેવી અને ઘીમાં ભીંજવી ગુદામાં રાખવી

પીપર તો ૧, નસોતર તો. ૧, સાકર તો ૪, બધાંને પીસી તેનું ચૂર્ણ કરી ભોજન પહેલાં એ ચૂર્ણ બળ અનુસાર લેવું મળશુષ્કતામાં પણ આ ચૂર્ણ લાભ કરે છે. અનુભૂત છે માત્રા ા થી ૧ તોલો મધ સાથે ચટાડવું. આને **નારાચ ચૂર્ણ** કહે છે.

સૂંઠ, મરી, પીપર, પીપરીમૂળ, નસોતર, દતીમૂળ, ચિત્રક એના ચૂર્ણને ગોળ સાથે પ્રાતઃકાળે ખાવું. આ ગુડાષ્ટક અગ્નિ વધારી ઉદાવર્ત પ્લીહાદિક મટાડે છે.

ઉદાવર્ત અને આનાહના કારણ કાર્ય સમાન છે એટલે ઉદાવર્ત-વત્ ચિકિત્સા કરવી વિશેષમાં નસોતર ૨, પીપર ૪ અને હરડે ૫ ભાગનુ ચૂર્ણ કરી તેને સમાન ગોળમાં મેળવી ગોળી કરી લેવી એ ગોળી આનાહ રોગોને મટાડે છે.

સૂંઠ, મરી, પીપર, સિંધવ, સરસવ, ગૃહધૂમ, કુષ્ઠ, મદનફળના ચૂર્ણને મધ કે ગોળ સાથે અગૂઠા જેવી વર્તિ કરી લેવી પછી એને ઘીમાં ભીંજવી ધીરે ધીરે ગુદામાં પ્રવેશાવવી, તેથી આનાહ ઉદર અને ગુલ્મ નષ્ટ થાય છે. આ પ્રત્યક્ષ ફલપ્રદ છે.

..

# અધ્યાય : ૪૪

# મદાત્યય

**मदात्यय**

**મદ્યના ગુણો :-**

મદ્ય તીક્ષ્ણ, સૂક્ષ્મ, વિશદ, રૂક્ષ, આશુકારી અને વ્યવાયિ તથા વિકાસી છે. ઉષ્ણ હોવાથી પિત્તનો પ્રકોપ કરે છે તીક્ષ્ણ હોવાથી મનની ગતિ નષ્ટ કરે છે. સૂક્ષ્મ હોવાથી બધાં અવયવોમાં પ્રવેશ પામે છે. વિશદ હોવાથી કફ અને શુક્રને નષ્ટ કરે છે. રૂક્ષ હોવાથી વાત વૃદ્ધિ કરે છે. આશુકારી હોવાથી એની અસર શીઘ્ર થાય છે. વ્યવાયિ હોવાથી હર્ષજનક છે વિકાસી હોવાથી આખા શરીરમાં પ્રસરી જાય છે મદ્ય, લઘુ તથા અમ્લ પણ છે મદ્યના આ દશ ગુણો વિષમા પણ છે. ઓજના દશ ગુણો એથી વિપરીત છે. ઓજના ગુરુ, શીતળ, મૃદુ, શ્લક્ષ્ણ, બહલ, મધુર, સ્થિર, પ્રસન્ન, પિચ્છિલ અને સ્નિગ્ધ એ દશ ગુણો છે. ઓજના દશેય ગુણો દૂધમાં છે. તેથી ગાયનુ દૂધ ઓજ વધારે છે

મદ્યમા પ્રધાનત અમ્લરસ છે. અમ્લરસ લઘુ રોચક તથા અગ્નિ-દીપક છે. કેટલાક આચાર્યોનો મત એવો પણ છે કે લવણરસ સિવાયના અન્ય તમામ રસો મદ્યમા છે.

**મદ્યની પ્રશંસા :-**

સ્નિગ્ધ અન્ન, માંસ અને સ્નિગ્ધ ભક્ષ્ય સાથે સેવન કરવામા આવેલું મદ્ય આયુષ્યની વૃદ્ધિ કરે છે અને બળની વૃદ્ધિ કરે છે. યુક્તિપૂર્વક પીવાથા તે પૌરુષ, પુષ્ટિ, આરોગ્ય, હર્ષ ઉત્પન્ન કરે છે. તે યુક્તિથી લેવાથી દીપક, રોચક, હૃદ્ય, સ્વર અને વર્ણનો પ્રસાદક, બૃંહણ, બલ્ય અને ભય તથા શોકને હરી લેનાર બને છે. વિધિપૂર્વક

સેવન કરતાં તે કમનીયતા, મનની તુષ્ટિ, ધૈર્ય અને પ્રભા વધારી અતિ વિક્રમવાન બનાવે છે. કેટલાકોએ એને સ્વભાવથી અન્ન સમાન ગણી યુક્તિપૂર્વક પીવાથી રસાયન અસર બતાવનાર માનેલ છે, જ્યારે અયુક્તિથી પીવાથી તે રોગોનો જનક બને છે. જેમ વિષ પણ પ્રાણનાશક છે પણ યુક્તિથી તેય રસાયન બને છે. મદ્યમાં ઋતુનો વિચાર તથા ગ્રીષ્મ ઋતુમાં મધુર અને શીતળ માર્દ્વિકા, ઉષ્ણ ઋતુમાં તીક્ષ્ણ અને મદ્ય–ગૌડિક અને પૌષ્ટિક આપવા. મદ્ય પીવાની વિધિ પણ દર્શાવી છે બુદ્ધિ આદિમાં મોહ અને તેને નષ્ટ ન કરે તે મદ્યની યથાર્થ માત્રા છે વળી કેટલાક પ્રાત· ૮ તોલા, મધ્યાહ્નમાં ૧૬ અને સાયંકળ ૩૨ નો દર્શાવે છે વાત પિત્તાદિ પ્રકૃતિ અનુસાર મદ્ય સેવનની પૃથક્ પૃથક્ વિધિ યોજાય છે.

પરંતુ આ ઉપરાંત મદ્ય ઓજના ગુણોને નષ્ટ કરે તે ન ભૂલવુ ઘટે.

| મદ્ય ગુણ | ઓજ ગુણ | મદ્ય ગુણ | ઓજ ગુણ |
|---|---|---|---|
| લઘુ | ગુરુ | રૂક્ષ | સ્નિગ્ધ |
| ઉષ્ણ | શીત | વ્યવાયિ | સ્થિર |
| અમ્લ | મધુર | વિકાસી | સૂક્ષ્મ |
| તીક્ષ્ણ | મૃદુ | વિશદ | પિચ્છિલ |
| આશુ | પ્રસન્ન | સૂક્ષ્મ | સાદ્રતા |

ઉપર દર્શાવેલ ગુણો પરસ્પર વિરુદ્ધ છે માટે તે નાશકર્તા બને છે.

વિના ભોજન અને નિરંતર મદ્ય પીવાથી મહાકષ્ટકારક મદાત્યય વિકાર ઉત્પન્ન કરે છે, જે શરીર માટે ઘાતક બને છે. મદ્યપ્રકોપ થાય ત્યારે ત્રિદોષજ લક્ષણો દેખા દે છે

ક્રુદ્ધ ભયભીત, તૃષાર્ત, શોકાભિતપ્ત, બુભુક્ષિત, વ્યાયામથી ત્રસ્ત, ભારવહન, અધિક માર્ગ ચાલેલો વેગાવરોધ પીડિત, અત્યન્ત અમ્લ અને રૂક્ષ પદાર્થો ખાવાથી પેટ ભરાઈ ગયું હોય, અજીર્ણથી પીડિત,

નિર્બલ અને ઉષ્ણતાથી સતપ્ત મનુષ્યને સેવન કરાવવામાં આવેલ મદ્ય અને વિકાર ઉત્પન્ન કરે છે. મદ્ય પાનથી પરમદ, પાનાજીર્ણ અને અત્યંવ ઉગ્ર પાનવિભ્રમ થઈ જાય છે હવે મદ્ય પાનથી થતા મદાત્યયનું વર્ણન કરીશુ.

**સામાન્ય લક્ષણ :-**

મદાત્યયથી પીડિતના શરીરમાં અત્યંત દુઃખ થાય છે. ભારે મોહ, હૃદયવ્યથા, અરુચિ, સખત તૃષ્ણા, શીત તથા ઉષ્ણ લક્ષણોથી યુકત જવર, શિર, પાર્શ્વ અસ્થિ અને સધિમાં વેદના, જૃમ્ભા, સ્ફુરણ, કંપન અને શ્રમ, કબજિયાત, કાસ, હિક્કા, શ્વાસ, જાગરણ, શરીર કંપ, કર્ણ આંખ, મુખના રોગો, ત્રિકગ્રહ, વમન, ઉત્કલેશ, પાતળા ઝાડા, વાત પિત્તજ હૃલ્લાસ, શ્રમ, પ્રલાપ દરેક પદાર્થમાં બીભત્સનુ દર્શન–અસત–હોય તેથી વિપરીતનું દર્શન, તૃણ, ભસ્મ, લતા, પાન અને ધૂળથી આવરીત શરીર લાગવું, તેને એમ લાગે કે ચારે તરફ પક્ષીઓ ઊડે છે, વ્યાકુલ અને અપ્રશસ્ત સ્વપ્નદર્શન થાય છે.

**વાતજ મદાત્યય :-**

સ્ત્રીપ્રસંગ, શોક, ભય, ભાર, માર્ગ ચાલનાર મનુષ્ય, રૂક્ષ, અલ્પ અને કૃશ માત્રામાં ભોજન કરનાર મનુષ્ય રૂક્ષ મદ્યને વધુ માત્રામાં પીએ છે તેને મદ્યના પરિપાક બાદ મદાત્યય થાય છે જે રાત્રે નિદ્રા નષ્ટ કરીને થાય છે.

**લક્ષણ :** હિક્કા, શ્વાસ, શિરઃકમ્પ, પાર્શ્વશૂળ, અનિદ્રા અને બહુ પ્રલાપ થાય છે.

**ચિકિત્સા :** ( ૧ ) જૂના મદ્યમાં લવણ નાખી લીંબુ, બોર, અનારદાણા, અજમો, જીરું, સૂંઠ, અમ્લવેતસનુ ચૂર્ણ નાખી પીવુ. સાથે સ્નેહયુકત સકતુ અને મસાલા આપવા. આ યોગ પિત્તજમા પણ લાભ કરે છે. ( ૨ ) પહેલાં પીધેલું મદ્ય નષ્ટ થાય ત્યારે સચળ, ત્રિકુટ અને મદ્ય જલમિશ્રિત આપવાં. ( ૩ ) ચવક, કૃષ્ણ, શેકેલ હિંગ, લીંબુ,

સૂંઠ અને અજમાના ચૂર્ણને મદ્યમા મેળવીને પાવુ તીતર, મુરઘી, મોર તથા આનુપદેશજ મૃગ, મત્સ્ય અને પક્ષીઓના માંસરસ સાથે ભાત, સ્નિગ્ધ ઉષ્ણ અને લવણ, ખાટા અથાણાં, મસાલા ઇત્યાદિ સાથે સ્નિગ્ધ ઘઉ સાથે બનાવેલ ભોજન આપવા. (૪) નવયૌવનની ઉષ્ણતાથી યુક્ત સ્ત્રીઓના નિર્દય આલિગનથી, તેમનાં નિતમ્બ, જઘા અને સ્તનોના ભાર તથા પીડનથી જે ઉષ્ણતા થાય તે અને તેના સુખથી ગરમ શય્યા, ઓઢવાનુ અને સુખપ્રદ ભવનોમા નિવાસ વાતજ મદાત્યયને શાંત કરે છે.

**पित्तज मदात्यय :–**

તીક્ષ્ણ, ઉષ્ણ અને અમ્લ પદાર્થોના ઘી સેવનથી ક્રોધી અને અજ્ઞાની મનુષ્ય તીક્ષ્ણ, ઉષ્ણ અને અમ્લ મદ્ય અધિક માત્રામા સેવન કરે તો પૈત્તિક મદાત્યય ઉત્પન્ન થાય છે.

**લક્ષણ :** તૃષ્ણા, દાહ, જ્વર, સ્વેદ, મોહ, અતિસાર, ભ્રમ અને શરીરના વર્ણનુ લીલું થવું; આ બધાં પિત્તજ મદાત્યયના લક્ષણો છે.

**ચિકિત્સા :** ખજૂર, દ્રાક્ષ, ફાલસા, દાડમના રસમાં સાકર અને સત્તુ નાખી માધ્વીક મદ્ય અથવા ઉપર્યુક્ત ઓષધિઓથી મદ્યમા અધિક માત્રામાં જલ મેળવીને પીવું શશલા, ચાતક, મૃગ, લવ આદિ પ્રાણીઓના માંસ, મધુર તથા સાઠી ચોખાનુ ભોજન આપવું યવમિશ્રિત પરવળનુ યુષ આપવુ. શીતલ અન્ન, પાન, શય્યા, આસન, વાયુ, જલસ્પર્શ, ઉપવન, રેશમી વસ્ત્ર, કમળ, નીલકમળ, મણિ, મોતી, ચંદનમિશ્રિત જલ સ્પર્શ, શીતળ ચાદનીનાં કિરણો પિત્તજ મદાત્યયને મટાડે છે. કાકોલ્યાદિગણ ( ગળો સિવાય ) મિશ્રિત મધુ, શર્કરા અને પ્રસન્નતાકારક મદ્ય આપવું. આ પ્રમાણે કરવાથી પિત્તજ મદાત્યય શાત થાય છે.

**कफज मदात्यय :–**

અવ્યાયામ, દિવાસ્વપ્નવાળો, હમેશાં બેઠાડુ, મધુર સ્નિગ્ધ અને

દુર્ભોજન કરનાર મનુષ્ય જ્યારે અધિક માત્રામા મદ્ય પીએ ત્યારે તે નક્કી કફજ મદાત્યયને પ્રાપ્ત થાય છે. **લક્ષણ :** વમન, અરુચિ, હૃલ્લાસ, તન્દ્રા, શરીરને ભીનાં વસ્ત્રોથી ઢાકયા જેવુ લાગવું, ભારેપણું તથા શીતળતાની પ્રતીતિ અને કફજ મદાત્યયમાં થાય છે. **ચિકિત્સા :** રૂક્ષ, તૃપ્તિકારક અને ત્રિકટુ, જવર, ઘઉનું ભોજન રૂક્ષ યુષો સાથે આપવાં. કળથી, સૂકી મૂળીના રસ સાથે કટુ પદાર્થો સાથે જવનુ ભોજન આપવું. રૂક્ષ દ્રવ્યો સાથે બકરાનો માંસરસ અથવા અમ્લયુક્ત જાંગલ માંસરસ અથવા માંસ શેકી, કડવા, ખાટા અને લવણ પદાર્થો મેળવી આપવો. વામક દ્રવ્યોથી યુકત મદ્ય આપવું

**त्रिदोषज मदात्यय :-**

ત્રણેય દોષનાં મિશ્ર લિગો હોય છે એમા તે પ્રમાણે મિશ્ર ચિકિત્સા કરવી

**मदनी चार अवस्थाओ -**

બુદ્ધિ, સ્મૃતિ, પ્રીતિ, સુખદ, ખાનપાન અને નિદ્રા વધારનાર, ઉચ્ચાર, ગાન અને સ્વરમા વૃદ્ધિ કરનાર **પ્રથમ મદ** અત્યંત રમ્ય ગણાય છે મધ્ય કિવા **દ્વિતીય મદ**થી મત્ત થયેલા માણસની બુદ્ધિ, સ્મૃતિ અને વાણી અસ્પષ્ટ બને છે, તે ઉન્મત્ત જેવી આકૃતિ અને ચાળા કરે છે, પ્રચડ લાગે છે અને નિદ્રા તથા આળસ વારંવાર ઘેરી લે છે **તૃતીય મદ**માં માણસ અગમ્ય ગમન કરે છે. વડીલોનુ માનતો નથી, ન ખાવા જેવી વસ્તુ ખાયા કરે છે, ભાન રહેતુ નથી, અતરની છાની વાતો બોલે છે, પરવશ બને છે. **ચતુર્થ મદ**માં માણસ મૂઢ બને છે ભાંગેલા લાકડાની માફક નિશ્ચેષ્ટ પડી રહે છે. કાર્યાકાર્યનો વિવેક રહેતો નથી, એ મડદા કરતાં પણ અનિષ્ટ છે.

મન પર કાબૂ રાખનાર વિચક્ષણ અને કયો બુદ્ધિશાળી પુરુષ ગાંડપણ કે અનેક દોષવાળા જગલ જેવા મદની પાસે જશે ?

**परमद :-**

ઉષ્ણતા, અંગોમાં ભારેપણુ, મુખમાં વિરસતા, કફાધિક્ય, અરુચિ, મળ અને મૂત્રનો અવરોધ, તૃષ્ણા, શિરદર્દ અને સંધિઓમા દુઃખાવો થાય છે.

**पानाजीर्ण :-**

આધ્માન, વમન, અમ્લરસતા, વિદાહ એ પાનાજીર્ણનાં લક્ષણો છે આમાં પિત્તપ્રકોપાધિક્ય હોય છે.

**पानविभ्रम :-**

હૃદય અને શરીરમાં તોદ, વમન, જ્વર, ગળામા ધૂમની પ્રતીતિ, મૂર્ચ્છા, કફનો સ્ત્રાવ, શિરદર્દ, વિદાહ, સુરા તેમ જ અન્નની બનાવટોનો દ્વેષ, આને વિદ્વાન વૈદ્યો પાન વિભ્રમ કહે છે.

**असाध्यत्व :-**

અધરોષ્ઠ અંદર દબાઈ ગયો હોય, બહારથી બહુ શીતતા પ્રતીત થાય, અંદરથી દાહ થાય, મોઢા પર તેલ ચોપડ્યા જેવો ચળકાટ હોય, જીભ હોઠ અને દાંત કૃષ્ણવર્ણતાવાળા કે વાદળી થઈ જાય છે. નેત્રો પીત કે રક્તવર્ણા થઈ જાય તેવા દરદીને અસાધ્ય ગણી છોડી દેવો

**उपद्रवो :-**

હિક્કા, તાવ, ઊલટી, કંપ, પડખામાં શૂળ, ઉધરસ અને ભ્રમ એ એના ઉપદ્રવો કહ્યા છે

### मदात्यय नाशक अन्य योगो

( ૧ ) તજ, નાગકેસર, પીપર, એલચી, મહુડો, ધાણા, જીરુ, મરી એને સમભાગે લઈ બારીક માત્રામા ચૂર્ણ કરી લેવુ. આ ચૂર્ણને કાથાના સ્વરસમાં ઘૂંટી રાખવું.

( ૨ ) શીવણ, દારુહળદર, લવણ, દાડમના બીજ, પીપર અને દ્રાક્ષથી તૈયાર કરેલ પાનકમા લીંબુસ્વરસ નાખી પીવું.

( ૩ ) તજ, પીપર, નાગકેસર અને બીડલવણયુક્ત મદ્ય પીવું

( ૪ ) દ્રાક્ષ, કાથો, બિજોરાના ફળ અને દાડમથી તૈયાર કરેલ પાનકમાં પ્રચુર મદ્ય અને શર્કરા મેળવી આપવાથી તે વિભ્રમનો નાશક બને છે.

( ૫ ) કુષ્માડ ( ભોંયકોળુ )ના સ્વરસમાં ગોળ મેળવીને પીવાથી કોદ્રવ ધાન્ય વિશેષના ભક્ષણથી ઉત્પન્ન મદનુ શમન થાય છે

( ૬ ) સોપારી ખાવાથી કવચિત્ થતા વમન, મૂર્ચ્છા, અતિસારાદિયુક્ત મદમાં તૃપ્તિ પર્યંત પીધેલુ શીતળ જળ મદના વેગને શાંત કરે છે

( ૭ ) સોપારીજન્ય મદને જંગલી ગોબર સૂઘવાથી, જલપાનથી અને લવણના સેવનથી લાભ થાય છે એ મદ સશલ્ય હોય તો શર્કરાયુક્ત મદ ધારણ કરવાથી તત્કાલ શાંત થઈ જાય છે.

( ૮ ) ચૂનાને મસળીને સૂઘવાથી પાનનો મદ શાત થઈ જાય છે જાયફળનું મદ હરડે ખાવાથી, શીતળ જલાવગાહનથી શર્કરા મિશ્રિત દહીથી મટે છે બહેડાંનો મદ પણ શર્કરા મિશ્રિત જલથી મટી જાય છે.

જો મનુષ્ય મદ્ય પી તત્કાળ ઘીમાં સાકર મેળવી ખાઈ લે તો પ્રબળ મદ પણ શાંત થઈ જાય છે.

*

# અધ્યાય : ૪૫

# વિદ્રધિ

## विद्रधि

અત્યંત વૃદ્ધિ પામેલા તથા અસ્થિનો આશ્રય કરીને રહેલા દોષો ધીમે ધીમે ભયંકર શોથ ઉત્પન્ન કરે છે. તેનાં મૂળ ઊંડાં થઈ વેદના-યુક્ત ગોળ અથવા લંબગોળ સોજો કરે છે. પૃથક્ પૃથક્ દોષોથી ત્રણ, ત્રિદોષથી ક્ષતથી, રક્તજ એમ તેના ૬ પ્રકાર છે. શોથ એમાં મુખ્ય લક્ષણ છે. બાહ્ય અને આભ્યંતર બે પ્રકાર છે. વિદ્રધિ અને ગુલ્મમાં અંતર છે વિદ્રધિ પાકે છે અને ગુલ્મ આશ્રય વગરનો હોઈ પાકતો નથી. આમા દોષો અસ્થિમા રહેલા હોઈ તે વ્રણશોથથી વિદ્રધિ જુદી પડે છે. વ્રણશોથમા અસ્થિને આશ્રયે દોષો રહે તેવો નિયમ નથી

**वातज विद्रधि :-**

કૃષ્ણ કિંવા લાલ વર્ણ, ઘડીકમા નાની ઘડીકમાં મોટી, તીવ્ર વેદનાયુક્ત, બહુ કાળે ઉત્થાન અને પાક પામવાવાળી હોય છે

**पित्तज विद्रधि :-**

જે પાકેલા ગૂલરનાં ફળ સમાન શ્યામ વર્ણની, જ્વર અને દાહયુક્ત શીઘ્રોત્થાન અને પાકયુક્ત હોય છે તે પિત્તજ વિદ્રધિ જાણવી.

**कफज विद्रधि :-**

જે વિદ્રધિ માટીના કોડિયા જેવી, પાંડુ, શીત, સ્નિગ્ધ, અલ્પ વેદનાયુક્ત, બહુકાળે પાકનાર અને થનાર હોય છે તે કફજ જાણવી.

**सान्निपातिक :-**

વિવિધ વર્ણ, પીડા અને સ્રાવયુક્ત, વિષમ, મોટી, અણિયાળી, પાકે કે ન પાકે તેવી સાન્નિપાતિક જાણવી

**अभिघातज :-**

કોઈ પણ રીતે વાગવાથી, જખમ થવાથી, તેમાં અપથ્ય વસ્તુના સેવનથી, વાયુ વડે વિસ્તાર પામી અભિઘાત અને ક્ષતની ઉષ્ણતા રક્ત અને પિત્તને કોપાવી દે છે, જેથી મનુષ્યોને જ્વર, પિપાસા અને દાહ ઉત્પન્ન થાય છે આનાં લક્ષણો પૈત્તિકવિદ્રધિવત્ જાણવાં

**रुधिरज विद्रधि :-**

કાળા સ્ફોટથી આવૃત, તીવ્ર દાહ પીડા કરનાર રક્તજ વિદ્રધિના લક્ષણો પિત્તજ વિદ્રધિ સમાન જાણવાં

હવે આ છ પ્રકારોનુ વર્ણન જોયા બાદ અધિષ્ઠાન અને લિંગ વિશેષ પ્રમાણે વધુ વર્ણન શાસ્ત્રકારોએ કર્યું છે તે જોઈએ

ગુરુ, અસાત્મ્ય અને વિરુદ્ધ ભોજન કરવાથી, શુષ્ક શાકથી અને ખાટા પદાર્થો ખાવાથી, અત્યંત મૈથુન અને વ્યાયામથી, મળ મૂત્રાદિ વેગો રોકવાથી, અત્યંત દાહજનક પદાર્થોના સેવનથી પૃથક્ પૃથક્ કે સમસ્ત દોષો પ્રકુપિત થઈ ગુદા, મૂત્રાશય, નાભિ, કુક્ષિ, વંક્ષણ સંધિ વૃક્ક, પ્લીહા, યકૃત, હૃદય અને ક્લોમમા, વલ્મીક સદૃશ ચારે તરફ ઉન્નત ગુલ્મ સદૃશ અંતર્વિદ્રધિ ઉત્પન્ન કરી દે છે. એનાં લક્ષણો બાહ્ય વિદ્રધિવત્ જાણવા

**ગુદા**માં વિદ્રધિ થતા અપાન વાયુનો નિરોધ થાય છે. **બસ્તિ**મા વિદ્રધિ થતાં કઠણાઈથી થોડું થોડુ મૂત્ર ઊતરે છે. **નાભિ**માં વિદ્રધિ થતાં હિક્કા અને જૃમ્ભા વધે છે. **કુક્ષિ**માં વિદ્રધિ થતાં વાત પ્રકોપ થાય છે. **વંક્ષણ સંધિ**મા વિદ્રધિ થતાં કમર તથા પીઠમાં તીવ્ર પીડા થાય છે **બન્ને વૃક્ક**મા વિદ્રધિ થતાં પાસળીઓમાં સંકોચથાય છે. **પ્લીહા**મા વિદ્રધિ થતા શ્વાસાવરોધ થાય છે. **યકૃત**મા વિદ્રધિ થતા શ્વાસ અને હિક્કા થાય છે અને **ક્લોમ**માં થતા રોગી વારવાર પાણી પીએ છે.

નાભિથી ઉપર થનાર વિદ્રધિનો સ્રાવ ઊર્ધ્વ યાને મુખથી

થાય છે. નીચે થનાર વિદ્રધિનો સ્રાવ ગુદા મારફત થાય છે અને નાભિમા ઉત્પન્ન થનાર વિદ્રધિ ફૂટતાં ગુદા તથા મુખ બન્ને માર્ગોમાંથી રક્તમિશ્રિત પૂય નીકળે છે.

**સાધ્યત્વ .–**

જો વિદ્રધિનો સ્રાવ ગુદમાર્ગેથી થાય છે, તો માનવી જીવે છે પણ મુખમાર્ગેથી થતાં નથી જીવતો. હૃદય, નાભિ અને બસ્તિને મૂકી શેષ પ્લીહા, ક્લોમ ઈત્યાદિ અવયવોમા ફૂટેલી વિદ્રધિ મોંમાંથી નીકળે તો ક્વચિત્ માનવી જીવી પણ જાય છે. પણ જો હૃદય, નાભિ અને મૂત્રાશયની વિદ્રધિ બહાર ફૂટે તો માણસ જીવી નથી શકતો. ટીકાકાર ભોજ તો કહે છે કે મર્મ સ્થાનગત વિદ્રધિ પાકે કે ન પાકે પણ એ અસાધ્ય જ જાણવી સન્નિપાતિક પણ અસાધ્ય જાણવી. જો બસ્તિમા ઉત્પન્ન વિદ્રધિ ત્વચામાં, નાભિની નીચે કે પાસે ઉત્પન્ન થઈ હોય તો તે સાધ્ય ગણાય છે. નાભિની ઉપર થયેલી વિદ્રધિ પાકી હોય યા ન પાકી હોય સાધ્ય હોય છે જો વિદ્રધિ આધ્માન, મળમૂત્રાવરોધ, વમન હિક્કા, પિપાસા, પીડા અને શ્વાસથી યુક્ત હોય તો મનુષ્યને અવશ્ય નષ્ટ કરી દે છે.

વાતજ, પિત્તજ, કફજ, ક્ષતજ રક્તજ આ પાચ બાહ્ય વિદ્રધિઓ સાધ્ય છે અને ત્રિદોષજ અસાધ્ય છે. વિદ્રધિનો અપાક, પાક કે વિદગ્ધતા વ્રણશોથ સદશ જાણવા. જેનુ વર્ણન આગળ ઉપર આવશે

## ચિકિત્સા

સમસ્ત વિદ્રધિઓમા જલૌકા, મૃદુ વિરેચન, લઘન પ્રશસ્ત છે. પૈત્તિક વિદ્રધિને મૂકીને બધી વિદ્રધિઓમા સ્વેદન કરવુ પ્રશસ્ત છે. અપક્વ વિદ્રધિમા વ્રણ શોથની ઔષધિઓનો પ્રયોગ કરવો **વાતજ** વિદ્રધિમા વાતનાશક ઔષધોનાં મૂળના કલ્કમા ચરબી તેલ અને ઘી મેળવી કરી કંઈક ઘાટા લેપનો પ્રયોગ કરવો. જવ, ઘઉ, મગને ઘીમા પીસી લેપ કરવાથી ન પાકેલી વિદ્રધિ તુરત જ લુપ્ત થઈ જાય છે.

**પિત્તજ** વિદ્રધિમા દૂધમા પીસેલી કાકોલી, ખસ, જેઠીમધ અને લાલ ચદનના કલ્કને ઘી નાખી લેપ કરવો પચવલ્કલનો કલ્ક કરી તેમા ઘી નાખી લેપ કરવો. અથવા ત્રિફળાના કવાથમાં નસોતરનું કલ્ક નાખી પીવા આપવુ. **કફજ** વિદ્રધિમાં ઇંટનુ ચૂર્ણ, વાલુ-રેતી, મંડૂર, ગાયનું ગોબર, ગોમૂત્રમાં પીસી કંઈક ઉષ્ણ પ્રલેપ દ્વારા સ્વેદન કરવામાં આવે તો કફજ વિદ્રધિ મટે છે.

દશમૂલના કવાથમાં ઘી નાંખી ગરમ પરિસેચન કરવાથી વ્રણશોથ તથા સશૂલ વિદ્રધિ મટે છે **રક્તજ–આગંતુક** વિદ્રધિ મટાડવા કુશળ વૈદ્યે પૈત્તિક વિદ્રધિવત્ ચિકિત્સા કરવી

પીપર, કાળીજીરી, ઇન્દ્રાયણનાં મૂળ તથા કડવી તુબડીને પીસી કરી પીવાથી કોષ્ઠગત વિદ્રધિ મટી જાય છે

શ્વેત પુનર્નવા અને વાયવરણાની જડને પાણીમાં ઉકાળીને પીવાથી અંતર્વિદ્રધિ અવશ્ય નષ્ટ થાય છે

ખેર, બહેડાં, હરડે, આમળા, લીમડો, કડુ અને જેઠીમધ સમભાગે લઈ, ૪-૪ ભાગ, નસોતર અને પરવળના મૂળ લઈ મસૂરની દાળમાં કવાથ કરી લેવો આ કવાથ વ્રણ, ગુલ્મ, વિદ્રધિ, વિસર્પ, દાહ, મોહ, જ્વર વગેરે મટાડે છે. સરગવાના જડના કવાથમા હિગ અને સિધવ નાખી પ્રાતઃકાળે પીએ તો વિદ્રધિ તુરત મટે છે.

*

# અધ્યાય : ૪૬

# ક્ષુદ્રરોગો

## क्षुद्ररोग

**व्याख्या :–**

ક્ષુદ્રરોગોની વ્યાખ્યા વિવિધ પ્રકારે ઘટાડવામાં આવેલ છે. એક મત પ્રમાણે ક્ષુદ્રના અલ્પ અને રૌદ્ર બે ભેદ છે. એક અન્ય મતથી બાળરોગોને ક્ષુદ્ર રોગ ગણવામા આવ્યા છે. એક અન્ય મત વળી એને પારિભાષિક સંજ્ઞા માને છે. કવિરાજ હારાણચંદ્ર કહે છે કે નામ ગ્રહણથી રોગ સ્પષ્ટ બને છે. માટે ક્ષુદ્રરોગ છે. અન્ય મત પ્રમાણે આ રોગોમાં અવાંતર ભેદ નથી. માધવે ૨૪ ક્ષુદ્રરોગ ગણાવ્યા છે સુશ્રુતે ૪૪ ગણાવેલ છે. શારંગધરે તો ૬૦ ની ગણના કરેલ છે ક્ષુદ્રરોગ ગણનામાં કેટલાંક નામોનું વર્ણન આગળ આવી ગયેલ છે–યથા ઉદાહરણ, શર્કરા; એનું અમોએ પુનરાવર્તન ન કરતાં મૂકી દીધેલ છે.

દૈનિક વ્યવહારમાં ક્ષુદ્રરોગોમાંના કેટલાક તો બહુ મોટી માત્રામા જોવા મળે છે જુવાનીમા થતા ખીલ–તારુણ્યપીડિકા પણ તેમાં ગણી લીધેલ છે. અમોએ ક્ષુદ્રરોગોના વર્ણન માટે પ્રધાનતયા ભાવપ્રકાશને આધાર લીધેલ છે

### १ पलितम्

આ રોગોને આપણી વ્યવહારિક ભાષામાં પળિયા કહે છે. તેમાં વાળ ધોળા થાય છે. શોક, શ્રમ આદિથી કુપિત વાયુ, પિત્તને માથામાં લઈ જાય છે, ત્યાં રહેલ ભ્રાજક પિત્ત આ દોષો વડે કુપિત થાય છે. એક પ્રકુપિત દોષ અન્યને કોપાવે એ ન્યાયે પ્રકુપિત વાત અને પિત્ત, કફને વધારે છે. અને એ કફ વડે વાળ ધોળા થાય છે. હેતુ એ છે કે

ત્રણેય દોષનો પ્રકોપ થાય છે.

**ચિકિત્સા** :- (૧) લોહચૂર્ણ તો. ૧, આંબાનો ગરભ તો. ૫, આંબળાં તો. ૨, બહેડાં છાલ તો. ૧ બધાંને વાટી લોહપાત્રમાં રાખવાં. પ્રાતઃકાળે લેપ કરવો. (૨) કાંટાઅશેળિયો, કેતકી, લોહચૂર્ણ, ભાંગરો, શીવણ અને ત્રિફળાના કલ્કથી તેલ સિદ્ધ કરી તેને લોહપાત્રમાં ૧ માસ રાખી ધરતીમાં દાટી દેવું. બાદ કાઢી લગાડવુ તેથી વાળ કાળા થાય છે (૩) ભૃંગરાજતેલ સર્વોત્તમ ઉપાય છે. (૪) ભાંગરો તાજો લાવી કૂટી રસ કાઢી તેને સૂકવી તેનુ સત્ત્વ બનાવવુ. બાદ તાજા આંબળાનું ચૂર્ણ રતી ૪, બહેડાનુ ચૂર્ણ રતી ૩ અને ભૃંગરાજસત્ત્વ રતી ૨ બધાને મેળવી તેવુ ૧ પડીકુ સવારે અને ૧ સાંજે આપવું. અપથ્યઃ ચિંતા, ક્રોધ, શોક, ભય તથા આહારમાં પિત્તોત્તેજક ઉષ્ણ તીક્ષ્ણ આદિ આહાર વર્જ્ય કરવો.

## ૨ इन्द्रलुप्तम्

રોમકૂપના મૂળમા રહેલ લોહી, પિત્ત સાથે પ્રકુપિત થઈ રૂવાડાંને તોડી નાખે છે અને તે પછી લોહી સહિત કફ રૂવાડાંના મૂળને રોકી દે છે એટલે ત્યાં બીજાં રૂવાડા ઉત્પન્ન થતાં નથી. આને ઇન્દ્રલુપ્ત કે ખાલિત્ય કહે છે. **ચિકિત્સા**. (૧) કડવાં પરવળના સ્વરસથી ઘસવામા આવે તો લાબા કાળનું ખાલિત્ય મટે છે. (૨) હાથીદાંતની ભસ્મ, ગાડરનુ દૂધ અને રસવંતીનો લેપ કરવાથી હાથનાં તળિયામા પણ રૂવાડાં ઉત્પન્ન થાય છે. (૩) જેઠીમધ, કમળ, દ્રાક્ષ, તેલ, ઘી, દૂધનુ લેપન કરવું. તેથી વાળ કાળા, જાડા અને ઘટ્ટ થાય છે. આ યોગ અસરકારક છે. (૪) ચમેલી, કરંજ, વાયવરણો, કણેર અને ચિત્રકના કલ્કથી પકાવેલું તેલ ઘસવાથી ઇન્દ્રલુપ્ત મટી જાય છે. (૫) સ્નુહીદુગ્ધાદિ તેલ : થોર અને આકડાનુ ક્ષીર, ભાંગરો, વચ્છનાગ, બકરી તથા ગાયનું મૂત્ર, ચણોઠી, ઇન્દ્રવરણા, સરસવ અને ધોળી વજન કલ્કથી પકાવેલ તેલના અભ્યંગથી ઇન્દ્રલુપ્ત મટે છે.

### ३ दारुणक

વાતપ્રકોપથી કેશભૂમિ રૂક્ષ, દારુણ અને કંડુ ( ચળ ) યુક્ત થાય છે તેને દારુણક કહે છે. **ચિકિત્સા :** ચમેલીનાં બીજ, જેઠીમધ, કઠ, અડદ અને સિંધવને મધમાં વાટી કાલવી માથામાં જાડો લેપ કરવો ( ૨ ) ચણોઠીના કલ્ક અને ભાંગરાના રસથી પકાવેલું તેલ ગુંજાદિ તેલ લગાડવું

### ४ अरुंषिका

કફ, રુધિર અને કૃમિઓના પ્રકોપથી માથામાં ઘણાં મુખવાળા અને કલેદયુક્ત વ્રણ થાય છે તેને અરુંષિકા કહે છે. **ચિકિત્સા :** ( ૧ ) નીલકમલની, કેસર, આંબળાં અને જેઠીમધનુ કલ્ક લગાડવુ ( ૨ ) પંચગુણતેલ લગાડવુ. ( ૩ ) મરિચ્યાદિતેલ લગાડવું ( ૪ ) ત્રિફલા લોહચૂર્ણ, જેઠીમધ, કમળ, ઉપલસરી અને સિંધવના કલ્કથી પકાવેલું તેલ ત્રિફળાદ્ય તેલ ઉપર્યુક્ત ગણાય છે

### ५ इरिवेल्लिका

માથામા ગોળ, ઉગ્ર વેદનાયુક્ત તથા તાવયુક્ત સન્નિપાતજ તથા ત્રણેય દોષનાં ચિહ્નોવાળી ફોલ્લીઓ થાય છે, જેને ઇરિવેલ્લિક કહે છે. **ચિકિત્સા** પૈત્તિક વિસર્પની ચિકિત્સા તથા પિત્તશામક લેપ દશાંગલેપ જેવા ઉપાયો કરવા.

### ६ पनसिका

કાનમાં વાત તથા કફથી ઉગ્ર વેદનાયુક્ત સ્થિર ફોડકી થાય છે તેને પનસિકા કહે છે. **ચિકિત્સા :** સ્વેદન કરી, મનશિલ, કુષ્ઠ, હળદર, હરતાલ, દેવદારનો લેપ કરવો. પાકે ત્યારે લેપ કરવો. વ્રણવત્ ચિકિત્સા કરવી

### ७ पाषाणगर्दभ

હનુસંધિમાં વાત કફથી કઠણ, મંદ વેદનાયુક્ત, સ્નિગ્ધ શોથ થાય

છે. તેને પાષાણગર્દભ કહે છે પહેલા સ્વેદન કરવું તથા પનસિકામાં કહેલ લેપ કરવો. અન્ય વાતકફઘ્ન લેપ કરવા. પાકે ત્યારે વ્રણવત્ ચિકિત્સા કરવી જલૌકાથી રક્તમોક્ષણ આ રોગમાં ઉત્તમ છે

## ૮ मुखदूपिका

યૌવન પ્રાપ્ત વ્યક્તિઓનાં મોઢાં ઉપર શેમળાના કાટા જેવી વાત, કફ અને રક્તની દુષ્ટિથી ફોડકી થાય છે તેને યૌવન પીડિકા કહે છે **ચિકિત્સા :** આંગળીના ચોથા ભાગ જેટલો નિકૃષ્ટ, ત્રીજા ભાગ જેટલો મધ્યમ, અડધા ભાગ જેટલો ઉત્તમ માત્રામાં કહેવાય છે. આ પ્રકારનો લેપ લોધર, ધાણા તથા વજને વાટીને કરવો. ગોરોચન સાથે મરી વાટી લગાડવાં સરસવ, વજ, લોધર અને સિંધવનો લેપ તથા વમન કરાવવું

## ૯-૧૦ व्यंग अने नीलिका

ક્રોધ તથા પરિશ્રમથી કુપિત વાયુ પિત્તથી યુક્ત થઈ મોઢા પર આવી વેદનારહિત અત્યંત પાતળા તથા કાળા સફેદ મિશ્ર વર્ણના મંડળ કરે છે, તેને વ્યંગ કહે છે તેને ન્યચ્છ અને નીલિકા પણ કહે છે પણ વ્યંગ અને નીલિકામાં સૂક્ષ્મ ભેદ એ છે કે વ્યંગ શ્યામવર્ણયુક્ત તથા નીલિકા અત્યંત શ્યામવર્ણયુક્ત થાય છે. વ્યંગ ચહેરા પર થાય છે. નીલિકા સર્વાંગમાં થાય છે. **ચિકિત્સા :** શિરાવ્યધ, પ્રલેપ, માલિશ કરવાં. વટાંકુર તથા મસૂરની દાળનો લેપ કરવો. મંજિષ્ઠા મધ સાથે મેળવીને લગાડવી. પણ આ વ્યંગનાશક યોગ છે. કેવળ સસલાનું લોહી લગાડવાથી મટે છે. આકડાનુ દૂધ અને હળદરનું ચૂર્ણ એકત્ર મસળીને બહુ દિનોથી ઉત્પન્ન મુખની કૃષ્ણતા દૂર કરે છે કેવળ જાયફળના લેપથી પણ વ્યંગ તથા નીલિકા મટે છે મસૂરની દાળને દૂધમાં પીસી મોઢા પર લેપ કરવાથી સાત દિવસમાં મટે છે.

લાલચંદન, કુષ્ઠ, પીળું ચંદન, વડનાં પાન, ચમેલીનાં ફૂલ અને લોધર બધાને પીસી મોઢા પર લેપ કરવાથી આ રોગ મટી જાય છે કુંકુમાદ્ય તેલનો પ્રયોગ પણ પ્રશસ્ત છે.- દશાંગલેપ પણ ઠંડક આપે છે.

## ૧૧ વલ્મીક

ગ્રીવા, અંસ, કક્ષા, હાથ અને પગ એ સ્થળો પર સંધિઓમા અથવા ગળામા વલ્મીક સદૃશ અનેક શિખરવાળી, ઉન્નત, દૃઢમૂલવાળી, ત્રિદોષજ જે ગ્રથિ થાય છે તે ચિકિત્સાની ઉપેક્ષાથી ક્રમશ; વૃદ્ધિ પામી સ્રાવ અને વેદનાયુક્ત આગળથી ઊંચી અનેક મુખવાળી વિસર્પ સદૃશ ફેલાઈ જાય છે ત્યારે વૈદ્યો તેને વલ્મીક કહે છે આ રોગ બહુ દિવસોનો જૂનો થઈ જાય ત્યારે અસાધ્ય જાણવો.

હાથ અને પગ પર થયેલ બહુ છિદ્રોથી વ્યાપ્ત, શોથયુક્ત વલ્મીક હોય તે અસાધ્ય જાણવો.

**ચિકિત્સા :** શસ્ત્રથી ચીરી ક્ષાર તથા તથા અગ્નિથી દહન કર્મ કરવાં અને અર્બુદોક્ત વિધિ દ્વારા શોધન કરી વ્રણરોપણ કરવુ. અને જેનો વલ્મીક બહુ વધ્યો ન હોય અને મર્મસ્થળ પર ઉત્પન્ન ન થયો હોય તો વૈદ્ય રુગ્ણનુ સંશોધન કરી રક્તમોક્ષણ કરાવવો

કળથીની જડ, ગળો, સિંધવ, દંતીમૂળ નસોતર તલનુ ચૂર્ણ, જવનો સાથવો બધાને પીસી કિંચિત્ નવશેકો કરી તેના પર પોટીસ બાંધી દેવી વલ્મીકને પાકેલો જાણી પૂય નીકળવાના માર્ગને જોઈ ક્રમશઃ શસ્ત્ર વડે ચીરી બુદ્ધિમાન વૈદ્યે વ્રણ ચિકિત્સામાં કહેલ પ્રદેહ ( પ્રલેપ વિશેષ )નો પ્રયોગ કરવો. અને દૂષિત માંસનુ સંશોધન કરી ક્ષાર દ્વારા દૂર કરવુ. વ્રણને શોધિત સમજી રોપણ કરવુ

## ૧૨ કક્ષા

બાહુ, કક્ષા, અંસ, પાર્શ્વ ( પાંસળીઓમાં ) પિત્તપ્રકોપ કારણોથી ઉત્પન્ન વેદનાયુક્ત કૃષ્ણ વર્ણની ફોડકીઓ થાય છે તેને કક્ષા કહે છે.
**૧૩ ગંધમાલા** ઉપર કહેલ બાહુ આદિ સ્થળોમાં પિત્તપ્રકોપજ કાળી તથા વેદનાયુક્ત કક્ષા સદૃશ જે ફોડકી થાય તેને ગંધમાલા કહે છે.
**ચિકિત્સા :** પૈત્તિક વિસર્પવત્ ચિકિત્સા કરવી

## ૧૪ अग्निरोहिणी

કક્ષાના ભાગમા માસને વિદીર્ણ કરનાર અતર્દાહ તથા તાવને ઉત્પન્ન કરનાર પ્રદીપ્ત અગ્નિ જેવા જે ફોડલા થાય છે તેને અગ્નિરોહિણી કહે છે. આ ત્રિદોષજ અસાધ્ય છે અને રોગીને ૭–૧૦ કે ૧૫ દિનમાં મારી નાખે છે આ ક્રમશઃ વાત, પિત્ત કે કફની પ્રબળતા બતાવે છે આ રોગની પ્રારભથી ચિકિત્સા કરવામાં આવે તો તે રોગને મટાડનાર બને છે અસાધ્યનો અર્થ ચિકિત્સામાં ઉપેક્ષા વૃત્તિથી છે પૈત્તિક વિસર્પવત્ કરવી લંઘન કરાવવુ. રક્તમોક્ષણ, રૂક્ષક્રિયા, તથા દેહનુ વિરેચનાદિક વડે સંશોધન કરવુ. જ્યારે રોગવૃદ્ધિ પામે ત્યારે ચિકિત્સા ન કરવી.

## ૧૫ विदारिका

કક્ષા કે વંક્ષણ સાંધમાં વિદારીકંદના આકાર સદશ ગોળ રકતવર્ણની જે ફોલ્લીઓ થાય છે તે ત્રિદોષજ વિદારિકા જાણવી **ચિકિત્સા** . પહેલા જલૌકા લગાડવી. પાકે ત્યારે શસ્ત્ર કર્મ દ્વારા ચીરવું ઉત્તમ થઈ પડે છે તતપશ્ચાત્ વ્રણવત્ ચિકિત્સા કરવી.

## ૧૬ चिप्प

જે રોગમાં વાત પિત્ત કુપિત થઈ નખના માંસને દૂષિત કરે છે. અને દાહ તથા પાકયુક્ત કરે છે તેને ચિપ્પ કહે છે.

## ૧૭ कुनख

લાકડી વગેરે વડે આઘાત થવાથી નખ દોષયુક્ત થઈ રૂક્ષ થઈ જઈ શ્વેત વર્ણના અને ખર થઈ જાય છે. તેને કુનખ કે કુલિર કહે છે. **ચિકિત્સા :** જો ચિપ્પ હોય તો રક્તમોક્ષણ અને સંશોધન દ્વારા ચિકિત્સા કરવી ત્યારબાદ ઉષ્ણતા નીકળી ગયે ગરમ જળથી સિચન કરવું પછી યોગ્યતાનુસાર શસ્ત્રથી ચિપ્પને ચીરી રક્તસ્રાવ કરાવવો ત્યારબાદ વ્રણોક્ત ચિકિત્સા કરવી અને ક્ષતનુ રોપણ કરવું. લોહ પાત્રમાં

હળદરનો ક્વાથ નાખી તેમાં હરડેને ઘસી ચિપ્પ પર ઘાટો વારંવાર લેપ કરવો. ગંભારી–શીવણના ૭ કોમળ પાન આંગળને વીંટી રાખવાથી ચિપ્પ નક્કી મટે છે.

કફજ વિદ્રધિ માફક (જુઓ પૃષ્ઠ ૫૦૮) કુનખની ચિકિત્સા કરવી. નખની અંદર ટંકણ ભરવું

## ૧૮ परिवर्तिका

લિંગનું મર્દન કરવાથી, પીડનથી કે તે પર આઘાત લાગવાથી સમગ્ર શરીરમાં ભ્રમણ કરનાર વ્યાન વાયુ, જ્યારે લિંગચર્મનો આશ્રય કરે છે ત્યારે વાયુથી દૂષિત થઈ પરિવર્તિત થઈ જાય છે અને તેમાં પીડા તથા દાહ થાય છે અને ક્યારેક તે પાકે પણ છે. આથી લિંગના મણિની નીચેના ભાગમાં જે ચર્મકોષ ગાંઠની માફક લટકે છે તેને વાયુ તથા આઘાત આદિ આગંતુક કારણથી ઉત્પન્ન થયેલ પરિવર્તિકા સમજવી અને જો એમાં ખૂજલી થાય અને તે કઠણ હોય તો કફથી યુક્ત વાત દ્વારા થયેલ જાણવી આ રોગમાં પિત્તાનુબંધ પણ છે કેમકે તેમાં દાહ અને પાક પિત્ત વગર ન સંભવી શકે **ચિકિત્સા :** પ્રથમ ઘી લગાડી, સ્વેદન કરી ત્યારબાદ વાતનાશક શાલ્વણ આદિ કલ્કોની પોટીસ પાંચ દિવસ સુધી બાંધવી પછી ચામડીને ઘી ચોપડી ધીરે ધીરે દબાવી લિંગના મણિને ચામડીની અંદર સુધી દબાવી પછી ઉપનાહ સ્વેદનો પ્રયોગ કરવો અને વાતનાશક બસ્તિનો પ્રયોગ કરવો રોગીને સ્નિગ્ધ અન્ન તથા ભોજન આપવું

## ૧૯ अवपाटिका

જ્યારે પુરુષ કોઈ અત્યંત નાના છિદ્રવાળી યોનિવાળી સ્ત્રી સાથે કામાતુર થઈ બળપૂર્વક મૈથુન કરે કે હસ્તમૈથુનાદિક કરવા લાગે ત્યારે તેના લિંગની ચામડી ઊલટી થવાથી વિદીર્ણ થાય છે. આને અવપાટિકા કહે છે. કોઈ પણ અભિઘાત કે મર્દન પીડન દ્વારા લિંગની ચામડી ફાટી જાય તેની આ અવસ્થા છે. **વાતજ** હોય તો

કઠણ, રૂક્ષ, સૂક્ષ્મ, કાળી વેદનાયુક્ત **પિત્તજ** હોય તો પીળી, લાલ ત્વચા યુક્ત રોગી દાહ તથા તૃષ્ણાથી પીડાય છે **કફજ** હોય તો કઠણ સ્નિગ્ધ અને કંડુ યુક્ત તથા અલ્પ પીડાવાન હોય છે. **ચિકિત્સા :** સ્નેહન અને સ્વેદન કર્મો કરવાં

## ૨૦ निरुद्धप्रकश

શિશ્નમાં વાયુ પ્રકોપ પામી ચર્મ શિશ્ન મણિને અંદર કરી લે છે અને તે ચર્મ વધુ વૃદ્ધિ પામી મૂત્રની ધારને રોકી લે છે અને થોડી પીડા સાથે પાતળી અને મંદ ધાર વડે પુરુષ મૂત્ર વિસર્જન કરે છે અને મણિ ખુલતુ નથી. આ રોગને નિરુદ્ધપ્રકશ કહે છે આ રોગ વાતજ છે. **ચિકિત્સા :** લોહ કે લાકડીની બન્ને મુખવાળી નાડી (નાડીયંત્ર)ને ખૂબ ઘી પાઈ નિરુદ્ધપ્રકશવાળાં શિશ્નચર્મના છિદ્રમાં પ્રવેશ કરાવવો અને બહારથી ચામડીને ચરબી, મજ્જાથી સિંચન કરવુ અને વાતનાશક દ્રવ્યો સાથે ચક્રતૈલનુ સિંચન કરવુ અને પછી ત્રણ દિવસે મોટી નાડીનો પ્રયોગ કરવો. એમ કરી છિદ્ર કરવુ અથવા શસ્ત્રકર્મ દ્વારા સેવનીને મૂકી ચર્મના બાકીના ભાગને કાપી શિશ્નથી અલગ કરી દેવુ સદ્યવ્રણવત્ ઉપચાર કરવા.

## ૨૧ सन्निरुद्धगुद

મળમૂત્રાદિ વેગોના રોકવાથી ગુદગતવાયુ પ્રકુપિત થઈ ગુદાના મહાસ્રોતને બંધ કરી દે છે. માર્ગ સૂક્ષ્મ થવાથી મળત્યાગમા તકલીફ થાય છે. આ વ્યાધિ સુદુસ્તર છે. **ચિકિત્સા :** નિરુદ્ધપ્રકશમાં પહેલાં કહેલ ચિકિત્સા કરવી વાતનાશક તેલોનું પરિસેચન કરવુ

## ૨૨ वृषणकच्छु

જે લોકો નિયમિત સ્નાન કરતા નથી અને ઉદ્વર્તન પણ નથી લગાડતા, તેમના અંડકોષો પર મેલ જામી જાય છે અને જ્યારે પરસેવો થાય છે, ત્યારે તેમા ભીનાશ આવીને ખૂજલી પેદા થાય છે. વધુ ખંજવાળવાથી ફોલ્લા થાય છે. સ્રાવ થાય છે. આમાં દૂષિત દોષ કફ

અને દૂષ્ય રક્ત ધાતુ હોય છે **ચિકિત્સા :** રાળ, કુષ્ઠ, સિંધવ, સફેદ સરસવ એ બધાનો બનાવેલ ઉબટન પ્રયોગ કરવો આની ચિકિત્સા પામા– ખૂજલી માફક કરવી અહિપુતનામાં કહેલ ઉપચારો કરવા.

## २३ अहिपुतना

બાળકોની ગુદામાં મળમૂત્ર લાગ્યા હોય તેને ન ધોવાથી પસીનો થવાથી અથવા નવડાવવાથી ત્યાં ભીનાશ લાગવાથી કફ રકતજન્ય ખૂજલી થાય છે ખંજવાળવાથી ત્યા ફોલ્લા ઊઠી સ્રાવ થાય છે અને તેમાં થતા ફોલ્લા ફૂટીને પરસ્પર મળી જાય ત્યારે ભીષણ થાય છે. **ચિકિત્સા :** માતા યા ધાત્રીને સંશોધન દ્વારા શોધન કરવું, તથા ત્રિફળા અને ખદિરના કવાથ વડે અહિપુતનાનાં વ્રણો ધોવા તથા શંખ અને સુરમો અને જેઠીમધનો લેપ કરવો પંચગુણ તેલ લગાડવુ.

## २४ गुदभ्रंश

રૂક્ષ અને દુર્બળ શરીરવાળાને પ્રવાહિકા કે અતિસારમાં ગુદા બહાર આવે છે તેને આમણ નીકળવી યા ગુદભ્રંશ કહે છે. **ચિકિત્સા :** ગુદાનુ સ્વેદન કરાવી તેલ લગાડી યા ઘી લગાડી પ્રયત્નપૂર્વક અંદર બેસાડવી કમળના કોમળ પાન સાકર સાથે ખાવાં. ઉંદરની ચરબીના ગુદભ્રંશ પર પોતા બાંધવાં અથવા તેના માંસ વડે સ્વેદન કરવું. મુષક માસ અને દશમૂલ સમાન ભાગે લઈ તેના કવાથ અને કલ્કથી વિધિપૂર્વક તેલ બનાવી તે મુષકાદ્યતેલ ગુદા પર લગાડવું

## २५ शूकरदंष्ट्रक

જે ગુદભ્રંશ જલન દાહયુક્ત, લાલ કિનારીઓવાળો, પાક વગરનો તીવ્ર પીડાયુકત ખૂજલી અને જ્વર પેદા કરનાર હોય તેને શૂકરદંષ્ટ્ર કહે છે **ચિકિત્સા :** ભાગરાની જડ અને હરડેના ચૂર્ણનો લેપ કરવાથી લાભ થાય છે કમળ જડનો કલ્ક પ્રાત:કાલ ગાયના ઘૃત સાથે પીવાથી શૂકરદંષ્ટ્રક તથા તેમા થતો તાવ મટે છે હળદર અને ભાગરાનુ મૂળ ઠંડા પાણી સાથે પીસી લેપ કરવાથી વિસર્પ અને શૂકરદંષ્ટ્રક રોગ મટે છે

## २६ अनुशयी

ગભીર, અંદર પાકનાર, અલ્પ શોથયુક્ત, આસપાસ પ્રાકૃત હોય તેવી જ ચામડીવાળી, ઉપર જ (બહુ ઊંડે નહિ તેવી) રહેલ અનુશયી નામક ફોડકીઓ પગમાં થાય છે. **ચિકિત્સા:** કફજ વિદ્રધિની માફક ચિકિત્સા કરવી

## २७ अलस

કાદવના અધિક સ્પર્શથી પગની આગળીનો વચલો ભાગ ભીનો થતાં તેમાં દાહ સાથે કડુ થાય છે. **ચિકિત્સા:** પગને કાજીથી તર કરી આરનાલ, મનશિલ, લીમડો, ગોરોચન, મરી અને તલનો લેપ કરવો. અને તલનું ચૂર્ણ પૂરી દેવુ કરંજબીજ, હળદર, હીરાકસી, પદ્મક, ગોરોચન અને હરતાલનો લેપ ઉત્તમ છે. પંચગુણ તેલ કે મરિચ્યાદિલ પણ પ્રશસ્ત છે.

## २८ दारी

ખૂબ ચાલનારાઓને પગનાં તળિયાં અત્યધિક રૂક્ષતાને કારણે ફાટી જાય છે અને તેમા પીડા શાય છે, તેને દારી કહે છે **ચિકિત્સા:** તળિયા સાફ કરી, શિરાવ્યધ કરાવવો. પછી સ્નેહન સ્વેદન કરી મીણ, ચરમી, મજ્જા, ઘી અને યવક્ષાર મેળવી લેપ કરવો અહી વસા અને મજ્જા બકરા વગેરે ગ્રામ્ય પ્રાણીઓની જ લેવી એવો મદનપાલનો અભિપ્રાય છે. રાળ અને સિંધવનુ ચૂર્ણ કરી ઘી અને મધમા ખૂબ મથવુ અને પછી સરસવના તેલ સાથે લેપ કરવો, મીણ, શિલાજિત, ઘી, ગોળ, ગૂગળ, રાળ, ગેરુને મેળવીને લેપ કરવો. ધતૂરાના બીજ અને માણકદાની રાખના જલથી પકાવેલ કડવુ તેલ જેને **ઉન્મત્ત તેલ** કહે છે તે પણ પ્રચલિત છે

## २९ कदर

રેતી, કાંકરા, પથ્થર વગેરેથી ઘસવાથી કે કાંટા લાગવાથી ઘા થઈ

બોરની ગાઠની જેમ ઊભરાનારી ગાઠને કચ્ચર કહે છે ચિકિત્સા : ગાઠને કાઢી ગરમ તેલ યા અગ્નિથી બાળી નાખવી

## ૩૦ तिलकालक

વાત, પિત્ત અને કફના પ્રકોપથી જેવી કાળી પીડા વગરનો ચામડા જેવો ડાઘ થાય છે તેને તિલકાલક (તલ) કહે છે. **૩૧ मसक :** શરીરમાં અડદ સદશ ઊભરાયેલ કાળો સ્થિર અને પીડા વગરનો ડાઘ થાય તેને મસક ( મસો ) કહે છે

## ૩૨ श्यावपिंडिक

પાતળી ત્વચાવાળા, કાળા, અણીદાર, તુરત જ મટી જનાર વાતકફજ સ્ટોકને શ્યાવપિડિક કહે છે **૩૩ जतुमणि** . કફ રક્ત દ્વારા ઉત્પન્ન ચીકણા, આસપાસની ચામડીથી કિંચિત્ ઊભરાયેલા, પીડા વગરના જન્મથી જ ઉત્પન્ન મડલાકાર ચિહ્નને લક્ષ્મ કે જતુમણિ (લસણિયુ) કહે છે. કેટલાક આચાર્યો એવો મત ધરાવે છે કે કફોલ્બણ ત્રિદોષજન્ય કાળો અને ચીકણો ચિહ્ન જતુમણિ કહેવાય છે. અને પીડારહિત લાલ ચિહ્નને લક્ષ્મ કહે છે. **ચિકિત્સા :** આ બધાને શસ્ત્રથી ચીરીને ક્ષાર અગ્નિથી બાળી નિર્મૂળ કરવા

## ૩૪ न्यच्छ

મહાન કે અલ્પ, કૃષ્ણ કે શ્વેત, પીડારહિત, ડાઘ થાય તેને ન્યચ્છ કહે છે **ચિકિત્સા :** શિરાવેધ, પ્રલેપ, અભ્યગ તથા ક્ષીરી વૃક્ષની છાલને દૂધમાં પીસી ન્યચ્છ પર ભાંગના પાન, વરધારાનાં મૂળ અને સીસમના પાનનો ઉદ્વર્તન કરી લગાડવાથી વ્યગ નષ્ટ થાય છે

## ૩૫ पद्मिनीकंटक

કફ અને વાત વડે ઉત્પન્ન, કંડયુકત, કંઇક પાળો તથા ગોળ મંડલ જેમાં કમળની નાળ જેવા કાટા ભરાયેલ હોય તેને પદ્મિનીકટક કહે છે. **ચિકિત્સા :** લીમડાના પાણીથી વમન કરાવી તેનાથી સિદ્ધઘૃત

પાવુ. નિમ્બાદિ ઘૃતનો પ્રયોગ કરવો

## ૩૬ अजगल्लिका

બાળકોને કફ તથા વાતથી સ્નિગ્ધ, શરીરચર્મ સદૃશ ગ્રન્થિત મગ જેવી ફોડકીઓ થાય છે તેને અજગલ્લિકા કહે છે. **ચિકિત્સા :** અપકવમાં જલોકા લગાડવી, શુકિતપિષ્ટ તથા ફટકડી મેળવી લગાડવા તથા ક્ષારનો કલ્ક મેળવી લગાડવો

## ૩૭ યવપ્રખ્યા

કફ તથા વાયુથી ઉત્પન્ન વચ્ચે મોટી અને બંને બાજુ જવની માફક નીકળેલી, ગ્રથિ અને કઠણ માસની ફોડકીને યવપ્રખ્યા કહે છે. **૩૮ अंत्रालजी :** કઠણ, સમાન ઊપસિત, ઊભરેલી, ગોળાકાર ફોડકી જેમાં થોડુ પરુ નીકળે તે કફ વાતજ ફોડી અંત્રલાજી કહેવાય છે. **ચિકિત્સા :** યવપ્રખ્યા અને અંત્રલજીમાં પહેલા સ્વેદન કરી પછી પકાવવા મુનશિલ, દેવદાર અને કુષ્ઠને કૂટી તે કલ્કનો લેપ કરવો પાકે અને ફૂટે ત્યારે વ્રણવત્ ચિકિત્સા કરવી

## ૩૯ विवृता

ખુલ્લા મોઢાવાળી, ખૂબ દાહયુકત, પાકેલા ઉદુમ્બર ફળ જેવી, પિત્તજન્ય ફોડીને વિવૃતા કહે છે. **૪૦ ઈન્દ્રविद्धा :** વચમાં કમળની કર્ણિકા માફક નીકળી હોય અને તેની ચારેય બાજુ નાની નાની ફોડકીઓ નીકળી હોય તેને ઇન્દ્રવિદ્ધા કહે છે **૪૧ गर्दभिका :** ગોળ, ઉત્સન્ન, લાલ, સ્વેદન મંડળને વાત પિત્તજ થયેલ ગર્દભિકા જાણવી **૪૨ जालगर्दभ :** વિસર્પની માફક ફેલાનાર, દાહ, જ્વર ઉત્પન્ન કરનાર, કયારે કયારે થોડા પાકનાર સોજાને જાલગર્દભ કે અગ્નિવાત કહે છે આ પિત્તજન્ય છે. **ચિકિત્સા** આ ચારેય વિકારમા પિત્તજ વિસર્પવત્ ચિકિત્સા કરવી અને પાકે ત્યારે જીવનીયગણની ઔષધિઓથી સિદ્ધ ઘૃત દ્વારા રોપણ કરવુ

## ૪૩ कच्छपिका

કાચબાની પીઠ સદૃશ (વચમાં ઊપસેલી), પરસ્પર ગૂંથાયેલ, પાચ કે છ ભીપણ ફોડકીઓ થાય છે તે કફ વાતજ કચ્છપિકા જાણવી. **ચિકિત્સા :** પહેલા સ્વેદન કરી પછી હળદર, કુષ્ઠ, હરતાલ, દારુહળદર અને સાકરનો લેપ કરી પછી પાકીને ફૂટે ત્યારે વ્રણવત્ ચિકિત્સા કરવી

## ૪૪ शर्करार्बुद

પ્રકુપિત કફ અને વાયુ માસ, શિરા, સ્નાયુ અને મેદમાં જઈ એવી ગાંઠ ઉત્પન્ન કરે છે જેના ફૂટવા ઉપર મધ, ઘી, ચરબી જેવો અત્યધિક પૂયયુક્ત સ્રાવ નીકળે છે આમાં વાયુ અત્યંત વૃદ્ધિ પામી માસ સુકાઈ જાઈ જઈ ગ્રથિ સદૃશ અને રેતી જેવી ગાંઠો બાંધે છે. તત્પશ્ચાત્ દુર્ગંધયુક્ત અને ક્લેદયુક્ત સ્રાવ સહસા વહેવા માડે છે. **ચિકિત્સા :** એની ચિકિત્સા મેદજ અર્બુદવત્ કરવી

## शेष क्षुद्ररोगो

**૪૫ आलस्य :** શરીરમા સામર્થ્ય હોય છતાં કામ કરવામાં ઉત્સાહ ન હોય તેને આલસ્ય કહે છે. **૪૬ अरति :** ચિંતા કરવાથી જે અસ્વસ્થા આવે છે અને કામકાજમાં જીવ લાગતો નથી તેને અરતિ કહે છે **૪૭ उत्क्लेश :** અનાજ પેટમાંથી બહાર નીકળવાનુ હોય તેમ લાગે પણ નીકળી ન શકે, મોઢામા પાણી છૂટે અને થૂંકથી પ્રેરાઈ હૃદયમાં પીડા થાય છે. **૪૮ ग्लानि :** મોઢામા મીઠાશ. હૃદય પર બધન પ્રતીતિ, ચક્કર આવવા, અન્નમાં અરુચિ થાય, આ ગ્લાનિ ઓજક્ષયથી, દુઃખથી, અજીર્ણથી અને શ્રમથી થાય છે. **૪૯ उद्गार :** ઉદાનવાયુના પ્રકોપથી અને આહારના ઉચિત રૂપે સ્થપાવાથી વાયુ જે પેટથી ઉપર મુખ તરફ જાય તેને ઉદ્‌ગાર કહે છે **૫૦ आटोप :** પેટમાં જે ગડગડાટનો અવાજ થાય તેને આટોપ કહે છે **૫૧ तम :** આંખે અધારા આવવાં એને તમ કહે છે

*

# અધ્યાય : ૪૭

# મસૂરિકા શીતલા

## मसूरिका शीतला

**રોગપરિચય :–**

વર્તમાનકાળમાં શીતળા, બળિયા, માતા વગેરે નામોથી ઓળખાતો રોગ તે મસૂરિકા. આ રોગ બહુ જ પ્રાચીન કાળથી જાણીતો છે. ભાવમિશ્રે શીતલા રોગ જુદો વર્ણવ્યો છે તેમાં દેવીના પ્રકોપને મુખ્યત્વ આપ્યુ છે. રોમાંતિકા એટલે ઓરી તે પણ મસૂરિકાનો એક પ્રકાર ગણ્યો છે ઓરી અને અછબડા જુદાં છે અછબડામાં સાધારણ એકાદ બે દિવસ તાવ આવી દાણા દાણા દેખાય છે આયુર્વેદમા આ બધાની ચિકિત્સા આપવામાં આવી છે જનતામાં રૂઢ થયેલી માન્યતાનુસાર તેમા ચિકિત્સા ન થાય તેવુ માનવામા આવે છે

**निदान :-**

તીખા, ખાટા, ખારા પદાર્થો, ક્ષાર અને પરસ્પર વિરુદ્ધ ગુણવાળા પદાર્થો ખાવાથી, જમ્યા ઉપર જમવાથી, દૂષિત અન્ન, વાલ, વટાણા તથા વાતલ આહારથી, દૂષિત જલ તથા વાત સેવનથી, ક્રૂર ગ્રહોના નિરીક્ષણથી, પ્રકુપિત થયેલા દોષો લોહીમા ભળીને મસૂરના દાણા જેવી જે ફોલ્લીઓ કરે છે તે **મસૂરિકા** કહેવાય છે.

**पूर्वरूप –**

જ્વર, કંડુ, અંગભંગ, બેચેની, ભ્રમ, અરુચિ, ચામડી પર તેવા રંગનો સોજો, અને આંખમા રતાશ આવવી એ થાય છે.

**લક્ષણો :–**

**વાતજ :** એના ફોલ્લા કાળા–લાલ, લૂખા, વેદનાયુક્ત, કઠણ અને

લાંબેગાળે પાકનાર થાય છે. સાંધા, હાડકાં અને અવયવો તૂટે છે.

**પિત્તજ :** લાલ, પીળા, કાળા, દાહયુકત, તીવ્ર વેદનાયુકત; તુરત પાકનાર ફોલ્લાઓ થાય છે નરમ ઝાડા શરીરમા તોડ, દાહ, તૃષા, અરુચિ, મુખપાક, રતાશ, તીવ્ર જ્વરાદિક થાય છે

**કફજ :** શરીર પર ચીકાશ, શિરોવેદના, જડતા, મોળ, અરુચિ, નિદ્રા, તંદ્રા, આળસ, ફોલ્લા ધોળા, ચીકણા, સ્થૂલ, ચળવાળા, મંદવેદનાવાળા, કફજ અને લાંબે ગાળે પાકનાર થાય છે

**રક્તજ :** એમાં પિત્તજ પ્રમાણે જાણવું.

**ત્રિદોષજ :** વાદળી, ચપટા, ફેલાયલા, વચ્ચે નિમ્ન, અત્યંત વેદનાયુકત, લાંબેગાળે પાકનારા, પરુ ઝરતા બહુ જ હોય છે.

**ચર્મપિડકા :** જેમા કંઠરોધ થાય, અરુચિ, તદ્રા પ્રલાપ, અને અરતિ ( બેચેની ) થાય એ ચર્મપીડકા દુશ્ચિકિત્સ્ય છે.

## रोमान्तिका

રોમ (રૂવાડા) જેવડી બારીક, લાલ, રકતપિત્તજ, ઉધરસ અને અરુચિવાળી રોમાતિકા કહેવાય છે એ નીકળતા પહેલા તાવ આવે છે.

**धातुगत मसूरिकाओ –**

( ૧ ) રસગત મસૂરિકાના દાણા પાણીના પરપોટા જેવા, અલ્પદોષજ અને ફૂટે તો પાણી ઝરે છે. ( ૨ ) રકતગત મસૂરિકામાં દાણા લાલ, ઝટ પાકનાર, પાતળી ચામડીના અત્યંત દૂષિત ન હોવાથી સાધ્ય છે. ફૂટતાં લોહી ઝરે છે. ( ૩ ) માસગત મસૂરિકાના દાણા કઠણ, સ્નિગ્ધ, લાંબેગાળે પાકનાર, જાડી ચામડીવાળા, ગાત્રોમાં શળ ફૂટે, તરસ, ચળ, તાવ અને બેચેની થાય છે. ( ૪ ) મેદગત મસૂરિકામા દાણા ગોળ ચકરડા જેવા, પોચા, કંઇક ઉપસેલા, જાડા, સ્નિગ્ધ, વેદનાયુકત હોય છે. તેમા તાવ ભયંકર આવે છે સંમોહ, અણગમો અને સંતાપ ઉત્પન્ન થાય છે. ( ૫–૬ ) અસ્થિ અને મજ્જાગત

દાણા, ઝીણા, સપાટ, લૂખા, ચપટા, ઊપસેલા, અત્યંત સંમોહ, વેદના અને બેચેનીયુક્ત હોય છે. મર્મછેદક અને પ્રાણહર છે. ભમરાએ કોર્યા હોય તેમ શરીરનાં હાડકાં થાય છે (૭) વીર્યગત મસૂરિકાના દાણા પાકયા જેવા, ચીકણા, સુવાળા, અત્યંત વેદનાયુક્ત હોય છે. તેમાં ગૌરવ, અરતિ, મૂર્ચ્છા, દાહ, ઉન્માદ થાય છે આમા મૃત્યુ નીપજે છે.

**साध्यसाध्यत्व :-**

રસગત, રકતગત, પિત્તજ, કફજ, કફપિત્તજ સુખસાધ્ય છે. વાતજ, વાતપિત્તજ, કફવાતજ, અત્યત કષ્ટસાધ્ય છે સન્નિપાતજ અસાધ્ય છે. કેટલીક પરવાળાં જેવી, લીંબુ જેવી, લોઢાની જાળ જેવી, કેટલીક અળસી જેવી એવી વિવિધ રંગયુકત હોય છે. ખાંસી, હેડકી, મોહ, તીવ્ર તાવ, લવારો, મૂર્ચ્છા, તરસ, દાહ, નેત્રવક્રતા, આંખ, મોં, નાકમાંથી લોહી નીકળવુ, ગળામાં અવાજ, ભયંકર શ્વાસ એ બધા અસાધ્ય છે. જેના શ્વાસોચ્છ્વાસ બહુ ચાલતા હોય અને તરસ તથા વાયુથી પીડાતો હોય તે તત્કાળ મરણ પામે છે, મસૂરિકાની છેલ્લી દશામાં કોણી નીચેનો હાથ, કાંડુ અને ખભા પર સોજો ચડે તો તે વ્યાધિ અત્યત અને દારુણ બને છે

## चिकित्सा

**क्रम :** કોઢમા જે લેપનાદિ ક્રિયાઓ કહેવામાં આવી છે તે મસૂરિકા ઉપર પણ હિતકારક છે પિત્તજ અને કફજ વિસર્પમાં કહેલ ચિકિત્સા પણ મસૂરિકા ઉપર કરવી

બૃહત પંચમૂળ–લઘુ પંચમૂળ–રાસ્ના, આમળાં, વાળો, ધમાસો, ગળો, ધાણા અને મોથને વાટીને પીવાથી વાતજ મસૂરિકા પાકવાની વેળાએ ગળો, જેઠીમધ, દ્રાક્ષ, શેરડીનાં મૂળ અને દાડમને વાટી તેમાં ગોળ નાખીને પીવાથી વાયુ પ્રકોપ પામતો નથી અને મસૂરિકા પાકી જાય છે.

રાતા ચોખા, મગ, મસૂર, મધુર રસવાળા અને અલ્પ સિંધવયુક્ત ભોજન કરવું.

**પિત્તજ** મસૂરિકામાં કડવાં પરવળનાં મૂળિયાંનો ક્વાથ અથવા કડવાં પરવળનો ક્વાથ શેરડીના સ્વરસની સાથે પાવો જોઈએ લીબડો, ખડસલિયો, કાળીપાટ, કડવાં પરવળ, સુખડ, રતાંજળી, વાળો, કડુ, આમળાં, અરડૂસો, અને રાતા ધમાસાને વાટી તેમાં સાકર રાખીને એ શીતળ પાન કરવાથી પિત્તજ મસૂરિકામાં લાભ થાય છે **રક્તજ** મસૂરિકામાં રક્તમોક્ષણ કરાવવુ **કફજ** મસૂરિકામાં અરડૂસો, મોથ, કરિયાતુ, ત્રિફળા, ઇંદ્રજવ, જવાસો, કડવાં પરવળ અને લીબડાનો જવાથ કરી મધ નાખીને પીવાથી તે શાંત થાય છે

મસૂરિકા બહાર નીકળી શરીરમાં એમ જ ભરાઈ જાય તો કાચનારની છાલનો ક્વાથ કરી તેમાં સોનામુખીનુ ચૂર્ણ મેળવી આપવુ એટલે તે બહાર નીકળશે. રહસ્ય એ છે કે ઉત્કટ દોષો શરીરમાં જ દબાઈને ન રહે. એ અગે મોઢામા વ્રણાદિક થયા હોય તો આમળા અને જેઠીમધનો ક્વાથ કરી મધ નાખીને કોગળા કરાવવા

જેઠીમધ, ત્રિફળા, મોરવેલ, દારુહળદરની છાલ, નીલકમળ, વાળો, લોધર અને મજીઠનુ લેપન આંખો પર કરવાથી યા તેના ટીપાંનુ જલ સિચન કરવાથી આંખોમાં ગયેલી મસૂરિકા નષ્ટ થઈ જાય છે. નેત્રોમા મસૂરિકાની પીડા વધી હોય તો ગૂદીની છાલને વાટી આખો પર તેનો જાડો લેપ કરવો. કારેલીનાં પાદડાનો ક્વાથ કરી તેમાં હળદરનું ચૂર્ણ નાખી પિવડાવવું. એમ કરવાથી રોમ સુધી ગયેલ મસૂરિકા અને જ્વર વ્રણાદિક મટે છે. મસૂરિકામાં કલેદ થયો હોય તો તેના ઉપર પચવલ્કલનુ ચૂર્ણ ચોપડવું અથવા ભસ્મ લગાવવી કે છાણાની રાખ ચોપડવી એવો પણ મત છે.

## શીતલા

હવે ભાવમિશ્ર કહે છે કે મસૂરિકામાં જ જો શીતલા દેવીનું

દમાણ થયુ હોય તો તે શીતલા કહેવાય છે. ભૂત સંસર્ગજ વિષમ જ્વર જેવા તેમા તાવ આવે છે એના સાત પ્રકારો છે. પહેલામાં જ્વર આવીને મોટા ફોલ્લા નીકળ્યા હોય, તે શીતલા તરીકે ઓળખાય છે બીજા સાત દિવસે ભરાઈ ત્રીજા સાત દિવસે સુકાઈ જાય છે અને પોતાની મેળે ખરી પડે છે. એમાં કોઈ પાકીને ફાટે અને સ્રવે તો તેના ઉપર અડાયાં છાણાંની ભસ્મ ભરાવીને લીબડાની સારા પાંદડાવાળી ડાળીથી માખોને ઉડાડવી જ્વર હોય તો પણ ટાઢું પાણી જ પાવુ ગરમ નહિ એને પવિત્ર રમણીય અને એકાંત સ્થળમાં રાખવો. કોઈ અપવિત્ર માણસે તેને અડવુ નહિ તેમજ તેની પાસે જવું નહિ. ઘણા વદ્યો એમાં ઔષધ આપતા નથી અને કેટલાક આપે છે જેઓ ઔષધ આપે છે તેના સિદ્ધાંતો પ્રમાણે નીચે મુજબ ચિકિત્સા છે

લીબડાના બીજ, બહેડાંના બીજ અને હળદર જો માણસ ટાઢા પાણીથી પીએ તો તેના શરીરમા કદીયે વિકાર થતા નથી. એના પૂર્વરૂપમા તાવ આવતા જ કેળના થભનું જળ કે સુખડ, અરડૂસો, જેઠીમધ અથવા ચમેલીના પાનના રસની સાથે જે મધ પીએ તેને શીતલા સંબધી વિકાર થતા જ નથી. જગલી કેળાના બીજનુ ચૂર્ણ શીતલામા પૂર્વ પ્રતિબધક તરીકે આપતા બહુ જ સચોટ રક્ષણ કરે છે. માત્રા ૩ રતી એક વાર ત્રણથી પાંચ દિવસ સુધી આપવું.

આ રોગમા સઘળી શીતળ ક્રિયા, મંત્રાદિકથી ભૂતરક્ષા કરવી. ઘરમા ચારેકોર લીબડાનાં પાંદડાં બાંધવાં અને ઘરમાં કદી પણ ઉચ્છિષ્ટનો પ્રવેશ થવા દેવો નહિ. શીતલાના બળતરાવાળા ફોલ્લાઓમા પણ અડાયાં છાણાની રાખ ચોપડવી એનાથી ફોલ્લાઓ સુકાઈ જાય છે. રતાજળી, અડૂસો, મોથ, ગળો અને દ્રાક્ષનો હીમ પાવાથી શીતલા સબધી જ્વર નાશ પામે છે.

જપ, હોમ, બલિદાન દાન, સ્વસ્તિવાચન અને પૂજનથી બ્રાહ્મણ ગાય અને સદાશિવ તથા જગદંબાના અર્ચનથી શીતલા શાંત થાય છે.

શીતલાષ્ટક સ્તોત્રનુ વર્ણન સ્તોત્રમાં આવે છે એનો નિયમિત પાઠ હિતકર છે

**शीतलाना प्रकारान्तरो :-**

વાયુ અને કફથી થયેલી કોદ્રશના જેવા આકારોવાળી જે શીતલા થાય છે તે કોદ્રવા કહેવાય છે આ વાસ્તવમાં પાકતી જ નથી. એમા ખદિરાષ્ટક કવાથ આપવો

ગરમીને લીધે રાઈ જેવા આકારવાળી, ચળયુકત, જેના પર સ્પર્શાદિક ગમે છે તે પાણિસહા કહેવાય છે એ શીતલા પણ સાત દિવસે પોતાની મેળે સુકાઈ જાય છે

સર્ષપ જેવા આકારવાળી, પીળા સરસવ જેવા વર્ણવાળી શીતલા થાય છે તે સર્ષપિકા કહેવાય છે એમાં અભ્યંગનો ત્યાગ છે.

કંઈક ઉષ્ણતાને લઈ બાળકોનાં મોઢાં પર રાઈ જેવા આકારવાળી જે શીતળા થાય છે, તે કોદ્રવા કહેવાયછે, એ પણ સ્વયમેય શાંત થાય છે.

પ્રથમ તાવ આવી ધ્રામઠાં જેવી જે શીતલા રાતા તથા ઊંચા ચકરડા અને વ્યથાથી યુકત થાય છે તે શીતલા મગધ પ્રદેશમા દમ નામથી પ્રસિદ્ધ છે એમા જ્વર ત્રણ દિવસ સુધી રહે છે

એક ફોલ્લામાં જે શીતલા કાળી હોય તેને ચર્મની કહેવાય છે. આ સાતેય પ્રકારમાં શીતલાદેવીનો સબધ હોય છે. અને બધામાં પહેલા પ્રકારમા કહેલી ક્રિયાઓ જ હિતકર છે.

**साध्यान्य :-**

કેટલીક શીતલાઓ સ્વયમેવ મટે છે, કેટલીક અત્યંત કષ્ટસાધ્ય છે, કેટલીક વખત મટે છે કેટલીલ વખત મટતી પણ નથી, કેટલીક તો અનેક યત્નથી નથી જ મટતી

**पथ्य -**

ઉપવાસ, વમન, વિરેચન, શિરાવ્યધ, જૂના સાઠી ચોખા, ચણા,

મગ, મસૂર, જવ, કબૂતર, ચકલી, ચાતક, ચકોર, પોપટ વગેરે ચાંચથી ફોલી ખાનાર પક્ષી, પરવળ, કારેલાં, કંકોડા, કેળાં, સરગવો, કાળીદ્રાક્ષ, દાડમ, સ્મૃતિ–બુદ્ધિ વર્ધક બૃંહણ અન્નપાન, બોર, માંસરસ, આંખ ધોવા માટે મધનુ ઠંડું પાણી, શંખમાં ભરેલ પાણીની ધાર, ધૂપ, શીતળાના દાણા પર સતત ગાયના છાણની રાખ, લીબડાના પાનને હળદરના પથ્થર પર પીસીને લેપ અને વ્રણની ક્રિયાઓ કરવી.

**अपथ्य :-**

મૈથુન, સ્વેદન, મહેનત, તેલ, ભારે ખોરાક, ક્રોધ, તડકો, ખરાબ પાણી, પવન, વિરુદ્ધાન્નપાન, વાલ, બટાકા, કંદો, શાક, લવણ, વિષમ, તિકત, અમ્લ ભોજન, વેગાવરોધ શીતળાના રોગીને અપથ્ય છે.

*

# અધ્યાય : ૪૮

## શ્લીપદ

શ્લીપદ

**વિપ્રકૃષ્ટ કારણ :-**

જ્યાં વરસાદનુ પાણી બહુ લાંબો સમય ભરાઈ રહેતુ હોય અને જે બધી ઋતુમાં શીતલ હોય એવા પ્રદેશોમાં વિશેષતઃ શ્લીપદ થાય છે.

**સામાન્ય લક્ષણ :-**

મનુષ્યના વંક્ષણ પ્રદેશમાં જ્વરયુક્ત તીવ્ર પીડા સાથે જે શોથ થાય છે અને ક્રમશઃ પગમાં પહોંચે છે તે શ્લીપદ કહેવાય છે. કેટલાક આચાર્યોના મતે હાથ, કાન, નાક, લિંગ, ઓષ્ઠ અને નાસિકામાં આ રોગ થાય છે. આ વાતિક, પૈત્તિક અને કફજ એમ ત્રણ પ્રકારનો છે.

**વાતજ શ્લીપદ :** કાળો, રૂક્ષ, સ્ફુટિત, તીવ્ર વેદનાયુક્ત, અકારણ પીડા અને વારંવાર જ્વર આવે છે. **પિત્તજ શ્લીપદ :** પીળો, તીવ્ર દાહયુક્ત જ્વર સહિત. **કફજ શ્લીપદ** સ્નિગ્ધ, પાંડુ અને ગુરુ તથા સ્થિર હોય છે. આ ત્રણેય પ્રકારના શ્લીપદ કફાધિકયથી થાય છે કેમકે તેમાં ગુરુતા અને કઠણતા કફ વગર ન થઈ શકે

**સાધ્યત્વ :-**

જે શ્લીપદ વલ્મીક સમાન અનેક કાંટાથી ઉપસિત હોય અને મોટો થઈ ગયો હોય તેની ચિકિત્સા ન કરવી. જે કફજ આહાર વિહારથી ઉત્પન્ન હોય તથા સ્રાવયુક્ત, કફપ્રકૃતિ પુરુષને થયેલ હોય, અધિક ઉન્નત, ત્રણે દોષનાં લક્ષણોયુક્ત કંડુયુક્ત અસાધ્ય છે.

### ચિકિત્સા

લંઘન, આલેપ, સ્વેદન, વિરેચન, રક્તમોક્ષણ, પ્રાય કફહર

ઉષ્ણ ઔષધોથી શ્લીપદનો ઉપચાર કરવો. સરસવ, દેવદારુ, સૂંઠ આ બધાને ગોમૂત્રમાં પીસી પ્રલેપ કરવાથી શ્લીપદ નષ્ટ થાય છે. પુનર્નવા, સૂંઠ અને સરસવના કલ્કને કાંજીમાં મેળવી પીસીને લેપ કરવો ધતૂરો, એરંડમૂળ, પુનર્નવા અને સરસવને પીસી લેપ કરવો જેથી બહુ દિવસો જૂનો દારુણ શ્લીપદ નષ્ટ થાય છે. સહદેવીના મૂળને તાડફળના રસ સાથે પીસી લેપ કરવો સાત નાગરવેલનાં પાનના કલ્કને લવણ સાથે મેળવી ઉષ્ણ જલ સાથે સેવન કરવું. ગોળમિશ્રિત હળદર ગોમૂત્રમાં મેળવી પીવું. પુનર્નવા, હરડે, બહેડાં, આમળા અને પીપરના ચૂર્ણને મધ સાથે મેળવી ચાટવું રસ પ્રયોગોમાં નિત્યાનંદ રસ, શ્લીપદ ગજકેસરી શ્લીપદારિલોહ આ પ્રયોગો પ્રશસ્ત છે. તેમાં નિત્યાનંદ રસ શ્રેષ્ઠ છે. વાતજ શ્લીપદમાં સ્નેહન, સ્વેદન અને ઉપનાહ કરી ગુલ્ફથી ઉપર ૪ આંગળ વચ્ચે શિરાવ્યધ કરી રક્તમોક્ષણ કરાવવો. પૈત્તિકમાં ગુલ્ફની નીચે શિરાવ્યધ કરવો. પિત્તવિસર્પહર ક્રિયા કરવી. કફજ શ્લીપદમાં પગના અંગૂઠાની દશ્યમાન શિરા વેધવી.

વૃદ્ધદારુકસમ ચૂર્ણ, પિપ્પલ્યાદ્ય કણાદ્ય ચૂર્ણ, કૃષ્ણાદ્ય મોદક, વિડંગાદિ તેલ વગેરે શાસ્ત્રોકત પ્રયોગો જાણીતા છે.

**પથ્ય :–**

વમન, લંઘન, શિરાવ્યધ, સ્વેદન, વિરેચન, આલેપ, જૂના સાઠી, ચોખા, જવ, કળથી, લસણ, પરવળ, રીંગણાં, સરગવો, કારેલાં, સાટોડી, મૂળા, દિવેલ, ગોમૂત્ર, તિકત કટુ દ્રવ્યો દીપન આ પથ્ય છે.

**અપથ્ય :–**

કોઈ પણ લોટની વાનગી, દૂધ કે દૂધમાં બનતી ચીજ, ગોળ, આનુપદેશનાં પ્રાણીઓનુ માંસ, ગળપણ, સહ્યાદ્રિ, વિંધ્યાચળ પ્રદેશમાં નીકળતી નદીઓનું પાણી, ચીકણા, ભારે અભિષ્યન્દિ પદાર્થો અપથ્ય છે.



# અધ્યાય : ૪૯

# વૃદ્ધિ

## વૃદ્ધિ

**प्रकार :–**

વાત, પિત્ત, કફ, રકત, મેદ, મૂત્ર તથા આંત્રના ભેદથી વૃદ્ધિરોગ સાત પ્રકારનો છે કેવલ નિદાન અને ચિકિત્સાના ભેદથી મૂત્રજન્ય અને અન્ત્રજવૃદ્ધિ જુદી જુદી ગણાવેલ છે. પરંતુ બન્ને વાત વડે થાય છે.

**संप्राप्ति :–**

અંડકોશમાં જવાવાળી શિરાઓનો માર્ગ અવરુદ્ધ કરીને રુદ્ધગતિ વાયુ વૃદ્ધિ ઉત્પન્ન કરે છે.

**વાતજ વૃદ્ધિ :** ભરેલા મશક સમાન સ્પર્શવાળી રૂક્ષ તથા અલ્પ કારણોથી પીડાયુકત થઈ જાય તેને વાતજ વૃદ્ધિ કહે છે **ચિકિત્સા :** સ્નિગ્ધ વિરેચન, દૂધ તથા એરંડતેલ મેળવી પીવું. ગૂગળ સાથે એરંડતેલ મેળવીને પાવાથી વાતજ વૃદ્ધિ મટે છે. રોગીને પહેલાં ત્રિવૃત્ત સ્નેહથી સ્નિગ્ધ કરી પછી સ્વેદન આપવુ.

**પિત્તજ વૃદ્ધિ :** જે પાકેલા ગૂલર–ઉદુંબરનાં ફળ જેવી છે, અદર દાહ અને બહાર તાપયુકત હોય, પાર પામે તેમ હોય તે પિત્તજ વૃદ્ધિ જાણવી. **ચિકિત્સા :** તેમાં પિત્તજ ગ્રથિ માફક ચિકિત્સા કરવી. જલૌકા દ્વારા રકતમોક્ષણ કરાવવો ચદન, જેઠીમધ, કમળ, ખસ તથા નીલકમલને દૂધમાં પીસી પ્રલેપ કરવાથી પિત્તજવૃદ્ધિમાં લાભ થાય છે

**કફજ વૃદ્ધિ :** શીતલ, ગુરુ, સ્નિગ્ધ, કંડુયુક્ત કઠણ તથા અલ્પ વેદનાયુકત હોય છે. **ચિકિત્સા :** સૂઠ, મરી, પીપર, હરડે, બહેડા,

આમળાંના ક્વાથને યવક્ષાર તથા સિંધવ મેળવી પીવાથી કફજ વૃદ્ધિ નષ્ટ થાય છે કફજ વૃદ્ધિ નાશ કરવામાં શ્રેષ્ઠ વિરેચન છે. કટુ, તીક્ષ્ણ, ઉષ્ણ, પદાર્થોના પ્રલેપ રૂક્ષ, સ્વેદ, પરિષેક, ઉપનાહ, સંપૂર્ણ ઉષ્ણોપચાર કફજ વૃદ્ધિમાં હિતકર છે.

**રક્તજ વૃદ્ધિમા** કાળા વર્ણના સ્ફોટ હોય અને પિત્તજ વૃદ્ધિ જેવાં લક્ષણો હોય છે.

**મેદોજ વૃદ્ધિમા** મૃદુતા, તાડ ફળ સમાન નીલવર્ણતા, ગોળ હોય તે કફજ લક્ષણો જેવી મેદોજ વૃદ્ધિ જાણવી.

**મૂત્રજ વૃદ્ધિમા** મૂત્રનો વેગ રોકનાર મનુષ્યને મૂત્રજ વૃદ્ધિ થાય છે. ચાલતી વખતે તે મૂત્ર વૃદ્ધિ જલપૂર્ણ મશકની માફક હાલે છે. વ્યથાયુકત મૃદુ હોય છે. અડકોશોમાં સચલન તથા મૂત્રકૃચ્છ્રની સમાન વ્યથા કરે છે.

**આન્ત્ર વૃદ્ધિમાં** વાત પ્રકોપક આહારનું સેવન, શીતલ જલાવગાહન, મૂત્ર ઇત્યાદિ વેગોનું ધારણ મલમૂત્રાદિ ઇત્યાદિને વિના વેગે બળાત્કારથી પ્રવૃત્ત કરવા, ભારી બોજો ઉપાડવો, અધિક માર્ગ ચાલવો, અગોની વિષમ ચેષ્ટા, બળવાન સાથે યુદ્ધ, કઠોર ધનુષ્ય ઇત્યાદિ તથા તે વાયુ વંક્ષણ સંધિમા જઈ ગ્રંથિ સમાન શોથ ઉત્પન્ન કરી દે છે એને આંત્રવૃદ્ધિ કહે છે

એની ઉપેક્ષા કરવાથી વાયુ ઉદરમા આધ્માન, વૃષણમા પીડા, શરીરમા સ્તંભ કરી દે છે. વૃદ્ધિને દબાવવાથી શરીરમાં અદર ચાલી જાય છે. ભોજનો મત છે કે વાયુ દૂષિત આંત્રને લઈ વક્ષણ સંધિમાં ઊતરે છે પછી વંક્ષણ સધિમાથી પીડા સાથે અડકોશમા ચાલ્યો જાય છે.

વાત સંચયથી જે માનવીના બંને અંડકોશમાં આંતરડાંમા અવયવ મળી જાય છે અને જો વાત વૃદ્ધિ સમાન આકૃતિ હોય તો તે અસાધ્ય છે.

**બ્રધ્ન** :–અત્યંત અભિષ્યન્દિ ગુરુ, શુષ્ક, દુર્ગંધિત માંસના ભક્ષણથી પ્રકુપિત દોષ વંક્ષણ સાંધમાં ગ્રંથિ સમાન શોથ કરી દે છે. આ શોથને લઈ જ્વર શૂલ તથા અંગોમા ગ્લાનિ થાય છે. આ શોથને બ્રધ્ન કહે છે, સાધારણ ભાષામાં આને બદ કહે છે

## ચિકિત્સા

વૃદ્ધિ રોગમાં અધિક ભોજન, અધિક માર્ગ ચાલવો, ઉપવાસ, ગુરુ પદાર્થોનુ ભોજન, મળ મૂત્રાદિ વેગો રોકવા, ઘોડેસવારી, વ્યાયામ અને મૈથુનનો ત્યાગ કરવો

**વાતજ** વૃદ્ધિમાં સૌ પ્રથમ રોગીને સ્નિગ્ધ કરી સ્વેદન કરી વિરેચન આપવું અથવા એક માસ દૂધ સાથે એરંડતેલ પીએ પછી આવસ્થિક કાળમાં વાતઘ્ન કલ્કથી નિરુહ બસ્તિ આપવી. ત્યાર બાદ માંસરસ સાથે ચોખા આપવા અને જેઠીમધથી સિદ્ધ તેલ વડે અનુવાસન આપવું સ્વેદન અને ઉપનાહ કરવો. વાતનાશક પ્રદેહ કરવા, જે વિદગ્ધ (પાકાભિમુખ) હોય તેને પકાવી સેવનીને મૂકી ચીરવું અને ભેદન થયા બાદ દ્વિવ્રણીયુક્ત વિધિ કરવી. **પિત્તજ** વૃદ્ધિમા પિત્તજ ગ્રંથિની ચિકિત્સા કરવી પાકવા પર ચીરવું અને ચીર્યા બાદ મધ અને ઘીથી સંશોધન કરવુ. શુદ્ધ થયે રોપણ તેલ અને કલ્ક લગાડવાં **રક્તજ** વૃદ્ધિમાં જલૌકાથી રક્તમોક્ષણ કરવો અને સાકર તથા મધ મેળવી વિરેચન આપવું **આમ** અને **પક્વ** વૃદ્ધિમાં સદા પિત્ત ગ્રંથિની ચિકિત્સા કરવી **કફજ** વૃદ્ધિમાં ઉષ્ણવીર્ય દ્રવ્યોને મૂત્રમાં પીસી પ્રલેપ કરવો, દારુહળદરના કષાયને ગોમૂત્ર સાથે પીવું. વિમ્લાપનને મૂકી અથવા ચિકિત્સા કફજ ગ્રંથિની કરવી. પાક્યા બાદ વિદીર્ણ થાય ત્યારે અથવા ચીરીને ચમેલી, ભિલામો, અંકોલ્ઠ, સપ્તપર્ણના કલ્ક અને કષાયથી સિદ્ધ તેલ શોધન માટે વાપરવું **મેદજ** વૃદ્ધિમાં સ્વેદન કરી સુરાદિ ગણને પીપર, વાવડિંગ આદિ સંશોધન, સંશમનમાં કહેલા શિરો વિરેચક દ્રવ્યો મૂત્રમાં પીસી અનુકૂળ આવે એવો ગરમ લેપ કરવો સ્વેદન કરી રોગીને આશ્વાસન આપી

વસ્ત્રથી બાંધી વૃષણ અને સેવનીને બચાવતાં વૃદ્ધિપત્રથી ચીરવુ. તેમાં મેદ કાઢી કાસીસ અને સિંધવ લગાડી, ગોફણિકા અથવા સ્થગિકા બંધ બાધવો. વ્રણ શોધન થયા બાદ મનશિલ, હરતાલ, સિંધવ અને ભિલામોનો સિદ્ધ તેલનો ઉપયોગ કરવો (આજે પણ કાર્બંકલ આદિ ગૂમડાના વ્રણો સાફ કરવા ગામડામાં લોકો કાસીસ, સિંધવ અને ટંકણ ભરે છે. આ એક જ દિવસ લગાડવાથી ક્લિન્ન માંસ સાફ થઈ જાય છે.) **મૂત્રજ** વૃદ્ધિમાં સ્વેદન આપી વૃદ્ધિને પટ્ટી બાંધી સેવનીની પાછળ નીચેની બાજુ વ્રીહિ મુખથી વેધન કરવું. પછી તેમાં એ મુખવાળી નાડી લગાડી વૈદ્યે બધું મૂત્ર કાઢી લેવું. પછી નાડીને કાઢી સ્થગિકા બંધન બાધી લેવું. શોધન થયા બાદ રોપણ કરવું. આંત્ર કે તુકીમ્ (કોશમા ગયેલી) વૃદ્ધિની ચિકિત્સા કરવી. જે આંત્ર વૃદ્ધિ કોશમા ન ગઈ હોય તેમાં વ્રણ વૃદ્ધિની ચિકિત્સા કરવી. જે આંત્ર વૃદ્ધિ વંક્ષણમાં સ્થિત હોય તેને આર્ધેન્દુ વક્રયા (હાંસિયાના આકાર જેવી) શલક્કાથી બાળી નાખવી. જેથી માર્ગનો અવરોધ થઈ જાય. જે આંત્ર વૃદ્ધિ ફલકોશમાં ઊતરી આવી હોય તેની ચિકિત્સા ન કરવી. આંતરડાંની વિપરીત દિશામા જમણી બાજુ વૃદ્ધિ હોય તો ડાબી બાજુ અને ડાબી બાજુએ હોય તો જમણી બાજુ) પગની અંગુલિમાં ત્વચા ચીરી દાહકર્મ કરવો. વાત કફજ વૃદ્ધિમા પણ આ પ્રકારે સાવધાનીથી બાળવું. પરંતુ તેમાં સ્નાયુનુ અધિક છેદન કરવું. અને જરા ઊંડુ બાળવુ. એની શાંતિ માટે શખ પ્રદેશ ઉપર કાનના પાર્શ્વ પર સેવનીને યત્નપૂર્વક છોડતાં વિરુદ્ધ પાર્શ્વમાં શિરા વેધન કરવુ

આ સુશ્રુતોક્ત શલ્ય ચિકિત્સા જોઈ ગયા ઔષધ ક્રમમાં વાતજ વૃદ્ધિમાં દૂધ સાથે એરંડ તેલ અથવા પુનર્નવા ક્વાથ કે કલ્કથી સાધિત તેલ કે નારાયણ તેલ પીવાથી લાભ થાય છે એરંડ તેલ સાથે દશમૂલ ક્વાથથી સાધિત બસ્તિ આપવી

પિત્તજ વૃદ્ધિમા ચંદન, જેઠીમધ, કમળ, ખસ વગેરેને દૂધમાં પીસીને પ્રલેપ કરવાં પિત્ત ગ્રંથિમાં જે ચિકિત્સા કહી છે તે કરવી.

જળો દ્વારા રક્તમોક્ષણ કરાવવો. રક્તજ વૃદ્ધિમાં પિત્તહારક કરવી. રક્તમોક્ષણ કરાવવો. કફજ વૃદ્ધિમાં ઉષ્ણવીર્ય ઔષધોને ગોમૂત્રમાં પીસી લેપ કરવો અને દારુહળદરના ક્વાથને ગોમૂત્ર સાથે પીવુ. મેદોજ વૃદ્ધિમાં પહેલાં સ્વેદન કરી સુરસાદિ ગણોક્ત તુલસી-નગોડ વગેરેને અથવા સિરોવિરેચનોપયોગી દ્રવ્યોને ગોમૂત્રમાં પીસી લગાડવુ.

બ્રધ્ન માટે બિલ્વ, કપિત્થ, ચિત્રક, કંટકારિદ્વય, નસોતર, કરજ, સૂંઠ, પીપર, પીપરીમૂળ, ચવ્ય, ચિત્રક, પંચલવણ, વજ્રક્ષાર, અજમોદ એના ચૂર્ણને કાંજી અથવા કોષ્ણ જલ સાથે સેવન કરવાથી બ્રધ્નરોગ નષ્ટ થાય છે. ઘઉંના કલ્કને બકરીના દૂધ સાથે પીસી કોષ્ણ લેપ કરવાથી બ્રધ્નમાં ઉત્પન્ન શૂલ નષ્ટ કરી દે છે. વટદુગ્ધનો લેપ બ્રધ્ન ઉપર કરવો.

पथ्य :-

સંશોધન બસ્તિ, રક્તમોક્ષણ, સ્વેદન, લેપ, લાલ ચોખા, દિવેલ, ગૌમૂત્ર, જાંગલ દેશનાં પ્રાણીઓનાં માંસ, સરગવાની શીગ, પરવળ, સાટોડી, ગોખરુ, અરણી, નાગરવેલનું પાન, હરડે, સૂરણ, લસણ, રીંગણાં, ગાજર, મધ, ઘી, ગરમ પાણી, છાશ, આમવાતહર અને દીપન અન્ન, પુરાણ મદ્ય પથ્ય છે.

अपथ्य :-

વિરુદ્ધ અન્નપાન, સંક્ષોભ, હાથી, ઘોડા અને વાહનની સવારી, અનુપદેશનાં પ્રાણીઓનું માંસ, દહીં, અડદ, દૂધ લોટની વાની, ભારે અન્નપાન, વીર્યનો વેગ રોકવો, આ બધું અપથ્ય છે.



# અધ્યાય : ૫૦

## ભગ્ન

### भग्न

**भग्नना प्रकार** : બે છે ( ૧ ) કાંડભગ્ન અને ( ૨ ) સંધિમુક્ત. સાંધિમુક્તના ( ૨ ) ઉત્પિષ્ટ ( ૨ ) વિશ્લિષ્ટ ( ૩ ) વિવર્તિત ( ૪ ) અવક્ષિપ્ત ( ૫ ) અતિક્ષિપ્ત તથા ( ૬ ) અધોગત એમ ૭ પ્રકાર છે. **निदान** · પડવાથી, દબાણથી, અભિઘાતથી, આક્ષેપથી ( અતિશય હલાવવાથી ), વ્યાઘ્ર, મૃગાદિના દંત, નખાદિથી અભિઘાત વિશેષથી ભગ્ન થાય છે. **लक्षण** : પ્રસારણ, આકુંચન, વિવર્તન ( વિપરીત ફેરવવામાં ), આક્ષેપણ ( ચાલન )માં અશક્તિ, તીવ્ર વેદના, સ્પર્શાસહિષ્ણુતા આ સંધિમુક્તિના સામાન્ય લક્ષણ છે. **विशिष्ट लक्षणो उत्पिष्टः** ( ચૂર્ણિત )માં સંધિની બંને બાજુએ શોથ, વેદના, રાત્રે વિશેષ પ્રકારની વેદનાઓ. **विश्लिष्ट :** થોડોક સોજો, નિરંતર વેદના, સંધિમાં અક્રિયતા **विवर्तित** . સંધિના એક પાર્શ્વથી હટીને બીજા પાર્શ્વમાં જવાથી અંગમાં વિષમતા અને વેદના. **अवक्षिप्त** સંધિનુ પૃથક્ ( જુદું ) થવુ, તીવ્ર વેદના. **अतिक्षिप्त :** સંધિવાળી બન્ને અસ્થિઓ પરસ્પરથી દૂર ખસી જાય છે અને વેદના થાય છે. **अधोगत** · એક અસ્થિ પછવાડે આવી જઈ તીવ્ર વેદના કરે છે

**कांडभग्न** · ૧૨ પ્રકારનો છે. યથા કર્કટક, અશ્વકર્ણ, પિચ્ચિત, અસ્થિછલ્લિત, કાંડભગ્ન, મજ્જાનુગત, અતિપાતિત, વક્ર, છિન્ન, પાટિત અને સ્ફુટિત **सामान्य लक्षण :** સોજાની અધિકતા, સ્પંદન અને વિવર્તનની અસહિષ્ણુતા, દબાવવાથી યા ઘસવાથી શબ્દોત્પત્તિ, અંગનુ પડેલુ રહેવું, અનેક પ્રકારની વેદના, કોઈ પણ અવસ્થામાં દર્દ ઘટે નહિ. આ કાંડભગ્નનાં સામાન્ય લક્ષણ છે. **विशिष्ट लक्षणो :** કર્કટમાં

અસ્થિના મધ્યમાં તૂટવાથી ઊર્ધ્વ અને અધઃ બન્ને પ્રદેશમાં સંમૂઢતા તથા અસ્થિનુ કરચલાની માફક ઉપર ઊપસવું. **ચૂર્ણિત** ભગ્નમાં સ્પર્શ કરવાથી ચૂર્ણની પ્રતીતિ થાય છે. **પિચ્ચિત** ભગ્નમાં અસ્થિ ફેલાઈ જાય છે અને શોથ ઓછો થઈ જાય છે **છલ્લિત**માં અસ્થિ પાર્શ્વો ઉપર આવી જાય છે **કાંડ** ભગ્નમાં અસ્થિ હલાવવાથી હાલે છે. **મજ્જાનુગત**માં કોઈ અસ્થિનો ભાગ અસ્થિમાં ઘૂસી મજ્જાને બહાર લાવી દે છે. **અતિપાતિત** ભગ્નમા અસ્થિ સપૂર્ણરૂપમાં છેડાઈ જાય છે. **વક્ર** ભગ્નમાં અસ્થિ મરડાઈ જાય છે પણ પૃથક્ નથી થતી. **છિન્ન** ભગ્નમા એક પાર્શ્વમાં લાગેલી રહે છે અને એક પાર્શ્વમાં જુદી થઈ જાય છે **પાટિત**માં ફાટવાથી બહુ નાના નાના ટુકડા થઈ જાય છે. **સ્ફુટિત** શુક (યવ વગેરે ધાન્યો અગ્રિમ ભાગ) પૂર્ણ સમાન વેદનાયુક્ત અને આધ્માત ( સૂજેલુ ) અને વિપુલ વિસ્ફુટિત ( કણોના રૂપમાં તૂટેલું )

**સાધ્યત્વ :** સ્ફુટિત, ચૂર્ણિત, છિન્ન, અતિપાતિત, મજ્જાનુગત અને કાંડભગ્ન કષ્ટસાધ્ય છે કૃશ વૃદ્ધ અને બાળકને થયેલ, ક્ષતરોગીને, ક્ષીણને, કુષ્ઠરોગીને અને શ્વાસરોગીને થયેલ સધિભગ્ન કષ્ટસાધ્ય છે કાંડભગ્ન પ્રકાર પણ કષ્ટસાધ્ય છે કપાલાસ્થિઓના ભગ્ન કટિ સધિમાં મુક્ત કે ચ્યુત ( સ્ખલિત ), જંઘન સ્થાનમાં ઉત્પિષ્ટભગ્ન અસાધ્ય છે કપાલાસ્થિઓની સંધિઓ પૃથક્ થયે, લલાટમાં કાંડભગ્ન થયે, સ્તનોના મધ્યવર્તિ શખ નામક મર્મમાં ભગ્ન થયે, પૂંઠ અને માથું બન્ને પ્રકારના ભગ્ન અસાધ્ય જાણવા. જન્મકાલજ, દુર્જાત ઉત્પન્ન અસ્થિ કે સધિ અસાધ્ય છે સમ્યક્ પ્રકારે મેળવેલી અસ્થિ દુર્ન્યાસ ( બૂરી રીતે રાખવાથી ) કે અનુચિત રૂપે બાંધવાથી યા સંક્ષોભથી ( હલાવવાથી ) જે વિકૃતિ આવે છે તે અસાધ્ય છે પ્રથમ જે ત્રણ અવસ્થાઓ વૃદ્ધિ-યૌવન અને સપૂર્ણ તેમાં મધ્યમાયુની અંદર ( ૪૦ વર્ષની અંદર ) પુરુષની ધાતુઓ સ્થિર રહે છે તેમાં ચિકિત્સા કરવી. ૪૦ થી ૭૦ વર્ષમાં કષ્ટસાધ્ય છે તરુણાસ્થિઓ વક્ર થઈ જાય છે. નલક ( શાખાસ્થિઓ ) તૂટી જાય છે કપાલાસ્થિઓ ફાટી જાય છે. રુચક ( દાંત વગેરે ) અને કપાલાસ્થિઓમાં સ્ફુટન થાય છે આ પ્રકારે

અસ્થિઓ પાંચ જ પ્રકારની છે. યથા તરુણ, કપાલ, વલય, રુચક અને નલક.

## ચિકિત્સા

અલ્પ ભોક્તા, અજિતેન્દ્રિય, વાતપ્રધાન અને ઉપદ્રવોથી યુક્ત પુરુષને ભગ્ન કઠણાઈથી મટે છે. ભગ્ન રોગીએ લવણ અને કટુરસ, ક્ષાર, અમ્લ, મૈથુન, ધૂપ, વ્યાયામ અને રૂક્ષ ભોજન ન કરવું ભગ્ન રોગીને જાણનાર વૈદ્યે શાલિ, માંસરસ, દૂધ, ઘી અને મટરના બનાવેલા યુષ આદિ વૃદ્ધિકારક પાનો આપવાં મહુડો, ઉદુમ્બર, પીપર, ખાખરા, અર્જુનછાલ, વાંસ, વડની છાલ કુશાના કાર્યમાં (splint) લેવા. મજિષ્ઠા, જેઠીમધ, ચંદન અને શતધૌત ઘૃતમાં મેળવી અને શાલિને પીસી એનો લેપ કરવો. સૌમ્ય ઋતુઓમાં સાત સાત દિવસે પાટો. સાધારણ (શરદ) ઋતુમા પાંચમે અને આગ્નેય ઋતુમાં ત્રીજે દિવસે પાટો બદલવો અથવા દોષાનુસાર પાટો બાંધવો. બહુ ઢીલો બાંધવાથી સંધિ સ્થિર ન રહે. કસીને બાંધવાથી ત્વચામાં શોથ, વેદના અને પાક આવી જાય છે. માટે ભગ્નમાં સાધારણ બંધન (ન નરમ ન કઠણ) ઉત્તમ છે.

પરિસેચનમા ન્યગ્રોધાદિગણનો કષાય વાપરવો. વેદના માટે બૃહત્પચમૂલ સિદ્ધ દૂધ વાપરવુ. ગરમ ચક્રતેલ ઉત્તમ છે. દોષ અને કાળની વિવેચના કરી દોષનાશક ઔષધોથી પરિષેક, પ્રદેહ શીતલ કે ઉષ્ણ કરવો. કાકોલ્યાદિ મધુર ઔષધોથી સસ્કૃત પહેલી જ વાર વિયાયેલી ગાયના દૂધ ને ઘી સાથે ઠંડું કરી લાક્ષા સાથે ભગ્નવાળા નરને પાવું. વ્રણયુક્ત ભગ્નોમાં ક્ષીરી વૃક્ષાદિ કષાયરસ દ્રવ્યોના કલ્કોનો લેપ કરી બાકી આહારાદિક ભગ્નવત્ કરવા પ્રથમ વયમા થયેલ ભગ્ન સુખસાધ્ય, અલ્પદોષવાળા મનુષ્યને શિશિરકાલે થયેલ ભગ્ન સુખસાધ્ય છે. બાળપણમા સધિની દૃઢતા માટે એક માસનો સમય જોઈએ. મધ્યમ વયમા ૨ માસ અને વૃદ્ધાવસ્થામાં ત્રણ માસનો સમય જોઈએ. નીચે દબાયેલી અસ્થિને ઉપર લાવવી, ઉપર ઊઠેલીને નીચે દબાવવી, બહુ

દૂરની અસ્થિને પાસે લાવવી. ચલ અચલ સર્વ પ્રકારની સંધિઓને ખેંચી, પીડિત કરી, સંક્ષેપિત કરી અને બાંધી કરી યોગ્ય રીતે બેસાડવાનાં સાધનોથી બેસાડવી. ઉત્પિષ્ટ અને વિશ્લિષ્ટ સંધિઓને વૈદ્યે હલાવવી નહિ. એના પર શીતલ પરિષેક અને પ્રદેહ વાપરવા. અભિઘાતથી સંધિ હટે ત્યારે તેને સ્વસ્થાને બેસાડી ઘીથી લપેટેલ વસ્ત્ર વીંટી પટ્ટી ઉપર કુશાઓ રાખી યોગ્ય રીતે બંધ પાટો બાંધવો. ચૂર્ણિત નખસંધિમા રક્ત ભરાય ત્યારે આરા શસ્ત્રથી મંથન કરી બહુ છેદ કરી તોદ–ભોંકીને રક્ત કાઢવું. પછી ચોખા–ભાતને પીસી લેપ કરવો. ભગ્ન યા સંધિમાં અલગ થયેલ અંગુલિને બરાબર બેસાડી સૂક્ષ્મ પાતળો પાટો લપેટી દેવો. ઉપરથી ઘીનો શેક કરવો. પગનાં તળિયાંમાં ભગ્ન થવાથી ઘી વડે અભ્યંગ કરી ઉપરથી કુશા રાખી વસ્ત્ર પટ્ટી વડે બાંધી દેવું. બિલકુલ આરામ જરૂરી છે. ખૂબ સાવધાનીથી જંઘા અને ઊરુ પર અભ્યંગ કરી ખેંચવું. પછી ન્યગ્રોધાદિ શીતલ વૃક્ષોની ત્વચા બાંધી પટ્ટીથી લેપ કરવો. બહારની બાજુ કે પોતાના કોટરથી ખસેલી ઉર્વસ્થિને બુદ્ધિમાન વૈદ્ય ચારે બાજુ ગોળાકાર ફેરવી બેસાડવી સ્ફુટિત અથવા પિચ્ચિતમાં પણ એ જ રીતે પાટો બાંધવો.

જે માણસને કટિભગ્ન હોય તેની ઊર્ધ્વગત અસ્થિને નીચે, અધોગત અસ્થિને ઉપર ખેંચવી. પછી સંધિઓ પોતાની જગ્યા પર બેસે ત્યારે બસ્તિઓ આપવી. પર્શુકાઓના ભગ્નમાં રોગીને સીધો ઊભો રાખી ઘીનો અભ્યંગ કરવો. દક્ષિણ કે વામ પાર્શ્વની પર્શુકાઓમાં માંસરજ્જુ પર ઘીનો અભ્યંગ કરી ઉપરથી કવલિકા (વાંસના ખપ્પચ પર રૂની ગાદી રાખી) ગોઠવી વસ્ત્ર પટ્ટ સારી રીતે બાંધવો કર્પૂર સંધિના ભગ્નને અંગૂઠાથી મસળવુ. મસળીને કૂર્પરની અલગ થયેલ સંધિને દબાવવુ. પછી ખેંચી અને કોણી પર સંકુચિત કરી ઉપરથી સ્નેહ અને પરિષેક કરવો જાનુ, ગુલ્ફ અને મણિબંધના ભગ્નમાં આમ જ કરવું.

હથેળી તૂટવા પર બન્ને હથેળીને સમાન કરી બાંધવી ઉપર ચક્રતેલનુ માલિશ કરવુ પહેલા માટીનાં ઢેફાં પકડવા, પછી સિંધવ લવણના ટુકડા પકડવા. બળ આવ્યે ધીમે ધીમે પથ્થર પકડવાની શરૂઆત કરવી. અક્ષક અસ્થિ નીચે દબાઈ હોય તો મસળીને એને ઉપર લાવવી ઉપર આવેલી અસ્થિને દબાવવી અને કસી કરી પટ્ટી બાંધવી. બાહુ ભગ્નની ચિકિત્સા ઊરુ ભગ્નની માફક કરવી ગ્રીવા વક્ર થાય અથવા નીચે બેસી જાય ત્યારે રોગીને હનુ કે ગરદનના પાછલા ભાગથી પકડી ઊંચો કરવો પછી બરોબર કુશાઓને બેસાડી અને પટ્ટી બાંધી દેવી, અને સાત આઠ દિવસ પીઠના બળ પર રોગીને સુવડાવવો હનુસંધિ પૃથક્ થયે હનુની અસ્થિઓને ઠીક બેસાડી સ્વેદન કરવુ. ઠીક બેસી જાય ત્યારે પચાંગી બંધ બાંધી દેવો. ભદ્રદાર્વ્યાદિ, વિદારીગધાદિ અને કાકોલ્યાદિથી સિદ્ધ ઘૃત નસ્યમા ઉત્તમ છે યુવાન માણસના તૂટેલા ન હોય તેવા રક્તવાળા દાતને દબાવી બહાર શીતલ લેપ કરવો શીતલ જલ પરિસિચન કરી મધુ, ઘૃત આદિ સંધાનીય દ્રવ્યોથી ચિકિત્સા કરવી કમળના નાળથી દૂધ આપવુ. વૃદ્ધ માણસોના હાલતા દાંતની ચિકિત્સા ન કરવી. દબાયલી કે તિર્યક્ નાસાને શલાકાઓથી સીધી કરી, પ્રત્યેક નાસામાં બે મુખવાળી નાડી પ્રવેશ કરાવવી. પછી વસ્ત્ર લપેટી ઘીનો શેક કરવો ભગ્ન કર્ણને સરખી રીતે બાધી પ્રચુર ઘીયુક્ત મધુથી સદ્ય ક્ષતની માફક અભ્યંગ પરિષેક આદિ વાપરવા શિરની અસ્થિઓ ભિન્ન થાય તો જો મસ્તુલુગ બહાર ન આવ્યુ હોય તો મધ અને ઘી લગાડી બાંધી દેવા અને સાત દિવસ સુધી ઘૃતપાન કરાવવુ. પડવાથી, ચોટ લાગવાથી જે અંગમાં ક્ષત કે સોજો હોય તેના પર શીતલ પ્રદેહ અને પરિષેક કરવો જંઘા અને ઊરુ તૂટવા પર રોગીને લાકડાના તખ્ત પર સુવડાવવો. રોગી હાલે ચાલે નહિ તે માટે પાંચ ખીલા ઠોકી દેવા એક પગના તળિયામાં, બે જંઘામાં અને બે ઊરુ તરફ. ભગ્ન રોગીને હલનચલન કરવા દેવુ નહિ જઘા ભગ્નમા એક ખીલો તળિયા તરફ, બે ખીલા ગુલ્ફ સંધિ બાજુ અને બે જાનુ સંધિ બાજુ ઠોકી દેવા ઊરુ ભગ્નમાં જાનુ

સંધિમાં બે, વંક્ષણ સંધિમાં બે અને તળિયામા એક ખીલો લગાડવો. શ્રોણિ પૃષ્ઠ વંશ, વક્ષ કપાલ, અક્ષકના ભગ્ન થવાથી અથવા સંધિ ભગ્ન થવાથી આ જ વિધિ કરવી રોગીને સ્થિર રાખવો હાલવા ન દેવો વધુ વારે અલગ થઈ ગયેલ સંધિઓમા સ્નેહન, સ્વેદન કરી નરમ કરી દેવી પછી આગળ કહેલા ઉપાયો વડે પોતાની બુદ્ધિથી વૈદ્યે એને સારી રીતે પૂર્વાવસ્થામાં લાવવી કાડભગ્ન વિષમ જોડથી સ્થિર થઈ ગયો હોય, તો પણ એને ભગ્ન કરી ફરી ભગ્નવત્ ક્રિયાઓ કરી ઠીક કરવો. વ્રણના બહારના ભાગમાં સાવધાનીથી શુષ્ક અને બહાર નીકળેલી અસ્થિને કાપવી અથવા વ્રણવાળા ભગ્નમાં સંધિમા બાજુ રહેલ વ્રણયુક્ત ભગ્ન સમાન ઉપચાર કરવા નાભિ ઉપરના ભગ્નોમાં માથા પર શિરોબસ્તિ, ઘી, તેલના પિચુ, કાનમાં તેલ નાખવુ, ઘૃતપાન ઉત્તમ છે. હાથ પગના ભગ્નોમાં અનુવાસન બસ્તિ ઉત્તમ છે. ભગ્નને પાકવા ન દેવુ. માંસ, શિરા, સ્નાયુના પાકવા પર ભગ્ન કઠણાઈથી મટે છે. રોગીને ખાવા માટે અન્ય પ્રયોગોમાં આભાગૂગળ, લાક્ષાદ્યગૂગળ ઉત્તમ છે.

બાવળની ફલી, હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી, પીપર બધાને સમભાગે લઈ ચૂર્ણ કરી તેની બરોબર ગૂગળ મેળવી ગોળી કરી લેવી, એને આભાગૂગળ કહે છે આ ગૂગળ ૪–૪ રતી દિવસમાં ત્રણવાર લેવાથી અસ્થિ સંધાનનું કાર્ય સુપેરે થાય છે

એળિયો, ગૂગળ, રેવતચીનીનો શીરો, મેદાલકડી, સાજીખાર, હીરાબોળ, ઈશિશ, ફટકડી, આંબાહળદર, લોધર, કાંટાળુમાયુ (માયાફળ), દરેક ચીજ સમભાગે લેવી. સર્વ વસ્તુઓને ખાડી ચૂર્ણ કરી લેવુ. મૂઢ માર, ચોટ, વાગવું, સોજો, શૂળ, હાડકાનું ભાંગવુ કે ઊતરી જવું, સખત માર, લોહીનો જમાવ વગેરે માટે ઉપયોગી છે. આ લેપ ભગ્ન માટે ઉત્તમ છે.



# અધ્યાય : ૫૧

# કાર્શ્ય

## कार्श्य

**निदान :** વાયુ, રૂક્ષાન્નપાન, ઉપવાસ, અલ્પભોજન, અધિક માત્રામાં વમન વિરેચનોનો ઉપયોગ, શોક, મળમૂત્ર અને નિદ્રા વેગધારણ, નિત્ય રોગીપણું, નિત્ય મૈથુન, નિરંતર વ્યાયામ, ભોજનાલ્પતા, ડર અને ધનાદિકની ચિંતા આ બધા કૃશતા લાવનાર બને છે નિદ્રાને રોકવું ખાસ કૃશતા કરનાર છે. **लक्षण :** જેના શ્રોણિ, ઉદર અને ગ્રીવા શુષ્ક હોય, શરીર પર ધમનીની જાળ ફેલાયલી હોય, ચામડી અને અસ્થિ માત્ર દેખાતાં હોય, મુખ અને અસ્થિઓની સંધિ મોટી લાગતી હોય તેને અત્યંત કૃશ જાણવો **तेने थता रोगो :** પ્લીહા, કાસ, રાજ્યક્ષ્મા, શ્વાસ, ગુલ્મ, અર્શરોગ, ઉદર વિકાર, ગ્રહણી રોગો તેને થાય છે. **कृश बळवान केम होय ?** ગર્ભાધાન સમયે, જેમાં પિતાના શુક્રનો ભાગ વધુ હોય છે અને મેદનો ભાગ અલ્પ હોય છે તે કૃશ પણ બળવાન હોય છે. એથી વિપરીત સ્થૂલ પુરુષ બળહીન હોય છે **चिकित्सा :** જે માણસ રૂક્ષ અન્નપાનાદિકના સેવનથી કૃશ હોય તેને ધાતુવર્ધક બૃંહણ ઉપચાર આપવા. બલવર્ધક, વૃષ્ય, અને વાજીકરણ ઔષધો આપવા અશ્વગંધાદિતેલ ઉત્તમ છે. તેના કવાથ, કલ્કને દૂધથી તેલ સિદ્ધ કરી એ અભ્યંગ કરવું. અશ્વગધાચૂર્ણ ખાવા આપવું. ખાવામા અશ્વગધાદિઘૃત પ્રશસ્ત છે. અશ્વગંધા, શતાવરી, બહુફલી, બદામ, પિસ્તાં, દૂધ, ઘી, શીરો આ બધાં મેદ વૃદ્ધિ કરનાર છે. કફવર્ધક, બૃંહણ, પૌષ્ટિક આહાર પ્રશસ્ત છે. **पथ्य :** સ્નાન, રસાયન, શાલિ ચોખા, ઘઉ, સુખ, દૂધ,

દૂધજન્ય પદાર્થ, શેરડી, અડદ, પેટભરીને ખાવુ, મત્સ્યવર્ગનાં પ્રાણી, માંસ, દિવાસ્વપ્ન, ફૂલહાર, સુવાસ, ગળપણ, જમ્યા અને પાણી લેવુ આ બધા પથ્ય છે **अपथ्य** : ચિંતા, થાક, ઉજાગરો, મૈથુન, ઉદ્વર્તન, ઉપવાસ, તડકો, ઘોડેસવારી, ફરવું, વિરેચન, વમન, અપતર્પણ, જૂના

ચોખા, કોદરી, સામો, બટી, કાંગ, જવ, કળથી, તૂરાં દ્રવ્યો, ખાટી છાશ, સુરા, ગૂગળ, ગરમ પાણી, જમ્યા પહેલાં પાણી પીવુ એ અપથ્ય છે.



# અધ્યાય : પર

# શિરોરોગ

## शिरोरोग

**संख्या :-**

વાયુથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી, રક્તક્ષયથી, કૃમિઓથી, આઘાતથી, સૂર્યાવર્ત, અનંતવાત, અર્ધાવભેદક અને શંખક એમ ૧૧ પ્રકારે શિરોવેદના થાય છે.

**निदान :-**

ચરકે એનાં સામાન્ય કારણોમાં સામાન્યત વેગધારણ, દિવાસ્વપ્ન, રાત્રિ જાગરણ, મદ, ઉચેસાદે બોલવુ, અતિ મૈથુન, ગંધ, રજ, ધૂમ, હિમ, આતપ, ગુરુ, અમ્લ, શીતાંબુ સેવન, શિરને અભિઘાતથી, બાષ્પ નિગ્રહ વગેરે કારણો ગણાવ્યાં છે

**१. वातज शिरोरोग :-**

અકસ્માત અજ્ઞાન કારણો વડે માથામાં તીવ્ર પીડા થાય, રાત્રે તે ખૂબ વધી જાય અને માથુ દાબવાથી કે શેક કરવાથી મટે તે વાતજ શિરોરોગ જાણવો **ચિકિત્સા :** સ્નેહન, સ્વેદન, તેલ મર્દન કરવું વાતનાશક આહારવિહાર તથા ઉપનાહ સ્વેદ કરવો કુષ્ઠ, એરંડમૂળ અને સૂઠને છાશમાં પીસી કઈક ગરમ કરી લલાટ પર બાંધવાથી રાહત મળે છે. દૂધના અનુપાનથી ઘી ( પિત્તાનુબંધ વાયુ ) અને તેલ ( કફાનુબંધ વાત ) અપાય તો લાભ કરે છે. રાત્રે મગ, અડદ કે કળથીમાથી કોઈ એકનું સેવન કરવું. એ દાળ ને કટુ અને ઉષ્ણ દ્રવ્યોથી સંસ્કૃત કરી પ્રચુર ઘૃત સાથે ખાઈ પછી દૂધ પીવુ અથવા દૂધ સાથે

તલનું તેલ કે તલનો કલ્ક લેવો. શ્વાસકુઠારરસનો નસ્ય આપવો પાન અભ્યંગ, નસ્ય અને બસ્તિકર્મમા ત્રિવૃત સ્નેહ, અથવા બલા તેલ વાપરવું. સ્નિગ્ધ માંસરસની સાથે અથવા વાતહર દ્રવ્યો સાથે ભોજન આપવું. ભદ્રદાર્વ્યાદિ વાતઘ્ન દ્રવ્યોથી સિદ્ધ દૂધથી અનુકૂળ પડે તેવી ગરમ ધારાનો શેક શિર પર કરવો. ચંદન, કમળ અને કુષ્ઠને બારીક પીસી માથા પર લેપ કરવો સ્નેહન કર્યા બાદ કરચલાના માંસરસથી સિદ્ધ તેલ નસ્ય માટે વાપરવું. વરુણાદિ ગણ સાધિત દૂધમાં ઘી અને સાકર મેળવી લેવાં.

## २ पित्तज शिरोरोज :-

માથુ ગરમ, અગ્નિ જેવું ઉષ્ણ તથા આખ, નાક બળતી હોય, ધુમાડા જેવું લાગતું હોય, શીતોપચારથી કે રાત્રે ઘટી જાય તે પિત્તપ્રકોપજ જાણવું. **ચિકિત્સા :** શીતળ પદાર્થોથી સિચન, ચદન મિશ્રિત જલથી આર્દ્ર કરેલા પંખા, કુમુદ અને લાલકમળનો સ્પર્શ અને શીતલ જલનું સેવન હિતકારક થાય છે ઘૃતમિશ્રિત લેપ કરવો શતધૌતઘૃતનો લેપ કરવો. શીતલ દ્રવ્યોથી પરિષેક કરવા. દશાંગલેપ વાટીને પાણીમા લગાડવો. રકતજ વિસર્પમા કહેલ લેપો વાપરવા. અલ્પ માત્રામાં શ્વાસકુઠાર, કપૂર, નવું કેસર અને બકરીના દૂધને મેળવીને નસ્ય આપવો કાકોલ્યાદિ મધુર દ્રવ્યોનો લેપ કરવો આસ્થાપન, વિરેચન હિતકારક વસ્તુ તથા સ્નેહ બસ્તિઓથી પિત્તજ તથા રકતજ શિરોરોગ શાત થાય છે. જાંગલ પશુ પક્ષીઓના વસા ઉત્તમ નસ્ય છે. ઉત્પલાદિ ગણ સાધિન દૂધથી આસ્થાપન બસ્તિ આપવી જાંગલ માસ રસો આપવા. ઘી સાકર મેળવી સ્નેહને નસ્ય યા બસ્તિ આપી શકાય છે.

## ३. कफज शिरोरोग :-

કફથી લિપ્ત, ભારે જકડાયેલ અને ઠંડુ પ્રતીત થાય, આખ નાક અને ચહેરો ફુલાઈ ગયો હોય તે કફજ જાણવો **ચિકિત્સા :** સિરોવિરેચન,

તીક્ષ્ણ ગંડૂષ, તીક્ષ્ણ વમન, હિતકર છે. શુદ્ધ ઘૃત આપી વારવાર સ્વેદ આપવો સ્નિગ્ધ કરીને સિરોવિરેચન કરાવવું અને લંઘન પણ પ્રશસ્ત છે. સ્વેદન ઉષ્ણ, રૂક્ષ અને આગ્નેય દ્રવ્યોથી આપવું. ત્રિકુટ અને જવખાર મિશ્રિત સાઠી ચોખાનું ભોજન અને પરવળ તથા મગ આપવાં.

### ૪. त्रिदोषज शिरोरोग :-

ત્રણેય દોષનાં લક્ષણ મિશ્ર હોય છે. ચિકિત્સા પણ ત્રિદોષ નાશક કરવી. તેમા પુરાતન ઘૃત (જૂનુ ઘી) હિતકર વિશેષ કરીને છે

### ૫. रक्तज शिरोरोग :-

એમાં લક્ષણો પિત્તજ શિરોરોગ જેવા હોય છે. તેમાં રોગી સ્પર્શ સહન નથી કરી શકતો તેમ જ અવાજ પણ સહન નથી કરી શકતો. **ચિકિત્સા :** પિત્તજ શિરોરોગની માફક ચિકિત્સા કરવી.

### ૬ आघातज शिरोरोग :-

આઘાતને કારણે માથામાં વસા, કફ, ક્ષીણ થવાથી ક્ષયજ શિરોરોગ થાય છે એમાં અતિશય તીવ્ર વેદના થાય છે. એમાં સ્વેદન, વમન, ધૂમ્રપાન, નસ્ય, શિરાવ્યધથી પીડા વધી જાય છે આખુ શરીર ફરતુ લાગે છે. તોદ થાય છે આંખો ચકળવિકળ ફરે છે. બેહોશી થાય છે અગ શૈથિલ્ય થાય છે **ચિકિત્સા :** રક્તાદિ ધાતુક્ષયનો નિર્ણય કરી બૃંહણ ચિકિત્સા કરવી વાતલ તથા કાકોલ્યાદિ મધુર દ્રવ્યોથી સિદ્ધ ઘૃતપાન ઉત્તમ છે

### ૭ कृमिजन्य शिरोरोग :-

જે રોગીના માથામા અતિશય તીવ્ર પીડા થાય, શિરામાં ખવાતું હોય તેમ કે સ્ફુરણ થતુ હોય તેમ લાગે અને નાકમાથી કિંચિત્ રકતમિશ્રિત જલ વહે તે શિરોરોગ કૃમિજન્ય છે ચરકે એનું વિશેષ વર્ણન કરતા તલ, દૂધ, ગોળ, જૂના મલિન અન્નનું ભોજનાદિ કારણો આપ્યા છે તેની પીડા તીવ્ર હોય છે. સોજો, ખૂજલી, દુર્ગંધ

અને અત્યંત દુઃખ તેમાં દર્શાવ્યાં છે. **ચિકિત્સા :** રક્તનો નસ્ય આપવો એથી કૃમિ મદયુક્ત થઈ જાય છે. અને લોહીની ગંધથી મદયુક્ત થતાં અહીં તહીંથી નાક વાટે બહાર નીકળે છે. ટીકાકારે કહ્યું છે, લોહીને દેખીને કે તેની ગધથી કેટલાક પુરુષોને મૂર્ચ્છા આવી જાય છે, તેમ કૃમિ પણ મૂર્ચ્છા પામી જાય છે, એવો અર્થ અભિપ્રેત છે. તત્પશ્ચાત્ સિરોવિરેચન દ્વારા કૃમિઓને બહાર કાઢવા જોઈએ તે માટે વાવડિંગ, મરી, અપામાર્ગ જેવાં દ્રવ્યોને મૂત્રમા પીસી અવપીડન નસ્ય આપવો સડેલી માછલી ( નિમકમા સૂકવેલી ) અને કૃમિઘ્ન વસ્તુનો ધૂમ આપવો. કૃમિ પ્રતિષેધમાં દર્શાવેલ ધાન્યામ્લાદિ કૃમિઘ્ન વિવિધ પ્રકારના ભોજન અને પાન આપવાં સૂંઠ, મરી, પીપર, કરજ તથા શિગ્રુબીજને બકરીના મૂત્રમાં પીસી નસ્ય આપવો. આ પરમ કૃમિનાશક છે.

### ૮ સૂર્યાવર્ત :–

સૂર્યોદયની સાથે ધીમે ધીમે આખ અને ભ્રમરમાંથી મંદ વેદનાનો આરંભ થઈ સૂર્ય ઊંચે ચઢતો જાય તેમ તેમ વેદના તીવ્ર થતી જાય છે. સૂર્યના ઊતરવા સાથે તે શાત થતી જાય છે એમાં રોગીને ક્યારેક શીત અને ક્યારેક ઉષ્ણ ઉપચારોથી શાંતિ મળે છે. આને સૂર્યાવર્ત કહે છે. એ સન્નિપાતજન્ય અને અતિ કષ્ટ-ાયક છે. એક અન્યરોગ સૂર્યાવર્ત વિપર્યય છે ઉષ્ણોપચારથી એમા શાતિ મળે છે. રાત્રે કફ બનીને જામે છે રાત્રિનો સ્વભાવ શીતળ, તમસ છે તેથી કફથી અવરુદ્ધ વાયુનો પ્રકોપ પ્રભાતે થાય છે અને જેમ જેમ સૂર્યોદય થતો જાય તેમ તેમ કફ વખત જતાં મધ્યાહ્ન થતા ઓગળવા માંડે અને પીડા ઘટે છે માટે એમાં રાત્રે પીડા થતી નથી. **ચિકિત્સા** · નસ્યાદિ કર્મો કરવા ( સુશ્રુત ) ભોજનમાં મુખ્યત્વે જાંગલ માસ, દૂધથી બનેલા પદાર્થો, ઘૃત આપવાં. ગુડ મિશ્રિત ઘૃત આપવું. અપૂપ ( માલપૂડો ) આપવા, ઘૃત મિશ્રિત દૂધનો નસ્ય આપવો જીવનીય ગણના ઔષધો દ્વારા સ્વેદ આપવો

બકરીનુ દૂધ અને ભાંગરાનો રસ બન્નેને મેળવીને ધૂપમાં ગરમ કરીને નસ્ય આપવો. આ પ્રયોગ સૂર્યાવર્ત માટે શ્રેષ્ઠ છે.

**૯ अनंतवात .–**

વાતાદિ ત્રણ દોષો કુપિત થઇને મન્યાને પીડન કરતાં ગળાના પાછલા ભાગમાં તીવ્ર વેદના ઉત્પન્ન કરે છે. વિશેષતઃ આ દોષો આખ, ભ્રમર અને શંખ પ્રદેશમાં રહે છે અને તેથી કંઠના પાર્શ્વ પ્રદેશમાં કંપન થાય છે તેથી હનુગ્રહ અને આંખના રોગો થાય છે આ રોગને અનંતવાત કહે છે. આ રોગ ત્રિદોષજ છે. **ચિકિત્સા :** સૂર્યાવર્ત નાશક ચિકિત્સા કરવી. શિરાવેધ વિધિ કરવી. વાતપિત્તઘ્ન આહાર આપવા. પૂરણપોળી, માલપૂડા, લાપસી, ઘેબર જેવા પદાર્થો આપવાં. હરડે, બહેડાં, આમળા, હળદર, ગળો, કરિયાતુ અને લીમડાની છાલ એ ઔષધોના કવાથમા ગોળ મેળવીને આપવાથી અર્ધાવભેદક અનંતવાત, સૂર્યાવર્ત આદિ શિરઃશળ મટી જાય છે. આનું નામ **પથ્યાદિ કવાથ** છે. શિરોરોગમાં પ્રશસ્ત છે.

**१० अर्धावभेदक :**

જે રોગીના અડધા માથામા અત્યંત ભેદ (ફાટતું હોય તેવી પીડા), તોદ અને ભ્રમ થાય છે, શળ થાય છે અને વગર કારણે દશ પંદર દિવસ આ રોગનું આક્રમણ રહે છે, તેને અર્ધાવભેદક કહે છે. આ ત્રિદોષજ છે. રૂક્ષ ભોજન, અધ્યશન, પૂર્વીય હવાનું સેવન, ભેજનું સેવન, મૈથુનાતિયોગ, વેગધારણ, પુષ્કળ ચાલવું અને બોજો ઉપાડવો, એને લીધે આ રોગ થાય છે. આમા શરૂઆત કેવળ પ્રકુપિત વાતથી કે કફયુકત વાતથી થાય છે આ રોગ ખૂબ વધે ત્યારે નેત્ર અને કાનને નષ્ટ કરે છે. સર્વપ્રથમ સ્નેહન, સ્વેદન, વિરેચન અને અન્ય પ્રકારે અનુવાસન, આસ્થાપન ઇત્યાદિ દ્વારા સર્વ શરીરની શુદ્ધિ કરી ધૂમ, સ્નિગ્ધ તથા ઉષ્ણ ભોજન આપવું. વાવડિંગ અને કાળા તલ બન્નેને સમાન ભાગે લઈ પીસી પ્રલેપ કરવાથી અથવા નિચોવીને

નસ્ય આપવાથી અર્ધાવભેદક થાય છે નાસિકા દ્વારા, શર્કરા મિશ્રિત દૂધ પીવાથી, નાળિયેરનું પાણી પીવાથી, શીતલ જલ પીવાથી કે ઘૃતપાન કરવાથી આ રોગ નષ્ટ થાય છે સરસડાનાં મૂળ અને ફલના અવપીડન નસ્ય આપવાં. જેઠીમધના ક્વાથમાં મધ મેળવીને અવપીડન નસ્ય આપવો. કાકોલ્યાદિ ગણના રસ (યા ક્વાથ) થી સિદ્ધ ઘૃતનું નસ્ય આપવો. સારિવા કમળ, કુષ્ઠ, જેઠીમધ એને કાંજીમાં પીસી લેપ કરવો.

**૧૧ शंखक .–**

શંખ પ્રદેશમાં કુપિત થયેલ વૃદ્ધ પિત્ત રક્ત અને વાયુ તીવ્ર પીડા દાહ અને લાલિમા યુક્ત શોથ ઉત્પન્ન કરે છે આ રોગ વિષવેગની માફક ત્રણ દિવસમા પોતાના વેગથી શિર અને કંઠને અવરૂદ્ધ કરી ત્રણ દિવસમાં રુગ્ણને મારી નાખે છે. આમાં રુગ્ણનુ આયુષ્ય દિન ત્રણનુ હોવાથી એ કહીને ચિકિત્સા કરવી સુશ્રુત આમાં કફને પણ વધુમા માને છે એટલે પિત્ત, વાત, રક્ત અને કફ એમ ચાર એમાં કારણભૂત ગણવા. **ચિકિત્સા :** નસ્ય અને પાનમા દૂધથી કાઢેલ ઘૃતની ગણના કરવી સ્નિગ્ધ જાગલ માંસરસ આપવા શતાવરી, કાળા તલ, જેઠીમધ કમળ, દુર્વા પુનર્નવા એ બધાને દૂધમાં પીસી લેપ કરવો રાસ્ના અને નસોતર મેળવીને કાંજીમા પીસીને લેપ કરવો શીતલ પરિષેક અને શીતલ પ્રદેહ ચિકિત્સામા લેવાય. સૂર્યાવર્ત નાશક અવપીડન નસ્ય આપવો. દારુહળદર, હળદર, મજિષ્ઠા, લીમડાની છાલ, ખસ અને અને પદ્મકાષ્ટ નામનાં ઔષધો પીસીને પ્રલેપ કરવો

**शिरोरोगमां उपयुक्त प्रयोगो :–**

( ૧ ) અણુતેલના નસ્યથી શિરોરોગમાં સારો લાભ થાય છે. ( ૨ ) મહાપડ્બિંદુતેલ શિરોરોગમાં નસ્યને માટે બહુ જ પ્રચલિત છે અને લાભકર્તા છે. ( ૩ ) રસ પ્રયોગમાં સમીરપન્નગરસ રતી ૨, સાબરશૃંગ રતી ૪ મેળવી તેના પડીકા કરવા સવાર–સાંજ એકકેક આપવુ. વાત તથા કફને જીતવા માટે શ્રેષ્ઠ છે ( ૪ ) દશાંગલેપનો પ્રયોગ વાટીને

લેપ માટે શ્રેષ્ઠ છે. ઉત્તમ પિત્ત વાત પીડાશામક છે. ( ૫ ) તમામ શિરઃશૂલમાં શિરશૂલારિવજ્ર ઉત્તમ કોટિનો ઉપાય છે. આ ઔષધનો ઉપયોગ ધીરજ રાખી સેવન કરાવવાથી અવશ્ય લાભપ્રદ બને છે. (૬) શિરઃશૂલારિવજ્ર સાથે ગોદંતી હરતાલભસ્મ ૪–૪ રતી મેળવીને આપવો. ગોદંતીભસ્મ ૪–૪ રતી સવાર સાંજ ઘી સાકર સાથે પણ આપી શકાય છે. (૭) શિર શૂલના રુગ્ણમાં વિબંધને હંમેશા દૂર કરવા આમ દોષોને જીતવા.

**પથ્ય :**

સ્વેદન, નસ્ય, ધૂમ્રપાન વિરેચન, લેપ, ઉપવાસ, શિરોબસ્તિ, રક્તમોક્ષણ, અગ્નિથી બાળવુ, ઉપનાહ, પુરાણઘૃત, શાલિ ચોખા, સાઠી ચોખા, યુષ, દૂધ, જાંગલ પ્રાણીનું માંસ, પરવળ, સરગવો, કાળી દ્રાક્ષ, કારેલા, કેરી, આંબળાં, દાડમ, બિજોરુ, તેલ, છાશ, કાંજી, નાળિયેર, હરડે, ઉપલેટ, ભાંગરો, કુવાર, મોથ, વાળો, ચાંદની, સુખડ અને કપૂર.

**અપથ્યો –**

છીંક, બગાસા, આસુ, નિદ્રા અને ઝાડાના વેગને રોકવા, ખરાબ પાણી, વિરુદ્ધ ભોજન, દાતણ, દિવાસ્વપ્ન વગેરે નિષિદ્ધ છે.

*

# અધ્યાય : ૫૩

# નાસારોગ

## नासारोग

**रोगसंख्या :–**

નાસારોગોના સખ્યા ૩૪ છે ૧ પીનસ ૨ પૂતિનાસા ૩ નાસાપાક ૪ પૂયશોણિત ૫ ક્ષવથુ ૬ ભ્રશથુ ૭ દીપ્તિ ૮ પ્રતિનાહ ૯ પ્રતિસ્ત્રવ ૧૦ નાસાશોપ ૧૧ થી ૧૫ પ્રતિશ્યાય ૧૬ થી ૨૨ અર્બુદ ૨૩ થી ૨૬ નાસાર્શ ૨૭ થી ૩૦ નાસાશોથ ૩૧ થી ૩૪ રકતપિત્ત.

**( १ ) अपीनस :–**

**નિદાન** : શ્વાસમાર્ગમા સુકાઈ ગયેલ કફને લીધે નાકમાં અવરોધ થાય, આર્દ્રતા થાય, ઉષ્ણતા થાય, દુર્ગંધની કે સુગંધની ખબર ન પડે અને નાસાદોષને લીધે જીભ સ્વાદમાં મધુરાદિ ષડ્રસોને જાણી ન શકે તેને અપીનસ કહે છે. પીનસ અને અપીનસ બને એક જ છે

**અપકવ પીનસ :** માથામાં ભારેપણું, અરુચિ, નાકમાથી પાતળો સ્રાવ, સ્વરમાં વિવર્ણતા, વારવાર થૂકવું પડે તો જાણવુ કે પીનસ કાચો છે. આમ લિંગાન્વિત શ્લેષ્મા ઘન થઈ જાય અને નાસાચ્છિદ્રોમા ચોંટી રહે અને અવાજ પ્રાકૃત થઈ જાય, કફનો વર્ણ સ્વાભાવિક થઈ જાય, તો જાણવું કે પીનસ પરિપકવ છે.

**( २ ) पूतिनासा :**

**નિદાન :** જે પુરુષનાં ગળા અને તાલુના મૂળમાં વાયુ વિદગ્ધ દોષો ( પિત્ત, કફ અને રકત )ને મળી તેની વિકૃત ગંધથી યુકત થઈ દુર્ગંધિત થઈ મોં અને નાક વાટે બહાર નીકળે છે તેને પૂતિનાસા કહે છે.

**ચિકિત્સા :** અપીનસ અને પૂતિનાસામાં રોગીને સ્નેહન, સ્વેદન, વમન અને વિરેચન આપવાં તીક્ષ્ણ અલ્પ અને લઘુ ભોજન આપવું પીવા માટે ગરમ પાણી આપવુ. હિંગ, ત્રિકટુ, ઇન્દ્રજવ, સાટોડી, લાખ, તુલસીના બીજ, કાયફળ, વજ, કુષ્ઠ, વાવડિંગ, કરંજ એનુ નિત્ય પ્રતિ અવપીડન નસ્ય આપવો આ દ્રવ્યો સાથે ગોમૂત્ર મેળવી સરસવનું તેલ નસ્ય માટે પ્રયુકત કરવું.

**( ૩ ) નાસાપાક :-**

નાસિકા સ્થિત પિત્ત, જે રોગમાં નાની નાની ફોડકીઓ ઉત્પન્ન કરી દે અને બહુ પાક થાય એને નાસાપાક કહે છે. તેમાં કલેદ (આર્દ્રતા) અને કોથ ઉત્પન્ન થાય છે **ચિકિત્સા :** બાહ્ય એવ આભ્યંતર પિત્તનાશક ચિકિત્સા કરવી જોઈએ. લોહી કાઢી વડ વગેરે ક્ષીરીવૃક્ષોની છાલ ઘી સાથે મેળવી લેપમાં અને પરિષેકમાં વાપરવી જોઈએ. બાહ્યોપચારમા લેપ, અભ્યંગ, પરિષેક અને અતઃ ઉપચારમા આહાર, સ્નેહપાન વિરેચનાદિ ગ્રાહ્ય છે.

**( ૪ ) પૂયશોણિત :-**

પિત્ત અને રકતની અધિકતાથી વિદગ્ધ થયેલા દોષોને કારણે કે અભિઘાતથી રોગીના નાકમાંથી રકતથી મિશ્રિત પૂય નીકળે છે આ રોગને પૂયરકત કહે છે **ચિકિત્સા :** વિસર્પ, નાડી અથવા નાડીવ્રણની ચિકિત્સા કરવી પૂયરકતમા વમન થવા ઉપર અવપીડન નસ્ય આપવો, તીક્ષ્ણ ધૂમ અને શોધન નસ્ય આપવો

**( ૫ ) ક્ષવથુ .-**

વાયુ, નાસિકાસ્થિત શૃંગાટક મર્મને દૂષિત કરી કફ સાથે મળી શબ્દ કરી નાસિકામાથી નીકળે છે એને ક્ષવથુ (છીક) કહે છે તે તીક્ષ્ણ વસ્તુ ( મરચા, મરી વગેરે ) ખાવાથી, સૂંઘવાથી, કટુ વસ્તુ સૂંઘવાથી, સૂર્યને જોવાથી, નાકમાં દોરા જેવી વસ્તુ નાખવાથી, તરુણાસ્થિ અથવા મર્મના વિક્ષોભથી છીક આવે છે.

**( ૬ ) भ्रंशथु :-**

માથામાં પહેલા સંચિત ઘટ્ટ વિદગ્ધ લવણ કફ, પિત્તની ગરમીથી નાકમાથી નીચે વહે છે એ રોગને ભ્રંશથુ કહે છે.

**ચિકિત્સા :** ક્ષવથુ અને ભ્રશથુમાં પ્રધમન નસ્ય નાડીથી આપવો. સિરોવિરેચન દ્રવ્ય નાડીથી આપવું. પ્રધમન નસ્ય તથા ચૂર્ણોથી કફ અલ્પ થયે વાતરોગ નાશક સ્વેદ માથા પર કરવો. સ્નિગ્ધ ધૂમ તથા. અન્ય જે હિતકારક ( શિરોબસ્તિ આદિ ) ક્રમ હોય તે કરવો.

**( ૭ ) दीप्ति :-**

અતિ જલન સહિત નાકમાથી ધૂમ સમાન વાયુ બહાર આવે અને નાક બળ્યા કરે એને દીપ્ત કહે છે **ચિકિત્સા :** પિત્તશામક મધુર અને શીતલ ચિકિત્સા પૂર્ણ રૂપમાં કરવી

**( ૮ ) प्रतिनाह :-**

ઉદાનવાયુ કફથી મળી પોતાના માર્ગમાં વિકૃત થઈ સ્થિત થઈ નાક બંધ કરી દે ત્યારે તેને પ્રતિનાહ કહે છે. **ચિકિત્સા :** સ્નેહપાન, ભોજન બાદ આપવું સ્નેહ ધૂમ, શિરોબસ્તિ (સાલ્વણ ઉપનાહ) પ્રશસ્ત છે બલા તેલ, પાન, અભ્યંગ, સિરોવિરેચન આ કામોમાં વાપરવું. અણુતેલ શ્રેષ્ઠ છે.

**( ૯ ) प्रतिस्राव :-**

જે રોગીના નાકમાથી નિરંતર સ્વચ્છ, પાણી જેવો, કોઈ રંગ વગરનો, સ્રાવ રાત્રિ સમયે-વિશેષતઃ શીત સમયમાં-વહે છે એને પરિસ્રવ કહે છે. **ચિકિત્સા :** સિરોવિરેચન દ્રવ્યોનું ચૂર્ણ નાકથી આપવું. તીક્ષ્ણ અવપીડન નાડી દ્વારા નાકમાંથી આપવું. દેવદાર, ચિત્રકથી તીક્ષ્ણ ધૂમ. આપવો ભોજનમાં બકરીનું માંસ યુક્તિપૂર્વક આપવું

**( ૧૦ ) नासाशोष :-**

નાસિકામા સ્થિત કફ વડે વાયુ અને પિત્ત વડે અતિશય રૂપથી

સુકાઈ જાય ત્યારે રોગી કઠિનતાપૂર્વક ઉપર નીચે શ્વાસ લે છે ત્યારે તેને નાસાપરિશોષ કહે છે. **ચિકિત્સા :** દૂધમાંથી કાઢેલ ઘૃતપ્રયોગ સર્વશ્રેષ્ઠ છે. અણુતૈલ લાભકર છે. નસ્ય આપવો ભોજન સાથે ઘૃતપાન, જાગલ માંસ સ્નેહન કરવા, સ્વેદ આપવો, સ્નેહિત ધૂમ આપવો

## પ્રતિશ્યાય

वातं प्रति ( अभिमुखो ) श्यायो ( गमनं ) कफादिनां यत्र स प्रतिश्याय: ।

**કારણ :** અતિશય સ્ત્રીસગથી, શિરોભિતાપ, (ધૂપ-તડકો ઇત્યાદિ), શીતલ વસ્તુના અતિ સેવનથી, માથાને ઠંડી લાગવાથી, મળમૂત્રના વેગો રોકવાથી, અજીર્ણ, ધૂળનુ નાકમાં જવું, અત્યત બોલવુ, ક્રોધ કરવો, ઋતુચર્યાના નિયમોનું ઉલ્લંઘન કરવાથી તરત જ પ્રતિશ્યાય થાય છે.

**પ્રકાર :** વાતાદિ ત્રણેય દોષ વડે, રક્ત વડે, ત્રણેય દોષ વડે પોતપોતાના સ્થાને એકત્રિત થઈ પ્રતિશ્યાય ઉત્પન્ન કરે છે.

### प्रतिश्ययानुं पूर्वरूप :-

વારવાર છીંકો આવવી, માથામાં ભારેપણુ, જકડાહટ, શરીરમાં તોડ, રોમહર્ષતા, નાકમાંથી ધુમાડો નીકળતો હોય, તાળવામાં બળતરા અને મોંમાંથી પાણી આવે. આ પૂર્વરૂપો પ્રતિશ્યાયના કહ્યાં છે

### वातज प्रतिश्याय :-

નાક વારંવાર બંધ થઈ જાય અને ખૂલે, પાતળો પાણી જેવો સ્રાવ થાય, ગળુ, તાળવું, ઓષ્ટમાં, શુષ્કતા, કાનની પટ્ટીમાં સોય ભોંકાવા જેવી પીડા, છીંકો બહુ આવવી, મુખના સ્વાદમા ફીકાપણું, સ્વરભેદ આ બધાં વાતજ પ્રતિષ્યાયનાં લક્ષણો છે.

### पित्तज प्रतिश्याय :-

નાકમાંથી ગરમ અને પીળો સ્રાવ, રોગી દુર્બળ અને અત્યંત

પાંડુવર્ણો, સંતપ્ત, ગરમીથી બેચેન, નાકમાંથી ધૂમ પ્રતીતિ અને એને ઊલટી અત્યધિક થાય છે.

**कफज प्रतिश्याय :-**

નાકમાંથી સફેદ, શીતળ અને અધિક માત્રામાં કફનો સ્રાવ થવો, રોગીનો વર્ણ શ્વેત થવો, આંખ ફૂલેલી રહેવી, માથામાં ભારેપણુ, ગળું, તાળવું અને ઓઠમાં ભારેપણું થાય છે.

**त्रिदोषज प्रतिश्याय :-**

વારંવાર અકસ્માત ઉત્પન્ન થઈ વારંવાર વગર પાક્યો યા પાકીને ઠીક થઈ જાય છે.

**दुष्ट प्रतिश्याय :-**

એમાં નાક ક્યારેક આર્દ્ર, તો ક્યારેક સુકાઈ જાય છે અને ક્યારેક બંધ તથા ક્યારેક ખૂલી જાય છે. આ બધા પરસ્પર વિરોધી લક્ષણ એકી સાથે નથી થતા પણ પૃથક્ પૃથક્ થાય છે અને જે દોષની અધિકતા હોય તદનુસાર લક્ષણો હોય છે. નિઃશ્વાસમાં દુર્ગંધ આવે છે અને રોગીને સુગંધ તથા દુર્ગંધની જાણ થતી નથી. આ ક્યારેક કષ્ટસાધ્ય અને ક્યારેક અસાધ્ય હોય છે.

**रक्तज प्रतिश्याय :-**

આમા નાકમાથી રક્તસ્રાવ થાય છે એનાં અન્ય લક્ષણ પિત્તજ પ્રતિશ્યાય સદૃશ થાય છે. આંખો લાલ થાય છે અને છાતીમાં ઘાત લાગ્યા જેવું લાગે છે. નિઃશ્વાસ તથા મુખમાં દુર્ગંધ હોય છે. ગંધજ્ઞાનની શક્તિ નષ્ટ થાય છે.

ચિકિત્સા ન કરવામાં આવે તો તમામ પ્રકારના પ્રતિશ્યાય, કાળાંતરે દુષ્ટ પ્રતિશ્યાયનુ સ્વરૂપ ધારણ કરે છે અને અસાધ્ય બને છે.

પ્રતિશ્યાયના દૂષિત થવા પર સફેદ અને ચીકણા અત્યત સૂક્ષ્મ કૃમિઓ પડે છે અને કૃમિજ શિરોરોગ જેવું થાય છે અને વૃદ્ધ પ્રતિશ્યાયથી બહેરાપણું, અધાપો, ગધજ્ઞાનની શક્તિનો નાશ, ભીષણ નેત્ર રોગ, શોપ, અગ્નિમાંદ્ય અને ખાંસી થાય છે.

## ચિકિત્સા

તમામ પ્રતિશ્યાયોમાં વાતવિહીન ઘરમાં રહેવું અને જાડુ કપડુ માથે બાંધી દેવું વાવડિંગ, સિંધાલૂણ, હિંગ, ગૂગળ, મનશિલ, વજનુ ચૂર્ણ નસ્યરૂપે લેવુ ઘી, તેલ અને સત્તુ મેળવી ધૂમ્રપાન કરવુ. ચાતુર્જાતનુ ચૂર્ણ સૂઘવુ ભાંગને પુટપાક દ્વારા પકાવી તેલ અને સિંધવ સાથે સેવવાથી તમામ પ્રતિશ્યાયો મટે છે

માથામાં માલિશ, સ્વેદન, નસ્ય, ઉષ્ણ ભોજન, વમન અને ઘૃતપાન દ્વારા દોષાનુકૂળ ચિકિત્સા કરવી તથા કૃમિયુક્ત દુષ્ટ પ્રતિશ્યાયમાં કૃમિનાશક ચિકિત્સાક્રમ, કૃમિઘ્ન નસ્ય અને કૃમિઘ્ન ઔષધો બુદ્ધિમાન વૈદ્યે પ્રયુક્ત કરવા.

નાકના **અર્બુદ** સાત હોય છે. વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ, રક્તજ, માસજ અને મેદજ **શોથ** ચાર હોય છે વાતજ, પિત્તજ, કફજ અને સન્નિપાતજ **રક્તપિત્ત** પણ ચાર પ્રકારનો હોય છે. વાતજ, પિત્તજ, કફજ અને સન્નિપાતજ, અને એ રીતે અર્શ પણ ચાર પ્રકારના હોય છે એ બધાની ચિકિત્સા અર્બુદ, શોથ, રક્તપિત્ત અને અર્શ જુદા જુદાં પ્રકરણોમાં દર્શાવેલ ક્રમ કરવો.

**પથ્ય :–**

પવન વગરના મકાનમાં વાસ, પાઘડી, ગંડૂષ, ઉપવાસ, નસ્ય, ધૂમ્રપાન, વમન, શિરા દ્વારા રક્તમોક્ષણ, તીક્ષ્ણ દ્રવ્યોથી નસકોરીમાં ઊંચે ચઢાવવું, સ્વેદન, સ્નેહન, માથે તેલ ચોળવુ, જૂના જવ, જૂના ચોખા, કળથીનો યુષ, મગનો યુષ, ગ્રામવાસી પ્રાણીનો માંસરસ,

જાંગલપ્રાણીનો માંસરસ, વતાક, પરવળ, સરગવો, કાંટોલા, કૂમળા મૂળા, લસણ, દહી, ગરમ પાણી, વારુણી, ત્રિકટુ, તીખું-ખાટું-ખારું સ્નિગ્ધ ભોજન, નાસારોગમાં પ્રયુક્ત છે.

**अपथ्य :-**

વિરુદ્ધાન્નપાન, દિવાસ્વપ્ન, અભિષ્યન્દિ અને ભારે દ્રવ્ય, સ્નાન, ક્રોધ, વેગાવરોધ, શોક, દ્રવ, દ્રવ્ય, ભોંય પર નિદ્રા એ ત્યાજ્ય છે.

*

# અધ્યાય : ૫૪

# મુખરોગ

## मुखरोग

ओष्ठौ च दतमूलानि दन्ता जिव्हा च तालु च ।
गलो मुखादि सकल सप्ताग मुखमुच्यते ॥

**प्रशवेक :-**

ઉર્ધ્વજત્રુગત વ્યાધિઓમાં મુખરોગ, નાસારોગ, કર્ણરોગ, નેત્રરોગ, શિરોરોગ આદિનો સમાવેશ થાય છે. અને એ વિષય 'શલ્ય–શાલાક્ય'માં શાલાક્ય તંત્રનો છે વસ્તુતઃ એનો સબંધ વિશેષ કરીને શાલાક્ય સાથે છે પણ નિત્યપ્રતિ ચિકિત્સામાં મુખપાક આદિ રોગો–સામાન્યતઃ જોવામાં આવે છે તેનો સમાવેશ 'નિદાન ચિકિત્સા'ના વિષયમાં કર્યો હોઈ એ બધા રોગોનુ અહી પરિચયાત્મક અવલોકન કર્યું છે. બન્ને ઓષ્ઠ, પેઢાં (દંતમૂળ), દાંત, જીભ, તાળવુ (તાલુ), ગળું અને મુખ એ સાત અંગોને મુખ કહે છે

**संख्या :-**

૬૫ પ્રકારના મુખરોગો થાય છે. ઓષ્ઠના ૮, દંતમૂળના ૧૬, દાતના ૮, જીભના ૫, તાલુના ૯, ગળાના ૧૮ તથા સમસ્ત મુખના ૩ મળી ૬૭ ભાવમિશ્રે ગણાવ્યા છે

**सामान्य निदान -**

જલચારી પ્રાણી (આનુપ)નું માંસ, દૂધ, દહી, માછલાં ઇત્યાદિના સેવનથી કુપિત થયેલા **કફ પ્રધાન** દોષો આ રોગની સભાવના કરે છે.

**ओष्ठ रोगो :-**

વાયુથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી, રક્તથી, માંસદુષ્ટિથી અને

અભિઘાતથી ઓષ્ઠરોગો થાય છે. કુલ્લે આઠ પ્રકાર છે.

**वातज ओष्ठरोग :-**

કર્કશ, રૂક્ષ, સ્તબ્ધ, કઠણ, વાતજ, પીડાયુકત, ફાટતા હોય તેવી પીડાથી યુક્ત અને કિંચિત્ વિદીર્ણ ત્વચાવાળા હોય છે. **ચિકિત્સા :** તલનુ તેલ, ગાયનું ઘી, ચરબી, મજ્જા તથા મીણ મેળવી માલિશ કરી નાડી સ્વેદ કરવો.

**पित्तज ओष्ठ रोग :-**

પૈત્તિક પીડાવાળી ફોડકીથી ઘેરાયેલ, દાહ પાક તથા પીળાશ પડતા ઓષ્ઠ હોય છે. **ચિકિત્સા :** શિરોવેધ, વમન, વિરેચન, તિક્તરસોનુ પાન, માસરસ ભોજન, શીતવીર્ય લેપ તથા પરિસેચન કરવુ.

**कफज ओष्ठ रोग :-**

પીડા વગરની, કંડુયુકત, આજુબાજુના પ્રદેશના વર્ણવાળી, સફેદ, સ્નિગ્ધ, શીતળ અને ભારે હોય છે. **ચિકિત્સા :** રકતમોક્ષણ કરાવી સ્વેદન, તત્પશ્ચાત્ કવલ ધારણ અને અતમાં પ્રિયંગુ, હરડે, બહેડાં અને આમળા, લોધર અને મધથી પ્રતિસારણ કરવુ. દાંત જીભ, મોંમાં આંગળી વડે ચૂર્ણ કે અવલેહન ધીરે ધીરે ઘસવું, એને **પ્રતિસારણ** કહે છે.

**ત્રિદોષજ** ઓષ્ઠ રોગમા ક્યારેક કાળુ, ક્યારેક પીળુ, ક્યારેક શ્વેત અને અનેક વર્ણયુકત બહુ ફોલ્લી થાય છે. **રક્તજ** ઓષ્ઠ રોગોમા ખજૂરના રંગવાળી ફોડકીથી યુકત લોહી જેવા રંગનાં ઓષ્ઠવાળો હોય છે. તેમાં રકત પણ સ્રવે છે **માંસજ** ઓષ્ઠ રોગમા ઓષ્ઠ ભારે, મોહા અને માંસના લોથડાની માફક લટકતા હોય છે અને બન્ને છેડામાં કીડા પડે છે તેમાં સ્ફટિક જેવો સ્વચ્છ સ્રાવ નીકળે છે. તેના પર થયેલ વ્રણ ભરાય પણ નહી તેમ નસ્ય પણ ન પડે

**अभिघातज ओष्ठ रोग :-**

અભિઘાતજમા તે રકતકર્ણના ફાટતા હોય તેવી પીડાવાળા,

કફયુક્ત અને ભીનાશવાળા હોય છે. **ચિકિત્સા:** ઉપર કહેલ વાત, પિત્ત, કફાદિ દોષો વડે થતા ઓષ્ઠ રોગોમાં બતાવેલ ચિકિત્સા અન્ય ઓષ્ઠ રોગોમાં પણ દોષ જોઇને કરવી. અને જો તેમાં **વ્રણ** થાય તો **વ્રણ**ની ચિકિત્સા કરવી

## दंतवेष्टजरोगो

૧ શીતાદ, ૨ દંતપુપ્પુટક, ૩ દંતવેષ્ટ, ૪ શૌષિર, ૫ મહા શૌષિર, ૬ પરિદર, ૭ ઉપકુશ, ૮ વૈદર્ભ, ૯ ખલ્લીવર્ધન, ૧૦ આધમાસ, ૧૧ થી ૧૫ પાંચ પ્રકારનાં દંતનાડી, ૧૬ દતવિદ્રધિ એ સોળ પ્રકારે દંતરોગો થાય છે.

### १ शीताद :–

જો પેઢામાંથી કોઈ પણ અભિઘાતથી વગર કારણે લોહી નીકળે, દત દુર્ગંધયુકત કાળા, અને નરમ કલેદવાળાં થઈ જાય અને રકતસહિત પાકીને પડવા માંડે તો તેને શીતાદ કહેવામાં આવે છે. આ રોગ કફ અને રકતની પ્રધાનતાથી થાય છે. **ચિકિત્સા :** પેઢામાંથી લોહી કઢાવી સૂઠ, સરસવ, હરડે, બહેડાં, આમળાંના કવાથથી કોગળા કરવા કાસીસ, લોધર, પીપર, મનશિલ, પ્રિયંગુ અને તેજબલના ચૂર્ણથી શીતાદની દુર્ગંધ દૂર થાય છે. શીતાદમા વાતનાશક તેલ અને ઘી ઉપયોગી છે.

### २ दंतपुप्पुटक :–

જે મનુષ્યના બે કે ત્રણ દાતોના મૂળોમાં ભારી સોજા આવી જાય છે તે દંતપુપ્પુટક કહેવાય છે. આ કફ અને રક્તજન્ય છે **ચિકિત્સા:** નવા દંતપુપ્પુટકમાં રક્તમોક્ષણ કરાવ્યા બાદ પાંચેય લવણ, યવક્ષાર અને મધ મેળવી ધીરે ધીરે પ્રયોગ કરવો ઘટે આ રોગમા સિરોવિરેચન, નસ્ય અને સ્નિગ્ધ ભોજન હિતકારી છે

### ३ दंतवेष्ट :–

જો દાંતના પેઢામાં પૂય અને રક્ત નીકળે તથા દાત હાલે તો

એને દૂષિત રક્તજન્ય દંતવેષ્ટ ગણવો. **ચિકિત્સા :** રક્તમોક્ષણ કરાવી લોધર, પતંગ, જેઠીમધ અને લાક્ષા ચૂર્ણને મધ સાથે મેળવી ચીરાઓ ઉપર ધીરેથી મસળવું અને ક્ષીરીવૃક્ષોના વલ્કલના કવાથથી મધ, ઘી, સાકર મેળવી કોગળા કરાવવા અને હાલતા દાંતોને સ્થિર કરવા બકુલ (બોરસળી)ની છાલને મોઢામાં રાખી ચાવવી. નાગરમોથ, હરડે, સૂંઠ, મરી, પીપર, વાવાડગ, અને લીમડાનાં પાનને ગોમૂત્રમાં પીસી છાંયડે સૂકવી, રાતે સૂતી વખતે મોઢામાં રાખી મૂકવી. હાલતા દાંતો માટે આથી વધુ સારી કોઈ વસ્તુ નથી. આને **મુસ્તાદિવટી** કહેવામાં આવે છે. તદુપરાંત ભાવમિશ્રનું કહેલ **સહચરાદ્ય તેલ** આ રોગમાં ઉપર્યુક્ત ઔષધ છે. તે હાલતા દાંતોને સ્થિર કરે છે. તેમાં મુખ્યત્વે કાંટા અશેળિયાથી તેલ સિદ્ધ કરવાનું છે અને તેમાં ખદિર, જાંબુ, આમ્ર, જેઠીમધ અને કમળ સદશ દ્રવ્યોનો કલ્ક નાખવાનો છે. દંતરોગોમાં **ઇરિમેદાદિ તેલ** અને **ખદિરાદિવટી** પ્રશસ્ત છે.

**૪ શૌષિર :–**

જે રોગમાં દાંતોના મૂળમાં પીડાયુક્ત સોજો આવે, લાળસ્રાવ થાય તે કફ રક્તજ શૌષિર રોગ જાણવો.

**૫ મહાશૌષિર :**

જે રોગમાં દંતવેષ્ટામાંથી દાંત હાલવા લાગે છે અને તાલુ અવદીર્ણ થાય છે તે સર્વ દોષો વડે થનાર મહા શૌષિર જાણવો. આ રોગને સપ્તરાત્રિમાં મારનાર ઘાતક કહેલ છે.

**ચિકિત્સા :** રક્તમોક્ષણ કરાવી, લોધર, નાગરમોથ, રસાંજન અને મધનો પેઢા પર લેપ કરવો અને વટાદિ ક્ષીરવૃક્ષોના કવાથથી કોગળા કરાવવા.

**૬ परिदर :–**

જે રોગમાં દંતમૂળ (પેઢાં) ખરવા માંડે અને ગળામાંથી થૂક અને લોહી નીકળે તેને પરિદર કહેવામાં આવે છે. તે પિત્ત, કફ

અને રક્તથી ઉત્પન્ન થાય છે. **૭ उपकुश :** જે રોગમાં પેઢામાં દાહ અને પાક હોય, દાંત હાલવા માંડે, પેઢાને ઘસવાથી તેમાંથી લોહી નીકળે, મંદ પીડા થાય, લોહી નીકળવા માંડે અને ત્યાર બાદ ફૂલી જાય અને મોઢામાંથી દુર્ગંધ આવે તેને ઉપકુશ કહે છે. આ રોગ રક્ત અને પિત્તથી ઉત્પન્ન થાય છે.

**ચિકિત્સા :** પરિદરની શીતાદની માફક ચિકિત્સા કરવી અને ઉપકુશમાં શરીરને વમન અને વિરેચન દ્વારા શુદ્ધ કરીને ત્યાર બાદ સિરોવિરેચન આપવું અને ઉદુંબરના પાનથી પેઢામાંથી દૂષિત રકત કાઢી, ત્રિકટુ અને પાંચેય લવણને મધમાં મેળવીને પ્રતિસારણ કરવું.

**૮ वैदर्भ :-**

જે રોગમાં ઘસેલા પેઢામાં પીડા, દાહયુક્ત તથા પાકયુક્ત સોજો થાય અને દાંત હાલવા માંડે તેને વૈદર્ભ કહેવામાં આવે છે અને અભિઘાત લાગવાથી આ રોગ ઉત્પન્ન થાય છે. **ચિકિત્સા :** શસ્ત્રદ્વારા પેઢાં ચીરીને શુદ્ધ કરવાં, ત્યાર બાદ દૂધનો પ્રયોગ કરવો અને શીતોપચાર કરવા.

**૯ खल्लीवर्धन :-**

જો કોઈ દાતની ઉપર બીજો દાંત આવી જાય, તો તેને ખલ્લીવર્ધન કહે છે. એમાં દાંત આવી ગયા બાદ પીડા શાંત થઈ જાય છે. તે વાતાધિક્ય વડે થાય છે. **ચિકિત્સા :** અધિક દાંતને ઉખેડીને અગ્નિ દગ્ધ કરવું અને ત્યારબાદ કૃમિદતની માફક ચિકિત્સા કરવી.

**૧૦ अधिमांस :-**

જો નીચલા જડબાના પાછલા (અતિમ) દાંતોમાં અત્યંત પીડાયુક્ત તીવ્ર શોથ આવે અને લાળસ્રાવ થાય તેને અધિમાંસ કહે છે અને તે રોગ કફજન્ય હોય છે. **ચિકિત્સા :** અધિમાંસનું છેદન કરીને વજ,

તેજબલ, પાઠા, સાજીખાર અને યવક્ષારને મધ સાથે મેળવીને ઘસવું. પીપર અને મધનો કવલ ધારણ કરવો તથા લીમડો, હરડે, બહેડાં અને આમળાંના કવાથથી કોગળા કરાવવા.

**૧૧-૧૫ પંચવિધ નાડી :-**

વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ અને આગંતુક નાડીવ્રણોનો લક્ષણથીયુક્ત પાંચ પ્રકારના નાડીવ્રણ પેઢામાં થાય છે તેને દંત નાડી કહે છે **૧૬ दंतविद्रधि :** રકતસહિત દંતમાંસગત દોષ પ્રકુપિત થઈ પેઢાંની બહાર અને અંદર પીડા તથા જલનયુક્ત શોથ કરે છે, જે ફૂટીને પૂય તથા રક્ત વહે તેને **દંતવિદ્રધિ** કહે છે.

**ચિકિત્સા :** દંતનાડીમાં નાડીવ્રણનાશક ચિકિત્સા કરવી. જો દંતનાડી ઉપરના દાંતમાં ન હોય તો નાડીવાળા દાંતનું પેઢું ચીરી, શુદ્ધ કરી દાંત કાઢી ક્ષાર કે અગ્નિથી દહન કરવું. જો દાંત કાઢવામાં આવતો નથી અને ઉપેક્ષા કરવામાં આવે છે તો જડબાના અસ્થિમાં પણ નાસૂર થઈ જાય છે અને અસ્થિ તૂટવા માંડે છે. ઉપરના જડબાનો દાંત કઢાવવાથી અત્યધિક રકત નીકળે છે. તેથી પૂર્વોકત, તૃષ્ણા, દાહ, પાંડુ, હિક્કાદિ, રકતાતિ, પ્રવૃત્તિજન્ય ભીષણ રોગ થાય છે અને તે રોગી કાણો થઈ જાય છે અથવા તેને અર્દિત થઈ જાય છે. એટલે ઉપરના જડબાનો દાંત હાલતો હોય તો પણ તે ન કઢાવવો. ચમેલીના પાન, ધતૂરાનાં પાન, ગોખરુ અને ખદિર એના કાઢાથી દંતનાડીમાં શસ્ત્રકર્મ કરાવ્યા બાદ કવાથથી કોગળા કરાવવા. ચમેલીનાં પાન, ધતૂરાનાં પાન, બૃહત કંટકારિ, ગોખરુ, પંચાંગ, મંજિષ્ઠા, લોધર, ખદિર અને જેઠીમધના કવાથથી સિદ્ધ કરેલ જાત્યાદિતેલ દંત નાસૂરને નષ્ટ કરે છે.

**દંતવિદ્રધિ**માં વિદ્રાધ જેવી ચિકિત્સા કરવી પરંતુ દક્ષ વૈદ્યે પણ શસ્ત્રકર્મ ન કરવું.

## दंतरोगो

**संख्या :-**

૧ દાલન ૨ કૃમિદંતક ૩ ભંજનક ૪ દંતહર્ષ ૫ દંતશર્કરા, ૬ કપાલિકા ૭ શ્યાવદંતક અને ૮ કરાલ એ આઠ રોગો દાંતમાં થાય છે.

**१. दलन** : દાંતમાં ફાટી જવાથી થતી હોય તેવી પીડા થાય ત્યારે તેને દાલન કહે છે. તે વાતજ છે. **२. कृमिदंतक** : દાંતોમાં કાણું છિદ્ર કે ખાડો થાય, તે હાલે, પેઢામાં સૂજે, તેમાં સ્રાવ થાય અને વિના અભિઘાત કે બાહ્ય કારણ તેમાં પીડા થાય તેને કૃમિદંતક કહે છે. તે વાતજ છે. **ચિકિત્સા :** તે હાલતું ન હોય તો સ્વેદન કરી રક્તમોક્ષણ કરી અવપીડન નસ્ય લેવો અને વાતનાશક ગંડૂષ ધારણ કરવા. દેવદાર્વાદિગણ ઔષધોની સ્નિગ્ધ લેપ કરવો. ગરમ શેકેલી હિંગ રાખવાથી દંતકૃમિ અને પીડા નષ્ટ થાય છે. બૃહત કંટકારિ, ગોરખમૂંડી, સફેદ એરંડો અને લઘુ કંટકારિના ક્વાથથી તેલ સિદ્ધ કરી તેના કોગળા કરવાથી કૃમિદંતકની પીડા નષ્ટ થાય છે. કાકજંઘા કે કડવી તુંબડીના જડના ચૂર્ણને દાંતમાં ઘસવાથી કૃમિદંતનો નાશ થાય છે. **३. दंतहर्ष** : જેમાં ઠંડી, રૂક્ષ વગેરે વસ્તુથી, ખટાશથી, વાયુના પ્રવાતથી દાત પીડા સહન ન કરી શકે તેવા રોગને દંતહર્ષ કહે છે. તે વાતપિત્તજ છે. તેમાં સુશ્રત મતાનુસાર શીતળતા, ઉષ્ણતા કે સ્પર્શ સહન નથી થઈ શકતા અને તેને વાતજ ગણાવેલ છે. **ચિકિત્સા :** વાતનાશક દ્રવ્યોથી સિદ્ધ કવલ ધારણ કરવા, નસોતરથી પકાવેલ ઘી તથા સ્નેહયુક્ત કવલ–ગરમ ગરમ–અનુકૂળ પડે તેવા ધારણ કરવા. સ્નેહયુક્ત ધૂમ, નસ્ય, પેયા, માંસરસ, યવાગૂ, દૂધ, મલાઈ, ઘી, શિરોવિરેચન તથા વાતનાશક ચિકિત્સાક્રમ દંતહર્ષમાં હિતકર છે.

**४. भंजनक** : જેમાં મોઢું વાંકું વળી જાય, દાંત તૂટી જાય તેને ભંજનક કહે છે. આ રોગ, કફ અને વાતજન્ય છે. **५. दंतशर्करा** : મુખમાં મલિનતા અને કફ વાયુ દ્વારા દાંતો ઉપર સુકાઈ જઈ સ્પર્શ

કરતા રેતીની જેમ ખર સ્પર્શ લાગે તેને દંતશર્કરા કહે છે. **ચિકિત્સા :** પેઢાંનું રક્ષણ કરતાં દાંત પરથી શર્કરાને છોલાવી લેવી. ત્યાર બાદ લાક્ષાચૂર્ણને મધ સાથે મસવવું અને દંતહર્ષની ચિકિત્સા કરવી. ૬ **कपालिका :** જે રીતે માટીના વાસણ કપાય છે, ખરે છે, તૂટે છે તે રીતે દાંત પરની જો તેની છાલ સહિત શર્કરા છૂટે તો તેને કપાલિકા કહે છે. તે દાંતોને નષ્ટ કરે છે. **ચિકિત્સા :** દંતશર્કરાવત્ કરવી. ૭ **श्यावदंतक :** જો રક્ત સહિત પિત્ત દ્વારા કોઈ પણ દાંતનો સમસ્ત ભાગ કાળો કે નીલો થઈ જાય તો તેને શ્યાવદંતક કહે છે. ૮ **कराल :** જો દંતગત વાયુ ધીરે ધીરે દાંતને ભયાનક અને વિકટ બનાવી દે તો તેને કરાલ કહે છે. આ અસાધ્ય છે.

**अपथ्य :–**

ખાટાં ફળો, ઠંડું પાણી, રૂક્ષ અન્ન, દાતણ તથા બહુ કઠણ પદાર્થનું દાંતના રોગીઓએ સેવન ન કરવું.

## जिह्वारोगो

**संख्या :–**

૧ વાતજ ૨ પિત્તજ ૩ કફજ ૪ અલાસ અને ૫ ઉપજિહ્વિકા એ પાંચ જિહ્વારોગો છે. વાતજ, પિત્તજ અને કફજ જિહ્વારોગોને સામાન્યતઃ ક્રોનિક સુપરફિશિયલ ગ્લોસાઇટીસ કહે છે. અલાસને આધુનિકો સબલિંગ્વલ એબસેસ કહે છે અને ઉપજિહ્વાને રેન્યુલા કહે છે. વાતજ, પિત્તજ અને કફજ જિહ્વારોગો અનુક્રમે વાતકંટક પિત્તકંટક તરીકે પણ ઓળખાય છે.

**૧ वातज जिह्वारोग :** જીભ કંઈક ફાટેલી, રસનું જ્ઞાન ન કરનાર અને મરુભૂમિમાં થનાર સાગના કાંટા જેવી અંકુરોથી ઢંકાયેલી હોય છે. **ચિકિત્સા :** પહેલાં વાતજ ઓષ્ઠમાં કહી છે તે ચિકિત્સા

કરાવવી. **२ पित्तज जिह्वारोग** : એમા જીભ પીળી, દાહ અને તેના પર લાલ લાલ કાંટા થાય છે. **ચિકિત્સા** : જીભ ઘસી દૂષિત રક્ત કાઢી મધુર ગણનાં દ્રવ્યોને ધીમે ધીમે જીભ પર મસળીને કોગળા કરવા. **३ कफज जिह्वारोग** : જીભ ભારે, મોટી અને સમળાના કાંટા જેવા માંસાંકુરોયુક્ત થાય છે. **ચિકિત્સા** : કાંટા જેવાં તત્ત્વોને છોલીને દૂષિત રક્ત કાઢી પિપ્પલ્યાદિ ગણોથી સાધિત ઔષધો વડે મધ વડે મેળવી જીભ પર લેપ કરવો. **४ अलसा** : જીભની નીચે કફ અને રક્ત દ્વારા જે ભીષણ સોજો થાય છે, તે અલાસ તરીકે ઓળખાય છે. તે વધતા જીભ જકડાઈ જાય છે અને મૂળ આગળ ખૂબ પાકે છે. **५ उपजिह्वा** . કફ અને રક્તના પ્રકોપથી નીચે જીભની જિહ્વાના અગ્રભાગની આકૃતિ સમાન શોથ જેસા પ્રસેક (લાળસ્રાવ) કંડુ, દાહ થાય છે અને જીભને તે ઉપર કરે છે. **ચિકિત્સા** : લેખન કરી ઉપર ક્ષાર ઘસવો, સિરોવિરેચન, કોગળા, ધૂમ્રપાન કરાવવું. સૂંઠ, મરી, પીપર, જવખાર, હરડે અને ચિત્ર આ બધાંનું ચૂર્ણ તથા એનાથી સિદ્ધ તેલનો પ્રયોગ ઉપજિહ્વાની ચિકિત્સા માટે કરવો. **सामान्य सूत्र** : જિહ્વારોગમાં દૂષિત રક્તમોક્ષણ, ગળો, પીપર અને લીમડો તથા કટુ દ્રવ્યોના કવલ ધારણ કરવા.

## तालुरोगो

**संख्या** :–

૧ ગલશુંડી ૨ તુંડીકેરી ૩ અભ્રુંષ ૪ કચ્છપ ૫ તાલ્વર્બુદ ૬ માસસંઘાત ૭ તાલુપુપ્પુટ ૮ તાલુશોષ ૯ તાલુપાક. આ નવ રોગો તાળવામાં થાય છે.

**१ गलशुंडी** : કફ અને રક્તના પ્રકોપથી તાળવાના મૂળમાં ઉત્સેધયુક્ત બસ્તિ જેવો મોટો સોજો થાય છે. તેને લીધે તરસ, ઉધરસ અને શ્વાસ થાય છે. **ચિકિત્સા** : કુષ્ઠ, સૂંઠ, મરી, પીપર, વજ, સિંધવ,

પાઠા અને પ્લવનું ચૂર્ણ ગલશુંડી પર મસળવું અને જિહ્વા ઉપર રહેલ ગલશુંડીને અંગૂઠા અને આંગળીથી પકડી મંડલાગ્ર શસ્ત્રથી છેદન કરવું. અધિક છેદન કરવાથી વધુ લોહી વહી જવાથા રોગીનું મૃત્યુ થાય છે અને અલ્પ છેદનથી શોથ, લાળસ્રાવ અને ચક્કર આવે છે. એથી દષ્ટકર્મા અને નિપુણ વૈદ્ય અત્યંત સાવધાનીપૂર્વક ગલશુંડીનું છેદન કરી બાદમાં પીપર, અતિવિષ, કુષ્ઠ, વજ, મરી અને સૂંઠનું ચૂર્ણ મધ અને સિંધવ સાથે તેના પર ઘસવું. વજ, અતિવિષ, પાઠા, રાસ્ના, કટુ અને લીમડાના કવાથથી કવલ ધારણ કરવા. તુંડીકેરી, અધ્રુષ, કચ્છપ અને માંસસંઘાત તથા તાલુપુપ્પુટમાં પણ આ જ ઉપચાર કરવા, પણ આ બધાંનાં શસ્ત્રકર્મો એકબીજાથી વિશિષ્ટ અને ભિન્ન છે.

૨ **तुंडीकेरी** : કફ રક્તથી તાળવામાં તોદ અને પાકવાળો સ્થૂલ શોથ થાય છે તે તુંડીકેરી કહેવાય છે. ૩ **अध्रुष** : તાવ, તીવ્ર વેદન અને રક્તજ નરમ તથા લાલ સોજો અધ્રુષ કહેવાય છે. ૪ **कच्छप** : કફ પ્રકોપથી તાળવામાં કાચબા જેવો ઊંચો, વેદના વગરનો તુરત થયેલો સોજો કચ્છપ ગણાય છે. ૫ **तात्वर्बुद** : જેમ કમળના ફૂલમાં વચ્ચે કર્ણિકા અને કર્ણિકાની આસપાસ કેસર રહે છે તે જ રીતે મોટા અંકુરોથી ઘેરાયલ તાલુની વચમાં થનાર દૂષિત રક્ત વડે આ તાલ્વર્બુદ ઓળખાય છે. તેનાં લક્ષણો રક્તાર્બુદ જેવાં હોય છે. ૬ **मांससंघात** : તાલુમાં પીડા વગરનો અને કફ દ્વારા દૂષિત થઈ એકત્રિત માંસને માંસસંઘાત કહે છે. ૭ **तालुपुप्पुट** : નાના બોર જેવો, પીડા વગરનો મેદજન્ય તાલુગત ઉત્સેધને તાલુપુપ્પુટ કહે છે. **ચિકિત્સા** : તુંડીકેરીથી તાલુપુપ્પુટ આ બધા રોગોની ચિકિત્સા **ગલશુંડી**માં ઉપર વર્ણવી છે.

૮ **तालुशोष** : વાયુથી તાળવામાં શોષ પડે છે, ફાટે છે અને ભયંકર શ્વાસ ચડે છે. **ચિકિત્સા** : સ્નેહન, સ્વેદન આદિ વાતનાશક ચિકિત્સા કરવી. ૯ **तालुपाक** : પિત્તને કારણે તાલુમાં અત્યંત

ભીષણ પાક થાય છે. એને તાલુપાક કહે છે. **ચિકિત્સા :** પિત્તશામક ચિકિત્સા કરવી.

## ગલરોગો

**સંખ્યા :-**

૧–૫ રોહિણી ૬ કંઠશાલૂક ૭ અધિજિવહ્‌ક ૮ વલય ૯ બલાસ ૧૦ એકવૃન્દ ૧૧ વૃંદ ૧૨ શતઘ્ની ૧૩ ગિલાયુ ૧૪ ગલવિદ્રધિ ૧૫ ગલૌઘ ૧૬ સ્વરઘ્ન ૧૭ માંસતાન ૧૮ વિદારી આ રોગો થાય છે.

**૧–૫ રોહિણી :-**

ગળામાં વાયુ, પિત્ત અથવા કફ કે ત્રણેય વધી માંસ અને રકતને દૂષિત કરી ગળાનો અવરોધ કરનાર અંકુર પેદા કરે છે. તેને રોહિણી કહે છે. આ પ્રાણનાશક છે. વાસ્તવમા આ રોગ ત્રિદોષજ છે. પરંતુ દોષોની પ્રબળતાનુસાર વાતજાદિ નામ અપાયેલ છે. **વાતજ રોહિણી :** જીભની આસપાસ અત્યંત વેદનાવાળા, ગળું રૂંધી નાખનાર, ગાઢ ઉપદ્રવજન્ય વાતજ ઉપદ્રવવાળા, માંસાંકુરોને વાતજન્ય રોહિણી કહે છે. **પિત્તજન્ય રોહિણી :** જલદી બહાર આવી જલદી પાકે છે, તેમાં દાહ અને તાવ થાય છે. **કફજ રોહિણી :** ગળાના માર્ગને રૂંધી સ્થિર અંકુરોયુકત ધીરે ધીરે પાકે છે. **ત્રિદોષજ રોહિણી :** ઊંડી પાકયુકત, તેનું જોર અટકાવાતું નથી અને ત્રણે દોષના ચિહ્નોવાળી હોય છે. **રકતજ રોહિણી :** ફોલ્લીઓથી વ્યાપ્ત, પિત્તજ રોહિણી જેવા લક્ષણોથી યુકત અને સાધ્ય હોય છે. **ચિકિત્સા :** સાધ્ય રોહિણીઓમાં રકત મોક્ષણ બાદ વમન, ધૂમ્રપાન, કોગળા અને નસ્ય કરાવવા, **વાતજ રોહિણી**માં રુધિર કાઢી, સિંધવ, લવણથી પ્રતિસારણ અને અનુકૂળ ઉષ્ણ જળથી વારંવાર કોગળા કરવા. **પિત્તજ રોહિણી**મા રકત મોક્ષણ બાદ સાકર, મધ અને પ્રિયંગુના ચૂર્ણથી પ્રતિસારણ અને દ્રાક્ષ અને ફાલસાના કવાથના કવલ ધારણ કરવા. **કફજ રોહિણી**માં ગૃહધૂમ,

સૂંઠ, મરી અને પીપરના ચૂર્ણથી પ્રતિસારણ તથા અપરાજિતા, વાવડિંગ અને નેપાળાના કલ્કથી પકાવેલ તેલમાં સિંધવ નાખી નસ્ય કરવો અને કવલ ધારણ કરવા. **રક્ત રોહિણી**માં પિત્તજન્ય માફક ચિકિત્સા કરવી.

**૬ कंठशालूक :–**

ગળામાં કાંટા કે ખૂંપળાં જેવી, બોરના ઠળિયા જેવી ખરબચડી, સ્થિર અને શસ્ત્રસાધ્ય ગાંઠ થાય છે તેને કંઠશાલૂક કહે છે. **ચિકિત્સા :** રકતકાઢી અને **તુંડીકેરી** માફક ચિકિત્સા કરવી. રોગીને યવથી બનાવેલ સ્નિગ્ધ ભોજન અલ્પ માત્રામાં સાંજે ખવડાવવું.

**૭ अधिजिह्विका :–**

જીભના અગ્રભાગ સમાન આકારવાળી કફ અને રકત પ્રકોપજ શોથ અધિજિહ્વા ગણાય છે અને તે પાકે તો મટવાની આશા છોડી દેવી. **ચિકિત્સા :** ઉપજિહ્વિકાની માફક જિહ્વિકાની ચિકિત્સા કરવી.

**૮ वलय :–**

કફ અન્નને વહન કરનાર માર્ગને દાબી દઈ ઊંચી અને લાંબી ગાંઠ કરે છે. આને વલય કહે છે. આ કોઈપણ રીતે મટતો નથી અને એને અસાધ્ય ગણ્યો છે. **૯ बलास :** ગળામાં પુષ્કળ વધેલા કફ અને વાત શ્વાસ અને વેદનાયુક્ત શોથ કરે છે. આ દુસ્તર રોગને નિપુણ વૈદ્યો બલાસ કહે છે.

**૧૦–૧૧ एक वृंद–वृंद :–**

પિત્ત અને રકતના પ્રકોપથી ગળાની મધ્યમાં ગોળ, ઊંચો, દાહ તથા ચળવાળો પાકે એવો પોચો અને ભારે સોજો થાય છે. તે **એક વૃંદ** કહેવાય છે. ગળામાં પિત્ત અને રકત પ્રકોપજ શોથ થાય છે તેને **વૃંદ** કહે છે. તેમા વાયુ ભળે તો સોયો ભોંકાયા જેવી પીડા થાય છે **ચિકિત્સા :** એક વૃંદમાં રકત કાઢી તત્પશ્ચાત્ શોધન ઉપચાર કરવા. એક વૃંદની માફક વૃંદની ચિકિત્સા કરવી.

**૧૨. શતઘ્ની :–**

વાયુ, પિત્ત અને કફ વડે ઉત્પન્ન થનાર તોદ, દાહ અને પીડાયુકત, માંસના અત્યંત અંકુરોથી વ્યાપ્ત, પ્રાણનાશક ગળામાં રુકાવટ પેદા કરનાર જે વર્તિ થાય છે તેને શતઘ્ની કહે છે. તે ત્રિદોષજ છે. તે લોખંડના તીક્ષ્ણ કાંટાથી ઢંકાયેલ ભારે શિલા સમાન હોવાથી શતઘ્ની તરીકે ઓળખાય છે.

**૧૩ ગિલાયુ :–**

કફ અને રકત વડે ઉત્પન્ન થનાર આંબાની ગોટલી જેવી કઠણ અને અલ્પ પીડાયુકત ગાંઠ થાય છે એને લીધે આપણે જે અન્ન ખાઈએ છીએ તે ગળામાં અટકે છે. આ રોગ શસ્ત્રકર્મ સાધ્ય છે.

**૧૪ ગલવિદ્રધિ :–**

સમસ્ત દોષો વડે ઉત્પન્ન થવાને લીધે તોદ, દાહ, કંડુ આદિ વાતાદિ બધા દોષોથી યુકત, સમસ્ત ગળામાં ફેલાયેલ શોથ થાય છે. તેને ગલવિદ્રધિ જાણવી. એનાં લક્ષણો ત્રિદોષજ વિદ્રધિની માફક જાણવાં. **ચિકિત્સા :** મર્મમાં ન હોય અને બરોબર પાકી ગઈ હોય તો છેદન કરવું.

**૧૫ ગલૌઘ :–**

કફ અને રકતથી ઉત્પન્ન તીવ્ર જ્વરયુકત અન્ન, જળની ગતિ અને ઉદાનવાયુને રોકનાર ભારે શોથ ગળામાં થાય છે, તેને ગલૌઘ કહે છે. **૧૬ સ્વરઘ્ન :** વાતવહ સ્રોતસ કફ વડે દૂષિત થાય ત્યારે પ્રકુપિત વાયુ વડે સ્વરઘ્ન રોગ ઉત્પન્ન થાય છે. રોગી વારંવાર હાંફે છે. આંખો આગળ અંધારા છવાઈ જાય છે. ગળું સુકાઈ જાય છે **૧૭ માંસતાન :** અતિશય કષ્ટકારક અને ગળામાં લટકતો સોજો થાય છે. એ વિસ્તૃત શોથ ધીરે ધીરે ગળાને રોકી દે છે અને અન્નાદિને રોકી દે છે. તે ત્રિદોષજ અને પ્રાણનાશક છે. **૧૮. વિદારી :** પ્રકુપિત પિત્ત દ્વારા, દાહ,

તોદયુક્ત, લાલ અને દુર્ગંધીયુક્ત ગળી ગયેલ માંસવાળો સોજો ગળામા થાય છે, એને વિદારી કહે છે. આ ગળામાં એ બાજુએ થાય છે જે બાજુએ માણસ વધુ પડતું સૂએ છે.

**गलरोगोनी सामान्य चिकित्सा :—**

રક્ત કાઢી તીક્ષ્ણ નસ્ય આપવો. દારુહળદર, તજ, લીમડો, રસાંજન, ઇંદ્રજવનો ક્વાથ આપવો કે હરડેના ક્વાથમાં મધ મેળવી આપવુ એ વાતજ ગલરોગનાશક છે. કડુ, અતિવિષ, દારુહળદર, પાઠા, નાગરમોથ, એનો ગોમૂત્રમાં ક્વાથ પિત્તજ ગલરોગોમાં આપવો. કફજ ગલરોગમાં દ્રાક્ષ, જેઠીમધ, ત્રિકટુ, દારુહળદર, તજ, ત્રિફળાં, નાગરમોથ, પાઠા, રસાંજન, દુર્વા, તેજબલના ચૂર્ણને મધ સાથે મેળવી આપવું.

જવખાર, તેજબલ, પાઠા, રસાંજન, દારુહળદર અને પીપર આ બધાંને મધ સાથે ગોળી બનાવીને મોઢામાં રાખવાથી તમામ ગલરોગોનો નાશ થાય છે.

## मुखरोग

**संख्यागणना :-**

વાતજ, પિત્તજ અને કફજ એમ ત્રણ પ્રકારના રોગ થાય છે.

**सर्वसर :-**

વાતજ સર્વસર જો મોઢામાં સોયો ભોંકાવા જેવી પીડાયુક્ત છાલાં પડી ગયાં હોય તો **વાતજ સર્વસર** જાણવું. જો આખા મોંમાં લાલ, દાહયુક્ત, પીળાં ગલાં પડી ગયાં હોય, તો **પિત્તજ સર્વસર** જાણવુ. જો થોડી પીડાયુક્ત, ખૂજલીયુક્ત, આસપાસના સ્વસ્થ ભાગનાં વર્ણવાળાં છાલાં પડી ગયાં હોય તો **કફજ સર્વસર** જાણવું.

**વાતજ સર્વસરમાં** નમકીન ચૂર્ણોથી પ્રતિસાગરણ કરવું. વાતનાશક દ્રવ્યોથી સિદ્ધ તેલ અને ક્વલ ધારણ કરવા અને નસ્ય લેવો. **પિત્તજ**

સર્વેસરમાં ઉપર્યુક્ત વિરેચનાદિ દ્વારા શરીરને શુદ્ધ કરી પિત્તનાશક મધુર અને શીતલ ઉપચાર કરવા તથા પ્રતિસારણ, કોગળા, ધૂમ્રપાન અને સંશોધન આ બધા પિત્તનાશક પ્રયોગો કરવા. કફજ સર્વસરમાં કફનાશક પ્રતિસારણાદિ ચિકિત્સા કરવી. **મુખપાક**માં શિરોવેધ અને શિરોવિરેચન કરાવવાં. ૧ મધ, ગોમૂત્ર અને ઘી તથા દૂધ અને અન્ય શીતલ દ્રવ્યોનું કવલ ધારણ કરવું. ૨ ચમેલીનાં પાન, ગળો, દ્રાક્ષ, જવાસો, દારુહળદર, હરડે, બહેડાં, આંબળાં એ બધાંનો ક્વાથ કરી શીતલ થયે મધ નાખી કોગળા કરવાથી મુખપાક મટે છે. ૩ મુખપાકમાં ચમેલીનાં પાન વારંવાર ચાવતા રહેવાથી લાભ થાય છે. ૪ કૃષ્ણજીરક, ઇન્દ્રજવ, કુષ્ઠ અને વચના ત્રણ દિવસના ચર્વણથી મુખપાક, વ્રણ, છાલાં અને મુખક્લેદ દૂર થઈ મુખદૌર્ગંધ્ય મટે છે. ૫ પીપર, વડ, ગૂલર આદિ પંચવલ્કલના ક્વાથમાં ત્રિફળા અને મધ નાખી કોગળા કરવા. ૬ રસાંજન અને મધ મેળવી લગાડવાથી મુખરોગમાં આશાતીત લાભ થાય છે. ૭ તલ, ખસ, કડવા પરવળ, નાગરમોથ, હરડે, કડુ, જેઠીમધ, અમલતાસ અને લાલચંદનના ક્વાથથી મુખપાક મટે છે. તલ, નીલકમળ, ઘી, સાકર, દૂધ અને મધના કોગળા કરવાથી મુખપાક મટે છે. ૮ બિજોરા, લીંબુની છાલ ખાવાથી મુખની દુર્ગંધ અને અન્નના અપચનથી થતો દુષ્ટ અપાનવાયુ મટે છે. ૯ હળદર, લીમડાનાં પાન, કમળફૂલ એનાથી પકાવેલ તેલ મુખપાક નષ્ટ કરવા ઉત્તમ છે. ૧૦ જેઠીમધ તો. ૪, નીલકમળ તો. ૩૦, એના કલ્કને ૬૪ તોલા તેલ, ૧૨૮ તોલા દૂધ નાખી પકાવવાં. આ સિદ્ધ તેલથી મુખપાક મટે છે. ઉપરાંત આ તેલ માથામાં માલિશ કરવાથી ખરતા વાળ અટકે છે

**મુખરોગોમાં સાધ્યાસાધ્યત્વ :-**

ઓષ્ઠરોગોમાં માંસજ, રક્તજ અને ત્રિદોષજ અસાધ્ય છે. દંત મૂલજમાં ત્રિદોષજ દંત નાડી અને સૌશિર એ બે રોગ વર્જ્ય છે. દંતરોગોમાં શ્યાવદંત, દાલન અને ભંજનક અસાધ્ય છે. જિહ્વારોગોમાં

અલાસ, તાલુના રોગોમાં તાલ્વર્બુદ અને ગલરોગોમાં સ્વરઘ્ન, વલય, વૃન્દ, બલાસ, વિદારી, ગલૌંઘ, માંસતાન, શતઘ્ની તથા રોહિણી આ ૧૯ રોગો મુખરોગોમાં અસાધ્ય છે. રુગ્ણને આ અસાધ્ય છે એમ કહીને જ વૈદ્યે કદાચિત્ ઠીક થાય એ ખ્યાલથી ચિકિત્સા કરવી.

**પથ્ય :–**

સ્વેદન, વિરેચન, વમન ગંડૂષ, પ્રતિસારણ, કવલગ્રહ, લોહી કઢાવવું, નસ્ય, ધૂમ્રપાન, નસ્તર, ક્ષાર, ધાન, જવ, મગ, કળથી, જાંગલ પ્રાણીઓનો માંસરસ, માછલી, કારેલાં, પરવળ, કુમળા મૂળા, કર્પૂરોદક, પાન, ગરમ પાણી, ખેર, ઘી તીખું અને કડવુ આ મુખરોગી માટે પથ્ય છે.

**અપથ્ય :–**

દાતણ, સ્નાન, ખટાશ, મત્સ્યવર્ગનાં પ્રાણી, આનુપદેશનાં પ્રાણીઓનું માંસ, દહીં, દૂધ, ગોળ, અડદ, રૂક્ષ ભોજન, કઠિન અન્ન, મોં દબાવી સૂવું, ભારે ખોરાક, અભિષ્યન્દિ, પદાર્થ, દિવાસ્વપ્ન એ ત્યાજ્ય છે.



# અધ્યાય : ૫૫

# નેત્રરોગો

## नेत्ररोगो

**नेत्रशारीर :** ગાયના અચળના જેવું લંબગોળ, પાંચ ભૌતિક છે તે બે આંગળ જેટલી જાડાઈવાળું અથવા પોતાના અંગૂઠાના મધ્ય જેટલી જાડાઈવાળા ફરતા ૨ા આંગળ જેટલુ હોય છે. અંગુલિની જાડાઈમાં ફેર હોય છે એટલે પોતાની અંગુલિની જાડાઈ જણાવી છે. **पांचभौतिकत्व :** તેમાં માંસ પૃથ્વીજ, લોહી પિત્તરૂપ અગ્નિ, કાળો ભાગ વાયુનો, ધોળો ભાગ જલનો અને અશ્રુવહ સ્રોતસ્ આકાશનો ભાગ જાણવો. **विशेष वर्णन :** આંખમાં દષ્ટિ ( કીકી ) મસૂરદાળ જેટલી, પંચમહાભૂતના સારરૂપ, છતાં તેજના અધિક સારરૂપ શીત જેને સદાય અનુકૂળ છે, એવી હોય છે. કૃષ્ણમંડલ નેત્રગોલકના ત્રીજા ભાગ જેટલું છે, અને દષ્ટિમંડલ કૃષ્ણમંડલના સાતમા ભાગ જેટલું છે. નેત્ર ગોલકમાં પાંચ મંડળો, ૭ સાંધઓ અને ૭ પટલો છે. **पांच मंडळो**માં ૧ પક્ષ્મ ( પાંપણના વાળ ) ૨ વર્ત્મ ( પાંપણ ) ૩ શ્વેત ૪ કૃષ્ણ અને ૫ દષ્ટિ મંડલ છે. પહેલા મંડળથી ગણતા બીજાં ચાર મંડળ અનુક્રમે નેત્ર ગોલકની વચ્ચે આવતા જાય છે. **छ संधिओ**માં એક સંધિ પક્ષ્મ અને વર્ત્મ વચ્ચે, બીજી વર્ત્મ અને શ્વેત વચ્ચે, ત્રીજી શ્વેત અને કૃષ્ણ મંડળ વચ્ચે, ચોથી કૃષ્ણ અને કીકી વચ્ચે, પાંચમી કનીનિકા પાસે અને છઠ્ઠી નેત્રને અંતે છે. **पडलो** (પડો) માં બે વર્ત્મમાં અને અન્ય ચાર નેત્રમાં છે. એમાં સૌથી ઉપરનું પટલ રુધિર તથા રસના આશ્રય જન્ય, બીજું માંસના આશ્રયથી, ત્રીજું મેદના આશ્રયથી, ચોથું અસ્થિના આશ્રયથી છે. એ ચારેય પટલની એકંદર જાડાઈ પોતપોતાના અંગૂઠાના મધ્ય જેવા જાડા નેત્ર ગોલકના પંચમાંશ જેટલી માની છે.

કૃષ્ણ મંડળ શિરા, સ્નાયુ, મેદના ગુણથી તથા શ્વેત મંડળ કફ અને શિરાના ગુણથી ટકી રહેલ છે.

**सामान्य संप्राप्ति :-**

નેત્રની શિરામાં સ્થિત દોષો દુષ્ટ થઈ ઊર્ધ્વ ભાગમાં જતાં આખા નેત્રમાં, નેત્રાવયવમાં (સંધિ-કીકી-કૃષ્ણ મંડલ-શ્વેતમંડલ, વર્ત્મ, પક્ષ્મ (પાંપણ) માં અતિ દારુણ રોગો ઉત્પન્ન કરે છે.

**पूर्वरूप :-**

નેત્રો આવિલ (મેલાં), અશ્રુપૂર્ણ, ચીપડાઓથી વૃદ્ધિયુક્ત, ભારે, દાહ, રતાશ, વ્યથાથી યુક્ત, કફથી ભારેપણું, પિત્તથી દાહ અને વાયુથી તોદયુક્ત, નેત્રમાં પાંપણમાં શૂળવાળું, કાંટાથી વ્યાપ્ત કાંતિવાળું અને જોવામાં કે ચલનાદિ ક્રિયામાં વિઘાત પામતું, પ્રાકૃતવત્–પહેલાંની જેમ કામ ન કરતાં એ દૂષિત જાણવું. નેત્રરોગના પૂર્વરૂપને જાણી દોષાનુસાર ઔષધ કરવું અને એ સમયે ઔષધ ન કરતાં રોગ બળવાન થઈ પડે છે. જે કારણથી દોષ પ્રબળ બનેલ હોય તે કારણ અને આહાર વિહારાદિકનો ત્યાગ કરાવવો અને જે જે ઔષધના પ્રયોગથી દોષના કોપ અને રોગ ન થાય તેવા ઔષધનો પ્રયોગ કરવો એ વિસ્તૃત ચિકિત્સા છે.

**सामान्य निदान :-**

ધૂપ વગેરેના તાપથી અભિતપ્ત થઈ જલપ્રવેશ કરવાથી, દૂરની વસ્તુ જોવાથી, નિદ્રા ત્યાગથી, અયોગ્ય નિદ્રાથી, લાંબા કાળ સુધી રુદનથી, શોક કરવાથી, ક્રોધ નિરંતર કરવાથી, લાંબા કાળના ક્લેશથી, અભિઘાતથી અત્યંત મૈથુનથી અમુક સમય પડયા રહેવાથી, અમ્લ મધુર પદાર્થોના અતિ સેવનથી, કળથી, અડદના અતિ સેવનથી, વેગાવરોધથી, અગ્નિ, રજ ધૂમના અતિ સેવનથી, ઊલટી અટકાવવાથી, વધુ ઊલટી થવાથી અશ્રુના વેગને રોકવાથી, સૂક્ષ્મ પદાર્થો જોવાથી દોષો નેત્રમાં જઈ વિકાર કરે છે.

**નેત્રરોગ સંખ્યા :-**

૭૬ છે. વાતજ ૧૦, પિત્તજ ૧૦, કફજ ૧૩, રકતજ ૧૬ બધા દોષોથી ૨૫ આગંતુક ૨ મળી ૭૬ છે. વાગ્ભટે બધા મળી ૭૮ ગણાવેલ છે

**સાધ્યત્વ :-**

વાતજ ૧૦ નેત્રરોગમાં હતાધિમંથ, નિમિષ, ગંભીરિકા, વાપહતવર્મ અસાધ્ય, લિંગનાશ યાપ્ય, અન્ય મારુત (અન્યતોવાત) શુષ્કાક્ષિપાક, વાતાધિમંથ વાતાભિષ્યંદ અને મારુતપર્ય્ય (વાત પર્યય) સાધ્ય છે.

પિત્તજ નેત્રરોગોમા હ્રસ્વજાડ્ય અને પૈત્તિકસ્રાવ અસાધ્ય, પરિમ્લાયી લિંગનાશ અને નીલ લિગનાશ એ બે યાપ્ય, પિત્તાભિષ્યંદ અને પિત્તાધિમંથ, અમ્લાધ્યુષિત, શુક્તિકા, પિત્ત વિદગ્ધ દૃષ્ટિ, ધૂમદર્શી એ સાધ્ય છે.

કફજ નેત્રરોગોમાં શ્લૈષ્મિક સ્રાવ અસાધ્ય, કફજ લિંગનાશ યાપ્ય, કફાભિષ્યંદ અધિમંથ, બલાસગ્રંથિત, વિદગ્ધદૃષ્ટિ, પોથકી, લગણ, કૃમિગ્રંથિ, પરિક્લિન્નવર્મ, શુકલાર્શ પિષ્ટક અને શ્લેષ્મોપનાહ એ અસાધ્ય છે.

રકતજ સોળ નેત્ર રોગોમાં રકતસ્રાવ, અજકાજાત, શોણિતાર્શ, સવ્રણશુક્ર અસાધ્ય, રકતજ લિંગનાશ યાપ્ય, રકતાધિમંથ, રકતાભિષ્યદ, ક્લિષ્ટવર્મ, શિરાહર્ષ, શિરોત્પાત, અંજનિકા, શિરાજાલ, પર્વણી, અવ્રણશુક્ર અને શોણિતાર્મ તથા અર્જુન એ ૧૧ રોગો સાધ્ય છે.

સર્વદોષોજ ૨૫ નેત્રરોગોમાં પૂયસ્રાવ, નાકુલાધ્ય, અક્ષિપાકાત્યય, અલજી એ ચાર અસાધ્ય. સાન્નિપાતિક લિંગનાશ અને પક્ષ્મકોપ એ બે યાપ્ય અને વર્મવિબંધ, શિરાપીડિકા, પ્રસ્તાર્યર્મ, અધિમાંસાર્મ, સ્નાર્વર્મ, ઉત્સંગિની, પૂયાલસ, અર્બુદ, શ્યાવવર્મ, કર્દમવર્મ, અર્શોવર્મ, શુષ્કાર્શ, શર્કરાવર્મ, સશોફપાંડુ, બહલવર્મ, અપરિક્લિન્નવર્મ, કુભિકા અને વિષવર્મ એ ૧૯ અસાધ્ય છે.

આગંતુક કારણથી થતા સનિમિત્ત લિંગનાશ અને અનિમિત્ત લિંગનાશ એ બન્ને અસાધ્ય છે.

**આશ્રય ભેદથી :-**

નેત્રરોગોની સંખ્યા સંધિઓમાં ૯, વર્ત્મમાં ૨૧, શુકલભાગમાં ૧૧, કૃષ્ણભાગમાં ૪, સર્વાશ્રયા ૧૭, દૃષ્ટિજન્ય ૧૨, બાહ્ય ૨ એમ મળી ૭૬ છે.

## સંધિગત નેત્રરોગો

સંધિગત નેત્રરોગોની સંખ્યા ૯ છે. ૧ પૂયાલસ ૨ ઉપનાહ ૩–૬ સ્રાવ ૭ પર્વણિકા ૮ અલજી ૯ કૃમિગ્રંથિ તેમાં સંધિજન્ય જે શોથ પાકવા પર ઘટ્ટ દુર્ગંધયુક્ત પરુ વહે તેને **પૂયાલસ :** કહે છે દૃષ્ટિસંધિમાં મોટી, અલ્પ પાકનાર યા નહિ પાકનાર, કંડુયુક્ત વેદના રહિત ગાંઠને **ઉપનાહ :** કહે છે. વાતાદિ દોષ અશ્રુના માર્ગને સંધિઓમાં પહોંચાડી વેદના રહિત સ્રાવોને નાકના પાર્શ્વથી વહાવે છે. આને નેત્ર નાડી પણ કહે છે. એના ચાર પ્રકાર છે. આને **સ્રાવ :** કહે છે સંધિમાં પાક થવાથી પરુ નીકળે એને પૂયસ્રાવ કહે છે. જે સ્રાવ ઘટ્ટ પિચ્છિલ, વેદના વગરનો હોય તેને શ્લેષ્મસ્રાવ, રક્તજન્ય રક્તસ્રાવ, રક્તમિશ્રિત, ઉષ્ણ, મોટી માત્રામાં પાતળો હોય છે. પિત્તસ્રાવ પીળી ઝાઈવાળો, નીલો, ગરમ, પાણી જેવો કનીનિકા સંધિના મધ્યમાંથી વહે છે. **પર્વણી :** તામ્રવર્ણની પાતળી દાહ શૂલથી યુક્ત રક્તદોષથી થાય છે **અલજી :** કૃષ્ણ અને શુકલની સંધિમાં થનાર પર્વણીનાં લક્ષણોથી યુક્ત થાય છે. ( પર્વણી અને અલજીમા માત્ર સ્થાનભેદ છે ) **કૃમિગ્રંથિ** · સંધિમાં ઉત્પન્ન થનાર કૃમિ, કૃમિગ્રંથિરોગને કરે છે જેમાં પાપણ અને વાળમા ખરજ ઉત્પન્ન થાય છે. આ કૃમિ નાના પ્રકારના આકારવાળા, વર્ત્મ અને શુકલની સંધિમાં ફરતા આંખને દૂષિત કરે છે

## વર્ત્મગતરોગો

જ્યારે પૃથક્ પૃથક્ વાતાદિ દોષો કે સમસ્ત દોષો અતિશય

પ્રકુપિત થઈ વર્ત્મના મધ્યમાં આશ્રિત થઈ શિરાઓને ફેલાવી વર્ત્મમાં રહે છે અને લવ માંસ તથા રક્તને વધારી વર્ત્મગત રોગોને શીઘ્ર ઉત્પન્ન કરે છે (૧) **उत्संगिनी** જે ફોડકી પલકની અંદર મોઢું કરેલી બહાર ઊભરાયેલી લાગે અને પલકમાં નીચે ઉત્પન્ન થાય તેને ઉત્સંગિની કહે છે તે નાની ફોલ્લીઓથી વ્યાપ્ત છે આને કેટલાક આચાર્યો સન્નિપાતજ ગણાવે છે (૨) **कुंभिका** : કુંભીના બીજ જેવા ફૂટયા પછી ફૂલી જનાર, અર્થાત્ ભરાઈ જનાર થાય છે (૩) **पोथकी** : સ્રાવ–કંડુયુક્ત વેદનાકારક, લાલ સરસવના આકારની (૪) **वर्त्मशर्करा** : સૂક્ષ્મ, ઘન, ખર, સ્થૂલ, ફોડકીથી ઘેરાયેલા (૫) **अर्शोवर्त्म** · કાકડીના બીજના આકારવાળી મંદ વેદનાયુક્ત, સૂક્ષ્મ અને ખર પીડિકા (૬) **शुष्कार्श** · લાંબા અંકુર સમાન, ખર, કષ્ટદાયક પલકમાં ઉત્પન્ન રોગ. (૭) **अंजननामिका** : દાહ, તોદયુક્ત, તામ્રવર્ણવાળી, કોમળ, મંદ વેદનાયુક્ત, સૂક્ષ્મ પીડિકા (૮) **बहलवर्त्म** જેમાં વર્ત્મમાં સમાન વર્ણની, આકારમા સમાન ફોડકીઓથી ભરાઈ જાય છે. (૯) **वर्त्मबंध** · કંડુયુક્ત, અલ્પવેદનાવાન, વર્ત્મશોફથી મનુષ્ય આંખને બંધ ન કરી શકે તેને વર્ત્મબંધ કહે છે. (૧૦) **क्लिष्टवर्त्म** : કોમળ, અલ્પ વેદનાયુક્ત, તામ્રવર્ણ, અકારણ વર્ત્મ લાલ થઇ જાય તેને ક્લિષ્ટવર્ત્મ કહે છે. (૧૧) આ જ રોગ આરંભક કફ, પિત્તથી મળેલા રક્તને વિદગ્ધ કરી દે ત્યારે તેમા ક્લિન્નતા થાય છે તે (૧૨) **वर्त्मकर्दम** કહેવાય છે. જેમા વર્ત્મ બહાર અને અંદરથી કાળો, સૂજેલ, વેદના, દાહ, કંડુ અને ક્લેદયુક્ત હોય તેને (૧૩) **श्यामवर्त्म** કહે છે જે વર્ત્મ વેદના રહિત બહારથી સૂજેલ, અંદરથી ક્લિન્ન જેમાંથી સ્રાવ સ્રવે છે, કંડુ અને તોદ થાય છે, તેને ક્લિન્નવર્ત્મ કહે છે જે રોગીની પાપણ વારવાર ધોવાથી પણ ચોટી જાય છે, પાક નથી થતો તે અક્લિન્નવર્ત્મ કહે છે એને જ પિલ્લ કહે છે. વાગ્ભટે કુકુણક આદિ ૧૮ રોગોને પિલ્લ કહેલ છે. (૧૪) **वातहत**મા સંધિથી ઢીલા થયા વિના ક્રિયા જેના પલક બંધ ન થાય, વેદના હોય યા ન હોય પણ તે અસાધ્ય છે (૧૫)

**वर्त्मार्बुद** જે રોગીની પલકની અંદરના ભાગમા કષ્ટદાયક, વેદનારહિત ગ્રંથિ સમાન ગાંઠ છે તેને વર્ત્માર્બુદ કહે છે. એમાં પિત્તને લઈ થોડી રક્તિમા રહે છે **निमेष** વર્ત્મમાં સ્થિત નિમેષિણી શિરામાં ગયેલ વાયુ જ્યારે પલકમા અતિશય ચાલે છે તેમાં પલક વારંવાર જલદી જલદી ચાલે છે **अर्श** પલકમા કોમળ અંકુર વારંવાર કાપવાથી વધે, દાહ અને કંડુયુક્ત રહે છે એને અર્શ કહે છે. આ શોણિતજન્ય છે **लगण** ન પાકનાર, કઠણ, સ્થૂલ, વેદનાસહિત વર્ત્મમાં થનાર, બોર સમાન ગ્રન્થિને લગણ કહે છે. તેમાં કંડુ અને પિચ્છિલતા હોય છે. **विषवर्त्म** જે વર્ત્મ સૂજેલ, સૂક્ષ્મ છિદ્રવાળા, બહુ છિદ્રોથી ચારે તરફ ભરાયેલ હોય, જેમ વિષની અંદર જલ ભરાયેલા હોય છે તેમ તેને વિષવર્ત્મ કહે છે **पक्ष्मकोप** પક્ષ્માશયમાં ગયેલા દોષો પક્ષ્મના વાળને આગળથી તીક્ષ્ણ અને કર્કશ બનાવી દે છે. એ ઘસાવાથી આંખ દુખે છે અને વારવાર વાળ ઉખેડવાથી રોગીને શાતિ મળે છે જેમાં રોગી વાયુ, ધૂપ, અગ્નિનો દ્વેષ કરે છે એને પક્ષ્મકોપ કહે છે.

## शुक्लगतरोगो

**प्रस्तारि अर्म** શુકલભાગમાં ફેલાયેલ, પાતળો, રક્ત સદશ થોડીક લીલી ઝાંઈવાળો, **शुक्ल अर्म** શુકલભાગમાં ઈર્ષિત્ શ્વેત વર્ણ કોમળ, સમાન અને લાંબેગાળે વધે સાધ્ય છે. **लोहितार्म** જે માસ શુકલભાગમાં વધી જાય છે, લાલ કમળના રંગવાળો હોય છે, એને લોહિતાર્મ કહે છે **अधिक मांसज अर्म** ફેલાયેલ, કોમળ, બહલ, યકૃત જેવો કાળો હોય છે. **स्नाय्वर्म** શુકલભાગમા જે માસ વધી કર્કશ અને પાડુ થાય છે તેને સ્નાયુ–અર્મ ( સ્નાય્વર્મ ) કહે છે. **शुक्ति** કાળાં, માસ સદશ ( લાલ ) જે બિંદુ લાંબાં અને શ્વેત ભાગમા થાય છે, તેને શુક્તિ કહે છે. **अर्जुन** શુકલભાગમાં શશકના રક્ત સદશ, એકલું જ જે એક બિંદુ થાય છે તેને અર્જુન કહે છે **पिष्टक** શ્વેત, પાણી સરખું નિર્મળ ઉત્સન્ન બિંદુ થાય છે તે ગોળ કફજ અને સાધ્ય પિષ્ટક છે. **शिराजाल**

અનુલોમન વિલોમ રૂપ ફેલાયલ શિરા સમૂહના કારણ જાળની ભાંતિ જેવું કઠણ, શિરાયુક્ત મોઢું, શિરાજાલ રકત સાધ્ય છે. **शिराजफोल्ली** શુક્લભાગમાં કાળા ભાગની નજીક શિરાથી ઘેરાયેલ શ્વેત પીડિકા હોય છે. શ્વેત ભાગમાં જલબિંદુ સદૃશ, કાંસ્યની ઝાંઈવાળી, કઠણ, વેદના રહિત પીડિકાને **બલાસક** કહે છે.

## कृष्णगत नेत्ररोगो

સવ્રણશુક્ર, અવ્રણશુક્ર, 'અક્ષિપાકાત્યય અને અજાકાજાત એ ચાર રોગો કૃષ્ણમંડળના થાય છે.

**सव्रणशुक्र :–**

જે ફૂલું, કાળા ડોળામાં ડૂબેલા રૂપવાળું, ઓછુ દેખાતું, સોયથી વીંધાયેલુ, નિરંતર ઉષ્ણ સ્રાવને સ્રવતુ, અત્યંત વેદનાવાળું, રક્તદોષજ અને અસાધ્ય છે. કીકીની સમીપ ન હોય, ઊંડુ ન હોય, અત્યંત સ્રાવવાળું ન હોય, વેદના વગરનું અને એક જ હોય તે સાધ્ય છે.

**अव्रणशुक्र :–**

કૃષ્ણમંડલમાં અભિષ્યંદથી થયેલુ ફૂલુ આકાશમા રહેલા વાદળના નાના ટુકડા જેવું સફેદ, અત્યંત પીડાવાળું ન હોય અને અશ્રુયુક્ત હોય એ સાધ્ય છે જો કે બધા નેત્રરોગો અભિષ્યંદથી થાય છે, એમ જણાવતાં આ ફૂલુ તો અભિષ્યંદથી થાય છે એમ વિશેષપણે કહ્યુ છે. પરંતુ જો તે ઊંડું જાડું અને ચિરકાલી હોય તે કષ્ટસાધ્ય ગણાય છે. વળી જે અવ્રણશુક્ર માંસ વિદીર્ણ–વિચ્છિન્ન થવાથી ઊંડા મધ્યવાળું કે મધ્યના છિદ્રવાળું માસથી વીટળાયેલું, ચંચળ શિરાવાન, પદાર્થોમા દૃષ્ટ ન હોય તેવું, બે પટલમાં પહોચેલું, છેડે રાતુ, લાબા કાળથી થયેલ અસાધ્ય છે. નેત્રમાંથી ઊનાં અશ્રુ પડતાં હોય, ફોડલી હોય, ફૂલુ મગના આકાર જેવડું હોય તો અસાધ્ય છે તેતરની આખ જેવુ પણ અસાધ્ય છે.

**अक्षिपाकात्यय :-**

અભિષ્યંદથી થયેલ, સવેદન અને સર્વ દોષજ, શ્વેત સદશ આકારથી ડોળો સારી રીતે ઢકાયેલ હોય, તે સન્નિપાતજ અક્ષિપાકાત્યય અસાધ્ય છે.

**अजकाजात :-**

બકરીની ચોખ્ખી લીંડી સદશ, પીડાવાન, કંઈક રાતી, લાલ, ચીકણા અશ્રુથી જેની ઊંચાઈ કાળા ડોળાને ચીરીને પ્રાપ્ત થાય છે તે અજકાજાત કહેવાય છે, આ ઉત્સેધ ભેદનો જાણવો

## सवगतरोगो

**वाताभिष्यंद** . તોદ, સ્તંભન, રોમહર્ષ, સંઘર્ષ, ખરબચડાપણુ, રૂક્ષતા, વ્યથા, ચીપડા વગરનુ, અશ્રુઓમા શીતતા **पित्ताभिष्यंद :** દાહ, પાક, શીતેચ્છા, ધૂમ નીકળવાની પ્રતીતિ, અશ્રુઓનો અતિ સ્રાવ, પીળાશ **श्लेष्माभिष्यंद :** ઉષ્ણેચ્છા, ભારેપણુ, સોજો, ખરજ, ચીપડાઓથી લીપાયલાપણું, શ્વેતતા, અત્યત શીતતા, પુષ્કળ ચીકણો સ્રાવ **रक्ताभिष्यंद :** અશ્રુઓની રતાશ, લાલાશ, નેત્રમા ચારેય બાજુ રાતી રેખા અને પિત્તાભિષ્યદનાં લક્ષણો થાય છે.

**अधिमंथ :-**

દરેક પ્રકારના અભિષ્યદની ઉપેક્ષાથી અધિમથ થાય છે, તેઓ તીવ્ર વેદનાયુક્ત હોય છે. જે અધિમંથ જે અભિષ્યંદ વડે થયો હોય તેના તેમા લક્ષણુ હોય છે. નેત્ર જાણે ખૂબ ઉખેડાઈ કે ફાટી જતુ હોય, મથી નખાતુ હોય તેવી પીડા થાય છે.

**वाताधिमंथ :-**

નેત્ર જાણે ઊખડી જતું હોય, અરણીની પેઠે મંથાતું હોય,

એવી વેદના થાય, કરકરીઓથીયુક્ત હોય તેમ પીડા થાય, સોય વડે ભોંકાતુ હોય એવી વેદના થાય, માંસના સોજાવાળું, મલિન, અર્ધું માથુ સંકોચથી વ્યથાથી ફાટવુ, સોજા જેવી વ્યથાથી, ફાટથી, કંપથી તથા એવા જ પ્રકારની વાતજન્ય વ્યથાથ યુક્ત હોય તો જાણવુ કે વાતાધિમંથ થયો છે

**पित्ताधिमंथ :-**

નેત્ર જાણે રાતી રેખાઓથી વ્યાપ્ત થાય, સ્ત્રવ્યા કરે, જાણે અગ્નિથી દાહ પામતા હોય, જમણા પડખાની ગાઠના પિંડ જેવું થાય, ક્ષારથી ખરડાયેલા જખમની પેઠે બળતરાથીયુક્ત, છેડાઓમા પાક તથા શોથયુક્ત, જાડુ, સ્વેદ યુક્ત, પીતાવભાસ, મૂર્ચ્છા, શિરોદાહ યુક્ત, પિત્તાધિમંથ જાણવુ, તે સાધ્ય છે

**कफाधिमंथ :-**

નેત્ર શોથયુક્ત, અલ્પ ઉગ્રતાયુક્ત, સ્રાવયુક્ત, ખરજયુક્ત, શીતતાવાળુ, ભારેપણાવાળુ, ચીકાશવાળું, ચીપડાઓવાળુ, ફૂલી ગયેલા જેવુ, જાણે રજથી ભરપૂર હોય તેવુ, મલિન તથા સઘળા પદાર્થોનાં રૂપોને બહુ જ શ્રમે દેખનારુ, નાક ફૂલેલુ અને માથામાં ફાટ તથા વેદનાવાળુ હોય છે.

**रक्ताधिमंथ :-**

નેત્ર બપોરિયાના ફૂલ જેવું, ગ્લાનિયુક્ત, સ્પર્શ સહન ન કરે તેવુ, રાતા સ્રાવથીયુક્ત, તોદયુક્ત બધી દિશાઓ જાણે અગ્નિથી વ્યાપ્ત લાગતી હોય તેવુ, રાતા છેડાવાળુ અને કૃષ્ણમંડલ રુધિરમા ડૂબેલા અરીસા જેવુ લાગે તો રકતાધિમંથ જાણવો.

અધિમંથોમા રુગ્ણ યા વૈદ્યની ભૂલથી ઉપચારમાં વિપર્યય થાય તો કફાધિમંથ સાત રાતની અંદર, રકતાધિમંથ પાચ રાતની અંદર,

વાતાધિમંથ છ રાતની અંદર અને પિત્તાધિમંથ ત્રણ રાતની અંદર દૃષ્ટિને હણી નાખે છે

**सशोफपाक :-**

કડુ, પીપડા, અશ્રુથીયુક્ત નેત્ર પાકા ઉંબરાના ફળ જેવુ રાતુ બળતરાવાળું, ફૂલી ગયેલું, તોદ, વ્યથા, ભારેપણું વારંવાર ઊના ચીકણા, ટાઢાં અશ્રુ સ્રાવતા હોય અને પાપવાળુ ત્રિદોષજ જાણવુ.

આ બધા લક્ષણો હોય અને શોથ ન હોય તો અશોફપાક જાણવો

**हताधिमंथ :-**

વાતાભિષ્યંદમાથી થયેલ અધિમંથ જ્યારે યોગ્ય ઉપચારોની ઉપેક્ષા કરવાથી ઉગ્ર વેદના કરી જ્યારે આખને બળાત્કારે સૂકવી નાખે ત્યારે એ હતાધિમંથ કહેવાય છે. અને જે અધિમથ થતાં શિરાસ્થિતવાયુ ઉગ્ર વેદના કરી આંખને બહાર કાઢી નાખે તે અધિમથ પણ હતાધિમંથ કહેવાય છે. બન્ને વાતજ અને અસાધ્ય છે.

**वातपर्याय :-**

એ પાંપણ (પક્ષ્મ) ને અને ભ્રૂવ (ભ્રમર)મા રહેલ દુષ્ટ વાયુ પાપણોમા ફરી ફરીને કોઈ સમયે પક્ષ્મમાં કોઈ સમયે ભ્રમરમા તીવ્ર વેદના ઉત્પન્ન કરે છે એને વાતપર્યાય કહે છે તે વાતજ અને સાધ્ય છે.

**शुष्काक्षिपाक :-**

પક્ષ્મ દારુણ અને રૂક્ષ થઈ જાય, નેત્ર સંકુચિત રહે, બળતરા થાય, આખથી જે દેખાય તે મેલુ દેખાય, ઉઘાડતી સમયે આંખો વિકૃત થાય તે શુષ્કાક્ષિપાક કહેવાય છે આ વાતજ અને સાધ્ય છે

**अन्यतोवात :-**

કાન, માથું, હનુ, મન્યા, પૃષ્ઠ વગેરેમાં દુષ્ટ વાયુ, ભ્રમર અને

નેત્રમાં અત્યંત વેદના કરે છે એ રેગ, અન્યતોવાત કહેવાય છે અન્ય સ્થળનો વાયુ અહી વેદના કરે છે. માટે અન્યતોવાત નામ પાડયું છે.

**अम्लाध्युषित :-**

અત્યત ખાટાં વિદાહી અન્નાદિકના સેવનથી નેત્ર કાંઈક કાળાશવાળાં, રતાશથી ચોમેર ઢકાઈ જઈ શોથયુકત થાય છે એને અમ્લાધ્યુષિત કહે છે એ પિત્તજ અને સાધ્ય છે

**शिरोत्पात :-**

નેત્રની શિરાઓ વેદના વગરની અથવા વેદનાયુક્ત રાતી થઈ જઇ વારવાર ચારે બાજુ વિકૃત વર્ણવાળી થઈ જાય તેને શિરોત્પાત કહે છે, એ રુધિરજ અને સાધ્ય છે

**शिराहर्ष :-**

જો પ્રમાદથી શિરોપ્તાતથી ઉપેક્ષા કરવામાં આવે તો શિરાહર્ષ થાય છે જેમા રાતાં આછા અશ્રુઓનો અત્યંત સ્રાવ થાય છે અને નેત્રથી જોઈ શકાતુ નથી, આ રુધિરજ અને સાધ્ય છે.

## दृष्टिगतरोगो

**दृष्टि ( કીકી ) :-**

નેત્રના કૃષ્ણમંડળના મધ્યમા રહેલ મસૂરની દાળ જેવડી, સ્વચ્છ પચમહાભૂત નિર્મિત નિમેષ આવે ત્યારે પતગિયા જેવી લાગતી અને ન આવે ત્યારે પ્રકાશમાનપણાને લીધે અગ્નિના તણખા જેવી લાગતી, લાબા કાળ સુધી તેજથી સિદ્ધ થયેલ, છિદ્રવાળી અને જેને હમેશા શીત અનુકૂળ લાગે છે, નેત્રનુ બહિર્પટલ જે રસરક્તનો આધાર રાખેલુ છે તેથી વીટળાયેલી જે દષ્ટિ છે તેને વિદ્વાનો કીકી ( દષ્ટિ ) કહે છે

**ચાર પટલ :-**

નેત્રના ચાર પટલ હોય છે તેમાં સૌથી ઉપલું પટલ, રુધિર અને રસાશ્રિત છે, બીજું પટલ માસાશ્રિત, ત્રીજું પટલ મેદાશ્રિત, ચોથુ પટલ અસ્થ્યાશ્રિત, રહેલ છે. એ ચારે પટલોની એકંદરે સ્થૂલતા સ્વઅંગુષ્ઠના પેટ જેવા જાડા નેત્રના પાંચમા ભાગ જેટલી છે.

**પ્રથમ પટલ ગતદોષ સ્વભાવ -**

જે માણસની દષ્ટિના પ્રથમ પટલ ગતદોષ હોય તે માણસ રૂપને થોડી સ્પષ્ટવાળી જુએ છે અને કવચિત્ દોષ અલ્પ હોય તો ક્યારે સ્પષ્ટ પણ (અપવાદરૂપે દેખે છે). અહીં જે પહેલુ પટલ કહ્યું તે બહારનુ નહિ પણ અંદર સૌથી અંદરનું પહેલું પટલ સમજવું. ટીકાકાર **વિદેહ** કહે છે. નેત્રની અંદર રહેલ દોષ અનુક્રમે ઉપર ઉપરના પટલને પ્રાપ્ત થાય છે.

**દ્વિતીય પટલ ગતદોષ સ્વભાવ :**

દોષ મેદાશ્રિત હોય તો દષ્ટિ રૂપને સારી રીતે ગ્રહણ કરી શકતી નથી એટલે માખી, મચ્છર તથા કરોળિયાએ રચેલાં જાળાઓ જેવું દેખાય છે. મંડલ પતાકા અને કિરણ ન હોય તો પણ જાણે એવા કુંડલ હોય તેમ પ્રકાશતાં દેખાય છે. પડછાયા વગેરેના સચારો ઊંચે, નીચે તથા આડા રહેલા જોવામા આવે છે. વરસાદ, વાદળાં તથા અંધકાર ન હોય તો પણ તે હોય તેમ દેખાય છે. રૂપોનુ યથાર્થ ગ્રહણુ નહિ કરવારૂપ દષ્ટિનો વિભ્રમ થવાથી દૂર રહેલા રૂપો સમીપમા તથા સમીપમાં રહેલા રૂપો દૂર રહેલાં દેખાય છે અને મહાપ્રયત્ને પણ સોયનુ નાકુ દેખાતું નથી.

**તૃતીય પટલ ગતદોષ સ્વભાવ :-**

માસાશ્રિત દોષ હોય તો જે ઊંચે હોય તે જોવામાં આવે પણ નીચે દેખાતુ નથી. ઉપર જોતા ઉપરના મોટા પદાર્થો જાણે વસ્ત્રથી ઢંકાયેલા હોય તેમ લાગે છે. કાન, નાક અને નેત્રથીયુકત શરીરવાળાઓ

જાણે તેના વગરના હોય તેમ લાગે છે જો દોષ બળવાન હોય તો દોષાનુસાર દષ્ટિનો વર્ણ થઈ જાય છે જો દોષ **અધોભાગ**માં સ્થિતિ હોય તો સમીપના પદાર્થ દેખાતા નથી **ઊર્ધ્વભાગ**માં હોય તો દૂરના પદાર્થો દેખાતા નથી. જો દોષ પાર્શ્વમા રહ્યા હોય તો પાછળના પદાર્થ ન જુએ. જો દોષો ઉપર નીચે અને પાર્શ્વભાગ ચારેય તરફ સ્થિત હોય તો મનુષ્ય પૃથક્ પૃથક્ સ્થિત પદાર્થોને નાના જુએ છે. જો દોષ કીકીના મધ્યભાગમાં હોય તો વ્યક્તિ મોટા પદાર્થોને નાના જુએ છે. જો દોષ તિર્યક્ હોય તો મનુષ્ય એક જ પદાર્થને બે જુએ છે જો દોષ દષ્ટિના બે ભાગમાં હોય તો પણ મનુષ્ય એક વસ્તુના બે ભાગ જુએ છે. જો દોષ અનિયત સ્વરૂપે હોય તો મનુષ્ય એક પદાર્થના અનેક રૂપ જુએ છે.

**चतुर्थ पटल गतदोष स्वभाव :-**

બાહ્ય પટલમાં સ્થિત તિમિર ( જેમા અધારું જ લાગે છે તે તિમિર ) ચારેય બાજુ દષ્ટિને અવરુદ્ધ કરી દે છે અનેક ગ્રંથ કર્તાઓએ આને લિંગનાશ પણ કહેલ છે. આ અધકાર સમાન મહાવ્યાધિ નવીન હોય છતા રોગી આકાશમા ચદ્ર, સૂર્ય, તારા અને વીજળી જુએ છે પરતુ રોગ જૂનો થયે તો એ પણ દેખાતુ નથી આ તિમિર નામક રોગ લિંગનાશની માફક જૂનો થયે નીલિકા અને કાચને નામે ઓળખાય છે

**वातज तिमिर :** રૂપો જાણે ભમતા હોય, મલિન, અસ્પષ્ટ, રતાશયુક્ત, વક્ર હોય **पित्तज तिमिर :** સૂર્ય, પતંગિયા, ઇંદ્રધનુષ્ય, વીજળીના રૂપ, મોર પીછાં જેવાં ચિત્રવિચિત્ર અને લીલા કાળા દેખાય **कफज तिमिर :** શ્વેત ચામર જેવા ગોર, વાદળ જેવા જાડા, જલમા ડૂબેલા, અત્યત શીત, સ્નિગ્ધ અને શ્વેત રૂપ જોવામા આવે અને આકાશમા વાદળાંનો ઘેરાવો ન હોય છતાં ઘેરાવો દેખાય તો કફજ તિમિર જાણવુ. **रूधिरज तिमिर :** અનેક પ્રકારના અધકારો દેખાય, રૂપો રાતાં, હરિત, થોડી ઘણી કૃષ્ણતાવાળા, ધૂમથી ઘેરાયેલા લાગે તો રક્તજ તિમિર જાણ. એવુ લોહીની બહુલતાથી થયેલુ જાણવુ **सन्निपतज**

**તિમિર :** ચારે બાજુ સર્વે પદાર્થો વિચિત્ર વર્ણોવાળા, વીખરાયેલા, બબ્બે પ્રકારના અથવા ઘણા પ્રકારના, ઓછાં અજવાળા તથા તારા જેવા પદાર્થો પણ તેવા દેખાય તો ત્રિદોષજ જાણવું. **रक्तसार मिश्र पित्तज तिमिर :** જો બધી દિશાઓ પીળી દેખાય, સૂર્ય જાણે ઊગતો હોય, વૃક્ષો પતંગિયાથી અને અગ્નિ વગેરે તેજથી વ્યાપ્ત હોય તો રક્તસાર મિશ્ર પિત્તથી થયેલ તિમિર છે આ પિત્ત સ્વયમેવ ક્ષીણ પણ થાય છે.

લિંગનાશ શબ્દની નિરુક્તિમાં જે વડે જ્ઞાન થાય છે તેને **લિંગ** કહે છે એટલે એ પદથી દૃષ્ટિતેજનો અર્થ પ્રાપ્ત થાય છે. આમાં દૃષ્ટિતેજનો નાશ થાય છે માટે એને લિંગનાશ કહે છે

**दृष्टिगतरोगो १२** છે ચરકના મત મુજબ ૧૨ છે. એમાં વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ, રક્તજ અને પરિમ્લાયી એ છ લિંગનાશ અને પિત્તવિદગ્ધદૃષ્ટિ, કફવિદગ્ધદૃષ્ટિ, ધૂમદર્શી, હ્રસ્વજાડ્ય, નકુલાંધ્ય અને ગંભીરિકા આ છ બીજા છે. ચરક વધુમાં બે સન્નિમિતિક અને અનિમિત્તક લિંગનાશ કહ્યા છે

**लिंगनाश :-**

**वातज :** દર્શનમા ભ્રમણ હોય તેમ, મલિન, અસ્પષ્ટ, રતાશવાળા, જાણે ફેરવીને ફેંકાયેલ હોય તેમ લાગે છે **पित्तज :** સૂર્ય, પતંગિયું, ઇંદ્રધનુષ્ય, વીજળી, મયૂરપિચ્છ, નીલ અને કૃષ્ણવર્ણ દેખાય તો પિત્તજ જાણવું. **कफज :** સ્નિગ્ધ, શ્વેત, જલમાં ડૂબેલા જેવાં, કરોળિયાનાં જાળાં જેવાં જોવામાં આવતાં દર્શનો કફજ લિંગનાશ સૂચવે છે. **सन्निपातज** · ચારે બાજુ વિપરીત, એક, બે કે વધુ વર્ણો દેખાય છે. ચારે તરફ હીનાંગ, અધિકાંગ અને પ્રકાશમય દેખાય છે **रक्तज :** આ માનવી રૂપોને લાલ, લીલાં, કાળાં, પીળાં જુએ છે અને વિવિધ પ્રકારના અંધકારને જુએ છે. **परिम्लायी :** આ રક્તથી મૂર્ચ્છિત પિત્ત પ્રધાન છે. એથી

બધી દિશાઓ પીળી અને સૂર્યોદય હોય તેમ લાગે અને વૃક્ષ પર અગ્ન્યાદિ તેજ વ્યાપ્ત લાગે છે **વર્ણના :** ૬ પ્રકાર. **વાતજ** લિંગનાશમાં નેત્ર લાલ **પિત્તજન્ય પરિમ્લાયી**માં નીલ વર્ણ **કફજ**માં શ્વેત. **રક્તજ**માં રતાશયુકત અને **સન્નિપાતકજ**માં ચિત્રવિચિત્ર વર્ણ હોય છે.

દૂષિત પિત્તના કારણે જે માનવીની દષ્ટિ પીળી થઈ જાય છે એને **પિત્તવિદગ્ધદૃષ્ટિ** કહે છે. દોષના ત્રીજા પટલમાં જવાથી રોગી દિવસે બરોબર જોઈ ન શકે પરંતુ રાત્રે જુએ, રાત્રે શીતલતાને કારણે દૃષ્ટિ ખૂલી જવાથી પિત્તાલ્પતાને કારણે તે દેખી શકે છે. **કફથીવિદગ્ધદૃષ્ટિ**માં માણસ રૂપોને શ્વેત માને છે, ત્રણેય પટલોમાં અલ્પ સ્થિત દોષ રાત્ર્યન્ધતા ઉત્પન્ન કરી દે છે. દિવસમાં સૂર્યની કૃપાથી કફ અલ્પતા થવાથી દષ્ટિ ખૂલવાથી જોઈ શકે છે. **ધૂમદર્શી** વિકારમાં શોક, જ્વર, પરિશ્રમ, શિરઃશૂલ કારણથી દૃષ્ટિ નષ્ટ થાય તે મનુષ્ય બધી વસ્તુ ધૂંધવાયેલી જુએ, એ રોગને ધૂમદર્શી કહે છે. **હ્રસ્વજાડ્ય** વિકારમાં માણસ કઠણાઈપૂર્વક રૂપોને નાના આકારમા જુએ છે, એને હ્રસ્વજાડ્ય કહે છે **નકુલાન્ધ્ય**માં દોષાક્રાન્ત થઈ પુરુષની દષ્ટિ નોળિયા–નકુલની માફક ચમકે છે, તે દિવસે બધા દોષોના વર્ણવાળાં રૂપોને જુએ છે. **ગંભીરિકા**મા વાતયુક્ત દષ્ટિ વિરૂપવાળી, સંકુચિત અને અંદર બેસેલી હોય છે અતિશય વેદના થાય છે.

બાહ્ય કારણથી થનાર બે રોગ **નિમિત્તજ** અને **અનિમિત્તજ**માં નિમિત્તજ શિરઃશૂલથી અને એના લક્ષણ અભિષ્યંદ સદશ થાય છે. અનિમિત્તજ લિંગનાશમા દેવતા, ઋષિ, સર્પ, સૂર્ય આદિ દેખવાથી મનુષ્યની દષ્ટિ જતી રહે છે તે લિંગનાશ અનિમિત્તજ ગણાય છે. એમા આંખો અત્યંત નિર્મળ હોય છે. દષ્ટિ સ્વાભાવિક વર્ણની તથા સ્વચ્છ રહે છે.

અભિઘાતથી માનવીની દષ્ટિ ફાટી જાય છે, નીચે બેસી જાય છે અથવા અલ્પ થઈ જાય છે.

## ચિકિત્સા

નેત્રરોગોમા છેદન લાયક ૧૧. લેખન લાયક ૯, ભેદન યોગ્ય ૫, વેધન યોગ્ય ૧૫, ઔષધ સાધ્ય ૧૨ અને યાપ્ય ૭ રોગો છે. આગંતુક બન્ને યાપ્ય યા અસાધ્ય છે.

**છેદ્ય** : અર્શોવર્ત્મ, શુષ્કાર્શ, અર્બુદ, શિરાપીડિકા, શિરાજાલ, ૫ અર્મ, પર્વણિકા. **લેખ્ય** : ઉત્સંગિની, બહલવર્ત્મ. કર્દમવર્ત્મ, શ્યાવવર્ત્મ, બદ્ધવર્ત્મ, પોથકી, કુંભિકા, વર્ત્મશર્કરા. **ભેદ્ય** : શ્લેષ્મોપનાહ, લગણ, વિપવર્ત્મ, કૃમિગ્રંથિ, અજનનામિકા. **વેધ્ય** : શિરોત્પાત, શિરોહર્ષ, નેત્રપાક ૨. અન્યતોવાત, પૂયાલસ, ૪ અધિમંથ, ૪ અભિષ્યંદ, વાતવિપર્યય, **શસ્ત્ર અયોગ્ય** : શુષ્કાક્ષિપાક, કફવિદગ્ધ દષ્ટિ, પિત્તવિદગ્ધ દષ્ટિ, અમ્લાધ્યુષિત શુક્ર, અર્જુન, પિષ્ટક, અપરિક્લિન્નવર્ત્મ ધૂમદર્શી, શુકિતકા, ક્લિન્નવર્ત્મ, બલાસ, આગન્તુક ૨, આ ૧૨ શસ્ત્રકર્મ અયોગ્ય છે. **યાપ્ય** : ૭ કાચ જેમાં રોગી જોતો રહે છે અને પક્ષ્મ કોપ યાપ્ય છે **અસાધ્ય** : વાત જ હતાધિમંથ, નિમિષ, ગંભીર દષ્ટિ, વાતહતવર્ત્મ, હ્રસ્વજાડ્ય અને જલસ્રાવ, કફસ્રાવ, રક્તસ્રાવ, અજાકાજાત, શોણિતાર્શ, વ્રણાન્વિતશુક્ર, પૂયસ્રાવ, નકુલાન્ધ્ય, અક્ષિપાકાત્યય, અલજી અને બાહ્ય આગંતુક ૨ આ અસાધ્ય છે

**अभिष्यन्द :–**

**વાતાભિષ્યંદ** તથા **વાતાધિમંથ**ના રુગ્ણને પુરાતન ધૃતથી સ્નેહન, સ્વેદન કરી જેમ ઠીક થાય તેમ શિરા મોક્ષણ કરવુ સ્નિગ્ધ વિરેચન, બસ્તિઓ આપવી, તર્પણ, પુટપાક, ધૂમ, આશ્ચ્યોતન, નસ્ય સ્નેહ, પરિષેક અને શિરાબસ્તિ આપવાં. જ્વરની માફક નેત્રરોગોમા પણ સામ–નિરામ વિચાર કર્યો છે નિરામ અવસ્થામાં સ્નેહ ન કરવો સ્વેદ આપવો. સ્વેદ, પ્રલેપ, નિકાન્ત, ધૂમ, ચાર દિવસનો કાળ અને લંઘન એ સામ–અક્ષિરોગોના ૭ પાચન છે અને સામ નેત્રરોગોમાં અંજન, ધૃતપાન, કષાય અને ભારે ભોજન તથા સ્નાન ત્યાજ્ય છે.

જેમ જ્વર સાત દિવસમાં નિરામ બને છે તેમ નેત્રરોગો ચાર દિવસમાં નિરામ બને છે બસ્તિ વિબંધમાં આપવી. શીતળ આશ્ચ્યોતન, શેક, સુખોષ્ણ શેક, પુરાતન ઘૃતમાં એક વર્ષ જૂનુ ઘૃત દૃષ્ટિ સમીપ માથાનો હલકો સ્વેદ કરવો, કેમકે તે પ્રદેશમાં વસા નથી. ભદ્રદાર્વ્યાદિ વાતનાશકગણ, આનુપમાસ, કાંજી, કવાથ એનાથી સિંચન કરી કપડાની પોટલીને ઉષ્ણ ઘી, તેલ, વસા મજ્જામાં ભીજવી દૂધથી સ્વેદનાદિ કરી શિરા મોક્ષણ કરવું ભોજનમાં ગ્રામ્ય માંસરસ, અનુપ માસરસ, સ્નિગ્ધયુકત દાડમ, આંમળાના રસથી મિશ્રિત માંસરસ દ્વારા અથવા શતાવરી, સૂંઠ વગેરે દ્વાગ સસ્કૃત દૂધ સાથે ભોજન આપવુ બધા અમ્લ પિત્તકારક છે પણ દાડમ અને આમળાં પથ્ય છે. રાત્રે ઘૃતપાન કરવુ ત્રિફળા સિદ્ધ ઘૃત શ્રેષ્ઠ છે. ભદ્રદર્વ્યાદિ વાતહર ગણથી સિદ્ધ ઔષધ ઘૃત શ્રેષ્ઠ છે ત્રિફળા ઘૃત વ્યાધિ પ્રત્યનીક છે, જ્યારે દેવદારુ આદિ વાતહર ઘૃત દોષ પ્રત્યનીક છે સ્નૈહિક પુટપાક, ધૂમ, નસ્ય અને શાલપર્ણી, દૂધ કાકોલ્યાદિ મધુર ગણથી સિદ્ધ ઘૃત નસ્ય માટે પ્રયુકત કરવુ. એરંડના પાન, મૂળ, છાલ, કંટકારિમૂળથી સિદ્ધ બકરીનુ દૂધ, સુખોષ્ણ ગરમ દૂધનો શેક કરવો આશ્ચ્યોતનમા શીતળ દૂધ વાપરવું સિધવ, પાસ, જેઠીમધ, પીપર એનાથી અડધુ પાણી મેળવેલુ દૂધ સિદ્ધ કરી તે પરિષેક, આશ્ચ્યોતન માટે શ્રેષ્ઠ છે. વાળો, તગર, મજીઠ, ઉદુંબરછાલ એનાથી અડધુ પાણી મેગવી સિદ્ધ કરેલુ બકરીનુ દૂધ શલનાશક આશ્ચ્યોતન છે

જેઠીમધ, હળદર, હરડે, દેવદારને બકરીના દૂધમાં પીસી અભિષ્યદમા અજન કરવુ. ગેરુ ૧, સિધવ ૨, પીપર ૪, સૂઠ ૮ પાણી સાથે પીસી શકાય છે વિધિપૂર્વક, અપતર્પણ, શિરોવેધન કરી બાદમાં સ્નેહાંજન કરવુ તે માટે તામ્ર પાત્ર સ્થિત માસ ઘૃત સિધવયુકત સ્નેહજન ગણાવે છે કોઈક આનુપ જલચરની વસા સિધવયુકત સ્નેહાંજન માને છે. **અન્યતોવાત** અને **વાતપર્યાય**ની આ જ ચિકિત્સા છે. એમાં ભોજન પૂર્વે ઘૃત યા દૂધ આપવું. સિધવ, દેવદારુ, સૂઠ, લીબુસ્વરસો, ઘૃત, દૂધ

સાથે મેળવી શુષ્કાક્ષિપાકમાં એનુ અંજન કરવું. ઘૃતપાન, જીવનીશગણ સિદ્ધ ઘૃતથી તર્પણ, અણુતૈલથી નસ્ય, શીતળ પરિષેક તેમાં પણ સિંધવ મિશ્રિત ઠંડું દૂધ પરિષેકાર્થે વાપરવું. હળદર, દેવદારુ સિદ્ધ દૂધમા સિંધવ મેળવી આપવું

વાતજન્ય રોગોમાં આ જ કહેલ ક્રમ બુદ્ધિમાન વૈદ્યે કરવો, અર્થાત્ વાતાભિષ્યન્દની આ ચિકિત્સા સમસ્ત વાતજ નેત્રરોગોમાં પ્રશસ્ત છે.

**પિત્તાભિષ્યન્દ :–**

પિત્તાભિષ્યન્દ તથા અધિમંથમાં રક્તસ્રાવ, વિરેચન, આંખો પર પરિષેક, આલેપ, નસ્ય, અંજન અને પિત્તવિસર્પની ચિકિત્સા (ઉશીર, ચંદન વગેરે) કરવી ઇષ્ટ છે.

ઘાબાજરિયું, શાલિ, પાષાણભેદ, દારુહળદર, એલચી, કમળ, લોધર, મોથ, સાકર, દરભ, શેરડી, પદ્મકાષ્ટ, દ્રાક્ષ, મધ, ચંદન, જેઠીમધ, સ્ત્રીનું દૂધ, હળદર, સારિવા આ બધાને પીસી ઇક્ષુ સ્વરસમાં ઘૃત સિદ્ધ કરી અક્ષિતર્પણ શેક નસ્ય માટે ઉત્તમ છે. આ દ્રવ્યોથી સિદ્ધ બકરીનુ દૂધ પણ ઉત્તમ છે. પલાશ (ખાખરા) ના સ્વરસમા સાકર અને મધ મેળવી આજવા. કળી નસોતર યા જેઠીમધની રસક્રિયા બનાવી, સાકર મધ મેળવી આજવા. મોથ, સમુદ્રફીણ, કમળ, વાવડિંગ, આંબળાં, વિજયસારની રસક્રિયા બનાવી આંજવી તાલીસ, એલચી, ગેરુ, ખસ અને શંખને ધાવણમા પીસી આંજવા. સુવર્ણને ધાવણમા ઘસી અથવા ખાખરાના ફૂલને મધમાં મેળવી (તામ્ર પાત્રમાં) અંજન કરવુ. લોધર, દ્રાક્ષા, સાકર, કમળ, જેઠીમધ અને વજને ધાવણમા ઘસી આંજવા. અમલતાસની છાલને ધાવણમા પીસી અંજન કરવું. વાળો, ચંદન, ઉદુંબરને વસ્ત્રની પોટલીમાં બાંધી, પાણીમાં ભીજવી આશ્ચ્યોતન કરવુ સમુદ્રફીણને ધાવણ અને મધમાં ઘસી આંજવુ જેઠીમધ, લોધર, દ્રાક્ષ, સાકર અને નીલકમળને સ્ત્રીના દૂધમાં વાટી અળસીના વસ્ત્રમાં બાંધી તેનાં ટીપાં પાડવાં. કાયફળને જલમાં વાટી

તેનાં ટીપાં પાડવાં અમ્લાધ્યુષિત અને શુક્તિકાની પણ આ જ ચિકિત્સા કરવી તેમાં શિરાવેધન કરવું વિશેષમા ત્રિફળા કવાથ કે કલ્કથી સિદ્ધ ધૃત પાવું અથવા પુરાતન ધૃત આપવુ શુક્તિકામાં વિરેચન આપી. દોષો દૂર કરી પછી શીતળ અંજન કરવું. તેમજ લસણિયા મણિ, સ્ફટિક મણિ, પરવાળાં, મોતી, શંખ, રૂપા કે સુવર્ણના બારીક ચૂર્ણને સાકર તથા મધથી મેળવી અંજન કરવું. આ ચૂર્ણાત્મક અંજન શુક્તિકાનો નાશ કરે છે.

ધૂમ્રદર્શિકામાં ધૃત પાવા ઉપરાંત રકતાભિષ્યન્દની ચિકિત્સા કરવી પિત્તહારક અને પિત્તવિસર્પની ચિકિત્સા કરવી.

**શ્લેષ્માભિષ્યન્દ :–**

સ્વેદન, અવપીડન, નસ્ય, અંજન, ધૂમ્રપાન, સિંચન, લેપ, કવલગ્રહ, અશ્ચ્યોતન, રૂક્ષ પુટપાક કરવા. એ છતાં રોગો વૃદ્ધિ પામે તો તિક્ત ધૃતથી સ્નેહન કરી ૧૫ દિવસ બાદ શિરાઓને વીધી રક્તસ્રાવ કરી મટાડવા, ત્રણ દિવસ સુધી લઘન કરાવી દરરોજ સવારે તિક્ત ધૃત પાવુ. કફ વૃદ્ધિ કરે તેવું અન્નપાન ન આપવું. અરડૂસો, ગરણી, ઉપલસરી, મરવો, બીલી, પતંગ, રતવેલિયો, પીલુડીનાં પાંદડાં, આકડાંનાં પાદડાં, કોહનાં પાદડાથી સ્વેદન કરવુ. વાળો, સૂંઠ, દેવદાર અને કઠનો લેપ કરવો સિંધવ, હિંગ, ત્રિફળા, જેઠીમધ, પાડેરવો, રતાજળી, તાંબુ, મોરથૂથૂ જળમાં મેળવી વાટ બનાવીને આંજવી. અથવા હરડે હળદર, જેઠીમધ તથા રસવતીને જળમાં વાટ બનાવીને તે આંજવી અથવા સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડા, આમળા, હળદર અને વાવડિંગને પાણીમાં વાટી તેની વાટ બનાવીને તે આંજવી વાળો, કુષ્ઠ, દેવદાર, શંખ, કાળીપાટ ચિત્રક, સૂંઠ, મરી, પીપર, અને મનશિલની વાટ બનાવી તે આંજવી. અથવા જાઇફૂલ, સરગવાનાં ફૂલને જલમાં પીસી વાટ બનાવી તે વાટ આંજવી સરગવાના ફળ, ઊભી ભોરીગણીનાં ફૂલ ને ફલ, બેઠી ભોરીગણીનાં ફૂલ, રસવંતી, ચંદન, સિંધવ, મનશિલ, હરતલ અને લસણને સમભાગે

પાણીમાં વાટીને વાટ બનાવી આંજવી. **કફજ નેત્રરોગો**માં આ વાટો ઉત્તમ છે. **બલાસગ્રથિત**માં સારી પેઠે સંશોધન કરી ક્ષારાંજન યોજવું **ક્ષારાંજન** લીલા જવને સાત કે ચૌદ દિવસ સુધી કાળી ગાયના દૂધની ભાવના આપવી પછી બાળવા અને તે સાથે રામતુલસી, ગરણી, કોઠ, બીલી, નગોડ, અને જાઇના પુષ્પો પણ બાળવાં પછી ઉષ્ણ જલ સાથે મેળવી ક્ષાર વિધિથી વારંવાર જલનો સ્રાવ કરાવી તેમાં સિંધવ, મોરથુથુ અને ગોરોચન નાખી લોઢાની નળીથી હલાવી ક્ષાર પકાવવો. તે ક્ષાર આંજવો. **પિષ્ટક**મા ત્રિકુટ, સિંધવ, ધોળા મરીને બિજોરાના રસમાં વાટી આંજવા. **પ્રક્લિન્નવર્ત્મ**મા સરગવો, ઇંદ્રવારુણી, કરિયાતું, પટોલ, આમળાં, હીરાકસી, દરિયાઈ લવણ, રસવંતી, જાઈની કળીઓ વાટી ગોળી કરી સૂકવી મધમાં ઘસી આંજવું. આ યોગાંજન પ્રક્લિન્નવર્ત્મ માટે ઉત્તમ છે. કંડુ કફજ નેત્રરોમ ખરજ હોય ત્યારે ઉત્તમ સિંધવ, સફેદ મરી, મનશિલને સમભાગે લઈ બિજોરાના રસમાં વાટી નેત્રોમાં આંજવાં. સૂંઠ, દેવદાર, મોથ, સિંધવ અને જાઈની કળીઓને મદિરામાં વાટી નેત્રોમાં આંજવાથી ખરજ અને સોજો મટે છે. બલાસગ્રંથિત, પિષ્ટક, પ્રક્લિન્નવર્ત્મ તથા અન્ય કફજ નેત્રરોગોમાં પણ કફાભિષ્યંદ અને કફાધિમંથની ચિકિત્સા કરવી

**रक्ताभिष्यन्द :–**

રકતાધિમંથ, અભિષ્યંદ, શિરોત્પાત કે શિરાહર્ષ માટે રોગીને ઘરમા રાખેલ પુરાતન ઘૃતથી કે અત્યંત સ્નેહયુકત માંસરસથી સ્નિગ્ધ કરી શિરાવેધ કરી રકતસ્રાવ કરાવવો અને પછી સારી રીતે વિરેચન આપી શુદ્ધ કરી સિરોવિરેચન દ્રવ્યોથી પકાવી સાકર મિશ્ર કરી મસ્તકને શુદ્ધ કરવુ. પછી દોષો પ્રમાણે લેપ, સિચન, નસ્ય, ધૂમ, આશ્ચ્યોતનો, અંજનો, તર્પણ અને પુટપાકની યોજના કરવી નીલકમળ, વાળો, દારુહળદર, પીળું ચંદન, જેઠીમધ, લોધર, મોથ અને પદ્મકાળને ધોયલા ઘીને મિશ્ર કરી તેનો લેપ આંખોની ચારેય પાસ કરવો આ રોગોમાં

અત્યંત **વેદના થતી** હોય તો કોમળ સ્વેદ આપવા રકતવૃદ્ધિથી વેદના હોય તો આંખની ચારે બાજુ જળો મુકાવી રકતસ્રાવ કરાવવો, ઘીની મોટી માત્રા પણ વેદનાને શાંત કરે છે પિત્તાભિષ્યંદની ચિકિત્સા અહી પણ કારગત નીવડે છે. કસેરુકંદ તથા જેઠીમધના બારીક ચૂર્ણને પોટલીમાં વર્ષા જલ સાથે મેળવી તેનાં ટીપાં પાડવા પાડલા કડાયો. અર્જુન, શીવણ, ધાવડીનાં ફૂલ, આમળાં, બિલ્વ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, મંજિષ્ઠાને સમભાગે મધ અથવા શેરડીમાં વાટી તેનુ અંજન કરવુ. ચંદન, કમળ, તમાલપત્ર, શિલાજિત, કેસર, લોહચૂર્ણ, તામ્રચૂર્ણ, શુદ્ધ મોરથુથુ, લીંબડાનો ગુંદર, રસવતી, કથીર અને કાંસ્યમેલને મધમા વીટી વાટો કરી તે આંજવી આ બધાનુ અંજન રકતાધિમંથ અને ચારેય રોગોમા હિતકર છે. **શિરોત્પાત**માં રસવતી, ઘી અને મધનું અંજન વિશેષ લાભકર છે હીરાકસીને સ્ત્રીના દૂધમા ઘસી આંજવુ. સોનાગેરુને મધમાં વાટી અંજવુ **શિરાહર્ષ**મા દહીની તરને મધ સાથે મેળવી આજવું રસવતીને મધમાં મેળવી આંજવુ. હીરાકસીને સિંધવમાં મિશ્ર કરી આંજવું દહીની મલાઇ, સિંધવ અને અમ્લવેતસને મધમાં મેળવી આજવુ. **અર્જુનરોગ**માં તેને શાંત કરવા સઘળી ક્રિયાઓ પિત્તાભિષ્યંદ પ્રમાણે કરવી હિતકારક છે. શસ્ત્રક્રિયા ન કરવી. ઇક્ષુસ્વરસ, મધ, સાકર, દૂધ, દારુહળદર, જેઠીમધ અને સિંધવનુ સિંચન તથા તે પદાર્થોથી અંજન કરવું. સિંધવ, મધ અને નિર્મળીનુ અંજન કરવુ. રસવંતી અને મધનુ અજન કરવું કૂકડીનાં ઈંડાનાં ખોપરાં, લસણ, સૂંઠ, મરી, પીપર, કરંજબીજ અને એલચીનુ અજન પણ અર્જુન પર હિતકારી છે. આ લેખ્યાંજન કહેવાય છે લોહીના સ્રાવથી માંડી પુટપાક સુધીનો વિધિ કે જે અભિષ્યંદઘ્ન છે તે સઘળી વિધિની યોજના કર્યા પછી જરૂરત હોય તો લેખ્યાંજનો યોજવા **અવ્રણશુક્ર**માં રકતસ્રાવથી માંડી પુટપાક યોજ્યા પછી ઉપરોકત **લેખ્યાંજન**ને યોજવુ. ઉપરાંત સુવર્ણ, કથીર, સીસુ, તાંબુ, લોહના ચૂર્ણ, મનશિલ, સોનાગેરુ, સિંધવાદિ પંચ લવણ તથા લસણિયાં, પરવાળા, મોતી આદિ રત્નોનાં

ચૂર્ણ. ગાય, ઘોડા અને ગધેડાના દાંતનાં ચૂર્ણ ગાય વગેરેના શિંગડાંનાં ચૂર્ણો મેળવી બનાવેલ કલ્પ પણ લેખ્યાંજન કહેવાય છે. આ બધાં લેખ્યાંજનો યોજવાં. સવ્રણશુક્ર કે જે અસાધ્ય છે જે એક પટલ કે બે પટલમાં હોય, રૂક્ષ હોય તો તેનો પણ સવ્રણશુક્ર સદૃશ યોજના કરવી. સરસડાના બીજ, મરી, પીપર અને સિંધવ આ બધાંના ચૂર્ણથી કે એકલા સિંધવના ચૂર્ણથી ફૂલાને ઘસવુ સિંધવ ૧, મરી ૨, મનશિલ ૪, શંખ ૮, તામ્ર ૧૬ના ચૂર્ણથી બનાવેલ અંજનથી ફૂલું મટે છે. ક્ષારાંજન જે ઉપર બલાસ ગ્રથિતમાં કહ્યુ છે તે પણ હિતકારક છે. બહેડાંના ઠળિયાની મજ્જા અને મધના અંજનથી ફૂલુ મટે છે. શંખ, છીપ, મધ, દ્રાક્ષ અને જેઠીમધનુ અંજન પણ લાભકારી છે વાંસના અંકુર, પાકા બિલાંઓના ઠળિયા, તાડ અને નારિયેળને બાળી તે ભસ્મને ક્ષારની પેઠે ગાળી તે ક્ષારોદકની ભાવના ઊંટના હાડકાને આઠ દિવસ સુધી આપવી. પછી તે ચૂર્ણને મધથી ખરડેલી આંગળી કે સળીથી આંજવાથી ફૂલાને વારંવાર ઘસવાથી અને ત્રિફળાના પાણીથી ધોવાથી ફૂલાનો વર્ણ નાશ પામે છે. એટલે ફૂલું કાળુ થઈ જાય છે. **અજકાજાત**માં તેને બાજુમાં સોય વડે વીંધી, જલ કાઢી નાખી વ્રણને ઘી અને બળદના માંસથી, પરવો. જો અજકાનું મોઢુ બહુ ઊંચુ હોય, પલકની પાસે અંદર હોય તો શસ્ત્ર વડે બહુ વાર અવલેખન કરવું. **સશોફપાક** અને **અશોફપાક** એ બેમાં સ્નેહન સ્વેદન કરી શિરાવેધ કરી પછી શેક, આશ્ચ્યોતન, નસ્ય અને પુટપાક આપવો. એક માસ સુધી તામ્ર પાત્રમાં રાખેલા ઘીને સિંધવથી મિશ્ર કરી અંજન કરવું, અથવા એ રીતે રાખેલા દહીંને સિંધવાથી મેળવી આંજવુ, કે દહીની તરને સિંધવથી મેળવી આંજવું. એક માસ સુધી સિંધવ સાથે ઘૃતમાં રાખેલ સૂંઠને સ્ત્રીના દૂધમાં વાટી તેનાં ટીપાં નાખવાં અને અંજન પણ કરવુ. જાઈના ફૂલ, સિંધવ, સૂંઠ, પીપર, વાવડિંગના સારને મધમાં વાટી તેના સશોફપાક અને અશોફપાક પર નિઃશંક રીતે અંજન કરવા **પૂયાલસ**માં રક્ત મોક્ષણ અને

ઉપનાહ હિતકારક છે. કાસીસ, સિંધવ, સૂંઠ, તામ્ર ચૂર્ણ, લોહ ચૂર્ણ અને મધનું અંજન કરવું **અપરિક્લિન્નવર્ત્મ**માં સ્નેહ, શિરાવેધ, વિરેચન, સિરોવિરેચન, આસ્થાપનથી દોષો દૂર કરી દોષાનુસાર તર્પણ કરી શેક, અશ્ચ્યોતન, નસ્ય, ધૂમ અને અંજન કરવા, કાસ્ય મૂળને કપાસના વસ્ત્ર સાથે બાળી સફેદ મરી, તામ્રરજ મેળવી, બકરીના દૂધમાં પીસી પ્રત્યંજન કરવું. સમુદ્રફીણ, સિંધવ, શંખ, મગ, શ્વેત મરીના ચૂર્ણને અંજન બનાવી પ્રક્લિન્નવર્ત્મમાં જડતા અને કંડુને શીઘ્ર નષ્ટ કરે છે. તેમાં ઉપરના બધા ઉપચાર કરવા, મોરથૂથૂ અને કાજળમા સમાનભાગે મેળવી તામ્ર પાત્રમાં ઘસી ઘીમાં મેળવી અંજન કરવું.

## લેખન

રોગીને સ્નેહન, વમન, વિરેચન કરાવી, વાયુ અને ધૂપ વગરના ઘરમાં બેસાડી, ખાતરીલાયક સહાયકોની મદદથી પકડી પીઠના બળ પર ચત્તા સુવડાવી, ગરમ અનુકૂળ પાણીમાં ગરમ કરેલા વસ્ત્રને અતિ સાવધાનીથી ડાબા હાથની અંગુલિ અને અંગૂઠાથી પાપણને ઉલટાવી સ્વેદન કરવુ અને આંગળી તથા અંગૂઠાથી વર્ત્મને એ રીતે પકડવું કે કપડામાં લપેટાયલી વર્ત્મ ન હલે કે ચલે, પછી શસ્ત્રથી પલકને પ્રમાર્જન કરી વસ્ત્રથી સાફ કરી શસ્ત્ર કે પત્રથી લેખન કરવું પછી રક્ત બંધ થયે સ્વેદન કરી, મનશિલ, કાસીસ, ત્રિકટુ રસાંજન, સિંધવ એ બધાને બારીક પીસી મધમાં મેળવી ઘસવુ પછી ગરમ પાણીથી ધોઈ ઘીથી શેક કરવો અને વ્રણવત્ ચિકિત્સા કરવી. ત્રણ દિવસ બાદ સ્વેદન અવપીડન વગેરે પ્રયોગ કરવા. જો લેખન કાર્યમાં રક્તસ્રાવ કંડુ અને સોજો ન હોય, નખ સમાન સુરેખ હોય તે વર્ત્મ **યોગ્ય રીતે લેખિત** જાણવી. જ્યારે દુર્લિખિતમાં નેત્ર રાતા શસ્ત્રજ ક્ષતથી ગાઢો રક્તસ્રાવ, સોજો, તિમિર, રોગની શાંતિ ન થવી, કાળી વર્ત્મ, ભારેપણું, કંડુ, હર્ષ, તીવ્ર નેત્ર પાક ચિકિત્સા ન કરવાથી થાય છે. એમાં સ્નેહન કરી પછી લેખન કરવુ. વર્ત્મ જો ઊલટી થઈ

જાય, કે એના બાલ હાથથી છટકી જાય તો વેદના અને સ્રાવ વધુ થાય છે એને અતિસ્રાવિત થાય છે એમાં સ્નેહન, સ્વેદન વાતનાશક કર્મ કરવા. વર્ત્મબંધ, ક્લિષ્ટવર્ત્મ, બહલવર્ત્મ, અને પોથકીમાં પહેલાં ટોચી કરી પછી શસ્ત્ર દ્વારા લેખન કરવું. શ્યાવવર્ત્મ અને કર્દમવર્ત્મમાં બુદ્ધિમાન વૈદ્યે એક જ વાર સમાન ( ન ઊંડુ કે ન ઉપરછલ્લું ) લેખન કરે, કુભિકીની, વર્ત્મશર્કરા, ઉત્સંગિની શસ્ત્ર વડે કાપી પછી સાવધાનીથી લેખન કરવું પલકમા જે અતિશય કઠણ, હ્રસ્વ, તામ્રવર્ણની પીડિકા થાય તો તે પાકવા પર ભેદન કરી પછી લેખન કરવું. વર્ત્મન બહાર જે પીડિકા થાય, જેમાં થોડોક સોજો હોય અને જે નાની હોય તેઓં સ્વેદન, આલેપ અને શોધન કરી શાત કરવુ.

## ભેદન

પાકેલી બિસગ્રથિ પર સ્વેદન કરી તેના છેદોને આશય સહિત ભેદન કરી સિંધવ ચૂર્ણ, કાસીસ, પીપર પુષ્પાંજન, (જસતનાં ફૂલ) મનશિલ, એલચીના ચૂર્ણથી ઘસી નાખવા. પછી મધ તથા ઘી લગાડવાં અને યોગ્ય પ્રકારે પાટો બાંધી દેવો. લગણના ફાટવા પર ગોરોચન, યવક્ષાર તથા તુત્થ, પીપર અને મધમાં એમા કોઈ એકથી પ્રતિસારણ કરવુ, જો લગણ મોટું હોય તો વિધિ જાણનાર વૈદ્ય ક્ષાર તથા અગ્નિ કર્મ કરવુ. અજન નામિકામા વૈદ્યે સ્વેદન કરવુ. ફૂટે તો દબાવીને બધો સ્રાવ કરાવી પછી મનશિલ, એલચી, તગર, સિંધવ અને મધથી પ્રતિસારણ કરવુ. જો ફૂટી ન હોય તો પહેલા સ્વેદન કરી શસ્ત્રજ્ઞ વૈદ્ય ભેદન કરી રસાજન અને મધનું પ્રતિસારણ કરી અંજન કરવું. કૃમિગ્રંથિને સારી રીતે સ્વેદન કરાવી ગ્રંથિના ફૂટવા પર રસાંજન મધ વડે પ્રતિસારણ કરી તુત્થ અને કાસીસની રસક્રિયા લગાડવી. કફજ ઉપનાહમાં સ્વેદન કરી વ્રીહિમુખયંત્રથી ભેદન કરી મોટુ અને વેદના રહિતમા લેખન કરવું. રકતના અનુબધ હોવા પર પીપર, મધ અને સિંધવથી ઘસવું. લેખનકાર્ય મંડલાગ્ર શસ્ત્રથી કરવું અને ચારે બાજુ પર પ્રમાર્જન કરવું.

છેદન

વમનાદિક વડે રોગીના શરીરનું શોધન કરી પેયાદિ સંસર્જન વિધિ કરી યા સ્નિગ્ધ રોગીને ભોજન આપી બેસાડી યત્નપૂર્વક બહુ પીડા ન થાય તે રીતે સિંધવચૂર્ણથી આંખમા ક્ષોભ ઉત્પન્ન કરવો. અર્મના ક્ષોભિત થવા બાદ તરત સ્વેદન આપી હલાવવું. અને જે સમયે અર્મમાં કરચલી હોય ત્યા **બડીશથી** અર્મને પકડી ઊંચો કરવો. તે સમયે રોગીને દૃષ્ટિ કાન તરફ રાખવી. બડીશને અંગૂઠા અને તર્જનીથી પકડી અર્મને ઊંચો કરવો આમા સાવધાની રાખવી, નહીતર તૂટવા સંભવ છે. શસ્ત્રથી આંખને નુકસાન ન થાય માટે બંને પલકને જુદી રાખવી. પછી અર્મ ઢીલો થાય ત્યારે ત્રણ **બડીશથી** પકડી તીક્ષ્ણ મંડલાગ્રથી લેખન કરવું કૃષ્ણ મંડલ, શુકલ મંડલથી સંપૂર્ણ રૂપમા અલગ કરી તેનુ પરિશોધન કરવું. આ માટે અર્મને અલગ કરી કનીનિકા ( નાસા સમીપનો ભાગ) પાસે લાવી, કનીનિકાને અતિ ક્રમણ ન કરતા (બચાવીને) તે અર્મ કાપી નાખવું. માંસનો ચતુર્થાંશ ભાગ બાકી રાખી દેવાથી નેત્રને હાનિ નથી થતી કનીનિકાને લાગવાથી રક્તસ્રાવ કે નાડીવ્રણ થાય છે અને અલ્પ પરિમાણમાં અર્મ કાપવાથી અર્મ શીઘ્ર વધે છે અને અશ્રુ વહે છે જે અર્મ માછલી પકડવાની જાળ સરખું વર્ત્મ અને શુકલભાગની પાસે હોય તેને સિધવથી રગડી બડીજથી ઉપાડી ( લટકાવી ) **મંડલાગ્રથી** કાપવું પછી **પ્રતિસારણ** કરવું. તે માટે યવક્ષાર, ત્રિકટુ અને સિધવથી ઘસી પછી સ્વેદ આપી બાધવો. પછી ઋતુકાળ, બળ વગેરેનો વિચાર કરી યોગ્ય સ્નેહ આપી બાધી દેવુ. વ્રણવત્ ઉપચાર કરવા ત્રણ દિવસ બાદ પટ્ટી ખોલી હાથને ગરમ કરી સ્વેદ આપવા અને રોપણ આદિ શોધનોપચાર કરવા શૂળ થવા પર કરંજબીજ, આંબળાં, જેઠીમધથી સિદ્ધ દૂધ અને મધ મેળવી પ્રાતઃ સાયં આશ્ચ્યોતન કરવા. મધ, જેઠીમધ, કેસર કમળ અને ધ્રોને દૂધમાં પીસી શીતળ પ્રલેપ કરવો. જો અર્મ કંઈક બચી જાય તો લેખ્યાંજનનો ઉપયોગ કરવો જે અર્મ નાનુ દહી સરખું લીલુ

અથવા લાલ કે ધૂસર (માટી જેવા) વર્ણનુ પાતળુ હોય તેની શુક્રવત્ ચિકિત્સા કરવી. (દધિસરખુ-શુક્લ અર્મ, નીલ-પ્રસ્તારિ અર્મ, રક્ત-લોહિતાર્મ). જે અર્મ ચામડા સરખું મોટું, સ્નાયુ માંસને કારણ મોટું અને કૃષ્ણ મંડલમાં પહોંચેલું હોય તે અર્મનુ અવશ્ય છેદન કરવું. અર્મ દૂર થયે આંખનો સ્વાભાવિક વર્ણ આવી જાય છે. ઉઘાડ બંધ કરવામાં કોઈ તકલીફ નથી થતી. પરિશ્રમમાં ક્લેશ નથી થતો. સારી રીતે અર્મ છેદન થવાથી હીન કે અતિ છેદનના ઉપદ્રવ રહિત આખ થાય છે. **શિરાજાલ**માં શિરા કઠણ હોય તેને બડીશથી લઈ મંડલાગ્રથી કાપવુ. શિરામાં ઉત્પન્ન પીડિકા ઔષધથી શાંત ન થાય તો અર્મવત મંડલાગ્રથી છેદન કરવું. શિરાજાલ અને પીડિકામાં યવક્ષારથી પ્રતિસારણ કરવું. દોષાનુસાર વાતાભિષ્યંદાદિમાં કહેલ લેખન દ્રવ્ય વાપરવા કૃષ્ણ અને શુક્લ ભાગની વચ્ચે સ્વેદન કરી વૈદ્યે પર્વણિકાને પાછલા ત્રીજા ભાગમાં પકડી ઊંચું કરી કાપી નાખવી. પછી આગળ અને મધ્યમાં કાપવી. એમ ન કરવાથી અશ્રુ નાડીવ્રણ થાય છે. મધ અને સિંધવનું પ્રતિસારણ કરવુ બાકી વધેલા માટે લેખનીય ચૂર્ણો જ વાપરવાં. શંખ, સમુદ્રફીણ, મુક્તાશુક્તિ, ફટકડી, પદ્મરાગ, પ્રવાલ, અશ્મન્તક, મોતી, લોહભસ્મ તામ્રભસ્મ અને આ બધા બરોબર સુરમો લઈ શૃંગપાત્રમાં રાખવાં. સવાર સાંજ અંજન કરવુ તેથી અર્મ પીડિકા અને શિરાજાલ નષ્ટ થાય છે પલક ઉપર સ્વેદ આપી પલકને ઉલટાવવી, અર્શ અને અર્બુદને સોયથી ઊંચકી તીક્ષ્ણ મંડલાગ્રમા મૂળથી કાપી નાખવુ સિંધવ, કાસીસ અને પીપરથી પ્રતિસારણ કરવુ. રક્ત બંધ થયે શલાકાથી બરોબર બાળવું જો રોગ રહી જાય તો ક્ષારથી અવલેખન કરવુ. દોષ નિર્હરણ બાદ તીક્ષ્ણ વમન, વિરેચન આપવા અને વાતાભિષ્યંદવત્ ઉપચાર કરવા.

## पक्ष्मकोप प्रतिषेध

પલકોમા થનાર પક્ષ્મકોપ યાપ્ય છે તેમાં સ્નિગ્ધ રુગ્ણને બેસાડી ભ્રૂવની નીચે બે ભાગમાં પક્ષ્માશ્રિત એક ભાગને બચાવી કનીનિકા અને

અપાગ (નાક તરફ)ના સમાન પ્રદેશને બરાબર લક્ષ્યમાં રાખી બધા સ્થાનો પર વાળની પંક્તિ સાથે પલકના ઉપરિ–અગ્રિમ ભાગમાં જવના આકારમા (વચમા જરા મોટું કિનારા પર પાતળું) ત્વચાને તિર્યક્ રૂપમા શસ્ત્ર વડે કાપવી. ચર્મને કાપી પલકને અશ્વાદિકના વાળથી વૈદ્યે સાવધાનીથી સીવવું. મધ અને ઘી લગાડીને ચિકિત્સા વ્રણવત્ કરવી, માથા પર પાટો બાધવો અને સીવી નાખવો. બીજો પાટો સીવી નાખવો શસ્ત્રકર્મના સ્થિર થવા પર વૈદ્યે ઘોડાના વાળ સીવવા વગેરેમાં લીધા હોય તે કાઢી નાખવા આટલું કર્યા બાદ પક્ષ્મકોપ શાત ન થાય તો પલક ઉલટાવી દોષોથી યુકત બલિ (માંસ)ને અગ્નિ કે ક્ષારથી સારી પેઠે કુશળ વૈદ્ય પ્રતિસારણ કરી બાળે, અથવા વાળની નવી પંકિત જે પેદા થઈ હોય તેને ત્રણ બડીશથી પકડી કાપી નાખવી. પછી હરડેના ફલથી (હરડેને પાણીમાં ઘસી) અથવા તુવરકના ફલથી ઘસવી. શસ્ત્રકર્મ, અગ્નિકર્મ, ક્ષારકર્મ અને ભેપજકર્મ ચારે વિધિ પક્ષ્મકોપને સંપૂર્ણ રૂપમાં નષ્ટ કરવા સમર્થ નથી, કેમકે તે યાપ્ય છે વિરેચન આશ્ચ્યોતન, ધૂમ, નસ્ય, લેપ, અંજન, સ્નેહપાન, રસક્રિયા, વાળો ઉખેડવા એ દોષાનુસાર યોજવા.

## દૃષ્ટિગતરોગ પ્રતિષેધ

દષ્ટિમા થતા ૧૨ રોગોમા ધૂમદર્શીની ચિકિત્સા અગાઉ કહેલ છે તથા તે ઉપરાત પિત્તવિદગ્ધદષ્ટિ અને ચિકિત્સા પણ સાધ્ય હોઈ તેમાં શસ્ત્રક્રિયા ન કરતા–શિરાવેધ ન કરતા–પિત્તાભિષ્યદની ચિકિત્સા કરવી. તે જ રીતે કફવિદગ્ધ દષ્ટિમાં કફાભિષ્યંદની ચિકિત્સા કરવી એમા નસ્ય, સિચન, અજન, આલેપ, પુટપાક અને તર્પણ કરવા ત્રિફલાઘૃત પિત્તવિદગ્ધ પર પીવા આપવુ. તૈવૃત્ત (નસોતર સિદ્ધ) ઘૃત શ્લેષ્મવિદગ્ધ પર આપવુ ગેરુ, સિધવ, પીપર અને ગાયના દાતની મસીનુ અજન લગાડવુ બળદનુ માસ, મરી, સરસડાના બીજ અને મનશિલના અંજન પણ બન્ને રોગ પર હિતકારક છે અંજનો પિત્તવિદગ્ધ પર રાત્રે અને

શ્લેષ્મવિદગ્ધ દૃષ્ટિ પર દિવસે આંજવા એવો પણ મત છે. તે ઉપરાત કલ્કાંજન, વર્ત્યંજન, પુષ્પાંજન વગેરે પ્રયોગો હિતકારી છે ગોમૂત્ર, ગૌઘૃત, સમુદ્રફીણ, પીપર, મધ, કાયફળ અને સિંધવ મિશ્ર કરી પકાવી રસક્રિયા કરી આંજવા.

તિમિરોમા શિરાવેધ કરી રકત દૂર કરી અને વિરેચક દ્રવ્યોથી સિદ્ધ ઘૃત દ્વારા વિરેચનરૂપ સંશોધન કરવું વાતજ તિમિરમાં દૂધમાં એરંડતેલ, પિત્તજમાં ત્રિફળા ઘૃતથી અને કફજમાં નસોતરથી પકાવેલ ઘૃત વડે વિરેચન કરવું. લોહપાત્ર સ્થિત જૂનુ ઘી સંશમન કરે છે. ત્રિફળા ઘૃત સઘળા તિમિરો પર હિતકારક છે. પિત્તજ તિમિરમા ત્રિફળાચૂર્ણ ઘી સાથે ચટાડવું કફજ તિમિરમાં ત્રિફળાચૂર્ણ મધ સાથે ચટાડવુ તથા ગાયના છાણથી પકાવેલ કવાથથી સિદ્ધ તેલનો નસ્ય દેવો મધુર ગણના કવાથ–કલ્કથી પકાવેલ બકરી કે ગાડરના ઘીથી નસ્ય પિત્તજ તિમિરમાં દેવો. અણુતેલનુ નસ્ય વાતજ તિમિરમાં શ્રેષ્ઠ છે અથવા વિદારીકંદના કલ્ક કે કવાથથી સિદ્ધ તેલ કે કાકોલ્યાદિ ગણના કલ્ક તથા કવાથથી સિદ્ધ તેલના નસ્ય વાતજ તિમિરમાં શ્રેષ્ઠ છે. જલચર પ્રાણીના માસના કલ્કથી દૂધને પકાવી દૂધનુ મંથન કરી, ઘી કાઢી તેને જગલી મગ, આસોન્દ ખપાટ અને શતાવરી કવાથ તથા કલ્કથી પકાવીને નસ્ય દેવો એ વાતજ તિમિરમાં શ્રેષ્ઠ છે.

સર્પ કે કૂકડાની ચરબીને જેઠીમધમા મેળવી વાતજ તિમિરમાં આંજવી તથા તેમા પ્રત્યંજન (તીક્ષ્ણ પછી મૃદુ અને મૃદુ પછી તીક્ષ્ણ) આજવુ વાતજ તિમિરમા વાતાભિષ્યદની, પિત્તજ તિમિરમાં પિત્તાભિષ્યંદની એ રીતે ક્રિયાઓ કરવી પરતુ એ ચિકિત્સાઓ દોષોનો ઉદય થતા જ ન કરતાં કે અતે ન કરતાં, પહેલાં દોષોનો ઉદય થયે લઘન, વિરેચન, નિરુહ, અનુવાસન, શિરોબસ્તિ આદિ કરીને પછી એ ચિકિત્સાઓ કરવી અનુક્રમે વાત, પિત્ત, કફજ તિમિરમા વાત, પિત્ત અને કફજ અભિષ્યંદમાં કરેલા દ્રવ્યો વડે સિદ્ધ તેલથી નસ્યાદિ ક્રિયાઓ

કરવી રુધિરજ તથા રકતસાર મિશ્રિત પિત્તજ તિમિરમાં પિત્તજ અભિષ્યદની ચિકિત્સા કરવી જૂનુ ઘી, ત્રિફળા, શતાવરી પરવળ, મગ, આમળા અને જવ ખાનારને તિમિર થતું નથી. શતાવરીના મૂળથી પકાવેલ દૂધ તિમિર નાશક છે જો તૃતીય પટલમા દોષ સબંધી વર્ણવાળુ હોય તો શિરાવેધ કરવો નહી, કેમકે શિરાવેધથી દોષો ઉત્પીડિત થઈ તુરત દૃષ્ટિને હણી નાખે છે

**લિગનાશ** બધા જ યાપ્ય છે અને દૃષ્ટિ નષ્ટ જ થઈ ગઈ હોય તો અસાધ્ય છે કફજ લિગનાશ કવચિત્ સાધ્ય છે, તે માટે શસ્ત્રક્રિયામાં જો લિગનાશમાં દૃષ્ટિ સ્થિત દોષ પ્રસ્વેદના બિદુ સદશ કે અર્ધ ચદ્ર સદશ દેખાતો ન હોય, ઊંચો નીચો, મધ્યમાં પાતળો, રેખાયુકત, અનેક પ્રકારની કાતિવાળો, વેદનાયુક્ત કે અત્યત રાતો ન હોય તો બુદ્ધિમાન વૈદ્ય સ્નેહન સ્વેદન કરી સારી રીતે બાધી બેસાડી નાકની ઉપર સીધી દૃષ્ટિ રાખી નેત્ર સારી રીતે ખોલી મોઢાની ફૂકથી દૃષ્ટિને સ્વેદન આપી કાળા ડોળા નીચે ધોળા ડોળાના અર્ધા આંગળ જેટલા ભાગને નેત્રની અણીથી આગળના ચતુર્થાશ ભાગને છોડી ઊંચે કે નીચેના પ્રદેશમાની પણ બાજુના પ્રદેશમા દૈવે કરેલા છિદ્ર જેવો જણાય છે તે ભાગમા પ્રયત્નપૂર્વક તથા ધૈર્યપૂર્વક જવ જેવા મોઢાવાળી અને સ્થિર, હાથમા મધ્યમાથી, તર્જની તથા અગૂઠાથી પકડેલી શલાકાથી વેધ કરવો ડાબા નેત્રમા જમણા હાથથી અને જમણા નેત્રમાં ડાબા હાથથી વેધ કરવો નેત્રો જો શિરાની જાળવાળા હોય તો વેધ કરવો નહિ જેવો જોઈએ તેવો યોગ્ય વેધ થવાથી નેત્રમાં પાણીનુ ટીપુ તથા શબ્દ નીકળે છે. અયોગ્ય વેધથી રકત નીકળે છે. વેધ કર્યા પછી દોષ અચળ કે ચળ હોય તો પણ હાથમાથી શલાકાને સારી રીતે નીચે મૂકી તરત સ્ત્રીના દૂધથી નેત્ર પર સિચન કરવુ અને વાતનાશક પાંદડા વડે બહિર્ભાગ પર સ્વેદ કરવો. પછી શલાકાના અગ્રથી લેખન કરી દૃષ્ટિ મડળમાથી કફ જુદો પાડી નાક તરફ લઈ જવો. પછી જુદા પાડેલા કફને એ રીતે બહાર કાઢવો કે રોગીનાં નેત્રમા વેધ કર્યો હોય તે નેત્રની બીજી

બાજુમાં નાકનો જે પૂહ હોય છે તેને રોકીને નાકને સૂ સૂ કરી કાઢવો. કફનુ બરોબર લેખન ત્યારે થયુ ગણાય કે જ્યારે દૃષ્ટિ સ્વચ્છ બની જાય. જ્યારે દૃષ્ટિથી રૂપો દેખાય ત્યારે ધીરે ધીરે સળીને બહાર કાઢવી. નેત્રને ઘીનો અભ્યંગ કરી વસ્ત્રનો પાટો બાધી દેવો ધૂમ અને વાયુ વગરના ઘરમાં ચત્તો સુવાડવો જ્યા સુધી શસ્ત્રક્રિયા ચાલે ત્યાં સુધી ઓડકાર, ઉધરસ, છીક ખાવી નહિ અને શસ્ત્રકર્મ બાદ કસરત મહેનતનો ત્યાગ, શીત ત્યાગ, વેગાવરોધ, ઉજાગરો, દિવસે નિદ્રા, રૂક્ષ તથા અભિષ્યદિ ખોરાકનું સેવન કરવુ નહિ વાતહર કવાથથી ત્રણ ત્રણ દિવસે ધોવુ. વાતપ્રકોપ ન થાય માટે શેક કરવો આ રીતે દશ દિવસ સુધો કરી ઉત્તાન લેટયા રહી પછી નસ્ય તર્પણથી દૃષ્ટિને નિર્મળ કરનાર કર્મ કરવાં લઘુ અન્નને માત્રામાં ખાવુ, શિરાવેધ વિધિમાં બાળક, વૃદ્ધ આદિ અવેધ્ય છે, તેમાં નીલિકા ( લિંગનાશ )નુ વેદના દૈવકૃત છેદ સિવાય અન્યત્ર ન કરવુ. અન્યત્ર કરવાથી લોહીથી આંખ ભરાય છે તેમાં સ્ત્રી દુગ્ધ અને જેઠીમધથી સિદ્ધ ઘૃતનો પરિપેક કરવો. **અપાંગ** ( કાન ) પાસે વેધન થવાથી સોજો, શળ અને રકતસ્રાવ થાય છે. તે માટે ભ્રમરની વચ્ચે ઉપનાહ કરવો અને ગરમ ઘૃતથી સિંચન કરવુ. **કૃષ્ણભાગ** પાસે વેધન થવાથી પીડા થાય છે તેમા વિરેચન, ઘૃત સિચન અને જળો દ્વારા રકતમોક્ષણ કરવો **ઉપર** પ્રદેશમા વેધન થવાથી તીવ્ર વેદના થાય તેમાં સુખોષ્ણ ઘૃતનું સિચન કરવુ. **નીચેના** પ્રદેશમાં વેદ થાય તો અત્યત શળ અને અશ્ર પ્રવર્તે, રતાશ થાય ત્યારે સ્ત્રી દુગ્ધ અને જેઠીમધથી પકાવેલા ઘૃતનુ સિચન કરવુ. નેત્ર અત્યત **ચલિત** થાય તો રતાશ અશ્રુ, વેદના, સ્તબ્ધતા, રોમહર્ષ થાય તેમાં સ્નેહન, સ્વેદન અને અનુવાસન બસ્તિઓ યોજવી. **તરુણ દોષ** નીચે ખેંચવાથી ફરી ઉપર જઈ નેત્રને શ્વેત અને લાલ કરી દે છે. એમાં તીવ વેદના અને દૃષ્ટિનાશ થાય છે. એમા કાકોલ્યાદિ મધુર ગણનાં દ્રવ્યોથી સિદ્ધિ ઘૃત વડે સ્વેદ કરવો. એવી જ શિરોબસ્તિ આપવી માંસરસથી ભોજન કરાવવુ, **કફ** જો બળવાન હોય, ઘાટો હોય, પૂર્ણ

મડળવાળો હોય અર્થાત્ પરિપકવ હોય તો જેમ વાદળ પવનથી નાશ પામે છે તેમ દોષ શલાકાની અણીથી નાશ પામે છે જે લિંગનાશ **અપકવ** હોય તેનું વેધન કરાવીએ તો શિર પર અભિઘાતથી વ્યાયામથી, મૈથુનથી, વમનથી, મૂર્ચ્છાથી અને ક્રોધથી ફરી પાછું થઈ આવે છે. **શલાકા** કર્કશ હોય તો શૂળ કરે છે ખર હોય તો ચારે તરફ દોષ વધારે છે આગળ મોટી શલાકા પહોળો વ્રણ કરે, તીક્ષ્ણ હોય તો બહુ ક્ષત કરે. ઉચીનીચી હોય તો જલસ્રાવ કગાવે અને સ્થિર હોય તો દૃષ્ટિની ક્રિયાનો અવરોધ કરે તે માટે દોષ રહિત શલાકા લેવી. તાંબુ, લોહ, સુવર્ણની ૮ આંગળ લાંબી અગૂઠાના પર્વ જેવી જાડી અને ઘેરાથી વચ્ચે વીટેલી, બન્ને તરફના મોઢામા કળી જેવી આકૃતિવાળી હોવી જોઈએ. **અયોગ્ય** વેધ થાય કે વેધ કર્યા પછી અયોગ્ય આહારવિહાર થાય તો નેત્રમાં રતાશ, શોથ, અર્બુદ, ચોષ, માંસવૃદ્ધિ, નીચે જોવું, અધિમથ થાય છે એની અગાઉ જુદે જુદે કહેલ ચિકિત્સા કરવી. **શૂળ** કે **રતાશ** ઉપર ગેરુ, ઉપલસરી, જવ, ઘી અને દૂધનો સહેવાય તેવો ઊનો લેપ કરવો. (૨) તલ અને સરસવ થોડા શેકી બિજોરાના રસમા વાટી ગરમ શેકાય તેવો લેપ કરવો. (દારુહળદર), પદ્મકાષ્ટ અને સૂઠ અથવા દ્રાક્ષ. જેઠીમધ, કઠ અને સિધવને બકરીના દૂધમા ગરમ સહેવાય તેવો લેપ કરવો આ બધાં છતાં વેદના અને રતાશ **શાંત ન થાય તો** સ્નેહન સ્વેદન સંસ્કાર આપીને શિરાવેધ કરવો અથવા ભ્રૂ લલાટ–શંખદેશમા દાહ કરવો દૃષ્ટિની નિર્મળતા માટે **અંજનોમાં** મરડાશીગી, સરસડિયા, ધાવડી અને જાઈના ફૂલ, મોતી, વૈડૂર્ય મણિના ચૂર્ણ બકરીના દૂધમાં વાટી, તે કલ્ક તામ્ર પાત્રમાં સાત દિવસ રાખવો પછી એની વાટો બનાવી યોજવી (૨) સુરમો, પરવાળાં, સમુદ્રફીણ, મનશીલ અને મરી બકરીના દૂધમા વાટી કલ્ક બનાવી તામ્ર પાત્રમા સાત દિવસ રાખી પછી તેની બનાવી આજવી.

## ક્રિયા કલ્પો

**તર્પણ** શરીર અને શિરનું શિરોમોક્ષણ, વિરેચન, નિરુહ, સિરો-

વિરેચન દ્વારા શોધન કરી અન્ન જીર્ણ થયે શુભ દિવસે પૂર્વાહ્નમાં કે અપરાહ્નમાં આંખ પર તર્પણ કરવું. એ માટે વાયુ અને ધૂપ વગરના ઘરમાં રોગીને પીઠ બળ પર ચત્તો સુવડાવી બન્ને નેત્ર કોશો પર અડદના ભીના લોટથી ગોળ સમાન મજબૂત ખુલ્લી પાળો બનાવવી. એમાં ગરમ પાણીથી પિગળાવેલ ઘૃતમંડ (ઘીની ઉપરની તર) ભરી દેવી. એને વાળના અગ્રભાગ સુધી ભરી તે ભરાય એટલે આંખ ઉઘાડવા કહેવું. સ્વસ્થાવસ્થામાં ૫૦૦ ની ગણવા સુધી રાખવું, કફમાં ૬૦૦, પિત્તમાં ૮૦૦ અને વાયુમાં ૧૦૦૦ ગણતરી સુધી રાખવું. રોગવાર યથા સંધિ રોગમાં ૩૦૦, વર્ત્મ રોગમાં ૧૦૦, શુક્લ રોગમાં ૫૦૦, કૃષ્ણ રોગમાં ૭૦૦, દષ્ટિ રોગમા ૮૦૦ થી ૧૦૦૦ ની સંખ્યા ગણતરી સુધી રાખવાનો અન્ય આચાર્યોનો મત છે. પછી અપાંગ તરફથી સ્નેહને કાઢી આંખનુ શોધન કરવું. તે માટે જવના કલ્કને સ્વેદન આપી તેથી શોધન કરવું. સ્નેહની શક્તિથી પ્રેરિત કફને કફ વિરોધી ધૂમ પાનથી શોધન કરવું. આ તર્પણ એક દિવસ સુધી વાયુ કે ન્યૂનદોષમાં, ત્રણ દિવસ સુધી પિત્ત યા મધ્ય દોષમા, પાંચ દિન સુધી કફ દોષ યા પ્રવૃદ્ધ દોષમા કરવું. તર્પણ **તૃપ્તિ**ના લક્ષણમા સુખપૂર્વક નિદ્રા, જાગરણ પણ સુખે થાય, નિર્મળ નેત્રો વર્ણોનું-શ્વેત કૃષ્ણ-લાલ આદિ વર્ણોનું ગ્રહણ, રોગનાશ, નિમેષ-ઉન્મેષમાં શીઘ્રતા, હલકાપણું આવવું. **અતિ** તર્પણથી આંખ ભારે, મેલી, અતિ સ્નિગ્ધ, અશ્રુ અને કંડુયુક્ત દોષોથી વ્યાપ્ત થાય છે **હીન** તર્પણથી રૂક્ષ, મેલી, પ્રચૂર અશ્રુવાળી, પ્રકાશ સહેવામા અસમર્થ અને રોગ વૃદ્ધિવાળી થાય છે. અતિ અને હીન તર્પણમા દોષાનુસાર નસ્ય, ધૂપ, અંજન રૂક્ષ અને સ્નિગ્ધ શેક કરવા. **તર્પણ યોગ્ય** અતિ શુષ્કતા, રૂક્ષતા, અતિ કઠણ પલક, વાળ જેમાં તૂટે કે પડે, મેલી, કુટિલ, રોગોની અતિશય પીડામાં તર્પણથી લાભ થાય છે. વાદળ આવ્યે, અતિ ઉષ્ણ કે શીતળ દિવસોમાં, ચિંતામાં, થકાવટમાં ચક્કર આવ્યે અને ઉપદ્રવોની શાંતિ વગર તર્પણ કરવું ઉત્તમ નથી. આ અવસ્થાઓમાં **પુટપાક**

યોજવો. જે લોકો માટે નસ્ય નિદિત છે, તર્પણ અયોગ્ય છે અને સ્નેહપાન માટે અયોગ્ય છે તે બધા પુટપાક માટે પણ અયોગ્ય છે.

## पुटपाक

પુટપાકના ત્રણ પ્રકાર છે (૧) સ્નેહન (૨) લેખન અને (૩) રોપણ અતિરૂક્ષમાં સ્નિગ્ધ અને સ્નિગ્ધમાં લેખન દષ્ટિબળ માટે તથા પિત્તજ રકત રકતવ્રણ માટે રોપણ પુટપાક ઉત્તમ છે સ્નેહ, વસા, માસ, મજ્જા, મેદ અને મધુર ઔષધોથી બનાવેલ સ્નેહન પુટપાક ૨૦૦ ની ગણતરી સુધી રાખવુ જાગલ પશુઓનુ યકૃત, માંસ સાથે લેખન દ્રવ્યો મેળવી લેખન પુટપાક બનાવી તેને ૧૦૦ ની ગણતરી સુધી રાખવુ. લેખન દ્રવ્યો યથા લોહ, તામ્ર, શખ, પ્રવાલ ભસ્મ, સિંધવ, સમુદ્રફીણ, કાસીસ, સ્રોતાંજન, દહી અને મસ્તુ લેવાય છે દૂધ, જાંગલ માંસ, મધ, ઘી, તિકત દ્રવ્યથી બનાવેલ રોપણ પુટપાક ૩૦૦ ની ગણતરી સુધી ધારણ કરવુ. રોપણ સિવાય શેષ બન્નેમાં તર્પણોકત ધૂમ આપવા કફમા ૧ દિવસ, પિત્તમાં ૨ દિવસ, વાયુમાં ૩ દિવસ અથવા લેખન પુટપાક ૧ દિવસ, સ્નેહન પુટપાક ૨ દિવસ, રોપણ પુટપાક ૩ દિવસ યોજવા, તર્પણ કે પુટપાક કરેલ વ્યકિતએ દીપજવાલા, તેજ, રૂપ, વાયુ, આકાશ, દર્પણ, સૂર્ય આદિ રૂપો ન જોવાં તર્પણ અને પુટપાકના મિથ્યા આચરણથી રોગ ઉત્પન્ન થાય છે. તેની ચિકિત્સા અજન, આશ્ચ્યોતન સ્વેદનથી દોષાનુસાર કરવી. પુટપાકના **સમ્યગ્યોગથી** આંખનો વર્ણ નિર્મળ, પ્રસન્ન વાયુ અને ધૂપ સહન કરનાર, લઘુ, સુખપૂર્વક નિદ્રા, જાગરણવાળી થાય છે. **અતિયોગમાં** વેદના, સોજો, ફોલ્લી તિરિમરોગ થાય છે. **હીનાયોગમાં** પાક, અશ્રુ, વેદના અને અંદર દોષવૃદ્ધિ થાય છે

ચીકાશદાર લીસા માંસને વાટી બિલાનાં ફળ જેવડાં બે પિડ કરવા. ચાર ચાર તોલાભાર ઔષધ લેવાં. એ સર્વેને એકઠાં લોંદારૂપ બનાવી તે લોંદાને શીવણ, એરંડા, કમળ અને કેળના પાંદડા વડે વીટી

તેની ઉપર બે આંગળ જાડો કે અંગૂઠા જેવડો જાડો પલાળેલી માટીનો થર ચડાવી અગ્નિમાં મૂકવો, અગ્નિ ખેરના કોલસાનો, નિર્મળીના લાકડાનો કે એરંડ, પાડળ અરડૂસાના લાકડાનો કે અડાયાનો યુક્તિપૂર્વક ગોઠવવો. માટીનો થર ધગધગતા અંગારા જેવા વર્ણવાળો થઈ જાય ત્યાં સુધી અગ્નિમાં રાખી પછી તે ગોળાને કાઢી લેવો અને માટી તથા પાન દૂર કરી લેવાં, તો પુટપાક સિદ્ધ કર્યો કહેવાય માણસને સુવડાવી તર્પણના વિષયમાં ઉપર કહેલ રીત પ્રમાણે એ રસનુ તે માણસની કીકી પર સિંચન કરવું.

રક્ત કે પિત્ત ઉપર પુટપાકની કે તર્પણની યોજના કરવી હોય તો શીતળ–ઠંડાની યોજના કરવી. વાયુ કે કફ પર જરા ઊનાશવાળી યોજના કરવી અત્યંત ઉષ્ણ કે તીક્ષ્ણ યોજનાથી દાહ તથા પાક થાય છે અને અત્યંત શીતળની યોજના કરવાથી સ્તબ્ધતા, અશ્રુ, વેદના અને ઘર્ષણ કે હર્ષ થાય છે. માત્રા **અધિક** હોય તો મલિનતા, સંકોચ, સ્ફુરણ કે માત્રા અલ્પ હોય તો રોમહર્ષ, સ્રાવ ખરજ, ચીપડાંનો ચીકણો ઉપલેપ અને રાતી રેખાઓનો નાશ કરે છે. આ પ્રયોગને અતે ઉષ્ણ નેત્રરોગમાં દોષથી થયેલ હોય તે દોષઘ્ન દ્રવ્યોથી યોજેલ આશ્ચ્યોતન નેત્રરોગમાં દોષોનો પોતાની શક્તિ પ્રમાણે નાશ કરે છે. માણસની આંખને બે આગળથી ઉઘાડી રાખી તેમાં કવાથ મધ વગેરે કે સ્નેહનાં ટીપા નાખવાં તેનુ નામ **આશ્ચ્યોતન** કહેવાય છે અને નેત્રરોગ જે દોષથી થયેલ હોય તેનો નાશ કરનારા દ્રવ્યથી યોજેલ સિંચન પ્રબળ દોષને પણ પોતાની શક્તિ અનુસાર હણે છે. આંખ મીચાવી તેની ચાર આંગળ ઉપરથી ધારાઓ કરાવવી. તેનુ ઝીણી ધારાઓ કરાવવાનું નામ **સિંચન** છે.

આશ્ચ્યોતન અને સિંચન પણ સ્નેહન, લેખન અને રોપણ એમ ત્રણ પ્રકારના થાય છે સ્નેહન દ્રવ્યોથી યોજેલ સ્નેહન હોય છે તેનાં

૧૦ ટીપાં નાખવાં. લેખન દ્રવ્યથી યોજેલ લેખન તેનાં ૭ ટીપાં નાખવાં અને રોપણ દ્રવ્યથી યોજેલ હોય તે રોપણ તેના ૧૨ ટીપાં નાખવાં. **વિદેહ**નો મત છે કે ઘણુંખરું નેત્રરોગમા ત્રણ દિવસ સુધી ઉપવાસ કરાવ્યા પછી અથવા ત્રણ દિવસ સુધી હલકું ભોજન કરાવ્યા પછી અથવા ત્રણ દિવસ સુધી રાત્રિ ભોજન કરાવ્યા બાદ ચોથે દિવસે આશ્ચ્યોતન કે સિચન કરાવવાં. **આશ્ચ્યોતન** ધારણનો કાળ **પુટપાક** ધારણના કાળ માફક અને સિચનનો કાળ તેથી બમણો છે અથવા આશ્ચ્યોતન કે સિચનનો ઉપયોગ કાર્ય સિદ્ધ થાય ત્યાં સુધી કરવો.

જો નેત્રરોગો કફજનક હોય તો સવારે, પિત્તજનક હોય તો બપોર અને વાતજનક હોય તો બપોર પછી આશ્ચ્યોતન કે સિચન કરવાં. કફજન્ય ઉપર લેખન, પિત્તજ ઉપર રોપણ અને વાતજ ઉપર સ્નેહન, આશ્ચ્યોતન તથા સિચન કરવા અથવા જ્યારે વેદના ઉપડે ત્યારે પણ આશ્ચ્યોતન કે સિચન થઈ શકે સ્નેહન સિચનના સમ્યગ્યોગ, હીનયોગ, અતિયોગનાં લક્ષણો તર્પણના સમ્યયોગ સમ સમજી લેવાં. સ્નેહન સિચનથી ઘૃત સિચનની કલ્પના છે. દૂધ તથા શેરડી રસાદિકના સિંચનના સમ્યક્ યોગાદિકના લક્ષણ પુટપાકના સમ્યક્ યોગાદિનાં લક્ષણો પ્રમાણે જાણવાં. લેખન સિચનના લક્ષણો સમ્યક્ યોગાદિનાં કહ્યાં નથી તે કલ્પનાથી જાણવા

## શિરોબસ્તિ

શિરોબસ્તિ વડે મગજમા ઉત્પન્ન થતાં અતિ પ્રબળ દોષો પણ નાશ પામે છે. વમનાદિકથી શરીર શુદ્ધ કરી નસ્યાદિક વડે મસ્તક શુદ્ધ કરી સાંજે દોષ પ્રમાણે તે દોષ હણનારું ભોજન આપી બીજે દિવસે તે માણસને સરળ બેસાડી તેના મસ્તક પર ચામડાની ટોપી મજબૂત બાધવી. પછી જે દોષથી નેત્રરોગ થયો હોય તે દોષનો નાશ કરનારા દ્રવ્યોથી પકાવેલ સ્નેહન તે ટોપીમાં સંપૂર્ણ રીતે ભરી માથાના વાળોને બાંધી તે સઘળા સ્નેહોમાં ડૂબી જાય તેવી રીતે ગોઠવણ કરવી એ

શિરોબસ્તિ કહેવાય છે. કફ માટે ૭ હજાર ગુરુ અક્ષર, પિત્તને માટે આઠ હજાર ગુરુ અક્ષર અને વાયુના શમન માટે દસ હજાર ગુરુ અક્ષર સુધી ઉચ્ચારણ કરતાં સુધી શિરોબસ્તિ ધારણ કરવી અન્ય ગ્રંથકર્તાઓને મતે બે મોઢાવાળી, બાર આંગળ ઊંચી, માથામાં પહેરાય તેવી ચામડાની ટોપી બનાવી પહેરાવવી અડદના પલાળેલા લોટથી પાળ કરી ઉપલા તેના નીચલા મોઢાની નીચે અડદના પલાળેલા લોટથી પાળ કરી ઉપલા મોઢામાં સાધારણ ગરમ તેલ આદિ સ્નેહ ભરવો

## अंजन

જેના શરીરનુ વમન વિરેચનાદિ વડે શોધન કરવામા આવ્યુ હોય તેવા માણસોને દોષ પાકી ગયો હોય અને તે દોષ કેવળ નેત્રમાં જ રહ્યો હોય તો તે સમયમાં યોગ્ય અંજન કરવું લેખન, રોપણ અને પ્રસાદન એ ત્રણ પ્રકારનાં અંજનો કહ્યાં છે **લેખન** અંજનો મધુર રસ સિવાયના પાચ રસોથી બનાવવાં તેમાં **વાયુ** ખાટા કે ખારાં રસવાળા, **પિત્ત** પર તૂરાં રસવાળા, **કફ** પર તીખાં કે કડવા રસવાળા, **રક્ત** પર તૂરાં રસવાળાં અને **સન્નિપાત** પર યોગ્ય રીતે કલ્પના કરી રસોવાળાં અંજનો યોજવાં લેખન અંજન નેત્રોના તથા પાપણના કોશોમા સ્રોતોમાં તથા શિરામાં રહેલ દોષને શૃંગાટક મર્મમા રહેલા દોષને પોતાની શક્તિ વડે મોઢું, નાસિકા કે નેત્રોરૂપી દ્વારથી સ્રવાવી નાખે છે.

**રોપણ** અંજનો જરાક ઘીથી મિશ્ર કરેલા મધુર દ્રવ્યોથી બનાવવા એ અંજન સ્નેહ અને શૈત્યને લઈ નેત્રનો વર્ણ સુધારે છે અને દૃષ્ટિના બળને વધારે છે

**પ્રસાદન** અંજનો સ્નેહથી મિશ્ર મધુર દ્રવ્યો વડે બનાવવા એ અંજનો દોષને શાંત કરી દૃષ્ટિને નિર્મળ અને સ્નિગ્ધ બનાવે છે. દોષને

જાણી એ અંજનોનો સવારે, રાત્રે કે સાંજે પ્રયોગ કરવો. કફજમાં સવારે, વાતજમાં સાંજે, પિત્તજમાં રાત્રે પ્રયોગ કરવો.

આ અંજનો ગોળી કે વાટરૂપ હોય તો ગુટિકાંજન; રસક્રિયારૂપ હોય તો રસાંજન અને ચૂર્ણ હોય તો ચૂર્ણાંજન કહેવાય છે. એમાં ચૂર્ણાંજનથી રસાંજન અને રસાંજનથી ગુટિકાંજન બળવાન અને શ્રેષ્ઠ છે.

લેખન અંજન ગોળી કે વાટરૂપ હોય તો વટાણા જેટલી માત્રા, પ્રસાદન અજન ગોળી કે વાટરૂપ હોય તો ૧ાા વટાણા જેટલી માત્રા કરવી અને રોપણ અંજન ગોળી કે વાટરૂપ હોય તો બે વટાણા જેટલી માત્રા કરવી રસાજનની વાવડિંગ જેટલી માત્રા કરવી ચૂર્ણાજન જો પ્રસાદન હોય તો ચાર સળી આંજવી, રોપણ હોય તો ત્રણ સળીઓ આંજવી અને લેપન હોય તો બે સળીઓ આંજવી. મધુર અંજન સુવર્ણના, ખાટુ અંજન રૂપાના અને ખારા અજનને ઘેટાના શિંગડાના વાસણમા, તૂરા અજનને લોઢાના વાસણમાં અને તીખા અંજનને લસણિયા મણિના વાસણમાં, કડવા અજનને કાસાના વાસણમાં રાખવાં. અંજન યોજવાની સળી પણ એ જ રીતે બનાવવી.

અજન આંજવાની **સળી** બન્ને તરફ ડોલર વગેરે ફૂલની કળી જેવા મોઢાવાળી, વટાણાના દાણા જેવી ગોળ, આઠ આંગળ લાંબી, મધ્યમાં પાતળી, લીસી, સારી પેઠે પકડી શકાય તેવી તામ્ર, સુવર્ણ, રૂપા વગેરે મધુરાદિ ભેદો પ્રમાણે જુદા જુદા ધાતુની બનાવવી. સર્વે અજનો માટે તામ્ર મણિ કે શૃગની હિતકારક છે. કેટલાક ગ્રંથકારો આંગળીના અગ્રભાગથી અંજન આજવાનુ કહે છે. પરતુ ગયદાસાચાર્ય એ અર્થ સ્વીકારતા નથી. વૈદ્યે સારી પેઠે સાવધાન રહી ડાબા હાથથી રોગીની સળી વડે અંજન આજવુ તે એવી રીતે કે કીકીની બાજુથી નેત્રની અણીના પ્રદેશ સુધી લઈ જવુ અથવા નેત્રની અણીથી કીકી બાજુ લઈ જવું અથવા સળીને ડાબાથી જમણી બાજુ કે જમણીથી ડાબી

બાજુ બે ચારવાર ફેરવવું. પરંતુ જે અંજન પાંપણમાં લગાડવું હોય તે માત્ર આંગળીથી જ આંજવું કીકીની અત્યંત સમીપમાં અંજન આંજવું નહિ

અંજનના સમ્યગ્યોગથી નેત્રમાં આંસુ, ચીપડા વગેરે નીકળ્યાં હોય ત્યારે ધોવું નહિ, કેમકે તેમ કરવાથી દોષ પાછો દૃષ્ટિને હણી નાખે છે. જ્યારે નેત્ર ઔષધ અને દોષના ક્ષોભ વગરનુ થાય, અશ્રુરહિત થાય ત્યારે દોષને હણનારા જળથી નેત્રને ધોઈ યથા યોગ્ય પ્રત્યંજન કરવું.

અંજનને **અયોગ્યમાં** શ્રમ, ઉદાવર્ત, રુદન, મદ્ય, ક્રોધ, ભય, જ્વર, મૂત્રાદિક વેગોના આઘાતથી પીડિતને અંજન આંજવું નહિ અને જો તેમને આંજવામાં આવે તો રતાશ, વેદના, તિમિર, સ્રાવ, શળ, નેત્રનો ઉત્સેદ, સંભ્રમ થાય છે. નિદ્રાના અંત સમયે અજન આંજવાથી નિમેષ ઉન્મેષાદિક ક્રિયાઓની અટકાયત થાય છે જેમાં પવન બહુ હોય એવા ભૂપ્રદેશમાં આંજવાથી દૃષ્ટિ ક્ષય થાય છે. નેત્ર રજ ધૂમથી પીડિત હોય તેવા સમયમાં અથવા બગડેલા દેશમાં આંજવાથી રતાશ સ્રાવ અને અધિમથ ઉત્પન્ન થાય છે. નસ્યના અંતે આંજવાથી આંખો ક્ષુબ્ધ થાય છે અને તેમાં શળ ઉત્પન્ન થાય છે શિરઃશૂલ હોય ત્યારે આંજવાથી વેદના વધે છે. માથા પર નાહ્યા પછી આંજવાથી અત્યત શીતમાં કે સૂર્યોદય પહેલાં આંજવામાં આવે તો દોષોની સ્થિરતાથી અજન વ્યર્થ જઈ અન્ય દોષોનો ઉત્કલેશ થાય છે. અજીર્ણ છતાં અજન આજવામાં આવે તો સ્રોતોરોધ હોવાથી અજન વ્યર્થ જાય છે અને દોષોનો ઉત્કલેશ થાય છે. દોષોના વેગો ઉદય પામતા હોય ત્યારે આંજવાથી રતાશ, શોથાદિ ઉપદ્રવ થાય છે. ઉપરોક્ત નિષેધ અને વાત પિત્ત **લેખન** અંજન માટે છે પણ રોપણ અંજન માટે નથી. લેખન અંજનના ઉપર જણાવેલ ખરાબ પ્રયોગથી વ્યાપ્તિ થાય તો દોષ પ્રમાણે સિચન આશ્ચ્યોત, લેખન, ધૂમ તથા કવલ કરવા.

**લેખન અંજનના સમ્યગ્યોગથી** નેત્ર નિર્મળ, હલકાં, સ્રાવ હીન, ઉન્મેષ નિમેષાદિ ક્રિયામાં સમર્થ ચીપડારહિત અને ઉપદ્રવ વગરના થાય છે. **અતિયોગથી** નેત્ર વાંકા, દારુણ, ખરાબ વર્ણવાળા, શિથિલ અને અત્યંત રૂક્ષ થાય છે સ્રાવ થાય છે. આમાં તર્પણ કરવુ અને વાતનાશક ક્રિયા કરવી **હીનયોગ** થયો હોય તો નેત્ર અત્યંત વધેલાં દોષવાળાં થાય છે. તેમા ધૂમ નસ્ય અને અંજનોથી દોષોનું સ્રવણ કરાવવું.

**પ્રસાદન** અંજનના સમ્યગ્યોગથી નેત્રો સુખ પામે છે અને અતિયોગથી વિકાર અલ્પન. ઓછો થાય છે અને અતિયોગ થયો હોય તો કફહર, રૂક્ષ અને કોમળ વીર્યવાળુ ઔષધ યોજવું. રોપણ અંજન વિષે પણ એ જ સમજવું.

પ્રસાદન કે રોપણ અંજનના હીનયોગથી અંજન નિષ્ફળ જાય છે માટે તે વિકાર દૂર થાય માટે હીનયોગથી કે અતિયોગ ન થાય માટે એવી માત્રામા આંજવું કે જેથી હીનયોગ ન થાય.

લેખન અંજન મધુરરસ સિવાય પાંચ દ્રવ્યોથી યોજવાં. રોપણ અંજન જરાક ઘીથી મિશ્ર, તૂરાં તથા કડવાં દ્રવ્યોથી યોજવા અને પ્રસાદન અંજન સ્નેહથી મિશ્ર કરેલ મધુર દ્રવ્યોથી ગોઠવવાં.

## નયનાભિઘાત

તીક્ષ્ણાંજન, ધૂપ, ધૂમ, ધૂળ આદિથી નેત્ર પર આઘાત થવાથી સોજો, રતાશ, તીવ્ર વેદના થાય છે તે માટે નસ્ય, મુખલેપ, પરિસિંચન, તર્પણ આદિ રક્તાભિષ્યન્દ અને પિત્તાભિષ્યન્દની ચિકિત્સા કરવી. આઘાત થવાનાં કારણો અનેક હોય છે તેમાં દૃષ્ટિને પ્રસન્ન કરનાર વિધિઓ યોજવી. સ્નિગ્ધ, હિમ, મધુર વસ્તુઓનો પ્રયોગ કરવો. સ્વેદ, અગ્નિ, ધૂમ, ભય, શોક, પીડા, આઘાત આદિના દુઃખવાથી આ જ ચિકિત્સા કરવી. આ ઉપચાર તરત સાત દિવસની અંદર કરવા

ત્યાર બાદ હોય તો દોષો પ્રમાણે અભિષ્યન્દવત્ ચિકિત્સા કરવી. આંખ પર આઘાત લાગવા પર મોઢાની ફૂંકથી ગરમ બાષ્પથી સ્વેદન આપવું. તેથી વેદનાલ્પતા થાય છે. પ્રથમ પટલગત ક્ષતસાધ્ય છે. દ્વિતીય પટલગત કષ્ટસાધ્ય છે. તૃતીય પટલગત ક્ષત અસાધ્ય છે. પિચ્ચિત કે દબાયલી આંખ શિથિલ, લટકતી દૃષ્ટિ નષ્ટ થવા પર યાપ્ય છે. જેમાં દૃષ્ટિ ફેલાઈ ગઈ હોય, પાતળી થઈ ગઈ હોય, રતાશ હોય અને અસત્ હોય નહી તેવા પદાર્થો જુએ તે યાપ્ય છે. સરખી રીતે સ્થિત સાફ જોવાવાળી દૃષ્ટિ સાધ્ય છે. જો નેત્ર અંદર ઊંડુ પેસી ગયું હોય તો વમનથી, છીંકથી, શ્વાસ રોકી, ગળાને ગૂગળાવીને આંખ બહાર લાવવી. દૂધના પ્રકોપથી વાયુ, પિત્ત, રક્તને કારણે બાળકોની પલકમાં કુકૂણક નામે એક રોગ થાય છે, તેમા બાળક આખને મસળે છે. અક્ષિકુટ, નાસિકા અને લલાટને મસળ્યાં કરે છે પ્રકાશને સહન નથી કરી શકતો, આંખમાંથી નિરંતર પાણી વહે છે તેમા જળો દ્વારા રક્તનોક્ષણ કરાવવો અને વાતહર પાનથી લેખન કરવુ ત્રિકટુને મધમાં મેળવી પ્રતિસારણ કરવું માતા અને બાળકની ચિકિત્સા કરવી. દૂધ સાથે પીપર, મધ, સિંધવ સદૃશ પ્રયોગોથી બાળકને વમન કરાવવું બાળકને સ્વયમેવ વમન થતું હોય તો આ પ્રયોગો ન કરવા. દૂધ અને અન્ન ખાનાર બાળકને વજ વડે વમન કરાવવું અન્ન ખાનાર બાળકને મીઢળથી વમન કરાવવું. જાબુ, આમ્ર, આંબળાં સદૃશ દ્રવ્યોના કષાયથી નેત્રોમા પરિષેક કરવો ગળોથી સિદ્ધ કે ત્રિફળાથી સિદ્ધ ઘૃત આશ્ચ્યોતન માટે ઉત્તમ છે. મનશિલ, મરી, શંખ, રસાંજન, સિંધવ, ગોળ અને મધ મેળવી બનાવેલ અંજન અથવા મૂર્વા, જેઠીમધ અને આમ્રનુ અંજન કરવું. કૃષ્ણલોહ ચૂર્ણ, ઘૃત, દૂધ અને મધને અંતર્ધૂમ વિધિથી બાળીને અંજન કરવું ત્રિકટુ, ડુગળી, જેઠીમધ, સિંધવ, લાખ, ગેરુ, લીમડાનાં પાન, દારુહળદર, તામ્ર, લોધરનાં ગુટિકાંજન વાપરવાં. ગાયના દહીંથી શંખ અને સિંધવને પીસી કરી સ્રોતાંજનની વર્તિ કરવી. આ અંજન બાળકોને શુક્ર–ફૂલાં ઉપર ઉત્તમ છે તથા કફાભિષ્યન્દમાં

કહેલ ચિકિત્સા બાળકોના કફજ નેત્રરોગ પર ઉત્તમ છે

**નેત્રરોગમાં પથ્ય :-**

મગ, જવ, લાલચોખા, લાવ, મોર, જંગલી કૂકડો, કાચબો, હરણ તેતરનુ માંસ, પેયા, વિલેપી, લસણ, પરવળ, રીંગણાં, કકોડા, કારેલાં, કેળું, કુમળા મૂળા, સાટોડી, ભાંગરો, કુવાર કાળી દ્રાક્ષ, કોથમીર, સિંધવ, ત્રિફળા, મધ, સ્ત્રીનુ ધાવણ, ચંદન, કપૂર, બધાં હલકાં અને કડવાં દ્રવ્યો દોષાનુસાર આપવાં

**અપથ્ય :-**

ક્રોધ, શોક, મૈથુન, અશ્રુ વગેરેના વેગો રોકવા, ઝીણી વસ્તુ જોવી, દાંતો કચકચાવવા, સ્નાન, રાત્રે ખાવુ, તડકો, રજકણ, ધૂમ, વિરુદ્ધ ભોજન, વમન, બહુ પાણી પીવું, દહી, મહુડો, ભાજીના શાક, તરબૂચ, ખોડ, માછલી, સુરાપાન, ખાટું, ખારુ, વિદાહી, તીક્ષ્ણ, તીખુ, ગરમ અન્નપાન આ બધુ અપથ્ય છે.

*

# અધ્યાય : ૫૬

# કર્ણરોગ

## कर्णरोग

**संख्या :-**

કર્ણશૂળ, કર્ણપાક, બાધિર્ય, કર્ણક્ષ્વડ, કર્ણસ્રાવ, કર્ણકંડુ, કર્ણવર્ચ, કૃમિકર્ણ, પ્રતિનાહ, બે પ્રકારના વિદ્રધિ, કર્ણપાક, પૂતિકર્ણ, ચાર અર્શ, સાત અર્બુદ, ચાર શોફ મળી કર્ણરોગના ૨૮ ભેદ સુશ્રુતે ગણાવ્યા છે.

**कर्णशूळ :-**

શ્રોતગતવાયુ, કફ, પિત્ત દોષોથી પોતે અંદરોઅંદર આવૃત થઈ વિમાર્ગ ગમન કરતાં કાનમાં અતિ તીવ્રશૂળ ચારે બાજુ કરે છે તે કષ્ટ સાધ્ય છે. તેમાં મૂર્ચ્છા, દાહ, જ્વર, કાસ, હૃલ્લાસ, વમન, એ ઉપદ્રવો થાય છે.

**कर्णप्रणाद :-**

જ્યારે વાયુ વિમાર્ગે આવી શબ્દવહા નાડીમાં પહોંચે છે ત્યારે માનવી નાના પ્રકારના શબ્દોને સાંભળે છે એને કર્ણપ્રણાદ કહે છે.

**बाधिर्य :-**

એ જ વાયુ કફથી મળી શબ્દવહ શિરામાં ફેલાઇને રહી જાય છે, ત્યારે ચિકિત્સા ન કરવાથી નિ:સન્દેહ બધિર્ય થઈ જાય છે.

**कर्णक्ष्वेद :-**

શ્રમથી, ક્ષયથી, રૂક્ષ કષાય ભોજનથી કુપિત વાયુ શબ્દમાર્ગમાં

રોકાઈ સિરોવિરેચન માટે અથવા શીત સેવન કરનાર પુરુષના કર્ણમાં અત્યત ક્ષ્વેડ ( અવ્યક્ત શબ્દ ) કરે છે.

**कर्णस्राव** -

માથા પર ચોટ લાગવાથી કે પાણીમાં ડૂબકી મારતા અથવા વિદ્રાધ પાકવાથી વાયુથી આવૃત પૂય કફથી વહે છે તેને કર્ણસ્રાવ કહે છે.

**कंडु** :-

કર્ણમાં કફના અતિ સંચયથી કાનોમાં બહુ કંડુ ખંજવાળ થાય છે એમાં વાતાનુબંધ હોય છે

**कर्णगूथ** -

પિત્તની ઉષ્ણિમાંથી સ્રોતોમાં કફ સુકાઈ જવાથી મનુષ્યને કાનમાં મેલ ઉત્પન્ન થઈ જાય છે તેને કર્ણગૂથ કહે છે.

**कर्णप्रतिनाह** :-

કર્ણનો મેલ પીગળી દ્રપરૂપ થઈ નાસા અને મુખમાં આવે છે ત્યારે એને કર્ણપ્રતિનાહ કહે છે. આ રોગ સમ્પૂર્ણ શરીરને પીડિત કરે છે.

**कृमिकर्ण** -

જ્યારે કૃમિઓ કાનમાથી પડે છે અથવા માખીઓ કાનમાં ઇંડાં આપે ત્યારે આ કૃમિઓ પુરાતન થવા ઉપર કૃમિકર્ણક કહેવાય છે.

**कर्णविद्रधि** :-

ચોટ લાગવાથી એક પ્રકારની વિદ્રધિ થાય છે અને દોષજન્ય અન્ય વિદ્રધિ થાય છે એમા લાલ પીળુ અરુણવર્ણનું રક્ત રહે છે, તોદ, ધૂમોદ્ગાર, દાહ અને ચોષ થાય છે.

**कर्णपाक :-**

પિત્ત પ્રકોપથી કાનમાં સડવું, ક્લેદયુક્ત પાક થાય છે એને કર્ણપાક કહે છે

**पूतिकर्णक :-**

કફનો સ્રોતોમાં અવરોધ થવાથી પિત્તની ઉષ્ણિમાંથી પીગળી જવા પર અતિશય દાહયુક્ત, વેદના વગરનો કે યુક્ત, ઘટ્ટ અને દુર્ગન્ધીયુક્ત સ્રાવ થાય છે એને પૂતિકર્ણક કહે છે.

કર્ણગત અર્શ, શોફ અને અર્બુદના વર્ણનો અર્શ શોફ અને અર્બુદનાં પ્રકરણોમાં જોઈ લેવાં.

ચરકે કર્ણરોગના ચાર પ્રકાર કહ્યા છે તે પણ જોઈએ **વાતજ** કર્ણરોગમાં કાનમાં વિવિધ પ્રકારના શબ્દ થાય છે પીડા થાય છે, શોથ થાય છે અને પાતળો સ્રાવ નીકળે છે તથા સભળાતું નથી. **પિત્તજ** કર્ણરોગમા શોથ, રતાશ, ફાટવા જેવી પીડા, જલન અને પીળો દુર્ગંધિત સ્રાત્ર થાય છે. **કફજ** કર્ણરોગમાં વિપરીત શબ્દ સંભળાવો, કંડુ, કઠણ અને શ્વેતશોથ, અલ્પ પીડા અને કાનમાંથી ચીકણો સ્રાવ થાય છે **સન્નિપાતજ** કર્ણરોગમા ત્રણેય દોષ મળેલા હોઈ જે દોષ પ્રધાન હોય તે સદૃશ વર્ણવાળો સ્રાવ થાય છે.

## कर्णपालीरोग

કાનની પાલી એ પણ કાનનો ભાગ હોઈ તેમા થતા રોગોનો સમાવેશ કર્ણરોગમાં કર્યો છે. બહુ દિવસો સુધી ભારે વસ્તુને કર્ણપાલીના છિદ્રમાં રાખવાથી તેની કોમળતાને કારણે સહસા શોથ થાય છે કર્ણપાલી કિંચિત્ ફાટે છે અને તેમાં પીડા તથા જકડાહટ થાય છે અને તેનો રંગ કાળો તથા લાલાશ પડતો હોય છે એને **પરિપોટક** કહે છે. **ઉત્પાત**માં ભારે આભૂષણથી, ચોટથી, ઘર્ષણથી કર્ણપાલીમાં શોથ અને

પીડા દાહ સાથે થઈ પાકી પણ જાય છે. તેનો વર્ણ શ્યામ કે અરુણ હોય છે. આ રકત અને પિત્ત વડે થાય છે અને એને ઉત્પાત કહે છે. **ઉન્મન્થક**માં કર્ણપાલી વધી જાય અને એમાં વાત પ્રકુપિત થઈ કફ સાથે મળી કંડુ, અલ્પ પીડાયુક્ત શોથ, જકડાહટ કરે છે **દુઃખવર્ધન**માં સારી રીતે ન વીંધાયેલા કાનમા વૃદ્ધિ થતા કંડુ, દાહ, જલન અને પીડાયુક્ત ત્રિદોષજ જે શોથ થાય છે તેને દુઃખવર્ધન કહે છે. કફ, રક્ત અને કૃમિ ત્રણેય પ્રકુપિત થઈ સરસવ સમાન આકારવાળી ફેલાઈ જનાર ફોડકી કર્ણપાલીમા ઉત્પન્ન કરે છે. તેમાં ખૂજલી અને જલન થાય છે. આ ચારેય બાજુ ફેલાઈ કર્ણપાલી અને કર્ણશષ્કુલીમા વધી ખાઈ તેને માંસ વગરની દે છે આને **પરિલેહી** કહે છે.

## ચિકિત્સા

સામાન્યતઃ બધા કર્ણરોગમા ઘૃતપાન, રસાયન, સેવન, અવ્યાયામ, શિર વગરનુ સ્નાન, બ્રહ્મચર્ય અને ઓછું બોલવું એ પથ્ય છે.

કર્ણશૂળ, કર્ણનાદ અને બાધિર્ય તથા કર્ણક્ષ્વેડમાં ઔષધ એક જ છે. રોગીને સ્નેહન સ્વેદન કરી સ્નિગ્ધ વિરેચન આપવુ નાડીસ્વેદ અને પિંડસ્વેદ આપવા. બિલ્વ, એરંડ, આકડો, પુનર્નવા, કપિત્થ, ધતૂરો, અશ્વગંધા, અરણી, વાંસના જવ, એની કાંજીમાં બનાવેલો સ્વેદ આપવો. તે કફવાતજ કર્ણશૂલને નષ્ટ કરે છે માછલી, મુરઘી અને લવ માંસથી દૂધનો માવો બનાવી પિંડસ્વેદ આપવો એ કર્ણશૂળ શામક છે. પીપળ જેવા કોમળ પાંદડાં લઈ તેનો દડિયો (વિવાહ વગેરેમાં પીરસવામાં વપરાય છે તે) લઈ તેમાં તેલ ભરી તેના પર પીપર વગેરેનાં પાદડાં ઢાકી દઈ (એક પ્રકારે મૂષા બનાવી) કાન પર ઢાકી દેવી તેના પર અંગાર રાખવાથી તેલ જે ટપકશે તે ટીપાં રૂપે કાનમા જશે અને સ્રોતોમાં જઈ વેદના શાંત કરશે અળસી, ગૂગળ, અગરુ અને ઘીનો ધૂપ કરવો. ભોજન પછી ઘૃતપાન અને બસ્તિ યોજવાં રાત્રે મનુષ્યે ભોજન ન કરતા ઘૃતપાન કરવુ અને પછી

ઉપર ગરમ દૂધ પીવું. શિરોબસ્તિ, નસ્ય, માથા પર પરિસેચન અને ભોજનમા બલાતેલ પ્રયુક્ત કરવુ લસણ, આદુ, મૂળા, કેળાના, રસને સહેવાય તેવી ઉષ્ણતાવાળા કરી એનાં ટીપા નાખવા.

કાનમાં તીવ્ર પીડા, શબ્દ અને સ્રાવ થતો હોય ત્યારે બકરીના મૂત્રમાં સિંધવ મેળવી પીસી ગરમ કરી કાનમા નાખવું સફેદ આકડાના મૂળમાં વિધિપૂર્વક સિદ્ધ કરેલ તેલનાં ટીપાં કાનમા નાખવાથી ત્રિદોષજ કર્ણશૂળ પણ મટી જાય છે. હિંગ, સિંધવ, સૂંઠથી પકાવેલ સરસવનું તેલ કાનમાં નાખવાથી પીડા નષ્ટ થાય છે કર્ણશૂલ, બાધિર્ય, ક્ષ્વેડ અને નાદમાં વાતનાશક ચિકિત્સા કરવી અને તેલનાં ટીપાં નાખવા **અપામાર્ગક્ષાર તેલ** પણ આ ચારેયમાં ઉત્તમ છે બિલ્વાદિતેલ આ રોગોમાં હિતકારક છે. બિલાંનાં પાનને ગોમૂત્રમાં પીસી એના કલ્કથી પાણી અને દૂધ લઈ તેલ સિદ્ધ કરી લેવું. એ **બિલ્વાદિ તેલ** કર્ણરોગોમાં ઉત્તમ છે. સાજીખાર અને બિજોરા, લીંબુના રસને કાનમા નાખવાથી **કર્ણસ્રાવ,** પીડા અને દાહ ઘટી જાય છે આમ્ર, જાંબુ, વડ, મહુડાનાં નાનાં પાન લઈ સિદ્ધ કરેલ તેલથી પૂતિકર્ણ મટે છે. ચમેલીનાં પાનના રસથી પકાવેલ તેલ પૂતિકર્ણ નષ્ટ કરે છે. કુષ્ઠ, હિંગ, વજ, દારુહળદર, વરિયાળી, સૂંઠ અને સિંધવ તથા બકરીના મૂત્રથી સિદ્ધ **કુષ્ઠાદિ તેલથી** પૂતિકર્ણમા લાભ થાય છે ગંધક, મનશિલ, હળદર આ બધાંનાં ચૂર્ણને ૧ પલ, સરસવનુ તેલ ૮ પલ, ધતૂરાનો રસ ૮ પલ એ બધાંને તેલમાં પકાવી તેલ સિદ્ધ કરી કાનમાં નાખવાથી જૂનો **કર્ણસ્રાવ** પણ મટી જાય છે. કૃમિકર્ણમાં કૃમિનાશક ચિકિત્સા કરવી. કાનમા રીંગણાની ધુમાડી આપવી સરસવનું તેલ નાખવુ. ગોમૂત્ર સાથે હરતાલનું ચૂર્ણ નાખવુ. દુર્ગંધ આવે તો ગૂગળની ધુમાડી આપવી. શોથ, અર્બુદ અને અર્શની ચિકિત્સા તત્સદશ કરવી.

કર્ણપાલી રોગમા શુષ્કતા પર વાતજ કર્ણરોગોની ચિકિત્સા કરવી અને સવેદન કરી તલનો કલ્ક લગાવી એને વધારવું. શતાવરી,

આસગંધ, એરંડબીજ, ક્ષીરકાકોલી, ગોદુગ્ધ વડે સિદ્ધ તેલ લગાડવાથી કર્ણપાલી વધે છે **પરિપોટક** રોગમાં પહેલાં કણપાલીમાંથી થોડો રક્તસ્રાવ કરાવવો. તત્પશ્ચાત્ જીવનીય ગણની ઔષધિઓના કલ્કથી લેપ અને જળો લગાડવી કલિહારી, તુલસી અને કંક પક્ષીની ચરબીથી પકાવેલ તેલ લગાડવાથી **ઉન્મન્થક** રોગ પણ મટે છે. **દુઃખવર્ધનક** રોગમાં કર્ણપાલીને જાંબુ, આમ્ર અને બિલ્વના પાનના કવાથથી ખૂબ સિંચી પુનઃ તેલથી ચીકણું કરી જાબુ, આમ્ર અને બિલ્વાદિ ચૂર્ણ એના પર છાંટવું **પરિલેહી** રોગમાં ગોબરને તપાવી કર્ણપાલીને શેકવી. બાદ બકરીના મૂત્રમાં પીસેલો કપૂરનો લેપ કરવો.

તે ઉપરાંત કર્ણાનંદતેલ, સારિવાદિવટી, સપ્તામૃતલોહ, અપામાર્ગક્ષારતેલ, સદશ શાસ્ત્રીય પ્રયોગો કર્ણરોગમાં હિતકર નીવડે છે.

*

# અધ્યાય : ૫૭

# ભગંદર

## भगंदर

ते तु भगगुदवस्तिप्रदेगदारणाच्च भगदरा इत्युच्यते।

ગુદાની આસપાસ બે આંગળની અંદર એક બાજુએ વેદનાકારક ફોલ્લી થાય છે તે ફૂટે ત્યારે **ભગંદર** કહેવાય છે. તેના ૫ પ્રકાર છે. (૧) શતપોનક (૨) ઉષ્ટ્રગ્રીવ (૩) પરિસ્રાવી (૪) શમ્બૂકાવર્ત (૫) ઉન્માર્ગી આ ભગસ્થાન, ગુદા અને બસ્તિને દારુણ કરવાથી ભગંદર કહે છે. જ્યાં સુધી તે નથી પાકના ત્યા સુધી પીડિકા છે અને પાકીને ફાટે ત્યારે ભગંદર કહે છે. સુશ્રુતે પાચ પ્રકાર દર્શાવ્યા છે માધવ તેને અનુસર્યો છે. વાગ્ભટે પરિક્ષેપી, ઋજુ અને અર્શો ભગંદર એમ ૩ પ્રકાર વધુ આપ્યા છે.

**पूर्वरूप :-**

નિતંબાસ્થિ–ત્રિકાસ્થિમાં વેદના, કંડુ, દાહ, પીડા, ગુદામાં શોફ એ પૂર્વરૂપોમાં થાય છે. રથ સવારી કે મળત્યાગમા પહેલાં વાયુ (ગુદામાં) કંડુ, જલન, વેદના અને શોથ થાય છે. પછી કટિમાં કંડુ, જલન, વેદના અને સોજો થાય છે

**शतपोनक भगंदर :-**

અપથ્ય સેવન કરનારમાં વાયુ કુપિત થઈ પોતાનાં કાર્યોથી નિવૃત્ત અને નિશ્ચલ થઈ ગુદાની ચારે બાજુ એક યા બે આગળ પરિમિત સ્થાનમાં માંસ અને રક્તને દૂષિત કરી લાલ રંગની પીડિકા ઉત્પન્ન કરે

છે એમાં તોદ રૂપી વેદનાઓ થાય છે. ચિકિત્સા ન કરવાથી પાકે છે. મૂત્રાશય સમીપ હોવાથી વ્રણ આર્દ્ર એવં શતપોનક ( લોટ ચાળવાની ચાળણી ) સદૃશ છિદ્રોથી ભરાય છે, એ છિદ્રોમાંથી નિરંતર સ્વચ્છ, ઝાગદાર, બહુ સ્રાવ વહે છે. છેદન, ભેદન, પીડન, તોદ સદૃશ અનેક વેદના થાય છે ગુદામાં ફાટવાથી વેદના તથા વાયુ, મૂત્ર, મળ અને શુક્ર પણ આ છિદ્રોમાંથી બહાર આવે છે.

### उष्ट्रग्रीव :-

પ્રકુપિત પિત્ત વાયુ દ્વારા નીચે પ્રેરિત પૂર્વવત્ નિશ્ચલ થઈ લાલ રંગની પાતળી ઉપર ઊઠેલી, ઉષ્ટ્રની ગ્રીવા સમાન, વચમાં દબાયલી, પીડિકા કરે છે. તેમાં ચોષ અને વેદના થાય છે ચિકિત્સા ન કરવાથી આ પીડિકાઓ પાકી જાય છે વ્રણમાં અગ્નિ અને ક્ષારના પાકવા સદૃશ વેદના થાય છે, દાહ થાય છે દુર્ગંધયુક્ત ગરમ સ્રાવ વહે છે. ઉપેક્ષા કરવાથી વ્રણમાં વાયુ, મળ, મૂત્ર અને શુક્ર બહાર આવે છે.

### परिस्रावी :-

પ્રકુપિત કફ વાયુથી નીચે પ્રેરાઈ પૂર્વવત્ નિશ્ચલ થઈ મોતી જેવી ચમકવાળી શ્વેત પીડિકા કંડુયુક્ત કરે છે ચિકિત્સા ન કરતાં પાકવાથી વ્રણ કઠણ, વેદનાશીલ, કંડુ બહુલ, નિરંતર ચીકણો સ્રાવ થાય છે. ઉપેક્ષા કરવાથી શુક્ર, વાયુ, મળ, મૂત્ર વહે છે

### शम्बूकावर्त :-

અપથ્યસેવીનો કુપિત વાયુ, કુપિત પિત્ત અને કફને લઈ નીચે જઈ પૂર્વવત્ નિશ્ચલ થઈ પગના અંગૂઠા સદૃશ ફોલ્લી કરે તેમાં તોદ, દાહ, કંડુ આદિ વેદના થાય છે. ચિકિત્સા ન કરવા પર પાકે છે નાના પ્રકારનો સ્રાવ વહે છે. શંખ, ( શંબૂક )ના આવર્ત ( ચક્કર ) સદૃશ હોય છે.

**आगंतुक :-**

મૂઢ વ્યક્તિ માંસ સાથે અસ્થિ ખાઈ જાય ત્યારે કઠણ અસ્થિ મળ સાથે મળી અપાનવાયુ દ્વારા નીચે પ્રેરાતાં ત્યાં તિર્યક્ રૂપે ગુદાને ચોટ પહોંચાડે છે. ચોટને કારણે ત્યાં કોથ ઉત્પન્ન થાય છે. પૂય અને રક્તથી ભરેલા આ ક્ષતમાં માંસ સડવાથી કૃમિ ઉત્પન્ન થાય છે. આ કૃમિ ગુદાને ખાતાં તેને વિદીર્ણ કરી દે છે અને એમાંથી વાયુ, મળ, મૂત્ર અને શુક્ર વહે છે. આને ઉન્માર્ગગામી-તિર્યક્ગામી પણ કહે છે

તદુપરાત શોથને કારણે અલ્પ વેદનાવાળી, શીઘ્ર શાંત થનાર જે પીડિકા ગુદા સમીપ હોય છે તે ભગંદરથી ભિન્ન હોય છે ગુદાના બે આંગળ પરિચિત સ્થાનમાં ગૂઢ મૂળવાળી-ગંભીર મૂળવાળી-વેદના અને જ્વરકારી જે પીડિકા હોય છે તેને ભગંદર કરનાર પીડિકા જાણવી.

**साध्यत्व :-**

બધાં ભગંદર કષ્ટદાયક, ઘોર અને કૃચ્છ્ર સાધ્ય છે તેમા પણ ત્રિદોષજ અને વાતજ અસાધ્ય છે. શલ્યજન્ય પણ અસાધ્ય છે

## चिकित्सा

એમા અપક્વ પીડિકાવાળી ભગંદરના રોગીની અપતર્પણ, આલેપ, પરિષેક, અભ્યંગ, સ્વેદ, વિમ્લાપન, ઉપનાહ, પાચન, વિસ્રાવણ, સ્નેહ, વમન અને વિરેચનની ચિકિત્સા કરવી પીડિકા પાક્યા બાદ સ્નેહન કરી ટબમા બેસાડી સ્વેદન આપી શય્યા પર બેસાડી અર્શના શસ્ત્રકર્મવત્ યંત્રિત કરી ભગંદરની અંતર્મુખ યા બહિર્મુખ જાણ કરી એષણી શલાકા અંદર નાખી એષણીને ઊંચી કરી, આશય સહિત શસ્ત્રથી કાપી નાખવું. એ જ રીતે અંતર્મુખમાં યંત્રને યોગ્ય પ્રકારથી પ્રવાહણ કરતાં, રોગીના ભગંદરના મુખને જોઈ

એષણી નાખી શલાકા ચલાવવી અથવા ભગંદરને જોઈ અગ્નિ અથવા ક્ષારકર્મ કરવો. આ ચિકિત્સા બધાં ભગંદરમાં સમાન છે. શતપોનકમાં નાડીઓની વચ્ચે વ્રણ કરવો આ વ્રણો ભરાઈ ગયા બાદ શેષ નાડીઓની ચિકિત્સા કરવી. એક બીજાને મળેલી નાડીઓના અનેક રૂપને બહારથી કાપવા અને પરસ્પર મળેલ નથી તેવી નાડીઓને એક સાથે કાપનાર વૈદ્ય મનુષ્યના વ્રણને પહોળો બનાવી વિદીર્ણ કરી દે છે એ પહોળા મૂત્રમાર્ગથી મળમૂત્ર આવે છે. આટોપ, ગુદામાં શળ ને વાયુ ઉત્પન્ન કરે છે એટલે શતપોનકને કદી પણ પહોળો ન કરવો. બહુ છિદ્રવાળા ભગદરમાં વૈદ્ય અર્ધલાંગલક અથવા લાંગલક છેદન કરવું અથવા સર્વતોભદ્રક કે ગોતીર્થક છેદન કરવું બધા માર્ગને પૂર્ણતઃ અગ્નિથી બાળવા. નાજુક પ્રકૃતિ અને ડરપોકમાં શતપોનકની ચિકિત્સા ન કરવી લાંગલક = જે છેદની બન્ને બાજુઓ તુલ્ય છે. અર્ધલાંગલક = એટલે જે છેદની બે બાજુમાં એક બાજુ ટૂંકી રાખી છે. ગોતીર્થક = ગાયના મૂત્ર સમાન તિર્યક્ અથવા ગાયની યોનિ જેવો છેદ છે. શસ્ત્રને એક પડખાથી લગાવીને કરવામાં આવે છે શીવણી છોડી ગુદામાંને ચારેય બાજુ છેદ કરવામાં આવે તો તે **સર્વતોભદ્ર** ગણાય છે. છેદ કર્યા બાદ અગ્નિથી સ્રાવના માર્ગને ડાંભી દેવા જેથી ફરીથી થાય નહિ પછી વ્રણ ઉપર જેઠીમધ અને તેલથી સિંચન કરવુ નાડીસ્વેદો આપવા, વાતહર, વેદનાહર, તેલોથી ગુદા પર સિંચન કરવુ, એથી વિષ્ટા અને મૂત્ર સ્વમાર્ગે પ્રવૃત્ત થાય છે, તીવ્ર ઉપદ્રવો પણ શાંત થાય છે. **ઉષ્ટ્રગ્રીવ** ભગંદરને સળીથી ઊંચો કરી કાપી તેના પર ક્ષાર પાડી સડેલું માસ દૂર કરવુ. પછી ઘૃત મિશ્રિત વાટેલા તલનો લેપ કરી છિદ્ર પર ગોફણા નામનો પાટો બાધવો. પછી ઘૃતનુ સિંચન કરવું. વ્રણ દિવસ બાદ પાટો છોડવો પછી પિત્તહર દ્રવ્યોથી શોધન કરવુ. વ્રણ શુદ્ધ થાય ત્યારે ક્રમશઃ તેનુ રોપણ કરવું. **પરિસ્રાવી** ભગંદરમા વચ્ચે રહેલ નળીના ચોતરફ રહેલાં સ્રાવના મુખને શસ્ત્ર વડે કાપી સ્રાવની ગતિને ક્ષાર અને અગ્નિથી બાળી અણુતેલનુ સિંચન કરવું ગોમૂત્ર અને ક્ષારના ઉપનાહ

બાંધવા, લેપ કરવા, મીઠા સદશ ઔષધોનાં સિચન કરવાં. આ ક્રિયાથી ભગંદરમાં સ્રાવ ઓછો થાય, કોમળ થાય પછી મધ્યમા રહેલી મુખ્ય નળીને શલાકા વડે ઊંચકીને શસ્ત્ર વડે ખજૂરીનાં પાંદડા જેવી બે પંક્તિઓવાળો અથવા અર્ધચંદ્ર આકૃતિનો ચંદ્ર જેવા ગોળ મોઢાવાળો અથવા સોઈ જેવા મોઢાવાળો, જેનું મોઢું નીચે રહે તેવો છેદ કરવો છેદ કર્યા બાદ ફરી અગ્નિ અને ક્ષારવાળો દાહ કરવો. પછી રોગીને કોમળ સંશોધનોથી શુદ્ધ કરવો અને જો કોઠો ક્રૂર જણાય તો ક્રૂર સંશોધનોથી શુદ્ધ કરવા.

બાળકને ભગંદર થયુ હોય તો તેને માટે વિરેચન, અગ્નિ, શસ્ત્ર કે ક્ષાર ક્રિયા હિતકારક નથી પરંતુ અતિ તીક્ષ્ણ નહિ અને અતિ કોમળ નહિ એવા ઉપચારો કરવા.

ગરમાળો, હળદર, મજીઠ, કાળીજીરીના ચૂર્ણને મધમા કાલવી સૂતરની ઘાટી વાટને ખરડી તે વાટ વ્રણોમાં નાખવી તેથી પરુની ગતિ નષ્ટ થાય છે.

**આગંતુક** પ્રકારમાં યત્નપૂર્વક શસ્ત્ર વડે નળી કાપવી અગ્નિથી લાલચોળ કરેલા જંબવૌષ્ઠ નામના પથરાથી અને તપાવેલી સળીથી ડાંભવો સાવચેત રહીને કીડાને હણનારી ક્રિયાઓ કરવી, અંદર શલ્ય હોય તો કાઢવું. આ અસાધ્ય છે છતાં કવચિત્ લાભ પણ થાય છે. છતાં અસાધ્ય છે એ રુગ્ણને પહેલેથી જ કહી દેવુ **શંબૂકાવર્ત**ની ચિકિત્સા કરવી નહિ.

( ૧ ) ન્યગ્રોધાદિગણ, વ્રણોનાં શોધન અને રોપણમાં હિતકારી છે તેના ગણના ક્વાથથી કે કલ્કથી પકાવેલુ તેલ કે ઘી ભગંદરોનો નાશ કરે છે ( ૨ ) નસોતર, નેપાળો, હળદર, આકડાનું મૂળ અગર કણેર, વાવડિંગસાર, ત્રિફળા, થોરનું દૂધ, આકડાનુ દૂધ, મધ અને મીણથી પકાવેલું તેલ ભગંદરનો નાશ કરે છે. ( ૩ ) ખાવાના પ્રયોગોમા

સપ્તવિંશતિ ગૂગળ, નવકાર્ષિક ગૂગળ જેવા ગૂગળો રોપણઅસરને ઝડપી બનાવે છે. ( ૪ ) વિસ્યંદન તેલ ભગંદરના વ્રણ માટે હિતકારક છે. ( ૫ ) નિશાદ્ય તેલ હિતકારક છે. ( ૬ ) જાત્યાદિતેલ કે ઘૃતની વાટ બનાવી મૂકવી, શ્રેષ્ઠ રોપણકારક છે. ( ૭ ) અપથ્યમાં વ્યાયામ, મૈથુન, યુદ્ધ, ઘોડા અને હાથીની સવારી અને ભારે દ્રવ્યો ખાવાં સારું થયા બાદ એક વર્ષ સુધી નિષેધિત છે.

*

# અધ્યાય : ૫૮

# ગલગંડાદિ

## ગલગંડાદિ

અંડકોશ સદૃશ, ગલપ્રદેશ પર લટકતો હ્રસ્વ કે મહાન અવિચળ સોજો **ગલગંડ**ના નામે ઓળખાય છે. **સંપ્રાતિ :** ગળામાં બગડેલા વાયુ, કફ અને મેદ, મન્યાઓમાં સ્થાન જમાવી પોતાનાં લક્ષણોવાળી ગાંઠ ઉત્પન્ન કરે છે તે ગલગંડ કહેવાય છે. **વાતજ :** તોદ, કૃષ્ણ શિરા ઊપસેલી, રંગ કાળો કે લાલ, ખરબચડો, લાંબે કાળે વધે, પાકે નહી, ક્વચિત્ પોતાની મેળે પાકે, દરદીનું મોઢું સ્વાદ વગરનુ થાય તથા તાલુ અને ગલામાં શોષ પડે. **કફજ :** સ્થિર, ચામડીના રંગનો ભારે, કંડુયુક્ત, શીતળ, મોટો હોય છે, લાંબે કાળે વધે, કદાચ પાકે, અલ્પ પીડા, મોઢું મીઠું થઈ જાય અને તાળવું તથા ગળું કફથી લિપ્ત રહે. **મેદજ:** સ્નિગ્ધ, ભારે, ફિક્કો, દુર્ગંધીયુક્ત, અલ્પ પીડા, કંડુયુક્ત, તુંબડી માફક લટકતો, મૂળમાં નાનો, રુગ્ણના શરીરને અનુરૂપ વધતો, મોઢું ચીકણું, ગળામાં હમેશાં અવાજ આવે. **અસાધ્ય લક્ષણો :** કૃચ્છ્રશ્વાસ, ગાત્રોમાં મૃદુતા, એક વર્ષ પુરાણ વ્યાધિ, રોગીની ક્ષીણતા, સ્વરભેદ આદિ લક્ષણોયુક્ત અસાધ્ય છે

## ગંડમાલા

મેદ અને કફ પ્રધાન, બગલ, ખભા, મન્યા, ગળુ અને સાથળના મૂળમા ચણીબોર, બોર કે આમળા જેવી, લાંબે કાળે ધીરે ધીરે પાકનારી, અનેક ગાઠોની હારમાળાને-કંઠમાળ કહે છે.

## અપચી

ગંડમાલાની કેટલીક ગાઠો પાકે છે, કેટલીકમાંથી રસી ઝરે છે,

કેટલીક મટે છે. નવી થાય છે, લાંબા સમય સુધી એમાં વેદના થાય છે. એને અપચી કહે છે તે સાધ્ય છે, પરંતુ સાથે પીનસ, પાર્શ્વશૂળ ખાંસી, તાવ અને ઊલટી થતાં હોય તો અસાધ્ય છે જો કે ચરકે તો ગળામાં જ ગંડમાલા જણાવી છે. પરંતુ અન્ય ગ્રંથકારોએ તો બગલ, હૃદયાદિ સ્થાન જણાવ્યાં છે. ગંડમાલા કફજ છે અને ક્ષયના ઉપદ્રવ સ્વરૂપ છે. ગંડમાલાના ગંડ જૂના થઈ પાકે, નાશ પામે, પાછા બીજા થાય એમ કરતાં પુરાણું થાય એટલે અપચી કહે છે.

## ગ્રન્થિ

અત્યંત દૂષિત થયેલ વાતાદિ દોષો માંસ, મેદ, લોહી અને શિરાઓને દૂષિત કરી ગોળ, ઊંચો અને ગ્રથિત શોથ કરે છે, તેને ગ્રંથિ કહે છે. **વાતજ :** ખેચાઈને મોટી થાય, તોદયુક્ત, બળપૂર્વક એક સ્થાનથી બીજે સ્થાન ખેચાતી હોય, ચૂંથાતી, ભેદાતી હોય, કાળી નરમ, બસ્તિ જેવી પહોળી અને ફાટતાં સ્વચ્છ રક્ત સ્રવે છે **પિત્તજ :** દાહ, ધૂમ પ્રતીતિ, ચુસાય, પાકે, બળતી હોય તેમ લાલ કે પીળા રંગની ફાટતાં તેમાંથી ગરમ લોહી ઝરે. **કફજ :** શીતળ, ચામડી જેવા વર્ણની, અલ્પ વેદનાવાળી, પથ્થર જેવી કઠણ, લાંબે ગાળે વધનાર, ફાટતાં ધોળુ અને ઘટ્ટ પરુ વહે છે **મેદજ :** શરીર વધતાં વધે, ક્ષીણ થતાં ઘટે, ચીકણી, મોટી, ચળયુક્ત, પીડા વગરની હોય છે, ફાટતાં તેમાંથી, ખોળ કે ઘી જેવી ચરબી વહે છે. **શિરાજ :** દુર્બળ વ્યક્તિ હદ કરતાં વધુ શ્રમ કરે તો કુપિત વાયુ શિરાઓના જાળાંને સંકોચી દબાવી સૂકવી નાખી ઊંચી અને ગોળ ગાંઠ કરે છે. આ શિરાજગ્રંથિ પીડાવાળી અસ્થિર હોય તો કષ્ટસાધ્ય, વેદનારહિત, મોટી અને મર્મ સ્થળમાં અસાધ્ય છે

## અર્બુદ

દૂષિત દોષો માસ અને રક્તને બગાડી શરીરના કોઈ પણ અંગ ગોળ, સ્થિર, અલ્પ વેદનાયુક્ત, મોટી, ઊંડા મૂળવાળી, લાંબે ગાળે

વધનારી, ન પાકનારી, માંસથી ઊપસેલી જે ગાંઠ કરે છે તેને અર્બુદ કહે છે. તેના વાતજ, પિત્તજ, કફજ, રક્તજ, માંસજ, મેદજ એ ભેદો છે. લક્ષણો ગ્રંથિને મળતાં હોય છે. **રક્તાર્બુદ :** અતિશય કુપિત દોષ રક્ત તથા શિરાઓને સંકોચી દબાવી ન પાકે એવો સ્રાવયુક્ત, માંસાંકુરથી વ્યાપ્ત, તુરતમાં વધનાર, માંસનો લોચો ઉપસાવે છે. તે અસાધ્ય છે. તેનો રોગી પાકુથી થતા ઉપદ્રવો વડે પીડાઈને ફીકો પડે છે. **માંસાર્બુદ :** દુષ્ટિત માંસ વેદના વગરનો, સ્નિગ્ધ, ત્વચાના વર્ણનો ન પાકનાર, પથ્થર જેવો સ્થિર શોથ કરે છે. બગડેલા માંસવાળાને કે માંસાહારીને થાય છે, અસાધ્ય છે. **સાધ્યત્વ :** તે ઝરતો હોય, મર્મસ્થાન કે અંદર અથવા બહારના સ્રોતસ્ પર થયો હોય અને સ્થિર હોય તે અસાધ્ય છે. એક અર્બુદ પર બીજો થાય તેને **અધ્યર્બુદ :** થાય છે. એકી વખતે યા વારાફરતી પાસે પાસે અર્બુદ થાય તેને **દ્વિરર્બુદ** કહે છે. કફ તથા મેદ બહુ હોવાથી દોષો સ્થિર રહી તેમની ગાંઠ પડી જવાથી બધી જાતના અર્બુદો સ્વભાવથી પાકતા જ નથી।

## ચિકિત્સા

**વાતજ ગલગંડ**મા વાતનાશક (એરંડ સદૃશ દ્રવ્યોનાં પાનથી નાડીસ્વેદ આપવો પિત્તાવૃત વાતમાં કાંજીથી, કફાવૃતમા મૂત્રથી, રક્તાવૃત વાતમા દૂધ સાથે સ્વેદ આપવો. સ્વેદન બાદ તુરતમાં જળોથી રક્તમોક્ષણ કરાવવો રક્તમોક્ષણ બાદ વાતહર દ્રવ્ય યથા ગળો, પુનર્નવા, મીંઢળ, કુષ્ઠ, કુટજના લેપો કરવા. **કફજ ગલગંડ**મા સ્વેદન, ઉપનાહ કરી સ્વેદ પછી રક્તમોક્ષણ જળો વડે કરાવવો, પછી અતિવિષ કલિહારી કાકડાશીંગ, કુષ્ઠ, ચણોઠી એને પલાશ–ખાખરાના ક્ષારોદકમા પીસીને લેપ કરવો. પંચલવણ અને પીપરથી સિદ્ધ તેલ આપવું. વમન, સિરોવિરેચન વૈરેચનિક ધૂમ આપવા વાત અને કફજ ગલગંડના કોઈ પણ રીતે પાકવા પછી વૈદ્યે પાકની વિધિ કરવી. પરવળ, લીમડો, શ્રૃંગનેર, ગળો, હંસરાજ, કુટજ, પીપર, બલા,

અતિબલા, દેવદારુથી સિદ્ધ તેલ ગલગંડમા હિતકારી છે. મેદજ ગલગંડમાં સ્નેહન આપી શિરાનું વેધન કરવું. નસોતર, ચૂનો, લોખંડનો મેલ, દંતી અને રસાંજનનો લેપ કરવો. સાલસારાદિ ગણના વૃક્ષના સાર કલ્કને ગોમૂત્રમાં ઘોળીને સવારે પીવો. ત્રિફલા કષાય નિત્ય આપવુ ઉત્તમ છે. જવનુ ભોજન પથ્ય છે. જો શસ્ત્રકર્મ કરવુ હોય તો ચીરી મેદ કાઢી પુન સીવવું. મજ્જા, ઘી, મેદ અને મધથી બાળી પુનઃ મધથી બાળવું. આ ચિકિત્સાઓ સુશ્રતોકત છે.

અપકવ ગ્રંથિઓમાં વૈદ્યે શોથની ચિકિત્સા કરવી. અપતર્પણથી માંડી અને વિરેચન સુધી ચિકિત્સાઓ કરવી. તેલ અને ધૃત બન્ને મેળવી પીવાં પ્રસારણી અથવા દશમૂલથી સિદ્ધ તેલ કે ઘી પાવા આપવુ અથવા વાતજ ગ્રંથિમાં વાતહર, પિત્તજ ગ્રંથિમાં પિત્તહર એ રીતે એ દ્રવ્યોથી સિદ્ધ કવાથથી યોજના કરવી. વાતજ ગ્રથિમા ગળો, કડુ, ભારંગી, ટેંટુંમૂળ, બિલ્વ, અગરુ, ગાવઝબાન, મૂસલીને પીસી લેપ કરવા પછી સ્નેહ અને ઉપનાહ કરવા. પાકે ત્યારે ગ્રંથિને ચીરી પૂય કાઢી, બિલ્વ, અમલતાસના કવાથથી ધોઈ લેવું વાવડિંગ, જેઠીમધ, ગળો અને દૂધથી સિદ્ધ તેલ દ્વારા વ્રણનુ રોપણ કરવું. પિત્તજ ગ્રથિઓમાં જલૌકા લગાવવી અને દૂધ તથા જલથી પરિસિચન કરવુ પિત્તહર દ્રવ્યોથી લેપ કરવો પાકવા પર ચીરી કરી બધુ પરુ કાઢી પંચક્ષીરી વૃક્ષોના કષાયથી ધોઈ તલ અને જેઠીમધના લેપથી વ્રણનુ શોધન કરી કાકોલ્યાદિ વર્ગમાં સિદ્ધ ધૃતનો લેપ કરવો કફજ ગ્રથિઓમાં સ્નેહન સ્વેદન ક્રમથી વમન, વિરેચન, આસ્થાપન, સિરોવિરેચન, રકતમોક્ષણથી દોષો જીતી સ્વેદન કરી અગૂઠો, લોહ, પથ્થર અને વાંસથી વિમ્લાપન કરવું કફહર દ્રવ્યોનો લેપ કરવો.

જે ગ્રંથિ મર્મમાં ન હોય અને ઉપરોકત ચિકિત્સા શાત ન થતી હોય તેને અપકવાવસ્થામા પણ ચીરીને કાઢવી. કુશળ વૈદ્યે અગ્નિ કર્મ કરવો અને રકત બધ થયે સદ્ય ક્ષતની માફક ચિકિત્સા કરવી. મેદજ

ગ્રંથિમાં તલના કલ્કનો લેપ કરવો પછી જાડું કપડુ રાખી અગ્નિ તપ્ત શલાકા વડે વારંવાર સ્પર્શ કરાવવો જેથી ત્વચા ન બળે પણ અંદરનો મેદ પીગળે. અથવા શસ્ત્ર વડે ચીરી કરી મેદ કાઢી બાળવુ સારી રીતે પક્વ ગ્રન્થિને ચીરી ગૌમૂત્રથી ધોઈ ક્ષાર પદાર્થોથી શોધન કરી તેલ લગાડવું.

દેવદાલી, કડવી તુંબડી, એરંડ, દંતી, નસોતરનાં મૂળથી સિદ્ધ ઘૃત **અપચી**માં લાભ કરે છે. નગોડ, ચમેલી, વાળો, દેવદાલી, મધ અને સિંધવથી ઘટ્ટ માત્રામાં વમન કરાવવાથી **અપચી**માં દોષહર છે. લીમડો, કણેર અને ડુંદુરીના કલ્કથી સિદ્ધ તેલ સિરોવિરેચન માટે લેવું. મહુડાનો સાર, શોભાંજનના ફળને ગરમ પાણીથી પીસી અવપીડન નસ્ય આપવો

**વાતાર્બુદ**માં કુષ્માંડ, કાકડી, નારિયેલ, એરંડબીજ, ચિરોજીના ચૂર્ણને દૂધ અને ઘૃત સાથે સિદ્ધ કરી રક્ત અને પિત્તનો અનુબંધ હોતાં વાતાર્બુદ પર ઉપનાહ કરવો શુદ્ધ વાતાર્બુદમા તેલથી ગરમ ગરમ ઉપનાહ કરવો. કુશળ વૈદ્યે નાડીસ્વેદ કરવો શૃંગ દ્વારા વારવાર રક્તમોક્ષણ કરાવવો **પિત્તાર્બુદ**માં સ્વેદન, ઉપનાહ કોમળ રૂપે કરવા દ્રવ સ્વેદ આપવો કાકોલ્યાદિ મધુર દ્રવ્યોથી બંધન કરવુ દૂધ અને અમ્લમાં પીસી બહુ ગરમ નહિ એવું બાંધવું. મૃદુ વિરેચન આપવા ઉંબરો, ગાવઝબાન, સાગ જેવાં વૃક્ષોનાં પાનથી ઘસી તેના પર રાળ, ઘઉલા, લાલ ચંદન, લોધર, સુરમો અને જેઠીમધના ચૂર્ણને મધમા મેળવી બહુવાર લેપ કરવો. રક્ત કાઢી અમલતાસ, ગાવઝબાન, કાયફળ, નસોતરનો લેપ કરવો. દ્રાક્ષ અને જેઠીમધથી સિદ્ધ ઘૃત પીવુ **કફાર્બુદ**ના રોગીને રક્તમોક્ષણ અલાબુથી કરાવી અર્બુદ પર અપચીમાં કહેલા અધ. ઊર્ધ્વ શોધન ( વમન વિરેચનવાળા ) દ્રવ્યોના કલ્કનો લેપ કરવો. કબૂતરની હગાર, શાહી, કલિહારી, કાકાદનીના મૂળને પીસી મૂત્રમાં વાટી લેપ કરવો. અથવા કબૂતરની હગારની ક્ષારોદકમા લેપ

કરવા. **મેદોઅર્બુદ**માં સ્વેદન કરી ચીરી અને શોધન કરવુ. રકત બંધ થાય એટલે સીવી નાખવુ પછી હળદર અને ઘી લગાડવાં શોધન થયા બાદ કરજ તેલ લગાડવું, કેમકે દોષ રહેવાથી અર્બુદ પુનઃ થાય છે.

તલનો ખોળ, નિષ્પાવ, કળથી, માંસના કલ્કને પ્રચુર દહીમાં મેળવી ગ્રથિ અને અર્બુદ પર લેપ કરવો. આ લેપથી તે પ્રદેશમાં કૃમિઓ પેદા થશે અને માખીઓ બેસશે. કૃમિ અને માખીઓના ખાવાથી અર્બુદનો અધિક અંશ ખવાઈ જાય ત્યારે અર્બુદના અવશિષ્ટ અશને શસ્ત્ર દ્વારા કાપી યથા વિધિ અગ્નિ દગ્ધ કરવો. તેમ કરતા પણ જો જરાક અશ પણ બાકી રહે તો લોહ, તામ્ર, સીસકના પત્રોથી વેષ્ટિત કરી દેવુ. ત્યાર બાદ રોગીનું બળ જોઈ અગ્નિ ક્ષાર કે શસ્ત્રકર્મ કરવા અને જો આપોઆપ પાકે તો પાટન શોધન અને રોપણ ક્રિયાઓ કરવી અને તેમ છતાં જો અર્બુદનો અશ રહે તો વિષ અને અગ્નિ સમાન રોગીને શીઘ્ર નષ્ટ કરે છે.

**पथ्य :–**

વમન, વિરેચન, નસ્ય, સ્વેદન, ધૂમ્રપાન, શિરાવ્યધ, અગ્નિકર્મ, ક્ષારયોગ, પ્રલેપ, લઘન, જૂનુ તપાન, લાલ ચોખા, યવ, મગ, પરવળ, સરગવો, કારેલાં રૂક્ષ અને કટુ અન્ન, દીપન, ગૂગળ, શિલાજિત એ બધા ગલગડ, અર્બુદ, અપચી, ગ્રથિમા પથ્યો છે. ઉપરાંત ગલગંડમાં જીભના તળિયાની શિરાવેધ, હાથના કાડાના અડધા ભાગમાં આગળ આગળને અતરે ત્રણ રેખા કરવી એ વિશેષ પથ્ય છે.

**अपथ्य :–**

દૂધ, દૂધમાથી બનાવેલ કોઈ ચીજ, શેરડી, શેરડીમાંથી બનેલી કોઈ ચીજ, અનુપદેશનાં પ્રાણીઓનુ માંસ, લોટની વાનગી ખટાશ, ગળપણ, ભારે ખોરાક, અભિષ્યદિ અન્ન અપથ્ય છે.

*

# અધ્યાય : ૫૯

# રસાયન

## रसायन

अथाना रसायन वाजीकरणविधि मध्यायं व्याख्यास्याम. । इति ह स्माहुरात्रेयादयो महर्षयो ।

ભગવાન ચરક **રસાયનની વ્યાખ્યા** આપતાં કહે છે કે જે દ્રવ્યથી દીર્ઘ આયુષ્ય, સ્મરણશક્તિ, બુદ્ધિ, આરોગ્ય, તારુણ્ય, પ્રભા, વર્ણ, સ્વર, વચનની સાર્થકતા, ઔદાર્ય, દેહ અને ઇંદ્રિયોને બળ, કાંતિ આ બધું પ્રાપ્ત થાય તે રસાયન છે ભગવાન ધન્વતરિએ રસાયન વિષે જે વયઃસ્થાપન, આયુષ્યકારક, મેધા, બલકારક અને રોગના અપહરણમાં સમર્થ છે **તેને રસાયન કહેલ છે.** વયસ્થાપન એટલે સો વર્ષનું આયુષ્ય કરનાર ગણેલ છે. ડલ્હણે તો 'રસાનાં રસરક્તાદિનામયનમ્, આપ્યાયનંનં રસાયનં'' કહીને રસાયન શબ્દની વ્યાખ્યા સ્પષ્ટ કરી નાખી છે અથવા રસોના રસ–વીર્ય–વિપાક આદિના આયુષ્યાદિ ગુણો અપાવે તે રસાયન જાણવું. શારંગધરે વળી રસાયનની સરળ વ્યાખ્યા કરતા કહ્યું કે, 'રસાયનં ચ તજ્જ્ઞેય યજ્જરાવ્યાધિવિનાશનમ્, યથાઽમૃતા રુદન્તી ગુગ્ગુલુશ્ચ હરિતકી' એના પર એના વ્યાખ્યાકાર આઢમલ્લ લખે છે, જે દ્રવ્ય જરા અને વ્યાધિનાશક બને છે તે રસાયન છે. રસાદિ ધાતુના અયન આપ્યાયનરૂપ રસાયન જાણવું. જરા એટલે વૃદ્ધાવસ્થા અને વ્યાધિ એટલે જ્વરાદિક રોગો લેવાં જરા સ્વાભાવિક વ્યાધિ છે.

આપણે લીધેલા આહારમાથી આહાર રસ અને રસધાતુ બને છે. રસમાંથી રક્ત, રક્તમાંથી માંસ એમ ઉત્તરોત્તર ધાતુત્પાદ થાય છે.

ધાતુત્પત્તિ અને ધાતુપોષણનો આ ક્રમ ચાલ્યા કરે છે નવ્ય મત આને જ પરિપોષણક્રમ ( અ. ન્યુટ્રિશન ) કહે છે રસાયન દ્રવ્યથી રસસવહન સારી રીતે થઈ ઉપર વર્ણવેલા ગુણો પ્રાપ્ત થાય છે રસનું કાર્ય પણ તૃષ્ટિ, પ્રીણન અને રકત પુષ્ટિ છે.

આ રસાયન પૂર્વે વમન, વિરેચન, બસ્તિ આદિ પચકર્મોથી શરીરને શુદ્ધ કરવુ નહીતર જેમ મેલા વસ્ત્ર પર રગ ચડાવીએ તો તે ( બરોબર ) નથી ચડતો અને સ્વચ્છ વસ્ત્ર પર રગ બરોબર ચડે છે તેમ શુદ્ધ શરીરમા રસાયન દ્રવ્ય બરોબર કાર્યકારી નીવડે છે

રસાયન પ્રયોગના સામાન્યતઃ બે ભેદ **વાતાતપિક** અને **કુટિપ્રાવેશિક** પાડવામાં આવ્યા છે. વાતાતપિક વિધિમાં રસાયન પ્રયોગ દરમ્યાન વાયુ અને તડકો સહન થાય અને જે કરતાં ભૂલ થાય તો પણ નુકસાન નથી થતું તે વાતાતપિક કહેવાય છે. એમાં પ્રધાન વિધિ કુટિ પ્રાવેશિક છે પ્રશસ્ત ઉપકરણ વાયુ અને ભયથી રહિત ઉત્તર દિશામાં શુભ સ્થળે, સૂક્ષ્મ વાતાયનો વાળી કુટિ બનાવવી તેમાં ધૂપ, ધૂળ, હિસક પશુ, સ્ત્રી અને અયોગ્ય વ્યકિત ન પહોંચી શકે તે જરૂરી છે. એમા પણ એક ઘર બાંધી તેમા અંદર બીજું ઘર અને તેમાં ત્રીજુ ઘર બાધી તેમાં રહેવું ( સવિસ્તર વિધિ માટે સહિતા વાંચો )

હવે આપણે **રસાયન પ્રયોગો** જોઈએ. ગળો, ગોખરુ, આબળાં આ ત્રણેયના ચૂર્ણને રસાયન ચૂર્ણ કહે છે એ દરરોજ ઘી, સાકર સાથે લઈ ઉપર દૂધ પીવુ

હરડે સ્વય ઉત્તમ રસાયન છે વર્ષામા સિંધવ સાથે, શરદમા સાકર સાથે, હેમતમાં સૂઠ સાથે, શિશિરમા પીપર સાથે, વસતમાં મધ સાથે અને ગ્રીષ્મમાં ગોળ સાથે હરડે લેવી.

તાજા ભાગરાના રસને ( ૦॥ થી ૧ તોલો ) એક માસથી બે માસ નિત્ય પીએ તે ૧૦૦ વર્ષ સુધી જીવે છે. દર વરસે આ પ્રયોગ કરવો પુનર્નવા તાજી લાવી તેના કલ્કને ધારોષ્ણ દૂધ સાથે લાવી

પીવાથી સારી અસર બતાવે છે

શિલાજિત એક ઉત્તમ રસાયન છે. ધીરજપૂર્વક લાંબો વખત તેનુ સેવન કરવું તે એક નિર્દોષ અને કાયમી લાભ આપનાર દ્રવ્ય છે. ગળોના ઘનમાં શિલાજિત અને શુદ્ધ ગૂગળ મેળવી બનાવેલ 'શિલાજિત રસાયન' એક ઉત્તમ સંયોજન છે.

**પથ્યાપથ્ય :–**

રસાયન દ્રવ્યોનું સેવન કરનારે દૂધ, ઘી, છાસ, માખણ, સાકર, ઘઉ, ઉત્તમ ચોખા, શીરો, બદામ, પિસ્તા જેવા પોષક અને નિર્દોપ આહાર દ્રવ્યો પચે તે રીતે લેવાં જ્યારે અત્યત ખાટા, ખારા, વિદાહી, ગરમ, ક્ષાર, શાક, વધુ પડતું લવણ, ન ખાવા જોઈએ. મરચાં હલકા તેલ, તળેલા પદાર્થો નિષિદ્ધ છે

લોહભસ્મ તો. ૪, શુ ગૂગળ તો. ૧૨, ત્રિકટુ તો ૨૦, ત્રિફલા તો. ૩૨ આ બધાને એકત્ર કરી તેમા ૨ આની ભાર સવાર સાંજ લેવાથી આ લોહ ગૂગળનો પ્રયોગ ઉત્તમ રસાયન અસર બતાવે છે.

ચ્યવનપ્રાશાવલેહ સુપ્રસિદ્ધ રસાયન છે. પ્રમાણ ૨ થી ૪ તોલા ખાઈ ઉપર દૂધ પીવુ. ખાંસી, શ્વાસ, જ્વર, કફ, મૂત્રવિકાર આદિ દૂર થઈ બળ, બુદ્ધિ, સ્મૃતિ, કાંતિ અને આયુષ્ય અર્પે છે. ઇંદ્રિયોને બલ આપે છે અગ્નિ વધારે છે. વૃદ્ધ, ક્ષતક્ષીણ, દુર્બલ, કૃશ, ગર્ભા વગેરે માટે ઉત્તમ છે. સેવન સમય સવારનો છે. પછી ભૂખ લાગે ત્યારે જમવું

સંહિતા ગ્રંથોમા બીજા પાઠોમા હરિતકી રસાયન, આમલકી રસાયન, ત્રિફલા રસાયન, નાગબલા રસાયન, ભલ્લાતક રસાયન વગેરે પ્રયોગો+ આપ્યા છે. અમૃતભલ્લાતક રસાયન ભિલામાના પાક છે.

+ આ બધાનું સવિસ્તર વર્ણન અમારા પ્રકાશન, 'રસાયન અને વાજીકરણ, (પૃષ્ઠ ૮૦—મૂલ્ય રૂ. ૧। લેખક સ્વ. વૈદ્ય ગોપાલજી કુંવરજી ઠક્કુર—એ કૃતિમાં મળી શકશે

ભિલામો સેવન વખતે તડકો, ક્રોધ, મૈથુન આદિ ત્યાજ્ય છે સપ્તામૃત લોહ, (હરડે, બહેડા, આંબળા, જેઠીમધ, લોહભસ્મ સમભાગે લઈ મેળવી રાખવુ તેમાંથી) ૦। તોલો ઘી અને મધમાં ચાટી ઉપર દૂધ પીવુ ગળાથી ઉપરના જત્રુગત રોગો માટે ઠીક છે. આંખો માટે સારુ રસાયન છે.

લસણ પણ ઉત્તમ રસાયન છે. શિયાળામાં લેવાથી વાયુના વિકારોનુ શમન થાય છે શરદીનો દુશ્મન છે કફપ્રકૃતિવાળા તો વસંતઋતુમાં પણ લઈ શકે છે. આ લસણ જેવા ઔષધો આહારમાં લઈ શકાય છે વાતશામક છે.

રસાયન દ્રવ્યોથી મનુષ્ય સ્વસ્થ રહે છે. વ્યાધિમુકત બને છે. તે વ્યકિતનાં ધાતુઓ અને મલો બરાબર ક્રિયાશીલ થાય છે

## વાજીકરણ

**સુરતકર્મ એટલે રતિક્રીડામાં પુરુષને જે દ્રવ્ય અશ્વ સમાન બલવાન એટલે સમર્થ કરે તેને વાજીકરણ કહે છે.** વાજી શબ્દ એટલે જે વેગવાળો છે તેવો અશ્વ–એ અર્થ છે સ્ત્રી સાથે સંયોગમા–વ્યવાયમાં આ દ્રવ્ય પુરુષને શકિત આપે છે આ વાજીકરણ પ્રયોગો માટે ૧૬ વર્ષથી ૭૦ મા વર્ષ સુધીનો કાળ બતાવ્યો છે. ભાવમિશ્રે વાજીકરણ ઔષધ જે લોકો ધનવાન, વિલાસી, યૌવનથી યુકત અને અનેક સ્ત્રીઓવાળા છે તેમને માટે બતાવેલ છે વાજીકરણ માત્ર કૃશ વ્યક્તિઓ માટે નથી. પુષ્ટ શરીરવાળાઓએ પણ દેશ કાળ વગેરેને અનુસરી વાજીકરણોનુ સેવન કરવું જોઈએ. જાતજાતનાં ભોજન, પાન, મનોહર શ્રવણ, સ્પર્શસુખ, ચંદ્રથી શોભાયમાન રાત્રિ, નવયૌવના સ્ત્રી, મધુર ગીત, નાગરવેલના પાન, મદ્ય, માલાઓ, બગીચા, મનને જરા પણ શોક, ચિંતા, ભય ન હોય તેવી સ્થિતિ, આ બધા વાજીકરણ પદાર્થો છે. એમાં મનની પ્રફુલ્લતા જેવી વસ્તુનો પણ સ્વીકાર કર્યો છે

શુક્રક્ષયનાં કારણોનો પ્રતિકાર સૌ પ્રથમ જરૂરી છે. ચિંતા, જરા, વ્યાધિ, સ્ત્રીનો અતિયોગ આ બધાથી શુક્રક્ષય થાય છે. કેટલાકો વળી વાજ શબ્દથી શુક્રનું ગ્રહણ કરી જે શુક્ર અધિક ઉત્પન્ન કરે તેને વાજીકરણ કહેલ છે.

**જે કંઈ મધુર, સ્નિગ્ધ, જીવનીય, બૃંહણ, ગુરુ, હર્ષકારક છે તે બધા વૃષ્ય ગણાય છે.**

શતાવરીચૂર્ણ ૧ કર્ષ, દૂધ ૮ કર્ષ મેળવી ક્ષીરપાક વિધિથી પાક કરી પીવો.

જૂના સમળાના ઝાડના મૂળના ચૂર્ણમાં તેના સ્વરસ સાથે અથવા એમ જ દૂધથી લેવાથી વાજીકરણ અસર બતાવે છે સમળાના મૂળનુ ચૂર્ણ અને મૂસલી મેળવી તેનું ચૂર્ણ ૦। તોલો દૂધ સાથે સવાર સાંજ લેવું.

આંબળાંનું ચૂર્ણ આબળાના રસની ૭।૪ + ૨૧ ભાવના આપી તૈયાર કરવુ. તે ૦। તોલો સવાર સાજ મધમા કે ઘીમાં લેવું.

વિદારીકંદનું ચૂર્ણ ઘી કે દૂધ સાથે પીવું. કૌચાનાં બીજનું ચૂર્ણ સાકર સાથે મેળવીને લેવું. તે પણ વાજીકરણ છે. ચણોઠી વૃક્ષના મૂલનું ચૂર્ણ પણ વાજીકરણ કહેલ છે. એ દ્રવ્ય વિષારી હોઈ બહુ સંભાળીને વાપરવું.

અડદ અને જેઠીમધનું ચૂર્ણ દૂધ સાથે લેવું. ગોખરુ, બલા, નાગબલા, અતિબલા, એખરો, શતાવરી, કૌચા; આ બધાનુ ચૂર્ણ કરી તેમાંથી ૨–૨ માસા દૂધ સાથે લેવું. ભિલામોના પ્રયોગમાં નારસિંહચૂર્ણ સંભાળીને વાપરવું. વાત તથા કફવાળાને અનુકૂળ પડે છે.

બૃહત અશ્વગંધાદિઘૃત, કામદેવઘૃત, બૃહત શતાવરીઘૃત આદિ

ધૃત પ્રયોગમાંથી કોઇ પણ એકતું સેવન શુક્રવર્ધક અને કામોત્તેજક અસર બતાવે છે.

**શ્રેષ્ઠ વૃષ્યતમ** પ્રયોગોમાં સારી યૌવનશીલ, સદ્‌ગુણોથી સુશોભિત, સુશિક્ષિત સ્ત્રી **વૃષ્યતમ** ગણી છે. આકારકરભાદિવટી, મદનાનંદમોદક, રતિવલ્લભમોદક, કામેશ્વરમોદક, કામાગ્નિસંદીપનમોદક, કામિનીવિદ્રાવણ, કામિનીમદભંજનરસ, આ પ્રકારના યોગો જેમાં અફીણ અને ભાંગ જેવા દ્રવ્યો છે તેના ઉપયોગોથી સ્ત્રીક્રીડામાં ઉવીર્યસ્રાવનો વેગ અટકે છે-લંબાય છે એટલે સમજપૂર્વક તેમનો ઉપયોગ કરવો. નહી તો તેનથી કબજિયાત વગેરે થવાનો યોગ થાય છે આદત પડે છે અને આવા અવસાદક દ્રવ્યોથી કામોત્તેજના શિથિલ બને છે. એટલે ઉત્તેજના સારી હોય ત્યારે આવા પ્રયોગો યોજવા.

જ્યારે કામોત્તેજક પ્રયોગો તરીકે મકરધ્વજવટી, મન્મથાભ્રરસ, પુષ્પધન્વારસ બૃહતપૂર્ણચંદ્ર, બૃહતવસંતકુસુમાકર, સદશ પ્રયોગો નિર્દોષ હોય છે. ખોટી ઉત્તેજના કરતા નથી એટલે અહિફેન, વિજયા (ભાંગ), ગાંજો કે તત્સદશ ઔષધ પ્રયોગ બહુ સમજીને યોજવા.

અહીં એક અનુભૂત પ્રયોગ આપીએ છીએ.

દ્રવ્યો : શતાવરી, અશ્વગંધા, ગોખરુ, બલબીજ, મોગલાઈ બેદાણા, ખસખસ, ગળોસત્ત્વ, નાગકેસર, સાલમ પંજો–સાલમમિસરી, બહમન સફેદ, બહમન લાલ, બલા, સમળાનાં મૂળ, કૌચબીજ, કાળીમૂસલી, સફેદ મૂસલી, રૂમીમસ્તગી, સૂંઠ, મરી, પીપર, પીપરીમૂળ, આમળાં, તજ, એલચી, તમાલપત્ર, બહુફલી, વિદારીકંદ, વારાહીકંદ, ગોરખમૂંડી, જાયફળ, જાવત્રી, અક્કલકરો, ચોપચીની, એખરો, જેઠીમધ, વરધારાનાં બીજ

આ બધાં દ્રવ્યોનુ બારીક ચૂર્ણ કરી લેવુ પછી સારી અભ્રક, લોહભસ્મ, બંગભસ્મ અને પ્રવાલભસ્મ પ્રત્યેક ૦ા–૦ા તોલો લેવા. આ ભસ્મ સાથે રસસિંદૂર અથવા ચંદ્રોદય ૦ા તોલો, કેસર ૦ા તોલો, કસ્તૂરી

અને અંબર એ આની ભાર લેવાં. ભસ્મો અને કેસરાદિ જુદા લેવાં એક સારી ખરલમા મધમાં પહેલાં કેસર, કસ્તૂરી, અંબર ત્રણેયને ઘૂટી લેવાં, પછી ભસ્મો મેળવી ઘૂંટતા જવુ અને છેલ્લે કાષ્ઠ દ્રવ્યો મેળવી લેવાં અને મધમાં ઘૂંટતા જવું. જ્યારે અવલેહ જેવું થાય ત્યારે બાટલીમાં ભરી લેવુ પ્રથમ ૦। થી ૦।। તોલો સવારે લઈ ઉપર દૂધ પીવું. રાત્રે પણ લેવુ. આ જ દ્રવ્યોના ચૂર્ણ–ભસ્મોનો પાક પણ બને, તેની ગોળી પણ બને જે રીતે ફાવે તે પ્રમાણે પણ બહુ જ ઉત્તમ યોગ છે. લેતાંની સાથે ભૂખ લાગે છે. શરીરમાં અજબ સ્ફુર્તિ–ઉત્સાહ અને નવચેતન જણાય છે. કામોત્તેજના રહે છે. સ્તભનશક્તિમા પણ વધારો થાય છે. છતાં કોઈ પણ જાતની ખરાબ અસર બતાવતુ નથી. શરીરમાં બધી ધાતુને નવપલ્લવિત કરે છે. અબર, કસ્તૂરી વગર બનાવો તો પણ અસર કરે છે. ઉપર જણાવેલ કાષ્ઠાદિ દ્રવ્યોનુ ચૂર્ણ લેવાય તો પણ અસર બતાવે છે. એમાં પ્રવાલ, આબળાં, નાગકેસર, જેઠીમધ, ગળોસત્ત્વ જેવા સાદાં સૌમ્ય દ્રવ્યો પણ છે અને તેને લઈને ખોટી ઉત્તેજક અસર નથી બતાવતું. ત્રિકટુ જેવાં દીપક પાચક દ્રવ્યો પણ છે. એમાં આવતાં શુક્લ દ્રવ્યોથી વીર્ય ઘટ્ટ બને છે મંદકામનાવાળી સ્ત્રીઓને કામેચ્છા જાગૃત કરનાર બને છે.

વ્યક્તિની પ્રકૃતિ, બળ, સાત્મ્ય આદિ જોઈ આ પ્રકારના યોગોની યોજના કરવી. એ પ્રમાણે વાજીકરણ દ્રવ્યો યોજવાં.

સ્થાનિક લૈંગિક વિકૃતિમાં લિંગ ઉપર શ્રી ગોપાલ તેલનું માલિશ શ્રેષ્ઠ છે. આવાં સિદ્ધ તૈલો વડે વાયુથી આવેલી વક્રતા, શિથિલતા, નરમપણુ દૂર થાય છે. એક અનુભૂત યોગમાં બદામનું તેલ ૨ ઔંસ, માલકાંગણીનું તેલ ૨ ઔંસ આ બને મેળવી તેમા અબર, જાયફળ, જાવંત્રી, અક્કલકરો, કેસર અને કસ્તૂરી આ છ દ્રવ્યો ૩–૩ રતી મેળવી ઘૂટી લેવાં. એ તેલ હલાવીને તેને માલિશમા લેવુ. ૫ થી ૧૦ ટીપાં સવાર–સાંજ માલિશ કરવા નિર્દોષ છે એનો

ખાવામાં પણ પ્રયોગ થઈ શકે છે દૂધમાં ૫ ટીપાં પીવા માટે લઈ શકાય એ જ રીતે અશ્વગંધાદિ તેલનો ચક્રદત્તનો પાઠ પણ સારો છે તેનાથી અવયવ પુષ્ટ અને શક્તિશાળી બને છે

રસાયન અને વાજીકરણ આયુર્વેદના આઠ અંગોમાંથી બે ઉપયોગી અંગ છે સ્વાસ્થ્ય સંરક્ષણમાં વ્યાધિમુક્ત થવા માટે તે નિતાન્ત ઉપયોગી છે

આ માટે યુનાની તબીબી પદ્ધતિમાં વર્ણવેલા શેક અને માલિશ તીલાઓના પ્રયોગોથી, સારા વૈદ હકીમની દેખરેખ હેઠળ સારો લાભ થાય છે.

*** સમાપ્ત ***



# અધ્યાય : ૬૦

# બાલરોગ

## बालरोग

**प्रकार :** બાલવયના ત્રણ પ્રકાર પાડવામાં આવ્યા છે. (૧) માત્ર ધાવણ કે દૂધ ઉપર રહેનાર, (૨) દૂધ અને અન્ન બન્ને ઉપર રહેનાર અને (૩) માત્ર અન્ન ઉપર રહેનાર, એટલે બાળકોના આરોગ્યનો પ્રશ્ન વિચારતાં જ દૂધ અને અન્ન સારા રહે તે જરૂરી છે.

**स्तन्यदुष्टि :** ખોરાકનો રસ ધાતુમાંથી તૈયાર થતી ઉપધાતુ સ્તન્ય યાને ધાવણ બાળકોનું જીવન છે. એ વાત પિત્તાદિ દોષોથી દૂષિત થતાં નિમ્ન લક્ષણો પેદા થતાં જોવાય છે.

**वातदुष्टि :** વાતદૂષિત સ્તન્ય પીવાથી બાળકને વાયુના રોગો થાય છે. બાળકનો સાદ બેસી જાય છે. શરીર સુકાઈ જાય છે. મળમૂત્ર તથા અપાનવાયુ કબજ થાય છે.

**पित्तदुष्टि :** પિત્ત દૂષિત સ્તન્ય પીવાથી બાળકને પિત્તના રોગો થાય છે. તેને પરસેવો થાય છે. પાતળા ઝાડા થાય છે. કમળો થાય છે. તરસ લાગે છે. તેના શરીરનાં બધાં અંગો તપી જાય છે.

**कफदुष्टि :** કફ દૂષિત સ્તન્ય પીવાથી બાળકને કફના રોગો થાય છે. તેના મુખમાંથી લાળ ઘણી ગળે છે. વળી એ બાળક ઊંઘ્યા કરે છે. શરીર ભારે થાય છે આંખો અને મોં ઉપર સોજા આવે છે. આંખો ધોળી કોડી જેવી લાગે છે. ઊલટીઓ થાય છે.

**वक्तव्य :** બાલ્યવયમા કફ દોષ પ્રધાન હોય છે. દૂધ મધુરરસ

પ્રધાન કફકારક છે. એટલે ઉપરના ત્રણેય દોષનાં વર્ણનમાં સાહજિક રીતે કફવિકારોનુ મહત્ત્વ વધારે દર્શાવ્યું છે.

વૈદ્યનું વિશેષ કર્તવ્ય એ બને છે કે કોઇપણ રોગથી પીડિત બાળક ચિકિત્સા માટે આવે ત્યારે તેના દૂધ, અન્ન વગેરેનો વિચાર, ખાસ કરવો બાળક જન્મે ત્યારથી એકાદ વરસ તો ગામડાગામમાં હજુ પણ ધાવણ આપે છે. ભારતવર્ષના શહેરી જીવનમાં ફેશનમાં હવે દૂધના ડબ્બા ખૂબ વધ્યા છે. પરતુ જાપાન જેવા આધુનિક દેશોમા પણ ધાવણ આપવાનું સાહજિક ગણાય છે.

## बाल रोगोनुं निदान

બાળકને ભાષા ન હોય, વર્ણન કરી શકે તેમ ન હોય તો તેના રડવા ઉપરથી તેને થતી ખાસ કે વધુ વેદના હોય તે જાણી લેવી બાળક શરીરના જે ભાગ ઉપર વારવાર હાથ રાખી રડે અને આપણને આપણા હાથનો સ્પર્શ કરવા ન દે તે જગ્યાએ તેને કંઇક દુઃખે છે, વેદના છે, તેને રોગ છે તેમ સમજવું

બાળક આંખ મીંચી રાખે તો જાણવું કે તેનું **માથું** દુઃખે છે ઝાડાની કબજ, વમન, સ્તન કરડવા, પેટમાં ખડભડાટ, પેટ ચઢવું, શ્વાસોચ્છ્વાસ સાથે પેટ ઊંચુ નીચુ થવું, આ ઉપદ્રવો ઉપરથી બાળકને કોષ્ઠમા પીડા છે તેમ જાણવું. મળમૂત્રની અટકાયત, ચમકવું કે ભયથી એકદમ ઉછળવુ, ચારેય તરફ જોવું. આ લક્ષણોથી જાણવું કે બાળકની બસ્તિમાં, પેઢામાં કે ગુહ્યસ્થાનમાં પીડા થાય છે. સુજ્ઞ વૈદ્યે બાળકના શરીરના સ્રોતો નાક, મુખ, કાન, છિદ્રો, હાથ પગ આદિ અવયવો તથા તેમના સાધા તપાસતાં રહેવું જોઈએ.

**વકતવ્ય :** બાળકોનાં દર્દનું નિદાન કરવું સાવ સરળ હોતું નથી બાળક જ્યારે રડે ત્યારે રડવાની માત્રા ઉપરથી કલ્પના કરવી. જ્યાં હાથ લગાડે ત્યા દુઃખાવો ગણી ત્યાંના દર્દની કલ્પના કરવી ઉપર સહજ

કલ્પના આપી છે. તે સિવાય જ્વરાદિ રોગો જે મોટાં પુરુષ–સ્ત્રીમા થાય છે તે બાળકોમાં પણ થાય છે તેનાં લક્ષણ નિદાન ચિકિત્સા વગેરે પૂર્વે કહ્યાં છે તે ઉપરથી જાણી લેવાં; પરંતુ કેટલાક રોગો મોટાંને નહિ પણ ખાસ બાળકોને થાય છે. હવે તે વિષે આપણે જોઈએ.

## બાળકોના ખાસ વ્યાધિઓ

(૧) **તાલુકંટક** :–કફ પ્રકુપિત થઈને તાલુના માંસમાં તાલુકંટક રોગ કરે છે. એથી શિરમાં રહેલ તાલુપ્રદેશમાં ખાડો પડે છે. તાળવુ નીચું પડે છે. બાળક ધાવતુ નથી અથવા બહુ કઠણાઈથી થોડુંક જ પીએ છે. પાતળા ઝાડા થાય છે. તરસ ખૂબ લાગે છે. આંખ, ગળુ અને મોંમાં પીડા થાય છે. ગરદન નમી જાય છે અને ઊલટી થાય છે.

**ચિકિત્સા** :–હરડે, વજ અને કુષ્ઠ એનો કલ્ક બનાવી મધ અને ચોખાના ધોણ સાથે પિવડાવવાથી તાલુકંટક રોગોમાં લાભ થાય છે

(૨) **કુકૂણક** :–ધાવણના બગડવાથી બાળકોને આખની પાંપણમાં આ દર્દ થાય છે તેથી આખ ઉપર ચળ આવે છે. નેત્રમાંથી વારંવાર પાણી દદડયા કરે છે. નેત્રમાં ચળ આવવાથી બાળક કપાળ, આંખો અને નાક ચોળ્યાં કરે છે. તેનાથી તડકો કે ગરમી તો જોઇ શકતાં નથી અને આંખોનાં પોપચાં ઊઘડતાં નથી. દૂષિત ધાવણ પીવાથી બાળકોને જે વર્ત્મરોગ થાય તેને કુકૂણક કહે છે. આ કુકૂણકને મધુકોશ ટીકાકાર 'કોથ' એ નામે પણ પ્રખ્યાત છે. તેમ કહે છે

**ચિકિત્સા** :–હરડે, બહેડાં, આંબળાં, લોધર, પુનર્નવા, આદુ, ઊભરીગણી, બેઠીરીગણી આ બધાંને જલથી પીસીને કંઈક ગરમ કરીને લેપ કરતાં રોગમાં રાહત મળે છે. નેત્ર વિકારવત્ ચિકિત્સા કરવી. ઉપરાત ધાવણનો દોષ હોઈ સ્તન્ય શુદ્ધિની ક્રિયા પણ કરવી

(૩) **પારિગર્ભિકા** :–બાળકની મા સગર્ભા થાય છતાં પણ બાળકને ધવડાવ્યા કરે તો બાળકોને ઉધરસ, મંદાગ્નિ, ઊલટી, તંદ્રા

કૃશતા, અરુચિ અને ભ્રમ પેદા થાય છે તેનુ પેટ ફૂલી જાય છે. ફૂલીને પેટ મોટું થતું જાય છે. આ રોગને પારિગર્તિક પારુવલો કહે છે. આમાં હાથ પગ દોરડી અને પેટ ગાગરડી જેવી સ્થિતિ થઇ જાય છે. આ દર્દમાં પારિગર્ભિકના નિદાનમાં ખાસ વિશેષતા એ હોય છે કે મા ધાવણ ધવડાવે છે અને તે વખતે સગર્ભા પણ હોય છે.

**चिकित्सा :**—આ રોગમાં અગ્નિદીપક ઔષધ આપવાનો આદેશ છે સાથે પૌષ્ટિક ઔષધ કે ક્રિયામક પણ કરવો. અગ્નિદીપક ઔષધોમાં આદુ, સૂંઠ વગેરેની યોજના કરી શકાય. બાલ ચાતુર્ભદ્ર ચૂર્ણ આપવું. માત્રા ૧ થી ૨ રતી મધ, દૂધ કે ધાવણમાં ચટાડવું. કુમાર કલ્યાણ રસની ૧ રતી મધમાં ચટાડવી. અરવિંદાસવ ૨૦ થી ૩૦ ટીપાં સવાર–સાંજ આપવાં.

## बालग्रह रोग

મિથ્યા આચરણથી બાલગ્રહ બાળકોને કષ્ટ આપે છે એટલે એના ઉપસર્ગથી બાળકોની યત્નપૂર્વક રક્ષા કરવી જોઇએ. નવ બાલગ્રહોનાં નામ છે—સ્કન્દ, સ્કન્દાસ્પમાર, શકુનિ, રેવતી, પુતના, અંધપુતના, શીતપુતના અને મુખમંડિકા અને નૈગમેય આ નવ બાલ ગ્રહો છે.

આ ગ્રહો વિષે પૌરાણિક નિરૂપણ કરતા શાસ્ત્રકાર કહે છે, 'જે નવ ગ્રહો કહ્યા છે તે શ્રીમાન્ અને દિવ્ય શરીરવાળા છે આમાં કોઇક પુરુષ તો કોઇક સ્ત્રી સ્વરૂપ છે. આ બાલગ્રહોને કૃત્તિકા, પાર્વતી, અગ્નિ અને શિવજીએ શરવણમા સ્થિત કર્યા અને પોતાના જ તેજથી રક્ષિત કાર્તિકેયની રક્ષા માટે પેદા કર્યા આમાંથી પ્રથમ સ્કંદ બાલગ્રહને સ્વયં શિવજીએ બનાવ્યા છે. બીજાનુ નામ કુમાર છે, સ્કનદાસ્પમાર અગ્નિસમાન કાંતિમાન છે અને એને સ્કન્દસખ અને વિશાખ પણ કહે છે. બાકીના સાત સ્ત્રી રૂપના ગ્રહો છે. આ ગંગા, પાર્વતી અને કૃત્તિકાના તમોગણુ રૂપ છે. નૈગમેય ગ્રહ પાર્વતીએ ઉત્પન્ન કરેલ છે. તેનું મુખ ઘેટા જેવું અને તે કુમારને ધારણ કરનાર છે. આ ગ્રહોએ શિવજીને

આજીવિકા માટે પ્રાર્થના કરી ત્યારે શિવજીએ કહ્યુ, કે 'સંસારમાં બાળકોમાં જ તમારુ આચરણ રહેશે' બાલગ્રહોને તેમણે કહ્યુ, કે જે કુળમા દેવતા, પિતા બ્રાહ્મણ, ગુરુ, સાધુ, મહેમાનોની પૂજા યોગ્ય નથી થતી, જ્યાં પવિત્રતા અને સદાચારનો ત્યાગ થયો છે અને જેઓ નિંદિત કર્મ કરે, ભિક્ષા અને બલિ ન આપે, તૂટેલ ફૂટેલાં કાસાના વાસણમાં જમે, એવાના કુળમાં બાળક જન્મે તેને તમે નિઃશંક પકડો આથી તમારુ ગુજરાન પણ ચાલશે અને તમારી પૂજા પણ થશે' એટલા માટે બાલગ્રહ બાળકોને પકડે છે અને તેની ચિકિત્સા પણ કઠણ થઈ પડે છે

## सामान्य लक्षण

બાલગ્રહો લાગુ પડતાં ક્ષણમાં બાળક વ્યાકુળ બને છે. ઘડીકમાં રડે છે નખ અને દાતોથી માબાપને કરડે છે. ઉપર જુએ, દાતો કરડે, બગાસાં ખાય, ત્રાડો પાડે, ભ્રમર વાંકી કરે, ઓઠ કરડે, વારંવાર ફીણ યુક્ત ઊલટી કરે, અત્યંત પાતળુ થાય, રાત્રે સૂએ નહી, અગો સૂજી જાય, પાતળા દસ્ત થાય, બોલી બદલાઈ જાય, માછલી અને લોહી જેવી દુર્ગંધ તેના શરીરમાથી આવે છે અને પ્રથમની જેમ ખાતુ પીતુ નથી, દુર્બળ અને મલિન અંગવાળુ થઈને બેહોશ થઈ જાય છે આ બાલગ્રહ જુષ્ટના **સામાન્ય લક્ષણ** છે.

## खास प्रकारो

**स्कंधग्रह :** અંગોમાં શિથિલતા, શરીરમા રક્તની ગધ, દૂધ પીવાનો અભાવ, મોમાં વક્રતા, આંખોમાં ખરાબી, પલક નમવી, વ્યાકુળતા, આખોમાં આંસુ ભરાયેલાં, થોડુ ક રડે, હાથની મૂઠ કસાયેલી રહે, મળ કઠણ આવે

**स्कन्दापस्मार :** બેહોશમા હોશમા ચડઊતર, શરીરનુ જકડાઈ જવું, હાથપગની નૃત્યવત્ ગતિ, મળમૂત્રનો કઠણતાથી ત્યાગ, લાબાં બગાસા, મુખમાંથી ફીણ આવવું.

**शकुनि :** અંગોમા શિથિલતા, ભયભીતતા, પક્ષી જેવી શરીરમાથી દુર્ગંધ, સ્રાવવાળા વ્રણો, દાહ, પાકેલી ફોડકી અને ઘાથી ભરેલુ શરીર

**रेवती :** ગ્રહથી મુખ લાલ, લીલા રંગના ઝાડા, શરીરમા સાવ પીળાપણુ અને કાળાપણું, મોઢું પાકી જવુ, પીડાથી કાન અને નાક ચોળવાના લક્ષણો થાય છે

**पुतना :** પીડિતને શરીરમાથી ખૂબ મળ નીકળે છે. દિવસે રાત્રે સૂતુ નથી પાતળા દસ્તો, શરીરમાથી કાગડાની વાસ, ઊલટી, રોમાંચ, તરસ.

**अंधपुतना :** દૂધ પીતુ નથી, ઝાડા, ખાસી, હેડકી, વમન, જ્વર, આ બધાથી પીડિત શરીરનો રંગ બગડી શરીરમાથી રક્તના ગંધ આવે છે.

**शीतपुतना :** બાળક ખૂબ રડે, ભયભીત, ગભરાયેલો, કંપવાળો, પેટમા ગડગડાટ પીડા, અગમા શિથિલતા, ઠંડી લાગે.

**मुखमंडिका :** અગો કરમાયેલાં રહે, હાથપગ મુખમાથી રક્તસ્રાવ કે લાલાશ આવે, બહુ જમે, પેટ ઉપર કલુષિત શિરાઓ ઊઠે, ઉદ્વિગ્નતા–ઉદાસીનતા, શરીરમાથી મૂત્રની ગંધ.

**नैगमेय :** ફીણની ઊલટી, શરીરની વચ્ચે નમી જવુ, ઉદાસીન, હસ્યા કરે, ઉપર જુએ, શરીરમાથી ચરબી જેવી ગંધ આવે, દાતો કચકચાવે.

**वक्तव्य** ઉપરનાં બાલગ્રહોનાં દર્દોનુ વર્ણન વાચતા ખાસ કરી વળગાડનુ સૂચન મળે છે. સામાન્ય રીતે થતી બાળકોને ખાસ બીમારી તો ચાલુ ઉપચારને વિશેષ યોગોથી મટે છે પણ આ ન સમજાય તેવાં ચેનચાળા અને અસાધ્ય લક્ષણોથી યુક્ત સન્નિપાત જ્વર વગેરે જેવી વ્યાધિઓ વ્યવહારમા મળે છે. આયુર્વેદના આઠ અગો છે તેમાં ભૂતવિદ્યા પણ એક છે એના ઉપર પૂર્ણ સશોધન ન થાય ત્યાં સુધીમાં પણ ટીકા કરવી અહી અસ્થાને જ ગણાય ડૉ. મ્હસકરે કૌમારભૃત્ય

તંત્ર નામક ગ્રંથમાં આમાંથી આજકાલ વપરાતા મેનિનજાઇટિસ, મીઝલ્સ–ઓરી, અછબડા ( ચિકન પોકસ ), પેરિટોનાઇટિસ, લિવર સિરોસિસ, ડિપ્થેરિયા વગેરેને સરખાવ્યા છે. ઉપર ગ્રહો આપ્યાં ઉપરાંત બીજાં નામો પણ મળે છે.

## ચિકિત્સા

**સામાન્ય :** માપપર્ણી, ગોરખમુંડી, વાળોના ક્વાથથી સ્નાન કરાવવું. કુષ્ઠ, હળદર, ચંદન વગેરેનો લેપ કરવો. સાપની કાંચળી, લસણ, મરડાશીંગી, સરસવ, લીમડાનાં પાન, બિલાડીની વિષ્ઠા, બકરીના વાળ, વજ, મધ વગેરેનો ધૂપ આપવો. અન્ય પૂજાદિ શાંતિક્રિયા કરવી તો બાળગ્રહો શાંતિ પામે છે. વજ, કુષ્ઠ, બ્રાહ્મી, સરસવ, સિંધવ, સારિવા, પીપર આ સાત પદાર્થોથી સિદ્ધ કરેલુ **અષ્ટમંગલ ઘૃત** બાળકો માટે પરમ મેધ્ય છે. રોજ સવારે આપતાં બાળક અત્યંત તીવ્ર મેધાવી, દૃઢ સ્મરણશક્તિવાળું અને પિશાચદોષથી મુક્ત બને છે.

બાળકોને આ બાલગ્રહોમાં કુમારકલ્યાણ ઘૃત ચટાડવુ. પરમ લાભકર થાય છે. એ રીતે શંખપુષ્પી કે બ્રાહ્મી ઘૃત પણ છે. ચરકમા કહેલ મહાપિશાચ ઘૃત પણ ઉત્તમ છે.

## बाळकोनां दंतोद्‌भेद रोगो

બાળકોને જયારે દાંત આવે ત્યારે પ્રાયઃ ઘણા વિકારો થાય છે. ખાસ કરી તાવ, ઝાડા, ખાંસી, ઊલટી, પીડા, આંખો આવવી, પોથકી અને વિસર્પ જેવા વિકારો થાય છે.

**વક્તવ્ય :** બાળકની વય ૬ માસ આસપાસ થાય ત્યારે દાંત આવવાની શરૂઆત થાય છે, ત્યારે ઊલટી, તાવ, ઝાડા જેવાં લક્ષણો પેદા થાય છે. પેઢાં ઉપર આંગળીથી પરીક્ષા કરતાં પણ ખબર પડે છે

**ચિકિત્સા :** બાલચાતુર્ભદ્ર ચૂર્ણ : અતિવિષ, પીપર, નાગરમોથ

અને કાકડાશીંગ આ ચારેયનુ ચૂર્ણ કરી રાખવું. તેમાંથી ૧ થી ૨ રતી મધમાં બે ત્રણ વાર ચટાડવુ આ એક ઉત્તમ બાલદવા છે. બાળકોનાં અનેક દર્દોમાં કામ આવે છે. (૧) દાંતનાં પેઢાં ઉપર ધાવડીનાં ફૂલનું બારીક ચૂર્ણ કરી મધમાં બે ત્રણ વાર પેઢાં ઉપર ઘસવું. (૨) મધ અને સિંધવ પેઢાં ઉપર ઘસી શકાય. (૩) ઊલટી બહુ હોય તો કપૂર કાચલીનું ચૂર્ણ-૧ થી ૨ રતી મધમા ચટાડવુ. (૪) આંખ આવી હોય તો ગુલાબજળનાં ટીપાં નાંખવાં (૫) સરસડાંના બીજની માળા ગળામાં પહેરાવવી

**અનુભૂત યોગ :** જસત કે ત્રાંબાના બે ત્રણ પાતળા તાર લઈ વીટાળી એક જાડું તાર જેવુ કરી ઉપર કપૂરકાચલીનું ચૂર્ણ છાંટી તેના ઉપર કાળું કપડું બે ત્રણ થર વીટાળી લાબુ માળા જેવું કરવું. ઉપર વીટાળેલા કપડાને સીવી લેવું. આ માળા પહેરાવતાં દાંત સહેલાઈથી બહાર આવે છે.

દાત આવે ત્યારે ચિકિત્સા કરવી. બેદરકાર રહેતાં બાળક સુકાઈ જાય છે.

## अहिपुतना ગુદપાક અને ગુદભ્રંશ

ક્ષુદ્રરોગોના પ્રકરણમાં આ બે રોગોનો સવિશેષ ઉલ્લેખ કર્યો છે. તે બાળકોને વિશેષ થાય છે. ઝાડાના ભાગની સ્વચ્છતા ન રાખતા પિત્તપ્રકોપથી થાય છે. આવી જ રીતે ગુદભ્રંશ-આમણ બહાર આવવી પણ થાય છે ગુદા બહાર આવતી હોય તો મૂષકાદ્ય તેલનું પોતું મૂકવુ. દશમૂલકવાથ, તલનુ તેલ અને ઉદરનુ માસ પકાવી લેતા આ તેલ તૈયાર થાય છે આ ગુદાનો ભાગ ધોઈ સાફ કરવો સ્વાદિષ્ટ વિરેચન કે ત્રિફળા આપવું રક્તશોધક દવાઓ સારિવાદ્યરિષ્ટ, મહામજીષ્ઠાદિકવાથ આપવો, ફટકડીના પાણીની પિચકારી મારવી, માયાફળ ફટકડી અને ત્રિફળાના પાણીથી ધોઈ સાફ કરતા આમણ બેસે છે. બહાર આવેલા ભાગને ધોઈ સાફ કરી પોતાની જગ્યાએ બરોબર બેસાડવો. માના ધાવણની

શુદ્ધિ પણ રાખવી. ગુદપાકમાં દાહ બળતરા હોય તો ચંદન ઘસીને લગાડવું. ગુદપાક ઉપર શંખ, રસવંતી અને જેઠીમધનું ચૂર્ણ લાભ કરે છે રસવંતી પાવી અને લેપ પણ કરવો પિત્તનાશક ક્રિયાઓ કરવી.

## नाभिशोथ अने पाक

સૂજીને ઉઠેલી નાભિ ઉપર અગ્નિ ઉપર તપાવીને છાંટેલ દૂધ તથા યુક્તિપૂર્વક બાફ સહિત માટીના પિંડથી નાભિ ઉપર સેક કરવો. નાભિ પાકી હોય તો હળદર, લોધર, ઘઉલા, જેઠીમધના કલ્કથી પકાવેલા તેલથી માલિશ કરવી. બકરીની લીંડીઓ બાળી તેની ભસ્મ અથવા ચંદનનું ચૂર્ણ અથવા પંચક્ષીરિવૃક્ષ વડ આદિનુ ચૂર્ણ નાભિ પાકે તેના ઉપર ચોપડવુ

## बालरोगमां सामान्य चिकित्सा

(૧) સામાન્ય રીતે મોટાઓ માટે જે ઔષધોનું સૂચન પૂર્વે થયું છે તે પ્રાયઃ બાળકોને આપી શકાય (૨) પરતુ અગ્નિકર્મ, ક્ષાર, વમન, વિરેચન, રક્તમોક્ષ કરવાં નહી આ ક્રિયા બાળકો માટે બાળકો મૃદુ હોઇને નાશકારક છે. (૩) બાળકોને દોષ પણ તે જ હોય, દૂષ્ય પણ તેજ હોય, જ્વર આદિ વ્યાધિ પણ તેના તે જ હોય એટલે તે તે અધિકારનાં ઔષધો આપવાં, પરંતુ માત્રા ખૂબ ઓછા પ્રમાણમા આપવી. **मात्रा तत्र कनियसी** (૪) બાળકને જન્મ્યા પછી ઔષધનું માપ પ્રથમ મહિને એક વાવડિંગ જેટલુ આપવું અથવા પ્રથમ માસમાં ૧ રતી મધ, ઘી, સાકર કે ધાવણમાં ઘૂંટીને આપવુ પ્રથમ માસથી ૧ વર્ષમાં સાચવીને આપવી. રસશાસ્ત્રમાં વર્ણિત રસો જે પુખ્ત માટે ૧ થી ૨ રતી કહ્યા છે તે બાળકોને આઠમાંથી ચોથા ભાગમા આપવા નાની માત્રા યોજવી એ મુખ્ય સિદ્ધાંત ધ્યાનમા રાખવો. સુશ્રુતે એક બીજો પ્રકાર ઔષધ માના સ્તન ઉપર ચોપડી બાળકને ધવડાવવાનું પણ કહ્યુ છે (૫) બાળક ધાવતુ હોય તેવા બાળકને તાવમા લાંઘણ

કરાવાય નહિ. પણ એની માને હલકું ભોજન કરાવવું એ જ માનું લંઘન છે. (૬) નાગરમોથ, હરડે, લીમડો, કડવા પરવળ, જેઠીમધ, ગળો જેવા દ્રવ્યોનો કવાથ બાલજ્વરના શક છે (૭) સૂંઠ, અતિવિષ, મોથ, વાળો અને ઇંદ્રજવનો કવાથ બાળકોના અતિસારોને મટાડે છે. (૮) આંબાની ગોટલી, ચોખાની ધાણી, સિંધવનું ચૂર્ણ ઊલટી ઉપર મધમાં કાલવી ચટાડતાં ઊલટી મટાડે છે (૯) જો બાળક રડયા જ કરે તો પીપર, હરડે, બહેડાં, અને આમળાનુ ચૂર્ણ ઘી અને મધમાં કાલવીને ચટાડવુ. (૧૦) દ્રાક્ષ, અરડૂસી, પીપર અને હરડેનું ચૂર્ણ મેળવીને આપતાં બાળકોના શ્વાસ ઉધરસ, તમક શ્વાસને પણ તરત શાંત કરે છે. (૧૧) બાળકોને શરીર લાક્ષાદિ તેલની માલિશ બળ વધારે શરીરનો વર્ણ સુધારે, ઝીણો તાવ અને વળગાડ મટાડે છે. (૧૨) સોનાનો વરક કે ભસ્મ, કુષ્ઠ, મધ અને વજ એકઠો કરી ચટાડતાં બાળકના શરીરના વર્ણ સામર્થ્ય, બુદ્ધિ બલ અને પુષ્ટિ કરે છે. સુવર્ણ બ્રાહ્મી, શંખાવલી પણ આપી શકાય. આમ બાળકોને પણ સુવર્ણભસ્મ કે વરક નાની માત્રામા વજ, કુઠ, બ્રહ્મી કે શંખાવલી જેવી ઔષધિઓ જોડે આપવાનો આદેશ છે. આ ઉપાય બાળકોના વિકાસ માટે પરમ ઉપયોગી છે (૧૩) બાળકોને શટિયામૂત્ર નામનો વ્યાધ થાય છે જેમાં રાત્રે સૂતાં સૂતાં બાળક પથારીમાં પેશાબ કરે છે. ત્રણ ચાર વર્ષનુ થઈ છતા પણ તેમ કરે ત્યારે ચિંતાજનક બને છે. એમાં વજ અને બગભસ્મ અથવા અગ્નિતુડીવટી અથવા કાળો તલ, ખોપરું અને ગોળ એ રીતે પ્રયોગ યોજવાથી લાભ થાય છે. રાત્રે વહેલા જમાડવુ મોડેથી જલ ન આપવું અને નિયમિત પેશાબ કરીને સુવડાવવુ. (૧૪) કુમાર કલ્યાણ રસઃ બાળકોના રોગોમાં પ્રયુક્ત ઔષધ છે. બાલશોષ, તાવ, ફિકાશ, પાડુ મટાડી, બળ, માંસ, લોહી વધારે છે. મુખ્ય ઘટક દ્રવ્યો છે રસસિંદૂર, લોહભસ્મ, સુવર્ણભસ્મ, અભ્રભસ્મ, મોતી, સુ. માક્ષિક આ બધાને કુંવરના રસમાં ઘૂટી ૦। કે ૦॥ રતીની માત્રામા આપવું.

(૧૫) બાળકો માટે આવતુ ધાવણ—સ્તન્ય દૂષિત હોતાં સ્તન્યદુષ્ટિ જન્મ રોગો પેદા થાય છે. આ રોગોનો પરિચય આ અધ્યાયના આરંભમા જોયો. વાતદૂષિત સ્તન્ય હોય તો માને દશમુલકવાથ આપવો બાળકને રાસ્ના, અજમોદ, દેવદારનું ચૂર્ણ ઘીમાં ચટાડવુ માને બસ્તિ આદિ વાતનાશક ક્રિયા કરવી પિત્તદૂષિત સ્તન્ય હોય તો ગળો, પરવળ પાન, શતાવરી, લીમડો, લાલચંદન અને સારિવાનો કવાથ માતા પીએ અને બાળકને પણ પાય. માતાને વિરેચનાદિક ક્રિયા કરવી. કફ દૂષિત દૂધ બાળક પીએ ત્યારે થતા વિકારોમા માના સ્તન ઉપર મીંઢળના ચૂર્ણનો લેપ કરતા બાળક દૂધ પીએ એટલે તરત ઊલટી થાય છે. માને તીક્ષ્ણ વમન આપવુ બાળકને સુખવમન કરાવવુ પછી ધાત્રીને અતિવિષ, વજ અને પંચકોલનો કવાથ પાવો અથવા મુસ્તાદિગણનો કવાથ પાવો. બાળકને જો ત્રિદોષ જ સ્તન્ય દુષ્ટિ હોય તો **ક્ષીરાલસ** નામનો રોગ થાય છે દુર્ગંધયુક્ત, આમ, પ્રવાહી, ગાંઠયુકત, ફીણવાળુ, સ્વચ્છ, શૂલ, વેદનાયુકત લાલ, કાળા ઝાડા થાય છે અને પેશાબ પીળો, સફેદ અને ઘાટો થાય છે. સાથે જ્વર, અરુચિ અને તૃષા, ઊલટી, બગાસાં, અંગોનું તૂટવુ, હાથ પગ પછાડવા, આંતરડામા કૂજન કંપ, ભ્રમ, નાસાપાક, નેત્રપાક, મુખપાક થાય છે સ્વરભેદ થાય છે આ રોગ દારુણ છે. ધાત્રી અને બાળકને વમન કરાવી પેયાદિ સંસર્જનક્રમ કરી વચાદિ ગણ સિદ્ધ કવાથ કે અતિવિષ, પાઠા, કડુ અને કુષ્ઠનો કવાથ પાવો (૧૬) જે બાળક દોઢ વર્ષનુ થાય અને પગે ચાલી ન શકે તેને ફક્ક રોગ કહે; તેમાં ત્રણ પૈડાવાળી ગાડી ચલાવવા આપવી. તેના ઉપર શીખવાડવું. કુમારકલ્યાણક ઘૃત આપવું પૌષ્ટિક ક્રિયાઓ કરવી

## અધ્યાય : ૬૦ સમાપ્ત

## * આયુર્વેદીય-વ્યાધિ વિજ્ઞાન સંપૂર્ણ *

*

# આયુર્વેદીય વ્યાધિ વિજ્ઞાન

## સુવૈદ્યોના આ કૃતિ ઉપર મૂલ્યવાન અભિપ્રાયો

'आपकी लिखी हुई 'आयुर्वेदीय व्याधि विज्ञान' देखकर मुझे बड़ा हर्ष हुआ। आप कुशल अध्यापक तथा सिद्धहस्त लेखक हैं। 'रोगनिदान' और 'कायचिकित्सा' के विषय को पूर्ण न्यायदेनेमें सफल हुए हैं। आपने इन उच्च कोटिके ग्रन्थरत्न लिखकर आयुर्वेदिक साहित्यमें अत्यन्त मूल्यवान वृद्धि की है। आयुर्वेदिक छात्र तथा वैद्य इन कृतियोंका सविशेष लाभ लेगे ऐसी आशा है।

—शिवशर्मा

'વ્યાધિ વિજ્ઞાન' જુદા જુદા અભ્યાસક્રમના આયુર્વેદના વિદ્યાર્થીઓ અને નવીન વૈદ્યો માટે ખૂબ જ ઉપયોગી છે. 'રોગનિદાન'મા ચરક, સુશ્રુત, વાગ્ભટ વગેરે સૂત્રોનુ સંકલન કરવામાં આવ્યુ છે. નિદાન જેવા વિષયને સરળ રીતે રજૂ કરવાનો સ્તુત્ય પ્રયાસ છે. ગુજરાતીમાં આ પ્રકારના વિષય પ્રાધાન્ય પુસ્તકોનો બહુ અભાવ છે અને એ ઊણપ પૂરી કરવા માટે તેઓ અભિનંદનના અધિકારી છે.

—વામનરાવ વૈદ્ય

*

ભાઈશ્રી ચંદ્રશેખરને આ કૃતિ લખવા માટે મારે ધન્યવાદ આપવા જોઈએ તેઓ યુવાન લેખક છે, છતાં પ્રૌઢતાના ગુણો તેમની લેખિનીમા ટપકતા જોવાય છે આયુર્વેદની સર્વે પ્રકારની સ્નાતક સંસ્થાઓમા આ પુસ્તકમા લખેલી વિગતો મૂળ ગ્રન્થને સમજવા અને સ્નાતકનો અભ્યાસક્રમ પૂર્ણ કરવા ઉપયોગી થશે

—વલ્લભરામ વૈદ્ય

पाठ्यक्रममें कहे विषय सकलानानुसार सभी आवश्यक विवरणोंके साथ ग्रन्थनिर्माण हुआ है । पुस्तक अवश्य छात्रोपयोगी होगी । यह पुस्तक बम्बई राज्य द्वारा नियुक्त आयुर्वेदिक फैकल्टी तथा शुद्धायुर्वेदाभ्यासक्रम समिति इन दोनोंसे प्रसारित पाठ्य क्रम के अनुसार लिखी गई है । प्रस्तुत ग्रन्थमें बहुत कुशलतापूर्वक प्राचीन संहिता ग्रन्थोंसे विषयको एकत्रित कर ज्ञानोपयुक्त सरल भाषासे वर्णित किया है । श्री वै चन्द्रशेखर गोपालजी ठक्कुर एक सिद्धहस्त लेखक हैं । आपने अन्य विषयों पर भी उत्तमोत्तम पुस्तकें लिखी हैं ।

**—वैद्य हरिदत्त शास्त्री**

*

વૈદ્ય ચન્દ્રશેખર ગોપાલજી ઠક્કુર એક ઉત્સાહી અને પરિશ્રમી વૈદ્ય છે. ગુજરાતી વૈદ્યક સંસારમા એમના જેટલુ ત્વરિત લેખનકાર્ય કરનાર બીજુ કોઈ નથી. નાની ઉંમરમાં આટઆટલુ સાહિત્યનિર્માણ એમના માટે ઉજ્જવલ ભવિષ્યની આગાહી રૂપ છે. રોગ નિદાન–પુસ્તક સારી રીતે લખાયું છે વિષયને ન્યાય પણ આપ્યો છે. વિદ્યાર્થીઓ માટે સારું પાઠ્યપુસ્તક છે લેખકમાં શક્તિ છે અને ભક્તિ પણ છે. ધન્યવાદ.

**— બાપાલાલ ગ. વૈદ્ય**

*

શ્રી વૈદ્ય ચન્દ્રશેખર ઠક્કુરને ‘ આયુર્વેદીય વ્યાધિ વિજ્ઞાન ’ નામનો ગ્રંથ તૈયાર કરી પ્રગટ કરવા માટે અભિનંદન. તેમનો આયુર્વેદનો અભ્યાસ ઊંડો છે સંસ્કૃતનુ જ્ઞાન સારુ છે. ગુજરાતી લેખનશક્તિ સુંદર છે. અધ્યાપક તરીકેનો અનુભવ છે. અધ્યયનશીલ જીવન છે. આ ગ્રંથો વિદ્યાર્થીઓને અને અધ્યાપકોને અભ્યાસ કરવા–કરાવવામાં જરૂર સહાયરૂપ થશે. મારાં હાર્દિક અભિનંદન અને આશીર્વાદ.

**— ડૉ. પ્રાણજીવન મા. મહેતા**

# લેખક વિશે અખબારોનાં મંતવ્યો

શ્રી ચન્દ્રશેખર ઠક્કુરે અસાધારણ સાહિત્ય પ્રતિભા અને વૈદકીય જ્ઞાનનું સંયોજન કરી જાતજાતના વૈદકીય ગ્રંથો અને પુષ્કળ અન્ય સાહિત્ય લખ્યું છે. સફળ ચિકિત્સક, સંશોધક, અધ્યાપક તરીકે આ તરુણ વયે તેમની પ્રગતિ કોઈને પણ વિચાર કરતા કરી મૂકે તેવી છે.

—ટાઈમ્સ ઑફ ઇંડિયા

વૈદ્ય શ્રી ચન્દ્રશેખર ઠક્કુરનુ સાહિત્ય માત્ર જથ્થાની દૃષ્ટિએ જ નહિ પણ ગુણવત્તાની દૃષ્ટિએ પણ તેટલું જ ઉત્કૃષ્ટ છે. આયુર્વેદ માટેનો તેમનો અનુરાગ પ્રશંસનીય છે. તેમનું આયુર્વેદનું જ્ઞાન સર્વત્ર પ્રસરી રહ્યું છે. જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્ય જેવાના આશીર્વાદ 'વૈદ્યરત્ન મળ્યા છે તે યથાર્થ જ છે.

—સન્ડે સ્ટાન્ડર્ડ

વૈદ્ય ચન્દ્રશેખર ઠક્કુર આયુર્વેદ સાહિત્ય પ્રકાશન, લેખન, સંશોધનમાં કાર્યરત સજ્જન છે એમણે મેળવેલી કીર્તિ પાછવાડે જબરો પરિશ્રમ છે. અમે એમની પાસેથી ઘણી મોટી આશાઓ રાખીએ છીએ.

—નવભારત ટાઇમ્સ

વૈદ્ય ચન્દ્રશેખર ઠક્કુરે બજાવેલી સાહિત્યસેવાની નોંધ તો સહુ કોઈ લેશે. એમનું સાહિત્ય સરળ, ઉપયોગી અને સુંદર છે. સફળ ચિકિત્સક તરીકેનો અનુભવ તેઓ છુપાવ્યા વિના આપી દે છે એ એમની મહત્તા છે.

—મુંબઈ સમાચાર

જ્ઞાનગંગાની એમણે વહાવેલી પરબ, પુસ્તકોની વણજાર આયુર્વેદ ક્ષેત્રે એમનું એક અજોડ કાર્ય જ છે.

—જનશક્તિ

લેખકે આયુર્વેદના સિદ્ધાંતોને વિશદ રીતે સમજાવ્યા છે. એમની શૈલી આગવી છે.

—જન્મભૂમિ

પરથી પણ વધુ વર્ષો થયાં સાચાં દ્રવ્યો, શુદ્ધનિષ્ઠા સાથે શાસ્ત્રોક્ત પદ્ધતિથી આયુર્વેદિક દવાઓ બનાવવામાં અમોએ અમારો નમ્ર ફાળો આપ્યો છે. આપ પણ સારી અને ગુણકારી આયુર્વેદિક દવાઓ માટે સદૈવ યાદ રાખશો.



# સિન્ધ આયુર્વેદિક ફાર્મસી

મુંબઈ-૧ · અમદાવાદ-૧ · સૂરત-૧



૫૦ જેટલાં આયુર્વેદની જ્ઞાનગંગાના પરબ જેવાં પ્રકાશનો અમે જનતાને આપ્યાં છે. ૪૭ વર્ષોથી એકધારું પ્રકાશિત 'આરોગ્યસિન્ધુ' માસિક વૈદ્યો ડૉકટરો અને લોકોમાં હોંશથી વંચાય છે.

# પરિશિષ્ટ

# આદર્શ ૧૫ પ્રશ્નપત્રો

- આ સાથે આદર્શ ૧૫ પ્રશ્નપત્રો આપ્યા છે. દરેક પ્રશ્નપત્રમાં ૧૦ પ્રશ્ન લેતાં ૧૫૦ પ્રશ્નો હલ કરતા વિદ્યાર્થીને પરીક્ષામા બેસતાં આત્મવિશ્વાસ આવશે અને આ પ્રશ્નો ખાસ અંત.કરણથી તૈયાર કરતા ભવિષ્યમા કુશળ ચિકિત્સિક પણ બનશે.
- દરેક વિભાગમાંથી ૪ પ્રશ્નો લખવાનાં હોય છે. બધા પ્રશ્નો સમાનાંક ધરાવે છે. દરેક સવાલ ૧૨ ગુણનો છે. દરેક વિભાગમા ૨ ગુણ સારા અક્ષર અને સ્વચ્છતા માટે હોય છે.
- દરેક પ્રશ્નના ઉત્તરમાં પરીક્ષકે ટૂંકમાં કે વિસ્તારથી લખવાનુ કહ્યુ છે તે નોંધવું કેટલીકવાર કોઈ પ્રશ્ન ફરજિયાત હોય છે. તે ધ્યાનમા રાખો.
- જ્યારે કોઈપણ બે વસ્તુ વચ્ચે ભેદ પૂછ્યો હોય ત્યારે આરંભમાં બન્નેની વ્યાખ્યા કરો. પછી બન્ને વચ્ચે સામ્ય અને ભેદ હોય તે પોઇન્ટ-વાર લખો.
- કોઈ એક રોગ સીધો ન પૂછતાં પરીક્ષક તે રોગના રોગીનુ વર્ણન લક્ષણાત્મક રીતે કરીને આડકતરી રીતે પૂછી શકે છે ઉદાહરણ · પ્રશ્નપત્ર ૮ માં સવાલ ત્રીજો મૃદ્‌ભક્ષણજન્ય પાંડુરોગ છે. જ્યારે પ્રશ્નપત્ર ૫ વિભાગ ૨ સવાલ ૪ એકથી વધુ રોગપરત્વે છે
- કોઈ સવાલના ઉત્તરમા ઓછું આવડે તો પણ થોડું થોડું કરીને પણ લખો. જેથી પરીક્ષક તમને થોડા ગુણાંક તેમા પણ આપી શકે.
- સમયને નજરમાં રાખી દરેક સવાલનો જવાબ યોગ્ય મર્યાદામાં લખી છેલ્લે ૧૫ થી ૩૦ મિનિટ આખું ઉત્તરપત્ર વાંચી જવા માટે રાખો. ચાલો, તો આ આદર્શ પ્રશ્નપત્ર એક પછી એક, Solve કરો અને તમે આત્મવિશ્વાસ પ્રાપ્ત કરો. આ ગ્રંથલેખક તમને તમારા સહૃદયી પ્રયત્નમાં સફળતા ઇચ્છે છે.

# પ્રશ્નપત્ર : ૧

(૧) નિદાનપંચક એટલે શું ? તેનું પ્રયોજન અને વૈશિષ્ટ્ય લખો. નિદાન શબ્દની નિરૂક્તિ આપો. વ્યાધિને જાણવાના ઉપાયો લખો

(૨) સન્નિકૃષ્ટ અને વિપ્રકૃષ્ટ હેતુ ઉદાહરણ સહિત સમજાવો. દોષહેતુ અને વ્યાધિહેતુ એ સંજ્ઞાથી શો અર્થ અભિપ્રેત છે ?

(૩) દોષોના ક્ષય અને વૃદ્ધિના લક્ષણના જ્ઞાનથી શો લાભ થઈ શકે ? કોઈ પણ એક એક દોષ, ધાતુ અને મલના વૃદ્ધિના અને ક્ષયના લક્ષણ લખો.

(૪) 'રોગ પણ રોગનું કારણ બની શકે છે' કારણ આપી સમજાવો. આવા સંજોગોમાં ચિકિત્સા કરતી વખતે ધ્યાનમાં શું રાખશો ?

(૫) વ્યાખ્યા કરો :

विकारानामकुशलो न जिह्रीयात् कदाचनः ।
न हि सर्वविकारणां नामतोऽस्ति ध्रुवास्थिति ॥

**અથવા**

વ્યાધિ અને દોષોનો કાર્ય કારણસબંધ સમજાવો.

## વિભાગ : ૨

(૧) પ્રકૃતિપરીક્ષા એટલે શું ? અષ્ટવિધ પરીક્ષા કઇ કઈ છે ? નાડીપરીક્ષા અને મૂત્ર પરીક્ષાનું વર્ણન કરો.

(૨) શબ્દ, સ્પર્શ અને પ્રશ્ન પરીક્ષાનું મહત્ત્વ વર્ણવો.

(૩) આમવાતની ચિકિત્સા લખો

(૪) ખાસીમા પડતા લોહી અને ઉલટીમા આવતા લોહીમાં વ્યવચ્છેદક નિદાન લખી સારવાર સમજાવો.

(૫) સન્નિપાત જ્વરના કારણ, લક્ષણ અને સારવાર લખો

## પ્રશ્નપત્ર : ૨

(૧) સંપ્રાપ્તિ એટલે શું ? તેના પ્રકાર કેટલા છે? દરેક પ્રકારનું વર્ણન જુદા જુદા રોગનું ઉદાહરણ આપી કરો

**અથવા**

પૂર્વરૂપ એટલે શું ? તેના પ્રકાર કેટલા છે ? જ્વર–પાંડુ–ઉદર અને પ્રમેહના પૂર્વરૂપ લખો પ્રકૂપિત વાતકર્મો લખો.

(૨) વ્યાધિનું સાધ્યાસાધ્યત્ત્વ કેટલા પ્રકારનુ હોય છે? સાથોસાથ કોઈ પણ મહત્ત્વના પાચ રોગોના સાધ્ય અને અસાધ્યત્વના લક્ષણો લખો.

(૩) સંતત અને સતત જ્વર વચ્ચેનો ભેદ સમજાવી વિષમ જ્વરની વ્યાખ્યા વિસ્તારથી કરો સન્નિપાતજ્વરના લક્ષણ અને પ્રકારની ટૂંકી યાદી આપો.

(૪) પ્રમેહ રોગનુ ચિકિત્સા સૂત્ર લખો : વાતજ્વરમાં લઘન ઇષ્ટ છે કે અનિષ્ટ તે સમજાવો. તમકશ્વાસની સંપ્રાપ્તિ અને ચિકિત્સાનુ સૂત્રાત્મક વર્ણન કરો

(૫) કોઇપણ ૩ ના ભેદ સમજાવો : (૧) અતિસાર–ગ્રહણી (૨) મૂત્રકૃચ્છ્ર–મૂત્રાઘાત (૩) કુષ્ઠ–વિસર્પ (૪) મૂર્છા–અપસ્માર (૫) કુષ્ઠ–વાતરક્ત (૬) વિદ્રધિ–ગુલ્મ (૭) ફિરંગ–ઉપદંશ

## વિભાગ : ૨

(૧) રાજ્યક્ષ્માની સંપ્રાપ્ત વિસ્તારથી લખી એક ખૂબ શ્રીમંત સુખી ધનાઢ્યને થતો રાજ્યક્ષ્મા અને એક રીક્ષાવાળાને થતા રાજ્યક્ષ્માનો ભેદ વર્ણવો.

(૨) પક્ષાઘાતની સંપ્રાપ્તિ, ગૃધ્રસીની ચિકિત્સા, આમવાતના નિદાન, જલોદરની ચિકિત્સા, શોથની સંપ્રાપ્તિ આમાંથી ત્રણનુ વર્ણન કરો.

(૩) કોઇ એક મેદ રોગીને એના રોગનાં કારણ, લક્ષણ અને સારવાર સમજાવતા હો તેમ એનું વર્ણન કરો : (ઉપદ્રવો ઉપર ભાર મૂકીને).

(૪) ઉપદ્રવ એટલે શું ? વ્યાધિમા સ્વતંત્ર અને પરતંત્ર એટલે શુ ? શીતપિત્ત–ઉદર્દ અને કોઠનુ વર્ણન ચિકિત્સા સહિત કરો

(૫) રસાયન–વાજીકરણનો ભેદ લખી ૩ વાતાતપિક રસાયનો અને ૩ વાજીકરણ પથ્યાપથ્ય સહિત લખો.

## પ્રશ્નપત્ર : ૩

(૧) રૂપનું લક્ષણ વર્ણવો : રૂપ અને ઉપદ્રવ વચ્ચેનો ભેદ સમજાવી જ્વર પ્રેસક અને રાજ્યક્ષ્માના રૂપ વર્ણવો.

**અથવા**

ઉપશય એટલે શુ ? ઉપશય અને ચિકિત્સા વચ્ચેનો ભેદ વર્ણવો ઉપશયના તમામ ઉદાહરણો સ્પષ્ટ રીતે સમજાવો. એને સાત્મ્ય શા માટે કહે છે એનાથી ગુઢલિંગવ્યાધિ કેમ જાણી શકાય છે ?

(૨) 'અષ્ટૌનિંદીતીય' અથવા 'અષ્ટૌમહાગદા' ઉપર નિબંધ લખો.

(૩) 'જનપદોધ્વંસ' શબ્દનો મહિમા લખો : આ વ્યાધિઓ ટૂંકમાં વર્ણવો

**અથવા**

દોષપાક–ધાતુપાકનો ભેદ વર્ણવો અપૂધાતુવિકાર એટલે શું ? ઉત્તાન અને ગંભીર વાતરક્તનો ભેદ વર્ણવો.

(૪) કૃમિના કેટલા પ્રકાર છે ? એના નિદાન–લક્ષણ અને સારવારનું વર્ણન કરો. પ્રકુપિત્ત પિત્તકર્મો લખો.

(૫) ટૂક નોંધ લખો : (૧) નાભિપાક (૨) અહિપુતના–ગુદભ્રંશ (૩) તાલુકંટક તાલુપાત (૪) દંતોદ્દ્ભેદ રોગો.

## વિભાગ : ૨

(૧) ગલગંડની સંપ્રાપ્તિ લખી ગંડમાલા–અપચીનો ભેદ લખો : ગ્રંથિની સપ્રાપ્તિ અને પ્રકાર વર્ણવો

(૨) ટૂક નોધ લખો : (અ) ઇન્દ્રલુપ્ત (આ) ચિપ્પ–કુનખ (ઇ) વૃષણકચ્છુ (ઈ) વ્યગ–નીલિકા (ઉ) નિરુદ્ધપ્રકાશ

(૩) વેગોનુ ધારણ કરવાથી થતા રોગોનું વર્ણન કરી તેની ટૂંકમાં સારવાર પણ આપો ઉદાવર્ત–આનાહનો ભેદ લખો.

(૪) વાતવ્યાધિ એટલે શું ? તેના કારણો અને સામાન્ય ચિકિત્સા આપો.

(૫) માનસિક રોગોનું વર્ણન આયુર્વેદમાં છે ? જો હોય તો તે કયા રોગો છે ? મનના દોષ કયા ? તેમાંથી કોઈ એક રોગના હેતુ લિંગ–ઔષધનુ વર્ણન કરો.

## પ્રશ્નપત્ર : ૪

(૧) રિષ્ટલક્ષણથી શું જાણી શકાય છે અને કઈ રીતે? તેના પ્રકાર લખો એક વર્ષની અંદર જેમનું મરણ આવવાનું છે તેવા થોડા રોગના રિષ્ટ લક્ષણો વર્ણવો.

(૨) હૃદયરોગના કારણ શું? તેના પ્રકાર સલક્ષણ લખી ઉપદ્રવોનું વર્ણન કરી ચિકિત્સા સમજાવો.

(૩) ઉદરરોગના રોગીને નિત્ય વિરેચન આપવાનું શા માટે કહ્યું છે? બધા ઉદરરોગો છેવટે જલોદરને શા માટે પામે છે? ઉદર રોગીના પથ્યાપથ્ય અને સાધ્યત્વ વર્ણવો.

(૪) 'કામલા' એટલે શું? તેના પ્રકાર સહિત પથ્યાપથ્ય પૂર્વક તેની ચિકિત્સા વર્ણવો. પ્રકુપિત કફકર્મો લખો.

(૫) અજીર્ણનું લક્ષણ લખી તેના પ્રકાર વર્ણવો. વિદગ્ધાજીર્ણ અને અમ્લપિત્તનુ વ્યવચ્છેદ કરો :

### અથવા

ઉર્ધ્વગામી અને અધોગામી અમ્લપિત્ત વચ્ચે ભેદ વર્ણવો. તેના સાધ્યત્વ સહિત ચિકિત્સા લખી આ રોગને ભિષક્મોહકર શા માટે કહ્યો છે ને લખો

## વિભાગ : ૨

(૧) 'મંદાગ્નિ સર્વ રોગનુ મૂળ છે' એ હકીકત ઉપર નિબંધ લખો. અગ્નિના પ્રકાર વર્ણવી ભસ્મક રોગ અને અજીર્ણની સારવાર લખો.

(૨) 'અન્નદ્રવ–શૂળ' અને 'પરિણામશૂળ'નો ભેદ વર્ણવો તેની સારવાર અને પથ્યાપથ્ય લખો

(૩) કાસ રોગની સંપ્રાપ્તિ લખી તેના પ્રકાર, સંખ્યા, પૂર્વરૂપ પૂર્વક વાતિકકાસની સારવાર લખી કાસ રોગીના સામાન્ય પથ્યાપથ્ય લખો.

(૪) કોઈ પણ ત્રણના ભેદ વર્ણવો (૧) શીતલા–મસુરિકા (૨) ઉન્માદ–અપસ્માર (૩) હિક્કા–શ્વાસ (૪) રક્તપિત્ત–પિત્તરક્ત

(૫) પાંડુરોગની સારવાર, સાધ્યાસાધ્યત્વ, પથ્યાપથ્ય અને ઉપદ્રવો લખો.

# પ્રશ્નપત્ર : ૫

(૧) ચિકિત્સા એટલે શું? એના પાદ કેટલાં છે? બે પ્રકારના અને છ પ્રકારના ઉપક્રમોની યાદી લખી કોઈ પણ એક દોષની ચિકિત્સા લખો.

(૨) પંચકર્મ કયાં છે? તેમા કોઈ પણ એક કર્મ લઈ તે કયા રોગમાં ઇષ્ટ છે, ક્યારે નિષિદ્ધ છે તથા તે કઈ રીતે કરવું તે લખો.

(૩) રોગમાર્ગો કયા છે? તેમા થતા દરેક રોગની સૂચિ આપો.

## અથવા

દોષો કોષ્ઠમાંથી શાખામાં કેમ જાય છે તે વર્ણવી દોષદૂષ્યનો આશ્રયાશ્રયી ભાવ લખો

(૪) ટૂંક નોંધ લખો (અ) વલ્મીક (આ) પરિવર્તિકા (ઇ) દારી (ઈ) શર્કરા. (ઉ)

(૫) નિજ અને આગતુક રોગ વચ્ચે ભેદ સમજાવો. 'રક્ત એ ચોથો દોષ છે' એ વિધાનનુ ખડન–મંડન કરો.

## વિભાગ : ૨

(૧) અર્શના કારણ અને સપ્રાપ્તિ લખો વાતિક અર્શના લક્ષણ લખો : અર્શની ચતુર્વિધ ચિકિત્સાના ચાર અગો કયા છે? રક્તાર્શ–અધોગામી રક્તપિત્ત અને રક્તાતિસારનો વ્યવચ્છેદ કરો.

(૨) નીચેનાં ઔષધ ક્યારે, કયા રોગોમાં કઈ માત્રામાં કયા અનુપાનથી વાપરવવાં તે લખો : (અ) સીતોપલાદિ ચૂર્ણ (આ) ત્રિભુવનકીર્તિ (ઇ) સૂતશેખર (ઈ) ચ્યવનપ્રાશ (ઉ) દ્રાક્ષાસવ (ઊ) સુવર્ણભસ્મ.

(૩) હિક્કા રોગની સારવાર લખો સાથે સાધ્યાસાધ્યત્વ આપો.

(૪) કોઈ એક ૪૨ વર્ષના રોગીને નાભિપ્રદેશ આસપાસ તીવ્ર શૂલ છે તો ક્યા રોગો સંભવી શકે છે? અને તેની સારવાર શી?

(૫) સંતર્પણ અપતર્પણ ચિકિત્સાનો ઉદાહરણ સહિત ભેદ લખો.

## પ્રશ્નપત્ર : ૬

(૧) રોગ અને રોગીની પરીક્ષા વિધિનો ભેદ લખો જુદા જુદા પ્રકારની યાદીના કોષ્ટકો લખો.

**અથવા**

સામ અને નિરામ દોષ-ધાતુ અને મલ પરત્વે એક ૪૦ પંક્તિનો નિબંધ લખો

(૨) 'શોથ' ક્યારે લક્ષણ બને છે, ક્યારે રોગ અને ક્યારે ઉપદ્રવ? તેની સારવાર, સાધ્યાસાધ્યત્વ અને પથ્યાપથ્ય લખો

(૩) (અ) પાંડુ–હલીમક (આ) ખંજ–પંગુ–કલાયખંજ (ઇ) મૂર્ચ્છા–સંન્યાસ (ઈ) ઇક્ષુતુમેહ–મધુમેહ વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરો.

(૪) પ્રજ્ઞાપરાધજન્ય રોગો અને ઈંદ્રિયોના હીન–મિથ્યાતિયોગજન્ય રોગો પરત્વે પ્રકાશ પાડો.

(૫) ગલગંડ, ગંડમાલા, અપચી અને અર્બુદની સારવાર લખો.

## વિભાગ : ૨

(૧) 'ક્ષયના રોગીને વિરેચન આપવું નહી' એ વિધાનને અનુલક્ષી એ રોગમાં ચિકિત્સા વર્ણવો. ક્ષય અને મધુપ્રમેહ સાથે હોય ત્યારે કઈ રીતે સારવાર કરશો?

(૨) કુષ્ઠ રોગના પ્રકાર વર્ણવો સફેદ ડાઘ અને કોઢ આ રોગમાં ભેદ લખો. કુષ્ઠ રોગની સારવારમાં પથ્યાપથ્ય, ઔષધક્રમ વર્ણવો.

(૩) દાહ, તૃષ્ણા, ભ્રમ અને મૂર્ચ્છાના ચિકિત્સા સૂત્રો વર્ણવો આ રોગોના દોષપ્રાધાન્ય લખો

(૪) હનુગ્રહ–આર્દિત–આધ્માન–પ્રત્યાધ્માન–વિશ્વાચીની ચિકિત્સા લખો.

(૫) મદ્યના અને ઓજના ગુણો વર્ણવી મદ્યના ચાર આવેગોનુ વર્ણન કરી મદાત્યયની સારવાર લખો.

## પ્રશ્નપત્ર : ૭

(૧) 'બધા જ શૂળ રોગમાં પવન (વાયુ) મુખ્ય દોષ હોય છે.' છતાં દરેક દોષના શૂળ અને બસ્તિ, હૃદય અને પાર્શ્વશૂળની ભિન્ન સારવાર શા માટે ? હૃત્શૂલ હૃદ્રોગનો ભેદ લખો.

(૨) જ્વરની વ્યાખ્યા, સામાન્ય કારણો, સંપ્રાપ્તિ, સામાન્ય તથા વિશેષ પૂર્વરૂપો, જ્વરના પર્યાયો અને જ્વરના ભેદોનુ કોષ્ટક આપો

**અથવા**

જ્વરની સામાન્ય ચિકિત્સા વિસ્તારથી વર્ણવો

(૩) ગ્રહણી રોગ, તેના પૂર્વરૂપ, સંપ્રાપ્તિ ભેદો સહિત વાતિકગ્રહણીના વર્ણન સહિત ગ્રહણી રોગની સારવાર લખો.

(૪) સ્વેદન એટલે શું ? અતિસ્વેદથી કયા રોગો થાય છે ? સ્નેહનના પ્રકાર લખો સૌથી ઉત્તમ સ્નેહ કયું ? તેની સેવનવિધિ લખો ઉપનાહ સ્વેદ ક્યારે અને શા માટે ?

(૫) અહી આપેલા ઔષધોના ગુણધર્મો, સેવનવિધિ લખો

(અ) અણુતૈલ (આ) ત્રિફલાઘૃત (ઇ) મહાલક્ષ્મીવિલાસ (ઈ) શ્વાસ કાસચિંતામણિ (ઉ) કુટજારિષ્ટ (ઊ) જાત્યાદિ મલમ.

**અથવા**

વાતરક્તના હેતુ, લક્ષણ, પ્રકાર અને ટૂંકમાં ચિકિત્સા લખો.

## વિભાગ : ૨

(૧) 'વિકારો ધાતુવૈષમ્ય સામ્યં પ્રકૃતિરુચ્યતે' આ સૂત્ર ઉપર ૪૦ પંક્તિનો નિબંધ લખો

(૨) નિરુહ અને ઉત્તર બસ્તિ ઉપર નોંધ લખો. બસ્તિને અર્ધી ચિકિત્સા શા માટે કહી છે ? નિરુહ અને અનુવાસનનો ભેદ લખો.

(૩) અશ્મરી રોગનુ વ્યવચ્છેદક નિદાન ચિકિત્સા સહિત લખો.

(૪) વાયુના પરસ્પર આવરણનુ વર્ણન કરતાં પ્રાણાવૃત ઉદાનના લક્ષણો વર્ણવો **અથવા** વાતપિત્ત જ્વરના લક્ષણ અને સારવાર વિસ્તારથી લખો.

(૫) ક્ષુદ્રરોગ એટલે શુ ? તેમની સંખ્યા કેટલી છે ? તેમા કેટલાક ત્રિદોષજન્ય અને અસાધ્ય હોવા છતાં તેમને 'ક્ષુદ્ર' રોગ શા માટે કહ્યા છે ? એ ઉપર ટૂંક નોંધ લખો : (૧) પલિત (૨) પાષાણુ-ગર્દભ (૩) વલ્મીક (૪) શૂકરદંષ્ટ્રક.

## પ્રશ્નપત્ર : ૮

( ૧ ) દોષના અનુબંધ અને અનુબંધ્ય હેતુ, પ્રાધાનિક અને વ્યભિચારી હેતુ અને વ્યાપ-નૌષધાદિ ઉપયોગ હેતુનુ વર્ણન કરો.

( ૨ ) પ્રવાહિકાના કારણ, પ્રકાર સાધ્યત્વ, ચિકિત્સા અને પથ્યાપથ્ય ટૂંકમાં લખો.

( ૩ ) ત્રણ વર્ષના એક બાળકને એના ગાલ, પગ, નાભિ અને શિશ્ન ઉપર સોજા છે, મળમાં કૃમિ આવે છે, કાષ્ઠમાં કૃમિ છે, ઝાડા થાય છે, મલમાં લોહી અને કફ છે, ઇંદ્રિયોની શક્તિ અને બળ નષ્ટ થયાં છે તો તે રોગ કયો છે? તેની સંપ્રાપ્તિ-સારવાર બન્ને લખો.

( ૪ ) ક્ષતજ-ક્ષયજ કાસનો વ્યવચ્છેદ કરી કારણ, લક્ષણ અને ચિકિત્સા લખો.

( ૫ ) હિક્કા અને શ્વાસનો સામ્ય-વૈધર્મ્ય વર્ણવો : તે ભેદનું ચિકિત્સામાં મહત્વ સમજાવો

## વિભાગ : ૨

( ૧ ) ધાતુપ્રદોષજ, ઇંદ્રિયપ્રદોષજ, ઉપધાતુપ્રદોષજ અને મલપ્રદોષજ વિકારમાંથી ૧-૧ નુ ઉદાહરણ સહિત વર્ણન કરો.

( ૨ ) વ્યાધિનું દુઃખ ત્રણ પ્રકારનુ છે તે પ્રકાર કયા? તેના બીજા સાત પ્રકાર કયા છે? શારીરિક અને માનસિક વ્યાધિ વચ્ચે ભેદ લખો.

( ૩ ) નવજવરમા શું આપવું, શું ન આપવું? શા માટે? તાવમાં કેવું ગરમ પાણી ક્યારે પીવા આપવુ? જવરમાં લાંઘણ ક્યારે કરાવવું? જીર્ણજવરમાં શી ચિકિત્સા કરશો? જવરમાં વિરેચન ક્યારે આપવું?

( ૪ ) વમન ક્યારે હિતકારક છે ક્યારે અહિતકારક છે? વિરેચન કોને કરાવવું, કોને નહી? બસ્તિનો ઉપયોગ ક્યારે કરવો? અનુવાસન બસ્તિ ક્યારે, કોને, કેવી રીતે આપવી?

( ૫ ) આંત્રવૃદ્ધિ અને અંડવૃદ્ધિ વચ્ચે ભેદ શો છે? તેનો ઔષધોપચાર વર્ણવો.

## પ્રશ્નપત્ર : ૯

(૧) વાતબલાસકજ્વરનું વર્ણન કરો વાતકફજ્વરના હેતુ, લક્ષણ અને ઉપચાર વર્ણવો. જ્વરના અંતર્વેગ અને બહિર્વેગ વર્ણવો.

(૨) 'શિરઃશૂલ'ના લક્ષણ સાથે આવેલ દર્દીને કયા શિરોરોગ સંભવી શકે છે તેના નામો લખો અને તેનાં નિદાન તથા ચિકિત્સા ટૂંકમાં લખો.

(૩) ભગંદરના રોગના નિદાન, પથ્યાપથ્ય, ઔષધોપચાર લખો.

**અથવા**

કર્ણશૂલ–કર્ણનાદ–કર્ણબાધિર્યમાં પથ્ય, અને સારવાર લખો.

(૪) એક માનવીને વારવાર જીભ ઉપર અને ગલામાં ચાંદા પડે છે. તે રૂઝાય છે, મટે છે અને વારવાર પાછા થાય છે, તેના કારણો સંભવિત રોગ, અને સારવાર લખો.

(૫) પ્રતિશ્યાયના કારણ, લક્ષણ અને સારવાર લખો. પીનસ રોગનુ નિદાન પણ સાથે વણી લો

## વિભાગ : ૨

(૧) કોઈપણ ત્રણ ઔષધોના ગુણધર્મ, માત્રા, સેવનવિધિ અને પથ્યાપથ્ય લખો (અ) મહાસુદર્શનચૂર્ણ (આ) પંચામૃતપર્પટી (ઇ) પુનર્નવામંડૂર (ઈ) આરોગ્યવર્ધની (ઉ) નિત્યાનંદરસ (એ) પથ્યાદિકવાથ

(૨) વાતજપ્રમેહને અસાધ્ય ગણ્યા છતાં શાસ્ત્રકારે શા માટે આ રોગને માટે ચિકિત્સાનું વર્ણન કર્યું છે? પૂયપ્રમેહની શી ચિકિત્સા વર્ણવી છે?

(૩) એક વ્યક્તિને ૬૦ વર્ષની વયે રાત્રે વારંવાર મૂત્રવિસર્જન માટે ઉઠવું પડે છે પેશાબ બરોબર ઉતરતો નથી કોઈવાર અટકી અટકીને કોઈવાર વેદના સહિત : કયા રોગોની શક્યતા તમે ધારો છો? અને શી ચિકિત્સા યોજશો?

(૪) ટૂંક નોંધ લખો : (૧) દારૂણક (૨) કક્ષા (૩) અહિપુતના (૪) દારી (૫) યવપ્રખ્યા.

(૫) વૃષ્ય અને વાજીકરણ ચિકિત્સા વચ્ચે ભેદ સમજાવો કુટિપ્રાવેશિક રસાયન વિદ્યા વિશે તમે શું જાણો છો? રસાયનમાં ભલ્લાતકના સેવન ઉપર પથ્યાપથ્ય લખો

## પ્રશ્નપત્ર : ૧૦

(૧) 'ત્રિવિધં ખલુ રોગ વિશેષવિજ્ઞાન ભવતિ' એમ કહ્યા છતા 'પડ્ વિધો હિ રોગાણા વિજ્ઞાનોપાય:' એમ શા માટે કહ્યુ છે?

(૨) પિત્તકફજ્વરના કારણ, લક્ષણ અને ઉપચાર વર્ણવો. જ્વરમોક્ષ ક્યારે જાણશો અને વિગતજ્વર કેમ ઓળખશો.

(૩) આ ઔષધોના ગુણધર્મ માત્રા અનુમાન અને પથ્યાપથ્ય વર્ણવો (અ) બૃહત કસ્તુરી ભૈરવ (આ) દશમૂલારિષ્ટ (ઇ) અર્જુનારિષ્ટ (ઉ) ભાસ્કરલવણ ચૂર્ણ (ઊ) બૃહત શંખવટી (ઓ) પંચગુણતેલ

(૪) રોગીની પરીક્ષા પ્રકૃતિ, વિકૃતિ, સાર, સંહનન, પ્રમાણ, સાત્મય, સત્ત્વ, આહારશક્તિ અને વ્યાયામશક્તિથી કરવાનુ કહ્યુ છે તે સમજાવો.

(૫) ટૂંક નોંધ લખો (અ) વિસૂચિકા (આ) શ્લીપદ (ઇ) અપતંત્રક (ઈ) અતત્વાભિનિવેશ.

## વિભાગ : ૨

(૧) કૃશતાની ચિકિત્સા લખો : નિદાન, લક્ષણ, ઉપદ્રપ, પથ્ય સહિત કૃશતા સ્થૌલ્ય કરતા ઉત્તમ શા માટે કહી છે તે કહો.

(૨) વાતોદર અને જલોદર વચ્ચે ભેદ સમજાવો. શોથમાં ત્રણેય દોપ શો ભાગ ભજવે છે? ઉરુસ્તંભના નિદાન અને ચિકિત્સા લખો ઉરુસ્તંભ અને આઢ્યવાત વચ્ચે ભેદ અને સામ્ય લખો.

(૩) યક્ષ્મામાં એક બાજુ, "ઉર્ધ્વાધ શોધન"ની ચિકિત્સા કહી છે જ્યારે બીજી બાજુ એ રોગીના 'મળ'નુ બળ ગણી રક્ષણ કરવા કહ્યું છે આ વિરોધભાસનું સમાધાન કરો

(૪) અપતંત્રક એટલે શું? અપતાનક અને એની વચ્ચેનો ભેદ સમજાવો વિગતવાર સારવાર લખો.

(૫) વમનના કારણ અને સંપ્રાપ્તિ વર્ણવો તથા સારવાર લખો. વમન ક્યારે રોગ હોય છે અને ક્યારે લક્ષણ તથા ક્યારે ઉપદ્રવ બને છે?

# પ્રશ્નપત્ર : ૧૧

(૧) વિષમજ્વરના પ્રકાર, લક્ષણ અને સારવાર લખો. સતત અને વિષમજ્વર વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરો

(૨) કોઈ પણ ૩ ઔષધોના ગુણધર્મ, સેવનવિધિ, માત્રા, પથ્યાપથ્ય. સહિત વર્ણન કરો, (અ) અશ્વગંધાદિ તેલ, (આ) કલ્યાણક ઘૃત, (ઇ) પુનર્નવારિષ્ટ (ઈ) અમૃતપ્રાશઘૃત (ઉ) રત્નગીરી રસ.

(૩) પ્રમેહમાં પથ્યાપથ્ય, રક્તપિત્તનાં ઉપદ્રવો, યક્ષ્માનું સાધ્યાસાધ્યત્વ, પાંડુના પૂર્વરૂપ વિશે લખો

(૪) વ્યાખ્યા કરો ( અધોરેખાંકિત શબ્દ ઉપર ભાર મૂકીને )

સંચયં ચ પ્રકોપં ચ પ્રસરં સ્થાનસંશ્રયમ્ ।

<u>વ્યક્તિં</u> ભેદં ચ યો વેત્તિ દોષાણાં સ ભવેદ્ભિષક્ ॥

**અથવા**

પ્રતિરોગમિતિ ક્રુદ્ધા રોગાધિષ્ઠાનગામિની ।

રસાયની પ્રપદ્યાશુ દોષા દેહે વિકુર્વતે ॥

(૫) ઇન્ફ્લુએંઝા, ટાયફોઈડ કે ન્યુમોનિયા ત્રણમાંથી કોઈ પણ એક આધુનિક રોગ નામને આયુર્વેદના મતે સમજાવો.

## વિભાગ : ૨

(૧) વિશદ વિવેચન કરો :

સર્વાર્થાનર્થકરણે વિશ્વસ્યૈક કારણમ્ ।

દુષ્ટાદુષ્ટપવનઃ શરીરસ્ય વિશેષતઃ ॥

(૨) સંધિશૂળથી પીડાતા એક દર્દીનું રોગવ્યવચ્છેદ કરો.

(૩) ગ્રથિવિસર્પના લક્ષણ, ગ્રથિની સંપ્રાપ્તિ, ઉપદ્રવો લખો.

(૪) રોગીને તાવ છે, ત્વચાનો વર્ણ બગડયો છે, છાતીમા શૂળ થાય છે, ઉદ્વેગ, નિરાશા, ચક્કર, અન્ન ઉપર અણગમો અને ઝાડા થાય છે. રોગનુ નિદાન, કારણ, ઉપચાર અને પથ્યાપથ્ય લખો.

(૫) બાળકોને થતા રોગો ઉપર એક પરિચયાત્મક નિબંધ લખો

## પ્રશ્નપત્ર : ૧૨

(૧) આચાર રસાયનનું રહસ્ય વર્ણવી રસાયનનું ઐતિહાસિક મહત્ત્વ લખો.

(૨) મનોદૈહિક રોગોમાં મન અને દેહનું પરસ્પર સગપણ સ્પષ્ટ કરો. રોગાધિષ્ઠાન કેટલાં છે?

(૩) આત્માના ગુણ, લક્ષણ, જીવશરીર, આત્માનુ ચિકિત્સામાં મહત્ત્વ લખો : સારવાર પાંચ ભૌતિક શરીરની હોય છે, પછી આત્માના જ્ઞાનની જરૂર શી ?

(૪) નિદ્રાનું શરીરક્રિયા વિજ્ઞાન અને ચિકિત્સાની દૃષ્ટિએ મહત્ત્વ લખી અનિદ્રાની સારવાર લખો.

(૫) કોઇપણ ત્રણની સેવનવિધિ, માત્રા, પથ્યાપથ્ય અને ગુણધર્મો લખો (અ) મહારાસ્નાદિ કવાથ (આ) નવજીવનવટી (ઇ) ચિત્રકાદિવટી (ઈ) બ્રાહ્મીઘૃત (ઉ) પુનર્નવાગુગળ (ઊ) બાલચાતુર્ભદ્ર ચૂર્ણ

## વિભાગ : ૨

(૧) દેહપ્રકૃતિ એટલે શુ ? તેના પ્રકાર કેટલા છે ? તેનો પરીક્ષણ વિધિ શી છે ? જો પ્રકૃતિ બદલી શકાતી જ ન હોય તો તે જાણીને લાભ શો છે ?

(૨) 'દોષાઃ કદાચિત્ કુપ્યન્તિ, જીતા લંઘનપાચનૈઃ, સંશોધનૈ, તુ યે જીતા, ન તેષાં પુનરુદ્ભવઃ'–વિવેચન કરો

(૩) 'બલાધિષ્ઠાનમારોગ્યમ્ આરોગ્યાર્થં ક્રિયાક્રમઃ'–આ સૂત્ર ઉપર વિવેચન કરો. અથવા 'અર્શાતિસારો ગ્રહણીવિકારા, પ્રાયેણચાન્યોન્ય નિદાનભૂતાઃ । સન્નેનલે સન્તિ ન દીપ્તે તસ્માદ્ વિશેષતોરક્ષેદ્વહ્નિમ્॥ ઉપર એક નિબંધ લખો.

(૪) ઉદાવર્તા યોનિ, વામિની યોનિની સારવાર વર્ણવી યોનિરોગો ઉપર ટૂંક નોંધ લખો. તેના પ્રકાર પાડી સામાન્ય ચિકિત્સા લખો

(૫) ટૂંક નોંધ લખો. (૧) દદ્રુ (૨) રક્ત કૃમિ (૩) તુની–પ્રતિતુની (૪) દોષાદૂષ્યસંમુર્ચ્છના

## પ્રશ્નપત્ર : ૧૩

(૧) સ્ત્રીને વૃષ્યતમા શા માટે કહી છે? વાજીકરણ વિધિનો પૂવકર્મ વર્ણવી પરિભાષા, પર્યાય, નિરુક્તિ, પ્રયોજન અને ફળ લખો.

(૨) મનનુ મહત્ત્વ, તેનાં કર્મો, મનોવહસ્રોત, મનનુ અર્થગ્રહણ લખો અથવા માનસપ્રકૃતિ લખો. મનના દોષો લખો.

(૩) વિવેચન કરો :

ઉષ્મા પિત્તાદતે નાસ્તિ જ્વરો નાસ્ત્યૂષ્મણાવિના ।
તસ્માપિત્તવિરુદ્ધાનિ ત્યજેત્ પિત્તાધિકોધકમ્ ॥

(૪ 'આયુર્વેદ જૂના અને હઠીલા રોગોમાં જ શ્રેષ્ઠ છે' એવી એક છાપ પડેલી છે. તમે માનો છો કે એકાએક ઉગ્ર પરિસ્થિતિના નૂતન રોગોમાં પણ તે એટલું જ અસરકારક છે? જો એમ હોય તો તે પરત્વે તમારા વિચાર કોઈ એક એવી રોગપરિસ્થિતિ લઈ સમજાવો

(૫) કોઇપણ ત્રણ વિશે લખો. (અ) મહારાસ્નાદિકવાથ (આ) કિશોરગુગળ (ઇ) કુમાર્યાસવ (ઈ) વાસાવલેહ (ઉ, કંટકાર્યાવલેહ (ઊ) પીડતૈલ.

## વિભાગ : ૨

(૧) ચિકિત્સામા લઘનનું મહત્ત્વ વર્ણવી, તે કયારે, કઇ રીતે કરવું તે લખો અતિ લઘનથી શુ થાય ?

(૨) 'એક સ્ત્રીને જીર્ણપ્રતિશ્યાય અને કફવૃદ્ધિ માટે મહાલક્ષ્મીવિલાસ પથ્યપૂર્વક આપતાં તેને સફેદ પાણી પડતાં પણ મટી ગયા'—આ માટે આયુર્વેદીય દૃષ્ટિકોણ સ્પષ્ટ કરો.

(૩) બાહ્ય અને આભ્યંતર વિસર્પ વર્ણવી તેની સારવાર લખો.

(૪) 'શલ્ય–શાલાક્યનું જ્ઞાન વૈદ્યને જરૂરી છે' એ બાબત ઉપર તમારા વિચારો લખો.

(૫) શોકાતિસાર અને રક્તાતિસારનો વ્યવચ્છેદ કરી અતિસારની સામાન્ય ચિકિત્સા લખો.

## પ્રશ્નપત્ર : ૧૪

(૧) ભેષજસેવનકાલ–માત્રા પરત્વે માર્ગદર્શન આપો. નૈષ્ઠિકી અને લૌકિકી ચિકિત્સાનો ભેદ લખો. વિકાર અનુત્પત્તિકર અને પ્રશમન ચિકિત્સા સમજાવો

(૨) પ્લીહા અને યકૃતવૃદ્ધિ ક્યારે–શા માટે થાય છે ? તેની સારવાર લખો.

(૩) ટૂંક નોંધ લખો. (૧) સ્નાયુક, (૨) વ્રણશોથ, (૩) શૂકરોગ.

(૪) 'નસ્ય'ના પ્રકાર, કોને પ્રશસ્ત છે ? તેનો પ્રયોગવિધિ, સેવનકાલ, પૂર્વકર્મ, પશ્ચાતકર્મ, એના ગુણ વગેરે પરત્વે લખો

(૫) કોઇપણ ત્રણના સેવનવિધિ, ગુણધર્મ માત્રા, પથ્યાપથ્ય અને ગુણધર્મો લખો.

(અ) હિંગુકર્પુરવટી (આ) દશમૂલકવાથ (ઇ) મહાયોગરાજ ગુગળ
(ઈ) અભયારિષ્ટ (ઉ) અહિફેનાસવ (ઊ) કર્પુરાસવ.

## વિભાગ : ૨

(૧) વ્યાધિ કેટલે અંશે બળવાન છે તેનો નિર્ણયવિધિ વર્ણવો.

(૨) ભૂતવિદ્યાની પરિભાષા લખો બાલગ્રહરોગ વિશે શું જાણો છો તે લખો

(૩) 'એક માનવી એકાએક બેહોશ થઇ ગયો છે' કયા રોગો સંભવી શકે છે ? નિદાન કેમ કરશો ? સારવાર કઈ રીતે આપશો ?

(૪) વાયુના આવરણો વર્ણવી તેની સારવાર લખો

(૫) ચિકિત્સામા શુદ્ધશિલાજીતનુ મહાત્મ્ય લખો.

**અથવા**

આયુર્વેદના પથ્યાપથ્યના દષ્ટિકોણનું રહસ્ય સમજાવો.

# પ્રશ્નપત્ર : ૧૫

(૧) શુદ્ધાશુદ્ધ પ્રયોગનું નિરૂપણ કરો. ક્રિયાકાલ સુશ્રુતમતે કયા છે? ઉપદ્રવની ચિકિત્સામાં સિદ્ધાંત શો લેશો? ઔષધમાં અનુપાન અને પથ્યાપથ્યનુ મહત્ત્વ લખો.

(૨) ક્ષતક્ષીણની સારવાર નિદાનપૂર્વક લખો સ્વરભેદના નિદાન લખો.

(૩) રક્તમોક્ષણ અથવા ધૂમપાનવિધિ પરત્વે નિબંધ લખો.

(૪) આયુર્વેદોક્ત દુષ્ટરક્ત પરીક્ષા, મલ પરીક્ષા અથવા નિષ્ઠીવન પરીક્ષામાથી કોઈ એક ઉપર લખો

(૫) કોઇપણ ત્રણના સેવનવિધિ, ગુણધર્મ, માત્રા, પથ્યાપથ્યપૂર્વક લખો. (અ) ચંદ્રપ્રભા (આ) સિંહનાદગુગળ (ઇ) સંશમની (ઈ) અર્શોઘ્નીવટી (ઉ) ચંદ્રકલા (ઊ) કર્પૂરરસ.

## વિભાગ : ૨

(૧) શોથ સામ છે કે નિરામ તે કેમ નક્કી કરશો? યક્ષ્માના દર્દીની સારવારમા 'આજપંચક'નું વર્ણન કરો.

(૨) ગૌમૂત્રની માત્રા, પ્રમાણ, પથ્યાપથ્ય, સમય સહિત સારવાર કયા રોગોમાં ક્યારે કેવી રીતે ઉપયોગી બને છે તે લખો.

(૩) પ્રમેહ પિટિકાના નિદાન, લક્ષણ અને સારવાર લખો. તે પ્રમેહ વગર પણ સંભવી શકે છે?

(૪) લગભગ દરેક રોગમા વાયુજન્ય, પિત્તજન્ય, કફજન્ય વગેરે પ્રકાર પાડવામાં આવ્યા છે, છતાં કફના ૨૦, પિત્તના ૪૦ અને વાયુના ૮૦ વિકારોની યાદી જુદી શા માટે આપી છે તેનુ રહસ્ય સમજાવો.

(૫) તમારા એક આયુર્વેદના અનભિજ્ઞ મિત્રને જાણે પત્ર લખતા હો તમારી કોલેજની ઇસ્પિતાલમાં તમે રોગી અને રોગની પરીક્ષા કરી નિદાન, સારવાર, પથ્ય વગેરે કેમ કરો છો તેનો ખ્યાલ આપો.

卐